# મોતીભાઈ અમીન



## જીવન • અને • કાર્ય



મોતીભાઈ અમીન

(૧૯૩૭)

જન્મ:
તા. ૨૯-૧૧-૧૮૭૩
સુદી ૧૦-૧-૧૯૩૦

અવસાન:
તા. ૧-૨-૧૯૩૯
સુ. ૧૨-૪-૧૯૯૫

**મને ચહાતા હો તો મારા કામને ચહાજો.**

[ પૃષ્ઠ ૪૮૩

પ્રિન્ટરી • અમદાવાદ

# મોતીભાઈ અમીન

## જીવન અને કાર્ય

લેખક અને સંયોજક
પુરુષોત્તમ છગનલાલ શાહ, એમ. એ.

ઉત્તમમાં ઉત્તમ હેતુ રાખીને, લાંબામાં લાંબી નજર પહોંચાડીને, સારામાં સારાં ને ઘણામાં ઘણાં કામો કરવાં, અને તે પ્રભુને અર્પણ કરવાં તેનું જ નામ ભક્તિ છે.

અમૃતલાલ સુંદરજી પઢિયાર

પ્રકાશક
સ્વ૦ મોતીભાઈ ન. અમીન સ્મારક સમિતિ
આણંદ

મુદ્રક

જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ

નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

પ્રકાશક

આપાજી બાવાજી અમીન, બી. કોમ. આર. એ.

છોટાભાઈ ખુશાલભાઈ પટેલ, બી. એ.

ચંદુભાઈ રાવજીભાઈ પટેલ, દ. વિ.

મંત્રીઓ, સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક સમિતિ, આણંદ

સોલ એજન્ટ્સ

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિ૦, વડોદરા**



પહેલી આવૃત્તિ : પ્રત ૩,૦૦૦



**અઢી રૂપિયા** ફેબ્રુઆરી ૧૯૪૨

# સ્મારક સમિતિનું નિવેદન

આ પુસ્તક 'મોતીભાઈ અમીન – જીવન અને કાર્ય' ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરતાં અમને અતિશય આનંદ થાય છે.

મનુષ્યજીવનમાં ઉચ્ચ આદર્શો ઓળખવા અને તેમને જગતની આંખ આગળ નિરંતર તરતા રાખવાને ખાતર મહાન પુરુષોનાં જીવનચારિત્રો લખાય છે, અથવા તો કોઈ કોઈ અસાધારણ બુદ્ધિ કે શક્તિનાં પ્રસાદી પાત્રોની જીવનકથાઓ લખાય છે. આ પુસ્તકના પ્રેરક આમાંની એકે કોટિમાંના ન હતા, પરંતુ એવી જીવનકથાઓના અભ્યાસી હતા અને એવાં જીવનચરિત્રોમાંથી ખેંચી કાઢેલા સારને યથાશક્તિ અમલમાં મૂકવાનો અવિશ્રાંત પરિશ્રમ કરનાર એક સાચા સજ્જન હતા.

ગુજરાત એ ભારતવર્ષનું નંદનવન ગણાય છે. ગંગા જમના વચ્ચેની રસકસથી ભરેલી ભૂમિ ઉપરનો હરિયાળો અને અતિ ખૂબસૂરત બાગ જેવો આખોય પ્રદેશ એ તો કેવળ કુદરતની એક બક્ષિસ છે; પરંતુ ગુજરાતનું અતિ રમણીય અને સુશોભિત ઉપવન એ તો એના મહી અને સાબર વચ્ચે આવેલા ચરોતરના નામથી ઓળખાતા પ્રદેશમાં વસતા કૃષિવિદ્યામાં કુશળ ખેડૂતોના અથાગ પરિશ્રમની ભારતમાતાને ચરણે ધરેલી અમૂલ્ય ભેટ છે. ગુજરાતની આબાદીની ખ્યાતિ આ ખેડૂતોને આભારી છે. સ્વર્ગસ્થ મોતીભાઈ અમીન ચરોતરના આ ખેડૂતવર્ગમાંના સામાન્ય કુટુંબમાં પેદા થયા હતા. તેમને પોતાના વતન 'ચરોતર'નું અતિશય અભિમાન હતું. ચરોતરના કલ્યાણનું જ રાતદિવસ તે રટણ કરતા. આ ગૌરવભર્યા અને શક્તિશાળી ચરોતરમાં સંસ્કારની ઊણપ અનુભવાતાં તેમાં કેળવણીનો પ્રવાહ વહેવરાવવાનો સંકલ્પ કરી એ જ કાર્યને પોતાના જીવનનું ધ્યેય બનાવવાની દીક્ષા લઈ તેની સિદ્ધિને માટે તેમણે ભેખ લીધો હતો. પોતાના વતન ચરોતરનું કલ્યાણ સાધવામાં છેલ્લી ઘડી સુધી તેમણે પોતાની સઘળી શક્તિનો ખર્ચ કર્યો. જીવનભરની ગુજરાતની તેમની સેવાઓનું મૂલ્ય આજે આંકી શકાય તેમ નથી. એમનાં રોપેલાં વૃક્ષનાં ફળ ગુજરાતની ભવિષ્યની પ્રજા ભોગવશે ત્યારે જ એટલે કે ગુજરાતનો ભવિષ્યનો ઇતિહાસ જ તેની ખરી કિંમત આંકી શકશે. સામાન્ય મનુષ્ય હોવા છતાં કર્તવ્યનિષ્ઠ બની

સાદું, સરળ, સંયમી, પ્રમાણિક અને પરોપકારી જીવન ગાળી પોતાના વતનની જીવન પર્યંત એકનિષ્ઠાથી સેવા કરી તેમણે અનેકનાં જીવનમાં સંસ્કાર અને સેવાભાવનો સ્પર્શ કરાવ્યો. એક સામાન્ય મનુષ્ય કર્તવ્યનિષ્ઠા અને સતત પરિશ્રમથી કેટલી ઊંચી કોટીએ પહોંચી શકે છે તેનું આ એક અદ્‌ભુત ઉદાહરણ છે. એવા જીવનની કથા એ સામાન્ય માણસોને જીવનવ્યવહારમાં વિશેષ ઉપયોગી અને સહાયભૂત થઈ પડે એટલા કારણથી આ પુસ્તક પ્રગટ કરવાનું યોગ્ય ધાર્યું છે.

સ્વર્ગસ્થ મોતીભાઈના જીવનવૃત્તાંતની છૂટીછવાયી વેરાયેલી સઘળી સામગ્રી ભેળી કરી પુસ્તકરૂપે સમાજ સમક્ષ રજૂ કરવાનું કાર્ય સહેલું નહોતું. એ કઠણ કાર્યનો આખોય ભાર સ્વેચ્છાથી અને ભાવપૂર્વક ઉપાડી લેવા બદલ સ્મારક સમિતિ, ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવક શ્રી. પુરુષોત્તમદાસ છગનલાલ શાહની ઋણી છે. શ્રી. શાહ સ્વર્ગસ્થ મોતીભાઈના નિકટ સંસર્ગમાં આવેલા હતા અને તેમને જ હાથે સેવાદીક્ષા પામેલા હતા. શાળા અને સોસાયટીનાં કામોનો બોજો તેમના પર ઓછો ન હતો. એ બધી જવાબદારી ઉપરાંત બાકી રહેલા વખતમાં અઢી વરસ સુધી એકધારી ખંત અને મહેનતથી તેમ જ શ્રદ્ધા, ભક્તિ અને કુશળતાથી જે રીતે આ કાર્ય તેમણે પરિપૂર્ણ કર્યું તેને માટે સ્મારક સમિતિ તેમનો આભાર માને છે. આ ઉપરાંત પુસ્તકને અંગે જોઈતી વિગતો અને ચિત્રો મેળવવામાં, તેને તપાસી જોવામાં અને પુસ્તકને લગતા બીજા કાર્યમાં જે વિદ્યાર્થીબંધુઓએ, સંપાદન સમિતિના સભ્યોએ તેમ જ અન્ય સજ્જનોએ સહાય આપી છે તે સૌનો આ પ્રસંગે આભાર માનવામાં આવે છે.

સમાજસેવાનાં અનેક મહાન કાર્યોમાં રોકાયેલા હોવા છતાં ઉત્સાહ અને પ્રેમથી આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું કામ ઉપાડી લીધું તે માટે શ્રી. અમૃતલાલ ઠક્કરબાપાનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. એમના જેવા સાધુ પુરુષ અને સ્વર્ગસ્થ મોતીભાઈના પરમ મિત્રને હાથે જ આ પુસ્તકનો સમાજમાં પ્રવેશ થાય એથી બીજું વધારે ઇષ્ટ શું હોઈ શકે?

બારડોલી — **વલ્લભભાઈ પટેલ**

તા. ૨૬-૧-૧૯૪૨ — પ્રમુખ

સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક સમિતિ

અર્પણ

ગુજરાતના લોકસેવકોને

મારું કામ જ્યાં અંધારું હોય ત્યાં અજવાળું કરવાનું છે. જ્યાં કંઈ ન હોય ત્યાં કંઈક કંઈક કરી બતાવી માર્ગદર્શક બનવાનું છે. ઊંઘતાને જગાડવાનું છે, જાગતાને બેઠા કરવાનું છે; બેઠેલાને ઊભા કરવાનું, ઊભેલાને ચાલતા કરવાનું અને ચાલતાને દોડતા કરવાનું છે.

(૧૯૩૧ ના એક પત્રમાંથી) **સ્વ. મોતીભાઈ અમીન**



એમણે માત્ર પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપાડી નહોતી કે કેવળ જ્ઞાનપ્રચારની બાબતમાં જ એમણે કંઈ સેવા કરી નથી. પણ ગામડાના દરેક સવાલનો તેઓ દરેક દિશાએથી વિચાર કરતા તે હું જાણું છું. તેઓ જે કંઈ કરતા તેની ગામડાંમાં કેવી અસર થશે તેનો પૂરો વિચાર કરીને તે કરતા. ગામડાંની વિવિધ જરૂરિયાતો લક્ષમાં રાખી, ગામડાંને માટે અખૂટ ઉત્સાહથી કામ કરી, તેમણે સારી સેવા બજાવી છે. એમની લોકપ્રિયતાનું રહસ્ય આં જ છે.

એમનું એક આકર્ષણ એ હતું કે એઓ જે કંઈ કામ કરતા તે ઊંડો રસ લઈને અને ધ્યાન દઈને કરતા. હાથ ઉપર લીધેલું કામ પૂરું કરવા જે ભાવના, ખંત અને શક્તિ જોઈએ, અને જે રસ લેવો જોઈએ તે સ્વ. મોતીભાઈમાં હતાં. જીવનની એ એક અમોલી બક્ષિસ છે. હું અત્રે નિમાયો અને તેમના પરિચયમાં આવ્યો ત્યારથી, એમની સહૃદયતા અને તન્મયતાથી હું પણ તેમના તરફ આકર્ષાયો હતો. ખરેખર, એઓ એક આકર્ષક વ્યક્તિ હતા.

મને ખાતરી છે કે એઓએ એટલું બધું સંગીન કાર્ય કર્યું છે કે તે લાંબો વખત સુધી આપણી વચ્ચે ટકી રહેશે.

'સયાજી વિજય'માંથી તા. ૬-૨-'૩૯

**સર વી. ટી. કૃષ્ણમાચારી**
(નામદાર દીવાન સાહેબ, વડોદરા)



હાલની સ્થિતિમાં જે માગીએ છીએ તે નવા વિચારો નથી, પણ આત્મબલિદાન છે. વાતો કરવાનું નહિ, પણ કાર્ય કરવાનું છે. સવારમાં વહેલા કામ કરો અને રાત્રે મોડા સુધી કામ કરો. સવારે પ્રાતઃકાળે કામ કરો, અને રાત્રે અંધારું થાય તોપણ કામ કરો. આપણે માટે ભાવિના ઉદરમાં શું ભર્યું છે, તે કોઈ જાણતું નથી. પણ એક વસ્તુ તદ્દન સ્થાયી છે. જે મનુષ્યોનું જીવન સ્વદેશાભિમાનથી ઊછળી રહ્યું છે, શ્રદ્ધાથી ટકી રહ્યું છે અને આત્મબલિદાનથી ઉદાર થયું છે તે મનુષ્યોને આખી સૃષ્ટિમાં એવી એકે વસ્તુ નથી કે જે સાધ્ય ન થઈ શકે. હિંદ હવે આશા રાખે છે કે તેની સેવા માટે પૂરતી સંખ્યામાં પુરુષો બહાર પડે. જો આ આશા ફળીભૂત થાય તો સર્વ વાનાં સારાં થશે.

**ગોપાલ કૃષ્ણ ગોખલે**



તમે નવા જમાનાના નવીન વ્રત ગ્રહણ કરનારા સંન્યાસીઓ થાઓ. સર્વસ્વનો ત્યાગ કરો. તમારી પોતાની મુક્તિને પણ એક વાર ભૂલી જાઓ, અને તમારા દેશબાંધવોની વહારે ધાઓ . . . . તમારા આ ક્ષુદ્ર જીવનનું બલિદાન આપવા તૈયાર થાઓ. તમારે, મારે અને બીજા હજારો મનુષ્યોને કદાચ અન્નની પણ વિટંબણા વેઠવી પડે તો ફિકર નહિ. પરંતુ તેમ કરતાં પણ જો આપણી સ્વજાતિનું જીવન ટકાવી શકતા હોઈએ તો શી હરકત છે?

**સ્વામી વિવેકાનંદ**

# બે બોલ

ભાઈ મોતીભાઈના સંબંધે લખવાનો મને, તેમની સાથેની મૈત્રીના દાવા સિવાય, શો અધિકાર છે? ભાઈ પુરુષોત્તમે આ કામને માટે બીજા કોઈને પસંદ કર્યા હોત તો મારી મૂંઝવણુ ઓછી થાત. મોતીભાઈના અંતકાળ પહેલાં બે જ દિવસ પહેલાં દિલ્હીથી આવીને તેમને અમદાવાદની વાડીલાલ સારાભાઈ ઇસ્પિતાલમાં મળ્યો. દાક્તરની પાસેથી જાણ્યું કે તેમનો રોગ તો જીવલેણ છે. અને તેમના શબની દહનક્રિયા વખતે હું હાજર રહી શક્યો, એથી એક પ્રકારનો અફસોસ મિશ્રિત સંતોષ મળ્યો હતો. તે વાતને આજે લગભગ બે વર્ષ થયાં. ત્યાર પછી બીજા બે તેટલા જ નિકટના સ્નેહીઓ—ભિક્ષુ અખંડાનંદ અને સુરતના દયાળજીભાઈ દેસાઈ—ચાલુ જાનેવારી માસમાં થોડા દિવસને આંતરે ગયા. તે વખતે હું ગુજરાતમાં પાસે જ હોવા છતાં એકેને મળી શક્યો નહિ. એ તો ઈશ્વરી સંકેત જ હશે, તેથી તેમ થયું. એક પછી એક મિત્રોને એમ ચાલી જતા જોવાનું દુઃખ સહન કરવું મુશ્કેલ છે. કદાચ નજીક આવતા મરણની પૂર્વતૈયારી માટે તેમ થતું હશે.

ભાઈ મોતીભાઈની સાથે મને લાંબો વખત રહેવાનું થયું હોય એ મને યાદ આવતું નથી. પણ જ્યારે મળતા ત્યારે એકબીજાનાં જાહેર કામની, યોજનાઓની, મનોરથની વાતો જરૂર કરતા. મને તેમનો ઘરસંસાર, નિયમિત અને સાદું જીવન, વિદ્યાર્થીઓને પુત્રવત્ ગણીને તેમની વતી ચિંતા કરવાની ટેવ, એ બધાનું અવલોકન કરવાનું અને તેમાંથી શીખવાનું બહુ મળતું. તેમનાં પત્ની રૂપબાની સાથે સન્માનથી વાતો કરતા, ભાણુભાઈને તેમના પાઠો શીખવતા કે 'મિકેનો'ના ખેલ ખેલવતા, લોન માગતા વિદ્યાર્થીઓના કે ઇંગ્લંડ કે અમેરિકામાં ભણુવા મોકલેલા વિદ્યાર્થીઓના પત્રોના ઉત્તરો લખાવતા, કે પુસ્તકાલય સંબંધી કોઈ યોજના ઘડતા કે આચરણમાં મૂકતા, ત્યારે તે બધું જોવામાં મને બહુ રસ પડતો. પોતે જાણે કાયમ વિદ્યાર્થીદશામાં છેવટ સુધી હોય, તેટલી સાદાઈથી નાની

ઓરડીમાં રહેતા, ટૂંકું ખર્ચ કરતા, મોજશોખ જેવી ચીજ જાણતા પણ નહિ, એવા તેમના સંયમી જીવનથી આશ્ચર્યચકિત થતો.

૧૯૨૦ ના અરસામાં પંચમહાલમાં દુષ્કાળના રાહતકામમાં હું રોકાયેલ હતો, ત્યારે તેમણે મને જે સહાય કરી હતી, તેની મારા ઉપર ઊંડી છાપ પડી હતી, અને તેથી હું તેમનો ઋણી રહ્યો છું. સ્વયંસેવકો તરીકે યુવાનોની મેં તેમની પાસે માગણી કરતાં, માગ્યા કરતાં વધારે સેવકો, કૉલેજમાં ભણતા અને ઉનાળાની રજામાં ઘેર વિશ્રાંતિ લેવા આવેલા, તેવા ૨૫–૩૦ એક કડીના જુવાનોને તેમણે મારી પાસે મોકલી આપ્યા હતા. તેઓ વળી ગામડાના રહેનારા, તેથી વગડામાં દુકાળનાં કામો ઉપર મજૂરી કરનારા હજારો ભીલ પુરુષ તથા સ્ત્રીઓની સાથે રહી તેમની સેવા કરવામાં ઉત્તમ નીવડ્યા, તેથી બધા કાર્યકર્તાઓને તેમ જ સરકારી અમલદારોને પૂર્ણ સંતોષ ઊપજ્યો હતો. આ બધાનો યશ મોતીભાઈએ તેમને આપેલી તાલીમને હતો, તેમાં શક નહિ.

ગાયકવાડી નોકરીમાંથી પેન્શન લીધા પછી તેમણે પોતે શું કરવું તેના જ્યારે મનોરથ ઘડતા હતા, ત્યારે હું તેમને ટકોર કરતો અને પૂછતો કે, 'મોતીભાઈ સાહેબ, હવે તો ચરોતર છોડીને બહાર નીકળશો કે હજુ પણ વસો ને પેટલાદ, એને જ વળગી રહેશો? હવે તો સારા ગુજરાતમાં કે મુંબઈ ઇલાકામાં બહાર પડીને પુસ્તકાલયોનો પ્રચાર કરો તો સારું. મુંબઈ ઇલાકો પુસ્તકાલયોની બાબતમાં ઘણો પછાત છે તેને વડોદરા રાજ્યની હરોલમાં મૂકવાનું બીડું ઝડપો તો મોટું કામ થાય.' પણ તેઓ તો કહેતા કે, 'ના, મારું ચરોતરમાં હજુ બહુ કામ બાકી છે, મારે તો ત્યાં જ દટાઈ રહેવું છે.' વળી તે સામી ટકોર પણ કરતા કે, ગોખલેજીનો આદર્શ તો એ હતો કે દરેક જિલ્લા માટે એક આજન્મ સેવક જોઈએ, તો પછી મોટા પ્રદેશમાં દોડાદોડી શાને કરવી? વાનપ્રસ્થ થયા પછી તેઓ થોડાઘણા બહાર તો નીકળ્યા, છતાં ચરોતર પ્રત્યેનો તેમનો અનહદ પ્રેમ અને વિશાળ મિત્રમંડળ ત્યાંનું હોવાને લીધે, તેમ જ પોતાને હાથે શરૂ કરેલા કાર્યને આગળ ધપાવવાની ધગશને લીધે મોટો ભાગ તો તેઓ ચરોતરમાં જ ગાળતા. આ પ્રસંગે રત્નાગિરિ જિલ્લાના આપાસાહેબ પટવર્ધનનો દાખલો યાદ આવે છે. આપાસાહેબ

મોતીભાઈ જેટલા જ કર્તવ્યગાર, એકનિષ્ઠ અને બુદ્ધિશાળી સેવક છે, અને તેઓ પણ પોતાનો ગરીબ અને દરિદ્ર જિલ્લો છોડીને, બીજે ક્યાંય સેવા કરવા જવાની સાફ ના પાડે છે.

જિંદગીભર સરકારી નોકરી કરતાં કરતાં સેવાકાર્યમાં રચ્યાપચ્યા રહેનાર મોતીભાઈ જેવાઓ કવચિત જ જોવા મળે છે. ગુજરાતના લોકો ધનસંચય પાછળ દોડનારા ગણાય છે. બુદ્ધિમાન હોવા છતાં બુદ્ધિનો ઉપયોગ, કે ધનિક હોવા છતાં ધનનો ઉપયોગ જનસમાજના કલ્યાણ માટે કવચિત્ કરે છે, એવા દોષારોપણને ગુજરાત પાત્ર છે. પણ સાધારણ કોટીમાંથી પણ મોતીભાઈઓ જેવા પાકે અને સેંકડો વિદ્યાર્થીઓને રાતદિવસ સેવાના પાઠો અને આદર્શો આપે, તેથી બીજા પ્રાંતોની સરખામણીમાં ગુજરાત પણ ઊંચું માથું જરૂર કરી શકે છે. મોતીભાઈના જીવનકાર્યથી ગુજરાત જરૂર અભિમાન લઈ શકે છે.

દિલ્હી, તા. ૧૯–૧–'૪૨ **અમૃતલાલ વિ. ઠક્કર**

# લેખકનું નિવેદન

## સ્મારક સમિતિનો ઠરાવ

તા. ૧–૨–'૩૯ ને બુધવારે અમદાવાદમાં પૂજ્ય મોતીભાઈ અમીનનું અવસાન થયું. તે પછી તા. ૧૨–૩–'૩૯ ને રવિવારે આણંદમાં ભરાયેલી શોકસભામાં સદ્‌ગતનું સ્મારક કરવાનો ઠરાવ થયો અને સ્મારક સમિતિની નિમણૂક થઈ. અને એ જ સભામાં સદ્‌ગતનું જીવનચરિત્ર તૈયાર કરી પ્રકટ કરવાનું ઠર્યું. થોડા દિવસ પછી, એ કાર્ય કરવાની જવાબદારી મારે ઉપાડવી એમ સ્મારક સમિતિના મંત્રીઓએ મને સૂચવ્યું. અને સદ્‌ગત પ્રત્યેની એક પવિત્ર ફરજ માનીને તે સૂચના મેં ઉપાડી લીધી. પરિણામે તા. ૨૦–૪–'૩૯ ને રોજ મુંબઈમાં પૂજ્ય સરદારશ્રી વલ્લભભાઈ પટેલને પ્રમુખપદે મળેલી સ્મારક સમિતિની સભામાં આ કામ બાબત નીચે પ્રમાણે ઠરાવ* થયો:

ઠરાવવામાં આવ્યું કે —

સદ્‌ગત મોતીભાઈ ન. અમીનના જીવન અને કાર્યને અંગેની જરૂરી માહિતી અને સાધનસામગ્રી એકઠી કરવા એક સંપાદન સમિતિ નીમવી.

આ ઠરાવ અનુસાર નીચેના સભ્યોની સંપાદન સમિતિ નીમવામાં આવે છે:

૧. શ્રી. પુરુષોત્તમ છગનલાલ શાહ, એમ. એ.

૨. શ્રી. રામભાઈ કાશીભાઈ પટેલ, બી. એસસી., બી. ટી.

૩. શ્રી. આશાભાઈ નરસિંહભાઈ પટેલ, બી. એ.

૪. શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસી

— અને શ્રી. પુરુષોત્તમ છગનલાલ શાહને સદ્‌ગત મોતીભાઈ ન. અમીનનું જીવનવૃત્તાંત રચી તૈયાર કરવાની આથી સત્તા આપવામાં આવે છે.

× × ×

---

*ઠરાવ અંગ્રેજીમાં છે. તેનો અનુવાદ અત્રે આપ્યો છે.

## સંપાદનકાર્ય

ઉપરનો ઠરાવ થયા પછી આ કામને અંગે જરૂરી માહિતી મોકલી આપવા મે, ૧૯૩૯ના 'ચરોતર'ના પૂઠા ઉપર જાહેર વિજ્ઞપ્તિ પ્રસિદ્ધ કરી, અને સદ્‌ગતનાં કાર્યક્ષેત્રો વડોદરા, વસો અને આણંદમાં જે સાહિત્ય હતું તે એકઠું કરવા તજવીજ કરી. 'ચરોતર'માં પ્રસિદ્ધ કરેલી વિજ્ઞપ્તિના ગણ્યાગાંઠ્યા જ ઉત્તરો મળ્યા અને તે પણ અણધારી દિશામાંથી. જેમની પાસેથી ઉત્તરો મળવા જોઈએ તેમની પાસેથી કંઈ ન મળ્યું. એટલે તા. ૧૫–૭–'૩૯ને રોજ, મોકલવાની માહિતીના મુદ્દાઓની યાદી સાથે, એક પરિપત્ર છપાવી ૫૨ ગૃહસ્થોને મોકલવામાં આવ્યો. એના ઉત્તરો પણ નહિ જેવા જ મળ્યા. આ દરમ્યાન જે સાહિત્ય મળી શક્યું તે ઉથલાવી જોતાં જણાયું કે કામને બરાબર ન્યાય આપવો હોય તો જાતે મુસાફરી કરીને માહિતી એકઠી કરવી જોઈએ.

આમ માહિતી એકઠી કરવા તા. ૧૫ મી ડિસેંબર, ૧૯૩૯થી વડોદરા, વસો, પેટલાદ, પાટણ, અમદાવાદ, વગેરે સ્થળોએ મુસાફરી શરૂ કરી. મે, ૧૯૪૦ સુધીમાં ૧૨૫ જેટલી વ્યક્તિઓની મુલાકાતો લીધી. સદ્‌ગત મોતીભાઈ સાહેબના પત્રો, લેખો, યોજનાઓ વગેરે સાહિત્ય જ્યાંથી મળ્યું ત્યાંથી એકઠું કર્યું. તેમનાં કાર્યક્ષેત્રોની મુલાકાતો લીધી અને તેમના દેશકાળને લગતાં પુસ્તકો મેળવી વાંચવા પ્રયત્ન કર્યા.

જ્યારે આ કાર્ય કરવાનો સંકલ્પ કર્યો ત્યારે એવી ગણતરી હતી કે છ માસમાં એ પૂરું કરી શકાશે. પરંતુ એક વર્ષ તો આમ જ નીકળી ગયું, અને ધાર્યા પ્રમાણે કામ પૂરું નહિ જ થઈ શકે એમ સ્પષ્ટ થયું. છતાં બને તેટલી ઉતાવળ કરી એને પૂરું કરવાના પ્રયત્ન શરૂ કર્યા. એક બાજુ એકઠી કરેલી માહિતીનો અભ્યાસ કરવા માંડ્યો અને બીજી બાજુ પત્રો અને પુસ્તકોમાંથી જરૂરી ઉતારા કરવા વિદ્યાર્થીઓની મદદ લેવાની યોજના કરી. આ રીતે કામ કરતાં ૧૯૪૦ના ઑગસ્ટ માસમાં પુસ્તક લખવાની પ્રાથમિક તૈયારી થઈ.

## મુશ્કેલીઓનું ભાન

પુસ્તક લખવાની યોજના વિચારી ત્યારે જ આ કાર્ય કેટલું નાજુક અને જોખમકારી છે એનું ભાન થયું. માહિતી એકઠી

કરવાનું કામ ચાલતું હતું ત્યારે જ આ કાર્યની ઉપયોગિતા વિષે બે મત છે એવો અનુભવ થયો હતો. એક સ્થળે એવો ઉદ્‌ગાર નીકળેલો કે, 'મોતીભાઈએ એવું તે શું કર્યું છે કે તેમના જીવનચરિત્ર માટે આટલી બધી મહેનત થાય છે?' અને બીજો ઉદ્‌ગાર એવો પણ સાંભળવા મળેલો કે, 'મોતીભાઈ! એમને વિષે માહિતી માગો છો? અમારે માટે તો એ વાણીનો વિષય જ નથી! એ તો માત્ર પ્રાતઃ-સ્મરણીય છે. એમનું વર્ણન કરવા જઈએ તો કદાચ એ પવિત્ર પુરુષને અન્યાય થઈ જાય!' આ બંને ઉદ્‌ગારો મોતીભાઈ સાહેબને ચાહનાર અને તેમના નિકટ પરિચયમાં આવેલા ગૃહસ્થોના હતા. અને એનો પડઘો ઘણાં હૃદયમાં પડતો હશે જ એમ મળેલી માહિતીનો અભ્યાસ કરતાં સમજાયું. એટલે આ બંને વર્ગને સંતોષી શકાય એવી રીતે પુસ્તક રચાય એ જરૂરનું લાગ્યું.

આમ કરવું હોય તો ચરિત્રનાયકના જીવન અને કાર્યની સાચી તુલના થઈ શકે તેવી હકીકતો જનસમાજ આગળ તટસ્થ રીતે રજૂ કરવી જોઈએ. સદ્‌ભાગ્યે એવી હકીકતો મળી શકી છે. અને ચરિત્રનાયકની ખાનગી નોંધપોથીઓ, તેમણે લખેલા અસંખ્ય પત્રો અને તેમની પ્રકટ – અપ્રકટ યોજનાઓનો અભ્યાસ કરતાં તેમને વિષેના પ્રચલિત ખ્યાલોના તાળા મળી રહે છે.

પરંતુ એ હકીકતો આજ સુધી પ્રકટ નહિ થયેલી હોવાથી, એનાથી અજ્ઞાત અને અર્ધજ્ઞાત વાચક સમક્ષ, એ હકીકતોને આધારે, જો ચરિત્રનાયકના વ્યક્તિત્વનું નિરૂપણ કરવામાં આવે તો તે સ્વીકાર્ય થાય નહિ. અને જે હકીકતો જાણવા જેવી છે તે પ્રકટ કરવાથી ચરિત્રનાયકને ન્યાય આપી શકાય, પરંતુ એ હકીકતો સાથે સંબંધ ધરાવતા બીજા માણસોનાં જીવનની હકીકતો અકાળે પ્રકટ થાય તો તેમને તે ન રુચે અને કદાચ હાનિ પણ થાય. આ મુશ્કેલી સૌથી ભારે લાગી.

એક ત્રીજી મુશ્કેલી પણ જણાઈ. ચરિત્રનાયકનું જીવન તેમની જાહેર પ્રવૃત્તિઓ દ્વારા જ વ્યક્ત થયું છે, અને એ પ્રવૃત્તિઓમાં જ છુપાયું છે. એ સમજવા માટે દરેક પ્રવૃત્તિની જન્મકથા, રચના, વિકાસ, વહીવટ અને ભાવિ ખિલવણીની રૂપરેખા — એ સર્વનો સ્વતંત્ર અભ્યાસ થવો જોઈએ. અને એ સર્વ દ્વારા તેમણે કલ્પેલી

અને મૂર્તિમંત કરવા ધારેલી લોકજીવનની કલ્પના સમજવી જોઈએ—તો જ તેમના જીવન અને કાર્યની ખૂબીની ઝાંખી કરી શકાય. અને આ પ્રવૃત્તિઓ એટલી બધી છે કે એનો થોડો થોડો ખ્યાલ આપીએ તોપણ પુસ્તક મોટું થઈ જાય. છતાં પ્રવૃત્તિઓના બ્યાન વિના જીવનવૃત્તાંત અધૂરું જ કહેવાય.

## પ્રથમ પ્રયાસ અને કાપકૂપ

કાર્યનો હેતુ અને આ મુશ્કેલીઓ ધ્યાનમાં રાખી પુસ્તક યોજવામાં નીચેની નીતિ સ્વીકારી: (૧) બનતાં સુધી સમયાનુક્રમે હકીકતો રજૂ કરવી. (૨) જે બનાવોમાં બીજા માણસોની ખાનગી હકીકતોને સંબંધ હોય અને જે પ્રકટ કરવાથી લાગતાવળગતાને નુકસાન થાય તેમ હોય તેને આ પુસ્તકમાં સ્થાન આપવું નહિ. નછૂટકે આપવું જ પડે તો જે હકીકત જાહેર પ્રવૃતિને લગતી હોય અથવા લાગતાવળગતાની જેને સંમતિ મળે તે જ લેવી. (૩) જે બનાવો કે પ્રશ્નો તકરારી કે વિવાદાસ્પદ હોય તે વિષે સાચી હકીકતો અને લેખી પુરાવા તટસ્થ રીતે રજૂ કરવા અને તેની તુલના કરવાનું વાચક ઉપર છોડવું. (૪) બને ત્યાં સુધી ચરિત્રનાયકના જીવનની સર્વ બાજુઓનું એક સળંગ અને સમગ્ર ચિત્ર રજૂ કરવું.

આ નીતિએ પુસ્તક લખવાનું તા. ૬–૮–'૪૦ થી શરૂ કર્યું. ૧૯૪૧ ના એપ્રિલમાં તે ઘણુંખરું લખાઈ રહ્યું, ત્યારે તેનું કદ હાલના કરતાં લગભગ બમણું થયું. સંપાદન સમિતિના સભ્યો તથા આ કાર્યમાં રસ ધરાવનાર બીજા કેટલાક ગૃહસ્થોની સાથે તેના ગુણદોષ વિષે ચર્ચા થતાં તેમાં ફેરફાર કરી તેનું કદ ૫૦૦ પૃષ્ઠની આસપાસ લાવવાનું ઠર્યું. એ ફેરફાર અને કાપકૂપને પરિણામે જે તૈયાર થયું તે અત્રે પ્રકટ થાય છે.

## પુસ્તકની યોજના

પુસ્તક છ ખંડોમાં વહેંચેલું છે. દરેક ખંડનાં પ્રકરણોને સ્વતંત્ર ક્રમાંક આપેલા છે. પરંતુ આખા પુસ્તકની વાર્તા સળંગ છે. વાર્તા સમયાનુક્રમને અનુસરે છે. કેટલેક સ્થળે સમયાનુક્રમનો ભંગ થવા દીધો છે. પણ તેથી હકીકતની અસત્યતાનો દોષ આવતો નથી, ઊલટું વાર્તાની રસિકતામાં ઉમેરો થાય છે.

દરેક ખંડ અને પ્રકરણને મથાળે, તેમ જ બની શકયું અને જરૂરનું લાગ્યું ત્યાં ત્યાં બધે તારીખો મૂકી છે. પ્રકરણને મથાળે મૂકેલી તારીખો તે તે પ્રકરણમાં નિરૂપાયેલા વિષય તેમ જ ચરિત્ર-નાયકના જીવનવૃત્તાંત બંનેને ઘણે ભાગે લાગુ પડે છે. તેથી તે તે પ્રવૃત્તિઓનો ઇતિહાસ જાણવા ઇચ્છનારને સુગમતા થશે.

દરેક ખંડની શરૂઆતનાં બે પૃષ્ઠ ઉપર અવતરણો મૂકયાં છે. તે તે તે ખંડના બનાવોને લાગુ પડે છે. પ્રથમ પૃષ્ઠ ઉપરનું અવતરણ પ્રવૃત્તિઓનું લક્ષણ સૂચવે છે, અને તેની પાછળના પૃષ્ઠ ઉપરનું અવતરણ ચરિત્રનાયકની તે સમયની અંતર્ગત ભાવના રજૂ કરે છે. પુસ્તકની શરૂઆતમાં પણ આવાં અવતરણો મૂકયાં છે. તે આખા પુસ્તકને લાગુ પડે છે. આ બધાં અવતરણો ક્રમ પ્રમાણે વાંચી જવાથી ચરિત્રનાયકના જીવન અને કાર્યના રહસ્યનો ખ્યાલ આવી શકશે. તે જ રીતે પુસ્તકમાં મૂકેલાં ચિત્રોનું ક્રમ પ્રમાણે અવલોકન કરવાથી ચરિત્રનાયકના જીવનકાળ દરમ્યાન થયેલી ગુજરાતની સામાજિક પ્રગતિનો ખ્યાલ આવશે.

પુસ્તકને અંતે 'ઉલ્લેખસૂચિ' અને 'શુદ્ધિપત્રક' મૂકયાં છે તે પણ અભ્યાસીને ઉપયોગી લાગશે.

## ભાષા અને શૈલી

પુસ્તકની ભાષા સાહિત્યકલાને શોભે તેવી ગૌરવવંતી નહિ લાગે. તે કેટલેક અંશે ઇરાદાપૂર્વક છે. એનું મુખ્ય કારણ એ છે કે ચરિત્રનાયકની પોતાની આ બાબતની માન્યતાને વફાદાર રહેવાનું લેખકે કર્તવ્ય માન્યું છે. પોતાનાં વખાણ સાંભળવાં તેમને પસંદ નહોતાં, એ તો જાણે સામાન્ય વાત થઈ. પરંતુ પોતાને વિષે અત્યુક્તિવાળું કંઈ પણ લખાય તે તેમને નાપસંદ હતું. જીવનભર નક્કર કાર્યો કરવામાં જ રચ્યાપચ્યા રહેનાર મોતીભાઈ સાહેબ નક્કર હકીકતોમાંથી નીતરતા કાવ્યરસના જ ઉપાસક હતા, અને શબ્દો અને વિશેષણો વાપરવામાં એટલા ચોક્કસ હતા કે આલંકારિક ભાષામાં લખાયેલા લેખોમાંથી પોલાં વિધાનો અને અનુચિત વિશેષણો તે ઝટ પકડી આપતા. એટલે એમના જીવનવૃત્તાંતની ભાષા વાસ્તવિક રહે તેવી ચીવટ રાખી છે અને તેમાં નક્કર હકીકતો અને વિચારો બને તેટલાં વધુ આપવા પ્રયત્ન કર્યો છે. ભાષા વાસ્તવિક રાખવા ઉપરાંત

સાદી અને સરળ રાખવાનો પણ પ્રયત્ન કર્યો છે. તેનું કારણ એ છે કે આ પુસ્તકમાં મોટે ભાગે ગ્રામજનતાની ઉન્નતિના સફળ-નિષ્ફળ પ્રયત્નોની વાતો આવે છે, અને તે વાંચનાર ગ્રામજનતાના સેવકો, થોડું ભણેલા યુવાનો અને વિદ્યાર્થીઓ હશે એમ માન્યું છે. આમ છતાં જ્યાં સાહિત્યિક ભાષા સયુક્તિક વાપરી શકાય તેમ લાગ્યું ત્યાં તેમ કર્યું છે.

**ખામીઓ**

આ પુસ્તક ત્રણ દૃષ્ટિએ ટીકાપાત્ર ગણાયું છે. એક તો એનું કદ સામાન્ય વાચકને ભડકાવે તેટલું મોટું છે. આ હકીકતની ના પાડી શકાય તેમ નથી. છતાં બીજું આવડું પુસ્તક ભરાય તેટલું કહેવાનું છોડી દેવું પડ્યું છે, એટલું જો વાચક ધ્યાનમાં લે તો આ કદને તે ક્ષમ્ય ગણશે એમ આશા છે. કદ ઘટાડવા માટે બનતું કર્યું છે. અને હજી પણ તે ઘટાડી શકાત એમ ઘણાને લાગશે. એના ખુલાસારૂપે એટલું જ કહેવાનું કે પુસ્તક યોજવાની જે નીતિ ઉપર વર્ણવી તેને અનુસરવું હોય તો પુસ્તકમાં રજૂ કરેલી હકીકતોમાંથી કંઈ કમી નહિ કરવું જોઈએ, એ માન્યતાને કે મોહને લેખક છોડી શક્યો નથી. પણ કદથી ભડક્યા વિના આખું પુસ્તક વાંચવાની તસ્દી લેવાશે તો તેમ કર્યાનો શ્રમ નિરર્થક નહિ લાગે એવી આશા છે. છતાં જેમને ટૂંકામાં જ પતાવવું હોય તે પોતાને માફક આવે તેટલું જ વાંચે એવી સગવડ પુસ્તકમાં છે એ જોઈ શકાશે. કંઈ નહિ તો ચરિત્રનાયકના જીવનથી અજાણ્યા વાચકને એમાંથી ઘણું જાણવાનું મળશે.

પુસ્તકમાં મોટે ભાગે પ્રવૃત્તિઓની જ બીના આવે છે, એ એની સામે ટીકાનો બીજો મુદ્દો છે. આમ બનવું એ અનિવાર્ય છે, એનો ખુલાસો ઉપર આવી ગયો છે. પરંતુ આ પુસ્તક પ્રવૃત્તિઓનો ઇતિહાસ જ માત્ર નથી, પણ ચરિત્રનાયકના જીવનના અંગ તરીકે એ ઇતિહાસને એમાં સ્થાન છે, એટલું ધ્યાનમાં રાખવું ઘટે.

ટીકાનો ત્રીજો મુદ્દો પુસ્તકમાં આવતાં અવતરણો છે. અવતરણો અનેક સ્થળે આવે છે. તેમાંનાં કેટલાંક લાંબાં પણ છે. અને કેટલાંક પ્રકરણો તો અવતરણોનાં જ બનાવ્યાં છે. આ અવતરણોથી પુસ્તકની લેખનકળાને મોટી હાનિ થઈ છે. કળાનું તત્ત્વ લગભગ નષ્ટ થયું

છે. કોઈક કોઈક સ્થળે કથનવસ્તુ શિથિલ અને પુનરુક્તિના દોષવાળું બને છે. આ બધું જાણીજોઈને થવા દીધું છે. તેનો ખુલાસો ઉપર ગણાવેલી મુશ્કેલીઓમાં છે.

પુસ્તક અવતરણોની મદદ વિના જ લખવાની ઉમેદ હતી, પરંતુ તેથી ઊલટું જ સ્વરૂપ એણે પકડ્યું છે! તેથી એક લાભ જરૂર થયો છે. એ અવતરણોમાં ચરિત્રનાયક પોતે બોલતા સંભળાશે અને બાહ્ય પ્રવૃત્તિઓમાં જ મશગૂલ રહેતા જણાતા મોતીભાઈ સાહેબના જીવનના ગૂઢ પ્રવાહોની કેટલીક ઝાંખી વાચકોને પહેલી જ વાર થશે. અને એટલે અંશે આ પુસ્તક ચરિત્રનાયકની આત્મકથાની ગરજ સારશે એમ આશા છે.

આ ઉપરાંત પુસ્તકની મૂળ યોજનામાં થયેલી કાપકૂપની અને ઉતાવળની અસરો પણ નજરે ચઢશે. પુસ્તકનું કદ ઘટાડવા, ઉપર ગણાવેલી મુશ્કેલીઓ ટાળવા, અને છતાં સમગ્ર ચિત્ર રજૂ કરવાની દૃષ્ટિ સાચવવા, આ બધા દોષો આવવા દેવા પડ્યા છે. અને કેટલીક કીમતી હકીકતો પ્રગટ થઈ શકી નથી. નહિ પ્રગટ થયેલી હકીકતો એટલી કીમતી છે કે નાયકના જીવનની ખૂબી એમાં જ રહી ગઈ છે, એમ એમને 'પ્રાતઃસ્મરણીય' માનનાર વર્ગને લાગે તો તે કંઈક અંશે સાચું હશે. પરંતુ એમ કરવું અનિવાર્ય બન્યું છે. પુસ્તકમાં ઘણે સ્થળે ચિત્રો અધૂરાં જ મૂકવાં પડ્યાં છે, તે પણ આ જ કારણે.

### ખૂબી

આ સર્વ અનિવાર્ય ખામીઓ નિભાવી લઈ આખું પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી જતાં જણાશે કે એમાં ગૂંથેલી હકીકતો ચરિત્રનાયકના જીવનનું એક સળંગ અને સર્વદેશીય ચિત્ર રજૂ કરે છે. એમાં બે પ્રવાહ સતત ગતિમાન છે. એક બાહ્ય પ્રવૃત્તિઓનો અને બીજો આંતરશુદ્ધિના વિકાસનો. બંને પ્રવાહ સાથે સાથે ચાલે છે અને એકબીજાને મદદ કરે છે. સામાન્ય રીતે ચરિત્રનાયક બાહ્ય પ્રવૃત્તિઓમાં જ મશગૂલ રહે છે. પરંતુ પ્રવૃત્તિમાત્ર દ્વારા તે જીવનનાં ગૂઢ તત્ત્વોને મૂર્તિમંત કરવા મથે છે અને અથથી ઇતિ સુધી પ્રગતિશીલ રહી પ્રવૃત્તિઓના વિકાસ દ્વારા ભાવનાઓનો અદ્ભુત વિકાસ સાધી જીવનસાફલ્ય અનુભવે છે. તે જીવનના

તત્ત્વજ્ઞાન વિષે જાહેરમાં ભાગ્યે જ બોલે છે. પરંતુ કસોટીને પ્રસંગે અદ્‌ભુત ભાવનાશીલતા, ધ્યેયનિષ્ઠા અને નીતિમત્તા દાખવે છે. એમ કરી પોતાની શક્તિઓ તેમ જ મર્યાદાઓનું માપ કાઢે છે, અને મર્યાદાઓ સ્વીકારી લઈ પોતાની શક્તિઓના સદુપયોગ અને વિકાસના માર્ગે પ્રયાણ ચાલુ રાખે છે. શુભ પ્રયત્નોમાં મળતી નિષ્ફળતા તેમની સત્યનિષ્ઠાને કે તેમણે સ્વીકારેલા કર્તવ્યની નિષ્ઠાને શિથિલ કરવાને બદલે દૃઢ કરે છે અને નિષ્ફળતાથી હારી જઈને કે તે માટે બીજાને દોષ દઈને બેસી નહિ જતાં તે ભાવનાશુદ્ધિનો માર્ગ લે છે અને પ્રયત્નો અનેક ગણા વધારી મૂકે છે. એ પ્રયત્નો તેમને વિશ્વની કલ્યાણમય યોજનામાં અને એ યોજનાના નિયંતાની પરમ કૃપામાં શ્રદ્ધાશીલ બનાવે છે. 'નર પ્રયત્ન કરે તો નારાયણ થાય' એ ઉક્તિનું આ ચરિત્રના નાયક એક સુંદર ઉદાહરણ છે, એમ આ પુસ્તકનો અભ્યાસ કરતાં જણાશે.

સત્કાર્યમાં ચરિત્રનાયકને એટલી શ્રદ્ધા છે કે, પોતાના પ્રયત્નોની સફળતા – નિષ્ફળતાથી અંજાયા કે અટક્યા વિના તે 'કામ, કામ ને કામ'નો મંત્ર જપ્યે જાય છે અને પ્રવૃત્તિઓ વધાર્યે જાય છે. એટલે આખું પુસ્તક પ્રવૃત્તિઓના ઇતિહાસનું જ સ્વરૂપ પકડતું લાગે છે. આમ બનવું એ અનિવાર્ય છે. અને જનસેવાની પ્રવૃત્તિઓના તથા તે દ્વારા થતા એક વ્યક્તિના જીવનવિકાસના બયાનમાં જેને રસ ન હોય તેને આ પુસ્તકમાં રસ ન પડે એ સંભવિત છે. પરંતુ 'મોતીભાઈએ શું કર્યું છે?' એ પ્રશ્નનો ઉત્તર આ પુસ્તકમાંથી મળી રહેશે અને મોતીભાઈએ આ ન કર્યું અને તે ન કર્યું એમ કહેનાર વર્ગને પણ કેટલાક ખુલાસા આ વૃત્તાંતમાંથી મોતીભાઈના જ શબ્દોમાં મળશે.

આનો અર્થ એમ નથી કે મોતીભાઈમાં ટીકાને પાત્ર કંઈ હતું જ નહિ. એવો દાવો તો કોઈને વિષે થઈ શકે નહિ. પરંતુ બીજા માણસના જીવનની કિંમત આપણે કલ્પેલાં વજનમાપથી આંકવાની એક અને અતિ સામાન્ય પદ્ધતિ છે. તેમ, માણસ પોતે પોતાના સંજોગો અને સાધનો પ્રમાણે પ્રામાણિકપણે અને સમજપૂર્વક સ્વીકારેલા કર્તવ્યને અનુસરે અને તેમાં સફળ કે નિષ્ફળ થાય તે ઉપરથી તેના જીવનનું મૂલ્ય આંકવું — એ પદ્ધતિ પણ

છે જ. અને વિચાર કરી જોતાં આ બીજી પદ્ધતિ જ વધુ ન્યાય્ય અને શ્રેયસ્કર છે એમ જણાશે. કારણ કે ગુલાબનું ફૂલ કમળના ફૂલ જેવું નથી અથવા આંબાના ઝાડ ઉપર સફરજન થતાં નથી, એમ કહીએ તેનો કંઈ અર્થ જ નથી.

આપણે ઇચ્છીએ તેવા ઘણા ગુણો મોતીભાઈ સાહેબમાં નહોતા, અને બીજાઓએ કર્યું તેમાંનું ઘણું તેમણે નથી કર્યું. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે જે પોતામાં નહોતું તે હોવાનો તેમણે કદી દાવો કર્યો નથી, અને પોતાનાં કાર્યોની લાયકાત કરતાં ઊંચી કિંમત તેમણે કદી આંકી નથી. એટલું જ નહિ, પણ પોતાનાં કાર્યોની કિંમત એમણે જે આંકી બતાવી છે એથી વધુ કડક રીતે ભાગ્યે જ આંકી શકાશે, એ આ પુસ્તક વાંચવાથી ખાતરી થશે.

પરંતુ મોતીભાઈ સાહેબમાં જે નહોતું અને તેમણે જે ન કર્યું તેની જ ચર્ચા કરવા કરતાં તેમનામાં જે હતું અને તેમણે જે કર્યું તેના ઉપર જ દૃષ્ટિ માંડી ચિંતન કરવામાં આવશે તો તે આપણને અનેક રીતે બોધ આપનારું, ઉપયોગી અને માર્ગદર્શક લાગશે. વળી, તેમણે જે કર્યું તેના ઉપર દૃષ્ટિ માંડવા ઉપરાંત તે બધું તેમણે જે ભાવથી, જે ઉત્સાહ અને શ્રમથી, જે સ્વાર્થત્યાગ, શ્રદ્ધા અને દીર્ઘદૃષ્ટિથી કર્યું એના ઉપર વિચાર કરવામાં આવશે, તો તેમાંનું કિંચિત્ પણ કરવાનું આપણને બળ મળે તો જીવન સફળ થાય એમ લાગશે. અને એથી આગળ જઈ, તેમણે જે કર્યું તે કરતાં તે જે કરવા મથ્યા અને ન કરી શક્યા એની મહત્તાનો વિચાર કરીશું તો એમની નિષ્ફળતા માત્ર આપણને એ દિશામાં પ્રયત્ન કરવા આહ્વાન આપી રહી છે અને તે જે ન કરી શક્યા તે કરવાનું આપણું કર્તવ્ય છે એમ ખાતરી થશે.

**ક્ષમાયાચના**

પુસ્તકમાં રજૂ કરેલી હકીકતોની બને તેટલી ચોકસાઈ કરેલી છે. કેટલીક હકીકતો લાગતાવળગતાને વંચાવી જોઈને તેમની સંમતિ લઈને જ પ્રકટ કરી છે. એવું બધાને વિષે થઈ શક્યું હોત તો સારું થાત. પણ તેમ કરવા જતાં પુસ્તક પ્રકટ કરવામાં ઘણો વિલંબ થાત, એ કારણે એ કામ અધૂરું મૂકવું પડ્યું છે.

આથી કોઈ હકીકતો ખોટી વા દોષવાળી હશે; કોઈ હકીકતો લાગતાવળગતાને ન રુચે તે રીતે પ્રકટ થઈ હશે; પ્રવૃત્તિઓનાં બ્યાન આપતાં કોઈના નામનિર્દેશ થયા હશે અને કોઈના નહિ થયા હોય; કોઈને વિષે લાંબું લખાયું હશે અને કોઈને વિષે ટૂંકું લખાયું હશે; કોઈ પ્રવૃત્તિનો યશ ચરિત્રનાયકને ન મળવો જોઈએ છતાં મળ્યો હશે; — આ બધું ન બને તે માટે કાળજી લીધી છે, છતાં કંઈક કંઈક દોષો રહી ગયા હશે. જો એવા દોષો માલૂમ પડે તો તે અજાણતાં, અજ્ઞાન કે ગેરસમજને લીધે બન્યું છે એમ માની વાચકવર્ગ લેખકને ક્ષમા કરશે એવી આશા છે. એવા દોષો તરફ લેખકનું કે સ્મારક સમિતિના મંત્રીઓનું ધ્યાન ખેંચવામાં આવશે તો મોટો ઉપકાર થશે.

**આભારનોંધ**

આ પુસ્તકના ગુણદોષની છેવટની જવાબદારી લેખકની છે. પરંતુ તેને તૈયાર કરવામાં નાનાં મોટાં બસોએક ભાઈબહેનોએ સક્રિય સહાય કરી છે. એ બધાંનાં નામની યાદી આપી શકાય નહિ. પરંતુ તેની નોંધ આ નિવેદનમાં લેવી જ જોઈએ.

સૌથી પ્રથમ, આ કામને અંગે ચરોતર પ્રદેશના અને તે બહારના ગુજરાતના ૧૫૦ જેટલા સજ્જનોને મળવાનો અને તેમની સાથે બેસી ચરિત્રનાયકના જીવન વિષે વાતચીત કરવાનો અલભ્ય લાભ મળ્યો છે. આ સર્વેએ સદ્‌ગત પ્રત્યેના ભાવથી પ્રેરાઈ લેખકને આદરપૂર્વક આવકાર આપ્યો છે અને માહિતી તથા છબીઓ વગેરે સામગ્રી પૂરી પાડી છે. સદ્‌ગતનાં કાર્યક્ષેત્રો વડોદરા, વસો, આણંદ, પાટણ, પેટલાદ, વગેરે સ્થળોની પ્રવૃત્તિઓના સંચાલકોએ પોતાનાં સાધનો અને સગવડોનો આ કામે છૂટથી ઉપયોગ કરવા દીધો છે અને આ કાર્યને સર્વ રીતે મદદ કરી છે.

સંપાદન સમિતિના સભ્યોએ પુસ્તકની યોજના વિચારવામાં સલાહસૂચના આપવા ઉપરાંત આખું પુસ્તક વાંચી જઈ એમાં કીમતી સુધારા કરાવ્યા છે અને સૂચનાઓ કરી છે. છતાં સૂચનાઓ સ્વીકારવી કે ન સ્વીકારવી એ લેખકની મરજી ઉપર છોડવાની ઉદારતા દાખવી આ પ્રયાસને ઉત્તેજન આપ્યું છે. અને એમાંના એક સભ્ય ભાઈ રામભાઈએ આ બધું કરવા ઉપરાંત પુસ્તકને છેડે મૂકેલાં

'ઉલ્લેખસૂચિ' અને 'શુદ્ધિપત્રક' તૈયાર કરવાનું કડાકૂટવાળું કામ કરી આપી આ કાર્ય પ્રત્યેની સાચી મમતા વ્યક્ત કરી છે.

પુસ્તકને માટે માહિતી એકઠી કરવા માટે જુદે જુદે સ્થળે ફરવામાં, અને અવતરણો તથા તૈયાર થયેલા પુસ્તકની નકલો કરવામાં વસો, વડોદરા અને આણંદની સંસ્થાઓના કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓએ કીમતી મદદ આપી છે. કેટલાક વિદ્યાર્થીઓએ દિવસો સુધી, એક શિક્ષક ભાઈએ એક માસ સુધી અને ત્રણેક ભાઈઓએ બબ્બે માસ સુધી સખત અને સતત મહેનત કરી છે.

આ બધું થયું છે તે ચરિત્રનાયક પ્રત્યેના સર્વ કોઈના ભક્તિભાવને લઈને થયું છે. એ માટે ઉપર ગણાવેલા સજ્જનો, કાર્યકર્તાઓ, સંપાદન સમિતિના સભ્યો અને વિદ્યાર્થીભાઈઓનો લેખક અત્યંત ઋણી છે. આ કાર્ય કરવાનું લેખકને સોંપી સદ્ગત પ્રત્યેનું એનું કર્તવ્ય બજાવવાની તક આપવા બદલ સ્મારક સમિતિ અને એના મંત્રીઓનો તે જેટલો આભાર માને તેટલો ઓછો છે. અને ચરિત્રનાયકના પરમ મિત્ર પૂજ્ય ઠક્કરબાપાના 'બે બોલ' આ પુસ્તકને મળ્યા છે એ એનું મહદ્ભાગ્ય છે.

**અંતમાં**

અંતમાં, કેવળ કર્તવ્ય બજાવવામાં જીવનસાફલ્ય સમજનાર એક નમ્ર છતાં મહાન ગુજરાતીની, કેવળ કર્તવ્યબુદ્ધિથી યોજેલી, આ જીવનકથા ગુજરાતના વાચકવર્ગને કર્તવ્યના થોડાક પણ માર્ગ ચીંધશે અને નૂતન ગુજરાતના સર્જન માટે થતા પ્રયત્નોમાં કંઈક પણ ઉમેરો કરશે તો આ પ્રયાસ સફળ થયો ગણાશે.

વડોદરા, તા. ૨૧-૧-'૪૨ **પુરુષોત્તમ છ. શાહ**

# સમાવેશ



## ખંડ ૧ લો

### ઘડતરકથા

(ઈ. સ. ૧૮૭૩ થી ૧૯૧૦)

## ખંડ ૨ જો

### પ્રવૃત્તિઓ—૧

(ઈ. સ. ૧૯૧૧ થી ૧૯૨૨)

## ખંડ ૩ જો

## પ્રવૃત્તિઓ — ૨

(ઈ. સ. ૧૯૨૨ થી ૧૯૩૦)



## ખંડ ૪ થો

## નિવૃત્તિ

(ઈ. સ. ૧૯૩૦ થી ૧૯૩૫)



---

* પૃ૦ ૩૦૦ ઉપર છપાયેલા મથાળાને છેડે પ્રશ્નાર્થચિહ્ન છે તે ભૂલ છે.

## ખંડ ૫ મો

## નિવૃત્તિ-પ્રવૃત્તિ

(ઈ. સ. ૧૯૩૬ થી ૧૯૩૮)

## ખંડ ૬ ઠ્ઠો

## વિરામ

(જાન્યુઆરી, ૧૯૩૯)

# ચિત્રસૂચિ

# મોતીભાઇ અમીન

ખંડ ૧ લો

ઘડતરકથા

(ઈ. સ. ૧૮૭૩ થી ૧૯૧૦)

'મારે કોઈ ગુરુ નથી. પણ સારાં પુસ્તકો વાંચવાનો મને મૂળથી જ શોખ. એટલે એ પુસ્તકો વાંચવાથી મને ઘણો લાભ થયો છે. તેમાંય બેંજામિન ફ્રૅંકલિનના વૃત્તાંતે મને બહુ જ અસર કરી છે. . . .'
(એક વાર્તાલાપમાંથી, તા. ૨૯-૧૦-'૩૯)

**૨૧૦ મોતીભાઈ અમીન**

શિક્ષણ સિવાય બીજા કયા ઉચ્ચતર કર્તવ્યમાં આપણાથી ભાગ લઈ શકાય તેમ છે? આપણામાં થોડો ઘણો ધર્મ હતો તે ઘણાં શતકોથી અદશ્ય થયો છે; અને નવીન ધર્મપ્રચારની પ્રવૃત્તિમાં શિક્ષણની મદદ વગર કશું થઈ શકે તેમ નથી. આપણું રાજ્ય ગયું છે, અને જે રાજ્ય આવ્યું છે, તે એટલું બધું સારું છે કે આપણને ખેદને બદલે સંતોષ થાય છે. પણ બ્રિટિશ શહેનશાહતને આપણી મદદની થોડી જ જરૂર પડે છે. ઉચ્ચતર પ્રકારની રાજકીય સેવા બજાવવા યોગ્ય કરવાને પણ બાળકોને ઉચ્ચતમ શિક્ષણ આપવા સિવાય બીજો રસ્તો રહ્યો નથી. આ પ્રમાણે ધર્મ અને રાજ્યનાં મંદિરોનાં દ્વાર આપણે માટે પ્રાયશઃ દેવાયેલાં છે. દેશવાત્સલ્યની જે ઊર્મિઓ હાલ કોઈ કોઈ સ્થળે ઊછળતી દેખાય છે તેમને ગૃહીત અને ઉપયુક્ત કરવાને શિક્ષણ સિવાય બીજું કોઈ પાત્ર અમારી દૃષ્ટિએ તો દેખાતું નથી. લાંબી મુદતે પણ ભવ્ય પરિણામ બતાવે એવી યોજનાઓ અજમાવવાનાં ક્ષેત્રો જોવા જતાં હાલ તો બાળકો જ દેખાય છે. તેમના ઉપર શહેનશાહતનો નહિ પણ આપણો જ પરિપૂર્ણ અધિકાર છે. તેમનાં હૃદયમાં આપણાથી ધાર્મિક અને રાજકીય ઉન્નતિની મહાકાંક્ષાઓનાં મૂળ નાખી શકાય તેમ છે. આપણે જવાના છીએ, પણ તેઓ તથા તેમનાં બાળકો રહેવાનાં છે. ત્યારે આપણાથી શું ન બને? ધર્મપ્રચારકો, તમે તમારા નવીન ધર્મોત્સાહ અને ધર્માગ્રહનો; રાજપુરુષો, તમે તમારી રાજકીય આકાંક્ષાઓનો; દેશભક્તો, તમે તમારી દેશવાત્સલ્યની વૃત્તિનો; સુધારકો, તમે તમારા સાંસારિક ઉન્નતિના વિચારોનો; અને બધા ઉત્કૃષ્ટ જીવનના ઉપદેશકો, તમે તમારા ઉત્કૃષ્ટ જીવનના ઉપદેશનો તમારાં બાળકો ઉપર ઉપયોગ કરો. લ્યૂથર કહે છે તે ખરું છે કે ઘરડા દાંડોને સુધારી શકાય તેમ નથી. લ્યૂથર ધર્મગુરુ ન હોત તો શિક્ષક થવાનું પસંદ કરત. તમારાથી ધર્મગુરુ થવાય તેમ નથી. તો તમે શિક્ષક થાઓ. વાચિક નહિ તો પુસ્તકો દ્વારા ઉપદેશ કરો, કઠોર નહિ પણ કોમળ આત્માઓની સાથે સંબંધ કરો. શિક્ષણ ઉપર અને જે પરમકૃપાળુ પરમેશ્વરે બાળકોને શિક્ષણપાત્ર કર્યાં છે તેના પર શ્રદ્ધા રાખો અને ફ્રોબેલના સ્નેહપૂર્ણ શબ્દોનું સ્મરણ કરી બોલો કે, 'ચાલો, આપણે આપણાં બચ્ચાંઓને માટે જ જિંદગી યોજીએ.'

(પેટલાદ બોર્ડિંગના પહેલા નિવેદનને છેડેથી) **—શિક્ષણનો ઇતિહાસ**

# ૧

# 'તમે નથી ઓળખતા.'

એકતાળીસેક વર્ષ ઉપરની વાત છે. 'ગાયકવાડી' શબ્દથી સૂચવાતાં અંધેર અને ગેરવ્યવસ્થા ૨૫ વર્ષ ઉપર પદભ્રષ્ટ થયેલા મલ્હારરાવ ગાયકવાડની સાથે સદાને માટે ગયાં છે. તેમની ગાદીએ બેઠેલા નવા મહારાજા સયાજીરાવ ગાયકવાડની સમર્થ દોરવણી નીચે બ્રિટિશ અમલનાં કાયદો અને વ્યવસ્થા વડોદરામાં પણ રચાવા લાગ્યાં છે. સૈકાઓથી ચાલતાં આવેલાં જુલમ અને અંધાધૂંધીથી કંટાળેલી પ્રજામાં શાંતિ અને સુખ પ્રસરવા લાગ્યાં છે.

અરુણોદય થઈ ચૂકયો છે, પણ ભૂતકાળના ઓળા હજી ઓસર્યા નથી. નવી રાજ્યવ્યવસ્થા રચાવા માંડી છે, પણ આજનાં ન્યાયમંદિર અને ધારાસભા હજી જન્મ્યાં નથી. વડોદરા હાઈસ્કૂલ અને વડોદરા કૉલેજ સ્થપાઈ ચૂકયાં છે, પણ હજી 'ભણેલા'ની સંખ્યા મૂઠીભર જ છે. રેલવે અને તારટપાલ થયાને ચાળીસ વર્ષ થઈ ગયાં છે, પણ વડોદરા સ્ટેશને ઊતરતા મુસાફરોને શહેરમાં લઈ જવાને આજનાં જેવી મોટરો ને ઘોડાગાડીઓ નજરે પડતી નથી. મ્યુનિસિપાલિટી સ્થપાઈ ચૂકી છે, પણ વડોદરામાં આજ જોવામાં આવતા વૈભવની કલ્પના પણ રસ્તે જનારને આવતી નથી. રસ્તા સાંકડા અને કંગાલ લાગે છે. ગંદકી સાફ કરનાર ભંગી અને કચરો ઉઠાવી લઈ જનાર ગાડીઓ હજી હવે દાખલ થવાનાં છે. રાત્રે રસ્તા ઉપર ચાલતાં, બત્તી લોકોનાં ઘરોમાં જોવા મળે તે જ. હોટેલો, સિનેમા અને જિમખાનાં પણ હજી નજરે ચડતાં નથી. વિવિધ પ્રકારની પાઘડીઓ, ફેંટા, અંગરખાં, કેડિયાં અને 'કુરતાં'માં સજ્જ થયેલો લોકસમૂહ જોતાંવેંત એના પચરંગી બંધારણનો ખ્યાલ આવે છે. કેળવણી અને સુધારાથી જન્મતી લોકજીવનની એકરૂપતા હજી હવે આવવાની છે. છતાં જાગેલા જોઈ શકે છે કે શહેરને ચારે

ખૂણે જીવન પલટાઈ રહ્યું છે: વહાણું વાયું છે, અને દિવસ ઊગવાની તૈયારી છે.

એવા જૂના નવાના સંધિકાળથી છવાયેલા વડોદરા શહેરના સ્ટેશન તરફના એક લત્તામાં, આજથી એકતાળીસેક વર્ષ ઉપર, નવીન ઢબનો 'લૉંગ કોટ' અને પાટીદારિયા પાઘડીમાં સજ્જ થયેલ સત્તાવીસ-અઠ્ઠાવીસ વર્ષનો એક યુવાન ફરવા નીકળ્યો છે. એનો દેહ મધ્યમ કદનો અને ખડતલ દેખાય છે. એની ચાલમાં ઉતાવળ નથી, પણ ધગશ દેખાય છે. ચહેરો આકર્ષક નથી, પણ એના ઉપર મક્કમતા અને ગંભીરતા અંકિત થયેલાં છે.

યુવાન નીચું જોઈ ચલ્યો જાય છે. રસ્તામાં મિત્રનું ઘર આવતાં તેમાં ડોકિયું કરે છે. અંદરથી તરત જ આવકાર મળે છે: 'આવો, આવો, મિ. અમીન! Congratulations! (અભિનંદન!)'

અમીનને નવાઈ લાગી. અંદર પેસતાં જ તે બોલ્યા: 'શેનાં Congratulations (અભિનંદન)?'

'કેમ, મેં સાંભળ્યું ને કે તમને દીવાન કચેરીમાં નોકરી મળી? બહુ સારું થયું. તમે ભાગ્યશાળી કહેવાઓ. અહીં કેળવણી ખાતામાં પડ્યા રહ્યા હોત તો કોણ જાણે ક્યારેય તમારો દહાડો વળત. જુઓને, અમે અહીં કેવા સડીએ છીએ? મને અહીં આવ્યાં પંદર વરસ થયાં. મારો પગાર રૂ. ૧૦૦ છે. તેમાં આજ પંદર વરસથી એક રૂપિયો પણ વધારો થયો નથી. મિ. . . .નું પણ એવું જ છે. પેલા . . .ની સ્થિતિ તો એથીયે વળી ખરાબ છે. મુલકી ખાતામાં ગ્રેડ નથી એટલે શરૂઆતમાં તો પચાસ જ મળશે. પણ એમાંથી ઊંચે ચઢવાને ઘણો અવકાશ છે. કામ સારું જણાયું અને મહારાજા સાહેબની નજર પડી ગઈ તો સૂબા થવાનો 'ચાન્સ' એમાં ખરો. આ 'પંતુજી' ખાતામાં કંઈ આશા દેખાતી નથી. .'

અમીન આ બધું સાંભળી રહ્યા, અને મનમાં રમૂજ પામ્યા. એમના ભલા મિત્ર બોલી રહ્યા એટલે જરા મોં મલકાવી તે બોલ્યા: 'Mr. Wadia, you little know the man with whom you are talking. (મિ. વાડિયા, તમે મને નથી

ઓળખતા.) હું તો એવી નોકરી શોધું છું કે જે વડે લોકોનું ભલું કરી શકાય.'

'તે શું દીવાન કચેરીમાં તેમ નહિ થઈ શકે?' મિ. વાડિયા વચ્ચે બોલ્યા.

'દીવાન કચેરીમાં જઈને હું લોકોનું ભલું શી રીતે કરી શકવાનો? બહુ બહુ તો મારું ભલું થવાનો સંભવ ખરો. હું સૂબો થાઉં તો માનમરતબો મળે, અને પૈસો પણ મળે. પણ તેથી લોકોનું કલ્યાણ ન થાય. મને પૈસાની પડી નથી. આજે તો મારી સ્થિતિ એવી છે કે બીજાને માટે હું બે પૈસા ખરચી શકું. એટલે મારે તો લોકોની સેવા જ કરવી છે.'

'ત્યારે તમે શું કરવા માગો છો?' વાડિયાએ આતુરતાથી પૂછ્યું.

'મારે તો શિક્ષક થવું છે. શિક્ષક થવાથી જ લોકોની સેવા થઈ શકશે એમ મને લાગે છે.'

'કેવી રીતે?'

'તેનો તમને ખ્યાલ આવવો મુશ્કેલ છે. તમે અહીં શહેરમાં રહો એટલે ગામડાંના લોકની સ્થિતિ ન સમજી શકો. ગામડાંના લોક કેટલા બધા અજ્ઞાન છે તેની કલ્પના પણ તમને નહિ આવી શકે. મારે તો મારા ગામને માટે, ચરોતર પ્રદેશને માટે કંઈક કરવું છે. ગામડાંમાં જ્ઞાનનો ફેલાવો થાય તો જ લોકો સુધરે તેમ છે. એટલે ગામડાંમાં જ્ઞાન પહોંચાડી શકાય એવી નોકરી મારે જોઈએ. તેવી નોકરી તો શિક્ષકની જ હોઈ શકે. એવું કંઈક મળે તો ઠીક છે. નહિ તો . . .'

'તો શું તમને દીવાન કચેરીમાં નોકરી મળી તે વાત ખોટી?'

'ના, ખોટી નહિ. વડોદરા હાઈસ્કૂલની મારી હાલની જગા કામચલાઉ હોવાથી મારે છૂટા થવું પડે તેમ છે. એટલે મેં દીવાન ઑફિસમાં અરજી કરેલી અને જગા પણ મળેલી, આજે ત્યાં હાજર પણ થઈ આવ્યો. પણ ત્યાંનું વાતાવરણ જોઈ નાસી આવ્યો. સરકારી કાગળ ઉપર એક અક્ષર પણ પાડ્યો નથી. થોડુંક લખ્યું હતું, તે ડૂચો કરી ખિસ્સામાં ઘાલી લાવ્યો છું. મેં એક દિવસ

પણ એ નોકરી કરી છે એવું દેખાય તેવી નિશાની પણ હું શા માટે રહેવા દઉં ? મારે તો શિક્ષક જ થવું છે.'

* * *

ઈ. સ. ૧૯૦૧ના વર્ષની કોઈ અણનોંધી તારીખે બનેલા આ પ્રસંગને સંભારી પોતાની નિર્દોષ ભૂલ માટે પસ્તાવો કરતા, અને "You little know the man–તમે મને નથી ઓળખતા"– એમ કહી એ ભૂલને સુધારનાર પોતાના એ જૂના સાથી ઉપર ભાવભરી દુઆ વરસાવતા, તે વખતના વડોદરા હાઈસ્કૂલના સુપ્રસિદ્ધ 'વાડિયા માસ્તર' સદ્‌ભાગ્યે આજે હયાત છે. પણ એ યાદગાર પ્રસંગના નિમિત્ત વડોદરા હાઈસ્કૂલના તે વખતના કામચલાઉ ગ્રૅજ્યુએટ શિક્ષક મોતીભાઈ નરસિંહભાઈ અમીન, જીવનને પહેલે પગથિયે જ કરેલા પોતાના એ સંકલ્પને સિદ્ધ કરી, કૃતાર્થ થઈ, આ લોક છોડી ચાલ્યા ગયા છે.

× × ×

'તમે મને નથી ઓળખતા !' ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા અને પ્રાણ, ચરોતરના નવજીવનના આદિસ્રષ્ટા, ઊગતી પ્રજાના અજોડ વાલી, અને ગરીબો ને દલિતોના મૂગા બેલી — મોતીભાઈ અમીનને ન ઓળખતું હોય એવું આજના સંસ્કારી ગુજરાતમાં કોઈક જ હશે. છતાં એકતાળીસ વર્ષ ઉપર બોલાયેલા એ શબ્દો ત્યારે જે અર્થમાં સાચા હતા તે કરતાં વિશેષ અર્થમાં આજે પણ સાચા છે: 'You little know the man. (તમે તેને નથી ઓળખતા.)'

## ૨

# માતપિતા

### (૧૮૭૩ થી ૧૮૮૧)

મોતીભાઈ અમીન વસો (તાલુકો પેટલાદ)ના વતની હતા, અને જ્ઞાતિએ લેઉઆ પાટીદાર હતા. તેમનો જન્મ સંવત ૧૯૩૦ ના કારતક સુદ ૧૦, તા. ૨૯–૧૧–૧૮૭૩ ને રોજ તેમને મોસાળ અલિંદ્રે (તા. માતર) થયેલો. મોતીભાઈ મોસાળ પ્રત્યે બહુ અહેસાનની લાગણીથી જોતા. એક વખત એક ઓળખીતાએ અલિંદ્રાની એક કન્યા વિષે તેમની સલાહ પૂછતાં તેમણે કહેલું : 'એ મારા મામાના દીકરાની દીકરી થાય. મારામાં તમે કંઈ સારું દેખતા હો તો તે મારા મોસાળના સંસ્કારને આભારી છે. એ કુટુંબની આ દીકરી છે.'

કહે છે કે મોતીભાઈના માતામહ મોહાભાઈ અજુભાઈ પટેલ ધાર્મિક જીવના હતા. તેમને બે દીકરા હતા અને સંપત્તિ સારી હતી. મરતી વખતે મિલકત વહેંચી ત્યારે 'ધર્માદા'ને ત્રીજો દીકરો ગણી મોહાભાઈએ તેના ત્રણ સરખા ભાગ કરેલા. તેમાંથી બે દીકરાને એક એક ભાગ આપી, બાકીનો ત્રીજો ભાગ ધર્માદા કરેલો. તેમાંથી ગામમાં રામજી મંદિર બંધાવેલું, સદાવ્રત મૂકેલું, પરબડી કૂતરાં માટે કાંઈક કાઢેલું, ગોસાંઈજી મહારાજને કાંઈક મોકલેલું, અને બહેન ભાણેજને પણ આપેલું.

આવા ધાર્મિક અને ઉદાર વૃત્તિના કુટુંબમાં જન્મેલાં અને ઊછરેલાં મોતીભાઈનાં માતા જીબા અતિશય ભોળાં અને નમ્ર સ્વભાવનાં હતાં. આંખે બરાબર સૂઝતું નહિ, અને જરા બહેરાં પણ હતાં. આખો દિવસ 'શ્રીકૃષ્ણ શરણં મમ'ની માળા જપતાં અને સંસારવ્યવહારમાં રસ લેતાં નહિ, તેથી વૈરક શાસ્ત્ર પ્રમાણે 'માલ વગરનાં' ગણાતાં.

પિતા નરસિંહભાઈ શરીરે કદાવર અને દેખાવડા હતા. મોટી મૂછો રાખતા, તેથી પ્રભાવશાળી લાગતા. સ્વતંત્ર મિજાજના પણ હશે. તેમના જમાનામાં સ્વામીનારાયણ સંપ્રદાયનો પ્રચાર ચરોતરમાં થયેલો, ત્યારે ઘરમાં વૈષ્ણવ ધર્મ પળાતો હોવા છતાં તેમાં ભળવાની હિંમત તેમણે દાખવેલી.

નરસિંહભાઈ પેટલાદ વહીવટદારની* કચેરીમાં કારકુન હતા. મોતીભાઈના જન્મ પછી તેમની બદલી તેમના વતન વસોમાં મૅજિસ્ટ્રેટનીx કચેરીમાં ફોજદારી કારકુનની જગાએ થયેલી. સરકારી નોકરીમાં તે વખતે પગાર જૂજ મળતો, પણ તેનો મોભો બહુ ઊંચો ગણાતો અને લાગવગો ઘણી વધતી. નરસિંહભાઈને પોતાના ઉપરી અને સાથી અમલદારો સાથે ગાઢ સંબંધ હતો. તેથી મહેમાનોની અવરજવર ઘણી રહેતી. પોતાના વતનમાં જ બદલી થવાથી આ અવરજવર વધી પડી અને જીબાને માટે ઘર ચલાવવું વસમું થઈ પડયું, તેથી નરસિંહભાઈએ બીજી વાર લગ્ન કરેલું. મોતીભાઈની ઉમ્મર આ વખતે ચાર–સાડાચાર વર્ષની હશે.

અપર માતા મોટે ભાગે શાપરૂપ નીવડે છે, પણ મોતીભાઈને અપર માતા હરખાબા આશીર્વાદરૂપ નીવડયાં. જીબાની ધાર્મિકતા અને સ્નેહ એમનામાં પણ હતાં. પણ જીબામાં જે નહોતાં તે– કાબેલિયત અને ખબરદારી – તેમનામાં હતાં. તેથી તેમના આવવાથી બાળક મોતીભાઈના સુખમાં કશી ખામી રહી નહિ.

નરસિંહભાઈ સરકારમાં તેમ જ પ્રજામાં એકસરખા લોકપ્રિય હતા. તેમનામાં ખાનદાની અને ઉદારતાના ગુણ મોટા પ્રમાણમાં હતા. નોકરી નમ્ર દરજ્જાની અને પગાર ટૂંકો હતો, છતાં કચેરીને કામે પરગણામાંથી આવતા લોકોને 'રોટલા ખાવાનું' તે પોતાને ઘેર રાખતા. આને લીધે તે એટલા પ્રખ્યાત થયેલા કે તે 'રોટલાના રાજા' કહેવાતા.

---

*વહીવટદારને તે વખતે મુલકી તેમ જ ફોજદારી બંને સત્તાઓ હતી.

xવહીવટદારની સત્તામાંથી ફોજદારી સત્તા છૂટી પાડી તે માટે સ્વતંત્ર અમલદાર નીમવાની પ્રથાનું આ પરિણામ હતું. આ કચેરીમાં વસોની આજુબાજુનાં ગામોના ફોજદારી ગુના ચૂકવાતા. હાલ એ કચેરી વસોમાં નથી.

'રોટલાના રાજા'ની રૈયત કેટલી બધી હતી તેનો પુરાવો મોતીભાઈના લગ્નપ્રસંગે મળ્યો. મોતીભાઈની ઉમ્મર આ વખતે ૭ વર્ષની હતી અને કન્યા રૂપબાની સાત વર્ષની હતી. તે વખતે કુલીન કુટુંબના છોકરા 'ઘોડિયામાંથી ઝડપાતા' અને કજોડાનો કંઈ બાધ નહોતો. એટલે મોતીભાઈને આટલી નાની ઉંમરે અને તેમનાથી મોટી ઉમ્મરની કન્યા સાથે પરણાવેલા, એમાં કંઈ નવાઈ નહોતી. રૂપબાની સાથે સાથે જ તેમનાં બહેન હરિબાનું પણ લગ્ન થયેલું, તે વર પણ વસોના હતા. એટલે બંને જાનો વસોથી નીકળેલી. પણ સોજીત્રા પહોંચ્યા પછી નરસિંહભાઈ તરફથી જાનમાં જમનાર એટલું બધું માણસ થયું કે વેવાઈએ જાનને માટે તૈયાર કરેલો ત્રણ દિવસનો સામાન પહેલે જ દિવસે ખલાસ થઈ ગયો!

'રોટલાના રાજા'ની રૈયતનો એ પ્રતાપ હતો: ઘણા જાનૈયા નરસિંહભાઈની નોકરીના સંબંધને લીધે જ આવેલા. સદ્‌ભાગ્યે વેવાઈ સધ્ધર હતા, એટલે મુશ્કેલી નડી નહિ.*

આવા પ્રભાવશાળી, ખાનદાન અને લોકપ્રિય પિતાનો સહવાસ મોતીભાઈના ભાગ્યમાં નહોતો. બાળપણમાં લૌકિક આમન્યાને લીધે પિતાપુત્ર એકબીજાથી દૂર રહ્યા, અને પુત્ર ઉમ્મરે પહોંચે તે પહેલાં તો પિતા ભરયુવાનીમાં એક કરુણ અકસ્માતના ભોગ બન્યા.

હકીકત આમ બનેલી:

મોતીભાઈને પરણાવ્યા પછી ત્રણેક વર્ષે નરસિંહભાઈને એક કુટુંબીની જાનમાં (નવાગામ, તાલુકે માતર) જવાનું થયું. ત્યાં સવારે નાહીધોઈને એક ઓરડીમાં બીજા ચારેક જણ સાથે તે દેવસેવા કરવા બેઠા. તે માટે ઘીનો દીવો પેટાવતાં વાળંદે સળગતી દીવાસળી ઓરડીમાં ફેંકી. ઓરડીમાં દારૂખાનું ભરેલું હતું, તેમાંથી એક દારૂના કુલ્લા ઉપર પેલી દીવાસળી પડી, અને કુલ્લા ઉપર વેરાયલો દારૂ સળગ્યો. કુલ્લું ફાટયું અને નજીક બેઠેલા નરસિંહભાઈ અને

* 'પટેલ પોથી'ના લેખક પટેલ હીરાભાઈ મૂળજીભાઈ (બાપુ) તે રૂપબાના ભાઈ થાય તેમના ઉપર આ પ્રસંગે અસર કરી હશે અને 'પટેલ પોથી'માં આવતાં કેટલાંક વર્ણનોને એથી પ્રેરણા મળી હશે એમ કેટલાક માને છે આ પ્રસંગનો અને તે વખતના પાટીદારોના રીતરિવાજોનો ખ્યાલ કરવા એ વર્ણનો વાંચવા જેવાં છે.

તેમના સાથીઓને ગંભીર ઈજા થઈ. બે જણ તો ત્યાં જ મરણ પામ્યા અને નરસિંહભાઈ તથા બીજાં ગૃહસ્થોને મ્યાનામાં સુવાડી ઘેર લાવવામાં આવ્યા. ઘેર આવ્યા પછી બીજે દિવસે નરસિંહભાઈ અને ત્યાર પછી બે ચાર દિવસે તેમના કાકાના દીકરા શંકરભાઈ મરણ પામ્યા.

નરસિંહભાઈના અકસ્માત મરણ પછી થોડા વખતે તેમના સૌથી નાના ભાઈ ઈશ્વરભાઈ મરણ પામ્યા. તે અગાઉ સૌથી મોટાભાઈ છગાભાઈ ગુજરી ગયા હતા. એટલે ચાર ભાઈઓમાંથી માત્ર હરિભાઈ રહ્યા, અને આખા કુટુંબનો વહેવાર કરવાની જવાબદારી તેમના ઉપર આવી.

હરિભાઈ તેમના જમાનાના નમૂનેદાર પાટીદાર હતા. તેમના જીવનવ્યવહારમાં તે જમાનાની સર્વ ખાસિયતો જોવામાં આવતી. પણ તેમનામાં એક વિશેષતા હતી. પોતાના બહોળા કુટુંબનું અભિમાન તેમને હૈડે વસતું. તે પોતે નિઃસંતાન હતા. પણ ભાઈઓ એક પછી એક ગુજરી જવાથી તેમનાં સંતાનોના તે એકમાત્ર વડીલ બન્યા હતા. તે ઉપરાંત કાકાના દીકરાઓનો વિસ્તાર પણ બહોળો હતો. અને તેમનાં સંતાનોની સંભાળ રાખવાનું પણ તેમને માથે હતું. એ સૌની સંભાળ લેવાની અને કુટુંબની આબરૂ સાચવવાની તે ફરજ સમજતા. એ ફરજ કાળજીથી બજાવતા અને કુટુંબની ખાનદાની કોઈ પણ ભોગે સાચવતા. રસ્તે જનારનું પણ કામ કરી છૂટવું એ તેમને સહજ હતું. આ કારણે તે 'હરિકાકા'ના મમતાળુ નામથી ઓળખાતા અને કુટુંબની બહાર, ગામમાં પણ, એ જ નામે પંકાતા. આજે પણ મોતીભાઈનું કુટુંબ 'હરિભાઈ રેવાભાઈનું ઘર' એ નામે ઓળખાય છે.

# ૩

## બચપણ

### ( ૧૮૮૧ થી ૧૮૮૭ )

છ વર્ષની ઉમ્મરે પરણાવેલા અને નવ વર્ષની ઉમ્મરે નબાપા થયેલા મોતીભાઈને નિશાળે ક્યારે બેસાડ્યા તે કોઈએ નોંધ્યું નથી. આગળ પાછળના બનાવોનો સંબંધ જોતાં, પરણ્યા પછી અને પિતાના મરણ પહેલાં તેમણે નિશાળે જવાનું શરૂ કર્યું હશે એમ લાગે છે. લગભગ આઠ વર્ષની ઉમ્મરે, ઈ. સ. ૧૮૮૧ના વર્ષમાં.

મોતીભાઈ નિશાળે બેઠા ત્યારે વસોમાં નિશાળ નીકળ્યાને છ વર્ષ થયાં હતાં, અને તે વડોદરા રાજ્યની જૂની નિશાળોમાંની એક હતી. પણ બ્રિટિશ ગુજરાતમાં નિશાળો સ્થપાયાને ત્યારે એક જમાનો થવા આવ્યો હતો. એટલે એ નિશાળોના અનુભવ અને પાઠ્ય પુસ્તકોનો લાભ આ નિશાળને શરૂઆતથી જ મળવા લાગ્યો હતો. છતાં આજે કલ્પવી મુશ્કેલ પડે એવી કેટલીક વિશેષતાઓ તે શાળાજીવનમાં હતી.

શાળા સવાર સાંજ ભરાતી. તે જમાનામાં ઘડિયાળનો પ્રચાર બહુ નહોતો એટલે વખત માપવા શાળામાં ઘડિયાળને બદલે કલાકની શીશી રાખતા. છોકરાંને ઘેર તો આવી શીશી પણ ન હોય. એટલે તે તો તડકા ઉપરથી વખત જોઈ નિશાળે જતાં. નિશાળમાં પાણી પીવાની સગવડ ન મળે. એટલે ઘેરથી ભોટવામાં ભરીને પાણી લઈ જવું પડતું. ભણવા માટે માસિક એક–દોઢ આનો ફી ભરવી પડતી. નાણાંનો વ્યવહાર એટલો થોડો હતો કે આ ફી પણ ભારે પડતી. છાપેલી ચોપડી એ તે જમાનામાં નવાઈની ચીજ હતી. એટલે એક વાર ચોપડી ખરીદીએ તે બેત્રણ છોકરાંને ચાલે એમ મનાતું. પાઠ્ય પુસ્તક સિવાયનાં બીજાં પુસ્તકો તો જોવા પણ મળતાં નહિ, તો વાંચવાનો તો વિચાર પણ ક્યાંથી આવે! મોટાંને વાંચવા માટે પણ ગુજરાતી સાહિત્ય નહિ જેવું હતું અને તે

શહેરોમાં જ મળતું. એટલે બાળસાહિત્યની તો કલ્પના પણ ક્યાંથી હોય!

નિશાળનો લાભ સારા ઘરના છોકરા જ લેતા. છતાં નાના છોકરા અર્ધા નાગા જોવા મળતા. તે જમાનામાં દશ બાર વર્ષ સુધી તો છોકરા નાગા ફરી શકતા. અને પંદર સત્તર વર્ષની ઉંમરે એ જ છોકરા પાઘડી–અંગરખામાં સજ્જ થઈ જાનોમાં મહાલતા. આજનાં ચડ્ડી–ખમીસ તો 'સાહેબ' લોક સિવાય કોઈની કલ્પનામાં પણ આવે નહિ. સાબુ પણ મોટા લોકના જ વૈભવનો વિષય હતો.

કાને કડીઓ, હાથે કલ્લીઓ, આંખમાં મેશ, માથે ધારી ને ચોટલી અને તે ઉપર ફૂલવાળી ટોપી, કેડે ધોતલી અને દિલે ડગલી — એવાં આભૂષણો અને વસ્ત્રોથી સજેલી બાલસૃષ્ટિ અને તે ઉપર ચોકી કરતો, બરાડા પાડી બોલતો, કોઈ વાર દયા કરતો અને લાડ લડાવતો, પણ ઘણી વાર માર મારતો માસ્તર કે મહેતાજી, અને દૂરથી પણ ખબર પડી જાય એટલો ઘોંઘાટ — એવી તે વખતની નિશાળ હતી! કેળવણી તદ્દન નવીન ચીજ હતી અને જનસમૂહનો મોટો ભાગ તેના પ્રત્યે કેવળ ઉદાસીન હતો.

આવી જાતની નિશાળમાં ભણતા મોતીભાઈનું બાળપણ કેવી રીતે વીત્યું, એ જાણવાને આપણી પાસે ચોક્કસ આધાર નથી. પણ જાણવા મળેલા બધા સંજોગો અને હકીકતોની મદદથી કલ્પનાની આંખે જોતાં મોતીભાઈના બાળજીવનનું દૃશ્ય કંઈક આવું દેખાય છે:

નરવાદારી વહીવટના વારસો હરિકાકા અને તેમના સમોવડિયા જમીનની સાંથો ઉઘરાવવામાં, આસામીઓ સાથે ધીરધાર કરવામાં, અને ગામખટપટમાં મશગૂલ રહે છે. તે વારતહેવારે મંદિરે જાય છે, નવરા પડે છે ત્યારે ખડકીને મેડે કે ડેલે બેસી હૂકા ગગડાવે છે, 'ધારાળાં–વાઘરાં'ને ધમકાવે છે, અને જાનો અને કાણુ-મોકાણોનો 'વહેવાર' સાચવે છે. આખો સમાજ આ પ્રકારનું જીવન જીવે છે.

હરિકાકાના છત્ર નીચે ચાલતા બહોળા કુટુંબની એક ભલી, ભોળી અને ભગવતી વિધવા બાઈ જીબાનો એકનો એક મોતી દેખાવે નિસ્તેજ છે. લફર ફફર ધોતલી પહેરે છે. કેડેથી સહેજ નીચી એવી ડગલી પહેરે છે. માથે કસબી ટોપી મૂકે છે અને ખભે

'દફતર' નાખી નિશાળે જાય છે. સ્વભાવે માતા જેવો જ ભોળો અને ભલો છે. 'એ રડ્યો, એ રડ્યો,' એમ કહેતાં રડી પડે એવો પોચો છે અને ખડકીનાં છોકરાંનાં ટીખળ અને ખિજવણીનો ભોગ બને છે.

આવાં આવાં કારણે ખૂણે બેઠેલી વિધવા માતાઓ તેનું જતન કરવા આતુર રહે છે. એનું લાલનપાલન કરવું એ તેમના જીવનનો ધન્ય વ્યવસાય છે. તેથી બાળક મોતી મોટે ભાગે માતાઓનાં લાલનપાલન ભોગવવામાં જ રોકાયેલો રહે છે. તે શેરીનાં છોકરાંની નજરે ચડતો નથી; ચડે છે તોપણ પોતાના જેવાં જ પોચાં છોકરાં જોડે રમે છે. અને રમતાં રમતાં નિશાળના માસ્તર આવી ચડે છે તો 'સૂરજને દેખી આકાશના તારા સંતાઈ જાય તેમ' તે ઘરમાં દોડી જઈ માતાની ગોદમાં લપાઈ જાય છે.

આમ છતાં બાળક મોતીને એની સૃષ્ટિ મળી રહે છે. તે દશ બાર વર્ષનો થાય છે અને એનો પ્રાણ પ્રગટવા માંડે છે. માતાઓ ધારે છે એટલો તે ભોળો નથી અને બીજા છોકરા માને છે તેટલો પોચો પણ નથી. રમવાનો અને ચવાણું ખાવાનો એને ભારે શોખ છે, અને એ શોખ સંતોષવા નિશાળના જીવનમાંથી તે પોતાને જોઈતાં સાધન શોધી લે છે.

ઘરની પાછળ એક નાનું તળાવ છે. તેને સામે કિનારે એક સુંદર વિશાળ રામજીમંદિર છે. તેની જોડે નિશાળ આવેલી છે.* ઘરના વાડામાં ઊભા રહીને તે જોઈ શકાય છે પણ વચ્ચે તળાવ હોવાથી ગામમાં ફરીને ત્યાં જવું પડે છે. રસ્તામાં વિવિધ આકર્ષણોથી ભરેલું બજાર છે. અને નિશાળ નજીક રામજીમંદિર ઉપરાંત માતાનું મંદિર એક બે કૂવા, દુકાનો, એવાં વિવિધ આકર્ષણો છે.

આવાં આવાં આકર્ષણોથી લોભાઈ મોતી નિશાળે વહેલો આવે છે અને ઘેર મોડો જાય છે. કોઈ કોઈ વાર નિશાળેથી છટકી

* વસો-પુરામાં આવેલા રામજીમંદિરની જોડેના મેદાનમાં આજે જ્યાં બાળક્રીડાંગણ છે ત્યાં એક ડેલું હતું. તેમાં આ નિશાળ બેસતી. તે ડેલું ૧૯૨૦ના અરસામાં પડી ગયું.

પણ જાય છે. તક મળે કે તરત દોસ્તોની સાથે અંકાં-મૂઠ, ગિલ્લી-દંડા, પતંગ, એવી રમતો રમવા મંડી જાય છે.

રમવાનો શોખીન હોવાથી અને ચવાણાથી એનાં ખિસ્સાં તર રહેતાં હોવાથી, મોતીને દોસ્તો મળતાં મુશ્કેલી પડતી નથી. બીડી-હુક્કો એ તો ચરોતરના વૈભવની વિશેષતા છે. એનાથી ભાગ્યે કોઈ છોકરો બચતો હશે. મોતીના દોસ્તો એ કળામાં પ્રવીણ છે અને મોતીને પણ એની દીક્ષા આપે છે. મિત્રપ્રેમી મોતી કોઈ કોઈ વખતે એ અજમાવે છે, અને રમૂજમાં આવી જાય તો બેચાર 'ભૂંગળીઓ' સાથે ચેતાવી મોંમાં મૂકે છે!

સ્વામીનારાયણ સંપ્રદાયના નરસિંહભાઈના ઘરમાં તમાકુનો નિષેધ હોય છે, એટલે મોતીને એ મઝા ઘર બહાર જ મળી શકે છે. આ કારણે અને અંકાં-મૂઠ રમવાના લોભે તે દોસ્તોની સાથે તેમને ઘેર જતાં શીખે છે. જરૂર પડયે પાઈ પૈસો ચોરી જાય છે. અવારનવાર મોસાળે જવાનું થાય છે, ત્યાં એક વખત દેવસેવામાંથી પૈસા ઉઠાવે છે. તે પકડાઈ જતાં ભાણાભાઈ ઝંખવાણા પડે છે!

એક વખત અંકાં-મૂઠ રમવા ઘેરથી દૂર, દેવિયાની કૂઈ સુધી, છાનામાના નાસી જાય છે. ભાઈસાહેબને શોધવા પડે છે. ઘેર આવે છે એટલે હરિકાકા ખખડાવે છે! એક વાર એક રૂપિયાની ચોરી પકડાય છે. હરિકાકા ફરી ખખડાવે છે. જુગાર અને ચોરીની બૂરી આદતો ત્યારથી ખરી પડે છે!

આ રીતે વસોના નિશાળિયા સાથે મોતીભાઈનું બાળપણ સ્વપ્નવત્ વહી જતું હતું, ત્યારે વસો બહાર વડોદરામાં નવી સૃષ્ટિ રચાતી હતી અને તેની અસરો વસોમાં પણ ઝિલાતી હતી*.

વસોની ગુજરાતી નિશાળ ઊઘડી તે જ (ઈ. સ. ૧૮૭૫) વર્ષે વડોદરાની ગાદીએથી મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરી મહારાજા સયાજીરાવને ગાદીએ બેસાડવામાં આવ્યા હતા અને તેમના વિદ્યાભ્યાસ માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. અને મોતીભાઈ નિશાળે બેઠા તે જ વર્ષે (૧૮૮૧ માં) વિદ્યાભ્યાસ પૂરો થતાં નવીન મહા-

* તા. ૮-૯-૧૮૮૧ ને રોજ સુધરાઈ સ્થપાઈ. તા. ૪-૧૧-૧૮૮૩ ને રોજ અંત્યજશાળા નીકળી. તા. ૧-૮-૧૮૯૪ ને રોજ કન્યાશાળા નીકળી. આ બધું નવીન રાજ્યઅમલનું પરિણામ હતું.

રાજાને રાજ્યની લગામ સોંપવામાં આવી હતી. તે પછી તરત જ લોકસ્થિતિનો જાતે અનુભવ કરવા મહારાજાએ રાજ્યમાં ફેરણી શરૂ કરી હતી. એ ફેરણીના કાર્યક્રમ પ્રમાણે (૧૮૮૪–૮૫ માં) તેઓશ્રીની પધરામણી વસોમાં પણ થઈ હતી.

નવા મહારાજા આ રીતે લોકસ્થિતિ જોવા નીકળ્યા તેથી લોકોના હર્ષનો પાર નહોતો. વસો તો ગાયકવાડ સરકારનું સૌથી વફાદાર ગામ હતું. તેથી મહારાજાની ગામમાં ઠેરઠેર પધરામણીઓ થઈ. મોતીભાઈના લત્તામાં પણ આવી રીતે મહારાજાનું સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમની નિશાળ તરફથી થયેલા સ્વાગતમાં તો નિશાળિયાઓને મહારાજાની સમક્ષ બેસાડવામાં આવ્યા હતા. અને મહારાજાએ તેમની સાથે વાતચીત પણ કરી હતી. ત્રીજા ચોથા ધોરણમાં ભણતા મોતીભાઈ પણ આમાં હતા. ૧૮–૧૯ વર્ષની ઉંમરના તાજા ગાદીએ બેઠેલા મહારાજા સયાજીરાવ અને ૧૨–૧૩ વર્ષના તાજા નિશાળે બેઠેલા મોતીભાઈ — આ બેના આ મિલનમાં ભવિષ્યમાં બનનાર અનેક ઇતિહાસો છુપાયા હતા, એમ તે વખતે કોને ખબર હતી !

આ પછી બેએક વર્ષે (૧૮૮૭માં) છઠ્ઠા ધોરણની વાર્ષિક પરીક્ષા થઈ. તેને અંગે યોજાયેલા મેળાવડામાં જાહેર થયું કે આવતા જૂનથી વસોમાં અંગ્રેજી નિશાળ ઊઘડશે. એ જાહેરાતથી મોતીભાઈ અને તેમના સહાધ્યાયીઓના જીવનમાં નવીન પ્રકરણ ઊઘડ્યું.

## ૪

# શિક્ષણનો સ્પર્શ

(૧૮૮૭ થી ૧૮૮૯)

મેળાવડામાં જાહેર થયા પ્રમાણે અંગ્રેજી નિશાળ ઊઘડી, (તા. ૧-૬-૧૮૮૭). નિશાળ તો ઊઘડી, પણ નિશાળિયા ન મળે! ગુજરાતી નિશાળના છઠ્ઠા ને સાતમા ધોરણના વિદ્યાર્થીઓને આ નવી નિશાળમાં જોડ્યા. ચાર-છ જણ બહારથી આવ્યા. બધા મળી પંદરેક વિદ્યાર્થીઓ થયા. એમાં મોતીભાઈ પણ હતા.

વિદ્યાર્થીઓને માટે આ નિશાળની દુનિયા આનંદ અને આશ્ચર્યનો વિષય હતી. જૂની અને નવી નિશાળનો ભેદ પગલે પગલે અનુભવાતો હતો — દેશી અને અંગ્રેજ લોકમાં અનુભવાય તેવો! ગુજરાતી નિશાળમાં બસો અઢીસો છોકરાં હતાં, અહીં ગણ્યાં-ગાંઠ્યાં દશ પંદર જ. એ નિશાળમાં ઘોંઘાટ અને ગંદકી હતાં, અહીં શાન્તિ અને સફાઈ હતાં. ત્યાં માસ્તરો અને છોકરાં મળીને નિશાળ સાફ રાખતાં, અહીં નોકર હતો. ત્યાં ભોંય ઉપર બેસવાનું હતું, અહીં બાંકડા ઉપર. ત્યાં ગમે તેવાં કપડાં પહેરીને જાઓ તોપણ કોઈ પૂછતું નહિ, અહીં સુઘડ પોષાક પહેરવાની શિખામણ અપાઈ. ત્યાં ખભે 'દફતર' લટકાવી વિદ્યાનો ભાર ખેંચતા નિશાળે જવું પડતું, અહીં સાચવીને ગોઠવેલી ચોપડીઓ અને નોટબુકો ખુલ્લી, છાતીએ ચાંપી, ગંભીર મોં રાખી 'અંગ્રેજી' ભણવા જવાનું થયું!

અંગ્રેજી ભણતરની નવાઈનો આમ પાર નહોતો. પણ વિદ્યાર્થીઓને સૌથી મોટી નવાઈ તો એમના શિક્ષકો હતા. શિક્ષકો બરાબર વખતસર નિશાળે આવે, ટાઈમટેબલ પ્રમાણે ભણાવે, વિદ્યાર્થીઓને પ્રેમથી બોલાવે, વર્તન બાબત એમને ટોકે, મુશ્કેલી હોય તે દૂર કરે, સારી સારી શિખામણો આપે અને પોતે પણ તે પ્રમાણે વર્તે.

આ બધાની પાછળ નિશાળના હેડ માસ્તર મગનભાઈ ચતુરભાઈ અમીનનું વ્યક્તિત્વ કામ કરતું હતું. નિશાળ પણ તેમના પ્રયત્નથી જ ખૂલી હતી.

મગનભાઈ કંઈ વિદ્વાન નહોતા, જોકે મૅટ્રિક સુધી તો ભણ્યા હતા. કુલીન ઘરના હોઈ સંસ્કાર, શિષ્ટતા અને ખાનદાની એમને સહજ હતાં. વડોદરે રહી ભણ્યા હતા, કેટલાંક વર્ષ સરકારી નોકરી કરી હતી, અને પોતાના વતનના કામે પણ સરકારી અમલદારોને મળવાનું અને બહારની દુનિયા જોવાનું એમને વારંવાર બનતું. એટલે એમની દૃષ્ટિ વિશાળ બની હતી અને દુનિયામાં આગળ વધવા માટે શેની જરૂર છે એનો એમને સારો અને સાચો ખ્યાલ હતો.

આ બધા કરતાં સૌથી વધુ કીમતી તો એમનું ચારિત્ર્ય હતું. એમનાં વાણી અને વર્તનમાં વિદ્યાર્થીઓને ભેદ જણાતો નહિ. સ્વદેશાભિમાન અને સચ્ચાઈ, ચોકસાઈ અને ચીવટ, નિયમિતતા અને વ્યવસ્થા, દૃઢતા અને ખંત એમના વર્તનમાં વારેવારે દેખાઈ આવતાં. એમના વખતમાં 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામનું એક નાનકડું પણ અદ્‌ભુત પુસ્તક બહાર પડેલું. એ પુસ્તકમાં કરેલી દેશી કારીગરીના નાશની સમીક્ષા અને તે અટકાવવા દેશી લોકોએ શું કરવું જોઈએ તે બાબત કરેલી સૂચનાઓ અને દર્દભરી વિનંતીઓ આજે પણ હૃદય હલાવી નાખે તેવી — મોતીભાઈના શબ્દોમાં — 'પથરા પિગળાવે તેવી' સચોટ અને માર્મિક છે. મગનભાઈને એ પુસ્તકના વિચારોનો નાદ લાગેલો હતો અને એનો નાદ તે વિદ્યાર્થીઓને પણ લગાડતા અને એ જ સ્વદેશીની ભાવના વિદ્યાર્થીઓનાં જીવન સંસ્કારી બનાવે તેવા પ્રયત્નો કરવા એમને પ્રેરતી.

પહેલે જ દિવસે વિદ્યાર્થીઓને એમણે માન દઈને બોલાવ્યા અને એકબીજાને માનવાચક સંબોધન વાપરી બોલાવવાનો ઉપદેશ આપ્યો. મગનભાઈને 'મગો' અને છોટાભાઈને 'છોટો' અને મણિભાઈને 'મણિયો' એવાં નામ દઈને બોલાવવાનો રિવાજ હતો, તેને બદલે 'મગા'ને મગનભાઈ કહી બોલાવવો, અને 'મણિયા'ને મણિભાઈ કહેવો એમ ઠર્યું અને 'તું'ને બદલે 'તમે' અને 'લે'ને બદલે 'લો' કહેવાનું શરૂ થયું.

આવા સંસ્કારી શિક્ષકના છત્ર નીચે અભ્યાસ કરતા મોતીભાઈને આ નિશાળમાંથી કંઈ કંઈ બક્ષિસો સાંપડી. એમાંની એક અતિ કીમતી બક્ષિસ તે ભાઈલાલભાઈ. વસોમાં તેમને ભલાભાઈ કહે છે.

ભલાભાઈ તે મોતીભાઈના પિત્રાઈ ભાઈ થાય. તેઓ અંગ્રેજી નિશાળમાં આવ્યા ત્યાં સુધી એકબીજાના અસ્તિત્વનો પણ તેમને ખ્યાલ નહોતો. પણ અહીં આવ્યા પછી મોતીભાઈને માટે તો નવી દુનિયા ઊઘડી. એમને સમજાયું કે ભણવામાં પોતે કાચા હતા, ત્યારે બીજા ઝડપથી આગળ વધતા હતા. અને એવા ચાલાક છોકરામાં એક તો પોતાની ખડકીનો જ હતો! મમતાળુ મોતીભાઈને ગોળનું ગાડું મળી ગયું! રોજ ભલાભાઈ અને મોતીભાઈ સાથે જ નિશાળે જાય, સાથે જ રમે અને સાથે જ ભણે. આ દોસ્તી એટલી વધી કે ભલાભાઈ મોતીભાઈના 'મોટાભાઈ' બની રહ્યા.

ભલાભાઈના જેવા જ એક બીજા વિદ્યાર્થી મિત્ર બીજે વર્ષે સાંપડ્યા — ડાહ્યાભાઈ પુરોહિત. તે મોતીભાઈના ગોરના ભાણેજ થતા હતા અને મામાને સંતતિ નહિ હોવાથી તેમને ઘેર રહેતા હતા. પુરોહિત બધા છોકરામાં વધુ હોશિયાર અને સંસ્કારી હતા. અને વિદ્યા અને વિદ્વત્તાથી મોહિત થયેલા મોતીભાઈને માટે તો તે આદર્શ વિદ્યાર્થીની પ્રતિમા સરખા હતા.

ત્રીજા મિત્ર લાલાજી કરીને હતા. તે બહારગામ ભણતા. તેમના પિતા ભાઈલાલભાઈ લલ્લુભાઈ પટેલ વિદ્વાન ગણાતા. તેમણે 'શશિકાન્ત'' નામે એક નવલકથા પણ લખેલી. લાલાજી રજાઓમાં આવે ત્યારે મોતીભાઈ અને ભલાભાઈ એમને ઘેર જતા. ત્યાં લાલાજીના વિદ્વાન પિતા વિષે તે કંઈ કંઈ સાંભળતા. આ ઘરમાં સાસુવહુ વચ્ચે માદીકરી જેવો મેળ રહેતો, તે જોઈને મોતીભાઈને આશ્ચર્ય થતું અને તે વાતવાતમાં ઉદ્‌ગાર કાઢતા: 'આવું બધે હોય તો કેવું!'

લાલાજીના પિતા ભાઈલાલભાઈને મગનલાલ પુરુષોત્તમદાસ ભટ્ટ કરીને એક મિત્ર હતા. તેમના પુત્ર 'ભાઈલાલ ભટ્ટ' પણ બહારગામ ભણતા. તે રજાઓમાં વસો આવતા. તેમની સાથે પણ લાલાજી મારફતે મોતીભાઈને મૈત્રી થઈ. ભાઈલાલ ભટ્ટના પિતા વસોના વાલમ બ્રાહ્મણોમાં એક આગેવાન અને ધનવાન ગૃહસ્થ

હતા. વસોના ઐતિહાસિક પાટીદારો સાથે એમના પૂર્વજોનો ઇતિહાસ સંકળાયેલો હોઈ, તેઓની માફક તે પણ બહારની દુનિયા સાથે અને રાજદરબાર સાથે સંબંધ ધરાવતા. બ્રાહ્મણ હોવાથી વિદ્યાપ્રેમ એમને સહજ હતો. શહેરોમાં પ્રગટ થતાં નવાં નવાં પુસ્તકો અને માસિકો તે મંગાવતા એ કારણે, લાલાજીના પિતા ભાઇલાલભાઈને તેમની સાથે દોસ્તી હતી. મગનલાલ ભટ્ટને ઘેર આ બે સાહિત્યપ્રેમી મિત્રો વારંવાર મળતા, નવાં નવાં પુસ્તકો વાંચતા, તેની ચર્ચા કરતા અને કંઈ કંઈ વાતો કરતા. મોતીભાઈ અને તેમના ગોઠિયાઓને નવાં નવાં પુસ્તકો અને મહિને મહિને આવતી ચોપડીઓનો ચમત્કાર અહીં જ જોવા મળતો. ઘરમાં ખુરશી, ટેબલ, કબાટ, ગાદી-તકિયા અને સભ્યતા હોય એવી રહેણીકરણી પણ આ જ ઘરમાં તેમને જોવા મળતી અને તેમને આશ્ચર્યચકિત કરતી.

નવી નીકળેલી અંગ્રેજી નિશાળમાં, શરૂઆતમાં, પહેલા ધોરણમાં દશબાર અને બીજામાં ત્રણચાર એમ બધા મળી પંદરેક વિદ્યાર્થીઓ હતા. અભ્યાસક્રમ લગભગ ગુજરાતી છઠ્ઠા-સાતમા ધોરણનો જ હતો. માત્ર અંગ્રેજી એકલું નવું શીખવાનું હતું. વિદ્યાર્થીઓ ઉંમરે પણ મોટા હતા. આ બધાં કારણે અભ્યાસ સહેલાઈથી અને ઝડપથી આગળ વધતો. જૂન માસમાં શાળા ઊઘડી ત્યારથી વર્ષ પૂરું થતાં સુધીમાં પહેલું ધોરણ પૂરું થયું. મોતીભાઈ અને તેમના વર્ગના વિદ્યાર્થીઓ બીજા ધોરણમાં ગયા. આમ છ માસમાં પહેલું ધોરણ થઈ શક્યું તે જોઈ કેટલાકે બીજું અને ત્રીજું સાથે કરવા માંડયું. તેમાં ભલાભાઈ પણ જોડાયા. વર્ષ આખરે મોતીભાઈ બીજામાંથી ત્રીજા ધોરણમાં ગયા ત્યારે ભલાભાઈ ચોથા ધોરણમાં ગયા. ભલાભાઈએ આમ બે ચોપડીઓ કરવા માંડેલી એટલે તે મોતીભાઈથી અભ્યાસમાં ઘણા આગળ રહેતા અને વર્ગમાં તેમનાથી જુદા બેસતા. નવી બંધાયેલી દોસ્તીમાં આવો વિક્ષેપ પડતો તેથી મોતીભાઈને ચેન પડતું નહિ. વર્ષ આખરે પરીક્ષા થયા પછી તેમણે પણ ભલાભાઈની સાથે ચોથા ધોરણમાં બેસવાની માગણી કરી. આમ ત્રીજું ધોરણ ભણ્યા વિના જ ચોથા ધોરણમાં બેસવાની માગણી આજે તો કોઈ કરે પણ નહિ અને કરે તો કોઈ સ્વીકારે પણ નહિ! પણ ચોથા ધોરણનો વર્ગ નવો જ હતો અને તેમાં ચાર જ

વિદ્યાર્થી હતા, એટલે સંખ્યા વધારવા માટે શિક્ષકે મોતીભાઈની ઇચ્છાને માન આપ્યું અને ભલાભાઈની સાથે મોતીભાઈને પણ બીજા ધોરણમાંથી ચોથા ધોરણમાં કૂદકો મારવાનો લાભ મળ્યો.

ત્રીજું ધોરણ ભણ્યા વિના જ ચોથા ધોરણમાં બેસવાની માગણી કરનાર વિદ્યાર્થી મોતીભાઈનું ભોળપણ ધ્યાનમાં લેવા જેવું છે. પોતાના જીવનમાં અનિવાર્ય બનેલા ભલાભાઈની સોબતની એની પાછળ ઝંખના હતી. પોતાનાં માનેલાં અને બનેલાં માનવીઓ પાછળની આવી ઝંખના અને મમતા એ મોતીભાઈના સ્વભાવનું એક લક્ષણ હતું.

એમના સ્વભાવનાં લક્ષણો સૂચવતાં કેટલાક વધુ બનાવોનાં સંભારણાં તેમના ગોઠિયાઓએ આજ સુધી સાચવી રાખ્યાં છે.

એક વખત ક્રિકેટની મૅચ થઈ. તેમાં કંઈક વાંધો પડ્યો. બે પક્ષ પડ્યા. અને એ પક્ષ નિશાળમાં પણ પેઠા. સામા પક્ષે પોતાનું વેર વાળવા મોતીભાઈની ટોળીમાંના એક જણની એક નવીનક્કોર ચોપડી ચોરી. મોતીભાઈ અને તેમના સાથીઓને આની ખબર પડી. સામાન્ય રિવાજ પ્રમાણે આ ચોરની ખબર લેવી જોઈતી હતી પણ મોતીભાઈના પક્ષે એમ કરવાનું માંડી વાળ્યું: જાણે કંઈ જ બન્યું નથી, એવું વલણ ધારણ કર્યું.

પોતાને નુકસાન કરનારને શિક્ષા કરવાને બદલે તેના પ્રત્યે ઉદાસીન વૃત્તિ દાખવનાર ટોળીના સભ્ય મોતીભાઈ નિર્માલ્ય હશે એમ કોઈને લાગે, પણ તે ધારે તો ગમે તેવા જુલમની સામે ટક્કર ઝીલી શકે તેટલા મક્કમ મનના હતા એમ પણ એક બનાવ ઉપરથી માલૂમ પડે છે.

તે બનાવ આ પ્રમાણે હતો :

ચોથું ધોરણ નીકળ્યું તે વર્ષે બીજા સત્રમાં જેશંકર કરીને એક શિક્ષક આવ્યા. તે ઘણું સરસ શીખવતા, તેથી મોતીભાઈને તેમને માટે ઘણું માન હતું. પણ પોતે બ્રાહ્મણ હોવાથી, અંગ્રેજી કેળવણીથી હિંદુધર્મને થતી હાનિ વિષે જેશંકર માસ્તરને ભારે ચાનક પેઠેલી હતી. તેથી છોકરાઓને પોતાના ધર્મનું ભાન કરાવવું અને તેનું પાલન કરવા પ્રેરવા એ તેમણે પોતાની ફરજ માનેલી. તેને અનુસરી તેમણે ફરમાન કાઢ્યું કે દરેક છોકરાએ ચોટલી રાખવી. મોતીભાઈને આ વાત પસંદ ન પડી. તેમણે માસ્તર સાહેબના

ફરમાનને તાબે નહિ થવાનો નિરધાર કર્યો. માસ્તર સાહેબે ઘણું સમજાવ્યા, 'ચૌદમું રતન' પણ અજમાવ્યું. પણ મોતીભાઈ એકના બે ન થયા.

એક બીજો બનાવ પણ સૂચક છે.

નિશાળ વ્રજભૂખણદાસની ખડકી નજીક બેસતી. એ ખડકીના દીવાનખાનામાં પુસ્તકોનો એક સંગ્રહ રહેતો, તે વિદ્યાર્થીઓ વાંચતા, તેના ઉપર નિબંધો લખતા અને તે વાંચી ચર્ચા કરવા દીવાનખાનામાં અવારનવાર મળતા. એમ કરતાં તેમણે 'વિદ્યાર્થી સમાજ'ની સ્થાપના કરી (૧૮૮૮). તેમાં ૧૧ સભાસદો હતા. આ સભાસદોએ એક વખત 'દેશી કારીગરીને ઉત્તેજન'—તેમના હેડ માસ્તર મગનભાઈના પ્રિય પુસ્તકમાંનો વિષય—એ ઉપર નિબંધો લખ્યા તે 'સમાજ'ની સભામાં વંચાયા અને ચર્ચાયા, તે ઉપરથી કેટલાક વિદ્યાર્થીઓએ દેશી જ કપડાં પહેરવાનો ઠરાવ કર્યો.

'વિદ્યાર્થી સમાજ' કોની પ્રેરણાથી અને કોના પ્રયત્નથી નીકળ્યો તે ચોક્કસ જાણી શકાતું નથી. પણ એની ભાવના અને એની પ્રવૃત્તિઓનો રંગ મોતીભાઈને કાયમને માટે લાગી ગયો એટલું ચોક્કસ.

આ ભાવનાનું મૂળ તેમના પાઠ્ય પુસ્તક 'નર્મગદ્ય'માં જડે છે. સુધારાના શહીદ વીર નર્મદનાં લખાણોના સંગ્રહરૂપ આ પુસ્તકમાં 'મંડળી મળવાથી થતા લાભ'થી માંડી 'સ્વદેશાભિમાન', 'રોવા-કૂટવાની ચેલાઈ', 'નિરાશ્રિતો પ્રત્યે ધનવાનોના ધર્મ', વગેરે જેવા 'સુધારા'ને લગતા લગભગ તમામ વિષયો ઉપર વિસ્તારથી, વિગતથી, અને કવિતા અને દૃષ્ટાન્તોની મદદથી, સાદી સરળ પણ 'જોસ્સાદાર' ભાષામાં ચર્ચા કરેલી છે. એ જ વિષયોના પાઠો તેમને ચાલેલી 'હોપવાચનમાળા'માં પણ મૂકેલા છે. એટલે હોપવાચનમાળા સુધારાની બાળપોથી જેવી હતી, અને 'નર્મગદ્ય' સુધારાના શાસ્ત્ર જેવું હતું. એ પાઠ્ય પુસ્તકો અને અંગ્રેજી શિક્ષણની નવીનતામાંથી મોતીભાઈને એક મહામંત્ર મળી ગયો: સુધારો! 'શું કરીએ તો લોકો સુધરે?' એ હવેથી તેમનો ધ્યાનમંત્ર બન્યો.

## ૫

# વડોદરે—હાઇસ્કૂલમાં

**(૧૮૮૯ થી ૧૮૯૪)**

'વિદ્યાર્થી સમાજ' નીકળ્યા પછી એક વર્ષમાં જ ચોથા ધોરણનો અભ્યાસ પૂરો થયો. હવે આગળ અભ્યાસ કરવા માટે વસોમાં સાધન નહોતું. તે માટે વડોદરે જવું પડતું. એટલે હરિકાકાનો વિચાર મોતીભાઈને જમીનના વહીવટમાં પલોટવાનો હતો. પણ હરિકાકાના જમણા હાથ બની રહેલા (મોતીભાઈના પિત્રાઈ) નાથાભાઈને છોકરા અંગ્રેજી ભણે તે જોવાનો મોહ હતો. તેમણે હરિકાકાને સિફારસ કરી. એક હકીકતે આમાં બહુ મદદ કરી. ચોથા ધોરણની પરીક્ષામાં ભલાભાઈ ઊંચે નંબરે પાસ થયા હતા, અને આગળ અભ્યાસ કરવા તેમને સ્કૉલરશિપ મળવાનું જાહેર થયું હતું. એટલે ભલાભાઈને માટે તો આગળ ભણવાનું નક્કી જ હતું. તેમની સાથે મોતીભાઈ જાય તો બંનેને લાભ થાય, એવી નાથાભાઈએ દલીલ કરી. હરિકાકાને એ ગળે ઊતરી. અને ભલાભાઈ સાથે મોતીભાઈને પણ વડોદરે ભણવા જવાનું ઠર્યું.

છોકરા બહારગામ ભણવા જાય ત્યારે તેમને સારું મુહૂર્ત જોઈ મોકલવા જોઈએ. પણ ભલાભાઈ 'સ્કૉલર' હતા. તે મુહૂર્ત જોવા રહે અને મોડા પડે તો સ્કૉલરશિપ જાય. એટલે તે તો ઊપડી ગયા. મોતીભાઈને ત્રણ દિવસ પછી મુહૂર્ત આવતું હતું અને સ્કૉલરશિપ જવાનો ડર નહોતો. તેથી તે પાછળ રહ્યા. આમ ૧૮૮૯ના નવેંબરની કોઈક શુભ સવારે પીળી બનાતનો કોટ અને મખમલની કસબી ટોપી સજી મોતીભાઈ વડોદરે ભણવા ચાલ્યા. સામાનમાં એક જૂનું પાકીટ હતું. પાકીટમાં ન માયું તેનું પોટલું કર્યું હતું. સાથે પથારી હતી, અને લખવા માટે 'બોંય-ટેબલ' લીધું હતું.

ભલાભાઈ આગળ ગયા હતા, અને તે પહેલાં, વડોદરા કૉલેજ અને હાઈસ્કૂલ ઊઘડી ત્યારથી, વસોના કેટલાક વિદ્યાર્થીઓ વડોદરામાં ભણતા હતા. આમ મોતીભાઈને માટે વડોદરા નવું હતું, છતાં 'પિયરિયાંનો વાસ' તેમને આવકાર આપવા તૈયાર હતો. એટલે શુભ મુહૂર્તે નીકળેલા મોતીભાઈ નિર્વિઘ્ને વડોદરા પહોંચ્યા.

વડોદરા કૉલેજ અને હાઈસ્કૂલનાં મકાનો બંધાયાને ત્યારે બે જ વર્ષ થયાં હતાં. પણ તે પહેલાં બહારગામથી વિદ્યાર્થીઓ ત્યાં આવવા લાગ્યા હતા. તેમાંના કેટલાક કૉલેજ નજીક, પબ્લિક પાર્કને પશ્ચિમ ખૂણે આવેલા 'રામજીમંદિર'માં રહેતા. મોતીભાઈનો ઉતારો પણ એમાં હતો.

આ 'રામજીમંદિર' તે મોતીભાઈના વડોદરાના સરનામા તરીકે અને ચરોતર બોર્ડિંગ હાઉસના નિવાસસ્થાન તરીકે વર્ષોથી નામાંકિત થયેલું સ્થળ આજે પણ તે 'મંદિર' જ છે, છતાં તેના રંગઢંગ બદલાઈ ગયા છે. પણ મોતીભાઈ પહેલવહેલા ત્યાં પહોંચ્યા ત્યારે તે તેના અસલ પુરાણા સ્વરૂપમાં હતું.

આજે રામજીમંદિરે પહોંચવા માટે પ્રતાપગંજ સોસાયટી તરફ જતો સુંદર રસ્તો છે. પણ તે વખતે એ રસ્તો સાંકડો, ઝાડીવાળો અને બિહામણો હતો. 'રામજીમંદિર'ની પછીતે નદીની ખાઈ છે. તેના ઉપર આજે નાળું બાંધેલું છે. પણ ત્યારે એ ખુલ્લી જ હતી. ચોમાસામાં તે પાણીથી ઊભરાતી અને વિદ્યાર્થીઓને નદીની ગરજ સારતી. આજે આ 'મંદિર'માં પશ્ચિમ તરફને રસ્તેથી જઈ શકાય છે. તેને મોટું કમ્પાઉન્ડ પણ છે. પણ તે વખતે એ કમ્પાઉન્ડ નહોતું. પ્રવેશદ્વાર પૂર્વ તરફ હતું, અને ત્યાં પહોંચવા માટે પબ્લિક પાર્કને રસ્તે થઈ જવું પડતું.

આ પૂર્વ તરફના પ્રવેશદ્વાર (જે હાલ બંધ રહે છે તે)ની સામે જ્યાં ઠાકોરજી બિરાજે છે તે જગાએ ખુલ્લી ઓસરી હતી. તેની આગળ વાંસડાની ભીંત ભરી તેને ઓરડીનું રૂપ આપ્યું હતું. એમાં મોતીભાઈનો મુકામ થયો.

'કોહ્યું છાજ ને જૂની વળી, ભીંતો દોદશ એવડી વળી' એવું નરસિંહ મહેતાના ઉતારા વિષે કવિએ લખ્યું છે. કંઈક તેના જેવો આ ઉતારો હતો. પણ એવાં ઘરોમાં રહેવાને ટેવાયેલા

ગામડાના છોકરાને એથી કંઈ વાંધો આવતો નહિ. બધા પોતપોતાની પથારી પાથરી આસન જમાવતા. ફર્નિચર કંઈ ન મળે. પાછળથી દેવદારનાં ખોખાં ગોઠવી ચોપડીઓ ગોઠવવાની સગવડ કરેલી. તે સિવાય ખુરશી, ટેબલ, ખાટલો એવું કંઈ નહોતું.

ધર્મચુસ્ત અને રૂઢિચુસ્ત સમાજમાંથી આવતા આ વિદ્યાર્થીઓને આવું જીવન તદ્દન નવું હતું. એટલે સૌ પોતપોતાનો ચોકો બનાવતા. આવા બેત્રણ ચોકા એ 'મંદિર'માં હતા. તેમાં મોતીભાઈની મંડળી સ્વતંત્ર રસોઇયો રાખતી.

આ રીતે રહેવાની ગોઠવણ રામજીમંદિરમાં થઈ અને વડોદરા હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં મોતીભાઈએ ભણવા માંડયું. એ જમાનામાં વડોદરા હાઈસ્કૂલમાં કે કૉલેજમાં જાહેર જીવન જેવું હતું નહિ. સારો વિદ્યાર્થી નજરે ચડે તો હેડમાસ્તર કે પ્રિન્સિપાલ એને સારી નોકરી અપાવી દેતા. સારા શિક્ષકો વિદ્યાર્થીઓ ઉપર શિક્ષણ દરમ્યાન સારા વિચારો દ્વારા કંઈ કંઈ પ્રેરણા અને સંસ્કાર સિંચતા. તે સિવાય વિદ્યાર્થીઓનાં જીવન ખીલવવાની આજે દેખાતી યોજનાઓ ક્યાંયે નહોતી. તેમાં વળી શિક્ષકનું કે વિદ્યાર્થીઓનું તેમના તરફ ધ્યાન ખેંચાય તેવું મોતીભાઈમાં કશું લક્ષણ દેખાતું નહોતું. વિદ્યાભ્યાસમાં તે તદ્દન સામાન્ય કોટીના હતા, અને દેખાવે તેમ જ સ્વભાવે નમ્ર, સાદા અને સીધા હતા. એટલે શાળાજીવનમાં પરીક્ષાઓનાં પરિણામ સિવાય મોતીભાઈને માટે કશો બનાવ બનતો નહિ!

પણ શાળાના અભ્યાસનું ગાડું જેમ તેમ ખેંચતા વિદ્યાર્થી મોતીભાઈ એકલા એકલા કંઈ કંઈ ગડમથલો કરતા. વસોની અંગ્રેજી નિશાળના સંસ્કારી વાતાવરણે, ભલાભાઈ અને પુરોહિત જેવા ઉત્તમ કોટીના સહાધ્યાયીઓના સંગે, અને સાહિત્યપ્રેમે મોતીભાઈમાં કોઈ દિવ્ય ભૂખ જગાડી હતી. રમતો રમવાનો અને મિત્રો કરવાનો શોખ તો બાળપણથી હતો. તેમાં આ સંસ્કારશોખ ઉમેરાયો અને તેના પોષણ માટે 'વિદ્યાર્થી સમાજ'ની સ્થાપનાથી અનુકૂળ ક્ષેત્ર મળી ગયું. વડોદરા આવ્યા ત્યાં 'વિદ્યાર્થી સમાજ' પણ એમના અંતરમાં સાથે આવ્યો, અને કોઈક ધન્ય પળે એમને એક વિચાર સૂઝ્યો: 'એક લાયબ્રેરી કાઢી હોય તો?' રજાઓમાં વસો ગયા ત્યારે તેમણે મિત્રો સમક્ષ એ વિચાર મૂક્યો.

'આપણે બહારગામ રહી ભણવામાં ખર્ચ કરીએ છીએ. તેમાંથી દર વર્ષે રૂા. ૧) બચાવી તે વડે પુસ્તકો ખરીદીએ અને તે પુસ્તકોની 'વિદ્યાર્થી સમાજ' માટે એક લાયબ્રેરી બનાવીએ. વધારામાં જે ભાઈ પાસે વાંચવા જેવાં પુસ્તકો હોય તે આ લાયબ્રેરીને ભેટ આપે. એમ કરવાથી આપણને બધાને અને બીજા વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવાનાં મળશે.'

વિચાર સૌએ વધાવી લીધો. પણ તેમાંના ત્રણ જણે પોતાની ખડકી માટે સ્વતંત્ર પુસ્તકાલય સ્થાપવાનું ઠરાવ્યું, અને પોતાના પૂર્વજ સુંદરદાસના નામ ઉપરથી તેનું નામ 'સુંદર પુસ્તકાલય' રાખ્યું. બાકીના આઠ જણ મોતીભાઈની યોજનામાં જોડાયા, અને તે રીતે શરૂ થયેલા પુસ્તકાલયનું નામ 'સ્ટુડંટ્સ લાયબ્રેરી' (વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય) રાખવામાં આવ્યું. આ વખતે મોતીભાઈની ઉંમર ૧૬–૧૭ વર્ષની હતી (૧૮૮૯–૯૦).

પાંચમા ધોરણની વાર્ષિક પરીક્ષામાં મોતીભાઈ પાસ થયા. દરમ્યાન રામજીમંદિરમાં રસોડાની વ્યવસ્થામાં એવા અનુભવો થયા હતા કે નવા વર્ષની શરૂઆતમાં પોતાના કેટલાક મિત્રોને લઈ તે મંડળીમાંથી છૂટા પડ્યા. જે ઓસરીમાં તેમનો મુકામ હતો તેને છેડે, દક્ષિણ ખૂણે, એક અંધારી ઓરડીમાં વાસ ફેરવ્યો અને રસોઈ પણ એમાં જ કરવાનું રાખ્યું.

આ ઓરડીમાં સંકડાશ પડવાથી પાછળથી તેની સામેના ખૂણા ઉપર — પૂર્વ તરફના પ્રવેશદ્વારની જમણી બાજુની ઓરડીમાં — તેમનો મુકામ થયો અને રસોડું મૂળ ઓરડીમાં ચાલુ રહ્યું.

આ વર્ષે એક વિચિત્ર બનાવ બન્યો. ચોમાસામાં મલેરિયા તાવનો વાવર ચાલ્યો. તેમાં એક જણ* સપડાયા. તેમને મૂકવા મોતીભાઈ વસો ગયા. ત્યાંથી પાછા આવ્યા પછી તેમને પણ તાવ લાગુ પડ્યો. તેમને મૂકવા ભલાભાઈ ગયા. મૂકીને આવ્યા પછી ભલાભાઈને પણ તાવ શરૂ થયો. અને તેમને પણ વસો જવું પડ્યું.

* તેમનું નામ શ્રી. ચૂનીભાઈ ચતુરભાઈ પટેલ. સોજીત્રાના વતની વસોની અંગ્રેજી નિશાળમાં મોતીભાઈ સાથે ભણેલા. પાછળથી વડોદરા કૉલેજમાં ફ્રેંચના પ્રોફેસર તરીકે વર્ષો સુધી કામ કરેલું. તે ૧૯૩૮માં મરણ પામ્યા.

આમ એક સત્ર આ માંદગી પાછળ ગયું. પરિણામે છઠ્ઠા ધોરણની વાર્ષિક પરીક્ષામાં મોતીભાઈ નાપાસ થયા. પણ 'પ્રમોશન' લઈ મૅટ્રિકમાં ચઢ્યા.

મૅટ્રિકની પરીક્ષાનું માહાત્મ્ય બીજી કોઈ પણ પરીક્ષા કરતાં મોટું છે. એની પાછળ શિક્ષકો અને વિદ્યાર્થીઓ જેટલી મહેનત કરે છે તેટલી તેની પહેલાં કે પછી થતી નથી. એનું પરિણામ જોવા લોક જેટલા આતુર હોય છે તેટલા બીજી કોઈ પરીક્ષાના પરિણામ માટે નથી હોતા. મોતીભાઈના વખતમાં તો આ પરીક્ષા નવીન હતી, એમાં પાસ થવાય તો જ નોકરી મળતી, અને નોકરી એ સૌથી પ્રતિષ્ઠિત ધંધો ગણાવા લાગ્યો હતો! એટલે તે જમાનામાં તો ગમે તે ભોગે મૅટ્રિક થવા વિદ્યાર્થીઓ તત્પર રહેતા.

મોતીભાઈ અને તેમના મિત્રોએ આ મહાભારત જીતવા ભગીરથ તૈયારીઓ આરંભી. પરીક્ષા આપવા અમદાવાદ જવું પડતું. ત્યાં બધી મંડળી એક મહિના અગાઉ પહોંચી. સાથે પોતાનો જ રસોઇયો લીધો. ત્યાં જઈને ખૂબ ધમ્યા. પણ પરિણામ જણાયું ત્યારે એ સર્વ મહેનત ધૂળ થયેલી જણાઈ; ત્રણ મિત્રોમાંથી પુરોહિત જ પાસ થયા. મોતીભાઈ અને 'સ્કૉલર' ભલાભાઈ બંને નાપાસ થયા!

પણ અમદાવાદના આ એક માસના વસવાટે ભાવિ મોતીભાઈને કેટલુંક ભાથું આપ્યું, જે તેમને જીવનભર કામ લાગ્યું. તેમનો ઉતારો રાયપુરમાં આકાશેઠના કૂવાની બહાર એક મકાનમાં હતો. તેની સામે જ હાલનાં લેડી વિદ્યાગૌરીના પિતા ગોપીલાલ ધ્રુવનું ઘર હતું. અને તે ઘરમાં તે દિવસોમાં જ તાજાં મૅટ્રિક પાસ થયેલાં વિદ્યાબહેન અને તેમનાં બેન શારદાબહેન રહેતાં હતાં. આ બંને બહેનો હાથમાં પુસ્તકો લઈ કૉલેજમાં ભણવા જતી મોતીભાઈની નજરે પડતી. એ દૃશ્ય મોતીભાઈને દિવ્ય લાગતું, અને તે ધન્યતા અનુભવતા. 'આવાં દૃશ્ય આપણી શેરીઓમાં ક્યારે જોવા મળશે?' આશ્ચર્યમુગ્ધ મોતીભાઈના મુખમાંથી આવા ઉદ્‌ગાર નીકળી જતા અને તે વિચારમાં પડી જતા.

આ જ દિવસોમાં તેમણે વિદ્યાબહેનના પતિ રમણભાઈને દીઠા. આ જ દિવસોમાં અમદાવાદની પ્રાર્થના સમાજનો પરિચય થયો.

ગુજરાતી નિશાળના કેશવલાલ માસ્તરે પ્રાર્થના સમાજની બાળ-પોથીનો પરિચય કરાવ્યો હતો તે યાદ આવ્યું, અને તે સાથે તે જમાનામાં અપૂર્વ અને અતિ માનપૂર્વક વંચાતી 'ઈશ્વરપ્રાર્થનામાળા' સાંભરી. તે ખરીદી, અને તેને તેમનાં પ્રિય પુસ્તકોમાં કાયમનું સ્થાન મળ્યું.

યુનિવર્સિટીના શિક્ષણ માટે આતુર મોતીભાઈ યુનિવર્સિટીને ઊમરે ચડતાં જ ઠોકરાયા, પણ હિંમત હાર્યા નહિ. બીજે વર્ષે તેમણે કમર કસી. સલામતી ખાતર 'સ્કૂલ ફાઈનલ' અને 'મૅટ્રિક' બંને માટે તૈયારી કરી. 'સ્કૂલ ફાઈનલ' માટે મુંબઈ જવું પડતું. ત્યાં ગયા, અને તેમાં પાસ થયા. પણ 'મૅટ્રિક' માટે પાછા અમદાવાદ જ ગયા અને ફરી નાપાસ થયા! પુરોહિત ગયે વર્ષે પાસ થયા હતા, આ વર્ષે ભલાભાઈ પાસ થયા. બંને દિલેજાન દોસ્તો હતા. તે આમ આગળ નીકળી ગયા, અને મોતીભાઈ પાછળ પડ્યા.

હવે નાપાસ થવાનું કારણ મોતીભાઈને શોધવું પડ્યું. ખરું કારણ તો એ હતું કે અમદાવાદ સેંટરમાં ત્યારે ૫૬૨ છોકરા બેઠા હતા તેમાંથી ૬૨ જ પાસ થયા હતા, અને એ ૬૨ પૈકી પાટીદાર વિદ્યાર્થી ચાર જ હતા. એટલે એમાં મોતીભાઈ ન હોય તો તેથી ખાસ શરમાવા જેવું નહોતું.

પણ મોતીભાઈએ આત્મનિરીક્ષણ કર્યું. વસોમાં બે ધોરણ સાથે કર્યાં હતાં. નિશાળ નવી હોવાથી શિક્ષણ જેમ તેમ અપાયું હતું. ભલાભાઈની દોસ્તી હતી, એટલે મોટે ભાગે ભલાભાઈ જ ભણતા, અને મોતીભાઈ તેનો લાભ લેતા. પાઠમાળાનાં વાક્યો મોતીભાઈની વતી ભલાભાઈ જ લખતા, અને 'લેશન' થયું મનાતું. છઠ્ઠા ધોરણમાં નાપાસ થઈને 'પ્રમોશન' મેળવી મૅટ્રિકમાં ચડ્યા હતા. તેથી અંગ્રેજી, ગણિત અને સંસ્કૃત કાચાં રહ્યાં હતાં. લખવાની તાલીમ બરાબર મળી નહોતી, તેથી અક્ષર ખરાબ હતા. ઝડપથી લખાતું નહિ, અને જોડણી ઘણી કાચી હતી.

મોતીભાઈને ભાન થયું કે આખો અભ્યાસ કાચો હતો, અને ભાઈબંધી ભારે પડી હતી. તેમણે કચાશ દૂર કરવા ફરી કમર કસી. અક્ષર સુધારવા દરરોજ કંઈ ને કંઈ લખવાનું રાખ્યું. અંગ્રેજી સુધારવા બહારનાં પુસ્તકો વાંચવા માંડ્યાં, તેમાંથી સારા સારા ફકરા મોઢે

કરવા માંડયા, અને ઉતારવા માંડયા. ગણિત નિયમિત ગણુવા માંડયું. અને સંસ્કૃત કાચું હતું, તેને બદલે ગુજરાતી લઈ શકાતું હતું, એટલે ગુજરાતી લીધું. પરિણામ એવું સુંદર આવ્યું કે ત્રીજે વર્ષે તે મૅટ્રિકમાં વડોદરા રાજ્યમાં પાંચમે નંબરે પાસ થયા અને માસિક રૂ. ૫)ની સ્કૉલરશિપ પણુ તેમને મળી! (૧૮૯૪).

આ વર્ષો દરમ્યાન રજાઓમાં અને બીજે પ્રસંગે વસો જવાનું થતું ત્યારે 'વિદ્યાર્થી સમાજ' સાથેનો સંબંધ તાજો થતો. બહારગામ રહેતા વિદ્યાર્થીઓના અનુભવનો લાભ ગામના વિદ્યાર્થીઓને મળે તે માટે હેડ માસ્તર મગનભાઈ તે વિદ્યાર્થીઓને પોતાના અનુભવો કહી સંભળાવવા 'વિદ્યાર્થી સમાજ'ની સભાઓમાં નોતરતા અને સૌને આનંદ થતો. આ સાથે ભાષણો કરવાની, નિબંધો વાંચવાની, તે ઉપર ચર્ચાઓ કરવાની, રમતો રમવાની, એ સામાન્ય પ્રવૃત્તિઓ તો ચાલતી જ.

આ બધું મોતીભાઈને એટલું બધું ગમતું કે 'સ્ટુડંટ્સ લાયબ્રેરી' અને તે દ્વારા 'વિદ્યાર્થી સમાજ' એ તેમના માનીતા દોસ્તો થઈ રહ્યા હતા. વડોદરામાં રહ્યા રહ્યા પણ તે એના જ વિચાર કરે. જ્યાં જાય ત્યાંથી 'વિદ્યાર્થી સમાજ' માટે પુસ્તકો શોધે. પોતે જે પુસ્તક વાંચે તે પ્રથમ નજીકના મિત્રોને વંચાવે, અને તેમની પાસે નવું પુસ્તક જુએ તો પોતે તે વાંચે; પછી એ પુસ્તક 'સ્ટુડંટ્સ લાયબ્રેરી'માં જાય. આ એક સામાન્ય રિવાજ થઈ ગયો અને મોતીભાઈને માટે તો એ શોખનો વિષય બની ગયો.

ક્રમે ક્રમે આ પુસ્તકાલય એટલું મોટું થયું કે તેની વ્યવસ્થા કરવા માટે કાયમ યોજના કરવાની જરૂર ઊભી થઈ. તે માટે હરિભાઈ રેવાભાઈની — એટલે મોતીભાઈની — ખડકીનો મેડો વગર ભાડે મળે એવી ગોઠવણ થઈ. પુસ્તકો મૂકવા લાલાજીને ઘેરથી કબાટ મેળવવામાં આવ્યું. રજાઓના દિવસોમાં લાલાજી અને તેમના મિત્રો પુસ્તકોની દુરસ્તી અને સાફસૂફી કરે અને તેમને પૂંઠાં ચડાવે* એમ

* પૂંઠાં વિદ્યાર્થીઓ ઘેર જ બનાવતા: જૂનાં ધોતિયાંને રંગતા, અને તે રંગેલું કપડું કાગળ ઉપર ચોંટાડતા. એ રીતે ચોપડીઓને પૂંઠાં ચડાવવાનો રિવાજ વસોમાં ઘણાં વર્ષ સુધી ચાલ્યો હતો.

ઠર્યું. વાંચકોને પુસ્તક પસંદ કરવાનું સુગમ થાય તે માટે ગ્રંથકર્તા, પ્રકાશક અને નામવાર અક્ષરાનુક્રમવાળી પુસ્તકોની યાદીઓ બનાવી, તે પૂઠા ઉપર ચોડી ભીંતે લટકાવવાની પ્રથા શરૂ થઈ. પુસ્તકો સૌ કોઈને વગર લવાજમે અને વગર જામીનગીરીએ છૂટથી વાંચવા અપાતાં. તેનો લાભ લોકોને બારે માસ મળતો રહે તે માટે દાદાભાઈ કસનદાસના — એટલે મોતીભાઈના — કુટુંબના, અંગ્રેજી શાળામાં ઉપલા વર્ગમાં — ચોથા ધોરણમાં — ભણતા વિદ્યાર્થીએ પુસ્તકો આપવા-લેવાનું કામ નિયમિત રીતે કરવું એવી યોજના થઈ.

આ સર્વની પાછળ મોતીભાઈનું ભેજું હતું, અને બધું કામ સેવાભાવે જ કરવાનું હતું. આ પુસ્તકાલયને કશી અડચણ પડે નહિ તે માટે મોતીભાઈ સદા જાગ્રત અને પ્રયત્નશીલ રહેતા. જેમ જેમ વિદ્યાર્થીઓ આગળ અભ્યાસ કરતા ગયા તેમ તેમ નવી નવી યુક્તિઓ વાપરી પુસ્તકો મેળવવાના પ્રયત્ન થતા ગયા. વાર્ષિક લવાજમ રૂા. ૧) હતું, તે ઉપરાંત યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થનારે રૂા. ૫) બક્ષિસ આપવા એવી પ્રથા દાખલ કરવામાં આવી. પુસ્તકો ઓછી કિંમતે, અર્ધી કિંમતે, ગુજરીમાંથી, અને જે રીતે મળે તે રીતે મેળવવાના પ્રયત્નો થવા લાગ્યા. આ બધું કર્તવ્ય સ્વયંપ્રેરણાથી જ મોતીભાઈ બજાવતા ચાલ્યા. અને કામ એટલું સરસ થયું કે રૂા. ૫૦) ફી ભરી આ પુસ્તકાલયને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રજિસ્ટર પણ કરાવવામાં આવ્યું.

આ જ અરસામાં (તા. ૧૯-૪-૧૮૯૪) 'વિદ્યાર્થી સમાજ'ની પ્રવૃત્તિઓમાં એક જાણવા જેવો બનાવ બન્યો. તે વખતના વડોદરા રાજ્યના કેળવણી ખાતાના વડા અધિકારી — ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન રા૦ રા૦ હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા વસો શાળાઓ તપાસવા આવ્યા, અને 'ભાઉસાહેબ'ના બાગની બંગલીના મેડા ઉપર ઊતર્યા. મોતીભાઈ અને તેમના મિત્રોએ એક મેળાવડો ગોઠવ્યો. તેમાં 'દેશી કારીગરીને ઉત્તેજન' એ વિષય ઉપર વિદ્યાર્થીઓ ભાષણો કરે એમ યોજના કરી. આ સભાનું પ્રમુખપદ લેવા કાંટાવાળા સાહેબને વિનંતી કરવામાં આવી તે તેમણે સ્વીકારી. 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામનું પુસ્તક આ જ સાહેબે લખ્યું હતું, અને તેણે વસોના વિદ્યાર્થીઓ ઉપર ઘણી અસર કરી

હતી. તેથી તેમના પ્રમુખપદ નીચે થયેલી આ સભામાં ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો સારી સંખ્યામાં હાજર રહ્યા.

ભાષણો અને પ્રમુખ સાહેબના બોધથી લોકો ઉપર એવી સારી અસર થઈ કે દેશી કારીગરોને ઉત્તેજન અપાય તેવી પ્રવૃત્તિઓ કરવા એક વગદાર સમિતિ ત્યાંજ નિમાઈ.

આ સમિતિની પહેલી બેઠક સાહિત્યપ્રેમી મગનલાલ પુરુષોત્તમદાસ ભટ્ટને ઘેર ભરવામાં આવી. ચર્ચાને અંતે જણાયું કે દેશી કારીગરોને ઉત્તેજન મળે તેવી કાયમી યોજના થઈ શકશે નહિ. તેથી નક્કી થયું કે એક સાર્વજનિક પુસ્તકાલય કાઢવું. તે માટે માસિક રૂ. ૦–૮–૦, ૦–૪–૦, અને ૦–૨–૦ લવાજમ નક્કી થયાં, અને હાજર રહેલા બધા જ સભ્યો એક યા બીજા વર્ગમાં દાખલ થયા. એક સભ્યે — વસોપુરામાં રહેતા નવલખા શેઠ શિવલાલ કહાનદાસે — પોતાનું એક વિશાળ ડેલું* છ માસ માટે વગર ભાડે પુસ્તકાલયના ઉપયોગ માટે આપ્યું. આ યોજના અપૂર્વ હતી, અને વિદ્યાર્થીઓ અને ગામલોકનો ઉત્સાહ એટલો બધો હતો કે વાજાંના સૂરથી એના જન્મની જાહેરાત કરવામાં આવી!

* તે વખતની ગુજરાતી નિશાળની જોડેના રામજીમંદિરની સામે આ ડેલું આવેલું છે.

# ૬

# સરસ્વતી મંદિર

## (૧૮૯૫)

મૅટ્રિક પાસ થયા એટલે મોતીભાઈ કૉલેજમાં જોડાયા. હવે રામજીમંદિરમાં તેમનો દરજ્જો વધ્યો, અને મુકામ મેડા ઉપર ગયો. મેડા ઉપર રહેનાર વિદ્યાર્થીઓ મોતીભાઈના સમોવડિયા હતા, પણ તેમનાથી બે ત્રણ વર્ષ આગળ નીકળી ગયા હતા. તે સૌ 'સ્કૉલર'ની કોટીના અને માનને પાત્ર ગણાતા. ત્રણ વર્ષ સુધી તપ કરી મૅટ્રિક થયેલા મોતીભાઈએ આ 'સ્કૉલર' મિત્રોના સહચારને લાયક થવાનો. અને મૅટ્રિકના કડવા અનુભવો ફરી ન થાય તે માટે અભ્યાસ નિયમિત અને પદ્ધતિસર કરવાનો ગંભીર નિશ્ચય કર્યો, અને પોતાના ઉપર અંકુશ રાખવા ગુપ્ત રીતે 'ડાયરી' રાખવા માંડી.

ચરોતર બોર્ડિંગ હાઉસના ગૃહપતિની ઑફિસ હાલ જ્યાં છે તે ખૂણામાં મોતીભાઈનું આસન મંડાયું. ત્યાંથી પૂર્વ તરફ આખો ખંડ તે વખતે સળંગ હતો. તેમાં આઠેક જણ રહેતા. પૂર્વ તરફના ખૂણામાં ડાકોરના વિદ્યાર્થીઓનો વાસ હતો. તે જાતે રસોઈ કરતા, સ્કૉલરશિપમાંથી જ ખર્ચ પૂરું કરતા, સંગીતના શોખીન હતા, અને છતાં ઊંચે નંબરે પાસ થતા. આ ઉપરાંત બીજાં ત્રણેક રસોડાં રામજીમંદિરમાં જ ચાલતાં. કોઈ વીશીમાં જમતા, અને કોઈ કૉલેજની કલબોમાં જમતા. આ બધાનો મોતીભાઈને પાંચ વર્ષ સુધી અનુભવ થયો હતો. કોઈને એકલા હોવાને કારણે ઘણી અડચણો વેઠવી પડતી, કોઈને ઘણું ખર્ચ થતું, અને ડાકોરની મંડળી જેવા કેટલાક સ્વાશ્રય અને કરકસરથી રહેતા. આ બધું જોઈ મોતીભાઈને 'કલબ' કાઢવાનો વિચાર આવ્યો. મિત્રોને તે પસંદ પડયો અને રામજીમંદિરમાં કલબ નીકળી (૧૮૯૫).

કલબ નીકળી તેનો અર્થ એટલો જ હતો કે જુદાં જુદાં રસોડાં બંધ કરી વિદ્યાર્થીઓ હવે એક રસોડે જમવા લાગ્યા.

ખર્ચ વીશીઓ કરતાં વધારે ન આવે, અને ખોરાક વીશી કરતાં સારો મળે એ ધ્યેય હતું. એને માટે કોઈ સેક્રેટરી નહોતો, તેમ કોઈ સુપરિન્ટેન્ડન્ટ પણ નહોતો. માત્ર મહિનો થાય ત્યારે ખર્ચનો હિસાબ કરી દરેક જણ પાસેથી ફાળો ઉઘરાવી લેવામાં આવતો. જે વખતે જે અડચણ જણાતી, જે જરૂર ઊભી થતી, તેનો સમજૂતીથી નિકાલ કરવામાં આવતો. પૈસાની જવાબદારી મોતીભાઈનું મિત્રમંડળ ઉપાડતું. નવા આવનારને આ વ્યવસ્થા એવી સરળ અને સુંદર લાગતી કે, આ બધું કેમ ચાલે છે તેની તપાસ કરવાની પણ કોઈને જરૂર લાગતી નહિ.

ક્લબ જાણે એની મેળે ચાલતી હોય એમ દેખાતું. પણ એની પાછળ મોતીભાઈનું સહજ સંચાલન હતું. ક્લબ કાઢવાનો વિચાર જેમ તેમને સૂઝ્યો હતો, તેમ તેને સફળ કરવાની સ્ફુરણા પણ એમને જ સૌથી વધુ થતી. તેમને સાથ આપનાર અને તેમની વિનંતીને માન આપી કામમાં મદદ કરનાર મિત્રો તો હતા જ. પણ ક્લબના વહીવટમાં સર્વને સંતોષ થાય તેવી યોજનાઓ કરવાનું, મુશ્કેલીઓનો નિકાલ કરવાનું, વ્યક્તિગત મુશ્કેલીઓ લક્ષમાં લઈ છૂટછાટ મૂકવાનું, માંદેસાજે મદદ કરવાનું — એવું એવું કામ આપોઆપ મોતીભાઈને હાથે થયા કરતું. આથી તે દરેક વિદ્યાર્થીના સંસર્ગમાં આવતા, અને નાનામોટા સૌ ઉપર તેમને હાથે ઉપકાર થયે જતા. આની એવી અસર થતી કે ઉંમરે નાના હોવા છતાં, અભ્યાસમાં પછાત દેખાતા છતાં, અને દેખાવે બિલકુલ પ્રભાવશાળી નહિ હોવા છતાં, મોતીભાઈ જોતજોતામાં વિદ્યાર્થીનું મન હરી લેતા. અને 'મોતીભાઈ શું કહેશે?' એવી સૌને અજાણતાં જ ચાનક રહેતી.

ક્લબનો વહીવટ પહેલે જ મહિને એવો સરસ ચાલ્યો કે સૌને સંતોષ થયો અને પાંચ રૂપિયા બચ્યા. તે વડે મોતીભાઈએ બે ગરીબ વિદ્યાર્થીઓને 'સ્કૉલરશિપ' આપી. આ પ્રથા ઠેઠ સુધી ચાલુ રહી. ધીમે ધીમે ક્લબ એવી જામી કે રામજીમંદિરમાં આવનાર વિદ્યાર્થીઓ પહેલાં ધર્મશાળામાં આવનાર મુસાફરની માફક જુદા જુદા ઉતારા કરતા, અને એકબીજાથી ભિન્નભાવે અતડા રહેતા, તેને બદલે હવે તેમનામાં એકતાની ભાવના ખીલવા લાગી. નવા આવનાર

હવે કોઈ સરકારી બોર્ડિંગમાં આવતા હોય તેમ સ્વાભાવિક રીતે જ ક્લબમાં જોડાવા લાગ્યા અને જુદા ચોકા કરવાની પ્રથા બંધ થઈ. જે ક્લબમાં જોડાયો તે સ્વાભાવિક રીતે જ તેના સામાજિક જીવનમાં પણ જોડાઈ જતો. એટલે રામજીમંદિર આપોઆપ છાત્રાલય બનતું ચાલ્યું.

આને માટે એક દૃષ્ટાન્ત બસ થશે. આ વખતે રામજી-મંદિરના લત્તામાં પાણીના નળ નવા આવ્યા હતા. તેનું ખર્ચ ભારે પડે તેમ હતું. તેથી વિદ્યાર્થીઓ તેનો લાભ લેવાની આનાકાની કરતા. પણ મોતીભાઈએ 'ક્લબ' માટે નળ લીધો અને તેના ખર્ચનો ફાળો વિદ્યાર્થીઓ ઉપર નાખ્યો. જેને ન ફાવતું હોય તે વિરોધ કરી શકે તેમ હતું. પણ 'ક્લબ'માં એટલી એકતા હતી કે કોઈએ વિરોધ કરવાની હિંમત કરી નહિ. આમ નળ લેવાયો અને તેનો ફાળો રામજીમંદિરમાં રહેનારે ફરજિયાત આપવાનું ધોરણ કાયમ થયું.

ધીમે ધીમે ક્લબની સાથે બીજી પ્રવૃત્તિઓ પણ શરૂ થઈ. રમતો રમાવા લાગી, 'વિદ્યાર્થી સમાજ'ની ભાષણો કરવાની પ્રવૃત્તિ શરૂ થઈ, પુસ્તકો વાંચવા વંચાવવાની પ્રથા ચાલી, નાનું સરખું વાંચનાલય અને પુસ્તકાલય પણ જામ્યું, સ્વદેશીની ભાવનાનો પ્રચાર શરૂ થયો, અને રામજીમંદિર વડોદરાના વિદ્યાર્થી વર્ગમાં પંકાવા લાગ્યું. એકાદ વર્ષમાં જ સંખ્યા વધી અને આ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલ અને કૉલેજમાં એટલા જુદા પડવા લાગ્યા કે તેમની સંખ્યા અને વર્તનને કારણે તે 'ધી થર્ટી ફાઈવ'— પાંત્રીસની નામચીન ટોળી — ના નામથી ઓળખાવા લાગ્યા. તેઓ પબ્લિક પાર્કમાં રહેતા, એટલે પોતાને 'પાર્કિસ્ટ' કહેતા અને 'પાર્કિસ્ટ' હોવામાં ગૌરવ માનતા. એ ગૌરવવંતા બિરદને શોભાવવું એને સૌ જણ પોતાનો ધર્મ સમજતા. એ ધર્મના પ્રતીકરૂપે તેમણે રામજી-મંદિરમાં રામજીની સાથે જ — મેડા ઉપર મોતીભાઈના ઓરડામાં —'निःशेषजाड्यापहा' એવી ભગવતી સરસ્વતીની છબી પધરાવી અને રામજીમંદિર 'સરસ્વતી મંદિર' બન્યું !

# ૭

# 'ધી થર્ટી ફાઈવ'

## (પાંત્રીસની ટાળી)

## (૧૮૯૫ થી ૧૮૯૮)

'ધી થર્ટી ફાઈવ'માં પુરોહિત, જીવાભાઈ રેવાભાઈ અને મોતીભાઈ 'ત્રિમૂર્તિ' કહેવાતા. પુરોહિત ગુરુ જેવા હતા, જીવાભાઈ આદર્શ વિદ્યાર્થી હતા, અને મોતીભાઈ શિષ્ય અને સ્વયંસેવક જેવા હતા. આ ત્રણેય એકબીજા ઉપર અસર કરતા. અને એમનાં દૃષ્ટાન્ત, ઉપકાર અને સૌજન્યની અસર આખી કલબ ઉપર થતી.

મોતીભાઈ પુરોહિત પાસેથી ઘણી પ્રેરણા મેળવતા. અભ્યાસમાં, વર્તનમાં, જીવન અને નીતિના પ્રશ્નોમાં, કલબની વ્યવસ્થામાં, એમ સર્વ બાબતોમાં શંકાઓ અને મુશ્કેલીઓનું નિરાકરણ તે પુરોહિત પાસેથી મેળવતા, તેમના અભ્યાસી જીવનનું અનુકરણ કરતા અને એ આદર્શને પહોંચવા મથતા. અભ્યાસમાં પુરોહિત તેમના કરતાં બધી રીતે આગળ હતા, એટલે સીધી મદદ કરી શકે તેવા પ્રસંગો ઓછા મળતા, પણ સલાહ અને દોરવણી તો તે આપી શકે. તે મેળવવા મોતીભાઈ સદા આતુર રહેતા. અને પુરોહિતના અભિપ્રાયની તેમને ચિંતા પણ રહેતી. જે પુરોહિત પાસેથી ન મળે તે તેમના જેવા બીજા પાસેથી મેળવી લેતા અને નાના મોટા સૌના શિષ્ય બનતા

તે જેવા શિષ્ય હતા તેવા સેવક પણ હતા. પુરોહિત જેવાને નાણાંની તંગી રહેતી તેમને મોતીભાઈ કંઈ કંઈ મદદ કરતા. તેમની અડચણો દૂર કરતા. અને તેમના દોષો મટાડવા પણ પ્રયત્ન કરતા. આમ જીવન ઉન્નત બને તે માટે એકબીજાને સાથ આપવો, મદદ કરવી, અને એકબીજા ઉપર ચોકી રાખવી, એ આ ત્રિમૂર્તિનું ખાસ લક્ષણ હતું.

કેટલાંક દૃષ્ટાન્તો જોઈએ.

ગામડાના વિદ્યાર્થીઓમાં સામાન્ય રીતે જોવામાં આવે છે તેવા દોષો મોતીભાઈમાં પણ હતા. તેમની ભાષા અસલ ચરોતરી – જાડી, ખડબચડી અને અશુદ્ધ. વાતવાતમાં ગાળ પણ બોલે. આ કુટેવો સુધારવાનું કામ પુરોહિત કરતા. મોતીભાઈ અશુદ્ધ ઉચ્ચાર કરે કે ગાળ બોલે કે તરત પુરોહિત હાથ પકડી તેમને ઊભા રાખે અને સામું જોઈ કહે, 'એ શું બોલ્યા ? ફરી બોલો જોઈએ !' એટલે મોતીભાઈ શરમાઈ જાય અને સાવધાન થાય. એ રીતે પુરોહિતના નિયમનથી મોતીભાઈની ખડબચડી વાણીમાં ઘણો સુધારો થતો.

પણ જેમ પુરોહિત મોતીભાઈના દોષ પ્રત્યે જાગ્રત રહેતા તેમ જ મોતીભાઈ પુરોહિત અને તેમના જેવા માનનીય મિત્રોના દોષો ઉપર પણ ચોકી રાખતા. પોતાના મિત્રો કંઈ પાપ કરે કે આદર્શમાંથી ચળે તે મોતીભાઈથી જોયું જતું નહિ, અને તે તેમને પડતા બચાવવા કંઈ કંઈ કહી નાખતા.

આ મિત્રોએ સ્વદેશી કપડાં પહેરવાનું વ્રત લીધું હતું. એક વખત પુરોહિત મુંબઈ ગયા અને કેટલાંક પરદેશી કપડાં લાવ્યા. મોતીભાઈએ ખુલાસો પૂછ્યો તો કહે કે, અમુક જાતનું કાપડ સ્વદેશી મળતું નથી, એટલે ના છૂટકે પરદેશી કાપડ લાવવું પડ્યું. મોતીભાઈને આ એટલું બધું ખૂંચ્યું કે થોડા જ વખતમાં તે ઢગલાબંધ સ્વદેશી કાપડ ખરીદી લાવ્યા, અને પુરોહિતની દૃષ્ટિ સમક્ષ ઓરડીમાં જ તેનું પ્રદર્શન ભર્યું !

એક વખત રામજીમંદિરની ભીંતે એક વાક્ય લખાયું : 'Is it necessary ? (એની જરૂર છે ?)' એના ઉપર કોઈકની નજર પડતાં તેણે તેની તપાસ કરી, તો માલૂમ પડ્યું કે કોઈક 'માનનીય' ભાઈ ભારે ખર્ચ કરી નકામી ચીજ ખરીદી લાવ્યા હતા. 'પાર્કિસ્ટ'ના આદર્શને એ છાજતું નહોતું. તેથી તેમની આંખો ઉઘાડવા મોતીભાઈએ એ પ્રશ્ન જાહેર રીતે પૂછ્યો હતો. બસ. ઠેરઠેર એ પ્રશ્ન લખાઈ ગયો : 'Is it necessary ?' એની એવી અસર થઈ કે પેલા ભાઈ શરમાયા અને એવી ભૂલ ન થાય તે માટે બીજા સાવધ થયા !

આમ આ ત્રિમૂર્તિમાં મોતીભાઈનો આત્મા સદા જાગ્રત રહેતો અને 'પાર્કિસ્ટ'નાં જીવન ઉન્નત બને તે માટે કંઈ કંઈ કરવા મથતો. પણ તે કારણે જ કેટલાક સ્વૈરવિહારી 'પાર્કિસ્ટો'ને મોતીભાઈની ગંભીરતાનો બોજો કોઈક વખત ભારે પડતો, અને એ ગંભીરતા વડે લહેરિયાં ઉડાવવામાં તેમને મઝા પડતી. આવી મઝા કરનાર એક ટોળી હતી. તે 'પંચ' કહેવાતી. તેમાં 'પાટીદાર'ના તંત્રી નરસિંહભાઈ પણ હતા.

'મોતીભાઈ, લો જાંબુ', એક વખત 'પંચ'માંના કોઈકે કહ્યું. મોતીભાઈને જાંબુ બહુ ભાવતાં. તેમણે આતુરતાથી હાથ લંબાવ્યો અને પેલાએ જે આપ્યું તે મોંમાં મૂક્યું.

'થૂ, થૂ થૂ,— અલ્યા, શું આપ્યું આ?' મોંમાં મૂકતાં જ મોતીભાઈએ જાંબુ થૂંકી નાખ્યું, અને મોં કટાણું કર્યું.

'ઓહો, આટલી જ અક્કલ કે? શિયાળામાં તે વળી જાંબુ થતાં હશે? જાંબુ ખાવાનો આટલો બધો ચસકો?' પેલાએ આમ દાઝ્યા ઉપર ડામ દીધો અને મૂઠી ઉઘાડી બતાવી તો આસોપાલવનાં ફળ!

એક દિવસ પરોઢિયે મોતીભાઈની ઓરડીએ ખાસડાંનું તોરણ બંધાયું, અને ટીખળી 'પંચ' દ્વાર ઊઘડવાની રાહ જોતું બાજુએ સંતાઈ બેઠું. સવાર થતાં મોતીભાઈ ઊઠ્યા અને બહાર નીકળવા જાય છે ત્યાં તોરણ કપાળમાં ટિચાયું! રિવાજ મુજબ મોં કટાણું કરી ચાલ્યા, ત્યાં તો અવાજ ઊઠ્યા, 'અલ્યા, દિવેલ બહુ સસ્તું થયું છે!' અને બોલનાર ખડખડાટ હસતા મોતીભાઈની આસપાસ વીંટળાઈ વળ્યા! તે દિવસ એપ્રિલની પહેલી તારીખનો — April fool — નો હતો!

'પંચ'વાળા આ રીતે મોતીભાઈને ઘણી વાર ખીજવતા. પણ મોતીભાઈ ખિજાતા નહિ એટલું જ નહિ, પણ માઠું પણ લગાડતા નહિ. એથી તોફાનીઓ ઉપર તેમના ચારિત્ર્યની સુંદર છાપ પડતી અને તેમને પજવવાનો કોઈ કોઈ વાર લહાવો લેતા છતાં અંતરથી તેઓ મોતીભાઈના ગુણપૂજક બનતા.

અને મોતીભાઈ પણ શુષ્ક નહોતા. એમને રમવાનું તો બહુ જ ગમતું, અને તે રમતોમાં રસથી ભાગ લેતા. રામજીમંદિરને

ત્યારે આંગણું નહોતું. તેથી રમવા માટે બાગમાં જવું પડતું. ત્યાં ફળફૂલ હોય તેનો ઉપભોગ કરવાનું વિદ્યાર્થીઓને સહેજે મન થતું, અને તેમાં મોતીભાઈ પણ હોય જ. માત્ર ફેર એટલો હતો કે દિવસો જતાં મોતીભાઈનું આત્મનિરીક્ષણ વધતું ગયું, અને એમણે પ્રયત્ન કરીને બાગની ચીજોનો ગેરકાયદે ઉપયોગ કરવાની વૃત્તિને દાબી દીધી. પણ બીજા વિદ્યાર્થીઓને આની કશી જ ખબર નહોતી. એટલે મોતીભાઈના વિરોધોને કોણ ગણકારે? એ લોકો તો ઊલટા એને હસે અને મોતીભાઈના વિરોધ કે ઉપદેશથી વધુ ઉશ્કેરાય.

આમ ચાલતું, તેનાથી બાગના ચોકીદારો અને સુપરિન્ટેન્ડન્ટ સાથે ઘણી વાર ચકમક ઝરતી. તેમાં મોતીભાઈ આગેવાની તો ન કરે, પણ આંખ આડા કાન તો કરે, અને પોતાના મિત્રોનું કોઈ નામ ના લે તે માટે યુક્તિ પ્રયુક્તિઓ સારી રીતે કરે. અને ઊલટ પક્ષે 'ધી થર્ટી ફાઈવ'ની શાખ સાચવવા જરૂર પડે તો 'પંચ'ના અનુયાયીઓનો ઉપયોગ પણ કરે અને બહારના લોકથી પોતાનું રક્ષણ કરે.

તે જમાનામાં પોતાના માણસને સાચવવાની નીતિ સર્વત્ર પ્રચલિત હતી. ગમે તેવો ગુનો કર્યો હોય તોપણ પોતાના માણસને તેનાં પરિણામથી બચાવી લેવા સારા માણસો પણ તળેઉપર થતા. અને વિદ્યાર્થીઓનો બચાવ તો ખાસ થતો. કેટલાક કિસ્સા રમૂજી છે:

એક વખત 'પાર્કિસ્ટો'માંના એક બે જણે બાગમાં ફરતાં ફરતાં ફૂલ તોડચાં. બાગનો માળી તો આ લોકોથી એટલો ત્રાસેલો હતો કે તેમનો કંઈક વાંક આવે તેની રાહ જ જોતો હતો. એટલે તે તરત તેમની પાછળ દોડચો, અને એક જણનો હાથ પકડી ખેંચવા લાગ્યો, 'ચલો, સા'બ પાસે.' ખેંચાખેંચી ચાલતી હતી, તેવામાં એક કદાવર પારસી બુવા ત્યાંથી નીકળ્યા. તે હાઈસ્કૂલના શિક્ષક હતા. તેમણે કહ્યું: 'છોડ, છોડ, એ તો મારી ઇસ્કોલનો ઇસ્કોલિયો છે. એને ભણવા હારુ ફૂલ જોઈતાં હોસે તે લીધાં હોસે. એમાં સા'બની પાસ જવાનું સેનું?' માળી ભોંઠો પડચો, અને 'પાર્કિસ્ટ' ત્યાંથી નાસી છૂટચા!

માળીએ આ બાબતની સુપરિન્ટેન્ડન્ટને ફરિયાદ કરી. તેમણે મંદિર તરફનાં બધાં છીંડાં પૂરી દેવાનો માળીને હુકમ કર્યો. માળીએ

છીંડાં બંધ કર્યાં. વિદ્યાર્થીઓએ તે પાછાં ઉઘાડી નાખ્યાં. આ ક્રમ રોજ ચાલ્યો. એટલે માળી મનમાં રોજ ખિજાતો અને બાગનો ઉપભોગ કરવામાં આવી દખલ થવાનું ચાલુ રહેવાથી વિદ્યાર્થીઓને તે અકારો લાગતો. એટલે બંને એકબીજાનો ઘાટ ઘડવા તત્પર રહેતા.

આ અરસામાં એક વાર બાગનો સુપરિન્ટેન્ડન્ટ રામજીમંદિરે આવ્યો અને વિદ્યાર્થીઓને ગાળો દઈ ધમકાવ્યા. 'પંચ' ઊપડ્યું અને પેલાને ખોખરો કર્યો. મોતીભાઈએ તેમને અટકાવવા બહુ કર્યું, પણ કંઈ ચાલ્યું નહિ.

સુપરિન્ટેન્ડન્ટે કૉલેજના વાઈસ પ્રિન્સિપાલને હકીકત કહી. સવારે મોતીભાઈ અને બીજા 'પાર્કિસ્ટો'ને કૉલેજમાંથી 'ડિસમિસ' કર્યાની નોટિસ મુકાઈ. મોતીભાઈને ઘણું દુઃખ થયું. સાંજે 'પંચ'ને આની ખબર આપવામાં આવી. 'પંચ' સમજી ગયું કે પોતાને પાપે આ સાધુપુરુષો દંડાતા હતા. તેમણે એ શિક્ષા પોતાને માથે વહોરી લેવાનો નિશ્ચય કર્યો. ઊપડ્યા કૉલેજમાં અને પહોંચ્યા સીધા પ્રિન્સિપાલ પાસે; બધી હકીકત કહી. અને પોતે તો હાઈસ્કૂલમાં ભણતા હતા, અને તોફાન પોતે જ કર્યું હતું, એટલે શિક્ષા પોતાને જ થવી જોઈએ એવી દલીલ કરી. પ્રિન્સિપાલ તેમની બહાદુરી અને વફાદારીથી ખુશ થયો, અને નોટિસ પાછી ખેંચી લેવાઈ!

આમ એકબીજાની ઉન્નતિ માટે જાગ્રત રહેતા, પરસ્પર સહાય કરતા અને નિર્દોષ ગમ્મત અને યૌવનસુલભ તોફાનો કરી બીજાને ડરાવતા આ યુવાનો પુસ્તકોમાંથી અને શહેરમાં ને કૉલેજમાં થતી પ્રવૃત્તિઓમાંથી કંઈ કંઈ પ્રેરણા મેળવતા અને મોટા થયે કંઈ કંઈ પરાક્રમો કરવાનાં સ્વપ્નાં સેવતા. તે જમાનો મોટી મોટી નોકરીઓ મેળવવાનો, અને 'સુધારો' કરવાનો હતો. અંગ્રેજી ભણતર અને 'સુધારો' એ તો જાણે પર્યાયશબ્દો બની ગયા હતા. એમાં 'સ્વદેશી' વ્રત તો આ વિદ્યાર્થીઓમાં પહેલેથી જ દાખલ થયું હતું, અને 'સુધારા'ના ઘણા પ્રશ્નો ચર્ચાતા હતા. તેમાં બાળલગ્નના પ્રશ્ને તેમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. એ રૂઢિમાંથી બાળકોને બચાવવા કંઈ કંઈ સંકલ્પો તેઓ કરતા. અને એમના સાહસપ્રેમી સ્વભાવને આમાં પણ આત્મકસરત મળી રહેતી.

આ સંકલ્પોની કસોટીનો એક પ્રસંગ આ પ્રમાણે બન્યો. ૧૮૯૫ના વર્ષે પ્રિવિયસમાં પાસ થયા પછી તરત, કૉલેજ છોડી, ભલાભાઈ સરકારી કેળવણી ખાતાની નોકરીમાં જોડાયા હતા. તેમને એક નાનો દીકરો હતો. તેનો વિવાહ હરિકાકાએ મોતીભાઈને મોસાળ અલિંદ્રે ગોઠવ્યો. ભલાભાઈને આની ખબર નહિ, પણ બાળલગ્નવિરોધી પ્રચાર કરવાનો સંકલ્પ કરી ચૂકેલા મોતીભાઈ આથી ચોંક્યા અને તેમણે તરત ભલાભાઈને ચેતવ્યા. અને હરિકાકાને પણ લખી દીધું. પણ હરિકાકા શેના માને?

વિરોધ તો નોંધાઈ ચૂક્યો હતો, એટલે હવે શું થાય છે તે જાણવા કુટુંબના ઘરડાઓ રાહ જોવા લાગ્યા. એવામાં એક કુટુંબીને ઘેર લગ્ન આવ્યું. તે પ્રસંગે મોતીભાઈ વસો ગયા. ત્યાં ભલાભાઈ પણ આવ્યા. ભલાભાઈમાં વડીલોનો વિરોધ કરવાનું પાણી નહોતું, પણ મોતીભાઈએ તો પ્રશ્ન ઉપાડ્યો. ઘરડાઓએ એક યુક્તિ કરી. એમણે કહ્યું, 'વિવાહ મોતીભાઈના મોસાળમાં કર્યો છે. એટલે જો તે ફોક કરાવવો હોય તો મોતીભાઈએ જાતે અલિંદ્રે જઈ તે ફોક કર્યાનું જાહેર કરવું.'

વિવાહ એટલો ગંભીર પ્રશ્ન મનાતો કે તે ફોક કરવાથી આબરૂ જાય એટલું જ નહિ, પણ પોતાના જ મોસાળમાં થયેલો વિવાહ આમ ફોક કરાવવો એ આફત વહોરવા જેવું થાય એમ હતું. એટલે ઘરડાઓએ તો માનેલું કે મોતીભાઈ આ કામ કરશે જ નહિ. પણ મોતીભાઈને તો આ યોજના ગમી ગઈ, અને તે તરત જ અલિંદ્રે ઊપડ્યા.

અલિંદ્રે જઈ હકીકત કહી અને સિદ્ધાંતને કારણે વિવાહ તોડવાની જરૂર પડી હતી, અને પોતે જ તે પ્રશ્ન ઉપાડ્યો હતો એમ ચોખવટ કરી. મોસાળના લોકને એ રુચ્યું નહિ હોય, પણ મોતીભાઈની સચ્ચાઈની તેમના ઉપર સારી છાપ પડી અને મોતીભાઈ 'સુધારા'ના આ પહેલા સાહસમાં ફતેહ પામ્યા!

વડોદરામાં આ અરસામાં શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના ભાઈ સંપતરાવ ગાયકવાડે એક મોટું પુસ્તકાલય ખોલ્યું હતું. તેમાં એક ગ્રંથપાલની જરૂર પડી. તે ભલાભાઈને મળે તો સારું એમ સમજી મોતીભાઈએ તેમને વડોદરે તેડાવ્યા

અને એ જગા મેળવવા ખટપટ શરૂ કરી. આવી ખટપટ મોતીભાઈને માટે તો તદ્દન નવી હતી. પણ પુરોહિતની મદદ એમાં ખૂબ કામ લાગી.

એક વાર્ષિક પરીક્ષા વખતે રા.રા. છગનલાલ ઠાકોરદાસ મોદી વસો આવેલા, ત્યારે પુરોહિતનું જ્ઞાન જોઈ તેમને ચોથા ધોરણ-માંથી છઠ્ઠા ધોરણમાં દાખલ કરવાની તેમણે ભલામણ કરેલી, અને આગળ ઉપર જરૂર પડે તો પોતાને મળવાનું સૂચવેલું, એનો આ વખતે લાભ લેવાયો. અને તેમની સલાહથી બીજા અમલદારોને પણ આ બે યુવાન મિત્રો હિંમતથી મળ્યા. પરિણામે ભલાભાઈની નોકરી સંપતરાવ ગાયકવાડના પુસ્તકાલયમાં ઉછીની લેવાઈ! (૧૮૯૬–૯૭)

ભલાભાઈ હવે વડોદરે રહેવા આવ્યા, અને મોતીભાઈને ફરી પાછું ગોળનું ગાડું મળી ગયું. હવેથી 'સ્ટુડંટ્સ લાયબ્રેરી'ના સંચાલક મોતીભાઈને જીવનમાં પહેલી વાર એક લાખ રૂપિયાની મિલકતવાળા મહાન પુસ્તકાલયના સંચાલનનો પ્રત્યક્ષ પરિચય થવા લાગ્યો. આ બંધવબેલડીને એકબીજા પ્રત્યે ઓર લાગણી હતી. અવારનવાર મોતીભાઈ ભલાભાઈને ઘેર જતા. ત્યાં બાળલગ્નના દુષ્ટ રિવાજમાંથી જેને તેમણે બચાવ્યો હતો તે ભલાભાઈનો નાનો પુત્ર મગનભાઈ તેમનો દોસ્ત બની ગયો. તેનું લાલનપાલન કરવું એ પણ હવે તેમના વત્સલ હૃદયનો પ્રિય વ્યવસાય બની ગયો. રામજીમંદિરમાં થતી પ્રવૃત્તિઓમાં ભલાભાઈ માનનીય મહેમાન તરીકે આવવા લાગ્યા, અને ચર્ચાઓમાં 'કાયમના પ્રમુખ'નો હોદ્દો એમને મળી ગયો!

આ પછી થોડે જ માસે કેટલાક વિદ્યાર્થીઓને બી. એ., એમ. એ. પૂરું કરી 'સરસ્વતી મંદિર'માંથી સદાને માટે વિદાય લેવાનો સમય આવી પહોંચ્યો. આમાંના એક અંબાલાલ નારણભાઈ પટેલ વસોમાં અને પાટીદાર જ્ઞાતિમાં પહેલવહેલા એમ. એ. થયા. તેમને વસોના વિદ્યાર્થી સમાજ તરફથી મેળાવડો કરી હાથે લખીને માનપત્ર આપવામાં આવ્યું.

આવું જ માન પાછું 'સરસ્વતી મંદિર'ના વિદ્યાર્થીઓને પણ આપવામાં આવ્યું. મોટી મિજબાની થઈ અને આ સમયનાં મીઠાં સ્મરણો સચવાઈ રહે તે માટે 'કાયમના પ્રમુખ' સહિત એક છબી

પડાવવામાં આવી. આ છબીમાં બેઠેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૫ર હતી—રામજીમંદિરમાં ન માય એટલી બધી! 'ધી થર્ટી ફાઈવ'નો એટલો બધો વિકાસ થયો હતો, અને છતાં એ બિરદ તો ચાલુ હતું!

આ છબીમાં દેખાતા ગૃહસ્થો પૈકી ખુરશી ઉપર બેઠેલા અને તેમની પાછળ ઊભેલા 'ધી થર્ટી ફાઈવ' હશે એમ અનુમાન થઈ શકે છે. આ સર્વેએ પહેરેલો પોષાક, 'કાયમના પ્રમુખ'ની પાઘડી, અને તેમની સાથે ઉઘાડે માથે બેઠેલા વિદ્યાર્થીવર્ય પુરોહિતનું **'एकमेवाद्वितीयम्'** સૂચવતું નિરાળું વ્યક્તિત્વ ધ્યાનમાં લેવા જેવાં છે. પુરોહિતની સાથે બેઠેલા સફેદ ટોપીવાળા રા. જીવાભાઈ રેવાભાઈ છે, અને એ બંનેની પાછળ ઊભેલા સફેદ કોટટોપીવાળા મોતીભાઈ છે. મોતીભાઈની હારમાં ડાબી બાજુથી પહેલા તે હાલના સરદારશ્રી વલ્લભભાઈ પટેલ!* આમાંના ઘણાખરાએ હાથમાં પુસ્તક લીધું છે, અને કોઈકે તો તે ઉઘાડું પણ રાખ્યું છે. એ તેમના આદર્શોનું સૂચક છે. એ જમાનો પુસ્તકો અને સાક્ષરોનો હતો!

---

*બાકીનાં નામોની યાદી માટે જુઓ 'ચરોતર', નવેંબર, ૧૯૩૯, પૃ. ૩૯૫ થી ૩૯૮.

## ૮

# જાતકેળવણી

(૧૮૯૫ થી ૧૯૦૦)

'સરસ્વતી મંદિર'ની છબી પડાવી ત્યારે મોતીભાઈ ઇંટરમાં હતા. ખરું જોતાં તે બી. એ. માં હોવા જોઈતા હતા. પણ મેટ્રિક વખતે દેખાયેલી કચાશ ઠેઠ સુધી નડી. તેમાં કૉલેજમાં આવતાં પાછું સંસ્કૃત ફરજિયાત ભણવાનું થયું, જે તેમણે છોડી દીધું હતું. આથી તેમનો ઘણોખરો સમય અને શ્રમ સંસ્કૃત પાછળ જતો. કૉલેજના પહેલા વર્ષથી લખવા માંડેલી ડાયરીમાં આ સ્પષ્ટ જોઈ શકાય છે. દિવસમાં એ વખત તે કોઈ મિત્રની સાથે સંસ્કૃત નિયમિત વાંચતા. રજાઓમાં પણ એ બોજો સાથે ફેરવતા, અને બપોરે જમતા પહેલાં અને રાત્રે સૂતા પહેલાં અમુક પાનાં અને અમુક શ્લોક કરવાનો નિયમ રાખતા. આમ છતાં પરીક્ષાનું પરિણામ જણાય ત્યારે સ્નાનના સમાચાર!

પણ હવે તે એવા સમાચારથી ટેવાઈ ગયા હતા. ગમે તેમ કરી બી. એ. થવાનો નિશ્ચય હતો. એટલે પાસ થવાય કે નાપાસ થવાય તોપણ નિશ્ચિંત રીતે તે પોતાનો જીવનક્રમ ચલાવ્યે જતા. એક વખતે તે બહારગામ ગયેલા, અને નાપાસ થયાના સમાચાર આવ્યા. ઘરનાં માણસોએ માન્યું કે ભાઈ આ જાણશે તો નાસીપાસ થશે, એટલે એકદમ તેમને સમાચાર કહેવા નહિ એમ બધાંએ ઠરાવ્યું અને કાગળ સંતાડી રાખ્યો. પણ ઘરમાં મોતીભાઈના મામાનો દીકરો રહેતો હતો. તે અંગ્રેજી નિશાળમાં ભણતો અને મોતીભાઈને ચહાતો. તેને આ યુક્તિની ખબર નહિ, એટલે તેણે તો મોતીભાઈ આવ્યા કે તરત કાગળના સમાચાર કહી દીધા. માતાઓને ખબર પડી એટલે પેલા ભાઈને ઠપકો આપવા લાગી. મોતીભાઈએ કહ્યું: 'એથી મને કંઈ આઘાત લાગતો નથી. હું હવે એવા સમાચારથી ટેવાઈ ગયો છું. હું તો પાસ અને નાપાસ

બંને સમાચારની તૈયારી કરી રાખું છું. પાસ થાઉં તો શું કરવું અને નાપાસ થાઉં તો શું કરવું. એ બંને માટે મારો કાર્યક્રમ તૈયાર જ હોય છે. અને તેવા કાગળો પણ મેં મિત્રોને લખી રાખ્યા છે. એટલે એની તમારે ચિંતા કરવી નહિ!'

આમ પરીક્ષાઓમાં નાપાસ થતા તેથી વર્ષ બગડતાં અને વિદ્યાર્થીઓમાં તેમની આબરૂ પણ ઘટતી હશે. પણ મોતીભાઈને તો તેથી ખૂબ જ લાભ થયો જણાય છે. એક તો કૉલેજનો અભ્યાસ અને પરીક્ષાનાં પરિણામ એમના મનથી ગૌણ વાતો બની ગઈ, અને બીજી બાજુ તેમની સાચી કૉલેજ 'સરસ્વતી મંદિર'ની પ્રવૃત્તિઓમાં અને તેમના પોતાના અંતરમાં મંડાઈ. મૅટ્રિકની પરીક્ષાનાં વર્ષો દરમ્યાન અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો તેમણે ઘણાં વાંચ્યાં હતાં, અને ત્યાર પછી વાંચનનો તેમનો શોખ ખૂબ વધી ગયો. તેમની ડાયરીમાં કરેલી નોંધો ઉપરથી જણાય છે કે તે કદી વાંચનાલયમાં ગયા સિવાય રહેતા નહિ. આ ઉપરાંત ભાષણો અને ચર્ચાઓ સાંભળવામાં અને તેમાં ભાગ લેવામાં તેમને અતિશય રસ પડતો. જ્યાં ત્યાંથી તે ઉચ્ચ વિચારો ઝીલતા અને જીવનમાં ઉતારવાના પ્રયત્ન કરતા કે મનસૂબા રચતા.

આમ કૉલેજના વિદ્યાભ્યાસનો બોજો ઢસડતા અને ધાંધલ કરતા દેખાતા મોતીભાઈ પોતાની જાતને કેવી રીતે ઘડી રહ્યા હતા તે તેમની ડાયરીમાં નોંધાયેલું પડ્યું છે. આ ડાયરી ૧૮૯૫ના વર્ષમાં શરૂ કરેલી છે; અને તે ૧૮૯૮-૯૯ સુધી વપરાઈ હશે એમ જણાય છે. તેમાં દરેક પાન ઉપર આખા દિવસમાં શું કામ થયું તેની ટૂંકી નોંધ કરેલી છે, અને તેની નીચે આખા દિવસના અનુભવ ઉપરથી પોતાને શું શીખવાનું મળ્યું તે દર્શાવતું એક વાક્ય લખ્યું છે.

આવી રીતે લગભગ દરેક પાને કેવળ પોતાને માટે બોધવચનો લખેલાં છે, તે ઉપરથી તેમનું આત્મનિરીક્ષણ કેટલું ઊંડું, નિખાલસ અને કડક હતું તે જોઈ શકાય છે. વળી પુરોહિત જેવા વિદ્યાર્થી મિત્રો પ્રત્યે તે કેવા ગુરુભાવથી જોતા અને તેમની શિખામણો કેવા ભાવથી ઝીલતા તે પણ આ ડાયરીને પાને પાને નોંધાયેલું પડ્યું છે. એ આખી ડાયરી મોતીભાઈના ચારિત્ર્યવિકાસનો તેમને જ હાથે લખાયેલો મિતાક્ષરી ઇતિહાસ છે. તેમણે એમાં કરેલી નોંધો કોઈ

પણ વિદ્યાર્થીને માર્ગદર્શક થઈ પડે તેવી છે, અને મોતીભાઈના તે વખતના વિદ્યાર્થીજીવનનો યથાર્થ ખ્યાલ આપે છે. તેથી તે અહીં છૂટથી ઉતારવી ઉચિત લાગે છે. બધી નોંધો અંગ્રેજીમાં છે. તેનો ગુજરાતી અનુવાદ અત્રે આપ્યો છે. નોંધોનો ક્રમ બની શકે ત્યાં મૂળ પ્રમાણે રાખ્યો છે, નહિ તો વિષય પ્રમાણે ગોઠવ્યો છે.

अभ्यास विषे :

સોબત ટાળવી, જેથી દખલ ન થાય.

વાંચ્યા પછી મનન કરવાની જરૂર.

સહેલામાં સહેલું કામ પણ એકસામટું કરીએ ત્યારે તે સૌથી વધુ કઠણ લાગે છે. ગણિતની અઠવાડિક પરીક્ષાના અનુભવ ઉપરથી આ સમજાયું.

ગમે તેવું સહેલું હોય તોપણ દરેક કામ કટકે કટકે કરવું.

નાટક જોયાથી ઓછામાં ઓછા બે દિવસ બગડ્યા.

આખો દિવસ 'ફિસ્ટ'ની તૈયારીમાં અને મઝામાં ગયો. સાંજ પછીનો વખત ગાયનો સાંભળવામાં ગયો. પુરોહિત અને જીવાભાઈએ શિખામણના બે શબ્દો કહ્યા. સાચા 'પાર્કિસ્ટ' નીવડવા અને તેમના મિત્ર તરીકે લાયક બનવા એ શિખામણ યાદ રાખવી.

આડે દહાડે જેવા સૌની સાથે હળોમળો છો તેવું જ પરીક્ષાના દિવસોમાં એકાંત સેવતાં શીખો. (પુરોહિત)

वर्तन विषे :

બેદરકારી, અનિયમિતપણું અને આળસ દરેક ચારિત્ર્યને હણે છે. મારામાં આ ત્રણ દુર્ગુણ ઓછા નથી.

જાગ્યા પછી કદી પથારીમાં આળોટવું નહિ. (પુરોહિત)

જે કાગળ આપણને ઉદ્દેશીને લખેલો ન હોય તે કદી વાંચવો નહિ.

હઠીલો માણસ કોઈ કામમાં ભાગ્યે જ સફળ થાય છે.

હવેથી બીડી નહિ પીવી એવા સોગન લીધા.

નોકરની સાથે કદી વધારે પડતી છૂટ લેવી નહિ.

સાચે જ હું બુઠ્ઠો અને ભખ્ખાબોલો છું. તેથી બીજાની લાગણી દુભાય છે. આને માટે મિત્રોએ અનેક વાર મને ચેતવ્યો. આ કુટેવ છોડવી જોઈએ.

જાતે અનુભવ કર્યા સિવાય, બીજાના કહેવાથી, કોઈના ચારિત્ર્ય વિષે હલકો અભિપ્રાય બાંધવો નહિ.

કેરી અને એવાં ફળ ખાવાની વૃત્તિ ઉપર અંકુશ રાખવો.

મુલતવી રાખવાની ટેવ વખતને ખાઈ જાય છે.

મહાન તત્ત્વજ્ઞાની કેન્ટ સરખા એવા માણસો પણ થઈ ગયા છે જે ઘડિયાળ કરતાં પણ વધારે નિયમિત હતા. અને આપણે અહીં કેન્ટથી બરાબર ઊલટા ચાલીએ છીએ.

મહાન કાર્યો કરવાની ઉદાત્ત અભિલાષા સેવો. (પુરોહિત)

મણિશંકર રત્નજી ભટ્ટનું ભાષણ:– જગતમાં ઊંચે ચડવા માટે માણસમાં જુસ્સો હોવો જોઈએ. નર્મદાશંકરનું જીવનચરિત્ર વાંચવા જેવું છે.

આ નોંધો ઉપરથી તે લખનારનો આત્મા આત્મસુધારણા માટે કેટલો જાગ્રત હતો અને આતુર હતો તે જોઈ શકાશે. આ અરસામાં જ એક પુસ્તક બહાર પડયું: 'બેંજામિન ફ્રૅંકિલનનું જીવનવૃત્તાંત'. તે મોતીભાઈએ વાંચ્યું અને પોતાનાં મનોમંથનોને પોષણ આપે તેવું એમાંથી તેમને ઘણું મળી ગયું. એમાં 'જાતકેળવણી' નામે એક પ્રકરણ છે, જે ઉપરથી આ પ્રકરણનું નામ યોજ્યું છે. એમાંથી મોતીભાઈને ચારિત્ર્ય ખીલવવાની કળા હાથ લાગી ગઈ. જાતકેળવણી માટે ફ્રૅંકિલનની એક પદ્ધતિ એવી હતી કે, પોતાને જે સદ્ગુણ ખીલવવા હોય કે દુર્ગુણ દૂર કરવા હોય તેની યાદી તે બનાવતો, અને અઠવાડિયાના દિવસ અને આ યાદીવાળું એક પત્રક રચતો. પછી પોતે અમુક સદ્ગુણ આચરવાનું કે દુર્ગુણ ટાળવાનું નક્કી કરતો, અને તે પ્રમાણે થયું કે નહિ તેની નોંધ પેલા પત્રકમાં અમુક નિશાની વડે કરતો. પછી હાર-જીતનો સરવાળો કાઢતો, અને એમ કરી આગળ વધતો.

મોતીભાઈએ પણ આ પદ્ધતિનું અનુકરણ કરવા માંડયું. એવાં બેત્રણ પત્રકો અને કેટલીક યાદીઓ તેમની ડાયરીમાં છે. પહેલા પત્રકમાં દુર્ગુણોની યાદી આ પ્રમાણે છે:

'નિશ્ચયબળની શિથિલતા, ભુંડી વાણી, ગાળો બોલવાની ટેવ, મુલતવી રાખવાની ટેવ, ગપ્પાં મારવાની ટેવ, બેદરકારી, ગુસ્સો, આળસ, બીજાનું ભૂંડું બોલવું, બોલાવ્યા સિવાય બોલવું.'

આ યાદી કોઈ પણ કૉલેજિયનને લાગુ પડે! પણ એ દુર્ગુણો દૂર કરવા મોતીભાઈએ એક સિદ્ધાન્ત સ્વીકાર્યો, જે તેમણે ઠેઠ સુધી પાળ્યો.

'ખરાબ ટેવ દેખાય કે તરત તેને ઉખાડી નાખવી એ ઉત્તમ છે. નાનામાં નાની કુટેવ પણ વખત જતાં મોટામાં મોટી બને છે. આવી બાબતમાં આળસ કદી કરવી નહિ. સામાન્ય જનહિત માટે અતિ મહાન કાર્યો કરવાને આપણે શક્તિમાન ન હોઈએ તો આપણા ઉત્તમ ચારિત્ર્યનું દૃષ્ટાન્ત ખડું કરીને આપણે સંતોષ માનવો.'

ફ્રૅંક્લિનનું અનુકરણ કરી દુર્ગુણોની યાદીવાળાં પત્રકો બનાવવા માંડ્યાં, તે સાથે નોંધ કરવાની પદ્ધતિમાં બીજો એક ફેરફાર કર્યો. પહેલાં દિવસે થયેલું કામ રાત્રે નોંધતા, તેને બદલે હવે દિવસે કરવાનું કામ સવારે નોંધવું અને તેમાંનું કેટલું થયું તે રાત્રે તપાસી જોવું, એવી પદ્ધતિ સ્વીકારી. આ પદ્ધતિ થોડો સમય ચાલી, પછી દુર્ગુણોની યાદીને બદલે સદ્‌ગુણોની યાદીઓ બનાવવા માંડી. એ યાદીઓ પણ બોધક છે:

કર્તૃત્વ, ધૈર્ય, સાહસ, દૃઢતા, નિશ્ચય, સ્વચ્છતા, મૌન, વ્યવસ્થા, કરકસર, ઉદ્યોગ, નમ્રતા, ન્યાય.

નિશ્ચય વિષે એક સુંદર વાક્ય કેટલાંક પાનને મથાળે લખ્યું છે: તારે જે કરવું આવશ્યક હોય તે કરવા નિશ્ચય કરવો, જે કરવા નિશ્ચય કર્યો હોય તે અચૂક કરવું.

દુર્ગુણો ટાળવા અને સદ્‌ગુણો ખીલવવા આમ જાતકસરત ચાલતી તેથી પોતાના અને બીજાના વર્તનનું બારીક અવલોકન કરવાની ટેવ પડી. આથી ઘણા કોયડા ઊભા થતા. ઘણી વાર એવું વર્તન થઈ જતું જેથી માઠા અનુભવ મળતા, અને કોઈ વાર હાસ્યને પાત્ર પણ બનતા.

એક વખત પરીક્ષા આપવા મુંબઈ ગયા. ત્યાં કેરીઓ ખરીદી. ઘેર આવીને ગણી જોઈ તો સોને બદલે એકસો ત્રીસ થઈ. મોતીભાઈ કહે, 'વેચનારે ભૂલથી વધારે આપી. તે આપણે પાછી આપી આવવી જોઈએ.' સાથીઓ કહે, 'એટલે દૂર કોણ જાય?' 'તો હું જઈશ,' મોતીભાઈએ કહ્યું, અને એ તો ઊપડ્યા. ત્યાં જઈ

તપાસ કરી તો સો ફેરીને બદલે એકસો ત્રીસ આપવાનો રિવાજ જ હતો, એમ સમજાયું! મોતીભાઈને બધા ખૂબ હસ્યા.

આવું વારંવાર બનતું, છતાં મોતીભાઈ પોતાની સદ્‌ગુણપૂજા છોડતા નહિ. તે આ બાબતમાં કેવા ઊંડા ઊતરતા અને તેમને કેવા અનુભવો થતા તે નીચેની નોંધો ઉપરથી સમજાય છે:

બાગમાંથી વેલ મંગાવવી એ પણ અપ્રમાણિક વર્તન કહેવાય. એ ટેવ છોડવી.

પ્રમાણિક માણસો કોઈક વાર લાંચ સ્વીકારે છે—જો તે મોટી કિંમતની હોય તો! તારી જાતનો જ વિચાર કર.........!

ચુસ્ત રીતે પ્રમાણિક હોય એવા માણસનું કેટલીક વખત સારું બોલાતું નથી.

(બીજા અનુભવોમાંથી તારવેલો બોધ પણ જાણવા જેવો છે:)

મારી ભૂલ થઈ—પણ ભૂલ સદ્‌ગુણ-પક્ષે છે એ સારું થયું.

ચાલતા રિવાજને ન પાળીએ તો કોઈક વખત સહન કરવું પડે.

ધર્માંધ માણસો જોડેની ચર્ચામાંથી ઝઘડો જન્મે છે. એ તે સત્સંગ કે કુસંગ?

કોઈ આપણું અપમાન કરે તેનું વેર લેવા તેનું સામું અપમાન કરવું એ મર્દાઈ ગુણ છે, પણ વેર રાખ્યા વિના એને માફ કરવું એ દેવતાઈ ગુણ છે!

આખો દિવસ 'ફિસ્ટ' ખાતે ગયો. આજે બાગમાં રાજકુટુંબ ઉજાણીએ આવ્યું હતું. તેની વ્યવસ્થા જોવામાં થોડો વખત ગયો. મહારાજા સાહેબ અને રાજકુમારો જમતા હતા ત્યાં ડોકિયાં કરતા રખડ્યા તે અસભ્ય કહેવાય. પણ આવું ફરી ફરી જોવા મળતું નથી, એટલે એમ કરવાનું મન થાય એ સ્વાભાવિક હતું.

કેટલીક વાર હું નજીવી બાબતોમાં હઠ પકડું છું; કોઈક વાર જરા જરામાં ચિડાઉં છું; જોકે મારી વાત સાચી હોય છે.

અજ્ઞાન લોકોની દયા ખાવી જોઈએ, પણ તેમને ધિક્કારવા ન જોઈએ.

ઈશ્વર આપણા માર્ગમાં કેવી મુશ્કેલીઓ મૂકે છે અને પછી તે કેવી રીતે દૂર કરે છે તે કલ્પવું સહેલું નથી. ૧૮મી માર્ચની ફિસ્ટ, જૂઠો તાર, જગન્નાથનો કિસ્સો, અને એવી રોજ રોજ બનતી

ઘટનાઓ આની સાબિતી આપે છે. માટે માણસે પોતાનાં સત્યકૃત્યોનાં ફળ મળે તે માટે ધીરજ રાખવી જોઈએ. સંકટમાં પણ આપણે કંઈક શીખવાનું હોય છે. આવાં સંકટો થોડા જ વખતમાં ચાલ્યાં જાય છે ત્યારે, તેનાથી આપણે કેવા ડરી ગયા હતા તે જોઈ રમૂજ ઊપજે છે!

પુરોહિતે સુખ વિષે કહ્યું: અંતરાત્માને કેળવીએ તેટલા પ્રમાણમાં સુખ અનુભવાય છે.

* * *

ચારિત્ર્યની ખિલવણીમાં સમાજસુધારાને મહત્ત્વ અપાતું હતું, અને મોતીભાઈ પોતાના તેમ જ બીજાના જીવનની આ બાજુને ઝીણવટથી તપાસતા હતા. સમાજના રિવાજો અને રૂઢિઓ પોતે નુકસાનકારક હતાં જ, પણ તેના કરતાં એ રૂઢિઓના ઓઠા નીચે લોકો એકબીજાને કેવી કનડગત કરતા અને કૉલેજમાં ભણતા યુવાનો પણ કેવા ચારિત્ર્યભ્રષ્ટ થતા તે જોઈ મોતીભાઈને આશ્ચર્ય અને દુઃખ થતાં. સ્ત્રીઓની કનડગતના તો તેમણે ઘણા દાખલા જોયા હતા, તેમાંના કેટલાકની નોંધ તેમણે કરી છે. તે ઉપરાંત નીચેની નોંધો તેમના વિચારોની દિશા સૂચવે છે:

પૈસા લેવા હોય ત્યારે જમાઈઓ જુદા માણસો હોય છે, અને પૈસા મળે એટલે પાછા હતા તેવા થઈ જાય છે!

માણસ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે છે — જેમ તે ગમે તેટલાં ઢોર રાખી શકે છે તેમ!

એક છોકરીનાં માબાપ તેના સસરા માગે છે તેટલા પૈસા આપી શકતાં નથી, તે કારણે તેના સસરા તેને તેના બાપને ઘેર રાખી મૂકે છે.

૧૫ વર્ષની નીચેની વિધવાઓને પુનર્લગ્નની છૂટ હોવી જોઈએ કેમકે એવી વિધવા એના પૂર્વજીવનને લીધે પીડાય છે.

ખ્રિસ્તી ધર્મમાં બાળલગ્નની મનાઈ છે. પણ અમુક શરતે બાળલગ્ન સારું મનાય છે!

ધાર્મિક પ્રશ્નો સિવાય બીજા પ્રશ્નોને (વડીલો) અડતા નથી.

જ્યોતિષશાસ્ત્રમાં ગણિત સિવાય કશું સાચું નથી.

મોટાં પુણ્ય કરવાથી નાનાં પાપ ધોવાઈ જાય છે!

જેમ દેવળની પાસે, તેમ દેવથી દૂર!

દાદીઓ છોકરાંને બગાડે છે.

(એક વૅકેશનમાં વસોમાં ગરબા સાંભળ્યા તેથી પસ્તાવો થયો. નોંધ કરી :)

આજના સંજોગોમાં ગરબાનો રિવાજ ફાયદાકારક નથી. આ પવિત્ર, પ્રાચીન રિવાજ આજકાલ બગડતો જાય છે. તેમાં જરૂરી ફેરફાર કરવા ધગશવાળા માણસોએ બહાર પડવું જોઈએ. એમાં પદ્ધતિ નથી, શુદ્ધ ઉચ્ચાર નથી, સહજ લજ્જા નથી, નીતિ અને ધર્મ પ્રેરે એવાં ગીતો પણ નથી, માટે કહેવાતા પ્રેમનાં જૂનાં ગીતોની જગાએ સરસ બોધ આપે તેવાં અને ઉપયોગી વિષયો વર્ણવતાં ગીતો રચાવાં જોઈએ.

સામાજિક બાબતોમાં કોઈનો અંગત ઉલ્લેખ કરીને વાત કરવાથી નુકસાન થાય છે — તેનો અનુભવ નડિયાદમાં થયો.

* * *

પોતાની જાતને અને જગતને તીક્ષ્ણ બુદ્ધિથી જોતા અને કસતા મોતીભાઈ કેવા સ્નેહાળ, કોમળ હૃદયના અને દયાળુ હતા તે જોઈએ.

એમને મિત્રો કરવાનો ભારે શોખ હતો. વૅકેશનોમાં આ મિત્રોને તે પત્રો લખતા. તેની યાદીઓ ડાયરીમાં છે. એક યાદીમાં ૨૪ નામ વંચાય છે! મિત્રો વિષેની નોંધો પણ સૂચક છે :

મારા મિત્રોની સોબત શું નથી કરી શકતી? તેનાથી જીવન ઉન્નત બને છે, જનહિતની ભાવના જાગે છે, અને સ્વાર્થત્યાગ કરતાં શિખાય છે.

સાચા મિત્રની શિખામણ તત્કાલ પૂરતી કડવી લાગે પણ અંતે આનંદ આપે છે.

આપણે કામ કરવાનું હોય ત્યારે જે મિત્રો આપણને વાતો કરાવે તે આપણા દુશ્મન સમજવા.

સોનાનો અછોડો કોનાથી રખાય? (કીમતી ચીજો વાપરવાની કોઈ મિત્રની વૃત્તિ ઉપર આ કટાક્ષ છે.)

**माबाप विषे :**

સાચા પુત્રોને તેમનાં માબાપ માટે કેવો પ્રેમ હોય છે તે કોણ વર્ણવી શકે? કંઈ નહિ તો, જ્યારે દીકરા ઘેરથી દૂર રહી કૉલેજમાં

ભણતા વિદ્યાર્થી હોય ત્યારે? કેટલીક વાર માબાપનું સ્મરણમાત્ર તેમને આંસુ પડાવે છે!

ઘર છોડતાં મિશ્ર લાગણીઓ અનુભવું છું. માતાના પ્રેમનું વર્ણન કોઈ પણ શબ્દથી થઈ શકે તેમ નથી. મુશ્કેલી જ માણસના ચારિત્ર્યની ઉત્તમ કસોટી કરે છે. સંજોગો માગે છે કે દરેક જણે પોતાની ફરજ બજાવવામાં વધારે નિયમિત અને ચોક્કસ બનવું જોઈએ. સંસારમાં અપ્રમાણિક માણસો સાથે પ્રમાણિક રીતે વર્તે એવા સારા માણસો ભાગ્યે જ કોઈ હોય છે. છતાં એવા એક બનવું એ યુવાનો માટે ઉમદા કહેવાય!

* * *

માબાપના સ્નેહથી દ્રવતું મોતીભાઈનું હૃદય ગરીબો અને દુઃખી જનોની વહારે વીજળીવેગે દોડી જતું. એવા પ્રસંગો તો કેટલાયે બન્યા હશે. પણ નીચેની નોંધો આ દયાભાવનાં ઊંડાણ સૂચવે છે.

એક ધન્ય પળે નોંધ્યું: સૌથી સસ્તી ચીજ — દયા.

ચપટી વડે, પેન્સિલ વડે કે એવી ચીજો વડે કદી કીડીઓ ખસેડવી નહિ.

ગરીબોને પૈસે જાહેર મકાન — આ ન્યાય કહેવાય?

* * *

રામજીમંદિરનો બાવો મરણ પામ્યો, ત્યારે મોતીભાઈએ કલબમાંથી પૈસા ઉઘરાવી એનો ભંડારો કર્યો. એક વખત એક નોકર નદીએ કપડાં ધોવા જતાં નદીમાં તણાઈ ગયો. મોતીભાઈએ કલબમાંથી સો રૂપિયા ઉઘરાવ્યા અને તેની સ્ત્રીને મોકલી આપ્યા. છપ્પનિયો દુકાળ પડ્યો ત્યારે મોતીભાઈએ મોંઘું અનાજ ખરીદી રોટલા કરાવી ગરીબોને વહેંચ્યા.

જાતકેળવણીનાં આ વર્ષોમાં સ્વપ્નસૃષ્ટિ પણ રચાતી હતી:

આપણા આજના વિચારો અને કાર્યો મોટપણે પણ ચાલુ રાખી શકાય તો માણસ અને ઈશ્વર પ્રત્યે એક પવિત્ર ફરજ બજાવ્યાનો સંતોષ મેળવી કેવા ધન્ય થવાય!

આપણે વિષે બીજા જે ધારે છે તે આપણે સાચું પાડીએ.

(એક વખત એક સરસ ભાષણ સાંભળી નોંધ કરી:)

સૌ કોઈ ભણેલા લોકો આગળ ભાષણો આપે છે. આ કામે ગામડાના લોકો પાસે કોણે જવું?

## ૯

# બી. એ. પાસ—અને પછી

(૧૮૯૯ થી ૧૯૦૨)

જેમ પ્રિવિયસમાં તેમ ઇંટરમાં પણ મોતીભાઈએ બે વર્ષ લીધાં. તે જ્યારે ઇંટરમાં પાસ થયા ત્યારે તેમના મિત્રો ગ્રેજ્યુએટ અને ડબલ ગ્રેજ્યુએટ થઈ ચૂક્યા હતા. કોઈકે અધવચ અભ્યાસ છોડી નોકરી લઈ લીધી હતી. એટલે બી. એ. નાં બે વર્ષ તે લગભગ એકલા પડેલા અથવા તેમને નવા મિત્રો કરવા પડેલા. તેમાં વળી પહેલે વર્ષે વડોદરામાં પ્લેગ ચાલ્યો તેથી એક સત્ર અમદાવાદ જવું પડેલું, અને બીજે વર્ષે છપ્પનિયો દુકાળ પડ્યો તેથી પણ કંઈક દખલ થયેલી.

જુનિયર બી. એ. અને પહેલી એલએલ. બી. નો સાથે અભ્યાસ થઈ શકતો. અને બી. એ. થયા પછી બીજી એલએલ. બી. એક વર્ષમાં કરી ત્રણ વર્ષમાં બી. એ. એલએલ. બી. થઈ શકાતું. આ યોજનાનો લાભ લઈ શકાય તે માટે મોતીભાઈએ બી. એ. માં ઇતિહાસ અને ' રોમન લૉ ' એ વિષય લીધેલા, પહેલી એલએલ. બી.નો અભ્યાસ પણ સાથે કરેલો. અને તેમાં તે પહેલે વર્ષે પાસ થયેલા. આ પરીક્ષા પૂનામાં આપી જણાય છે. ત્યાં કોઈ ઓળખીતાને ત્યાં ઊતરેલા અને કડવો અનુભવ થયેલો. તેથી ડાયરીમાં લખ્યું : ' થોડી ઓળખાણવાળા કરતાં અજાણ્યાની સોબત સારી. આપણા વર્ગના સોબતીઓનો સંગાથ ન હોય તો બીજા વિદ્યાર્થીઓ જ્યાં ઊતર્યા હોય ત્યાં ઊતરવું. પણ અજાણ્યા કે થોડી ઓળખાણવાળાને ત્યાં પરીક્ષા આપવા ઊતરવું નહિ.'

બીજે વર્ષે સિનિયર બી. એ. માં પાછું સંસ્કૃત સામું આવ્યું, તેથી ઘણો શ્રમ કરવો પડ્યો. અર્ધો દિવસ ઋગ્વેદ અને કાવ્યપ્રકાશ તૈયાર કરવા ખાતે જ જતો. બધું જ ગોખવું પડતું. રોજ એક શ્લોક ગોખે, બીજે દિવસે નવો એક ઉમેરે, અને તે તૈયાર કરી

શરૂઆતથી બધું ફરી ગોખી જાય. એ રીતે આખું વરસ ચાલ્યું. પરીક્ષા આવી ત્યારે માંદા પડચા અને છેલ્લો માસ વાંચી શકાયું નહિ. પણ હિંમત રાખી પરીક્ષા આપવા મુંબઈ ગયા. અને જે આવડચું તે લખ્યું. જેમ જેમ પેપર લખાતાં ગયાં તેમ તેમ આત્મશ્રદ્ધા વધી અને ઉજાગરા કરીને પણ પરીક્ષા પૂરી કરી. અને પાસ પણ થયા! (૧૯૦૦ના નવેમ્બરમાં.)

હવે? તે જમાનો નોકરીનો હતો. નોકરીથી નગદ નાણું મળતાં અને સાહેબી મળતી. નોકરીવાળા ઊજળાં કપડાં પહેરતા અને ભલભલા તેમને સલામો ભરતા. એટલે ગમે તેવીયે સરકારી નોકરી મળે તો તેથી ગૌરવ મનાતું. મોતીભાઈને પણ નોકરી જ જોઈતી હતી. તેની તજવીજના વિચારો ચાલતા હતા, તેવામાં વડોદરા હાઈસ્કૂલમાં એક જગા ખાલી પડી. તે માટે પ્રયત્ન કરતાં ત્યાં નિમણૂક થઈ. બી. એ. પાસ થઈને તરત જ આ જગા મળી તેથી આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. આ વિષે પોતે ઘણી વાર કહેતા: "હાઈસ્કૂલના 'વરંડા'માં ઊભો રહી હું ઘણી વાર રમૂજ અનુભવતો અને મનમાં વિચારતો: 'આ કેવું આશ્ચર્ય! ગઈ કાલે તો હું એક અજાણ્યો વિદ્યાર્થી હતો, અને આજે મોટો શિક્ષક થઈ ગયો!'"

વડોદરા હાઈસ્કૂલમાં ત્યારે વાડિયા માસ્તર બહુ પ્રખ્યાત હતા. તે ઉપલા વર્ગોમાં અંગ્રેજી શીખવતા. મોતીભાઈને તેમની સાથે છઠ્ઠા ધોરણમાં અંગ્રેજી શીખવવાનું મળેલું. વાડિયા માસ્તરને મુકાબલે મોતીભાઈનું શિક્ષણ ઊતરતી કોટિનું હતું. તેથી તેમણે વિદ્યાર્થીઓને નિખાલસ દિલથી કહી દીધું: 'હું જાણું છું કે વાડિયા સાહેબ જેવું હું ન શીખવી શકું. પણ મારાથી બનતી મહેનત તો કરીશ જ. છતાં મારા વર્ગમાં તમને ન ગમતું હોય તો વાડિયા સાહેબના વર્ગમાં તમે સુખેથી જજો.'

આની એવી સુંદર છાપ પડી કે વિદ્યાર્થીઓ મોતીભાઈને ચાહવા લાગ્યા. એક બીજા પ્રસંગે વળી વધુ સારી છાપ પડી:

એક વિદ્યાર્થીએ ચાલતે વર્ગે કંઈક તોફાન કર્યું. મોતીભાઈએ તેને વર્ગમાં ઊભો રહેવા કહ્યું. તે ઊભો થયો અને તેમણે કામ આગળ ચલાવ્યું. શિક્ષણના કામમાં તેમને લીન થયેલા જોઈને

તે વિદ્યાર્થી ચૂપકીથી બેસી ગયો. મોતીભાઈએ એ જોઈ લીધું, પણ જાણે કંઈ બન્યું નથી એમ દેખાવ કરી કામ ચલાવ્યા કર્યું. સમય પૂરો થવા આવ્યો ત્યારે ચોપડી બંધ કરી એકદમ ગંભીર બની ગયા અને નાનું સરખું પ્રવચન કર્યું.

"આજે આપણે કામ પૂરું કરીએ તે પહેલાં મારે એક ગંભીર બનાવ તરફ તમારું ધ્યાન ખેંચવાનું છે. આપણું કામ ચાલતું હતું તે દરમ્યાન આપણામાંના એક ભાઈએ તોફાન કર્યું હતું, તેથી તેમને ઊભા રહેવાની સજા કરવામાં આવી હતી. તે ભાઈ થોડી વાર ઊભા રહી છાનામાના બેસી ગયા છે, અને આપણા સૌનું બેવડું અપમાન કર્યું છે. હું આશા રાખીશ કે એ ભાઈ 'ડિસિપ્લીન'નો અર્થ સમજશે અને એનું પાલન કરવાની ફરજ પોતે સમજે છે તે બતાવવા આવતી કાલે પોતાની મેળે વર્ગમાં ઊભા રહેશે........."

વિદ્યાર્થીઓ ઉપર એની એવી અસર થઈ કે પેલો વિદ્યાર્થી ખૂબ શરમાયો અને તેણે બીજે દિવસે શિક્ષકની સૂચનાનો અમલ તો કર્યો જ, પણ પછીથી એ વર્ગમાં કદી એવો પ્રસંગ બન્યો જ નહિ!

આ નોકરી કામચલાઉ હતી. તેની મુદત પૂરી થતાં મોતીભાઈને છૂટા થવું પડે તેમ હતું. તેથી તે બીજી જગાની શોધમાં હતા. પહેલાં તો તે કૉલેજના પ્રિન્સિપાલ ટેટ સાહેબને મળ્યા. તે વખતે કેળવણી ખાતાની વ્યવસ્થા તેમના હાથમાં હતી. તેમણે કહ્યું: 'એક સંસ્કૃત શિક્ષકની જગા ખાલી છે. તમે સંસ્કૃત શીખવી શકશો?' ભોળા મોતીભાઈએ તરત કહ્યું: 'ના, જી.' 'Sorry then! (ત્યારે દિલગીર છું!)' એમ કહી પ્રિન્સિપાલ સાહેબે હાથ ધોઈ નાખ્યા.

આ દરમ્યાન દીવાન કચેરીમાં એક જગા ખાલી પડી. ત્યાં અરજી કરી. અને નિમણૂક પણ થઈ. પણ પહેલે જ દિવસે રાજીનામું આપી નાસી આવ્યા. તે પ્રસંગે તેમના મનમાં ચાલેલા મંથનનું ચિત્ર પહેલા પ્રકરણમાં આવી ગયું છે.

વિદ્યાર્થી અવસ્થામાં સેવેલાં સ્વપ્નોમાંથી સહેજસાજ ડગેલા મોતીભાઈએ મુલકી ખાતાની નોકરીનો આમ પહેલે જ અનુભવે ત્યાગ કર્યો, એ તેમના નિશ્ચયબળનું માપ સૂચવે છે. કોઈ પણ ભોગે

શિક્ષક જ થવું, એ હવે તેમનો દૃઢ નિશ્ચય થયો અને તેવી જ નોકરીની શોધ તેમણે કરવા માંડી.

ફરી ટેટ સાહેબ પાસે ગયા. પોતાની ઇચ્છા અને આકાંક્ષા જણાવી. પણ તે વખતે જગા ખાલી નહોતી. છતાં તેમણે આગ્રહ કર્યો એટલે ઊતરતા ગ્રેડની એક જગા તેમને સૂચવવામાં આવી, એમ ધારીને કે એવી હલકી જગા તે નહિ સ્વીકારે. પણ મોતીભાઈએ તો જે હોય તે સ્વીકારવાની તૈયારી બતાવી. ત્યારે ટેટ સાહેબ કહે : ‘એવી હલકી જગા તમને આપી હું ગ્રૅજ્યુએટોની કિંમત ઘટવા નહિ દઉં.’ મોતીભાઈને ફરી રાહ જોવાની થઈ. પણ થોડા વખતમાં જ ટેટ સાહેબ રજા ઉપર ગયા, અને તેમની જગાએ બીજા કોઈ આવ્યા. તેમણે રાજી થઈને મોતીભાઈને બાબાશાહી રૂ. ૪૫)ના દરમાયાવાળી, પાટણની હાઇસ્કૂલમાં ‘એક્સ્ટ્રા ટીચર’ (વધારાના શિક્ષક)ની જગા આપી! આથી એમના હરિકાકા ખૂબ નાસીપાસ થયા, અને ચિડાયા પણ ખરા. ગ્રૅજ્યુએટ વર્ગમાં પણ મોતીભાઈ ઠપકાને પાત્ર બન્યા. પણ ‘ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું!’ — મોતીભાઈએ ડગલું ભરી દીધું હતું!

આ એક વર્ષ દરમ્યાન મોતીભાઈએ ‘સરસ્વતી મંદિર’માંની પોતાની ક્લબનું વિસર્જન કર્યું. એનું રાચરચીલું ઘણુંખરું નોકરોને વહેંચી આપ્યું. પરંતુ અત્રે સેવેલા આદર્શ શિથિલ ન થાય તે માટે, સંસારવ્યવહારના અને વેપારરોજગારના તેમ જ નોકરીધંધાના અવનવા અનુભવો થતાં, વિદ્યાર્થીજીવનમાં મેળવેલા સંસ્કાર ભૂંસાઈ ન જાય તે માટે, અને વર્ષમાં એક વખત હળવા મળવાનું બને, એકબીજાના જીવનમાંથી પ્રેરણા મળે અને જૂનાં ઓળખાણ તાજાં થાય તે માટે, ‘મિત્રમંડળ’ના નામે વાર્ષિક સંમેલનો ભરવાનું ઠરાવ્યું.* પછી, એ ‘મિત્રમંડળ’ની સાથે એક દશકાથી પણ વધુ સમય સુધી સેવેલાં અનેક સ્વપ્નો મગજમાં ભરી, કુટુંબીઓ અને સ્નેહીઓના વિસ્મય વચ્ચે ‘પંતુજી’ની નોકરી કરવા પાટણની વાટ પકડી (જાન્યુઆરી, ૧૯૦૨).

* ‘ચરોતર’, જાન્યુઆરી, ૧૯૩૧, પૃ. ૪.

## ૧૦

# ‘અમીન માસ્તર’

(૧૯૦૨ થી ૧૯૦૫)

પાટણની હાઈસ્કૂલમાં ‘મોદી માસ્તર’ (ગિરધરલાલ ભાણાભાઈ મોદી) કરીને હેડ માસ્તર હતા તે ઘણા કડક ગણાતા. તે એવા વિદ્વાન હતા કે તેમના હાથ નીચે કામ કરવું અને સફળ થવું એ યુનિવર્સિટીની પરીક્ષા પાસ કરવા કરતાં પણ અઘરું મનાતું. મોતીભાઈની શિક્ષક થવાની હોંશની અહીં ભારે કસોટી થવાની હતી. પણ તે પહેલાં તો તેમણે ઘણી કસોટીઓ પસાર કરી હતી, અને કોઈ પણ શિક્ષકને આખી જિંદગીમાં ન મળે એટલો અનુભવ ‘વિદ્યાર્થી સમાજ’ અને ‘સરસ્વતી મંદિર’ની પ્રવૃત્તિઓમાં મેળવ્યો હતો. વધારામાં તેમને ‘વધારાના શિક્ષક’ તરીકે કામ કરવાનું હતું, એટલે સૌથી હલકું ગણાતું એવું ‘ગુજરાતી’ અને ‘ઇતિહાસ’ ભણાવવાનું એમને ભાગે આવ્યું. દુનિયાની આંખે પ્રતિકૂળ દેખાતા સંજોગોએ જ મોતીભાઈને સર્વ પ્રકારની અનુકૂળતા આપી!

વાંચવાનો શોખ તો કાયમ થઈ ગયો હતો, તેમાં ‘મોદી સાહેબ’ના અભિપ્રાયની ચાનક અને શિક્ષકના કર્તવ્યનું ભાન ઉમેરાયાં: મોતીભાઈએ શરૂઆતથી જ ભારે તૈયારીઓ કરી ભણાવવા માંડયું, અને જોતજોતામાં તે ‘મોદી સાહેબ’ની આંખમાં વસી ગયા. નિશાળ બંધ થાય એટલે વિદ્યાર્થીઓને ભેગા કરી રમતો રમાડે, ફરવા લઈ જાય, અને સાંજે મોડા ઘેર આવે. રજાઓમાં ‘પિકનિક’ ગોઠવે, પુસ્તકો વંચાવે, બહારગામથી આવતા વિદ્યાર્થીઓને રહેવા-જમવાની સગવડો કરી આપે, ગરીબ અને કાચા પડતા વિદ્યાર્થીઓને જરૂર પ્રમાણે નાણાંની કે શિક્ષણની મદદ કરી તેમનામાં ઉત્સાહ પ્રેરે — એ બધાથી ‘અમીન માસ્તર’ સૌની જીભે ચડી ગયા!

નિશાળની નજીક ‘ફતેસિંહરાવ લાયબ્રેરી’ હતી — આજેય છે — તેથી મોતીભાઈને બહુ ફાવી ગયું. તેમણે તેનો એવો સારો ઉપયોગ કર્યો કે પહેલે જ વર્ષે તે સર્વાનુમતે તેના મંત્રી ચૂંટાયા.

પાટણ છોડતા સુધી એ કામ તેમણે કર્યું. આથી લાયબ્રેરીનાં પુસ્તકો અને વર્તમાનપત્રોનો છૂટથી ઉપયોગ કરવાની તેમને સરળતા થઈ. એમના સંસર્ગથી વિદ્યાર્થીઓને વાંચવાનો નાદ લાગવા માંડ્યો. આ માટે તે અનેક યુક્તિઓ અજમાવતા. આમાંથી એકબે જાણવા જેવી છે.

પ્રથમ તો, વિદ્યાર્થીને જે પુસ્તક વાંચવા ભલામણ કરવાની હોય તે પોતે અગાઉથી વાંચી લેતા. પછી પ્રસંગ આવ્યે તેનો ઉલ્લેખ કરે અને તેનું પ્રશંસાયુક્ત વર્ણન કરે. આથી વિદ્યાર્થી પુસ્તક તરફ આકર્ષાય અને તે વાંચવા માગે. લાયબ્રેરી પોતાના જ હાથમાં હોવાથી વિદ્યાર્થીની માગણી સહેલાઈથી સંતોષી શકાતી. એમ વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવાનો શોખ લગાડતા.

આમ કરતાં વિદ્યાર્થીઓને તેમણે છાપું વાંચતાં શીખવ્યું. શરૂઆતમાં ચાલુ બનાવોની વાતો કહેવા માંડી. પછી વાંચવા જેવા સમાચારો અને લેખો ઉપર છાપામાં નિશાનીઓ કરવા માંડી. બે જાતની નિશાનીઓ થતી: લાલ અને ભૂરી. લાલ નિશાનીવાળું લખાણ વિદ્યાર્થીએ ફરજિયાત વાંચવાનું, અને ભૂરી નિશાનીવાળું મરજી પડે તો વાંચવાનું. એ રીતે મેળવેલા જ્ઞાન ઉપર રવિવારે વિદ્યાર્થીઓની સભામાં ચર્ચા થતી અને વિદ્યાર્થીઓને વધુ જાણવાનો રસ લાગતો.

આ ચર્ચાઓમાં સારા સારા ફકરા મોઢે કરી સભામાં બોલવા, નિબંધો વાંચવા, ભાષણો કરવાં, વગેરે પ્રકાર પણ અજમાવવામાં આવતા. આ બધાથી વિદ્યાર્થીઓને એવી સારી તાલીમ મળી કે હોળીના તહેવારોમાં મોતીભાઈએ એક મેળાવડો ગોઠવ્યો. કહે છે કે બે હજાર માણસો ત્યાં એકઠાં થયાં હતાં. તે પ્રસંગે વિદ્યાર્થીઓએ રમતોની હરીફાઈ કરી અને ભાષણો કર્યાં. આથી લોકો ખુશ થયા અને ‘અમીન માસ્તર’ પાટણમાં જાણીતા થયા.

પાટણમાં હોળીના તહેવારોમાં લોકો મર્યાદા મૂકી જંગલી રીતે વર્તતા. તેમાં ‘ઇલાજી’ની એક બીભત્સ પ્રથા તે વખતે બહુ જોરમાં હતી. ફળીએ ફળીએ લોકો ‘ઇલાજી’ બનાવતા. ‘ઇલાજી’ એટલે માટીનું નાગું પૂતળું. તેની સામે એવું જ એક સ્ત્રીનું નાગું પૂતળું ઊભું રાખે. પછી ઘેરૈયા એ પૂતળાંની આસપાસ ઊભા રહી બીભત્સ

ચેષ્ટાઓ કરે. શેરી શેરી વચ્ચે આ રમતની હરીફાઈ ચાલતી. આવી રીતે તે દિવસોમાં શહેરમાં બીભત્સ વાતાવરણ છવાતું.

મોતીભાઈને આ જોઈ ત્રાસ છૂટચો. બીજે વર્ષે પાટણમાં પોલીસ નાયબ સૂબા શ્રી. ગોવિંદભાઈ હા. દેસાઈનો હોળીના દિવસોમાં જ મુકામ થયો. તેનો લાભ લઈ તેમણે આ દુષ્ટ પ્રથા સામે પ્રતિબંધ મુકાવવા તજવીજ કરી. શ્રી. ગોવિંદભાઈ સાહેબને જાતે જઈ મળ્યા અને બધી હકીકત કહી. તરત જ 'ઇલાજી' અને બીભત્સ તોફાનો નહિ કરવાના હુકમ છૂટચા! લોકોમાં આશ્ચર્ય ફેલાયું. 'ઇલાજી'ના ભક્તો ખિજાયા. આ કારસ્તાન 'અમીન માસ્તર'નું હતું એમ જણાઈ ગયું, એટલે, તેમનો ઘાટ ઘડવાની પણ તજવીજ થવા લાગી. વાતાવરણ એટલું ગરમ બનેલું કે 'અમીન માસ્તર' કેટલાક દિવસ સુધી ઘરની બહાર ન નીકળી શક્યા.*

પાટણમાં નોકરી મળ્યા પછી બીજે વર્ષે મોતીભાઈએ વસોમાં 'મિત્રમંડળ'નું સંમેલન બોલાવ્યું. આ અગાઉ બે સંમેલનો ભરાયાં હતાં પણ આ ત્રીજું સંમેલન અપૂર્વ અને અદ્દ્ભુત થયું. આગલે વર્ષે (૧૯૦૨) અમદાવાદમાં ધી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ (રાષ્ટ્રીય મહાસભા)ની બેઠક મળી હતી. ગુજરાતમાં રાજકીય પરિષદ આ પહેલી જ હતી તેથી એની વ્યવસ્થામાંથી ભણેલા લોકોને અવનવી પ્રેરણાઓ મળેલી. મોતીભાઈના 'મિત્રમંડળે' વસોમાં આ વ્યવસ્થાનું અનુકરણ કર્યું અને નાની સરખી કોંગ્રેસ ખડી કરી. ત્રણ દિવસનો કાર્યક્રમ હતો. વસોની કારીગરીનું પ્રદર્શન ભર્યું અને સમાજસુધારાના વિષયો ઉપર ભાષણો થયાં. પ્રમુખસ્થાને 'સરસ્વતીચંદ્ર'ના વિદ્વાન લેખક સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈને બોલાવ્યા હતા.

આ સંમેલનમાં કેટલાક યુવાનોએ 'વિધવા વિવાહ'ની હિમાયત કરતાં જુસ્સાદાર ભાષણો કરેલાં. પછી તો જોઈ લો એ ભાઈઓની મઝા. પરિષદ પૂરી થયા પછી જે ને તે તેમના ઉપર હુમલો કરે:

---

* પાછળથી શ્રી. ગોવિંદભાઈ સાહેબના પ્રયાસથી હોળીનાં તોફાનો સામે પ્રતિબંધ મૂકતો કાયદો આખા રાજ્યને લાગુ કરવામાં આવ્યો.

'વિધવાઓને પરણાવવી હોય તો પહેલી તારી . . . ને જ પરણાવને, ભાઈ!' *

• સંમેલન એટલું બધું સફળ થયું હતું કે 'મિત્રમંડળ'નું ભાવિ ઘણું ઉજ્જવળ દેખાતું હતું. પણ કહે છે કે, બીજે વર્ષે પ્રશ્ન ઊઠ્યો કે, આ 'મિત્રમંડળ' પાટીદારોનું કે સર્વ કોમોના મિત્રોનું? પાટીદારોએ એને પાટીદારોનું જ મનાવવા આગ્રહ કરવાથી એ ફરીથી ભરાતાં અટકી ગયું (૧૯૦૩).

મોતીભાઈએ પાટણમાં પણ 'મિત્રમંડળ' જમાવ્યું હતું. એની યોજના આવી હતી: મોતીભાઈ એકાદ પુસ્તક સૂચવે તે એક જણે વાંચવાનું માથે લેવાનું. પછી એક ઠરાવેલે દિવસે 'મિત્રમંડળ'ની સભા પેલા મિત્રને ઘેર જ ભરાય. ત્યાં વાંચેલા પુસ્તક ઉપર પેલા મિત્ર વિવેચન કરે, તેનો સાર કહે અથવા નિબંધ વાંચે. પછી નાસ્તાપાણી થાય અને સૌ વેરાઈ જાય. વારા પ્રમાણે ફરજિયાત એક પુસ્તક વાંચવાનું અને સભામાં હાજર રહેવાનું જે સ્વીકારે તે આ 'મિત્રમંડળ'નો સભ્ય થઈ શકતો!

આ યોજના શિક્ષકોમાં એટલી લોકપ્રિય થઈ હતી કે તેમાં પચાસ ઉપરાંત સભ્યો થયા હતા. વળી 'અમીન માસ્તર'નું નામ પણ પાટણમાં પ્રતિષ્ઠિત લોકોમાં એવું પંકાયું હતું કે ત્યાંની 'આનંદપ્રિય લાયબ્રેરી ક્લબ' તરફથી તેમને ભાષણો કરવાનાં આમંત્રણ મળતાં. એક વખત 'આપણું જીવન' એ વિષય ઉપર આ ક્લબમાં તેમણે એવું સરસ ભાષણ કર્યું અને તેમાં વૈષ્ણવ ધર્મ ઉપર એવી સચોટ ટીકા કરી કે હાજર રહેલા વૈષ્ણવ સદ્‌ગૃહસ્થો એ વિચારોથી ચોંકી ગયા — અને 'અમીન માસ્તર' થોડા ગવાયા!

આ પછી — ૧૯૦૫માં — પાટણમાં અતિશય વરસાદ પડ્યો અને લગભગ ત્રણ હજાર ઘર પડી ગયાં. ગરીબ-તવંગર સૌને માથે આફત ઊતરી. મોતીભાઈ આ વખતે પાટણમાં જાણીતા થયા

* આ સંમેલન વિષે શ્રીયુત ગોવર્ધનરામે પોતાની ડાયરીમાં આ પ્રમાણે નોંધ કરી હતી: 'તેની કાર્યપદ્ધતિ એક નાનકડી કૉંગ્રેસ જેવી છે અને ઉદ્દેશ ચરોતરને માટે એક સામાજિક-ઔદ્યોગિક પરિષદ ઊભી કરવાનો છે." 'શ્રીયુત ગોવર્ધનરામ,' પૃ. ૧૦૬.

હતા. તેમણે કેટલાક મિત્રોની મદદથી પાટણના એક બે ધનિકોને સાથે લીધા અને રાહતકાર્યની તજવીજ કરી. પાટણ શહેરમાંથી સાતેક હજાર રૂપિયા એકઠા થયા અને એ સમાચાર જાણી પાટણ બહાર વસતા શેઠિયાઓએ ઉઘરાણું કરી મોકલી આપ્યું. બધી મળી સિત્તેર હજારની રકમ થઈ હતી એમ કહે છે.

આ રકમ વડે લોકોને રાહત આપવાનું કામ મોતીભાઈએ ઉપાડ્યું. ગરીબોને તરત અને બિનશરતી રાહત મળે તે માટે, દીવાન સાહેબને લખી મ્યુનિસિપાલિટીની મંજૂરીની રાહ જોયા સિવાય જાતે જોઈને ઘર બાંધવા માટે મદદ આપવાની પરવાનગી મેળવી. અને ગરીબોને આફતમાંથી ઉગારી લીધા. મદદ છૂટે હાથે કરવામાં આવી હતી, છતાં નાણાં એટલાં બધાં હતાં કે છેવટે સાતેક હજાર રૂપિયા વધેલા. આ કામથી પાટણની પ્રજા 'અમીન માસ્તર' ઉપર આફરીન થઈ ગઈ. થોડા વખત પછી, આ કામમાં આગેવાની કરનાર બે ગૃહસ્થોને પાટણના કેટલાક શહેરીઓએ માનપત્ર આપવાનું ઠરાવ્યું. એમાં 'અમીન માસ્તર'ને તો કોણ સંભારે? અને સંભાર્યા હોત તોપણ તે તેમાં ભાગ ન લેત. શહેરના યુવાનોએ આ માનપત્રનો મેળાવડો ગોઠવવામાં તેમની મદદ માગી તે તેમણે પ્રેમથી આપી. પણ આ માનપત્ર બે વૈષ્ણવ ધનિકોને અપાતું હતું તે જૈનોને ખૂંચ્યું. એટલે તેમણે એમાં વિઘ્ન નાખવાનો પ્રયત્ન કર્યો, અને 'અમીન માસ્તર'ને જ ડરાવવા લાગ્યા: "તમે કોની પરવાનગીથી માનપત્ર આપો છો?"

'અમીન માસ્તરે' સુણાવી દીધું: 'તમે કોને એ પ્રશ્ન પૂછો છો? મને એ પૂછવાનો તમને અધિકાર શો? શું હું તમને જવાબ આપવા બંધાયો છું? અને શું મને અહીં બોલાવવાનો અને આવું પૂછવાનો તમને કંઈ અધિકાર છે ખરો?'

પૈસાના તેજમાં 'માસ્તરો'ને આંજી નાખવાને ટેવાયેલા પેલા ગૃહસ્થો પોતાની કસૂર સમજી ગયા અને ચૂપ રહ્યા. 'અમીન માસ્તરે' જરા ઠંડા પડી તેમને સમજાવ્યું: 'જુઓ, મારે ઘણા જૈન બંધુઓ સાથે સ્નેહ છે. તેમની સાથે રહી તમારી કોમનું અને ઇતર જનસેવાનું કામ હું કરું છું, એટલે આપનો બોલાવ્યો હું તો આવ્યો છું. માનપત્ર તો જે લોકો સારાં કામ કરે તેમને મળે છે.

તેમાં, વૈષ્ણવોને માન મળ્યું અને જૈનો રહી ગયા, એ પ્રશ્ન જ નથી. જુઓને, ...... ના બાપદાદાએ કદી માનપત્ર મેળવ્યું નથી, અને હાલ તેમના દીકરાએ જૈન કૉન્ફરન્સમાં આગેવાની કરતો ભાગ લીધો એટલે તેને માનપત્ર મળ્યું અને તેના છોકરા પણ ભવિષ્યમાં મેળવશે !'

ઉપર ઉલ્લેખાયેલી કૉન્ફરન્સ થોડા વખત ઉપર પાટણમાં જ ભરાઈ હતી. તેમાં મોતીભાઈને પણ આમંત્રણ મળ્યું હતું, અને તે ગયા હતા. ત્યાં તેમણે એક સૂચના કરી હતી કે જ્યાં જ્યાં કૉન્ફરન્સો ભરાય ત્યાં ત્યાં કોમની એક સંવત્સરી ઊજવવી. તે માટે રૂા. ૧૦૦૦ ) કૉન્ફરન્સે આપવા અને રૂા. ૧૦૦૦ ) જે સ્થળે કૉન્ફરન્સ ભરાય ત્યાંથી ઉઘરાવવા. એ રીતે મળેલી રૂા. ૨૦૦૦ ) ની રકમના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને ઇનામો આપવાની યોજના કરવી. જો આ વિચાર કૉન્ફરન્સ ઉપાડી લે તો પાટણમાંથી રૂા. ૧૦૦૦ ) ઉઘરાવી લેવામાં પોતે મદદ કરશે અને ઓછામાં ઓછા રૂા. ૨૫ ) પોતે ઉઘરાવી આપશે અથવા જાતે આપશે. આ વિચાર કૉન્ફરન્સના આગેવાનોને ખૂબ ગમેલો અને રૂા. ૩૦૦-૪૦૦ ) ઉઘરાવેલા પણ ખરા.

માનપત્ર વિષે કોમી ભાવને કારણે વિઘ્ન ઊભું થયું, તે ઉપરથી મોતીભાઈએ ગાંઠ વાળી કે પોતે કદી કોઈનું માનપત્ર સ્વીકારવું નહિ.

થોડા જ વખતમાં એમના આ સંકલ્પની કસોટી થઈ. પાટણથી તેમની બદલી પેટલાદ થઈ. શહેરમાં અને શાળામાં લોકપ્રિય થઈ પડેલા ‘અમીન માસ્તર’ આમ એકાએક પાટણ છોડી જવાના થયા તેથી લોકોને ખૂબ લાગી આવ્યું, અને ચાર વરસના તેમના સહવાસનું અહેશાન નાના મોટા સૌમાં ઊભરાવા લાગ્યું. ‘અમીન માસ્તર’ને માનપત્ર આપવાની તજવીજ થવા લાગી. પણ તેમણે તે સ્વીકારવાની ના પાડી. આખરે નાછૂટકે શહેરના સ્નેહીઓને ત્યાં કેટલેક સ્થળે પાનસોપારી થવા દીધી.

વિદ્યાર્થીઓ તો છાનામાના મહેસાણે જઈ માનપત્ર છપાવી લાવ્યા અને મેળાવડો કરવાની પરવાનગી આપવા ખૂબ આગ્રહ કર્યો. પણ મોતીભાઈ મક્કમ રહ્યા. ‘માનપત્ર ફાડી નાખી તેના ચોકઠા ઉપર દાદાભાઈ કે ગોખલે જેવા મહાપુરુષની છબી મઢી આપો

તો સ્વીકારું,' એમ કહી વિદ્યાર્થીઓને ઉડાવ્યા. વિદ્યાર્થીઓ નિરાશ ન થયા. છેલ્લે દિવસે તેઓ હારતોરા લઈ સ્ટેશન ઉપર ગયા ત્યારે મઢેલું માનપત્ર સ્ત્રીઓના ડબ્બામાં બેઠેલાં 'અમીન માસ્તર'નાં પત્નીના ખાનામાં છાનુંમાનું મૂકી દીધું, અને તેની નકલો સ્ટેશન ઉપરના લોકોને વહેંચી! ગાડી ઊપડી ત્યારે જ આની ખબર પડી. એ માનપત્ર વર્ષો સુધી રૂપખાના ઓરડામાં — 'જનાના' માં — રાખ્યું હતું!

## ૧૧

# પેટલાદમાં

(૧૯૦૫-૦૬)

૧૯૦૫ ના ડિસેંબર માસમાં મોતીભાઈએ પેટલાદની અંગ્રેજી શાળાના હેડ માસ્તરનો ચાર્જ લીધો. પાટણમાં સામાન્ય શિક્ષકની ફરજો બજાવતાં કરેલી વિવિધ પ્રવૃત્તિઓએ તેમને વિદ્યાર્થી અવસ્થામાં સેવેલાં શિક્ષણપ્રચારનાં મધુર સ્વપ્નો સિદ્ધ કરવા માટે જરૂરી તાલીમ આપી હતી, અને એ સ્વપ્નો વિષે પ્રબળ શ્રદ્ધા પોષી હતી. કેળવણીની ભૂખ ચોતરફ ઊઘડી હતી, અને કેળવણી જ ઉદ્ધારનું એકમાત્ર સાધન દેખાતું હતું. પણ લોકોની એ ભૂખને સંતોષવાનાં સાધન નહિ જેવાં હતાં. બ્રિટિશ રાજ્યની માફક વડોદરા રાજ્યે એવી નીતિ ધારણ કરી હતી કે દરેક પ્રાન્તમાં એક જ હાઈસ્કૂલ કાઢવી. આથી અંગ્રેજી કેળવણી માટે આખા પ્રાન્તના લોકોને પ્રાન્તના મુખ્ય શહેરમાં જવું પડતું. કેટલાક ઉત્સાહી લોકોએ પોતાના તાલુકાના મુખ્ય મથકે હાઈસ્કૂલો ઉઘાડી હતી. પણ તેનો લાભ લેવામાં અગવડો તો હતી જ.* પાટણમાં આવતા ગામડાના વિદ્યાર્થીઓને મોતીભાઈ ઉતારાની સગવડો કરવામાં મદદ કરતા, તે ઉપરથી તેમને ગામડાના લોકોની હાડમારીઓનો ખ્યાલ આવી ગયો હતો, અને એ સ્થિતિ સર્વત્ર હતી તેનો પણ તેમને જાતઅનુભવ હતો. એટલે પેટલાદની શાળાનો ચાર્જ લીધો તે જ દિવસે તે આખી

*આ વખતે ચરોતર પ્રદેશમાં નીચેનાં સ્થળોએ હાઈસ્કૂલો ચાલતી હતી; ખંભાત, નડિયાદ, ઉમરેઠ અને ખેડા. સોજિત્રા, વસો; અને કરમસદમાં અંગ્રેજી ચાર પાંચ ધોરણો સુધીની શાળાઓ હતી ધર્મજ, નાર, સુણાવ અને ભાદરણમાં એવી શાળાઓ કાઢવાના પ્રયત્નો ચાલતા હતા. વીરસદ અને બોરસદમાં મિશનરીઓની શાળાઓ હતી બીજાં ગામોમાં તો અંગ્રેજી શાળાની જરૂર પણ જણાઈ ન હતી.

શાળામાં ફરી વળ્યા, અને દરેક વર્ગમાં પરગામી વિદ્યાર્થીઓ કેટલા છે તે જાણી લીધું.

કુલ ૧૨૫–૧૫૦* વિદ્યાર્થીઓમાંથી પચીસેક પરગામી હતા. તેમાંના કોઈ સગાસંબંધીને ત્યાં રહેતા, કોઈ પગે ચાલીને આવતા અને કોઈ 'ઉતારા'માં રહેતા. આ સર્વને કેવી અગવડો વચ્ચે રહેવું પડતું તેનો ખ્યાલ નીચેના એક કિસ્સા ઉપરથી આવી શકે છે.

ગામડાના એક છોકરાને તેના બાપે એક ગરીબ વાણિયાને ત્યાં રહેવા-જમવાની સગવડ કરી આપી પેટલાદની અંગ્રેજી શાળામાં ભણવા મૂક્યો. છોકરો બેત્રણ દિવસમાં જ એ જીવનથી કંટાળ્યો અને ઘેર ભાગી ગયો. બાપે તેને ભાડાના ઘરમાં સ્વતંત્ર રીતે રહેવાની અને જાતે રાંધી ખાવાની સગવડ કરી આપી, અને એક ઓળખીતા કાછિયાને તેની સંભાળ રાખવાની ભલામણ કરી. થોડા દિવસમાં જ તે રાંધવાની કડાકૂટથી કંટાળ્યો અને ફરી ઘેર નાસી ગયો. બાપ તેથી પણ હિંમત હાર્યો નહિ. બેત્રણ માસ પછી છોકરાને કુટુંબના એક બીજા છોકરાની સોબત કરી આપી, અને બંનેને એક ગરીબ, ઘરડા વાણિયાને ઘેર મૂક્યા. ત્યાં પણ ફાવ્યું નહિ. એટલે તે બંનેને તે જ ઘરમાં જાતે રસોઈ કરવાની સગવડ કરી આપી. એ સગવડથી પણ છોકરાઓને ફાવ્યું નહિ, અને ઘેર ભાગી જવાની તજવીજ કરવા લાગ્યા. પણ તેવામાં તેમના જેવા બીજા વિદ્યાર્થીઓ ભાગીદાર થનાર મળ્યા તેથી રાહત થઈ અને અભ્યાસ ચાલુ રાખી શક્યા.

સામાન્ય સ્થિતિના અને લાગવગ વિનાના ગામડાના વિદ્યાર્થીઓની આ સ્થિતિ હતી. અને એવી સ્થિતિમાં જેમ તેમ અંગ્રેજી ભણતરમાં આગળ વધવા મથતા વિદ્યાર્થીઓના આવા ચારેક 'ઉતારા' પેટલાદમાં હતા. તેમાં બધા મળી વીસેક વિદ્યાર્થીઓ જુદે જુદે સ્થળે રહેતા. કોઈ હાથે રાંધી ખાતા, તો કોઈ રસોઇયો રાખતા. 'ઉતારા'માં સારા વિદ્યાર્થીઓ હોય ત્યાં કામ વ્યવસ્થિત થતું અને અભ્યાસમાં લક્ષ અપાતું. જ્યાં પૈસાદાર અને લહેરી જીવો હતા ત્યાં તેવા પ્રકારનું વાતાવરણ રહેતું.

---

* પેટલાદની આ શાળા ૧૮૭૩માં નીકળેલી તે વખતે સંખ્યા ૬૩ હતી. મોતીભાઈ આવ્યા ત્યારે ૧૨૫–૫૦ની આસપાસ રહેતી.

ઉતારો અને રસોડાની વ્યવસ્થાનું કામ એવું મુસ્કેલ લાગતું કે લાગવગ અને દોરવણીને અભાવે વિદ્યાર્થીઓ મૂંઝાતા અને કંટાળતા. રસોઇયો રાખ્યો હોય તે રસોઈ કરી આપે ખરો, પણ વિદ્યાર્થીઓ નિશાળમાં હોય તે દરમ્યાન સામાન ભેલાડી દે કે નાસી જાય તેની ચિંતા રહેતી. જે સમજુ હોય તે આ ચિંતાને લીધે વર્ગમાં ચાલતા કામમાં ધ્યાન આપી શકતા નહિ, અને સાંજે વાળુ કોણ તૈયાર કરશે એની જ વિમાસણમાં પડી જતા. કોઈ વાસણ માંજનારી બાઈ વિષે વિચારમાં પડતા, અને ઘેર જઈ વાસણ માંજવાં પડશે એ વિચારે નિશાળના છેલ્લા કલાકો તેમને ભારે થઈ પડતા. નાના વિદ્યાર્થીઓને મોટા વિદ્યાર્થીઓની મહેરબાની ઉપર જીવવાનું રહેતું. તે પોતાનાથી અજાણતાં થઈ ગયેલી નાની નાની ભૂલો માટે પશ્ચાત્તાપ કરતા, અને ફલાણો મને સાંજે શું કહેશે, કાઢી મૂકશે કે શું, એ વિચારે ઉદાસ રહેતા. અને આ રીતે દિવસ ગુજારતા નાના મોટા સૌ વિદ્યાર્થીઓ શનિવાર નજીક આવવાની આતુરતાથી રાહ જોતા. શનિવાર તે રવિવારની માતા અને સોમવાર તે રવિવારનું બચ્ચું ગણાતું. એટલે એ ત્રણ દિવસ આ વિદ્યાર્થીઓ ઉતારાના અગવડિયા જીવનના સંતાપમાંથી ઘરની શીતળ છાયામાં છટકી જવા આતુર રહેતા !

નવા આવેલા હેડ માસ્તર અમીન સાહેબે આ બધી વસ્તુ-સ્થિતિની તપાસ કરી લીધી અને એક સમીસાંજે વિદ્યાર્થીઓને ઑફિસને મેડે એકઠા કરી તેમને પડતી અગવડો દૂર થાય અને તેઓ સુખેથી ભણી શકે તે માટે એક બોર્ડિંગ કાઢવાની જાહેરાત કરી. એક માસમાં આ સાહેબે વિદ્યાર્થીઓ ઉપર સારી છાપ પાડી હતી, અને ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓમાં કંઈક અપૂર્વ ચેતન આવ્યું હતું. તેમણે બોર્ડિંગ કાઢવાના વિચારને તરત જ વધાવી લીધો, અને તે જ રાત્રે દૂધમોળિયાંના વાળુથી બોર્ડિંગના ગણેશ મંડાયા (તા. ૧૬–૧–૧૯૦૬).

બીજે દિવસે હેડ માસ્તર સાહેબના ઘરની નજીક એક મકાન ભાડે રાખવામાં આવ્યું, વાસણ અને સીધું ખરીદવામાં આવ્યાં અને ૧૫-૧૬ વિદ્યાર્થીઓ એમાં રહેવા આવ્યા. મકાનમાં અગવડો હતી અને રસોડું ચલાવવાની જવાબદારી અહીં પણ વિદ્યાર્થીઓને જ

માથે હતી. પણ તેમની અડચણો સમજનાર અને દૂર કરનાર હેડ માસ્તર સાહેબ તેમની સેવામાં સદા હાજર રહેતા, અને રાત્રે વાળુ કર્યા પછી નિયમિત તેમની પાસે જઈ તેમનાં સુખદુઃખની વાતો જાણતા અને કંઈ કંઈ પ્રેરણાઓ આપતા. આથી વિદ્યાર્થીઓમાં અપૂર્વ ઉત્સાહ રેડાતો અને દિવસે નડેલી અડચણોનું દુઃખ ક્યાંયે ભુલાઈ જતું. આજની બોર્ડિંગમાં જોવામાં આવતાં ખુરસી, ટેબલ, બુક-કેસ, ખાટલા, દીવાબત્તીઓ વગેરેની સાહેબી તો તેમણે કદી દીઠી નહોતી, એટલે આટલી સગવડથી પણ તેમને સંતોષ થતો.

આ સાથે જ મોતીભાઈના મગજમાં એક યોજના ઘડાતી હતી. તે અમલમાં મૂકવા પણ, બોર્ડિંગ શરૂ થઈ કે તરત તેમણે પ્રયત્ન શરૂ કર્યો. એક પ્રસંગે તેમણે તેનું વર્ણન આ પ્રમાણે કર્યું હતું :

"સને ૧૯૦૪–૦૫ માં સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારનું 'સંસારમાં સ્વર્ગ' અને ભાવનગર રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલું 'સંગીત નીતિ વિનોદ' એ બે પુસ્તકો મેં વાંચ્યાં. મને તે એટલાં બધાં આકર્ષક અને મોહક લાગ્યાં કે એ પુસ્તકોનું વાચન વધે એવી કોઈ યોજના કરવાની જરૂર મને સમજાઈ. વધુ વિચાર કરતાં મને એમ પણ લાગ્યું કે, સારા વિચારો અને ઉપયોગી પ્રવૃત્તિઓનો પ્રચાર કરવો હોય તો નાનાં નાનાં ગામોમાં વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં જોઈએ. ગામડામાં આ પ્રવૃત્તિ શિક્ષકો જ ઉપાડી શકે એમ સમજી, સને ૧૯૦૬ ના માર્ચ માસમાં વડોદરા મેલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતા શિક્ષકો સમક્ષ મેં એવી યોજના રજૂ કરી કે, પરીક્ષા પૂરી થયે નોકરીના પ્રસંગે ગામડાંમાં શાળાના શિક્ષક તરીકે કામ કરવાને જ્યારે તેઓ જાય ત્યારે પોતપોતાના ગામેથી જો તેઓ રૂપિયા દશ વા પંદર મોકલી આપે તો તેમને રૂપિયા વીસ વા ત્રીસનાં વર્તમાનપત્રો ને પુસ્તકોનો લાભ આપવાની જવાબદારી હું સ્વીકારવા તૈયાર છું. મેં તેમને સ્પષ્ટ શબ્દોમાં સમજાવ્યું કે ગામડાંઓ રેલવેથી દૂર હોય છે. કોઈ પણ જાતના સમાચાર સીધી રીતે તેમને મળી શકતા નથી. જ્ઞાન મળવાનો અને વિદ્વાનોના સમાગમમાં આવવાનો પ્રસંગ તેમને મળતો નથી અને તેમનું જીવન શુષ્ક બને છે. માટે સ્વાર્થ અને પરમાર્થની દૃષ્ટિએ

પુસ્તકાલય માટે રૂા. ૧૦–૧૫ તેઓ એકઠા કરે તો વર્તમાનપત્રો અને પુસ્તકો દ્વારા પોતાને તેમ જ બીજાઓને માટે વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવી શકે અને દૂર દૂરનાં ગામડાંમાં રહ્યા છતાં પરોક્ષ રીતે વિદ્વાનોના સમાગમમાં આવી સંસ્કાર પામે. આ ઉપરથી ૫૦ ગામોમાં શિક્ષકો દ્વારા પુસ્તકાલયો નીકળવાનું નક્કી થયું. આ રીતે સને ૧૯૦૬ના જુલાઈની પહેલી તારીખે ગુજરાતમાં 'મિત્રમંડળ પુસ્તકાલયો' નામની સૌથી પહેલી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થઈ.*

ગુજરાતમાં પુસ્તકાલયો તો ઘણાં નીકળ્યાં હતાં. પણ સમસ્ત પ્રજા માટે સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવાની યોજના કોઈ સ્થળે થઈ નહોતી. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે કેળવણીપ્રચાર માટે ઉત્સાહથી ઉદાર નીતિએ કામ ઉપાડયું હતું. તેમાં સાર્વજનિક પુસ્તકાલયોને ઉત્તેજન આપવા માટે પણ યોજના હતી. પણ તેનો લાભ લેવા જેટલી જાગૃતિ લોકોમાં ન હતી. અને એક ગામે (ભાદરણે) ઈ. સ. ૧૮૯૨માં એ યોજનાનો લાભ લેવા પ્રયત્ન કરેલો છતાં તેને તે લાભ મળેલો નહિ. એટલે એનો પ્રચાર કરવાની તો વાત જ કયાંથી હોય? આ સંજોગોમાં મોતીભાઈની આ નવીન યોજનાને લોકોએ આનંદ અને આશ્ચર્યથી વધાવી લીધા.

બોર્ડિંગ જાન્યુઆરીમાં નીકળી અને 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના માર્ચમાં જાહેર કરવામાં આવી. બંનેને આવકાર મળ્યો અને તેનો સારો લાભ લેવાવા લાગ્યો. એટલે મોતીભાઈએ તે માટે નાણાં મેળવવા તજવીજ શરૂ કરી. 'મિત્રમંડળ'ના સભ્યોને પત્રો લખી હકીકત જણાવી, અને તેમાંના ઘણાએ બોર્ડિંગ માટે માસિક વર્ગણી (ફાળો) આપવાનું સ્વીકાર્યું. મિત્રમંડળ પુસ્તકાલયો ઉઘાડવાનું પણ એ મિત્રોએ ઉપાડયું.

પણ આ બંને પ્રવૃત્તિઓ જોતજોતામાં વધી જાય તેવાં ચિહ્નો જણાવા લાગ્યાં. પુસ્તકાલયોને પહોંચી વળવું બહુ મુશ્કેલ નહોતું, પણ બોર્ડિંગમાં સંખ્યા બમણી થવા આવી અને મકાન નાનું પડવા લાગ્યું. એટલે મકાન અને રસોડાની વ્યવસ્થા મોટા પાયા ઉપર

* 'પુસ્તકાલય', જૂન, ૧૯૩૧, પૃ. ૨૯૦.

કરવાની જરૂર જણાઈ. મોતીભાઈએ કેળવણી ખાતા સાથે વાટાઘાટ શરૂ કરી. તેમના કામ વિષે ખાતામાં ઘણી સારી છાપ પડી હતી, અને ખાતાના ઉપરી મે. મસાણી સાહેબને તે પ્રત્યે ખૂબ સહાનુભૂતિ હતી. તેમણે મોતીભાઈના પ્રયત્નોને ટેકો આપ્યો અને સરકાર તરફથી જે મદદ આપી શકાય તે આપવા તજવીજ કરી. પરિણામે પેટલાદ મહાલની જેલ તરીકે વપરાતું વિશાળ મકાન જે ખાલી પડયું હતું તે વગર ભાડે બોર્ડિંગને વાપરવા મળે તેવી મંજૂરી મળી. સરકાર તરફથી રૂ. ૨૫–૮–૦ ને ખર્ચે એક 'હાઉસ માસ્તર' અને 'કમાડી' (નોકર) મળવાનું ઠર્યું; અને લોકો રૂ. ૨૦૦૦ એકઠા કરે તો તેટલી રકમ સરકાર આપે અને તે વડે બોર્ડિંગના વિદ્યાર્થીઓ માટે જોઈતાં સાધનો ખરીદાય એવી સમજૂત થઈ.

પણ એટલાથીયે બોર્ડિંગનું કામ સંતોષકારક રીતે ચાલે તેમ નહોતું. રસોડાની વ્યવસ્થા માટે રસોઇયા, નોકરો, અને બીજાં સાધનોની જરૂર હતી. તે માટે એક અણધારી દિશામાંથી નાણાંનો ખજાનો હાથ લાગ્યો!

તેની હકીકત, તેમના જ શબ્દોમાં, આ પ્રમાણે હતી :

'સંવત ૧૯૫૨ (સન ૧૮૯૬)ની સાલમાં શ્રીમંત મહારાજા સાહેબની સવારી પેટલાદ મુકામે પધારેલી. તે પ્રસંગનો લાભ લઈ પેટલાદ તાલુકાના લોકોએ તેઓશ્રી પ્રત્યે રાજભક્તિ અને પૂજ્યભાવ પ્રદર્શિત કરવાના હેતુથી પેટલાદમાં ટાવર ઊભો કરવા એક ફંડ ઊભું કર્યું. તરત જ તેમાં લગભગ બાબાશાહી આઠ હજાર રૂપિયા ભરાઈ ગયા. પણ તેટલી રકમ ટાવર માટે પૂરતી નહિ હોવાથી ઘણાં વર્ષથી તે રકમ અત્રેની સરકારી તિજોરીમાં અનામત પડી રહી હતી. પણ આ બાબતની નામદાર દીવાન સાહેબને જાણ થતાં, લોકોએ એકઠા કરેલા આ ફંડના ઉપયોગ સંબંધે છેવટનો નિર્ણય એક માસની અંદર કરવા તેઓ સાહેબે હુકમ કર્યો. એટલે મે. રા. બ. સરસૂબા સાહેબની સૂચનાને અનુસરી પેટલાદના રા. સા. વહીવટદાર સાહેબે ફંડમાં નાણાં ભરનાર પેટલાદ તાલુકાનાં બધાં ગામોના લોકોની એક સભા તા. ૩૦–૧૨–૧૯૦૬ના રોજ પેટલાદ મુકામે બોલાવી. તેમાં લગભગ ત્રણસો ચારસો માણસ હાજર થયા

અને તાલુકાનાં બધાં ગામોને સરખી રીતે ઉપયોગી થઈ શકે તેવી યોજનાનો વિચાર કરી છેવટે સર્વેએ એકમતે નીચે પ્રમાણે ઠરાવો કર્યા :

(૧) ટાવરફંડની રકમ પેટલાદ બોર્ડિંગ હાઉસ ખાતે અનામત રાખી તેના વ્યાજમાંથી બોર્ડિંગ માટે જે ચાકર રસોઇયા રાખવામાં આવે તેના પગાર માટે ખર્ચ કરવું.

(૨) કુલ ફંડનો હેતુ પાર પાડવા માટે અને આ વર્ષે જ્યુબિલી અવસર આવ્યો છે તેથી આ બોર્ડિંગનું નામ 'શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસ' એવું રાખવું.*

---

* શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસનું પહેલાં બે વર્ષનું નિવેદન, પૃ. ૩.

# ૧૨

# શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસ, પેટલાદ

## ( ૧૯૦૭ થી ૧૯૧૦ )

બોર્ડિંગને માટે સાધનો મળે તેટલાં નાણાંની વ્યવસ્થા થઈ, તેથી કામ સરળ થયું. પણ એકલાં સાધનોથી આ કામ સફળ થાય તેમ નહોતું. સાધનોનો સદુપયોગ કરવાની શક્તિની અને એવી શક્તિવાળા માણસોની તે માટે ખાસ જરૂર હતી. તે મેળવવાના પ્રયત્નો પણ મોતીભાઈએ શરૂઆતથી જ કરવા માંડ્યા હતા.

બોર્ડિંગ કાઢી કે તરત જ્યાં જ્યાં બોર્ડિંગો હતી ત્યાં ત્યાંથી તે વિષે માહિતી મેળવવા માંડી હતી. તક મળતી ત્યારે જાતે જઈ એવી સંસ્થાઓ જોતા હતા. ગુજરાતમાં ઠેઠ કાઠિયાવાડ સુધી આ કામે જ ફર્યા હતા. મુંબઈમાં પ્રો. ગજ્જરની મારફતે બોર્ડિંગના સંચાલન વિષે વિલાયતથી પુસ્તકો મંગાવવાની પણ તજવીજ કરી હતી. આ બધાની પાછળ વડોદરાના ‘સરસ્વતી મંદિર’નો એક દશકાનો અનુભવ અને તે વર્ષોમાં સેવેલાં સ્વપ્નોની બળવાન પ્રેરણા કામ કરતાં હતાં. મોતીભાઈ આદર્શ બોર્ડિંગની કલ્પના ઘડતા હતા.

સરકારે મકાન આપ્યું અને પોતાને ખર્ચે ‘હાઉસ માસ્તર’ અને કમાડી આપ્યો, તે સાથે મોતીભાઈને પોતાની પસંદગીના શિક્ષકો આપવાની ઉદારતા પણ બતાવી. પાટણમાં ગુજરાતી શાળાના શિક્ષક ઘેરીભાઈ સાથે સારો સંબંધ થયો હતો, તેથી તેમને ‘હાઉસ માસ્તર’ તરીકે પસંદ કર્યા અને પેટલાદ બોલાવ્યા. વડોદરામાં ‘સરસ્વતી મંદિર’માં રહી તાજા બી. એ. પાસ થયેલા, સોજીત્રાના ઈશ્વરભાઈ પુરુષોત્તમદાસ પટેલ અમરેલીની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરતા હતા તેમને બોલાવવા ખટપટ કરી. પાટણના એક વિદ્યાર્થીને થોડા વખત પછી આ બોર્ડિંગની ખબર પડી એટલે તેણે તેમાં કામ કરવાની ઇચ્છા બતાવી, તેથી તેને પણ રોકી લીધો. આ બધા સાથે મોતીભાઈએ નવા વર્ષની શરૂઆતથી

બોર્ડિંગનો અને પોતાના ઘરનો વાસ સરકારી મકાનમાં ફેરવ્યો. જે સ્થળે માનવીઓને હાથેપગે બેડીઓ નાખી સળિયા પાછળ પૂરી રાખવામાં આવતાં હતાં તે સ્થળે હાથપગની અને હૃદય–મનની સર્વ પ્રકારની બેડીઓ તોડવાની વેદી મંડાઈ.

જેલનું મકાન બોર્ડિંગને માટે બધી રીતે અનુકૂળ હતું. મકાનને ફરતો કોટ હતો તેથી વિદ્યાર્થીઓને ગામની માઠી અસરોથી દૂર એકાંતમાં શિક્ષકોની દેખરેખ નીચે રાખવાનું સુગમ થાય તેમ હતું. દરવાજા બહાર જ ઓરડીઓની એક હાર હતી. તેમાં શિક્ષકોને રહેવાની સગવડ થઈ. એ દરવાજાની બરાબર સામે બોર્ડિંગની ઓફિસ રચાઈ, તેની નજીકમાં રસોડાનો 'સ્ટોર' મંડાયો, સ્ટોરની નજીક કૂવો હતો ત્યાં વિદ્યાર્થીઓને નાહવાધોવાની સગવડ થઈ અને બાકીનાં મકાનોમાં રસોડાની અને વિદ્યાર્થીઓને રહેવાની વ્યવસ્થા થઈ. ચોગાન વિશાળ હતું. તેમાં ઝાડ પણ હતાં. તેથી વિદ્યાર્થીઓ અને શિક્ષકોને એ સ્થળમાં આવતાં જ વિદ્યાવિહારની મુક્તિનો આનંદ થયો.

એક વર્ષ મોતીભાઈના સહવાસમાં રહેલા વિદ્યાર્થીઓ તેમના વિચારો અને આદર્શોથી રંગાઈ ગયા હતા, અને પોતાનાં સુખ-સગવડ માટે થતી આ પ્રવૃત્તિને સફળ કરવા અને શોભાવવા ઉત્સુક બન્યા હતા. શિક્ષક-વિદ્યાર્થી વચ્ચે રખાતો મોટા-નાનાનો અને સાહેબ-નોકરનો ભેદ અહીં ઘસાઈ ગયો હતો, અને એક-કુટુંબની ભાવના જન્મી હતી. શરૂઆત હોવાથી મકાનને સાફસૂફ કરવાનું, બોર્ડિંગના જીવનને નિયમિત અને વ્યવસ્થિત કરવાનું, રસોડાની વ્યવસ્થા કરવાનું — એ બધાં કામ તેમણે કરવાનાં હતાં તે આનંદથી અને ઉમંગથી કર્યાં. કંપાઉંડ સાફ કરાવ્યું, રસોડાનો સામાન ખરીદ્યો અને સ્ટોરમાં ગોઠવ્યો, બાગની રચના કરી, મિત્રમંડળ પુસ્તકાલયોની વ્યવસ્થા પણ ઉપાડી અને જાણે પોતાના જ ઘરમાં આવી વસ્યા હોય તેમ જોતજોતામાં બોર્ડિંગને વ્યવસ્થિત રીતે કામ કરતી કરી દીધી.

આ કામ એટલું ઝડપી હતું કે નવા મકાનમાં ગયા પછી તરત પહેલે જ મહિને બોર્ડિંગનો પ્રથમ વાર્ષિક ઉત્સવ ઊજવવાની તૈયારીઓ થઈ ગઈ. અને તે પ્રસંગે પ્રમુખપદ સ્વીકારવા વડોદરાના દીવાન નામદાર દત્ત સાહેબને વિનંતી કરવામાં આવી.

બોર્ડિંગ શરૂ કરી તે સાથે જ ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાની જરૂર ઊભી થઈ હતી. એટલે પરોપકારના પાઠ શીખવવાના હેતુથી દર વીસ વિદ્યાર્થીએ એક ગરીબ વિદ્યાર્થીને બોર્ડિંગનો લાભ મફત આપવાની પ્રથા શરૂ કરવામાં આવી હતી. ઉત્સવનો પ્રસંગ આવતાં તે નિમિત્તે પરોપકારનું એક વધુ કામ કરવા અને બોર્ડિંગને મળેલા સુંદર રાજ્યાશ્રય પ્રત્યે આભારની લાગણી દર્શાવવા, ગરીબ વિદ્યાર્થીના વિદ્યાભ્યાસમાં મદદ થઈ શકે તેવી 'શ્રી સયાજી સિલ્વર જ્યુબિલી ફંડ'ની યોજના પહેલે જ માસે વિદ્યાર્થીઓએ ઉપાડી.

ઉત્સવની તૈયારી થઈ ગઈ. તારીખ પણ નક્કી થઈ. પણ તે અરસામાં પેટલાદમાં પ્લેગ ચાલવાથી જરા મોડું થયું, અને તા. ૨૦–૪–૧૯૦૭નો દિવસ નક્કી થયો. આ દરમ્યાન ગામડાંમાં બોર્ડિંગના સમાચાર પ્રસરી ગયેલા હતા. બોર્ડિંગનો ખરો ખ્યાલ લોકોને આવી શકે તે માટે આ પ્રસંગે આ કાર્યમાં ઉમંગ ધરાવનાર ગૃહસ્થોને નોતરવામાં આવ્યા, બોર્ડિંગના મકાનને ધ્વજાઓ અને તોરણોથી શણગારવામાં આવ્યું અને મહેમાનોને પુષ્પો વડે વધાવવામાં આવ્યા! બોર્ડિંગની વ્યવસ્થા, તેનો ઇતિહાસ અને તેના વિદ્યાર્થીઓને જોઈ નામદાર દીવાન સાહેબે સંતોષ જાહેર કર્યો અને વિદ્યાર્થીઓને સ્વાશ્રયી થવાનો બોધ આપ્યો. હારતોરાનો વિધિ થયો અને ઉત્સવ પૂરો થયો.

ઉત્સવે લોકો પર સારી છાપ પાડી, અને બોર્ડિંગ આજુબાજુનાં ગામોમાં જાણીતી થઈ. નવા મકાનમાં આવ્યા ત્યારે શરૂઆતમાં ૩૯ વિદ્યાર્થીઓ હતા તે બમણા થવા આવ્યા, અને વ્યવસ્થાનું કામ વધી પડ્યું. તે માટે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ ચૂંટેલા વિદ્યાર્થીઓની બનેલી એક વ્યવસ્થાપક મંડળી નીમવાની, ઓરડીઓમાં 'પ્રિફેક્ટ' નીમવાની, નાના વિદ્યાર્થીઓની મોટા વિદ્યાર્થીઓએ સંભાળ રાખવાની — એવી એવી યોજનાઓ કરવામાં આવી. અને આવતા વર્ષના કાર્યક્રમના વિચાર થવા લાગ્યા.

અમરેલીથી ઇશ્વરભાઈને બોલાવ્યા હતા, તે ઘણા ઉપયોગી નીવડ્યા હતા. તે જો પેટલાદમાં કાયમ થાય તો શાળા તેમ જ બોર્ડિંગની સ્થાનિક વ્યવસ્થાનું ઘણુંખરું કામ તે ઉપાડી લે તેમ હતું. પણ શાળા છ ધોરણ સુધીની જ હતી, એટલે કાં તો છ ધોરણના

બે વર્ગ હોવા જોઈએ અથવા મેટ્રિક વર્ગ હોવો જોઈએ — તો જ ઇશ્વરભાઈને સરકાર પેટલાદમાં રાખી શકે તેમ હતું. તે વખતે સરકારની નીતિ પ્રાંત દીઠ એક એક હાઈસ્કૂલ કાઢવાની હતી. એટલે પેટલાદમાં મેટ્રિક વર્ગ નીકળવાનો તો સંભવ નહોતો. એટલે છઠ્ઠા ધોરણના બે વર્ગ કાયમ કરવા એ જ ઉપાય હતો. તે માટે જરૂરી સંખ્યામાં ચારેક વિદ્યાર્થીઓ ખૂટતા હતા. તે મેળવવા મોતીભાઈએ પ્રયત્ન આરંભ્યા.

પેટલાદ નજીક ગંભીરા ગામની ગુજરાતી શાળામાં આ અરસામાં એક શિક્ષકે એવું કામ કરવા માંડયું હતું કે તેની ખ્યાતિ આખા રાજ્યમાં પ્રસરી હતી. રાજ્યના કેળવણી ખાતાના ડેપ્યુટીઓ એનાથી આકર્ષાયા અને અંજાયા હતા. તેમણે પોતાના છોકરાઓને આ શિક્ષકને ઘેર જ ભણવા મૂક્યા હતા, અને તેના ખર્ચ પેટે મોં-માગ્યાં નાણાં આપતા હતા. મોતીભાઈએ બોર્ડિંગ કાઢી શરૂઆતમાં બીજી બોર્ડિંગો જોવા પ્રવાસ કર્યો હતો, તે પ્રમાણે વિદ્યાર્થીઓને પણ જુદી જુદી બોર્ડિંગો જોવા મોકલવા માંડ્યા હતા. તે યોજના પ્રમાણે કેટલાક વિદ્યાર્થીઓને ગંભીરાનું કામ જોવા માટે મોકલ્યા હતા. ત્યાંના કામે વિદ્યાર્થીઓ ઉપર બહુ સારી છાપ પાડી હતી, અને તેમણે મોતીભાઈ સાહેબ આગળ તેનાં ઘણાં વખાણ કર્યાં હતાં.

આ શિક્ષકનું કામ જોવાની મોતીભાઈએ ઇચ્છા રાખી હતી, પણ જોઈ શક્યા નહોતા. છતાં વિદ્યાર્થીઓ મળી શકતા હોય તો મેળવવા તેમણે ગંભીરે તપાસ કરી. ગંભીરાનું કામ આ વખતે એટલું વધી ગયું હતું કે નાણાંને અભાવે તેનો બોજો અસહ્ય થઈ પડ્યો હતો. ગુજરાતી અભ્યાસ પૂરો કરી વિદ્યાર્થીઓ આગળ ભણવા બીજે ઠેકાણે જાય તો તેમને આપવા માંડેલા સંસ્કાર ભુસાઈ જાય એમ હતું. તેથી મહામહેનતે તેમને માટે અંગ્રેજી શિક્ષણની શરૂઆત ગંભીરામાં જ કરવામાં આવી હતી. તે માટે શિક્ષકો પણ મોતીભાઈ મારફતે મેળવાયા હતા. પણ અંગ્રેજી શીખવનાર શિક્ષકો સંતોષ આપી શકતા નહિ. આ સંજોગોમાં મોતીભાઈની તપાસ ગંભીરાના એ શિક્ષક અને તેમના વિદ્યાર્થીઓને બહુ આવકારપાત્ર થઈ પડી અને તે જ દિવસે સાંજે ગંભીરાનો આખો વર્ગ પેટલાદ આવી પહોંચ્યો. પેટલાદની શાળામાં બીજે વર્ષે છઠ્ઠા ધોરણના બે વર્ગો કરી શકાય

તે માટે મોતીભાઈને વિદ્યાર્થીઓની સંખ્યા મળી રહી. એટલે ઇશ્વરભાઈને પેટલાદમાં કાયમ કરવાની સગવડ થઈ.

ગંભીરાનો વર્ગ પેટલાદ આવ્યો ત્યારે જેલના મકાનમાં બોર્ડિંગ શરૂ થવાને વર્ષ પણ પૂરું થયું નહોતું, છતાં સંખ્યા એટલી બધી હતી કે એ વર્ગને બોર્ડિંગના મકાન બહાર ઉતારો આપવો પડ્યો. સાથે આવેલા શિક્ષકને પણ મોતીભાઈએ બોર્ડિંગ ખાતે જ રોકાઈ જવા કહ્યું અને તે શિક્ષકે તે સ્વીકારી લીધું. મોતીભાઈને એ વર્ગ અને એ શિક્ષક આશીર્વાદરૂપ થઈ પડયા !

આ રીતે મોતીભાઈના પ્રયત્નોને અણધારી દિશામાંથી મદદો અને ઉત્તેજન મળતાં ગયાં, અને નવા મકાનમાં બોર્ડિંગનું પહેલું વર્ષ પૂરું થવા આવ્યું એટલે છઠ્ઠું ધોરણ પાસ કરી મેટ્રિકના અભ્યાસ માટે બહારગામ જવાનો પ્રસંગ કેટલાક વિદ્યાર્થીઓ માટે ઊભો થયો. પહેલા વર્ષના વિદ્યાર્થીઓમાંથી આઠ તો એ રીતે વડોદરે ગયા પણ હતા. આમ મેટ્રિકના એક વર્ષ માટે વિદ્યાર્થીઓને બોર્ડિંગ છોડી જવું પડે તે એક અગવડ તો હતી, પણ એથી વધુ મહત્ત્વનું તો એ હતું કે વિદ્યાર્થીઓ આમ એકબે વર્ષમાં જ બોર્ડિંગ છોડી ચાલ્યા જાય તો બોર્ડિંગમાં તેમને મળતા સંસ્કાર કાચા રહે અને તેઓ બીજે સ્થળે જતાં તે સંસ્કાર ભુસાઈ જાય. એટલે ભણવાની સગવડની દૃષ્ટિએ તેમ જ સંસ્કાર કાયમ કરવાની દૃષ્ટિએ, પેટલાદમાં મેટ્રિકના શિક્ષણની સગવડ ઊભી કરવાની જરૂર જણાઈ. તે માટે મોતીભાઈએ તજવીજ કરવા માંડી.

બોર્ડિંગની ખ્યાતિ એવી પ્રસરી હતી કે ઇન્સ્પેકટરો, બીજા અધિકારીઓ, અને વિદ્યાધિકારી સર્વ કોઈએ મોતીભાઈના પ્રયત્નોને ટેકો આપ્યો, પણ સરકારે કંઈ ગણકાર્યું નહિ, અને ૧૯૦૮ માં તો વિદ્યાર્થીઓને મેટ્રિક માટે વડોદરે જવું પડયું. પણ આ વર્ષે શ્રીમંત મહારાજા સાહેબ જાતે પેટલાદ પધાર્યા અને બોર્ડિંગની મુલાકાત લીધી. તેમની સમક્ષ આ પ્રશ્ન મૂકવામાં આવ્યો, તેમણે તેના પ્રત્યે દિલસોજી બતાવી. હાઈસ્કૂલ કરવા માટે રૂા. ૧૮,૦૦૦ની રકમ સરકારને આ પ્રસંગે સુપરત કરવામાં આવી. પણ તેનો ઉપયોગ હાઈસ્કૂલ કાઢવામાં કરવાને બદલે સરકારે તે વડે અંગ્રેજી શાળાનું મકાન બંધાવ્યું. આમ સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા.

એટલે મોતીભાઈએ પોતાની જવાબદારી ઉપર બોર્ડિંગમાં ખાનગી મૅટ્રિક વર્ગ ઉઘાડવાનું નક્કી કર્યું.

મોતીભાઈના મૅટ્રિક વર્ગ કાઢવાના આ પ્રયત્નોની વડોદરાની હાઈસ્કૂલના શિક્ષકો હાંસી કરતા હતા. તેઓ અને તેમના જેવા બીજા અધિકારીઓ તો એમ જ માનતા કે ગામડાંના લોકમાં અંગ્રેજી ભણવાની બુદ્ધિ હોતી જ નથી. એટલે પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓના અભ્યાસમાં ખામી જણાતાં તેમને આ શિક્ષકો મહેણાં મારતા, અને આ વિદ્યાર્થીઓ રમતોમાં અને ચર્ચાઓમાં આગળ પડતો ભાગ લેતા તે પ્રત્યે અણગમો દર્શાવતા.

આમ મોતીભાઈને વિરોધી વાતાવરણમાં કામ કરવાનું હતું. પણ ખાતાના ઉપરી અધિકારી મે. મસાણી સાહેબને મોતીભાઈના કામ માટે ઘણી દિલસોજી હતી. તેમણે આજ સુધી તેમને જોઈતી સગવડો આપી હતી, તે રીતે આ કામ માટે પણ બધી જ મદદ કરી. આ વર્ગ માટે અમરેલીની હાઈસ્કૂલમાંથી શ્રી. ચોકસી માસ્તરને મોતીભાઈની માગણીથી પેટલાદ મોકલી આપ્યા અને તેમની નોકરી એ ખાતે ઉછીની આપવામાં આવી. એ વર્ગને યુનિવર્સિટીમાં મૅટ્રિક તેમ જ સ્કૂલ ફાઈનલની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓ મોકલવા રજિસ્ટર કરવાની ભલામણ કરી અને તે માન્ય પણ રખાઈ. આમ એક ઉત્સાહી હેડ માસ્તર અને દિલસોજ વિદ્યાધિકારીના સહકારથી આખા રાજ્યમાં સૌથી પ્રથમ ખાનગી મૅટ્રિક વર્ગ પેટલાદ બોર્ડિંગમાં શરૂ થયો.

આ વર્ગ ખાતે માત્ર ચોકસી માસ્તરના પગારનું જ ખર્ચ પડતું. બાકીનું બધું કામ સેવાભાવે થતું. મોતીભાઈ અને ઈશ્વરભાઈ શાળાના કામ ઉપરાંત સવારસાંજ કામ કરતા. ઈશ્વરભાઈએ સાયન્સનો આખો વિષય ખાસ આ કામ માટે જ શીખવા માંડ્યો અને શીખતાં શીખતાં તે શીખવવા માંડ્યો. સંસ્કૃત માટે પેટલાદ-માંથી એક શાસ્ત્રીને રોકવામાં આવ્યા. ગુજરાતી શીખવવાનું ગંભીરેથી આવેલા શિક્ષક શ્રી. કરુણાશંકરે સ્વીકાર્યું. શાળાના એકબે બીજા શિક્ષકોએ પણ કંઈક કંઈક સેવા આપી. વર્ગ બોર્ડિંગમાં જ બેસતો અને સવારસાંજ કામ ચાલતું. એટલે બોર્ડિંગનું ફર્નિચર એમાં કામ લાગતું. પુસ્તકોની તો ખોટ નહોતી, કેમકે

મિત્રમંડળ પુસ્તકાલયોનું કામ બોર્ડિંગની ઑફિસમાં જ ધમધોકાર ચાલતું હતું, અને બોર્ડિંગને અંગે પણ પુસ્તકાલય વસાવ્યું હતું.

પહેલે વર્ષે પ્રિલિમિનરી પરીક્ષા માટે વડોદરાની હાઈસ્કૂલમાંથી પ્રશ્નપત્રો મંગાવ્યા. તેમ કરવાનો હેતુ છાપખાનાનો ખર્ચ બચાવવાનો અને બોર્ડિંગમાં થયેલા કામની કસોટી કરવાનો હતો, પણ પ્રશ્નપત્રો મોકલનાર હાઈસ્કૂલના પ્રિન્સિપાલને આ બોર્ડિંગ અને તેના કામ માટે બંધાયેલા વિપરીત મતના પોષણ માટે એથી ખોરાક મળ્યો અને તે બોલી ગયા: 'લોકોને પ્રિલિમિનરીના પેપર્સ કાઢતાંય ન આવડતું હોય તો પછી મૅટ્રિકના વર્ગો શા માટે કાઢે છે?' પણ યુનિવર્સિટીનું પરિણામ જણાયું ત્યારે પેટલાદ બોર્ડિંગના મૅટ્રિક વર્ગનું પરિણામ આખા રાજ્યમાં સારું આવ્યું! અને પેલી ટકોર કરનાર ગૃહસ્થના વર્ગનું એથી ઊલટું જ થયું!

ટીકાખોરો અને દ્વેષીલાઓનાં મોં બંધ થયાં, અને પેટલાદની બોર્ડિંગ અને તેનો મૅટ્રિક વર્ગ આખા ગુજરાતમાં પ્રખ્યાત થયાં. પહેલે વર્ષે બોર્ડિંગમાં ૩૯ સંખ્યા હતી. બીજે વર્ષે ૮૮, અને ત્રીજે વર્ષે ૧૧૬ થઈ હતી. ચોથે વર્ષે ૧૦૦ ઉપરાંત અરજીઓ નામંજૂર કરવામાં આવી, છતાં વર્ષ આખરે સંખ્યા ૬૨૬ હતી. મકાન સાંકડું પડતું હતું જ, પણ હવે તો તેમાં માઈ શકે તેથી બમણી સંખ્યા થઈ અને બીજી એટલીને નિરાશ કરવી પડી, એટલી માગણીઓ આવવા લાગી.

બોર્ડિંગની માફક જ મૅટ્રિક વર્ગમાં પણ સંખ્યા વધી. આ રીતે સંખ્યા વધે તો પેટલાદની ૭ ધોરણની શાળાને હાઈસ્કૂલ બનાવવાને સરકારને સબળ કારણ બતાવી શકાય, એ આશાએ મોતીભાઈએ બે વર્ષ સુધી એ વર્ગ મૂગી રીતે ચલાવ્યો અને તેનું ખર્ચ વિદ્યાર્થીઓની ફી અને લોકોની મદદમાંથી મેળવ્યું. પણ બે વર્ષ સંપૂર્ણ સફળતાથી એ વર્ગ ચાલ્યો છતાં સરકારે એના તરફ ન જ જોયું. એટલે એના ખર્ચ પેટે ગ્રાન્ટની માગણી કરી, અને ૧૯૧૦થી એને માસિક રૂા. ૧૦૦ની ગ્રાન્ટ મળવાનું શરૂ થયું. આથી સાધનો ખરીદવાની અનુકૂળતા થઈ અને આ વર્ગ સ્વાશ્રયી બન્યો. આ વર્ષો દરમ્યાન શાળાની સંખ્યા ૧૯૦૫ને મુકાબલે બમણી કરતાં પણ વધુ થઈ હતી. ૧૯૦૫ આખરે ૧૭૨ હતી. ૧૯૧૦ આખરે ૩૭૨ થઈ.

## ૧૩

# 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની પ્રવૃત્તિઓ

### (૧૯૦૯ થી ૧૯૧૦)

બોર્ડિંગની સાથે જન્મેલી 'મિત્રમંડળ પુસ્તકાલય'ની યોજના પણ બોર્ડિંગની સાથે જ અને બોર્ડિંગની અંદર જ વેગથી આગળ વધતી હતી. એ યોજનાની જાહેરાત થઈ કે તરત તેનો લાભ લેવાની માગણી ૫૦ સ્થળેથી આવી હતી, અને વર્ષ આખરે ૮૪ ગામોએ તેનો લાભ લીધો હતો.

યોજના જાહેર કરી અને માગણીઓ તરત જ આવી એટલે તેને પહોંચી વળવા પુસ્તકો અને વર્તમાનપત્રો મેળવવાની તજવીજ કરવાની તાત્કાલિક જરૂર ઊભી થઈ. તે માટે મુંબઈ, અમદાવાદ, વડોદરે—જ્યાં જ્યાં અનુકૂળતા હતી ત્યાં ત્યાં પત્રવ્યવહાર શરૂ કરી દીધો. લેખકો, પ્રકાશકો, બુકસેલરો, અને વર્તમાનપત્રોના તંત્રીઓને પણ યોજના ગમી ગઈ અને અણધારી દિશામાંથી એને મદદો અને રાહતો મળવા લાગી. જોતજોતામાં બોર્ડિંગની ઑફિસમાં પુસ્તકો વેચવાની મોટી દુકાન મંડાઈ અને વિદ્યાર્થીઓને માટે વાતાવરણ પુસ્તકમય બન્યું. કંદોઈની દુકાનમાં બેઠેલા બાળકને જ્યારે ઇચ્છા થાય ત્યારે મીઠાઈ ખાવા મળે, તેમ આ વિદ્યાર્થીઓને જ્યારે ઇચ્છા થાય ત્યારે વાંચવાનાં પુસ્તકો મળે એવી સગવડ થઈ, અને વિદ્યાર્થીઓમાંના કેટલાક પુસ્તકાલયોને પુસ્તકો પહોંચાડવાના કામમાં પણ જોડાયા. પાછળથી મોતીભાઈએ કેળવણી ખાતામાં લાગવગ વાપરી કેટલાક શિક્ષકોની ગુજરાતી નિશાળમાં બદલી કરાવી અને તે શિક્ષકોએ આ પ્રવૃત્તિમાં તેમ જ બોર્ડિંગમાં નવરાશને વખતે તનતોડ સેવા આપવા માંડી.

મોતીભાઈની આ યોજના આમ 'મિત્રમંડળ'ના સહકારથી આગળ વધતી હતી ત્યારે તે વર્ષોમાં શ્રીમંત મહારાજા સાહેબ યુરોપ–અમેરિકામાં પ્રવાસ કરતા હતા. પ્રવાસ દરમ્યાન અમેરિકામાં સાર્વજનિક પુસ્તકાલયો દ્વારા લોકશિક્ષણનું અને જ્ઞાનપ્રચારનું સુંદર

કામ થતું જોઈ તેમણે તેવું કામ પોતાના રાજ્યમાં થાય તે માટે પ્રયત્ન કરવાનો અને તે ખાતે રૂપિયા ત્રીસ હજાર ખર્ચવાનો હુકમ પ્રવાસમાંથી જ નામદાર દીવાન સાહેબ ઉપર મોકલ્યો. આ હુકમને પરિણામે વડોદરા રાજ્ય તરફથી ૧૯૦૭ના વર્ષમાં 'સર્ક્યુલેટિંગ લાયબ્રેરીઝ' (ફરતાં પુસ્તકાલયો)ની યોજના થઈ. તેનો લાભ 'મિત્રમંડળ પુસ્તકાલયો'ને મળે તે માટે મોતીભાઈએ તજવીજ કરી. કેટલીક 'હા, ના' પછી મોતીભાઈની માગણીને માન આપી સરકારે 'મિત્રમંડળ પુસ્તકાલયો'ને આ નવી યોજનાનો લાભ આપવાનું સ્વીકાર્યું. આથી મોતીભાઈની આ પ્રવૃત્તિ બાબતની આર્થિક મુસ્કેલી દૂર થઈ અને લોકોની માગણીઓને પહોંચી વળવા ઉત્સાહભેર કામ થવા લાગ્યું.

મોતીભાઈની યોજનામાં એક કલમ એવી હતી કે, 'દરેક વર્ષે વ્યવસ્થાપક મંડળ તરફથી ગુજરાતી ગ્રંથકારોના ઉત્તમ લેખોના સંગ્રહનું આશરે ૮૦ પાનાંનું એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવશે ને તે પુસ્તકની એકેક નકલ આ યોજનામાં આઠ આના ભરનાર ગૃહસ્થને ભેટ આપવામાં આવશે.'

આ કલમ અનુસાર પહેલે વર્ષે 'ગદ્યસંગ્રહ' નામનું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું. તે એટલું લોકપ્રિય થયું કે એક જ વર્ષમાં તેની ત્રણ આવૃત્તિ કાઢવી પડી અને ત્રણ હજાર નકલો ખપી ગઈ. આ અનુભવથી ઉત્સાહ પામી 'ગદ્યસંગ્રહ'ને બદલે એ જ વિચાર ઉપર યોજેલું 'ગદ્યપદ્યસંગ્રહ' નામનું માસિક પ્રગટ કરવા માંડ્યું (૧૯૦૮). એનું કદ અને સ્વરૂપ તે વખતે નીકળતા 'કેળવણી' માસિક જેવું જ હતું. લવાજમ નામનું જ, રૂ. ૧-૦-૦ હતું, અને 'મિત્રમંડળ પુસ્તકાલયો'ને, બોર્ડિંગના વિદ્યાર્થીઓના વાલીઓને, અને આ પ્રવૃત્તિઓમાં રસ ધરાવનારને તો તે મફત મોકલાતું. એમાં ઉત્તમ પુસ્તકોમાંથી પસંદ કરેલા ઉતારા એકઠા કરી છાપવામાં આવતા. તેથી તે નાના સરખા, તાજા અને ઉત્તમ પુસ્તકાલયની ગરજ સારતું. વળી તેમાં બોર્ડિંગ અને 'મિત્રમંડળ' પ્રવૃત્તિઓના સમાચાર છાપવામાં આવતા, અને વિદ્યાર્થીઓને વિષે માહિતી આપવામાં આવતી. આ સાથે 'મિત્રમંડળ' તરફથી પુસ્તકો છપાવી 'ગદ્યપદ્યસંગ્રહ' માસિકના ગ્રાહકોને ઓછી કિંમતે વેચવાની

યોજના કરવામાં આવી. અને વર્ષ આખરે એ જ માસિકમાં આવેલા લેખોના 'ગદ્યસંગ્રહ' અને 'પદ્યસંગ્રહ' એવા જુદા સંગ્રહો પુસ્તકરૂપે ગ્રાહકોને ભેટ આપવાનું શરૂ કર્યું. આ 'મિત્રમંડળ પુસ્તકાલય'ની પ્રવૃત્તિની સાથે જ્ઞાનગંગાનો પ્રવાહ અનેક રીતે અને સર્વ દિશામાં વહેવા લાગ્યો, અને તેણે દૂરદૂરના લોકોનું ધ્યાન ખેંચ્યું. 'ગદ્યપદ્યસંગ્રહ' માસિક કેટલું લોકપ્રિય થયું હતું, તેમાં લોકહિત સાધવાની કેટલી બધી શક્યતા હતી, વગેરે દર્શાવતો એક લાંબો પત્ર તે માસિકના અષાઢ, ૧૯૬૬ ના અંકમાં પ્રગટ થયો હતો. તેમાંથી નીચેનાં અવતરણો એ માસિકનાં મહત્ત્વ અને વિશેષતાઓ યથાર્થ રીતે રજૂ કરે છે:

"તમારા તરફથી 'ગદ્યપદ્યસંગ્રહ' નીકળે છે તે લોકોનું હિત કરવાનું એક ઉત્તમ સાધન છે, એમ હું માનું છું, તેથી તેની અધિક અધિક ઉન્નતિ થાય એવી ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. મારું ધારવું એમ છે કે હાલના કરતાં તેનું કદ મોટું થાય તો તેના ગ્રાહકો પણ વધારે થાય અને વધારે જ્ઞાન પ્રસરવાથી લોકોનું વધારે હિત થાય.

તમે માસિકની પ્રશંસા કરતાં અચકાઓ છો, પણ તેમ કરવાની જરૂર નથી. આપણા ઉદ્દેશોને સ્પષ્ટ કરવા તેમાં કાંઈ આપણી આત્મશ્લાઘા નથી. અને સારાં કામોને આપણે આપણાં ક્યાં ગણીએ છીએ? તે તો પરમાત્માની પ્રેરણાઓ છે……પણ…… હું કાંઈક લખી મોકલું છું.

૧. 'ગદ્યપદ્યસંગ્રહ' દરેક માણસે વાંચવું જોઈએ, કારણ કે તેમાં સારનો પણ સાર આવે છે. ગુજરાતી ભાષામાં જે ઉત્તમ પુસ્તકો છે તેમાંથી પણ ઉત્તમ બાબતો તેમાં લેવામાં આવે છે, એટલે વાંચનારાઓને થોડી મહેનતે ઘણું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૨. કારણ કે તે અમુક મત, પંથ કે સિદ્ધાંતનું માસિક નથી. તે તો સર્વને સરખી ઉપયોગી બાબતોનું માસિક છે. પરસ્પર-વિરોધી મતવાળાને પણ તે વાંચવાથી ફાયદો જ થાય છે. કારણ કે તેમાં અમુક મત છે જ નહિ. તે તો સર્વના જીવનને ઉપયોગી થાય એવા સુબોધથી જ ભરવામાં આવે છે.

૩. આ માસિક લોકોમાં જ્ઞાન પ્રસારવાના અને તેમ કરી તેમનું કલ્યાણ કરવાના હેતુથી જ પ્રગટ કરવામાં આવે છે. આ કોઇની અંગત માલિકીનું નથી કે નફાની આશા હોય; તેથી જેમ જેમ માસિકના ગ્રાહક વધતા જશે તેમ તેમ તેનું કદ પણ વધારવામાં આવશે. આખરે ગુજરાતી ભાષાનાં સર્વ માસિકોમાં તે સસ્તામાં સસ્તું થશે.

*     *     *

૬. આ માસિકની ભાષા બહુ જ સરળ હોય છે, કારણ કે તે સર્વને માટે પ્રગટ થાય છે. કાંઈ પંડિતોને માટે પ્રગટ થતું નથી. તે સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓને પણ સમજાય તેવું અને તેથી રસ પડે તેવું છે; કારણ કે તેમાં કાંઈ ફિલસૂફી (તત્ત્વજ્ઞાન)ની વાતો કરવામાં આવતી નથી. તેમાં તો સરલ, રસિક અને બોધ-ભરેલી વાર્તાઓ આવે છે.

૭. માસિકના ગ્રાહકોને કેટલાક લેખકોનાં પુસ્તકો ખાસ ઘટાડેલા ભાવથી મળે છે. એટલે આ માસિક તો મફત જ પડે છે."*

મિત્રમંડળે ઉપાડેલી ગ્રંથપ્રકાશનની પ્રવૃત્તિથી કયાં કયાં પુસ્તકો પ્રગટ થયાં તેનો પૂરો હેવાલ મળી શકતો નથી.× પરંતુ 'ગદ્યપદ્યસંગ્રહ' માસિક ચાલ્યું ત્યાં સુધી ગદ્યપદ્યસંગ્રહો દર વર્ષ પ્રગટ થયા હતા, અને એના ચારેક 'ગદ્યસંગ્રહો' અને ત્રણેક 'પદ્યસંગ્રહો' પ્રગટ થયા જણાય છે. તેની પ્રસ્તાવનાઓમાં દર્શાવેલા નીચેના વિચારો આ સંગ્રહો યોજનારાના દૃષ્ટિબિંદુનો સારો ખ્યાલ આપે છે:

'મનુષ્યમાત્રનું કર્તવ્ય છે કે જેમ બને તેમ વધારે જ્ઞાન પ્રાપ્ત કરવાને યથાશક્તિ પ્રયત્ન કરવો; પુસ્તકો એ જ્ઞાનપ્રાપ્તિનું એક મુખ્ય

---

* ગદ્યપદ્યસંગ્રહ પુસ્તક ૨, અંક ૯, પૃષ્ઠ ૩ (અષાડ, ૧૯૬૬)

× મિત્રમંડળે "મિત્રમંડળ ગ્રંથમાળા'ના ચાર ગુચ્છ પ્રગટ કર્યા જણાય છે. તેમાંનું ૧૯૦૯માં પ્રગટ થયેલું 'સંગીત નીતિ વિનોદ' જોવા મળ્યું છે, તેમાં પેટલાદ 'મિત્રમંડળ' ઑફિસમાં મળતાં પુસ્તકો અને માસિકોની યાદી નીચે પ્રમાણે આપી છે: ગદ્યસંગ્રહ, ગેરિબાલ્ડીનું જીવનચરિત્ર, લતાકુમારી, પદ્માલયા, મહારાષ્ટ્ર જીવનપ્રભાત, રાજપૂત જીવનસંધ્યા, પ્રેસિડન્ટ મહાવીર ગાર્ફિલ્ડ, હીરામાણેકની એક મોટી ખાણ, ગદ્યપદ્યસંગ્રહ, શિક્ષક.

સાધન છે. પરંતુ જ્ઞાનનાં સર્વ પુસ્તકો ખરીદવાને વા વાંચવાને સર્વ કોઈ શક્તિમાન થાય નહિ એટલા જ કારણથી બુદ્ધિમાન અને પરોપકારી પુરુષોએ પુસ્તકાલયોની યોજના કરી છે. પુસ્તકાલયોમાં સર્વ પ્રકારનાં પુસ્તકો આવી શકે નહિ, તેથી જુદા જુદા વિષયો ઉપર મહાન પુરુષોએ જે જે વિચાર દર્શાવ્યા હોય તે વિચારોના સંગ્રહ પણ નાનાશા પુસ્તકાલયની ગરજ સારે છે. અંગ્રેજીમાં આવા પ્રકારના સંગ્રહો અનેક છે. આપણી ભાષામાં આ દિશામાં નહિ જેવો જ પ્રયત્ન થયો છે. આ ખોટ પૂરી પાડવા તો નહિ, તોપણ પ્રયત્નશીલ માણસોનું તે તરફ ધ્યાન ખેંચવા આ યત્ન છે.'*

---

* 'ગદ્યસંગ્રહ', ભાગ ચોથો. (૧૯૧૧)

## ૧૪

# સંસ્કારસત્ર – ૧

(૧૯૦૭ થી ૧૯૧૦)

ગામડાના વિદ્યાર્થીઓને પેટલાદમાં રહી ભણવા માટે રહેવા-જમવાની સગવડો પૂરી પાડવાના નમ્ર હેતુથી જ પેટલાદ બોર્ડિંગની શરૂઆત કરવામાં આવી હતી. પણ એક બે વર્ષમાં જ એનો અસાધારણ વિકાસ થયો, અને રાજાપ્રજાનું એણે એટલું બધું ધ્યાન ખેંચ્યું કે થોડા પ્રયત્ને એને સર્વ પ્રકારનું ઉત્તેજન મળ્યું. એ ઉત્તેજને મોતીભાઈને પોતાનાં સ્વપ્નો સિદ્ધ કરવાની તક આપી અને એમનો ઉત્સાહ દિન પ્રતિદિન ઊભરાતો ચાલ્યો. બોર્ડિંગને જમાવવામાં અને એને માટે નવી નવી પ્રવૃત્તિઓ યોજવામાં તે એટલા લીન બન્યા કે, બોર્ડિંગના કમ્પાઉન્ડમાં જ ઘર હતું છતાં જમવા અને સૂવાના સમય સિવાય બાકીનો બધો સમય બોર્ડિંગની ઑફિસમાં જ ગાળવા લાગ્યા. કોઈ વખત ઑફિસમાં એટલું કામ રહેતું કે ખાવાનું પણ ભૂલી જતા. અને એક વખત તો એમ પણ બનેલું કે, એમનાં પત્ની પરગામ ગયેલાં તે ઘેર આવેલાં છતાં ત્રણ દિવસ સુધી ઘેર જવાનું સાંભર્યું જ નહિ!

બોર્ડિંગ એટલી ખ્યાતિ પામી કે આખા દેશમાંથી લોકો પોતાના છોકરાને પેટલાદ ભણવા મોકલવામાં માન સમજવા લાગ્યા. શેઠિયાઓ, વિદ્વાનો, કેળવણીકારો, દેશનેતાઓ, અને રાજ્યના અમલદારો રસ્તે જતાં બોર્ડિંગ જોવા આવવા લાગ્યા, અને પેટલાદ બોર્ડિંગનો જન્મ ગુજરાતના નવજીવનમાં એક સીમાચિહ્ન લેખાયો.

એમ તો સરકારી શાળાઓને અંગે અને ખાનગી રીતે ચાલતી કેટલીક બોર્ડિંગો તે વખતે ગુજરાતમાં હતી, એટલે એક રીતે પેટલાદ બોર્ડિંગ કોઈ નવી વસ્તુ નહોતી. પણ બીજી બોર્ડિંગો વિદ્યાર્થીઓને માટે વીશી-લૉજની ખોટ પૂરી પાડ્યા સિવાય બીજું કંઈ ભાગ્યે જ કરતી, ત્યારે આ બોર્ડિંગે વીશી-લૉજની ખોટ પૂરી પાડવા ઉપરાંત વિદ્યાર્થીઓને માટે આદર્શ માબાપ અને ગુરુ બનવાના

પ્રયત્નો આદર્યા. અહીં એવા શિક્ષકો એકઠા થયા કે જે પોતાનાં સુખસુગવડ અને સ્વાર્થ ભૂલી વિદ્યાર્થીઓ માટે જીવન યોજવામાં ગૂંથાયા અને રાત-દિવસ, ટાઢ-તડકો, કે ભૂખ-તરસની પરવા કર્યા વિના એમાં જ મંડ્યા રહ્યા. બોર્ડિંગમાં રહેનાર અને બહારથી આવનાર સર્વના ઉપર આ તલ્લીનતાએ ઊંડી અસર કરી. પ્રાચીન ઋષિમુનિઓનાં તપોવન અને ગુરુકુલોનું માત્ર નામસ્મરણ કરી ગૌરવ લેવા ટેવાયેલી પ્રજાને આ ઉત્સાહી શિક્ષકોએ પોતાના નિઃસ્વાર્થ, કર્તવ્યપરાયણ જીવનથી નવીન યુગના ગુરુકુલનું દૃષ્ટાન્ત પૂરું પાડ્યું; —અને પેટલાદ બોર્ડિંગે સાચે જ ઇતિહાસ ઘડ્યો, કેમકે એણે માણસો ઘડવાનું વ્રત લીધું.

એની કાર્યપદ્ધતિમાંથી ગમે તેને પ્રેરણા મળી શકે તેમ છે. પહેલા જ નિવેદનમાં એના સ્થાપકની વિશાળ દૃષ્ટિ અને ઉન્નત ભાવના દેખાય છે :

'હરકોઈ બોર્ડિંગની ખરેખરી ફતેહ તે માટે પૂરાં પાડવામાં આવેલાં સાહિત્યો ઉપર, તેમાં રહેતા વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર અથવા તો પરીક્ષાનાં સારાં પરિણામ ઉપર આધાર રાખતી નથી; પણ તેમાં વસતા વિદ્યાર્થીઓની શારીરિક, નૈતિક અને માનસિક શક્તિઓને સરખી રીતે ખીલવવા કેવા પ્રયત્નો કરવામાં આવે છે તેના ઉપર જ તે આધાર રાખે છે.' *

ચાર વર્ષના અનુભવ પછી એ જ દૃષ્ટિએ સંસ્થાના હેતુની વ્યાખ્યા બીજા નિવેદનમાં કરવામાં આવી :

'પેટલાદની અંગ્રેજી શાળામાં અભ્યાસ કરતા બહારગામના વિદ્યાર્થીઓને રહેવાની તથા ખાધાપીધાની અનુકૂળતા કરી આપવા, તેમનો અભ્યાસ અને વર્તન સુધારવા અને ઉત્તરાવસ્થામાં મનુષ્ય તરીકેની સઘળી જવાબદારીઓ સમજી પોતાનાં કર્તવ્યો યથાર્થ રીતે કરી શકે તેવી રીતે તેમને તૈયાર કરવા, એ આ સંસ્થાનો હેતુ છે.' +

એ હેતુની સિદ્ધિ માટે સંજોગો અને જરૂરિયાતો પ્રમાણે વિવિધ પ્રયત્નો કરવામાં આવતા, તેથી બોર્ડિંગ ભાવનામય વ્યવસ્થા

* પેટલાદ બોર્ડિંગ હાઉસનો પ્રથમ બે વર્ષનો હેવાલ, પૃ. ૪.

+ પેટલાદ શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસનો ચોથા વર્ષ (૧૯૦૯)નો હેવાલ, પૃ. ૧.

ને નિયમિતતાનો, અને ઉદ્યમ ને સહકારનો ઉત્તમ નમૂનો બની રહી. આ પ્રકારનું જીવન શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ માટે તદ્દન નવીન હતું. તેથી કેટલીક અગવડો નડતી, તેમ કેટલીક સગવડો પણ મળી જતી. પરંતુ અગવડો વધુ પ્રયત્નો કરવાની અને હૃદયશુદ્ધિ કરવાની ઉત્તમ તકો બની જતી, અને સગવડો મળતાં ઉત્સાહ અનેક ગણો વધી જતો. એમ નાના મોટા સૌ સંસ્થાને સફળ કરવા, એને શોભાવવા અને એના પવિત્ર નામને લાયક બનવા સ્પર્ધા કરતા. તે વખતના એક વિદ્યાર્થી કહેતા તેમ, સાચે જ અહીં સંસ્કાર-પ્રચારનો યજ્ઞ મંડાયો હતો.

આર્થિક સંકડામણનો કોયડો સદા ઉકેલવાનો રહેતો. માસિક રૂા. ૭) થી વધુ ખર્ચ વિદ્યાર્થીઓ આપી શકે તેમ નહોતું. આથી વ્યવસ્થામાં અતિશય કરકસર કરવી પડતી. એ અગવડે મોતીભાઈ અને તેમના સાથીઓનાં ફળદ્રુપ મગજોમાંથી નાણાં બચાવવાની અને મેળવવાની અનેક યોજનાઓ જન્માવી, અને તેથી વિદ્યાર્થીઓ તેમ જ જનસમાજને અદ્દ્ભુત લાભ થયા.

આર્થિક સંકડામણોને લીધે સંસ્થાની વ્યવસ્થામાં વિદ્યાર્થીઓની મદદ લેવી પડતી, તેથી વિદ્યાર્થીઓને વ્યવહારુ કામો કરવાની આપોઆપ તાલીમ મળતી. એ પ્રથા બોર્ડિંગમાં કાયમ કરવામાં આવી, અને વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ રીતસર ચૂંટણી કરી પસંદ કરેલા* વિદ્યાર્થીઓના એક વ્યવસ્થાપક મંડળને બોર્ડિંગના રસોડાની અને બીજા કામની વ્યવસ્થા સોંપવામાં આવી. આ વ્યવસ્થાપક મંડળ બોર્ડિંગની આવક અને બીજા સંજોગો ધ્યાનમાં રાખી રસોડું, રમતો, પુસ્તકાલય, બાગકામ, વગેરે માટે નિયમો કરતું. એ નિયમો વિદ્યાર્થીઓએ જ કરેલા હોઈ તે પાળવા પળાવવા તેઓ જાગ્રત રહેતા. આથી 'શિસ્ત'ના પ્રશ્નો બહુ ઓછા ઊભા થતા. બોર્ડિંગમાં લેવાતી વિવિધ પ્રકારની ફીનો પણ વહીવટ આ મંડળ કરતું. રસોડાને માટે ખરીદાતી તથા વપરાતી ચીજોનો દૈનિક તેમ જ માસિક હેવાલ નોટિસ બોર્ડ ઉપર મૂકવામાં આવતો, જેથી વિદ્યાર્થીઓને વ્યવસ્થા કેમ થાય છે

* વિદ્યાર્થીઓએ પસંદ કરેલા ૧૨ અને શિક્ષકોએ પસંદ કરેલા ૮, કુલ ૨૦.

તેનું જ્ઞાન મળતું અને તે પ્રત્યે વિશ્વાસ જન્મતો. એ જ રીતે રસોડાને માટેની જરૂરી વસ્તુઓ ખરીદવા માટે વ્યવસ્થાપક-મંડળની મદદ લેવામાં આવતી, જેથી તેમને એવાં કામ કરવાની તાલીમ મળતી અને સંસ્થાને કામમાં મદદ થતી.

આ વ્યવસ્થાનું બીજું અંગ 'પ્રિફેક્ટ'ની યોજના હતી. વિદ્યાર્થીઓ ઠરેલા કાર્યક્રમ અને ધોરણ પ્રમાણે કામ કરે તે માટે દરેક ઓરડીમાં દેખરેખ રાખવાનું કામ તેમાં રહેતા એક વિદ્યાર્થીને સોંપાતું. એને 'પ્રિફેક્ટ' કહેતા અને તે બધા કાર્યક્રમમાં સુપરિન્ટેન્ડન્ટની સહાયમાં રહેતો. આથી એકેએક વિદ્યાર્થી ઉપર અને એકેએક બાબતમાં દેખરેખ રહેતી અને સમય ગુમાવ્યા સિવાય બધું કામ નિયમિત અને વ્યવસ્થિત રીતે થતું.

આ રીતે શિક્ષકો અને વિદ્યાર્થીઓના સહકારથી રચેલ ચોકઠામાં રહી વિદ્યાર્થીએ જીવન ગુજારવાનું હતું. તે જીવન પણ શિક્ષકો અને વિદ્યાર્થીઓ ભેગા મળીને યોજતા. શિક્ષકો અને વિદ્યાર્થીઓ બધો સમય સાથે રહેતા હોવાથી આમ કરવું સહેલું થઈ પડતું અને ચોવીસે કલાક એક યા બીજા પ્રકારે શિક્ષણનો ઉદ્યમ ચાલતો. સામાન્ય રીતે સવારે પાા વાગ્યે ઊઠવાનું અને રાત્રે ૧૦ વાગ્યે સૂઈ જવાનું ફરજિયાત રહેતું. બાકી રહેલા ૧૬ાા કલાકમાંથી ૪ કલાક દાતણ-પાણી, સ્નાન, ભોજન વગેરેમાં, પાા કલાક શાળામાં, ૪ કલાક અભ્યાસમાં, ૨ કલાક રમતોમાં અને ૧ કલાક પોતાને રુચે તે રીતે ગાળવાની યોજના હતી. આ બધા પ્રસંગે શિક્ષક વિદ્યાર્થીની સાથે રહેતા, તેથી વિદ્યાર્થી ઊઠે તે પહેલાં તેમને ઊઠવું પડતું અને વિદ્યાર્થી સૂએ તે પછી તેમને સૂવાનું મળતું. સામાન્ય શાળા-બોર્ડિંગોમાં જ્યારે શિક્ષકની સગવડે વિદ્યાર્થીનું જીવન યોજાતું ત્યારે અહીં વિદ્યાર્થીના જીવનની સગવડે શિક્ષકનું જીવન યોજાતું.

આ કાર્યક્રમમાં બાગકામ, અખાડો, સંગીત, ડ્રૉઇંગ જેવા વિષયો શીખવાની યોજનાઓ હતી. તે દિવસોમાં આ ચીજો નવાઈની હતી. બાગકામ કરતાં વિદ્યાર્થીઓ અચકાતા, અખાડો બનાવ્યો એ તો એક સાહસ ગણાતું, સંગીત સાંભળવા પણ ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓ જ જાય, અને ડ્રૉઇંગની પરીક્ષા આપવા માટે ઇનામો આપી ઉત્તેજન આપવું પડતું. પરંતુ બોર્ડિંગની એ

પ્રવૃત્તિઓથી વિદ્યાર્થીઓને ઇતર પ્રવૃત્તિઓ મળી રહેતી અને એ તેની વિશેષતા હતી.

શનિ રવિના દિવસોએ ફાજલ સમય વધુ રહેતો. તે માટે પણ વિવિધ યોજનાઓ થતી. બોર્ડિંગમાં મિત્રમંડળ પુસ્તકાલયની ઑફિસ હતી, તેથી પુસ્તકોનો અખૂટ ભંડાર વિદ્યાર્થીઓને મળી રહેતો. 'ગદ્યપદ્યસંગ્રહ' માસિકના બદલામાં અનેક માસિકો અને વર્તમાનપત્રો આવતાં. તે ઉપરાંત વિદ્યાર્થીઓને ઉપયોગી ખાસ પુસ્તકો, નકશાઓ અને રમતોનાં સાધનો વસાવવામાં આવ્યાં હતાં. આ બધાંનો વિદ્યાર્થીઓને લાભ મળતો. તેઓ ઉત્સાહથી અભ્યાસ કરતા, દેશપરદેશના સમાચારો જાણતા, મહાન નેતાઓ અને લેખકોના વિચારો જાણતા અને એ સર્વથી રંગાયેલા શિક્ષકોના સહવાસમાં રહી અનેક સ્વપ્નસૃષ્ટિઓ રચતા.

વિદ્યાર્થીઓને આનંદ સાથે જ્ઞાન મળે, મેળવેલું જ્ઞાન પાકું થાય, અભ્યાસની ઊણપો દૂર થાય, અને બોર્ડિંગમાં તેમનું રહેવું સર્વ રીતે સાર્થક નીવડે, તે માટે સંજોગો પ્રમાણે વિવિધ યોજનાઓ થતી.

અક્ષર સુધારવા માટે સારાં સારાં પુસ્તકોમાંથી નોટબુકમાં સારા અક્ષરે ઉતારા કરવાનું, અને એક નિબંધ લખવાનું ફરજિયાત હતું. આ માટે રવિવારની દિનચર્યામાં ખાસ યોજના હતી. વળી તે સાથે એક કલાક ધાર્મિક વા નૈતિક કેળવણીનો ખાસ વર્ગ દર રવિવારે ભરવામાં આવતો. તે વખતે વિદ્યાર્થીઓના જીવનમાં રોજ રોજ બનતા પ્રસંગોને લક્ષમાં રાખી યુક્તિપૂર્વક જીવનના ગહન પ્રશ્નો છેડાતા, તે ઉપર ચર્ચા થતી, સારાં પુસ્તકોમાંથી તે વિષે વાંચન થતાં અને પ્રસંગને અનુકૂળ દૃષ્ટાંતો આપી ઉન્નત વિચારો વિદ્યાર્થીઓના મગજમાં ઠસાવવામાં આવતા.

આ દિવસના કાર્યક્રમથી વિદ્યાર્થીઓને આવતા અઠવાડિયાના જીવનનું ભાથું મળી રહેતું, અને સંસ્થાની વ્યવસ્થામાં અને વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓમાં તેની સારી અસર થતી. અઠવાડિયું પૂરું થતાં શનિવારે બપોરે વિદ્યાર્થી સભા ભરાતી. તેમાં વિદ્યાર્થીઓએ લખેલા નિબંધો અને તેમણે કરેલા ઉતારા વંચાતા, જીવનને સ્પર્શતા વિષયો ઉપર ચર્ચાઓ થતી, જોડણી, પદચ્છેદ, ઇતિહાસ-ભૂગોળની

રમતો રમાતી, સંગીત ગવાતું અને જ્ઞાન-ગમ્મતમાં સમય જલદી પસાર થઈ જતો.

આ કાર્યક્રમ સુપ્રરિન્ટેન્ડન્ટ અને પ્રિફેક્ટની દેખરેખ નીચે યંત્રવત્ ચાલતો તે ઘણુાને આકરું પડતું, અને તેમાંથી છટકવા પણ કોઈ મથતા. તે સૌ ઉપર સખત ચોકી રહેતી. દરેક 'ઓર્ડર'ને માટે રજિસ્ટર રાખવામાં આવતું. તેમાં તેને વિષે સઘળી હકીકત તેણે જાતે જ નોંધવી પડતી, અને સુપરિન્ટેન્ડન્ટ તથા બીજા શિક્ષકો તે ઉપર નજર રાખતા. વિદ્યાર્થી નિશાળે નિયમિત જાય, અભ્યાસ બરાબર કરે તે માટે તેની શાળાની હાજરી ખાસ તપાસવામાં આવતી, તેના અભ્યાસ વિષે શાળાના શિક્ષકો પાસેથી અવારનવાર માહિતી મેળવવામાં આવતી. અભ્યાસ સારો કરવા ઉત્તેજન મળે તે માટે ઊંચે નંબરે પાસ થનારને ઇનામ આપવામાં આવતાં. જરૂર જણાતાં વિદ્યાર્થીના દોષો અને તેને નડતી અગવડો દૂર કરવા ખાસ પ્રયત્ન કરવામાં આવતા. અભ્યાસ કાચો જણાય તો તે સુધારવા સારા વિદ્યાર્થીઓની સહાય વિદ્યાર્થીને મેળવી આપવામાં આવતી, તેમ ન બને તો શિક્ષકો જાતે તે કામ કરતા, અને જો વિદ્યાર્થી વારંવાર નાપાસ થાય અથવા વર્ગમાં અર્ધ કરતાં નીચો નંબર રાખે તો નામની ફી લઈ તેને માટે ખાસ શિક્ષક રોકી તેના અભ્યાસની કચાશ દૂર કરવાની યોજના થતી. અને તેના અભ્યાસ અને ખર્ચની વિગતો દર માસે તેના વાલી ઉપર મોકલી આપવામાં આવતી. આ યોજનાથી પેટલાદ બોર્ડિંગનો વિદ્યાર્થી શાળામાં ભાગ્યે જ નાપાસ થતો, બોર્ડિંગના નિયમિત અને વ્યવસ્થિત જીવનની અસર તેના શરીર અને વર્તનમાં સ્પષ્ટ દેખાતી, અને માબાપોને તેથી ઘણો સંતોષ થતો.

પણ પેટલાદ બોર્ડિંગની આ સિવાય ઘણી વિશેષતાઓ હતી, જે સૂચવે છે કે તેના પ્રણેતાએ આ સંસ્થા દ્વારા વિશાળ ધ્યેયની સાધના શરૂ કરી હતી. એની પહેલી વિશેષતા એ હતી કે, વિદ્યાર્થી સામાન્ય રીતે શાળાનો અભ્યાસ કરે અને તેમાં પાસ થાય તે ઉપરાંત તે સારો માણસ થાય એવા સંસ્કાર તેના ઉપર પડવા જોઈએ એ દૃષ્ટિ સર્વ બાબતમાં લક્ષમાં રખાતી. આ હેતુથી સમાજમાં પ્રચલિત ચા-બીડીનાં વ્યસનો, અણઘડ નાટકો, ગાળો અને અશુદ્ધ વાણી,

વગેરે દૂષણોથી વિદ્યાર્થીઓને બચાવી લેવા ખાસ કાળજી લેવામાં આવતી. બીજી બાજુ સારાં પુસ્તકોનું વાંચન, જીવનના પ્રસંગોની ચર્ચા, એકબીજાની સેવા, વગેરે મારફતે તેનામાં ઉન્નત ભાવના અને સદ્‌ગુણ-પ્રેમ ખીલવવાના પ્રયત્નો થતા. ઉચ્ચ વિચારોની પ્રેરણા ઉત્તમ દૃષ્ટાન્તોમાંથી મળે છે; તેથી મહાપુરુષોનાં જીવન-ચરિત્રોનો વિદ્યાર્થીઓમાં ખૂબ પ્રચાર કરવામાં આવતો, અને ચર્ચાઓમાં પણ જાણીતા માણસોનાં પ્રત્યક્ષ દૃષ્ટાંતોનો જ ઉપયોગ થતો. આ રીતે મળતી પ્રેરણા વિદ્યાર્થીના વર્તનમાં ઊતરે અને તે વર્તન એક સામાન્ય ટેવ બની જાય ત્યારે જ ચારિત્ર્ય બંધાયું એમ કહેવાય. આ માટે ભાવનાથી પ્રેરાયલું વર્તન કરવાની વિદ્યાર્થીને વારંવાર તક મળવી જોઈએ. ભય, લાલચ, ઈર્ષા, પ્રમાદ, એવા સૂક્ષ્મ દુર્ગુણોની સાથે આંતરયુદ્ધ કરી તેને દૂર કરવાનું બળ તેનામાં કેળવાવું જોઈએ. આ દૃષ્ટિએ, સેવાનાં કાર્યો મારફતે જ ચારિત્ર્ય ઘડાય છે એ સિદ્ધાન્ત મોતીભાઈએ સ્વીકાર્યો હતો. અને તેને અનુસરીને એકબીજાને મદદ કરવાની, માંદાની માવજત કરવાની, ઉત્સવો ઊજવવાની, મહેમાનોનું સ્વાગત કરવાની, ગામ પરગામ સમાજ-સેવાનાં કાર્યો કરવાની, અંગત જીવનમાં પણ કંઈ કંઈ સ્વાર્થત્યાગ કરવાની અનેક તકો વિદ્યાર્થીઓને આપવામાં આવતી, અને ઊભી પણ કરવામાં આવતી.

સંસ્કારનું બીજું મહત્ત્વનું સાધન પ્રવાસ છે. ગમે તેટલાં પુસ્તકો વાંચવામાં આવે, ગમે તેટલી ચર્ચા કરવામાં આવે અને ગમે તેટલા ઉપદેશ કરવામાં આવે તોપણ જ્ઞાનને વર્તનમાં ઉતારવામાં ના આવે ત્યાં સુધી તે સફળ થયું ગણાય નહિ; તેમ જ ગમે તેટલાં પુસ્તકો વાંચવામાં આવે અને ગમે તેટલી વાતો કહેવામાં આવે તોપણ દેશપરદેશમાં જાતે ઘૂમ્યા સિવાય, અગવડો વેઠી અજાણ્યા લોકોને પ્રત્યક્ષ જોયા સિવાય, દુનિયાનો સાચો ખ્યાલ આવી શકતો નથી. વળી એવા ખ્યાલ સિવાય માણસની દૃષ્ટિ વિશાળ બનતી નથી, એનું દિલ ઉદાર બનતું નથી, એનામાં જોખમ ખેડવાનું આત્મબળ જન્મતું નથી. આ દૃષ્ટિએ બાળકોને છેક નાનપણથી ગજા પ્રમાણે પ્રવાસ કરાવવાની પ્રથા હોવી જોઈએ, એ પેટલાદ બોર્ડિંગમાં શરૂઆતથી જ સ્વીકારાયું હતું, અને દર વર્ષે વિદ્યાર્થીઓની ટુકડીઓ

પાડી શિક્ષકો સાથે તેમને પ્રવાસે મોકલવામાં આવતા. પ્રવાસે જવામાં વિદ્યાર્થીનાં માબાપને ખર્ચનો બોજો બહુ ન લાગે તેની ખાસ કાળજી લેવામાં આવતી. પ્રવાસે જનાર વિદ્યાર્થીએ પ્રવાસમાં શું જોયું અને શું બન્યું તેની નોંધ રાખવી પડતી, ઘેર આવ્યા પછી તેનું વર્ણન નિબંધરૂપે લખવું પડતું, અને તે શનિ-રવિની સભાઓમાં વંચાતું.

આ ઉપરાંત પેટલાદ બોર્ડિંગમાં વિદ્યાર્થીઓ ઉપર નાખવામાં આવેલા સંસ્કારોમાં 'સુધારો' અને 'સ્વદેશી'નાં તત્ત્વો મહત્ત્વનાં હતાં. બોર્ડિંગ સ્થપાઈ ત્યારે 'સુધારા'ની હિલચાલ ખૂબ જોરમાં હતી, અથવા કહો કે તેનો બીજો યુગ ચાલતો હતો. એ યુગમાં ગોવર્ધનરામનો 'સરસ્વતીચંદ્ર' ખૂબ વંચાતો. તેણે 'ગુજરાતને વિચારવંતું કર્યું' હતું. સુધારાની હિલચાલમાં સારાસારના વિવેકનું તત્ત્વ દાખલ થયું હતું. એટલે લોકોથી પાળી શકાય તેવા સુધારાની હિમાયત થતી, અને મોતીભાઈએ 'મિત્રમંડળ' દ્વારા એનો પ્રચાર શરૂ કર્યો હતો. તેનો રંગ વિદ્યાર્થીઓને પણ લગાડવામાં આવતો. બાળલગ્ન ન કરવાં, બારમાં ન જમવાં, જાનમાં ત્રીજે દિવસ ન રહેવું, પરહણુ ન લેવી, કન્યાઓને ભણાવવી, વગેરે સિદ્ધાન્તોની વિદ્યાર્થીઓને માહિતી આપવામાં આવતી. અને તેનો અમલ કેમ થઈ શકે તેની સમજ પાડવામાં આવતી. બાળલગ્ન વિરુદ્ધ એટલું કડક વલણ સ્વીકારાયું હતું કે વિદ્યાર્થીઓને ખાનગી પત્રો લખવાની મનાઈ હતી, બાળપત્નીથી તે દૂર રહે તેની કાળજી લેવાતી, અને બાળલગ્ન વિરુદ્ધ મતનો માબાપમાં પ્રચાર થાય તે માટે 'લગ્નદંડ' તરીકે પરણેલા વિદ્યાર્થી પાસેથી અમુક ફી વધુ લેવાતી, અને કુંવારા વિદ્યાર્થીને બોર્ડિંગમાં દાખલ કરવામાં પહેલી પસંદગી આપવામાં આવતી.

'સ્વદેશી'ની ચળવળ તો બોર્ડિંગ સ્થપાઈ તે અરસામાં 'બંગભંગ'ને અંગે જોરશોરમાં ચાલતી હતી. મોતીભાઈએ તો તે પહેલાં વર્ષોથી એ ભાવના સ્વીકારી હતી. એટલે વિદ્યાર્થીઓને પણ સ્વદેશી માલ વાપરવાની દીક્ષા આપવામાં આવી હતી. આ ભાવનાને વિદ્યાર્થીનાં જીવનમાં કાયમ સ્થાન આપવાનો એક સરસ મોકો ૧૯૦૮માં શ્રીમંત મહારાજા સયાજીરાવની પધરામણી વખતે

મળી ગયો. આ પ્રસંગે વિદ્યાર્થીઓને માટે 'યુનિફૉર્મ ડ્રેસ' કરાવવાનું ઠર્યું. તે 'યુનિફૉર્મ' કેવો રાખવો તેનો નિર્ણય વિદ્યાર્થીઓએ કરવાનો હતો. આ પહેલાં થોડા સમય ઉપર શ્રી. બળવન્તરાય ઠાકોર બોર્ડિંગની મુલાકાતે આવી ગયેલા. તેમની સાથે તેમનો નાનો પુત્ર હતો. તે બંનેએ કોટ પાટલૂન પહેરેલાં હતાં. દેશી વિદ્વાનને અંગ્રેજી પોષાકમાં વિદ્યાર્થીઓએ આ પહેલી જ વાર દીઠેલા. તે સ્મરણ તાજું હતું, એટલે એવો જ વેશ રાખવાનું વિદ્યાર્થીઓએ ઠરાવ્યું.

મોતીભાઈએ આ વિષે પોતાનો નિર્ણય બાંધી રાખ્યો હતો, અને તે ઇશ્વરભાઈને જણાવ્યો હતો. વિદ્યાર્થીઓનો નિર્ણય જાણ્યા પછી ઇશ્વરભાઈએ તે નામંજૂર કર્યો અને વિદ્યાર્થીઓની સાથે ગજગ્રાહ ઉત્પન્ન થયો. મોતીભાઈ બહારગામ ગયેલા, ત્યાંથી આવતાં તેમને આની ખબર પડી અને તેમણે વિદ્યાર્થીઓને એકઠા કરી સ્વદેશીની ભાવના સમજાવી. તેમણે દલીલ કરી: 'આપણે એવો વેશ જોઈએ જે વડે આપણે બોર્ડિંગના વિદ્યાર્થી છીએ એવું તરત ઓળખાઈ જાય. 'યુનિફૉર્મ' કરાવવાનો મુખ્ય હેતુ આ છે. પણ એમાં વિશેષ હેતુ પણ છે. બોર્ડિંગમાંથી ઘેર જઈ આપણે લોકોની સેવા કરવાની છે, તે માટે આપણે લોકોમાં આપણે વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરવી જોઈશે. તેથી આપણે લોકોનો જ વેશ પહેરવો જોઈએ, અને તે સ્વદેશી જ હોવો જોઈએ. જો અંગ્રેજી વેશ રાખીશું તો આપણે 'સાહેબ'માં ખપવાના, એટલે લોકોથી જુદા પડવાના, આપણામાં કંઈક ખુમારી પણ આવવાની અને તેથી લોકો આપણી પાસે આવતાં અને આપણી સેવાનો લાભ લેતાં અચકાવાના. જ્યારે આપણે તો નમ્ર બનવું છે, સાચા સ્વદેશી બનવું છે અને જ્ઞાનનો લોકોમાં પ્રચાર કરવો છે. વળી સાહેબશાઈ કપડાં ખર્ચાળ અને અગવડવાળાં પણ છે. . . .'

વિદ્યાર્થીઓને આ દલીલે પિગળાવ્યા અને તેમણે મોતીભાઈની સલાહ સ્વીકારી નિર્ણય ફેરવ્યો. ત્યારથી સ્વદેશી કાપડનો સફેદ લાંબો કોટ, કાનપુરી લીલી બનાતની ઊભી સફેદ લીટીવાળી ટોપી, અને ધોતિયાનો કછોટો, એ પેટલાદ બોર્ડિંગનો ગણવેશ બન્યો — જાણે છોટા મોતીભાઈઓનું ટોળું.

સ્વદેશીની ભાવનામાં જ દેશસેવાની ભાવના અંતર્ગત હતી. મોતીભાઈએ તો તેની દીક્ષા લીધી હતી. તે દીક્ષા તેમણે વિદ્યાર્થીઓને પણ આપવા માંડી હતી. એને આ વેશથી છાપ વાગી. પેટલાદ બોર્ડિંગનો વિદ્યાર્થી એટલે સેવાભાવી વિદ્યાર્થી એમ સામાન્ય થઈ ગયું. અને અનુભવે તે સાચું પડવા લાગ્યું.

દેશસેવાનો તે વખતે એક જ પ્રકાર હતો અને તે જ્ઞાનપ્રચારનો. ગાંધીજીનું નામ રાજદ્વારી લોકોમાં જાણીતું થયું હતું, પણ તેનું મહત્ત્વ સમાચારો જાણવા કરતાં વિશેષ નહોતું. ગુજરાતમાં તો સમાચારમાં રસ લેવા જેટલીયે રાજકીય જાગ્રતિ નહોતી. એટલે કેળવણી અને જ્ઞાનપ્રચાર એ જ એક ક્ષેત્ર હતું, અને તેમાં પણ સેવાનું જીવનવ્રત સ્વીકારી ગામડાં માટે કામ કરનાર તો કોઈ નહોતું. એટલે પેટલાદ બોર્ડિંગ સેવાનું અજોડ ધામ બન્યું.

# ૧૫

# સંસ્કારસત્ર – ૨

## (૧૯૦૭ થી ૧૯૧૦)

બોર્ડિંગ સરસ જામી અને વર્ષોવર્ષ એની ખ્યાતિ વધતી ચાલી. પણ મોતીભાઈને એટલેથી સંતોષ થાય તેમ નહોતું. તેમનો સિદ્ધાન્ત તો એ હતો કે ગરીબ-તવંગર સર્વ કોઈને કેળવણી લેવાની તક મળવી જોઈએ, અને એ તકનો લાભ સૌને સરખી રીતે મળવો જોઈએ. આ માટે વિદ્યાર્થીઓને મદદ કરવાની કંઈ કંઈ યોજનાઓ તેમણે અજમાવવા માંડી હતી.

ગરીબ વિદ્યાર્થીને મદદ કરવા દર વીસ વિદ્યાર્થીએ એક 'ફ્રીબોર્ડર' રાખવાની પ્રથા બોર્ડિંગની શરૂઆતથી જ ચાલુ કરવામાં આવી હતી. આવા વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકોની મદદ થઈ શકે તે માટે 'શ્રી સયાજી સિલ્વર જ્યુબિલી (આના) ફંડ'ની યોજના શરૂ કરી હતી. ત્યાર પછી શ્રીમંત મહારાજા સાહેબની પધરામણીની યાદગીરીમાં એક 'ફ્રી બોર્ડર'ની કાયમી યોજના દાખલ કરી હતી. અને જરૂર પડતાં મિત્રોની મદદો મેળવીને ગરીબ વિદ્યાર્થીઓને એવી રાહતો મેળવી આપવાનું ચાલુ રાખ્યું હતું. એ પછી ગરીબ વિદ્યાર્થીઓને પડતર ભાવે પાઠ્યપુસ્તકો મેળવી આપવાની યોજના કરવામાં આવી. તેથી સારી બચત થતાં, તે વડે 'વિદ્યાર્થી વસ્તુભંડાર'-ની પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી. પાછળથી ગરીબ વિદ્યાર્થીઓને મફત પાઠ્યપુસ્તકો મળે એવી યોજના પણ થયેલી.

પાટણ હતા ત્યારથી મોતીભાઈ સિનિયર શિક્ષકોના ગાઢ પરિચયમાં આવેલા. ત્યારે તેમને સમજાયેલું કે ગુજરાતી ભણેલા સિનિયર શિક્ષકોને અંગ્રેજી ભણાવવામાં આવે તો તેમને અને સમાજને ઘણો લાભ થાય. આ હેતુથી પેટલાદ બોર્ડિંગમાં કેટલાક સિનિયર ટ્રેઈન્ડ શિક્ષકોને મફત રાખવામાં આવેલા અને તેમને મેટ્રિકનો અભ્યાસ કરાવવામાં આવેલો.

ગરીબ વિદ્યાર્થીઓને કંઈ પણ તકલીફ ન પડે તે માટે તેમનાં માબાપ કરતાં પણ મોતીભાઈ તેમની વધુ કાળજી રાખતા, અને શોધીશોધીને વિદ્યાર્થીને મેળવી, તેની જરૂરિયાતો પૂરી પાડતા. આ માટે મિત્રો પાસેથી અનેક પ્રકારે નાણાં મેળવ્યાં હતાં, તેની રકમ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેમણે તેનાં ટ્રસ્ટ ફંડો બનાવવા માંડ્યાં અને જરૂરિયાતોના પ્રકારો પ્રમાણે નામો આપવા માંડ્યાં. આ રીતે ગરીબ વિદ્યાર્થીઓને એકે એકે મદદ કરતાં કરતાં ગરીબ વિદ્યાર્થીઓની ગણતરી કરી બોર્ડિંગના ચોથા વર્ષ (૧૯૦૯)ના નિવેદનમાં તેમણે નીચે પ્રમાણે નોંધ કરી:

'સરકાર તરફના માસિક રૂ. ૨૫–૮–૦ની મદદ, ટાવર ફંડનું વાર્ષિક વ્યાજ રૂ. ૨૨૭–૮–૦, અને પરોપકારી લોકોની બીજી મદદો મળવાથી અને 'હાઉસ માસ્તર'ની કાળજીભરેલી દેખરેખથી, વિદ્યાર્થીઓને ભોજન, દીવાબત્તી, હજામ, ધોબી વગેરે સર્વ ખર્ચ માટે ફક્ત રૂ. ૭) આપવા પડે છે. છતાં જણાવવાની જરૂર છે કે, હાલ રહેતા ૧૨૫ વિદ્યાર્થીઓ પૈકી ફક્ત આશરે ૪૦ વિદ્યાર્થીઓ પોતાનું પૂરેપૂરું ખર્ચ આપી શકે તેવા છે. આશરે ૬૦ વિદ્યાર્થીઓનાં માબાપો તો પોતાના પુત્રોને ભણાવવા માટે નાણાં વ્યાજે ઉપાડી વા જાતે ઘણી મુશ્કેલીઓ વેઠી સાત રૂપિયા જેટલી મદદ મોકલી શકે છે. જ્યારે બાકીના ૨૫ વિદ્યાર્થીઓને બોર્ડિંગ તરફની કે પરોપકારી સદ્ગૃહસ્થો તરફની મદદ ન મળતી હોય, તો તેઓને દ્રવ્યના અભાવના કારણે નિરુપાયે અભ્યાસ બંધ કરવો પડે. વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિ આ પ્રમાણે હોવાથી, ઘણા વિદ્યાર્થીઓને બહારની મદદ મેળવી ફી, પુસ્તકો તથા કપડાં માટે વખતોવખત મદદ કરવી પડે છે. એટલે વિદ્યાર્થીઓ તરફથી આવતા રૂપિયા સાતમાં સવારસાંજ બે વખત જમવાનું આપી શકાય છે. અને અનાજ વગેરેની સોંઘવારી હોય ત્યારે જ, સાંજના સાડાચાર વાગ્યે શેકેલા કે બાફીને વઘારેલા ચણા, મગ વગેરે કઠોળ આપવાની યોજના થઈ શકે છે. આ સંસ્થાને લોકો તરફની મદદની કેટલી જરૂર છે તે ઉપરની હકીકતોથી સ્પષ્ટ થશે.'*

* પેટલાદ શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસનો ચોથા વર્ષ (૧૯૦૯)નો હેવાલ, પૃ. ૧૧, પેરા ૨.

આમ ગરીબ વિદ્યાર્થીઓને ભણવાનાં સાધનો પૂરાં પાડવા હજારો રૂપિયાની જરૂર છે એનો ખ્યાલ આવ્યો. પણ આ તો મૅટ્રિક સુધીના અભ્યાસની જ વાત હતી. બોર્ડિંગ ઊઘડચા પછી બીજે જ વર્ષે કેટલાક વિદ્યાર્થીઓને કૉલેજના અભ્યાસ માટે નાણાંની જરૂર પડી, કેટલાકને ધંધાર્થે આફ્રિકા જવા મદદની જરૂર જણાઈ. આ બધાને માટે પણ નાણાં જોઈએ. તે માટે જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ નાણાં મેળવી વિદ્યાર્થીઓની ભીડ ભાગવા માંડી. શિક્ષકો અને વિદ્યાર્થીઓનો સંબંધ એટલો પવિત્ર હતો કે કમાય ત્યારે પાછા આપવાની નૈતિક અને મૌખિક શરત ઉપર જ નાણાં આપવામાં આવતાં. તે માટે જામીન કે વ્યાજના દરની કશી માગણી કરવામાં આવતી નહોતી. આ રીતે થોડો સમય ચાલ્યા પછી કોઈ શિક્ષકે વિદ્યાર્થીઓ પાસે ખાતું પડાવી લેવાની સૂચના કરી, પણ વિદ્યાર્થીઓને પોતાના સહાધ્યાયીઓની પ્રમાણિકતા માટે એટલો ઊંચો અભિપ્રાય હતો કે તેમણે તે સૂચના સામે વિરોધ ઉઠાવ્યો અને નૈતિક બંધન ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકાયો.

આ ફંડમાંથી વિદ્યાર્થીઓને કેળવણી આપી જીવનમાં પગભર થતા સુધી મદદ કરવામાં આવતી. તેથી વિદ્યાભ્યાસ ઉપરાંત ધંધો શોધવામાં મદદ કરવી, માબાપને મદદ કરવી — એવાં કામે પણ મદદ આપવામાં આવતી. એના પરિણામે શરૂઆતમાં એક ગોલા જ્ઞાતિના વિદ્યાર્થીને પ્રિવિયસ સુધી ભણાવી આફ્રિકામાં નોકરી અપાવવામાં આવેલી. બીજા એક બે જણને પણ એ મદદથી આફ્રિકા મોકલેલા. તે સૌએ નાણાં કમાણીમાંથી પાછાં વાળેલાં. આવા અનુભવોથી ગરીબ વિદ્યાર્થીઓને મદદ આપવાની યોજનાઓ કરવાના મોતીભાઈના પ્રયત્નોને ઘણો વેગ મળ્યો.

બોર્ડિંગ માટે નાણાં મેળવવા સરકાર અને મિત્રો ઉપરાંત ચરોતરનાં ગામોમાં પણ પ્રયત્નો થતા. 'આના ફંડ'* ત્રણ વર્ષમાં રૂા. ૧૭૩૧–૧૧–૯ સુધી પહોંચ્યું હતું, અને તે રૂા. ૧૦૦૦૦ થાય એવી જરૂર હતી. તે માટે ગામે ગામ 'આના ફંડ' ઉઘરાવવાની યોજના કરવામાં આવતી અને જે ગામનો જેટલો ફાળો આવે તેના પ્રમાણમાં તે ગામના વિદ્યાર્થીઓને ખાસ રાહત આપવામાં આવતી.

---

* એટલે 'સયાજી સિલ્વર જ્યુબિલી ફંડ'.

આ રીતે બોર્ડિંગનો લાભ ચરોતરનાં ગામોને સરખી રીતે મળે તે માટે બને તેટલી યોજનાઓ મોતીભાઈએ કરી. પણ એટલી એક બોર્ડિંગથી આખા પ્રદેશની વસ્તીની જરૂરિયાતો પૂરી પડી શકે નહિ. તે માટે તો ગામેગામ શાળાઓ અને પુસ્તકાલયો જોઈએ અને તે ચલાવવા માટે ગામેગામ ગ્રેજ્યુએટો જોઈએ. તે ઉત્પન્ન કરવાનું તેમણે પોતાનું કર્તવ્ય માન્યું. તે હેતુથી જ બોર્ડિંગના કામનો નિવેદનો દ્વારા, વાર્ષિક મેળાવડા દ્વારા, 'ગદ્યપદ્યસંગ્રહ' માસિક દ્વારા, ફંડોની ઉઘરાણી દ્વારા, એમ વિવિધ રીતે પ્રચાર કરવા માંડ્યો અને જેમ જેમ એ પ્રચારની લોકો ઉપર અસર થવા માંડી, અને વિદ્યાર્થીઓ પણ એ વિચારોથી રંગાવા માંડ્યા, તેમ તેમ ગામડાંમાં શિક્ષણનાં સાધનો પહોંચાડવાના પ્રયત્નો પણ શરૂ કરવા માંડ્યા.

આ હેતુથી ગામડાંના વિદ્યાર્થીઓને પેટલાદ બોર્ડિંગના જીવનનો પરિચય થાય તેવા પ્રસંગો યોજાતા. ડ્રોઇંગની પરીક્ષા આપવા વિદ્યાર્થીઓને પેટલાદ આવવું પડતું. તેમને ઊતરવાની સગવડ બોર્ડિંગમાં કરી આપવામાં આવતી. વાર્ષિક મેળાવડામાં રમત-ગમતની હરીફાઈઓ યોજવામાં આવતી. તેમાં ગામડાંની નિશાળોને ભાગ લેવા નોતરવાનું શરૂ કરવામાં આવ્યું (૧૯૦૮). ઉત્સાહી વિદ્યાર્થીઓને પોતાના ગામમાં શાળા, રમતો, પુસ્તકાલયો વગેરે પ્રવૃત્તિઓ શરૂ કરવા પ્રેરણા આપવામાં આવી. આમ કેળવણીનો સંદેશો બોર્ડિંગની શરૂઆતથી જ ગામડાંમાં ફેલાવા લાગ્યો.

આ પ્રચાર કાયમ બને તે માટે બોર્ડિંગના વાર્ષિક મેળાવડામાં કૉલેજમાં ભણતા જૂના બોર્ડરોને આમંત્રણ આપવાની પ્રથા મોતીભાઈએ શરૂ કરી, તેમની સાથે અંગત પત્રવ્યવહાર ચાલુ રાખ્યો, તેમના સુખદુ:ખમાં રસ લેવા માંડ્યો, અને જૂના વિદ્યાર્થીઓનું સંગઠન થાય તે માટે ત્રીજા જ વર્ષથી "Old Boarders' Association"ની સ્થાપના કરી, તેની વાર્ષિક સભાઓ ગામડાંમાં ભરવાની પ્રથા રાખી,—એમ સંસ્કારયજ્ઞની વેદી અખંડ જલતી રહે અને તેનો અગ્નિ સર્વત્ર ફેલાય તે માટે વિવિધ પ્રબંધ થયા.

## ૧૬

# ‘સાહેબ’

(૧૯૦૬ થી ૧૯૧૦)

પેટલાદ બોર્ડિંગનો વિકાસ જેમ અસાધારણ વેગથી થયો અને કેળવણીથી શું થઈ શકે તેનાં અવનવાં દૃષ્ટાંત એ સંસ્થાએ ખડાં કર્યાં, તેમ એ સંસ્થાની પ્રવૃત્તિઓએ મોતીભાઈના વ્યક્તિત્વને સોળે કળાએ પ્રગટ કર્યું.

બોર્ડિંગની શરૂઆતમાં મિત્રો પાસે જ્યારે નાણાંની મદદ માગવામાં આવી ત્યારે ઘણાએ આગ્રહ કર્યો કે બોર્ડિંગનું નામ ‘પાટીદાર બોર્ડિંગ’ રાખવું. મોતીભાઈએ તેમ કરવાની ના પાડી. તેમની દલીલ એ હતી કે, ‘ચરોતરની વસ્તી મોટે ભાગે પાટીદારની છે એટલે બોર્ડિંગનો લાભ લેનાર પણ મોટે ભાગે પાટીદાર હશે, તેમ તેને મદદ કરનાર પણ મોટે ભાગે પાટીદાર જ હશે. પણ તે કારણે સંસ્થા પાટીદારની જ બનાવવી એ સંકુચિત મનોદશા સૂચવે છે. વળી બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ પાટીદાર વિદ્યાર્થીઓ સાથે રહે તો એકબીજાના સંસ્કારની અસર થાય, અને તેથી સરવાળે પાટીદાર જ્ઞાતિને જ લાભ થાય. . . .’

સમજુ મિત્રોને તો એ દલીલ ગળે ઊતરી, પણ જ્ઞાતિવાદીઓ ઉપર એની કંઈ અસર ન થઈ અને ઘણી મદદ મળતી અટકી ગઈ. મોતીભાઈ તેથી ડર્યા નહિ, અને સિદ્ધાંતને વળગી રહી બોર્ડિંગનો લાભ નાત-જાતના ભેદ સિવાય સૌ કોઈને સરખી રીતે આપ્યે ગયા. પણ મોતીભાઈના જ્ઞાતિજનો જ એવી સંકુચિત મનોદશા ધરાવતા હતા એવું નહોતું, જનસમાજ આખો એવી મનોવૃત્તિવાળો હતો. એટલે બોર્ડિંગ સાર્વજનિક ભાવનાથી ચાલી, છતાં લોકો એને ‘પાટીદાર બોર્ડિંગ’ કહેતાં અટક્યા નહિ, અને પેટલાદ શહેર તો તેનાથી અલિપ્ત જ રહ્યું. શહેરના વિદ્યાર્થીઓને બોર્ડિંગના લાભ આપવાની યોજનાઓ મોતીભાઈએ મૂકી, છતાં પેટલાદના શહેરીઓને પાટીદાર મોતીભાઈમાં વિશ્વાસ ન જ બેઠો.

લોકોની અનુદારતા અને સારાં કાર્યોની કદર કરવાની અશક્તિનું એક વધુ દૃષ્ટાન્ત નોંધવા જેવું છે. બોર્ડિંગમાં હજારો રૂપિયાનો વહીવટ થતો, અને મોતીભાઈ એમાં એટલા રોકાયેલા રહેતા કે ઘર સામું જોવાની એમને ફુરસદ જ મળતી નહિ. 'પાઈની કમાઈ નહિ અને ઘડીની નવરાશ નહિ,' એવી તેમની સ્થિતિ હતી. તેનું રહસ્ય સામાન્ય લોકોને સમજાતું નહિ અને તેઓ કંઈ કંઈ અનુમાનો કરતા.

એક દિવસ કોઈ મહેમાન આવ્યા. તેમનાં પત્નીએ રૂપબાને ધીમે રહી પૂછ્યું: 'હેં રૂપબા, આ આટલો બધો હલ્લો ચાલે છે, તે એમાંથી મળતર કેટલુંક થાય છે?'

'શેનું મળતર, બાંન? ઊલટું બધું ઘરનું ગોપીચંદન ઘસાય છે.' રૂપબાએ જવાબ આપ્યો.

'ઓ 'વે, એવું તે હોય? રોજ સો દોઢસો માણસ જમે ને કશું મળે નહિ, એવો ધંધો તે કોઈ કરતું હશે?'

રૂપબા શો ઉત્તર આપે?

અજ્ઞાન લોકોને જ્યારે આવું આશ્ચર્ય થતું હતું ત્યારે મોતીભાઈની પ્રવૃત્તિઓની કિંમત સમજનાર વિદ્વાન વર્ગને બીજા પ્રકારનું આશ્ચર્ય થતું હતું. બોર્ડિંગનાં નિવેદનોમાં હજારો રૂપિયાના હિસાબ વિગતવાર આપવામાં આવતા, પણ તેમાં શિક્ષકોના પગાર ખાતે જૂજ રકમ દેખાતી. આથી એક ઉત્સવ પ્રસંગે એક વિદ્વાને પૂછ્યું:

'મોતીભાઈ, આ બધાનો પગાર ક્યાંથી લાવો છો?'

મોતીભાઈએ કહ્યું: 'હું ને ઇશ્વરભાઈ સરકારી નોકરીને અંગે બોર્ડિંગનું કામ સેવાભાવે કરીએ છીએ. એટલે અમારા પગારનો પ્રશ્ન જ નથી. ચોકસી માસ્તરનો પગાર મૅટ્રિક વર્ગ ખાતે પડે છે, તે ખાનગી રીતે મેળવાય છે. ધોરીભાઈનો સરકાર આપે છે, નોકરોનો બોર્ડિંગ ખાતે પડે છે. . . . . .'

'અને કરુણાશંકરનો?'

'તે તો અહીં પોતાનું મિશન લઈને આવ્યા છે. પગારની એમણે કદી ચિંતા કરી નથી. એમને જે જોઈએ તે મળી રહે છે.'

'એટલે?'

'તે ગંભીરામાં સરકારી નોકર હતા, ત્યારે તે જગાનો પગાર તેમને રૂ. ૧૬॥= મળતો. છતાં એક મોટી કૉલેજ ચલાવતા હોય એ રીતે તે નિશાળ ચલાવતા. જેમ ત્યાં તેમને ખર્ચ મળી રહેતું તેમ અહીં પણ મળી રહે છે.'

'પણ તમે તેમને શું આપો છો?'

'હાલ ત્રીસ આપું છું.'

'તે ક્યાંથી મેળવો છો?'

'તેમને મૂળ ખાતામાંથી મળતી રકમ મૅટ્રિક વર્ગ ખાતે પડે છે, અને બાકીની હું આપું છું. મને જાત-પગાર મળે છે. તે મારા સારા કામની કદર તરીકે મળે છે. પણ એ કદર ખરી રીતે મારા સાથીઓના કામને આભારી છે. એટલે એ જાત-પગાર જે કામની કદર તરીકે મળે છે તે ખાતે જ ખર્ચાવો જોઈએ.'

પોતાના શિક્ષકોને મુશ્કેલીને વખતે મદદ કરવાની પણ મોતીભાઈની પ્રથા હતી.

એક વખત એક શિક્ષકનો કાન પાક્યો. તેણે પેટલાદમાં દવા કરી પણ ફેર પડ્યો નહિ. સારા દાક્તરની દવા કરાવવી હોય તો વડોદરે જવું પડે તેમ હતું. તે માટે ખર્ચ થાય.. તે શિક્ષક આપી શકે તેમ નહોતું. મોતીભાઈએ તેને બોલાવી કહ્યું :

'હું તમને આ પત્ર લખી આપું છું, તે લઈ તમે વડોદરે જાઓ. ત્યાં રહેવાની જરૂર પડે તો રહેશો. ખર્ચ માટે આ પચાસ રૂપિયા આપું છું, વધુ જોઈએ તો મંગાવશો. એ રૂપિયા તમારાથી બને તો પાછા આપજો, નહિ તો તે વિષે ચિંતા કરશો નહિ.'

બોર્ડિંગની યોજનાઓ બધી મોતીભાઈ કરતા, પણ તેનો અમલ બીજા શિક્ષકોને કરવાનો રહેતો. સુપરિન્ટેન્ડન્ટ ભોકરે હતા. તે કાર્યક્રમનો ચુસ્ત રીતે યંત્રવત્ અમલ કરતા. તેથી વિદ્યાર્થીઓને તે વસમા લાગતા. તેમની વિરુદ્ધ મોતીભાઈ સાહેબ — મોતીભાઈને હવે બધા 'સાહેબ' કહેવા લાગ્યા હતા — પાસે ઘણી ફરિયાદો જતી. આ ફરિયાદો વધી પડી — એટલી બધી વધી પડી કે મોતીભાઈએ એક વખત વિદ્યાર્થીઓને કહ્યું :

'નિયમોનું પાલન કરાવવાનું કામ મેં તેમને સોંપ્યું છે, એટલે તે તમને કડવા લાગે અને હું એ કામ ન કરું એટલે હું તમને સારો

લાગું. પણ તેથી કંઈ તેમની વિરુદ્ધ નકામી ફરિયાદો હું ન સાંભળી શકું. નિયમો તમારા જ પસંદ કરેલા વિદ્યાર્થીઓનું વ્યવસ્થાપક મંડળ કરે છે. તે તમારે પાળવા જ જોઈએ, અને તમને શિક્ષા ન કરવી પડે એ રીતે વર્તવું જોઈએ'

બોર્ડિંગનું કામ સેવાભાવે ઉપાડયું હતું, અને એ સેવાભાવનો લાભ સમાજ, શિક્ષક અને વિદ્યાર્થી સર્વને સરખી રીતે મળતો. શિક્ષકને તેની લાયકાત અને જરૂરિયાત પ્રમાણે કામ મળે અને સગવડો મળે, તેનું સ્વમાન સચવાય અને તે સંતોષપૂર્વક કામ કરે તે માટે મોતીભાઈ સદા જાગ્રત રહેતા અને 'સાહેબ'ના પદને સાર્થક કરતા.

પણ શિક્ષકને એમ સાચવતા તો વિદ્યાર્થી પ્રત્યે તો બેહદ લાગણી દાખવતા. બોર્ડિંગનો કાર્યક્રમ અને તેના નિયમો વિદ્યાર્થીના ભલા માટે કર્યા હતા, અને તેથી વિદ્યાર્થીએ તેનું પાલન કરવું જ જોઈએ. પરંતુ નિયમોનાં બંધન ઘણી વાર જીવન રૂંધે છે એ પણ તે જાણતા હતા, અને તેથી વિદ્યાર્થીની અડચણોની બારીક તપાસ કરી જરૂર જણાયે તેને નિયમના બંધનમાંથી મુક્તિ પણ આપતા. આ 'નિયમમાં અપવાદ'ની નીતિએ ઘણા વિદ્યાર્થીઓના જીવનવિકાસમાં મદદ કરી છે, અને તે મોતીભાઈના સદાને માટે મિત્ર બન્યા છે.

બોર્ડિંગમાં નિયમ હતો કે વિદ્યાર્થી સુપરિન્ટેન્ડન્ટની રજા સિવાય ઘેર ન જઈ શકે. સામાન્ય રીતે શનિ–રવિએ વિદ્યાર્થીઓ ઘેર જવા આતુર રહેતા. અને આ નિયમ તેમને આકરો લાગતો. આનું કારણ એ પણ હતું કે કૌટુંબિક કારણોને લીધે ઘણા વિદ્યાર્થીઓને શનિ-રવિએ ઘેર જવાની જરૂર રહેતી, આથી મોતીભાઈ એવા વિદ્યાર્થીઓને માટે ખાસ અપવાદ કરતા.

એક વખત એક વિદ્યાર્થી આ રીતે રજાઓમાં ઘેર ગયેલો. તે નિયમ કરતાં વહેલો બોર્ડિંગમાં આવી પહોંચ્યો. તેને વાળુ કરવાનું હતું. પણ નિયમ પ્રમાણે તે વાળુ કરી શકે નહિ. રાત્રે ચોગાનમાં ફરતાં ફરતાં મોતીભાઈને તેનો ભેટો થયો. વાતચીતમાંથી જણાયું કે તે નિયમના બાધને લીધે વાળુ વિના જ રહ્યો હતો. મોતીભાઈએ તરત જ પોતાને ઘેર તેને મોકલ્યો અને પૂરી શાક બનાવરાવી વાળુ કરાવ્યું.

બોર્ડિંગમાં બાળલગ્ન વિરુદ્ધ સખત પ્રચાર ચાલતો. વિદ્યાર્થીઓ મોટે ભાગે પરણેલા જ હતા, અને ઉંમર લાયક હતા. એટલે એમનું ચિત્ત ઘર તરફ દોડતું, તે ઉપર સખત અંકુશ રહેતો. વિદ્યાર્થીઓ લગ્નજીવનથી દૂર રહે તેવા ઉપાયો યોજાતા. શનિ–રવિએ વિદ્યાર્થીઓને ઘેર નહિ જવા દેવામાં આ પણ એક કારણ રહેતું. પણ બીજી બાજુથી સ્ત્રીઓને શિક્ષણ આપવું જોઈએ એ વિચારનો પણ પ્રચાર થતો અને જે વિદ્યાર્થી પોતાની પત્નીને શિક્ષણ આપી શકે તેમ હોય તેને મોતીભાઈ ખાનગી રીતે ઉત્તેજન આપતા.

એક વિદ્યાર્થી આ રીતે મોતીભાઈના સહકારથી પોતાની પત્નીને શિક્ષણ આપતો. તેને માબાપ નહોતાં. તેથી ઘરનો વહીવટ જાતે કરવો પડતો. આવાં કારણોને લીધે તેને શનિ-રવિએ ઘેર જવું પડતું. તેની પત્નીના પત્રો બોર્ડિંગમાં આવતા. આ બધું વિદ્યાર્થીઓ અને શિક્ષકોની આંખે ચઢયું. મોતીભાઈએ ખરી હકીકત સમજાવી, વિદ્યાર્થીને બધી અનુકૂળતા કરી આપી અને તેની પત્નીના પત્રો જેને વાંચવા હોય તે વાંચી શકે તેવી યોજના કરી. શિક્ષણનો આ પણ એક પ્રકાર હતો.

મોતીભાઈએ જેમ વિદ્યાર્થીજીવનમાં કોઈ વિષયના અભ્યાસ માટે નામના મેળવી નથી, તેમ શિક્ષક તરીકે પણ તેમણે કોઈ વિષયના શિક્ષક તરીકે નામના મેળવી નથી. તેમને પ્રસંગવશાત્ ઇતિહાસ, ગણિત, અંગ્રેજી, ગુજરાતી અને કોઈ વાર સંસ્કૃત પણ શીખવવાં પડેલાં. તે માટે તે બને તેટલી તૈયારી કરતા, અને વિદ્યાર્થીને માટે વિષય રસિક અને સહેલો બનાવી શકતા. જે વિષય પોતાને ન આવડતો હોય તે પહેલો શીખી લેતા, અને જેટલું શીખ્યા હોય તેટલું જ શીખવતા. પોતાનું અજ્ઞાન પહેલેથી જ વિદ્યાર્થીઓને જાહેર કરી દેતા અને પોતે કેવી રીતે તૈયારી કરે છે તે પણ જણાવી દેતા. આથી વિદ્યાર્થીને તેમને માટે ઘણું માન થતું અને અજ્ઞાન કે ઓછું જ્ઞાન તેમના શિક્ષણના કાર્યમાં નડતું નહિ.

શિક્ષણમાં તેમણે એક સિદ્ધાંત પાળ્યો હતો, તે એ કે વર્ગમાં વિદ્યાર્થીને નવરો પડવા દેવો નહિ. દરેકને લાયકાત પ્રમાણે કામ આપવું. ગણિત શીખવતાં તે વર્ગમાં જ હિસાબ ગણાવતા અને

જે ઘણાને ન આવડે તે પાટિયા ઉપર કરી બતાવતા. આથી દરેક વિદ્યાર્થી પોતાની ગતિએ કામ કરી શકતો.

આમ છતાં તેમનું શિક્ષણનું કાર્ય વર્ગ બહાર જ થતું. તે વિષયશિક્ષક નહોતા, પણ જીવનશિક્ષક હતા; વર્ગશિક્ષક નહોતા પણ લોકશિક્ષક હતા. તે વિદ્વાન નહોતા, પણ વિદ્વાનોના વિચારોને તેમણે પચાવ્યા હતા. દરેક બાબત વિષે તેમણે સ્વતંત્ર નિર્ણયો બાંધ્યા હતા, અને તે વ્યવહારમાં ઉતારવા મથતા હતા. આથી વિદ્વત્તાની ખોટ એમના ચારિત્ર્યથી પૂરી પડતી, અને મતભેદ ઊભો થતાં તે અનુભવનાં પ્રમાણ એટલી સચોટ રીતે આપી શકતા કે તેમની દલીલને માત કરવાનું મુશ્કેલ પડતું. સિદ્ધાન્ત વિનાનું જીવન જીવન જ ન કહેવાય, એમ તે માનતા અને કહેતા, પણ જે સિદ્ધાન્ત અમલમાં ન મૂકી શકાય તે સિદ્ધાન્ત ગમે તેટલો મહાન હોય તોપણ તેમને નિરર્થક લાગતો. આમ છતાં સિદ્ધાન્તવાદી પ્રત્યે તેમને ખૂબ આદર રહેતો અને પોતાના કરતાં ઊંચા સિદ્ધાંતોનું પાલન કરનાર પ્રત્યે તે પૂજ્યભાવથી જોતા. પોતાના સિદ્ધાન્તથી વિરુદ્ધ હોય તે કામોથી અને તેવા માણસોથી તે દૂર રહેતા. પણ તેમના પ્રત્યે તિરસ્કાર કદી દાખવતા નહિ. આ બધાં કારણે તેમના વિરોધીઓને પણ તેમના પ્રત્યે માન રહેતું અને તેમના કામમાં સહકાર ન આપનાર પણ તેમાં વિઘ્નો નાખતા નહિ.

વિદ્યાર્થી ગમે તેવો ખરાબ હોય તોપણ તેના પ્રત્યે તે લાગણી રાખતા, અને ભૂલ કરનારને કદી શિક્ષા કરતા નહિ. ભૂલ સુધારવાની તેમની પદ્ધતિ ઘણી અસરકારક હતી. પ્રથમ તો તે ભૂલ તરફ આડકતરી રીતે વિદ્યાર્થીનું ધ્યાન ખેંચતા, પછી તેને શરમાવતા, દલીલ કરતા, ઉપદેશ કરતા, સુધરવાની તક આપતા અને ન સુધરે તો તેને સંસ્થામાંથી રજા આપતા. તે રીતે સંસ્થામાંથી ગયેલો વિદ્યાર્થી જ્યાં જતો ત્યાં તેમને ભૂલી શકતો નહિ!

કેટલાંક દૃષ્ટાંતો મોતીભાઈની પદ્ધતિના સરસ નમૂના છે.

વિદ્યાર્થીઓ પરીક્ષાની ચિંતામાં એટલું વાંચતા કે તે માંદા પડી જતા. આથી એવો નિયમ કરવામાં આવેલો કે બધાએ રાત્રે દશ વાગ્યા પછી સૂઈ જવું. એક દિવસ મોતીભાઈ બહારગામ ગયા. તેનો લાભ લઈ સારા ગણાતા વિદ્યાર્થીઓએ જ મોડા સુધી વાંચ્યા

કર્યું. કોઈક કારણસર મોતીભાઈ રાત્રે જ પાછા ફર્યા, તો એક ઓરડીમાં બત્તી બળતી દીઠી. તે ગુપચુપ ત્યાં ગયા. જોડેની ઓરડીવાળાને ઉઠાડ્યા અને ઘંટ વગાડવાની સૂચના કરી. ઘંટ વાગ્યો એટલે પેલા ભાઈને દખલ થઈ. તે અંદરથી બરાડ્યા: 'કયો મૂવો છે એ?' મોતીભાઈએ બારણું ખખડાવ્યું, એટલે પેલા ભાઈ બરાડતા બહાર નીકળ્યા, અને 'સાહેબ'ને ઊભેલા દીઠા! 'સાહેબ' મોં મલકાવી ચાલતા થયા!

*

૧૯૦૭માં હિંદુસ્તાનમાં બંગભંગને કારણે રાજકીય વાતાવરણ ખૂબ ગરમ થયું હતું. તે અરસામાં ૧૯૦૮માં લોકમાન્ય તિલકને સરકારે કેદ પકડ્યા. તેથી હાહાકાર થયો. વિદ્યાર્થીઓમાંના કેટલાક થોડા જ વખત ઉપર સુરતની કોંગ્રેસમાં તિલકને જોઈ આવ્યા હતા. ત્યાં તેમને કારણે ધાંધલ થયું હતું અને તિલકની નીડરતાએ યુવાનોને મુગ્ધ કર્યા હતા. એટલે તેમના પકડાયાની વાતથી વિદ્યાર્થીઓને પણ પાણી ચઢ્યું અને તેમણે પોતાની લાગણી દર્શાવવા શાળામાં ઉઘાડે માથે જવાનો નિર્ણય કર્યો. આ જોખમકારી વિચાર હતો. મોતીભાઈ ચેતી ગયા અને બોર્ડિંગના દરવાજા આગળ શાળાના સમયે ઊભા રહ્યા. વિદ્યાર્થી ઉઘાડે માથે આવે તેને હસતું મોં રાખી આંગળીના ઇશારા વડે જ ટોપી પહેરી આવવાનું કહે, અને વિદ્યાર્થીનો જુસ્સો ઓગળી જાય. બધા વિદ્યાર્થીઓએ 'સાહેબ'ની આજ્ઞા માની. માત્ર એક કાઠિયાવાડી વિદ્યાર્થી અડગ રહ્યો. તેને મોતીભાઈએ છોડી દીધો.

બોર્ડિંગમાં બીડી પીવાની મનાઈ હતી. પણ ગામડાના વિદ્યાર્થીઓને એ વ્યસન ઘેરથી જ વળગેલું આવતું. કેટલાક તો આ વ્યસનબંધીથી ડરીને જ નાસી જતા. એક મિત્રના દીકરાને ખાસ આ વ્યસન છોડાવવા માટે જ બોર્ડિંગમાં મૂકેલો તે બે ત્રણ વાર બીડી પીતાં પકડાયેલો, અને મોતીભાઈએ તેને સમજાવી જતો કરેલો. પણ તે તો પોતાનું કામ કર્યે જતો. ફરીથી તે પકડાયો. અને મોતીભાઈએ તેને ઠપકો દીધો. તેને ઘણું માઠું લાગ્યું, અને છાનોમાનો તે નાસી ગયો. મોતીભાઈને ભારે ચિંતા

થઈ. છોકરાને શોધવા દોડાદોડ થઈ. આખરે તેનાં માબાપ તરફથી ખાતરી મળી કે તે સલામત હતો, ત્યારે જ તે પગ વાળી બેઠા.

વિદ્યાર્થીને માટે મોતીભાઈને આમ લાગણી હતી, તે કરતાં બોર્ડિંગમાં રહેવા છતાં તેની કુટેવો સુધરે નહિ તેથી તેમને ભારે ઉદ્વેગ થતો, અને વિદ્યાર્થીઓના વર્તનમાં જો દુર્બુદ્ધિ જણાય તો તે લાગણીવશ થઈ જતા.

એક વખત રસરોટલીનું જમણુ કર્યું. મોતીભાઈને વિદ્યાર્થીઓએ જમવા નોતર્યા. રસોડાના વ્યવસ્થાપકને ખીજવવા કેટલાક વિદ્યાર્થીઓએ રસ ખુટાડવાનો છાનો ઠરાવ કર્યો. જમતી વખતે સાચે જ રસ ખૂટયો. મોતીભાઈને દુઃખ થયું અને તેમણે કારણ પૂછ્યું. સમજાયું કે વિદ્યાર્થીઓએ પહેલેથી જ કાવતરું રચ્યું હતું. મોતીભાઈ કહે: 'આવું હોય તો તમારે મને જણાવવું જોઈએ. તમારે રસ પીવો હોય તો હું રસનાં પીપ ભરાવી નળ મૂકું અને પીવો હોય તેટલો પીવા દઉં. પણ આવું તોફાન અસહ્ય લાગે.'

વિદ્યાર્થીઓ ખૂબ શરમાયા.

*

આવા અનેક પ્રસંગો બન્યા હશે. એનાં મધુર સ્મરણો વર્ણવતાં એક વિદ્યાર્થી લખે છે:

'શ્રી. મોતીભાઈ અમારા વિદ્યાર્થી આશ્રમના ગુરુ મનાતા હતા. પોતે સ્વીકારેલા જીવનસિદ્ધાંતોને વળગીને કામ કર્યા જવાની એમની કાર્યપદ્ધતિ હતી. એમની પ્રવૃત્તિઓમાંથી 'जनसेवा ए प्रभुसेवा छे' એ મુદ્રાલેખ સમજાઈ આવતો હતો. યુવાનોના વિચારોની વિશુદ્ધિ, વિવેકબુદ્ધિનો વિકાસ અને નૈતિક ઉન્નતિ સાધવી એને એઓશ્રીએ પોતાનું ધ્યેય માન્યું હતું. નાના મોટા, બુદ્ધિશાળી તેમ જ અવિકસિત બુદ્ધિવાળા, ડાહ્યામાં ગણાતા તેમ જ તોફાની વૃત્તિઓવાળા, બધા વિદ્યાર્થીઓ પ્રત્યે શ્રી. મોતીભાઈને સમભાવ અને એક સરખું માન હતું. 'साहेब होय छे त्यारे बोर्डिंग सारी लागे छे' આવી વાતો વિદ્યાર્થી મંડળોમાં સામાન્ય થઈ ગઈ હતી.'*

---

*જ્ઞાન પ્રચાર, ૧૯૨૭, પૃષ્ઠ ૭-૮.

# ૧૭

# ચારિત્ર્યનું શિક્ષણ અને કરુણાશંકર

(૧૯૦૬ થી ૧૯૧૦)

બોર્ડિંગમાં ચારિત્ર્ય અને સંસ્કાર ઉપર ખાસ ભાર મૂકવા આવતો. ચારિત્ર્ય અને સંસ્કાર એવી સૂક્ષ્મ ચીજો છે કે તે સહેલાઈ પારખી શકાતી નથી. મોટે ભાગે તો એની લોકોને સમજ જ ન હોતી, અને તેમને એની કંઈ પડી પણ નથી હોતી. આથી ચારિ અને સંસ્કાર ખીલવવાના પ્રયત્નો કરતાં વ્યક્તિને તેમ જ સમાજ ચાલતા આવેલા જીવનવ્યવહાર સાથે વારે વારે ઘર્ષણ થાય છે, અ કોઈ વાર વિરોધનો પણ સામનો કરવો પડે છે. શિક્ષણ-સંસ્થાઓ આ ઘર્ષણ લગભગ સદા ચાલતું હોય છે. શિક્ષકો શિક્ષકો વચ્ચે શિક્ષકો ને અધિકારીઓ વચ્ચે, અને શિક્ષકો ને વિદ્યાર્થી વચ્ચે નાના મોટા મતભેદો ઊભા થાય છે અને તેના નિકાલ કરવ પડે છે. ચારિત્ર્યવાન અને સંસ્કારી મનુષ્યની આવે પ્રસં કસોટી થાય છે. મોતીભાઈને પણ આવી કસોટીના પ્રસં આવતા.

મોતીભાઈ પોતે સિદ્ધાંતવાદી હતા, અને માણસમ સિદ્ધાંતવાદી બને એ માટે તેમને પ્રેરણા, સલાહ, સહાય અને તાલી આપવાનું પોતાનું કર્તવ્ય સમજતા. આમ છતાં સિદ્ધાંતની વા તે ઓછામાં ઓછી કરતા. તેમનું લક્ષ્ય મહાન સિદ્ધાંતોની ત ચર્ચા કરતાં નાના નાના સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા તરફ વધ રહેતું. સિદ્ધાંતોને કારણે માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં વિક્ષે પડે તે કરતાં સિદ્ધાંતોની બાંધછોડ કરીને વ્યવહાર સલાહસંપ સહકારથી અને શાંતિથી ચાલે તે તેમને વધુ પસંદ પડતું. આ નાના મોટા સૌની સાથે તે સમાધાનવૃત્તિથી કામ લેતા અને સૌ સરખા આદરપાત્ર બનતા.

પણ આમ વિચાર કરતાં આચાર ઉપર વધુ ભાર મૂકવાથી કેટલીક વાર એમ બનતું કે, તેમના કરતાં ભિન્ન કે વધુ ઉચ્ચ આદર્શથી પ્રેરાયેલા વર્તનનું રહસ્ય એકદમ તેમના લક્ષમાં આવતું નહિ. કોઈ વાર લક્ષમાં આવતું તોપણ સામાન્ય વ્યવહારથી વધારે પડતું આદર્શવાદી હોવાને કારણે તેમને તે માન્ય રાખવું ઇષ્ટ લાગતું નહિ. આવાં કારણે તેમને વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો અને મિત્રો સાથે મોઠા મતભેદો જાગતા. આવે વખતે તેમણે દાખવેલી ઉદારતા સહિષ્ણુતા, ન્યાયવૃત્તિ અને શિષ્યવૃત્તિ ધડો લેવા જેવી છે.

આવા મતભેદોના પ્રસંગ ગંભીરેથી આવેલા કરુણાશંકર સાથે વારંવાર બનતા. કરુણાશંકર એટલે આદર્શ શિક્ષક — અનેક અર્થમાં આદર્શ. વડોદરામાં રામજીમંદિરમાં મોતીભાઈ ક્લબ ચલાવતા ત્યારે કરુણાશંકર મેલ ટ્રેનિંગ કૉલેજમાં હતા. એ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટે વિદ્યાર્થીઓનાં જીવન ઉપર સચોટ અસર કરી હતી. કરુણાશંકર ઉપર આ અસર એટલી ઊંડી થઈ હતી કે તે મણિશંકરના નિકટ પરિચયમાં આવ્યા હતા. અને તેમના તરફ ગુરુભાવ રાખતા હતા. મણિશંકર કવિ હતા. તેમનાં ‘વસંતવિજય’, ‘ચક્રવાક’, ‘દેવયાની’, જેવાં કાવ્યોએ ગુજરાતી કવિતામાં નવીન ભાત પાડી હતી અને તેમની મારફતે તેમના વિદ્યાર્થીઓને ગુજરાતી સાહિત્યનો સીધો અને માર્મિક પરિચય થતો હતો. તેમાં વળી ‘શિક્ષણનો ઇતિહાસ’ એ ગ્રંથ તેમણે ટ્રેનિંગ કૉલેજ માટે જ લખ્યો હતો અને તે જાતે જ શીખવતા. એ ગ્રંથ એમના જ્ઞાન, ચિંતન, અને લેખન-શક્તિનો અનુપમ નમૂનો છે. સ્વાભાવિક રીતે જ કરુણાશંકર ઉપર મણિશંકરના આ ગ્રંથની અને તેમના સમગ્ર વ્યક્તિત્વની છાપ પડેલી હતી, અને તે તેમના શિક્ષણમાં અને વાતવાતમાં અનુભવાતી હતી.

પેટલાદ બોર્ડિંગમાં કરુણાશંકર પોતાના ત્રીસ–પાંત્રીસ વિદ્યાર્થીઓને લઈ આવ્યા હતા. બોર્ડિંગમાં જગા નહિ હોવાથી તેમને સ્ટેશન ઉપરની ધર્મશાળામાં મુકામ આપવામાં આવ્યો હતો. ત્યાંથી તે બોર્ડિંગમાં વર્ગ લેવા આવતા. ચારિત્ર્ય અને સંસ્કારના એમના આદર્શો મોતીભાઈ કરતાં ઘણા આગળ દોડતા અને તે

પ્રાચીન ગુરુની ભાવના અને ધગશથી કામ કરતા. જ્ઞાન પ્રાતઃકાળે જ અપાય એ પ્રાચીન પ્રણાલીમાં તેમને અચળ શ્રદ્ધા હતી. તેથી તે બ્રાહ્મ મુહૂર્તે — સવારે ચાર વાગ્યે — વર્ગો ભરતા. શિક્ષણનો અંતિમ ઉદ્દેશ ચારિત્ર્ય ખીલવવાનો છે એ પણ તેમની દૃઢ પ્રતીતિ હતી. તેથી શિક્ષણનો વિષય પણ શિષ્યોના ચારિત્ર્ય ઉપર સીધી કે આડકતરી અસર ઉપજાવવાની દૃષ્ટિએ જ પસંદ થતો. એક કાવ્ય કે વાર્તા કે નાટકમાંના પ્રસંગનો પરિસ્ફોટ કરતાં કરતાં તે અનેક કાવ્યો અને પુસ્તકોમાં ઊતરી પડતા અને વિદ્યાર્થીને 'કાન્ત'ના 'ચક્રવાક'ની માફક ઊંચે, ઊંચે, હજી ઊંચે — એટલે ઊંચે લઈ જતા કે એ કલ્પનાસૃષ્ટિ કે વિચારસૃષ્ટિમાંથી પ્રત્યક્ષ જીવનમાં આવતાં વિદ્યાર્થીને આકાશમાં જઈ આવ્યાનો જાણે અનુભવ થતો!

એ શિક્ષણે પેટલાદ બોર્ડિંગમાં એક અદ્દ્ભુત રંગ પૂર્યો: વિદ્યાર્થીઓ આદર્શવાદી અને સાહિત્યપ્રેમી થવા લાગ્યા, અને જીવનના નાના નાના પ્રસંગોનું બારીકાઈથી અવલોકન કરવા લાગ્યા. આવા વિદ્યાર્થીઓનાં ટોળાં જામવા માંડ્યાં અને બોર્ડિંગમાં એ ટોળાંના ભેદ દેખાવા લાગ્યા. આ ભેદ વિદ્યાર્થીઓનાં જીવનમાં પણ ઊતર્યા!

આને લીધે વિદ્યાર્થી વિદ્યાર્થી સાથેના સંબંધોમાં અને તેમના અભ્યાસની બાબતમાં કોઈક વાર મુશ્કેલીઓ ઊભી થતી અને જીવનની ધરતી ઉપર નજર રાખી ચાલતા મોતીભાઈને આ સાહિત્યપ્રેમ અને આદર્શોના ગગનવિહાર ઉપર અંકુશ મૂકવાની જરૂર લાગતી. પણ તે સાથે જ આ સાહિત્યપ્રેમી વિદ્યાર્થીઓના ચારિત્ર્યમાં એટલી બધી વિશેષતા અનુભવાતી કે મોતીભાઈ ગુરુશિષ્યોને મુક્તહૃદયે વિહરવા દેતા. આનું પરિણામ એ આવ્યું કે કરુણાશંકરના સંસર્ગથી વિદ્યાર્થીઓને ઉચ્ચ સાહિત્ય વાંચવાનો શોખ જાગ્યો, એના સારાસારનો વિવેક કરતાં તે શીખ્યા, તેમની લેખનકળા સુધરી અને અક્ષર પણ સુધર્યા. પરિણામે વિદ્યાર્થીઓનો સમગ્ર અભ્યાસ સુધર્યો, અને તેમની એ સર્વ પ્રગતિના પ્રતીકરૂપ 'Duty' — એટલે ફરજ — નામનું હસ્તલિખિત પત્ર પણ તેઓએ કાઢ્યું.

આત્મભોગ, સેવા, પરોપકાર જેવા સદ્દગુણોનો વિદ્યાર્થીને જાતઅનુભવ થાય તે માટે મોતીભાઈ નિયમો કરતા, ઇનામો આપતા,

ક્વચિત્ ભય અને લાલચનો પણ ઉપયોગ કરી લેતા. કરુણાશંકર નિયમો, ઇનામો, ભય, લાલચને દૂર રાખી શિક્ષણના વિષયોની પસંદગી જ એવી રીતે કરતા અને વિદ્યાર્થી સમક્ષ તે એવી રીતે ધરતા કે જરૂરી સદ્ગુણો વિદ્યાર્થીમાં આપોઆપ જાગે. એ રીત નિષ્ફળ જતી તો તે રાહ જોતા, અનુકૂળ સમય શોધતા અને સદા એનું જ ચિંતન કર્યા કરતા. મોતીભાઈને આ દૃષ્ટિનો ખ્યાલ નહિ, અને હોય તોપણ તેમ કરવું પાલવે તેમ નહોતું. એટલે વિદ્યાર્થીજીવન યોજવાની બંનેની પદ્ધતિમાં ચોખ્ખો ભેદ દેખાઈ આવતો. પણ થોડા અનુભવે મોતીભાઈને કરુણાશંકરની ઊંડી શિક્ષકવૃત્તિની ખૂબી સમજાઈ અને બંને એકબીજાના પૂરક બની રહ્યા.

આનું પરિણામ એ આવતું કે મોતીભાઈએ યોજેલી નિયમાવલીમાં ઘણા ફેરફારો કરવા પડતા. આ ફેરફારો એટલે સુધી પહોંચેલા કે એક વખત સારા વિદ્યાર્થીઓને વીણી કાઢી તેમને સર્વ નિયમોથી મુક્ત કરવામાં આવ્યા. સ્વનિયમન એ જ ઉત્તમ નિયમન એ સિદ્ધાન્તનો તેમના ઉપર અખતરો કરવામાં આવ્યો. આ અખતરો કેટલે અંશે સફળ થયો એની કોઈએ તપાસ કરી જણાતી નથી. પણ એનું એક સુંદર પરિણામ એ આવેલું કે, શિક્ષકની દેખરેખ વિના વિદ્યાર્થીઓ પરીક્ષાના ઉત્તરો લખે અને છતાં ગરબડ કે ચોરી ન થાય એટલી પ્રમાણિકતા તેમનામાં ખીલેલી અને તેમાં શિક્ષકો વિશ્વાસ મૂકતા થયેલા !

નિયમોમાં અપવાદ કરવા અને કેટલાક અનિષ્ટ નિયમો દૂર કરવા કરુણાશંકર હંમેશ મોતીભાઈને સૂચવતા. મોતીભાઈ એ સૂચનાઓનું રહસ્ય સ્વીકારતા પણ તેનો અમલ કરતાં ડરતા અને મુશ્કેલીઓ બતાવતા. એ મુસ્કેલીઓ સંસ્કારબળે દૂર કરી આપવાનું કરુણાશંકર માથે લેતા અને મોતીભાઈને તેમના શિક્ષણના ચમત્કારનો અનુભવ થતો.

બોર્ડિંગમાં ગરીબ વિદ્યાર્થીઓને મફત જમાડતા. તેના બદલામાં તેમને નજીકના રંગીપુરા ગામમાંથી દૂધ લાવવાનું કામ સોંપાતું. આ કામ કરનાર વિદ્યાર્થીઓ પૈકી કેટલાક અભ્યાસ અને વર્તનમાં બીજા કરતાં ઘણા આગળ પડતા હતા. તે બીજા ધનિક વિદ્યાર્થીઓને શીખવતા પણ ખરા અને તે માટે તેમનાં વખાણ પણ

થતાં. છતાં ગરીબ હોવાને કારણે તેમને દેગડા ને તાંબડીઓ ઊંચકી દૂધ લેવા જવું પડતું, અને બીજા ભાગ્યશાળીઓ તે ઠંડે પેટે જોઈ રહેતા.

કરુણાશંકરને આ ભેદભાવ ખૂંચતો. તેમણે એક વખત યુક્તિપૂર્વક વિદ્યાર્થીઓનું આ બાબત તરફ લક્ષ ખેંચ્યું. વિદ્યાર્થીઓ સમજી ગયા અને ગરીબ તવંગરના ભેદ દર્શાવતા આ નિયમમાં ફેરફાર કરાવવા મોતીભાઈ પાસે એક ડેપ્યુટેશન લઈ ગયા. મોતીભાઈ આ ઘટનાનો મર્મ પારખી ગયા અને નિયમ બદલવાની વિદ્યાર્થીઓની માગણીને તરત વધાવી લીધી. રસોડાની વ્યવસ્થામાંથી ત્યારથી ગરીબ-તવંગરનો ભેદ કાઢી નાખ્યો, અને ગરીબાઈનું અપમાન થતું બંધ થયું.

એવો જ એક નિયમ ચારિત્ર્યનું ઇનામ આપવાનો હતો. બોર્ડિંગના કામમાં સારી મદદ કરવી, કાચા વિદ્યાર્થીઓને શીખવવું, નાના વિદ્યાર્થીઓને સાચવવા, વગેરે કામો સૌથી સરસ રીતે જે વિદ્યાર્થી કરે તેને પહેલાં બેત્રણ વર્ષ ઇનામ આપવામાં આવ્યાં હતાં. આથી ચારિત્ર્યના ઇનામ માટે પણ સૂક્ષ્મ સ્પર્ધા થતી. એ સ્પર્ધા વધે તો ચારિત્ર્યનું પતન પણ વધે જ. કરુણાશંકરે એ તરફ મોતીભાઈનું ધ્યાન ખેંચ્યું. મોતીભાઈ સમજી ગયા, અને ચારિત્ર્યનું ઇનામ આપવાનું બંધ થયું. ચારિત્ર્યની ખિલવણી એ જ એનું ઇનામ — એ સિદ્ધાંત સ્વીકારાયો.

*

એક વખત એક વિદ્યાર્થીએ એક શિક્ષકને ચીડવવાના ઇરાદાથી વર્ગ ચાલતો હતો તે દરમ્યાન વારે વારે થૂંકવાને બહાને બહાર જા-આવ કરવા માંડ્યું. આ મૂક તોફાન બે ત્રણ દિવસ ચાલ્યું. વિદ્યાર્થીઓના ચારિત્ર્યના ચોકીદાર કરુણાશંકર આ ખેલ જોયા કરતા હતા. તેમણે પેલા વિદ્યાર્થીને ખાનગીમાં બોલાવી એના વર્તનની ગંભીરતાનું ભાન કરાવ્યું. તે બીજા વિદ્યાર્થીઓ જોઈ ગયા, અને આ પ્રકરણ આગળ વધે તે પહેલાં તેને એટલેથી જ સમાપ્ત કરવા યુક્તિ રચી. બીજે દિવસે પેલા વિદ્યાર્થીની આજુબાજુ બે મજબૂત મિત્રો બેસી ગયા અને તેના કોટના છેડા પોતાની નીચે દબાવ્યા. પેલા ભાઈસાહેબ ઊઠવા જાય પણ ઊંચા જ ન થઈ શકે! તેમણે

બેચાર વાર પ્રયત્ન કરી જોયા પણ કંઈ વળ્યું નહિ. ત્યારથી તેમનું થૂંકવા જવાનું બંધ થયું!

*

એક વખત મોતીભાઈને ત્યાં વડોદરેથી તેમના મિત્ર પ્રોફેસર પુરોહિત અને શિષ્ય ગોપાળદાસ વગેરે કેટલાક મહેમાનો આવેલા. તેમની સાથે કેટલાક વિદ્યાર્થીઓને લઈ તે ગંભીરે ગયેલા. આ અરસામાં બંગભંગની ચળવળનું વાતાવરણ હતું અને તાજેતરમાં સુરતમાં કોંગ્રેસ ભરાઈ હતી. એટલે વિદ્યાર્થીઓ શરાતનની વાતો ઉત્સાહથી કરતા. તેમાંના એક વિદ્યાર્થીને આવી વાતો કરવાનો બહુ શોખ જણાયો. તેને આત્મજ્ઞાન કરાવવા કરુણાશંકરે એક બેત રચ્યો.

મહેમાનો ગંભીરેથી પેટલાદ જવા સાંજના પહોરે ગાડામાં બેસી નીકળ્યા. ગાડાને વળાવ્યા પછી કરુણાશંકરે કેટલાક સાથીઓને લૂટારુઓનો વેશ પહેરાવ્યો અને થોડે દૂર પહોંચેલા ગાડા ઉપર ઓચિંતો હુમલો કર્યો.

અંદર બેઠેલા હેબતાઈ ગયા અને હાહાકાર થયો. એવામાં કરુણાશંકરને યાદ આવ્યું કે સાથે રાવણિયો હતો, તે જો પોતાની ફરજ બજાવશે તો હસવાનું ખસવું થઈ જશે. એટલે તેમણે બુકાની કાઢી નાખી ભેદ ખુલ્લો કરી નાખ્યો. ક્ષણભર ભયગ્રસ્ત બનેલા પ્રવાસીઓમાં હસાહસ થઈ રહી.

કરુણાશંકરે દરેકને પૂછ્યું: 'કહો, આ પ્રસંગે તમને શા વિચારો આવ્યા હતા?'

ગાડાવાળાએ કહ્યું, 'મને એવો વિચાર આવ્યો કે આ બળદ મેં હમણાં જ ખરીદ્યા છે, તે જશે તો મારો દી ફિટશે.'

મોતીભાઈએ કહ્યું: 'મને એમ થયું કે આ પૂંછડીએ બેઠા તે ભૂલ કરી. કેમકે સૌથી વધારે માર અહીં બેઠેલાને જ પડવાનો!'

પેલા વિદ્યાર્થીએ કહ્યું: 'મને સમજાયું કે હું અંગ્રેજોને હરાવવાનાં બણગાં ફૂંકતો હતો, પણ મારામાં આ ચોરોની સામે થવાની પણ તાકાત નથી. એટલે હવે એવી વાતો હું કદી નહિ કરું......'

*

કરુણાશંકરની આ શિક્ષણપદ્ધતિ અને આદર્શશીલતાથી બોર્ડિંગ ઉપર એકંદરે ઘણી સારી અસર થતી, તેથી

મોતીભાઈને ઘણો આનંદ થતો, પણ વિદ્યાર્થીઓને શીખવવાની ધૂનમાં કેટલીક વાર કરુણાશંકર એટલા લીન થતા કે સમયનું તેમને ભાન રહેતું નહિ, અને વિદ્યાર્થીઓને તેમની પાછળ ખેંચાવું પડતું. મોતીભાઈ રોજ વહેલા ઊઠી બોડગમાં આંટા મારતા અને કોઈ વખત આ વર્ગોમાં જઈ ચડતા. તે વખતે શિક્ષણનો અતિરેક જોઈ તે મોં મલકાવી એક જ વાકય કહેતા: 'બહુ થયું, મોટાભાઈ! હવે કાલને માટે એટલું રાખો!' 'મોટાભાઈ'ને એટલી ટકોર બસ થતી, અને શિક્ષણ ત્યાંથી અટકી જતું.

જેમ કરુણાશંકર પોતાના શિક્ષણકાર્યમાં ભાન ભૂલી જતા તેમ મોતીભાઈ પણ પોતાની પ્રવૃત્તિઓમાં ભાન ભૂલી જતા અને આદર્શોના અતિરેકથી ઘણી વાર રમૂજી બનાવો બનતા.

એક વાર બોર્ડિંગમાંથી સવારમાં ઊઠી તે ઘેર ગયા, અને તરત ઑફિસમાં પાછા આવ્યા. મિત્રોએ પૂછ્યું: 'કેમ, એકદમ પાછા ફર્યા?'

'મારા ઘરમાં કાંઈક ઍરું આવ્યું છે.'

'એ તો રૂપિયા આવ્યાં છે!' બધા ખડખડાટ હસ્યા અને બોર્ડિંગમાં એ બનાવ કાયમનું સંભારણું બની ગયો!

*

મોતીભાઈ મોટે ભાગે ઉપદેશાત્મક સાહિત્ય જ વાંચતા અને તે પણ ગદ્ય જ. તેમને પદ્યમાં રસ પડતો નહિ. કોઈ તેમને ઊંચા પ્રકારના કાવ્યની વાત કરે તો તે કહેતા કે, 'એ બાબતમાં હું અભેદમાર્ગી છું! ગદ્ય અને પદ્યમાં મને કંઈ ભેદ જણાતો નથી. કવિતાની આટલી બધી પ્રશંસા મને સમજાતી નથી.'

આ અભેદમાર્ગ તેમણે વિદ્યાર્થી અવસ્થાથી સ્વીકાર્યો હતો અને તે અનેક દિશામાં વિકાસ પામ્યો હતો.

એક વખત 'શિક્ષણનો ઇતિહાસ'ના કર્તા મણિશંકર ભટ્ટ બોર્ડિંગની મુલાકાતે આવ્યા. કરુણાશંકરને ત્યાં તેમને માટે ચાપાણી થયાં. મોતીભાઈ પણ ત્યાં હતા.

ચાને બદલે કૉફી બનાવવામાં આવી હતી. કૉફીના પ્યાલા આવ્યા અને સૌ પીવા લાગ્યા. મોતીભાઈ કહે:

'આપણાં બૈરાંને ચા બનાવતાં પણ ન આવડે. જુઓને ચા કેવી દુણાઈ ગઈ છે!'

બધા હસી પડ્યા. અભેદમાર્ગી મોતીભાઈને ચાકોરીના સ્વાદના ભેદની ખબર નહોતી!

થોડા વખત પછી બૅરિસ્ટર વિઠ્ઠલભાઈ આવ્યા. તેમને માટે ચા બનાવવામાં આવી. પણ દૂધ ન મળે. વિઠ્ઠલભાઈને દૂધ વિના જ ચા આપવામાં આવી!

અભેદમાર્ગીને એમાં કંઈ ભેદ ન લાગ્યો!

જમવા બેસે ત્યારે મિત્રોને કહી મૂકે કે, 'મીઠું શેમાં નાખવાનું છે તે મને તમારે બતાવવું. મને કંઈ સમજ પડતી નથી.'

કારેલાંનું શાક કડવું હોય છે એ જ્ઞાનને લીધે કારેલાંનું શાક ખાતા નહિ. એક વખત જાને ગયા. ત્યાં રસપૂર્વક જમ્યા. જમી રહ્યા પછી ભલાભાઈ કહે: 'મોતીભાઈ, કયાં કયાં શાક ખાધાં?'

'કેમ, વળી બધાંયે — રસોઈ ઘણી સરસ થઈ હતી.' કહી શાક ગણાવ્યાં, પણ કારેલાંનું નામ તેમાં ન આવ્યું.

ભલાભાઈ કહે, 'કારેલાંનું નહોતું?'

'કારેલાંનું હોય તો હું ખાઉં ખરો?'

'પણ ત્યારે પતરાળામાં તો કંઈ રહ્યું નહોતું!'

'તો શું હું કારેલાંનું શાક પણ ખાઈ ગયો?'

આનું નામ અભેદમાર્ગી!

આવા આદર્શશીલ શિક્ષકોના સાથમાં વિદ્યાર્થીઓનું જીવન ઉન્નત બને તેમાં નવાઈ નથી. એ દિવસોનું સ્મરણ કરતાં એક વિદ્યાર્થીએ લખ્યું હતું:

'વિદ્યાર્થીજીવનમાં અમારી સંસ્થા તરફથી માતાના જેવાં લાડ અને શિક્ષણ અમે પામ્યા છીએ, એવી ચોખ્ખી સ્મૃતિ મને થાય છે. કેટલાક વિચારો અને ભાવનાઓનું પોષણ અમને ત્યાંથી જ મળ્યું છે. માતા તરફ બાળકોનું જેવું વહાલ અને માન હોય છે તેવા જ પ્રકારનાં વહાલ અને માનની લાગણી 'પેટલાદ બોર્ડિંગ' તરફ અમારામાં જાગ્રત રહ્યા કરે છે. પેટલાદ બોર્ડિંગની વિવિધ ખબરો અને ઉત્સવોનાં વર્ણન અમે હર્ષથી વાંચીએ છીએ. કવિવર ટાગોરે પોતાના શાંતિનિકેતન આશ્રમનું નામ 'આપણા હૃદયનું

બાળક' પાડયું છે. કવિઓના આવા ભાવનાત્મક શબ્દોમાં કહું તો અમારી પેટલાદની સંસ્થા પોતાના દરેક વિદ્યાર્થીને કોઈ સુશિક્ષિત માતાની યાદ આપે છે. वन्दे मातरम् ।'*

× × ×

"બોર્ડિંગના જીવન સાથે સરખાવી શકાય તેવો એક અનુભવ યાદ આવે છે. એક સાલ કુંભમેળાના સ્વયંસેવક તરીકે બોર્ડિંગમાંથી અમે છ સાત વિદ્યાર્થીઓ હરદ્વાર ગયા હતા. છ દિવસ સુધી બધા સ્વયંસેવકોને તેમની જવાબદારીઓ અને કાર્યપદ્ધતિ સમજાવતાં, સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીવાળા કુંજરુનો કંઠ પણ બેસી ગયો. 'પ્યારા ભાઈઓ, બજારની ચીજો નહિ ખાતા, અને નદીનું પાણી જેવું ને તેવું જ કૃપા કરી નહિ પીતા.' સ્વયંસેવકોના આરોગ્યની ચીવટવાળા કુંજરુજી અને શ્રી. જોશી દર પ્રભાતે આ સૂચના તો અવશ્ય કરતા હતા. આ નાની વાતને બરાબર મળતી બોર્ડિંગની વાત છે. વિદ્યાર્થીઓને તેમની ભવિષ્યની જવાબદારીઓ સમજાવવાને બોર્ડિંગના સંચાલકોએ છ સાત વર્ષોમાં જે શ્રમ ઉઠાવ્યો હતો, જે જે પ્રયોગો કર્યા હતા, અને વિદ્યાર્થીઓને વિદાય થતા પહેલાં જે જીવનસંદેશા સંભળાવ્યા હતા તે યાદ કરતાં આજે પણ ખુશી થઈએ છીએ."×

લેખકની માતૃસંસ્થા પ્રત્યેની આભારની લાગણીમાં શિક્ષકોના શિક્ષણના અતિરેકનો માર્મિક ઉલ્લેખ ધ્યાનમાં લેવા જેવો છે. ગુરુ અને શિષ્ય બંને વગ એકબીજાના ગુણદોષથી કેવા વાકેફ હતા તેનું એ સુંદર સૂચન કરે છે.

* જ્ઞાન પ્રચાર, ૧૯૨૭, પૃ. ૫.

× 'જ્ઞાન પ્રચાર' ૧૯૨૭.

## ૧૮

# કસોટીના પ્રસંગો

(૧૯૦૬ થી ૧૯૧૦)

પેટલાદ બોર્ડિંગે મોતીભાઈને સેવાનું ક્ષેત્ર પૂરું પાડ્યું. તેની જમાવટ કરતાં તેમને પોતાના આદર્શો પ્રમાણે કામ કરવાની અનેક સુંદર તકો સાંપડી, તેમ તેમની અનેક પ્રકારે કસોટીઓ પણ થઈ. તેથી તેમને પોતાની શક્તિનું ભાન થયું, તેમ પોતાની મર્યાદાઓનો પણ અનુભવ થયો. એ સર્વ અનુભવોએ તેમને કાર્યની દિશાઓ સુઝાડી, પ્રવૃત્તિઓના ક્ષેત્રના વિસ્તારનો ખ્યાલ આપ્યો, સેવાભાવને ઉત્તેજિત કર્યો, અને આદર્શો પ્રત્યે જાગ્રત કર્યા. એમ તે વિવિધ રીતે ઘડાયા.

આ ઘડતરકથામાં ખાનગી જીવનના કેટલાક પ્રસંગોએ આપેલો ફાળો પણ મહત્ત્વનો છે. એમના જીવનની મહત્તા અને મર્યાદાની એ ઝાંખી કરાવે છે, અને શ્રેયાર્થીને તેથી માર્ગદર્શન મળે છે.

*

પેટલાદ બોર્ડિંગની સાથે જ મોતીભાઈએ 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની પ્રવૃત્તિ શરૂ કરી હતી. આ બંને પ્રવૃત્તિઓને માટે મિત્રો પાસે નાણાંની મદદ માગવામાં આવી હતી. આ વખતે મિત્રમંડળનું વાર્ષિક સંમેલન ધર્મજમાં ભરવાનું હતું. એ વિષે કેટલાક મિત્રોએ પ્રશ્ન ઉઠાવ્યો કે 'મિત્રમંડળ' પાટીદારોનું કે સર્વ કોમોનું? એ જ મિત્રોએ બોર્ડિંગને 'પાટીદાર બોર્ડિંગ' બનાવવાનો આગ્રહ પણ કરેલો. અને એમણે 'મિત્રમંડળ પુસ્તકાલયો' સાર્વ-જનિક નહિ પણ, લવાજમ આપનારના ઉપયોગ માટે રહે એવી નીતિ સ્વીકારવાનો આગ્રહ કરેલો. આ સર્વનો મોતીભાઈએ મક્કમતાથી સામનો કર્યો અને સર્વ પ્રવૃત્તિઓ સાર્વજનિક રાખવાના સિદ્ધાન્તને તે વળગી રહ્યા.

*

પરંતુ 'મિત્રમંડળ'ના ઉદ્દેશોમાં સમાજસુધારાના પણ પ્રયત્નો કરવાના સંકલ્પ હતા. તેમાં એક પ્રશ્ન બાળલગ્નો અટકાવવાનો

હતો. આ પ્રસંગે એક ઘટના બની, જેથી 'મિત્રમંડળ'માં મોતીભાઈ વિષે અસંતોષ જાગ્યો.

વાત એમ હતી કે મોતીભાઈને સૂરજબહેન નામે એક દીકરી હતી. તેનો જન્મ ૧૮૯૬માં, મોતીભાઈ ઇન્ટરમાં હતા ત્યારે, થયેલો. ચાલતા રિવાજ પ્રમાણે એ દીકરીનો વિવાહ જન્મ પછી થોડા માસે જ હરિકાકાએ કરી નાખેલો. મોતીભાઈ પેટલાદ આવ્યા ત્યારે તે બહેનની ઉમ્મર નવ વર્ષની થવા આવી હતી. એટલે વિવાહ વિધિસર કરી વરને ત્યાં માટલી મોકલવામાં આવી હતી. આ હકીકત તાજી જ બની હતી, અને તે 'મિત્રમંડળ'ના બાળલગ્નવિરોધી આદર્શોથી વિરુદ્ધ હતી. મિત્રોએ તે સામે વિરોધ જાહેર કર્યો અને મોતીભાઈએ તે વિવાહ ફોક કરવો જોઈએ એવી માગણી કરી.

મોતીભાઈને માટે એ ધર્મસંકટ હતું. વિવાહ તો 'મિત્રમંડળ' સ્થાપતા પહેલાં થયેલો હતો, તે ચાર વર્ષ ટક્યો હતો, અને તેને અંગે માટલી પણ મોકલાઈ હતી. આ રીતે કાયમ થયેલા સંબંધને કોઈ ગંભીર કારણ વિના તોડવો એ પોતાની અને કુટુંબની પ્રતિષ્ઠાને હાનિકર્તા હતું એટલું જ નહિ, પણ પાટીદાર જ્ઞાતિમાં ક્ષુદ્ર કારણોએ વિવાહ તોડવાની પ્રથા સામાન્ય હતી તેને મોતીભાઈના દૃષ્ટાન્તથી ઉત્તેજન મળે તેમ હતું. તેમણે આ સર્વ હકીકત 'મિત્રમંડળ' આગળ રજૂ કરી, પણ વિરોધ શમ્યો નહિ. આખરે એમ ઠર્યું કે જો મિત્રો બીજો સારો વર શોધી આપે તો વિવાહ તોડવો.

આ પછી થોડા જ દિવસે પેલો છોકરો મરણ પામ્યો. એટલે વિવાહ આપોઆપ તૂટચો. આમ એક ધર્મસંકટ ટળ્યું, પણ તેમાંથી બીજું ઉત્પન્ન થયું. હવે બીજે વિવાહ ક્યાં કરવો તે વિષે હરિકાકા જોડે મતભેદ ઊભો થયો. હરિકાકાને કુલ જોઈએ, વર ગમે તેવો હોય તો ચાલે. મોતીભાઈને તો 'કુલ ન જોશો, રૂપ ન જોશો, જોજો ગુણ ને જ્ઞાન' એ આદેશ પ્રમાણે વર્તવું હતું.

વિચાર કરતાં એક વિદ્યાર્થી ઉપર તેમની નજર ગઈ. તે વડોદરા હાઈસ્કૂલમાં શિક્ષક હતા ત્યારથી એ વિદ્યાર્થી તરફ તેમનું ધ્યાન ખેંચાયું હતું. પાટણ ગયા ત્યાં પણ તે વિદ્યાર્થી તેમના હાથ નીચે આવી ગયો હતો. તેમણે તેને પસંદ કર્યો. હરિકાકાએ અનેક

વાંધા બતાવ્યા. એ સર્વના રદિયા આપી પોતાના નિર્ણયને વળગી રહ્યા અને હરિકાકાની મરજી વિરુદ્ધ સૂરજબહેનનો વિવાહ તેની સાથે કર્યો (૧૯૦૭).

*

બીજે વર્ષે લગ્ન લેવાયું. જાનમાં સ્ત્રીઓને લઈ જવાની પાટીદારોમાં બંધી હતી. મોતીભાઈના મિત્રોએ સુધારો કરવા સજોડે જાનમાં આવવાનો નિશ્ચય કર્યો. મોતીભાઈએ તેને ટેકો આપ્યો. હરિકાકાને આ વાતની ખબર પડી. મોતીભાઈને તેમણે સખત ઠપકો આપ્યો. મોતીભાઈ ડરી ગયા, અને છેલ્લી ઘડીએ મિત્રોને સ્ત્રીઓ સાથે નહિ લાવવાનું જણાવી દીધું.

જાન આવી, જમણવાર 'ઉપર-ઘી'નું જ હોય એવો રિવાજ હતો. ઉનાળાનો દિવસ હોવાથી 'ઉપર-ઘી' ફાવે નહિ, અને શિખંડ-પૂરી હોય તો જુવાનિયાને સારું ગમે. મોતીભાઈએ શિખંડપૂરીની દરખાસ્ત કરી. રૂઢિગ્રસ્ત વડીલોને તે રુચ્યું નહિ. મોતીભાઈએ વિનયથી દલીલ કરી. "'ઉપર-ઘી' રાખશો તો રૂઢિ સચવાશે, પણ જમનારને આનંદ નહિ થાય. શિખંડપૂરી રાખશો તો રૂઢિ તૂટશે પણ જમનાર રાજી થશે. મારી ઇચ્છા જમનારને રાજી કરવાની છે, તમને જે યોગ્ય લાગે તે કરો." વડીલો મોતીભાઈના વિનયથી રાજી થયા અને તેમની દરખાસ્ત કબૂલ રાખી (૧૯૦૮).

*

આ અરસામાં કસોટીનો બીજો પ્રસંગ આવ્યો. મોતીભાઈને પુત્ર નહોતો. તેમની ઉમ્મર ૩૫ વર્ષની થવા આવી હતી. વડીલો અને માતાઓ રોજ ચિંતા કર્યા કરતાં અને મોતીભાઈ ફરી લગ્ન કરે એમ ઇચ્છતાં. મોતીભાઈ પેટલાદ આવ્યા પછી વારંવાર વસો જતા, ત્યારે તેમને આ બાબત જુદી જુદી રીતે આગ્રહ કરવામાં આવતો.

એક વખત તેમના મામાના દીકરાએ કહ્યું: 'મોતીભાઈ, બાને માટે તમને ઘણી લાગણી છે. તો તમે એક બાબતમાં તેમને સંતોષ ન આપો?' એમ કહી ફરી લગ્ન કરવાની વાત છેડી.

મોતીભાઈએ તરત જ કહ્યું: 'એ સિવાય બીજી કોઈ પણ વાત કરો. એ વાતમાં બાને સંતોષવા બાબત લાચાર છું.'

પણ હરખાબા તેમ નમતું આપે તેવાં નહોતાં. તેમણે તો કન્યાની જ શોધ કરવા માંડી. મોતીભાઈને ખબર પડી. તે તરત જ ઊપડ્યા ધર્મજ, જ્યાં હરખાબા આ તજવીજમાં પડ્યાં હતાં. રસ્તામાં કરુણાશંકર અને બીજા મિત્રો મળી ગયા. તેમણે મોતીભાઈનું આ કામ ઉપાડી લીધું. હરખાબાએ મોતીભાઈને ફરી પરણાવવાની તજવીજ કરવાનું મૂકી દીધું.

પણ હરિકાકા એમ છોડે તેમ નહોતું. તેમણે મોતીભાઈને મનાવવા નાથાભાઈને આ કામ સોંપ્યું. એક દિવસ નાથાભાઈએ વાત છેડી :

'મોતીભાઈ, આટલું તો તમારે માનવું જોઈએ.'

મોતીભાઈ કહે, 'હરિકાકા અને હું બંને આ બાબતમાં સરખા છીએ. તે મારા કરતાં મોટા છે. તેમને પુત્ર નથી, એટલે પહેલા તેમણે પરણવું જોઈએ! તે પરણે તો હું પરણું!'

હરિકાકાને સંદેશો પહોંચ્યો. તેમણે કહી દીધું: 'હવે એનું નામ ન લેશો.'

તોય પિત્રાઈ ભાઈઓ ઝંપ્યા નહિ. એક દિવસ ડેલે બેઠા હતા ને વાત નીકળી: 'પુત્ર વિના તે ચાલે?' મોતીભાઈએ તરત કહ્યું: 'કોણ કહે છે મારે પુત્ર નથી? તમને બધાને એકબે હશે, મારે તો સેંકડો પુત્રો છે.'

પુત્ર મેળવવા એક પત્નીની હયાતીમાં બીજી પરણવાની પાટીદાર જ્ઞાતિની રૂઢિ ઉપર આમ છેદ મુકાયો અને મોતીભાઈનું એકપત્નીવ્રત કાયમ થયું.

'વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે!'

*

આ જ અરસામાં (તા. ૧૪-૮-૧૯૦૯) મોતીભાઈનાં માતા ગં. સ્વ. જીબા મરણ પામ્યાં અને કસોટીનો પ્રસંગ ફરી આવ્યો. તેમની ઇચ્છાને માન આપી રોવાકૂટવાનું તો હરિકાકાએ બંધ રાખ્યું; પણ બારમું તો કરવું જ જોઈએ. મોતીભાઈએ જોયું કે એ પ્રશ્નમાં બહુ ખેંચવાથી તૂટી જશે. એટલે બારમું થવા દીધું.

પણ બારમા પછી માસિયા, છમાસી અને વરસીના પ્રસંગો આવે. તેમાં વરસીનો પ્રસંગ બારમાની જ પુનરાવૃત્તિ જેવો.

મોતીભાઈએ આ પ્રસંગે પોતાના સિદ્ધાન્તને અજમાવ્યો. હરિકાકાને કહ્યું: 'તમે બારમું કર્યું છે. હવે વરસી મને કરવા દો. એમાં થનાર ખર્ચ કોઈ બીજા સારા કામમાં આપો.'

આ વખતે વસોમાં પુસ્તકાલયનું મકાન બંધાતું હતું. તેમાં એ નાણાં આપવાનું મોતીભાઈએ સૂચવ્યું. હરિકાકાને તે તો શેનું રુચે? પણ તેમના કુટુંબીઓ તરફથી એક ધર્મશાળા તાજેતરમાં બંધાઈ હતી. તેને ભોંયતળિયે પથરા નાખવા ખાતે એ નાણાં ખર્ચવામાં તેમણે સંમતિ આપી. મરણભોજન પાછળ નાણાં વેડફી નાખનારી રાક્ષસી રૂઢિ ઉપર એથી નાનો સરખો ઘા પડ્યો, અને જૂનાનવાનો મેળ કાયમ રહ્યો.

*

આ વર્ષોમાં 'બંગભંગ'ની ચળવળે પ્રગટાવેલા 'બૉંબગોળા'ના વાતાવરણમાં સંડોવાયેલા મોતીભાઈના મિત્ર નરસિંહભાઈ કાવતરાખોર તરીકે પકડાયા અને તેમના મિત્રો ઉપર પણ સરકારે ચોકી રાખવા માંડી. 'મિત્રમંડળ ગ્રંથમાળા'માં નરસિંહભાઈનાં બેત્રણ પુસ્તકો મોતીભાઈએ પ્રકટ કર્યાં હતાં. તેમાંના 'મહાવીર ગાર્ફિલ્ડ'ને સરકારે 'પ્રોસ્ક્રાઈબ' કર્યું. અને મોતીભાઈ ઉપર પણ આંખ રાખવા માંડી.

આ અરસામાં નરસિંહભાઈએ પોતાના પુત્રને મોતીભાઈની બોર્ડિંગમાં મૂકેલો. તેને રાખવાથી બોર્ડિંગ ઉપર સરકારની ઇતરાજી ઊતરે એ બીકે મોતીભાઈએ 'બળવાખોર' મિત્રના પુત્રને બોર્ડિંગમાંથી છૂટો કર્યો. મિત્રો સાથેના મતભેદો આ વખતે વધુ સ્પષ્ટ થયા. અને ત્યારથી મોતીભાઈને માટે રાજકીય હિલચાલો વર્જ્ય બની.

## ૧૯

# વસો સાર્વજનિક પુસ્તકાલયનું મકાન

(૧૯૧૦)

'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના જાહેર કર્યા પછી તેનો પ્રચાર કરવા મોતીભાઈ ચરોતરનાં ગામોમાં અવકાશે ફરતા, અને ઘણે ભાગે શનિ-રવિના દિવસો વસોમાં ગાળતા. વસોમાં તેમના જ પ્રયત્નથી (૧૮૯૦માં) પુસ્તકાલય ઘણાં વર્ષોથી ઊઘડયું હતું, અને તેના ખર્ચ માટે માસિક લવાજમની સુંદર યોજના થઈ હતી. પણ બેચાર વર્ષ પછી લોકોનો ઉત્સાહ નરમ પડ્યો હતો અને લવાજમ આવતું અટકી ગયું હતું. તે માટે એક વખત (૧૮૯૮માં) પેટલાદ તાલુકાના વહીવટદાર સાહેબની મુલાકાતનો લાભ લઈ તેમના પ્રમુખપદે એક સભા ભરવામાં આવી હતી અને પુસ્તકાલયને કાયમ આવક થાય તે માટે જિંદગી પર્યંતના સભાસદોની યોજના કરવામાં આવી હતી. તેમાં રૂ. ૧૧૭૫) એકઠા થયા હતા. તેનું વ્યાજ કાયમ મળતું રહે અને તે વડે પુસ્તકાલય ચાલે તે માટે એક ખેતર ગીરો રાખી સાંથે આપવામાં આવ્યું હતું. તેમાંથી રૂ. ૬૦-૭૦ મળતા. પણ છપ્પનિયો દુકાળ આવવાથી સાંથ ઘટી ગઈ અને માસિક વર્ગણી પણ ઘટતી ચાલી, એટલે પુસ્તકાલય નભાવવું મુશ્કેલ પડવા લાગ્યું.

આ અરસામાં વડોદરા સરકારની 'સર્ક્યુલેટિંગ લાયબ્રેરી'ની યોજના જાહેર થઈ. તેનો લાભ પહેલો સાવલીને મળ્યો. એટલે મોતીભાઈએ વસોને માટે તજવીજ શરૂ કરી. તેને પરિણામે સરકાર તરફથી રૂ. ૧૧૦૦)ની મદદ મંજૂર થઈ. આથી લોકોમાં ખૂબ ઉત્સાહ આવ્યો અને ગામલોક, મિત્રો અને વિદ્યાર્થીઓનો સહકાર મેળવી મોતીભાઈએ પુસ્તકાલયનું મકાન બંધાવવાની યોજના હાથ ધરી. મકાન ગામના બધા લોકોને આકર્ષક થાય તે માટે તેનું સ્થળ બજાર નજીક પસંદ કરવામાં આવ્યું. જે સ્થળે પોલીસનું થાણું

હતું, તે સ્થળે જ સંવત ૧૯૬૪ની ધનતેરશે ગામની અંગ્રેજી શાળાના સ્થાપક અને પહેલા હેડ માસ્તર શ્રી. મગનભાઈ ચતુરભાઈ અમીનને હાથે અંગ્રેજી કેળવણીના ઉત્તમ ફળરૂપ ગામના સાર્વજાનક પુસ્તકાલયનો પાયો નંખાયો.

આ રીતે મકાનનો પાયો નંખાયા પછી ગામના નાના મોટા સર્વ વર્ગોનો સહકાર મેળવી મોતીભાઈએ અત્યંત કાળજી અને મહેનત ઉઠાવી રૂપિયા ૭ હજારને ખર્ચે બે વર્ષમાં પુસ્તકાલય માટે એક સુંદર ઇમારત ખડી કરી દીધી. અને તે ખુલ્લી મૂકવાનો સમારંભ તા. ૩૦-૧-૧૯૧૦ને દિવસે યોજાયો.

આ અપૂર્વ પ્રસંગે ગામમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપ્યો. બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી લગભગ સો વર્ષે લોકજીવનમાં આવો ઉત્સાહ પહેલી વાર પ્રગટયો હતો. પ્રસંગ અનેક રીતે અપૂર્વ હતો. મંદિરો અને ધર્મશાળાઓ તો લોકો બંધાવતા, પણ નિશાળો અને પુસ્તકાલયો બંધાવવાની જરૂર કોઈને લાગતી નહિ. એ અંધકારના જમાનામાં પુસ્તકાલય માટે આવું ભવ્ય મકાન બંધાય એ ખરેખર અદ્‌ભુત હતું. એ મકાન બાંધવા માટે લોકોએ યથાશક્તિ મદદ કરી હતી. છતાં ખર્ચમાં રૂ. ૧૫૦૦ ) ખૂટતા હતા. તે મોતીભાઈએ પોતાને જોખમે ખાતું પાડી આપી એક મુરબ્બી પાસેથી મેળવ્યા હતા.

માસિક ૬૦-૭૦ રૂપિયા કમાનાર માસ્તર મોતીભાઈને માટે આ એક સાહસ હતું. પણ તેમણે ઈશ્વરમાં શ્રદ્ધા રાખી, તે સાહસ ખેડવું ઉચિત ધાર્યું હતું. એથી આગળ જઈ ‘ વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય ’માં એકઠાં થયેલાં રૂપિયા એક હજારની કિંમતનાં ત્રણેક હજાર પુસ્તકો તેમણે ‘ સમાજ ’ના સભ્યોની સંમતિ મેળવી આ સાર્વજનિક પુસ્તકાલયને બક્ષિસ આપ્યાં. વળી ગામના પોતાના મિત્રોને ઘેરથી પણ બીજાં પુસ્તકો મેળવી એમાં ઉમેરો કરી આપ્યો. જે રાજવી ઉદારતાથી શ્રીમંત મહારાજા સયાજીરાવે પોતાની પ્રજાને પોતાના રાજ-પુસ્તકાલયની ભેટ ધરી હતી તે જ નમ્ર પણ રાજવી ઉદારતાથી તેમના પ્રજાજનોએ પોતાના પરસેવા વડે જમાવેલું પુસ્તકાલય પોતાના ગામની પ્રજાને બક્ષિસ આપ્યું, અને પ્રજાની સેવાર્થે ઊભું કરેલું પુસ્તકાલય પ્રજાને સર્વ રીતે ઉપયોગી થાય તે માટે જરૂરી બધી જવાબદારીઓ પોતાને શિર ઉપાડી.

આ રીતે રાજાપ્રજાના સહકારથી બંધાયેલા પુસ્તકાલયને ખુલ્લું મૂકવાનો વિધિ કરવા પુસ્તકાલયના એવા જ સાચા ભક્ત શ્રી. સંપતરાવ ગાયકવાડની પસંદગી કરવામાં આવી હતી. જ્યારે પુસ્તકાલય ઉઘાડવાનો વિચાર પણ કોઈને નહિ આવેલો ત્યારે શ્રીમંત સયાજીરાવના આ ભાઈએ પોતાના ભાઈને નામે પોતાને ખર્ચે વડોદરામાં સાર્વજનિક પુસ્તકાલય સ્થાપ્યું હતું. એ જ પુસ્તકાલયમાં મોતીભાઈના મિત્ર ભલાભાઈએ થોડો વખત ગ્રંથપાલનું કામ કર્યું હતું, તે કારણે મોતીભાઈને એ શ્રીમંતનો પરોક્ષ પરિચય હતો. આમ આ પ્રસંગ રાજાપ્રજાની .એકબીજાની સેવા કરવાની ઉત્કંઠાના અને પરસ્પર સહકારના ઉત્તમ પ્રતીક જેવો હતો. શ્રીમંત સંપતરાવ ગાયકવાડ અને મોતીભાઈનો આ પ્રસંગે યોગ એ પણ રાજાપ્રજાના એક સુંદર યોગનું સૂચક હતું. ત્યારે કોઈને સ્વપ્ને પણ ખબર નહોતી કે, તા. ૩૦–૧–૧૯૧૦ ને દિવસે જાહેર થયેલો આ સુંદર સમાગમ જીવનભર કાયમ થવાનો હતો !

આ પ્રસંગે વંચાયેલા નિવેદનમાં મોતીભાઈએ કાઢેલા ઉદ્‌ગારો તેમના તે વખતના ભાવો અને વિચારોનો સુંદર ખ્યાલ આપે છે. તેમાંથી માત્ર થોડાક નમૂના અત્રે આપીશું :

‘ સદ્‌ગૃહસ્થો !

આજથી બે ત્રણ વર્ષ ઉપર આ ગામમાં આવું સુંદર મકાન બાંધવાની વાત તરંગી મનુષ્યની ખાલી કલ્પના જ ગણાતી. આજે તે જ વાત ઈશ્વરકૃપાથી સત્ય થઈ છે, એવું આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. અત્રે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે હાજર થયેલા સદ્‌ગૃહસ્થો પૈકી જેમણે વખત, મહેનત, દ્રવ્ય અને સહૃદયતાથી દિલસોજી દર્શાવી આ કાર્યને યથાશક્તિ સહાય આપી છે તેઓનાં હૃદય તેમ જ જેમણે કંઈ પણ ભાગ લીધો નથી તેમનાં હૃદય પણ આ શુભ પ્રયત્ન અને ઉદ્દેશ સફળ થયેલો જોઈ આનંદથી ઊભરાતાં હશે, એમાં કાંઈ શક નથી.

હવે વસો અને વસોપુરાનાં સર્વ સ્ત્રીપુરુષો, ગરીબ અને તવંગર, વૃદ્ધ અને યુવાન, ભણેલા અને અભણ, સર્વના સરખા ઉપયોગ માટે આ સરસ્વતીમંદિર ખુલ્લું મુકાશે.

દુકાનોનું ભાડું અને પરચૂરણ મદદ પુસ્તકાલયનું ચાલુ ખર્ચ પૂરું કરશે. તેથી વગર લવાજમે આ પુસ્તકાલયનો ઉપયોગ આપ અવકાશને વખતે અવશ્ય કર્યા વિના નહીં રહો એવી ઉમેદ છે. પુસ્તકાલયનાં પુસ્તકો, માસિક પત્રો અને વર્તમાનપત્રો વગેરેમાં ચર્ચાતા વિષયોનું ધ્યાન ને માનથી મનન કરી લાંબા વખતની મહેનતને સફળ કરશો એવી નમ્ર પ્રાર્થના છે.

* * *

શિક્ષક બંધુઓ!

આ લાભ આપને માટે તો અલભ્ય છે. ઈશ્વર અને શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબે ગામની ભવિષ્યની પ્રજાનાં હૃદયોને સંસ્કાર આપવાનું અતિ મહત્ત્વનું કર્તવ્ય આપને સોંપ્યું છે. આપે શિક્ષક તરીકેનું પવિત્ર કર્તવ્ય સ્વીકાર્યું છે, એટલે આપને આપના મહત્ત્વના કર્તવ્ય સંબંધી વિશેષ કહેવાની આવશ્યકતા નથી.

બંધુભાવ એટલું કહેવાને પ્રેરે છે, કે દરરોજ આપના સમયનો ઓછામાં ઓછો એક કલાક બચાવી જ્ઞાનવૃદ્ધિ અર્થે આ પુસ્તકાલયનો ઉપયોગ કરશો. અને આપના પરિચયમાં આવનાર સર્વને એ જ્ઞાનનો લાભ આપી શિક્ષકના પવિત્ર નામને સાર્થક કરશો.

* * *

વિદ્યાર્થી બંધુઓ!

અમારી ભવિષ્યની આશા તમે પૂરી કરનાર છો. ગામનું ભવિષ્ય તમારા ઉપર જ અવલંબી રહ્યું છે. હાલના કાર્યવાહકોની જગ્યા ભવિષ્યમાં તમે લેશો. સાર્વજનિક સંસ્થાઓની અને પરોપકારી કર્તવ્યોની સઘળી જવાબદારી તમારે શિર આવશે. વાર્તાવિનોદમાં તમને કહેવામાં આવ્યું છે, કે પુસ્તકાલયનું દેવું હજાર બે હજારનું રહેશે તે તમારે પૂર્ણ કરવું પડશે. ઈશ્વરકૃપાએ એ દેવાની જવાબદારી તમારે ઉપાડવાનો પ્રસંગ નહિ આવે. પણ એવાં દેવા કરતાં વિશેષ જવાબદારીનું કામ તમને સોંપવાનું છે. પુસ્તકાલયનું મકાન બંધાયું, કાયમના ઉત્પન્નની યોજના થઈ, પુસ્તકો ખરીદાયાં, વર્તમાનપત્રો આવવા લાગ્યાં, પણ આ સર્વ સાધનોનો ઉપયોગ થવો ન થવો એ તમારા જેવા પરોપકાર કરવાની વિશુદ્ધ વૃત્તિથી રંગાયેલાં હૃદયવાળા

સ્વયંસેવકોના જ હાથમાં છે. ભાડૂતી માણસોના હાથે તેવું કામ થઈ શકે નહિ.

વિદ્યાર્થી બંધુઓ!

સામાજિક સેવા દ્વારા નીતિની કેળવણી ઉત્તમ પ્રકારે અપાય છે. એ સિદ્ધાન્તને અમલમાં મૂકવા, ચાલો આપણે આજથી પુસ્તકાલયનો સેવાધર્મ સ્વીકારીએ, અને પુસ્તકો, માસિકો અને વર્તમાનપત્રો ગૃહસ્થોમાં ફરતાં કરવાના કાર્યની શરૂઆત કરીએ.

પુસ્તકાલયના સુંદર મકાનથી, પુસ્તકોના સારા સંગ્રહથી, વર્તમાનપત્રો અને માસિકોની સારી સંખ્યાથી આપણે આપણા કાર્યને પાર પડેલું ન સમજતાં, જ્ઞાનનો જે સૂર્ય પ્રથમ આ પ્રાચીન ભારતવર્ષમાં પૂર્ણ કલાથી પ્રકાશતો અને જે જ્ઞાનસૂર્યે યુરોપ અને અમેરિકામાં પ્રકાશ આપવા માંડ્યો છે અને જેનો પ્રકાશ જાપાન દ્વારા એશિયામાં આવવાની શરૂઆત થઈ ચૂકી છે, તે જ જ્ઞાનસૂર્યનો પ્રકાશ કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબે ભગીરથ પ્રયત્ન વડે આપણા રાજ્યમાં લાવવા ઉદ્યોગ આરંભ્યો છે; તેમાં આપણે આપણા પોતાને માટે, આપણી ભવિષ્યની પ્રજાને માટે અને જનસમાજના કલ્યાણાર્થે સહાયકારી થઈએ.'*

* વસો સાર્વજનિક પુસ્તકાલયનું પહેલું નિવેદન ઈ. સ. ૧૯૧૦, પૃષ્ઠ ૧૩–૧૫.

૨૦

# ગોપાળદાસ

## (૧૯૦૫ થી ૧૯૧૦)

વસો સાર્વજનિક પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકવાનો સમારંભ થયો તે જ દિવસે એક અણધાર્યો બનાવ બન્યો: વસોના 'ભાઉ સાહેબ' રા. રા. અંબાઈદાસ જીવાભાઈ અમીન દેવસેવા કરતાં કરતાં હૃદય બંધ પડી જવાથી અવસાન પામ્યા.

અંબાઈદાસ ઇતિહાસપ્રસિદ્ધ દેસાઈભાઈના પૌત્ર થતા હતા. તેમને વસો અને કાઠિયાવાડમાં જાગીરો હતી. ચુસ્ત વૈષ્ણવ હતા અને વૈષ્ણવ ધર્મના આદેશ પ્રમાણે ભક્તિ કરતા. છ વાર પરણ્યા હતા, છતાં તેમને પુત્રસુખ નહોતું. તેથી સાવલીના દેસાઈ કુટુંબના જોરાભાઈના એક પુત્ર અને પોતાના ભાણેજ ગોવર્ધનભાઈને ગોપાળદાસ નામ આપી તેમણે દત્તક લીધા હતા.

અંબાઈદાસને ત્રણ ભાણેજ હતા. તેમાંથી ગોવર્ધનભાઈ કે ચતુરભાઈ એ બેમાંથી એક ભાઉ સાહેબની ગાદીએ આવશે એમ મનાતું હતું. તે ભાઈઓને રાજદરબારની કુરૂઢિઓમાંથી બચાવી લઈ સારા સંસ્કાર આપવામાં આવે તો તેમને હાથે હજારો મનુષ્યોનું ભલું થઈ શકે, એ વિચારે મોતીભાઈએ તેમના ઉપર નજર રાખવા માંડેલી.

એ ભાઈઓમાંથી ગોવર્ધનભાઈ નાના હોઈ વધુ વખત મોસાળમાં–વસોમાં રહેતા. મોતીભાઈ વૅકેશનમાં 'વિદ્યાર્થી સમાજ'ને નામે વિદ્યાર્થીઓ માટે વક્તૃત્વની હરીફાઈઓ ગોઠવતા અને શાળાના કામકાજમાં રસ લેતા. શિક્ષક થયા પછી તેમણે આ પ્રવૃત્તિમાં વધુ રસ લેવા માંડેલો અને તે બહાને ગોવર્ધનભાઈના ભણતરની તપાસ રાખવા માંડેલી. દૂરના થોડા અવલોકન ઉપરથી સમજાયેલું કે અંબાઈદાસની ગાદીના એ વારસને અભ્યાસ તરફ

વાળવા પ્રેરણા અને જાતદેખરેખની જરૂર હતી. તે માટે પેરવી કરી, શરૂઆતથી જ તેમનો અભ્યાસ સુધારવા મોતીભાઈએ પ્રયત્નો કરવા માંડેલા.

શરૂઆતમાં શાળા તપાસવાને બહાને વર્ગે વર્ગે ફર્યા. આમતેમ ફરી ગોવર્ધનભાઈના વર્ગમાં ગયા. તેમને 'વિદ્યાર્થી સમાજ' તરફથી થનાર ભાષણોની હરીફાઈમાં ભાગ લેવા પ્રેર્યા અને તે માટે તાલીમ આપવાનું પોતે માથે લીધું. બેત્રણ દિવસ સુધી તાલીમ આપી તૈયાર કર્યા. ગોવર્ધનભાઈ હરીફાઈમાં બીજે નંબરે આવ્યા. ત્યારથી તે મોતીભાઈના શિષ્ય બન્યા (૧૯-૧-૧૯૦૨).

આ પછી મોતીભાઈની પાટણ બદલી થઈ, પણ તે ગોવર્ધન-ભાઈને ભૂલ્યા નહિ. પાટણથી રજાઓમાં આ જ કારણે અવાર-નવાર વસો આવતા રહ્યા, શિક્ષકોને મળી તપાસ રાખતા રહ્યા અને પત્રવ્યવહારથી તેમને સૂચનાઓ મોકલતા રહ્યા.

ક્રમે ક્રમે મોતીભાઈ અંબાઈદાસ સુધી પહોંચ્યા. તેમની સાથે ગોવર્ધનભાઈના અભ્યાસ સંબંધી વાતો થવા માંડી. પરિણામે, ગોવર્ધનભાઈને હવેલીઓની બહાર જવાની મનાઈ હતી તેમાંથી અપવાદ તરીકે મોતીભાઈને ઘેર જવાની છૂટ મળી, અને ગાદીના વારસ ગોવર્ધનભાઈ ગુરુને ઘેર જતા આવતા થયા. 'વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય' જ્યાં હતું તે મોતીભાઈની ખડકીને મેડે મોતીભાઈ તેમને મળતા અને અનેક વાતો કરતા. વાતો એવી રીતે કરતા કે તેમાંથી કાંઈક ઉપયોગી મુદ્દો ઊભો થતો અને તે માટે ગોવર્ધન-ભાઈને કોઈ જીવનચરિત્ર કે બીજું કંઈક વાંચવા મળતું. પુસ્તકમાં મોતીભાઈ સારા ભાગો ઉપર નિશાનીઓ કરી આપતા, વંચાઈ રહ્યા પછી તે વિષે પ્રશ્નો પૂછતા, એનો સાર લખાવતા અને એમ જ્ઞાનગોષ્ઠિ ચાલતી.

વસોમાં ચાર ધોરણ પૂરાં કરી મોતીભાઈની જ સલાહથી ગોવર્ધનભાઈને વડોદરા હાઈસ્કૂલમાં મૂકવામાં આવ્યા. ત્યાં મોતીભાઈએ પોતાના 'મિત્રમંડળ' માંના ઈશ્વરભાઈને તેમની દેખરેખ રાખવાનું કામ સોંપ્યું. એમ કરતાં ગોવર્ધનભાઈ મૅટ્રિક સુધી પહોંચ્યા, અને અંબાઈદાસદાદાએ તેમને દત્તક લીધા. ગોવર્ધનભાઈ

'ગોપાળદાસ' બન્યા (૧૯૦૫). તે જ વર્ષે તે મેટ્રિકની પરીક્ષામાં નાપાસ થયા. એટલે વસો આવી રહ્યા. આ અરસામાં મોતીભાઈની બદલી પેટલાદ થઈ. પેટલાદથી તે શનિ-રવિએ ગોપાળદાસને માટે ખાસ વસો આવતા અને તેમને સંસ્કાર આપવા કંઈ કંઈ પ્રયત્નો કરતા. પેટલાદમાં નીકળેલી બોર્ડિંગનો લાભ આપવા થોડો વખત તેમને પેટલાદ લઈ ગયા, અને મેટ્રિકની પરીક્ષા ફરીથી આપવા પ્રેર્યા. પેટલાદ ગયા પછી તરત સરકારી ખટપટને લીધે ગોપાળદાસને ગરાસિયા સ્કૂલમાં જવું પડ્યું અને બીજા અનેક બનાવો બન્યા. પણ તેમનું હૃદય મોતીભાઈને જ સ્મરતું રહ્યું. અને મોતીભાઈ તેમના જીવનના ચોકીદાર કાયમ રહ્યા.

આ દરમ્યાન 'ભાઉ સાહેબ'ની હવેલીઓમાં રમાતી રાજરમતથી ગોપાળદાસ સારી રીતે વાકેફ થયા હતા. એ રાજરમતનો સામનો કરી શકે તેટલી નીડરતા, નિશ્ચયાત્મકતા, અને સ્વતંત્ર વિચારશક્તિ તેમનામાં ખીલી ચૂકી હતી. અંબાઈદાસના મૃત્યુ પછી તરત તેમણે તેનો પરચો બતાવ્યો. તાજા બંધાયેલા સાર્વજનિક પુસ્તકાલયના મકાનના ખર્ચમાં ખૂટેલી રકમ પેટે તેમણે દાદાના નામથી રૂ. ૫૦૦) આપવાનું જાહેર કર્યું. હવેલીમાં સૌ આશ્ચર્યચકિત થયા. મોટાભાઈને ચતુરભાઈએ પૂછ્યું: 'ગોપાળદાસ, કોને પૂછીને રૂપિયા આપ્યા?' ગોપાળદાસે પરખાવી દીધું: 'મારે વળી પૂછવાનું કોને હોય? જેને પૂછવાનું હતું તે તો ગયા!'

પણ તે જ રાત્રે હવેલીમાં રાજરમત શરૂ થઈ; અંબાઈદાસની હવેલીમાં એવો વહીવટ હતો કે સ્ત્રીઓ અને પુરુષોનાં ઘરેણાં જુદાં રહેતાં અને તે એક તિજોરીમાં મુકાતાં. તે તિજોરીની ચાવી ગોપાળદાસે દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાને કબજે કરી હતી. તે અંબાઈદાસનાં વિધવા રૂપાળીબાએ માગી. ગોપાળદાસે દાદાના બારમા પછી આપવાનું કહ્યું, પણ રૂપાળીબાએ હઠ લીધી અને ચાવી આપે તો જ ખાવું એવો નિશ્ચય જાહેર કર્યો.

ગોપાળદાસ મક્કમ હતા. પણ આમ દાદાની રાખ ઠંડી પડતા પહેલાં જ હવેલીમાં ખટરાગ જાગે તે સારું નહિ, એમ માની ચતુરભાઈએ ગોપાળદાસને સમજાવવા પ્રયત્ન કર્યો. તેમાં નિષ્ફળ ગયા



ગોપાળદાસ

ઢસાના દરબાર સાહેબ : ઈ. ૧૯૧૬ (?)

ત્યારે તેમના ગુરુ મોતીભાઈને બોલાવ્યા. મોતીભાઈએ કહ્યું : 'ચાવી આપી દો. એમ કરવું તમને શોભે નહિ.'

ગોપાળદાસે કહ્યું : 'તમારી આજ્ઞા ઉથાપી શકતો નથી. પણ જોજો, એ જણુસોની મદદથી મારી સામે જ કાવતરાં રચાશે.'

બન્યું પણ એમ જ. કૃપાળીઆને અંબાઈદાસના પિત્રાઈઓએ આડુંઅવળું સમજાવી ગાદીના હક્ક બાબત તકરાર ઊભી કરાવી. ગોપાળદાસને વિધિસર દત્તક લેવામાં આવ્યા હતા, છતાં આ તકરાર કરવામાં આવી હતી. તકરાર ઉઠાવનારે એ મુદ્દો ઊભો કર્યો હતો કે અંબાઈદાસની ગાદીના સાચા વારસ તેમના પિત્રાઈઓ છે. પાટીદારની નાતમાં દીકરીના દીકરાને દત્તક લઈ શકાતો નથી, તેથી ગોપાળદાસને અંબાઈદાસે દત્તક લીધા તે ગેરકાયદે હતું.

મોતીભાઈને આ વાતની ખબર પડતાં તે દોડતા વસો આવ્યા અને ગોપાળદાસને બચાવવા ઝુંબેશ ઉઠાવી. અંબાઈદાસના પિત્રાઈ-ઓમાં તો તેમની પણ ગણના થતી હતી. એટલે તેમણે એક પછી એક પિત્રાઈઓને મળી ગોપાળદાસની તરફેણમાં લેખી કેફિયતો મેળવી. મોટા ભાગનાએ લખી આપ્યું કે, 'પાટીદારની નાતમાં ભાણેજને દત્તક લેવાનો રિવાજ છે; અંબાઈદાસના પિત્રાઈઓ તરીકે તેમની ગાદી ઉપર બીજા પિત્રાઈઓની માફક અમારો પણ હક છે, પણ ગોપાળદાસને અંબાઈદાસે દત્તક લીધેલા છે અને તે સર્વ રીતે લાયક છે એટલે અમે ગોપાળદાસના લાભમાં અમારો હક જતો કરીએ છીએ.'

આ રીતે વ્યક્તિગત કેફિયતો મેળવી મોતીભાઈએ ગામની સભા બોલાવી અને ગોપાળદાસના હકને ટેકો આપતો ઉપરની કેફિયતના જેવો જ ઠરાવ ગામલોકો પાસે કરાવ્યો.

આ પછી એક બે મિત્રોને લઈ તે પાટીદારનાં આગેવાન ગામોમાં ફર્યા અને ભાણેજને દત્તક લેવાનો રિવાજ પાટીદારોમાં છે તેની સાબિતી આપતી કેફિયતો પ્રતિષ્ઠિત પાટીદારો પાસેથી મેળવી.

આ સર્વ સામગ્રી મેળવી મોતીભાઈ ગોપાળદાસનો કેસ ચાલવાનો હતો ત્યાં વઢવાણ, એકબે વકીલોની સાથે પહોંચ્યા.

ગોપાળદાસને બોલાવી સર્વ હકીકત સમજાવી અને તેમની વતી પોતે જે કંઈ જરૂરનું હોય તે કરવાની ઈંતેજારી બતાવી.

ગોપાળદાસે પણ આ પ્રસંગે એક રાજકુમારને છાજે તેવી કાબેલિયત દાખવી હતી અને અદાલત તેમની તરફેણમાં હતી તેની ખાતરી કરી લીધી હતી. છતાં મોતીભાઈ સાહેબ તેમને માટે આટલી જહેમત ઉઠાવશે એની તેમને કલ્પના નહોતી. તેથી તે તો દિંગ થઈ ગયા અને પોતાના ગુરુને માટે મનમાં મગરૂર બન્યા.

આ ખટપટ ચાલતી હતી તે દરમ્યાન મોતીભાઈને વડોદરાના વિદ્યાધિકારી તરફથી તાર મળ્યો અને તેમને વડોદરે જવાનું થયું.

એ પણ ખરું છે કે આપણને ઉત્તમ પ્રતિના નરેશ મળ્યા છે. એટલાથી આપણે સંતોષ માનવાનો નથી. તે નરેશની આપણે ઉત્તમ પ્રજા છીએ, એવું આપણે બતાવી આપવું જોઈએ છે. વધારે સ્પષ્ટ કહીએ તો કેળવણી વગેરે દ્વારા શ્રીમંત મહારાજા સાહેબ આપણને જે ઉન્નતિને માર્ગે દોરવા માગે છે, તે રસ્તે આગળ વધવાને આપણે પોતે પણ આપણા તરફનો બનતો પ્રયત્ન કરવો જોઈએ છે. શ્રીમંતની સહાનુભૂતિ અને સહાય સાથે આ પુસ્તકાલય તેવો એક અલ્પ પ્રયત્ન છે, એમ કહેવાની મને છૂટ લેવા દેવામાં આવશે.

(વસો સાર્વજનિક પુસ્તકાલયનું મકાન ખુલ્લું મુકાયું તે પ્રસંગે — તા. ૩૦-૧-૧૯૧૦) **સ્વ૦ મોતીભાઈ અમીન**

*

અમેરિકાથી પરત આવતાં હમણાં જ પુસ્તકાલયના કામમાં નિષ્ણાત એવા એક ગૃહસ્થને હું લઈ આવ્યો. મને આશા છે કે તેની મદદથી રાજ્યમાં કેટલાંક સારાં કામો થઈ શકશે. મારા રાજ્યમાં મફત પુસ્તકાલયોનો પ્રસાર કરવા ઘણાં વર્ષોથી પ્રયત્ન કરવાનો મારો ઇરાદો છે. આ નવી યોજનામાં મને કેટલો યશ મળશે તે હું આજ કહી શકતો નથી. પણ હું તેના પર અવલંબીને રહેતો નથી. આવા કાર્યને લોકોએ સક્રિય સહાનુભૂતિ બતાવવાની જરૂર હોય છે. સરકાર બને તેટલી સવલતો આપી શકે, પણ કામની વ્યવસ્થા તો લોકો તરફથી જ થવી જોઈએ. તરસ્યાંને પીવા માટે રાજા પાણી આપી શકે, પણ તે પીવા માટે રાજા તેની પર સખ્તાઈ કરી શકે નહિ.

(મુંબઈમાં અપાયેલા એક માનપત્રના ઉત્તરમાં — તા. ૧૭-૧૨-૧૯૧૦) **સ્વ૦ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ**

# ચક્રમ કવિના ઉદ્‌ગારો

હા, ભાઈ, હું ચક્રમ છું. હું દીવાનો છું. પણ એવો દીવાનો પ્રભુ મને સદાય રાખે એમ હું માગું છું.

હું શા માટે રોઉં છું, તે તમે જાણો છો ?

હું મારે માટે નથી રોતો, પણ મારા ગરીબડા દેશને માટે રોઉં છું; અને આપણા આત્માની જે અધોગતિ થઈ છે તેને માટે હું રોઉં છું.

× × ×

ભાઈઓ, તમને ખબર છે? હું મારે માટે નથી રોતો, હું તમારે માટે રોઉં છું. હું આપણી ભવિષ્યની પ્રજાના હિતને માટે રોઉં છું. હું આપણી નાતોના જુલમ માટે રોઉં છું. હું આપણા ફોગટના મૂર્ખાઈ-ભરેલા વહેમો માટે રોઉં છું. આપણું સત્યાનાશ કાઢનારી આપણી માનીતી આભડછેટને માટે રોઉં છું. આપણે આપણા ધર્મના હાથપગ બાંધીને તેને ટૂંકી હદમાં કેદ કરેલો છે, તેને માટે હું રોઉં છું. પ્રભુએ કૃપા કરીને આપણને જે મહાન બુદ્ધિ આપી છે તેનો આપણે ઉપયોગ કરતા નથી એ માટે હું રોઉં છું. આપણા દેશની ભવિષ્યની આશા જે નાનાં બચ્ચાંઓ તેને યોગ્ય કેળવણી મળતી નથી, એ જોઈને હું રોઉં છું. આપણા કરોડો ભાઈબંધુઓ ભિખારીનો ધંધો લઈ બેઠા છે ને દેશ ઉપર બોજારૂપ થઈ પડેલા છે તેને માટે હું રોઉં છું. આપણી લાખો વિધવા બહેનો પોતાનાં હૃદયો બાળે છે ને છૂપાં પાપો કરે છે, તેને માટે હું રોઉં છું. આપણા ચાલાક બાળકો દુનિયાદારીની હવા ખાધા પહેલાં મૂર્ખોને હાથે મૂંડાઈ જાય છે ને પોતાનો ભવ બાળી ભગવાં કપડાંને લજવે છે, તેને માટે હું રોઉં છું. અને આપણા પ્રાચીન ધર્મની ઉત્તમતા, આપણા દેશની અસલની સમૃદ્ધિ, તથા આપણા વડવાઓની ભલાઈ યાદ કરીને હું રોઉં છું.

ભાઈઓ ! મને રોવા દો, પેટ ભરીને રોવા દો. . . . દેશને ખાતર અર્પણ થવામાં જે મઝા છે, આપણા બંધુઓના કલ્યાણને ખાતર રોવામાં જે આનંદ છે, અને આપણા ઉત્તમ ધર્મને ખાતર આપણા સ્વાર્થનો ત્યાગ કરવામાં જે મઝા છે, તે તમે શું સમજો ? . . . માટે મને રોવા દો. આપણા બંધુઓ પ્રભુને અર્થે આવી જાતનું રોવું શીખે ત્યાં સુધી મને રોવા દો, રોવા દો !

(વસો સાર્વજનિક પુસ્તકાલયના પહેલા નિવેદન (ઈ. સ. ૧૯૧૦)ને છેડેથી)

'સાચું સ્વર્ગ'માંથી

## ૧

## 'ઍસિસ્ટંટ ટુ ધી ડાયરેકટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ'

### (રાજ્ય પુસ્તકાલયોના સંચાલકના મદદનીશ)

### (૧૯૧૧ થી ૧૯૧૩)

વિદ્યાધિકારીના તારને પરિણામે મોતીભાઈ વડોદરે ગયા. ત્યાં માલૂમ પડયું કે શ્રીમંત મહારાજા સયાજીરાવે અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રવાસ કરતાં, ત્યાંની જ્ઞાનપ્રચાર અને લોકશિક્ષણની પ્રવૃત્તિઓ જોઈ, તેવી પ્રવૃત્તિઓ પોતાના રાજ્યમાં ચાલુ કરવાનો નિર્ણય કર્યો હતો. આવી પ્રવૃત્તિઓ તેમણે શરૂ તો કરી હતી પણ અમલદારોના તેમ જ લોકોના અજ્ઞાનને કારણે પ્રગતિ બહુ ધીમા થતી હતી, તેથી તે કામ કરવા માટે અમેરિકાના પુસ્તકાલયશાસ્ત્રના નિષ્ણાતોમાંના એક મિ. વિલિયમ એલન્સન બોર્ડનને, ખાસ નિમણુક કરી, તેમણે વડોદરે મોકલ્યા હતા. અને તેમને મદદ કરવા મોતીભાઈની એક વર્ષ માટે વડોદરા બદલી કરવાનો હુકમ કર્યો હતો.

પેટલાદ બોર્ડિંગ અને તેને અંગે શરૂ કરેલી વિવિધ પ્રવૃત્તિઓના વિકાસ માટે અહોરાત મથી રહેલા મોતીભાઈ અને તેમના સાથીઓને માટે આ એક સાનંદાશ્ચર્યનો વિષય હતો. મોતીભાઈએ સહજ પ્રેરણાથી કર્તવ્યનિષ્ઠાને બળે પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરી હતી. તે પ્રવૃત્તિ ઠીક ઠીક આગળ વધી હતી, અને તેને રાજ્યાશ્રય પણ મળ્યો હતો. પણ એ પ્રવૃત્તિને અને તેના પ્રણેતાને આટલો મોટો રાજ્યાશ્રય મળશે એની કોઈને કલ્પના શેની હોય? બીજી બાજુ, પેટલાદ બોર્ડિંગ દ્વારા મોતીભાઈએ કેળવણી અને જ્ઞાનપ્રચારની એવી પ્રવૃત્તિઓ શરૂ કરી હતી કે તેને છોડી પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર માટે વડોદરા જવું, એ એક રમણીય મૂંઝવણ હતી.

પણ હજૂર હુકમને ઠેલી શકાય તેમ નહોતું. વળી ત્યાં જવાનું તે પણ પોતાની પ્રિય પ્રવૃત્તિના પ્રચાર માટે જ એક જ વર્ષ માટે

હતું, એટલે ઝાઝી આનાકાની કર્યા વિના, જાણે થોડા વખત માટે પરગામ જતા હોય તેમ જ, મોતીભાઈ વડોદરામાં રચાતા પુસ્તકાલય ખાતામાં ઍસિસ્ટંટ ટુ ધી ડાયરેક્ટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ — રાજ્ય પુસ્તકાલયોના સંચાલકના મદદનીશ — ના હોદ્દા ઉપર (તા. ૪-૧-'૧૧થી) હાજર થયા.

અમેરિકામાં થતું હતું તેમ, હવા, અજવાળું અને પાણીની માફક જ, સહેલાઈથી અને વિના મૂલ્યે લોકોને જ્ઞાન મળે તેવાં સાધનો ગામેગામ ઊભાં કરવાં, એ મહારાજાનો હેતુ હતો. તે માટે સૌથી પ્રથમ તેમણે પોતાનું રાજમહેલનું પુસ્તકાલય — પૅલેસ લાયબ્રેરી — લોકોને માટે ખુલ્લું મૂક્યું. તેમાં તેમના ભાઈએ યોજેલું 'શ્રી સયાજી પુસ્તકાલય' ભેળવી દીધું, અને તે નવા પુસ્તકાલયનું નામ 'સેંટ્રલ લાયબ્રેરી' — મધ્યવર્તી પુસ્તકાલય — એવું આપ્યું. આખા હિંદમાં આ પહેલું મફત સાર્વજનિક પુસ્તકાલય હતું.

મોતીભાઈને વડોદરે બોલાવ્યા ત્યારે 'સેંટ્રલ લાયબ્રેરી' કામ કરતી થઈ ગઈ હતી, અને રાજ્યમાં પુસ્તકાલયો સ્થાપવાની યોજના વિચારાતી હતી. તેથી પાટણ, સિદ્ધપુર, ડભોઈ જેવાં રાજ્યનાં મોટાં શહેરો જોવા મિ. બોર્ડનને જવાનું હતું, તેમની સાથે મોતીભાઈને મોકલવામાં આવ્યા. તે વખતે એક અધિકારીએ તેમને શિખામણ આપતાં કહ્યું: 'તમારી બદલી એક વર્ષ માટે કરવામાં આવી છે, પણ તમારે ત્રણ માસમાં કામ પતાવી દઈ તમારે મૂળ સ્થાને પાછા જવું.' એ અધિકારીને ક્યાં ખબર હતી કે એક વર્ષને બદલે એક જિંદગી પણ આ કામમાં ઓછી પડવાની હતી!

*

'સેંટ્રલ લાયબ્રેરી' વ્યવસ્થિત કર્યા પછી મિ. બોર્ડને પહેલું કામ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે કાર્યકર્તાઓ તૈયાર કરવાનું આરંભ્યું. તે માટે પુસ્તકાલયશાસ્ત્રનું શિક્ષણ આપવા એક વર્ગ ખોલવામાં આવ્યો. તેમાં જોડાનારને માસિક રૂપિયા પચીસની શિષ્યવૃત્તિ આપવાનું અને આખા હિંદમાંથી જે કોઈ તેનો લાભ લેવા ઇચ્છે તેને તે આપવાનું જાહેર કરવામાં આવ્યું. પરંતુ દેશમાં એક તો પુસ્તકાલયો થોડાં હતાં, આ પ્રવૃત્તિ તદ્દન નવી હતી અને ભલભલી યુનિવર્સિટીઓને પણ આ શાસ્ત્રની અગત્ય સમજાઈ નહોતી. એટલે

મહારાજાની આ ઉદાર યોજનાને લાભ લેનાર માણસો ગણ્યાગાંઠ્યા જ નીકળ્યા અને તે બધાને 'સેંટ્રલ લાયબ્રેરી'માં જ રોકી લેવામાં આવ્યા.

મોતીભાઈ પણ આ વર્ગમાં હતા. અને તે સાથે પુસ્તકાલય ખાતું યોજવાની તજવીજ ચાલતી હતી. સૌથી પ્રથમ રાજ્યનાં પુસ્તકાલયોની સ્થિતિનો અભ્યાસ કરી તે વિષે એક નિવેદન તૈયાર કરવાનું તેમને સોંપ્યું હતું. તે તેમણે છ માસમાં તૈયાર કર્યું. તે ઉપરથી આખા રાજ્ય માટે પુસ્તકાલયોનો પ્રચાર કરવાની દશ વર્ષમાં રૂપિયા વીસ લાખના ખર્ચવાળી એક યોજના મિ. બોર્ડને તૈયાર કરી.

રાજ્યના મંત્રીમંડળે એ યોજના નામંજૂર કરી અને લોકોની માગણી આવે તેમ તેમ નાણાં માગતા જવાની મિ. બોર્ડનને સૂચના કરી. મિ. બોર્ડન જરા નિરાશ થયા. પણ આ પહેલી નિષ્ફળતાથી હારી જઈ પ્રયત્ન છોડી દેવાને બદલે, તેમણે રાજ્યનાં મોટાં શહેરો અને કસબાઓમાં પુસ્તકાલયો ખોલવાની એક બીજી યોજના ઘડી મહારાજા આગળ રજૂ કરી. આ યોજનાથી પુસ્તકાલયો ખાતે થતા ચાલુ વાર્ષિક ખર્ચ રૂા. ૨૪,૦૦૦ માં ચાર વર્ષ માટે રૂા. ૨૦,૦૦૦ નો વધારો થતો હતો. તેના સમર્થનમાં તેમણે દલીલ કરી કે મંત્રી-મંડળની નીતિ પ્રમાણે રાજ્યમાં પુસ્તકાલયોનો પ્રચાર થશે ખરો, પણ આ યોજનાથી એ પ્રચાર ઘણો જલદી થશે — જે કામ પચીસ વર્ષે થશે તે એ પાંચ વર્ષમાં થઈ શકશે.

મહારાજાએ મિ. બોર્ડનની યોજના મંજૂર કરી અને મોતી-ભાઈને માટે કાર્યની નવી દિશા ઊઘડી. તરત જ પુસ્તકાલયોને મદદ આપવાના નિયમો ઘડી કાઢવાનું કામ તેમને સોંપાયું. મોતીભાઈને મિત્રમંડળ પુસ્તકાલયોનો અનુભવ અહીં બહુ કામ લાગ્યો. રાજ્યનાં પુસ્તકાલયોની સ્થિતિનો અભ્યાસ કરતાં તેમણે જોયું હતું કે મોટે ભાગે લવાજમ આપનારને જ પુસ્તકાલયનો લાભ મળતો. વહીવટ ખાનગી અને અમુક વ્યક્તિઓને હાથ રહેતો અને પુસ્તકાલય કાયમ ચાલુ રહે તેવી યોજનાઓ નહોતી. સરકારે કરેલી 'સર્ક્યુલેટિંગ લાયબ્રેરીઝ'ની યોજનાથી પણ પુસ્તકાલયને કાયમ મદદ મળતી નહોતી અને મકાન કે કબાટ જેવાં સાધનોને માટે એ યોજનામાં

જોગવાઈ નહોતી. જ્યાં સુધી આ સ્થિતિ હોય ત્યાં સુધી લોકો પુસ્તકાલયોનો છૂટથી લાભ લઈ શકે નહિ. નવા નિયમોમાં એ સર્વ ખામીઓ દૂર કરવામાં આવી.

આ નિયમો 'સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના નિયમો' તરીકે ઓળખાય છે. સ્થળ અને સંજોગો પરત્વે વિગતોમાં ફેર રાખવામાં આવ્યો છે, પરંતુ એ નિયમોની પાછળના સિદ્ધાન્તો રાજાપ્રજા બંનેનું કલ્યાણ સાધનારા હોઈ જાણવા જેવા છે.

એ નિયમોનું પહેલું લક્ષણ એ છે કે, એ નિયમોને આધીન પુસ્તકાલયો અને તેને અંગેની પ્રવૃત્તિઓ સાર્વજનિક અને મફત છે. તેનો વહીવટ સાર્વજનિક હિતને લક્ષમાં રાખી કરવામાં આવે છે. સામાન્ય ધોરણ એવું છે કે પોતાના ગામમાં પુસ્તકાલય જોઈતું હોય તો ગામલોકોએ તે માટે અરજી કરવી જોઈએ. અરજી સાથે લોકો જેટલા રૂપિયા આપે તેટલા સરકાર આપે અને બીજા તેટલા પ્રાંત પંચાયત આપે. પુસ્તકાલયનું.મકાન, તેનું બંધારણ વગેરે રાજ્યના ખાતાની દેખરેખ અને દોરવણીથી તૈયાર થાય, અને તેનો વહીવટ ગામલોકોએ નીમેલી વ્યવસ્થાપક સમિતિ કરે. એ વહીવટ ઉપર સરકારી ખાતાનાં દેખરેખ અને અંકુશ ખરાં, પણ જ્યાં સુધી લોકો સાર્વજનિક હિત સાચવીને કરેલાં ધારા-ધોરણ પ્રમાણે કામ કરે ત્યાં સુધી સરકારી અંકુશ તેમને નડે નહિ અને તેથી હમેશ લાભ થાય.

આ યોજના લોકોએ વધાવી લીધી અને તેનો પ્રચાર કરવાનું મોતીભાઈને ભાગે આવ્યું. પ્રથમ તો 'સર્ક્યુલેટિંગ લાયબ્રેરીઝ' અને મિત્રમંડળ પુસ્તકાલયોને આ નવી યોજનામાં સમાવી દેવામાં આવ્યાં. પછી એક ધાર્મિક પ્રચારકની ધગશ અને ચીવટથી મોતીભાઈએ પુસ્તકાલયોના પ્રચાર માટે રાજ્યમાં ઘૂમવા માંડ્યું.

*

મિત્રમંડળ પુસ્તકાલયોના પ્રચાર માટે મોતીભાઈ પેટલાદથી અવારનવાર ગામડાંમાં જતા, એટલે તેમને આ કામનો અનુભવ તો હતો જ. લોકોની મનોવૃત્તિને તે સારી રીતે સમજતા હતા. તે જમાનામાં સરકારી અમલદારોનો ડર સામાન્ય હતો. એ ડરને કારણે સરકારની સારી સારી સવલતોનો પણ લાભ લેવાતો નહોતો, જોકે આપણે ઉપર જોયું તેમ અમલદારો પણ લોકોને એ લાભ

નહિ લેવા દેવાની જ પોતાની ફરજ સમજતા. સામાન્ય સરકારી કામોની સ્થિતિ આમ હતી. પરંતુ પુસ્તકાલય ખાતાની વાત જુદી હતી. એ ખાતું તો લોકોના હિતના સાચા પ્રયત્નો કરવા આતુર હતું. એની ખાતરી કરાવી આપવાનું મોતીભાઈને માથે હતું.

સામાન્ય રીતે મોતીભાઈ ગામમાં જઈ કોઈ ઉચ્ચ કેળવણી પામેલા ગૃહસ્થ કે યુવકને શોધી કાઢતા. તેની સાથે વાતો કરી તેનું મન હરી લેતા. પછી પુસ્તકાલય સ્થાપવાની અને સરકારી મદદની વાત કરતા. અમલદારીનો પોષાક કે ઠાઠ નહિ, વાણીમાં કે વર્તનમાં તોર નહિ, અને માત્ર લોકોના લાભની જ વાત — લોકોને મોતીભાઈ માટે માન થતું. છતાં સરકારી ખાતાનો ડર એટલો હતો કે વિશ્વાસ બેસતો નહિ. એટલે શરમના માર્યા ના તો કહી શકતા નહિ, પણ એમાંથી છુટાય તે માટે આકરી શરત રજૂ કરતા. લોકો જે કહે તે મોતીભાઈ કબૂલ રાખતા અને તેમણે ધાર્યું હોય તે કરતાં વધુ સૌજન્ય અને સરળતાથી સરકારી યોજનાનો લાભ તેમને આપતા.

એક ગામમાં લોકો તરફથી સરસ પુસ્તકાલય ચાલતું હતું. મોતીભાઈએ તેના સંચાલકોને સરકારની યોજનાનો લાભ લેવા સૂચના કરી. તે વખતે સરકારી યોજનાના વર્ષનો છેલ્લો માસ હતો. લોકોએ કહ્યું: 'ચાલુ વર્ષ અને આવતું વર્ષ, બન્નેની મદદ મંજૂર કરો તો વિચાર કરીએ.' મોતીભાઈએ એ મંજૂર રાખ્યું અને લોકોને સરકારમાં વિશ્વાસ પેદા થયો.

બીજા ગામમાં રેઢિયાળ સ્થિતિમાં પુસ્તકાલય ચાલતું હતું. મોતીભાઈ ત્યાં જઈ ચડ્યા. પુસ્તકાલય નજીક એક છોકરો ઊભો હતો. તેણે સલામ કરી. તેની સાથે વાતચીત કરી તેને ઓળખી લીધો. પછી ગામલોક જોડે વાટાઘાટ થઈ. લોકો કહે: 'સરકારી મદદનો અમારી મરજી પ્રમાણે ઉપયોગ કરવા દો તો તે સ્વીકારીએ.' મોતીભાઈએ સામી એક શરત મૂકી. 'હું કહું તેને વહીવટ સોંપો તો તમારી મરજી પ્રમાણે નાણાં ખર્ચવાની છૂટ આપું.' પેલા છોકરાનું જ નામ મોતીભાઈએ સૂચવ્યું. લોકે તે વધાવી લીધું. તેઓ સમજ્યા કે અમારું ધાર્યું થયું અને મોતીભાઈ સમજ્યા કે મારું ધાર્યું થયું. પેલા છોકરાને અને લોકોને મોતીભાઈએ એકી સાથે

પોતાના બનાવ્યા અને તે ગામના પુસ્તકાલયની શિકલ થોડા જ માસમાં ફરી ગઈ.

પણ તેમને જેમ સરકારથી ડરનારનો ડર દૂર કરવાનો હતો તેમ સરકારને છેતરનારથી ચેતતા રહેવાની પણ જરૂર હતી. એક વખત ગાડીમાં એક મિત્ર કહે: 'મોતીભાઈ, અમારા ગામના પુસ્તકાલયને સરકારી મદદ તો જોઈશે. પણ લોકો નિયમ પ્રમાણે લોકમદદ આપશે નહિ. તે માટે નોકરોને પગાર થોડો આપી બજેટમાં મોટો આંકડો બતાવીશું અને અમે અમારી રીતે લોકમદદની રકમ પૂરી કરીશું. . . .'

મોતીભાઈએ તરત જ કહી દીધું: 'હું તમારા ગામને અને તમારા જેવા લોકોને ઓળખું છું. એવી અનીતિ નહિ ચાલવા દેવાની મારી નીતિ છે અને તે માટે હું સાવધ છું.'

*

જોતજોતામાં સરકારી યોજના લોકપ્રિય થઈ. એ વર્ષમાં ચારસો પુસ્તકાલયો સ્થપાયાં. અને મિ. બોર્ડનની નોકરીની મુદત પૂરી થતાં તેમણે વિદાય લીધી. ૧૯૧૩ના જૂનની ૧૩મી તારીખે રાત્રે વડોદરા છોડતાં તેમણે મોતીભાઈ વિષે લખ્યું :

BARODA,
June 12, 1913

Mr. Motilal N. Amin, my friend, has been my second assistant ever since I took charge of library matters in Baroda State in 1910. I am leaving Baroda to-night for America, in company with my first assistant, and I have just turned over the charge of my office to Mr. Amin. Perhaps no word of greater confidence could be spoken.

Mr. Amin had been active in library affairs for many years before I came to Baroda and had established more than a hundred small village subscription libraries in different parts of Baroda State.

On taking charge I made him the superintendent of moffusil libraries and he has been moving since in the districts as a library missionary.

The greater part of the four hundred free libraries in Baroda owe the inspiration for their founding to his work.

He has been of the greatest value to me and to the department in the matters of suggestion and advice.

He is a trained librarian, trained by myself, and is competent to manage any Indian library or any system of libraries.

I have known him intimately for three years and know him to be absolutely loyal to the British Government and to that of His Highness the Gaekwad.

He is of the highest moral character and a man of sterling worth. I respect myself more highly for his honouring me with his confidence and friendship.

**William Alanson Borden**
Director of State Libraries

વડોદરા, જૂન ૧૨, ૧૯૧૩

**અનુવાદ**

'વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો ૧૯૧૦માં મેં 'ચાર્જ' લીધો ત્યારથી શ્રી. મોતીલાલ ન. અમીન, મારા મિત્ર, મારા બીજા મદદનીશ છે. મારા પહેલા મદદનીશની સાથે આજે હું વડોદરા છોડી અમેરિકા જવા ઊપડું છું, અને મારા હોદ્દાનો ચાર્જ હમણાં જ મેં શ્રી. અમીનને સોંપ્યો છે. તેમના પ્રત્યેના મારા વિશ્વાસનો એથી મોટો પુરાવો બીજો ભાગ્યે જ આપી શકાય.

હું વડોદરા આવ્યો તે અગાઉ ઘણાં વર્ષોથી શ્રી. અમીન પુસ્તકાલય પ્રવૃત્તિમાં કામ કરતા હતા અને વડોદરા રાજ્યના જુદા જુદા ભાગોમાં લવાજમવાળાં સો ઉપરાંત નાનાં ગ્રામ પુસ્તકાલયો તેમણે સ્થાપ્યાં હતાં.

મેં 'ચાર્જ' લીધા પછી તેમને મેં વડોદરા શહેર બહારનાં પુસ્તકાલયોના નિરીક્ષક નીમ્યા હતા ત્યારથી રાજ્યના પ્રાન્તોમાં પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારક તરીકે તે ફરે છે.

વડોદરા રાજ્યનાં ચારસો મફત સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના મોટે ભાગે તેમની પ્રેરણાને આભારી છે.

સલાહ-સૂચનાની બાબતમાં મને અને ખાતાને તે સૌથી વધુ કીમતી નીવડ્યા છે.

પુસ્તકાલયના શાસ્ત્રની તેમણે મારે હાથે તાલીમ લીધી છે, અને હિંદુસ્તાનનું કોઈ પણ પુસ્તકાલય યા પુસ્તકાલયની કોઈ પણ યોજનાનો વહીવટ કરવાની લાયકાત તે ધરાવે છે.

હું ત્રણ વર્ષ સુધી તેમના નિકટ પરિચયમાં આવ્યો છું અને જાણું છું કે તે બ્રિટિશ સરકારને તેમ જ શ્રીમંત મહારાજા ગાયકવાડને સંપૂર્ણ રીતે વફાદાર છે.

તેમનું નૈતિક ચારિત્ર્ય ઊંચામાં ઊંચી કોટિનું છે અને તે ઊંચા પ્રકારની લાયકાત ધરાવે છે. તેમનો વિશ્વાસ અને મિત્રાચારી મળવાનું માન મને મળ્યું તેથી મારી જાતને હું વધુ માનનીય માનું છું.

**વિલિયમ એલન્સન બોર્ડન**
ડાઈરેક્ટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ

## ૨

# 'વસો યંગ મેન્સ એસોસિયેશન'– સ્થાપના

### (વસો યુવકમંડળ–૧૯૧૩)

મિ. બોર્ડનના સમાગમથી પુસ્તકાલયોની રચના અને તેના સંચાલનના શાસ્ત્રનું મોતીભાઈને જ્ઞાન મળ્યું; અમેરિકા જેવા સ્વતંત્ર દેશમાં લોકજીવનને ઉન્નત બનાવવા થતા પ્રયત્નોનો તે દ્વારા પરિચય થયો. લગભગ એવા જ પ્રયત્નો તે સહજ પ્રેરણાથી કરી રહ્યા હતા. તેને આ પરિચયથી અપૂર્વ સમર્થન મળ્યું અને મોતીભાઈની આત્મશ્રદ્ધા અનેક ગણી વધતી ચાલી. તેમણે એક બાજુ પુસ્તકાલયો સ્થાપવા ગામેગામ ફરી લોકોને પ્રેરણા આપવા માંડી અને બીજી બાજુ વસોના પુસ્તકાલયને રાજ્યના પુસ્તકાલય ખાતાના આદર્શોની પ્રયોગશાળા બનાવી. વડોદરા 'સેંટ્રલ લાયબ્રેરી'માં જે કંઈ સારું કે ઉપયોગી કામ થાય, ખાતાને માટે જે કંઈ નિયમો થાય, તેનો અમલ તેમણે વસોમાં કરવા માંડ્યો.

મિ. બોર્ડનના આવ્યા પછી પુસ્તકાલયશાસ્ત્ર શીખવવા માટે ગ્રંથપાલોનો તાલીમ-વર્ગ ખોલવામાં આવ્યો, તેમાં વસોના એક યુવકને મોકલ્યા. તે આખા વર્ગમાં પહેલે નંબરે પાસ થયા.* ખાતા તરફથી ફરતાં પુસ્તકાલયો, જાદુઈ ફાનસ દ્વારા જ્ઞાનપ્રચાર, સ્ત્રીઓ માટે સ્વતંત્ર પુસ્તકસંગ્રહ અને તેના પ્રચારની યોજનાઓ, બાળકો માટે રમતો રમવાનાં સાધનો અને તે માટે ખાસ સ્વતંત્ર ઓરડો, વગેરે યોજનાઓ થઈ. તેનું અનુકરણ ક્રમે ક્રમે વસોમાં થવા માંડ્યું. આ કામ એટલું સારું અને ઝડપથી થયું કે, તા. ૧૩–૧૨–૧૯૧૨ ને દિવસે શ્રીમંત મહારાજા સાહેબ વસોમાં પધાર્યા ત્યારે તેમને પુસ્તકાલયના મકાનમાં ભવ્ય મેળાવડો ભરી માનપત્ર આપવામાં આવ્યું.

---

* એ ભાઈએ વસોનું પુસ્તકાલય વ્યવસ્થિત કરી લોકપ્રિય બનાવવામાં સુંદર કામ કરી બતાવ્યું. પણ તેનો યશ તેમને મળે તે પહેલાં, એક વર્ષમાં જ, તે મરણ પામ્યા.

આ પ્રસંગનો હેવાલ આપતા એક સરકારી નિવેદનમાં* આ પુસ્તકાલયનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું હતું :

'વડોદરા રાજ્યમાં આશરે ૩૭૫ પુસ્તકાલયો તથા વાચનાલયો છે. પરંતુ આ સર્વમાં વસો પુસ્તકાલય ધ્યાન ખેંચે છે. પુસ્તકાલયની ઉપયોગિતા તેના મોટા સંગ્રહ ઉપર અથવા તો ભવ્ય મકાન ઉપર રહેતી નથી, પરંતુ પુસ્તકોને વાસ્તે વાચકો શોધવા અને વાચકોને વાસ્તે પુસ્તકો પૂરાં પાડવા ઉપર છે. અર્થાત્ વાચ્યવાચકનો સંબંધ જોડી આપવા ઉપર છે. આ વાસ્તે પુસ્તકાલયનાં સાધનો બરાબર સુવ્યવસ્થિત જોઈએ. પુસ્તકો શાસ્ત્રીય રીતે વર્ગીકૃત હોવાં જોઈએ. અનુભવી પુસ્તકાધ્યક્ષ જોઈએ. વસો પુસ્તકાલયને વાસ્તે સ્વતંત્ર સિનિયર થયેલો પુસ્તકાધ્યક્ષ છે. પુસ્તકોનું વર્ગીકરણ સેંટ્રલ લાયબ્રેરીના ધોરણે કરવામાં આવ્યું છે. તથા કાર્ડ કૅટલૉગની પણ પદ્ધતિ દાખલ થઈ છે. પુસ્તકાલયનાં પુસ્તકો ગામના તથા નજીકના લોકોને છૂટથી વાંચવા આપવામાં આવે છે અને તેઓની જરૂરિયાતો પ્રમાણે પુસ્તકો તથા ચોપાનિયાં મંગાવવામાં આવે છે. સ્ત્રીઓ તથા છોકરાંઓને પણ વિસારી દેવામાં આવતાં નથી. પુસ્તકાલયના નોકરો મારફતે સ્ત્રીઓને ઘેર એઠાં પુસ્તકો પૂરાં પાડવામાં આવે છે. અને છોકરાંઓને વાસ્તે પુસ્તકાલયમાં તેઓને જ્ઞાન અને આનંદ આપે એવી વસ્તુઓનો સંગ્રહ કરવાની શરૂઆત થઈ છે.

વાચકોને જુદા જુદા દેશોનું દશ્ય જ્ઞાન આપવાને સ્ટિરિયોગ્રાફો પણ દેખાડવામાં આવે છે. પુસ્તકો પ્રત્યે અનિર્બંધ અભિગમ, રાજનાં પુસ્તકો વંચાયાની વિષયવાર નોંધ વગેરે બાબતોમાં સેંટ્રલ લાયબ્રેરીના ધોરણે કામ લેનાર આ પ્રથમ જ પુસ્તકાલય છે અને જોકે કસબા પુસ્તકાલય છે તોપણ તે અન્ય વધારે સારાં મકાનવાળાં તથા સંગ્રહવાળાં પુસ્તકાલયોને અનુકરણ કરવા યોગ્ય થઈ પડ્યું છે. . . . . . . રાજ્યના કોઈ પણ પુસ્તકાલય તરફથી શ્રીમંતને માનપત્ર આપવામાં આવ્યું હોય તો આ પુસ્તકાલય જ છે. . . .'

શ્રીમંતના ઉત્તેજનથી સ્થપાયેલું પુસ્તકાલય આમ શ્રીમંતની પધરામણીથી પાવન થયું અને એના પાયા મજબૂત થયા. બે વર્ષમાં

* વસો સાર્વજનિક પુસ્તકાલયના સન ૧૯૧૩-૧૪ના વાર્ષિક રિપોર્ટને છેડે, પૃ. ૨.

રાજ્યના ખાતાએ જેટલી ઝડપે પ્રગતિ કરી તે કરતાં પણ વધુ ઝડપે વસોનું પુસ્તકાલય આગળ વધ્યું. મકાન ખુલ્લું મૂક્યું ત્યારે રૂા. ૧,૬૦૦ નું દેવું હતું. તે દેવું ત્રણ-ચાર વર્ષમાં ભરપાઈ થઈ ગયું અને ૧૯૧૩-૧૪ના વર્ષમાં પુસ્તકાલયની મિલકતનો અંદાજ રૂા. ૧૩,૯૦૪-૩-૯ નો નોંધાયો.

વસોના પુસ્તકાલયને મળેલી નાણાંની મદદ એની લોકપ્રિયતાનો અચૂક પુરાવો હતો, અને એ લોકપ્રિયતા રાજ્યના પુસ્તકાલય ખાતાની કાર્યપદ્ધતિની સફળતાનો અચૂક પુરાવો હતો. 'પુસ્તકાલય એ લોકોનું વિશ્વવિદ્યાલય છે' એ સૂત્ર અનેક અર્થમાં વસોમાં મૂર્તિમંત થયું હતું.

એની આર્થિક સ્થિતિ સધ્ધર થઈ હતી, તે સાથે એણે લોકોમાં વાચનની ભૂખ જગાડી હતી. પુસ્તકો લોકોને છૂટથી આપવામાં આવતાં તેથી આપેલાં પુસ્તકો પાછાં વળતાં ઘણો વિલંબ થતો માલૂમ પડ્યો. તે અટકાવવા જામીનગીરી અને દંડની પ્રથા શરૂ કરવામાં આવી. આથી વાચકોની સંખ્યા કંઈક ઘટી, પણ વંચાયેલાં પુસ્તકોની સંખ્યા તો ઘટવાને બદલે વધી.

પુસ્તકાલય સ્થાપવા માટે નાણાં તો ગામના સો-બસો માણસોએ આપ્યાં, પણ તેનો લાભ મફત અને સાર્વજનિક ધોરણે અપાયો. તેથી જેમને જ્ઞાનનો પ્રકાશ આખા જીવનમાં કદીયે મળવાનો સંભવ નહોતો તેવાં ગરીબ, મધ્યમ સ્થિતિનાં સ્ત્રીપુરુષોને તે એકદમ મળવાનું શરૂ થયું. વિદ્યાર્થીઓને પણ તે મળ્યો. જેટલી સહેલાઈથી અને સ્વાભાવિકતાથી તળાવમાં નાહવા કે કૂવે પાણી પીવા જઈ શકાય છે તેટલી જ સહેલાઈથી અને સ્વાભાવિકતાથી લોકો પુસ્તકાલયમાં આવી જ્ઞાનની તરસ છિપાવવા ટેવાવા લાગ્યા. અને જે ભાવથી તેમના પૂર્વજો કૂવા-તળાવો બંધાવવામાં દાન કરતા તે જ ભાવથી જ્ઞાનની પરબો બંધાવવામાં દાન કરવા લાગ્યા. વસોમાં જ્ઞાનનો સૂર્ય ઊગ્યો અને તે આકાશે સ્થાપિત થયેલો દેખાયો.

પણ આ તો માત્ર પાશેરામાં પહેલી પૂણી હતી. દેશમાં લોકશાસનના સિદ્ધાન્તોની વાતો થતી હતી, વિદ્વાનો એના ઉપર છટાથી ચર્ચાઓ કરતા હતા, એ સિદ્ધાન્તો ઉપર રચાયેલી દરિયાપારના દેશોમાં ચાલતી સંસ્થાઓ અને કાર્યપ્રણાલીઓ સરકારે દેશમાં

દાખલ કરી હતી. પરંતુ જેમને માટે આ બધું થતું હતું તે વિરાટ જનસમૂહ એ સર્વથી કેવળ અજ્ઞાત અને કર્તવ્યમૂઢ હતો. એને મન એ બધી વસ્તુઓ આશ્ચર્ય, કુતૂહલ, ડર, અને સંકોચપૂર્વક છેટેથી પૂજવાની અજાયબીઓ હતી. ખરું જોતાં એ જનસમૂહ જ એ વસ્તુઓનો સાચો માલિક અને ભોક્તા હતો. પણ એનું ભાન નહોતું એ સમૂહને કે નહોતું એની વતી છટાથી ભાષણો કરનાર અને લેખો લખનાર એના નેતાઓને. જેને તેવું ભાન હતું તેવા નેતાઓ ગણ્યા–ગાંઠ્યા જ હતા અને તે પણ વસો જેવાં ગામડાં સુધી પહોંચે એ દિવસ દૂર હતો. તો પછી એથી નાનાં ગામોને તો એની આશા પણ શેની હોય?

પણ ગામડાંના સદ્ભાગ્યે, 'માસ્તર' ગણાતા મોતીભાઈને એ ભાન કુદરતે આપ્યું હતું. તેમણે પુસ્તકાલયના મકાનને અને તેનાં સાધનોને લોકશિક્ષણની પાઠશાળા બનાવ્યાં. ગામને અંગે અવાર-નવાર જાહેર સભાઓ આ મકાનમાં ભરાવા લાગી. નમૂનેદાર ગણાતું વસોનું પુસ્તકાલય જોવા દૂર દૂરથી લોકો આવવા લાગ્યા. અને વરસાદની મોસમમાં ખેતરની ધરતીમાંથી રોજ રોજ ફૂટતા ફણગાની માફક આ જ્ઞાનમંદિરમાં રોજ રોજ જ્ઞાનપ્રચારની અને લોકશિક્ષણની યોજનાઓ જન્મવા લાગી.

પુસ્તકાલયના વહીવટ માટે રાજ્યમાં સૌથી પહેલું બંધારણ વસો પુસ્તકાલયે ઘડયું હતું. તેમાં કલમ ૫ (ક) નીચે પ્રમાણે હતી:

'રૂા. ૨૫ કરતાં ઓછી રકમ નહિ તેવાં સાર્વજનિક હિતનાં વિદ્યાખાતાનાં ટ્રસ્ટો સ્વીકારી શરતો પ્રમાણે વહીવટ કરવાનું અને વાર્ષિક રિપોર્ટમાં વિગત પ્રસિદ્ધ કરવાનું—'

નિર્માલ્ય દેખાતા રબરના ફુક્કામાં નાનું બાળક પણ જો હવા પૂરવા પ્રયત્ન કરે તો તે ફુક્કો ફૂલી મોટો દડો બને છે અને બાળકને આનંદ આપે છે. તેમ વસો જેવા નાના કસબાના પુસ્તકાલયના બંધારણમાં આ કલમ બાળકને રમવાના નિર્માલ્ય દેખાતા ફુક્કા જેવી હતી, પણ જો લોકોમાં પ્રાણ હોય તો તે અનેક શકયતાઓથી ભરપૂર હતી. તે ગામમાં કેળવણીના પ્રચારનું કામ કરવાની પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળને છૂટ આપતી હતી, કામ કરવું હોય તેને તક આપતી હતી, અને લોકોની દાનવૃત્તિને નવીન દિશા સૂચવતી હતી.

હકીકતમાં તો ગામમાં એવાં કેળવણીપ્રચારનાં કામો કરવાનું પેટલાદ બોર્ડિંગ સ્થપાઈ ત્યારથી શરૂ થઈ ગયું હતું, અને લોકોની દાનવૃત્તિ નવી દિશામાં વળી ચૂકી હતી. હવે તેને કાયમ કરવાની અને તેની મદદથી નવાં નવાં કામો શરૂ કરવાની જરૂર હતી. એ કામ મોતીભાઈની પ્રેરણાથી અને તેમના સાથીઓના સહકારથી બહુ નમ્ર રીતે શરૂ થયું. સૌથી પ્રથમ પેટલાદ બોર્ડિંગમાં ગરીબ વિદ્યાર્થીઓને અપાતી મદદો પૈકી વસોના વિદ્યાર્થીઓને અપાતી મદદો વસો ગામમાંથી મળે તે માટે પેટલાદ બોર્ડિંગની શરૂઆતથી જ પ્રયત્નો શરૂ કરવામાં આવ્યા હતા. તે કાયમ કરવા રૂ. ૩૦૦)નું 'શ્રી. ગરીબ વિદ્યાર્થી ફંડ' સ્થાપવામાં આવ્યું. તે સ્થાપનાર તરીકે 'સન ૧૯૦૭માં વસો ગામના સદ્‌ગૃહસ્થો પાસેથી મદદ મેળવનાર, કેટલાક યુવાન ગૃહસ્થો' એમ પ્રસિદ્ધ કરવામાં આવ્યું; અને તેનો ઉદ્દેશ 'વસો ગામના વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં મદદ આપવી' એ રાખવામાં આવ્યો.

પેટલાદ બોર્ડિંગની બીજી પ્રવૃત્તિ ગરીબ વિદ્યાર્થીઓને મફત પાઠ્ય પુસ્તકો આપવાં, ફીમાં મદદ કરવી, અને બીજી જે રીતે વિદ્યા-પ્રચારને ઉત્તેજન આપવાની જરૂર લાગે તે રીતે તે આપવું એ હતી. આમાંથી 'વિદ્યાર્થી વસ્તુ ભંડાર'ની યોજના જન્મી હતી. તે વસોમાં પણ શરૂ કરવામાં આવી હતી. શરૂઆતમાં પાઠ્ય પુસ્તકો વેચવામાં આવેલાં. તેના નફાના રૂ. ૨૦૦) અને એવાં બીજાં કામોમાંથી મળેલા રૂપિયા વડે 'શ્રી વસો કેળવણી ફંડ' સ્થાપવામાં આવ્યું. તેના સ્થાપકો તરીકે 'નિઃસ્વાર્થ મહેનત કરી ડેપોનો નફો તથા વિદ્યાર્થીની ફી ફંડ ખાતે આપનાર બે યુવાન શિક્ષકો (૧) રા. રા. છોટાભાઈ પુરુષોત્તમદાસ તથા રા. રા. છોટાભાઈ વાઘજીભાઈ' એવું જાહેર કરવામાં આવ્યું. અને 'વસો ગામની કોઈ પણ યોજનાને ઉત્તેજન આપવું' એ તેનો ઉદ્દેશ રાખવામાં આવ્યો.

આ ઉપરાંત 'અ. સૌ. દિવાળીબા સ્મારક કન્યા કેળવણી ફંડ રૂ. ૧૦૦)નું' અને 'ચિ. જશભાઈ નરસિંહભાઈ પટેલ લગ્ન સ્મારક ફંડ રૂ. ૨૫)નું' એવાં બે ફંડો મળ્યાં.

આ ફંડોથી ગામહિતને માટે થતા મૂગા પ્રયત્નોની જાહેરાત થઈ, તેને સ્થાયી રૂપ અપાયું, અને જનસેવા કરવાની ઉત્કંઠાવાળા

યુવકોને માટે સેવાનાં વિવિધ ક્ષેત્રો ખુલ્લાં થયાં. એ ફંડોની શરતો એવી રાખી હતી કે, તેની મદદથી નજીવે ખર્ચે વિવિધ પ્રકારે જનહિત સધાય તે ઉપરાંત સેવાનાં કાર્યોનું દિશાસૂચન થાય.

આ રીતે ગામની કેળવણીના પ્રશ્નોનો ઉકેલ કરવાના વિવિધ પ્રયત્નો નમ્ર રીતે શરૂ થયા. પણ જાહેર હિતનાં કામોનો વહીવટ જાહેર રીતે થવો જોઈએ અને તે માટે જાહેર હિતનાં સર્વ કામોના ખર્ચના હિસાબ પ્રકટ થવા જોઈએ, એ પણ લોકશિક્ષણનો એક મહત્ત્વનો પ્રશ્ન હતો. તે માટે પુસ્તકાલયનું મકાન ખુલ્લું મુકાયા પછી બીજે જ વર્ષે (૧૯૧૧-૧૨) બેસતા વર્ષને દિવસે સાંજના ચાર વાગ્યે ગામના લોકોની જાહેર સભા ભરવાની પ્રથા શરૂ કરવામાં આવી. આ સભામાં વર્ષ દરમ્યાન થયેલી જાહેર પ્રવૃત્તિઓના હિસાબ રજૂ કરવાનું કામ મુખ્ય ગણાયું. તે પ્રસંગે 'ગદ્યપદ્ય-સંગ્રહ'માંથી અને બીજાં પુસ્તકોમાંથી સારા સારા લેખો અને કાવ્યો વાંચવાનું, પ્રસંગોચિત વ્યાખ્યાનો કરવાનું અને તે બધાના ઉપસંહાર રૂપે વર્ષ દરમ્યાન થયેલાં કામોને અંગે ઉપયોગી માહિતી અને ખુલાસા પૂરા પાડવાનું, તથા નવા વર્ષમાં કરવાનાં કામોની જાહેરાત કરવાનું — એવો કાર્યક્રમ રાખવામાં આવ્યો.

પુસ્તકાલય આમ વિશેષ અર્થમાં લોકશિક્ષણની પાઠશાળા બન્યું. એ પાઠશાળામાં અનેક પાઠશાળાઓનાં બીજ નંખાતાં જતાં હતાં. એ બીજ અંકુરિત થઈ બહાર આવે ત્યારે તેમની સંભાળ લેનાર માળીઓની જરૂર પડવાની હતી. કેટલાક એની તાલીમ લઈ રહ્યા હતા. તેમને કામ કરવાની તક મળે, તેમનું સંગઠન થાય અને બીજરૂપે શરૂ કરેલાં કામોને જળસિંચન થયે જાય, તે માટે પુસ્તકાલય સ્થપાયા પછી ત્રીજે વર્ષે, સંવત ૧૯૭૦ના દિવાળીના તહેવારોમાં તા. ૩૦-૧૦-૧૯૧૩ને રોજ વસોમાં 'વસો યંગ મેન્સ એસોસિયેશન', એટલે 'વસો યુવક મંડળ'ની મોતીભાઈએ સ્થાપના કરી. ચરોતર પ્રદેશનાં નાનાં ગામોમાં આ પહેલું 'યુવક મંડળ' હતું. ગામની કેળવણી માટે એક-દોઢ દશકો કરેલા મૂગા પ્રયત્નોનું એ પહેલું ફળ હતું.

# ૩

# પહેલો ફાલ

## ( ૧૯૧૧ થી ૧૯૧૫ )

રાજ-આજ્ઞાને માન આપી પુસ્તકાલય ખાતું યોજવામાં મદદ કરવા એક વર્ષ માટે મોતીભાઈ વડોદરા ગયા અને ત્યાં જ રહી પડ્યા! એમ બને એ તેમના કાર્યનું સ્વાભાવિક પરિણામ હતું. પરંતુ એમનું સાચું કાર્ય તો પેટલાદ બોર્ડિંગમાં હતું. પુસ્તકાલયોનો પ્રચાર એ તો બોર્ડિંગ દ્વારા શરૂ કરેલા કેળવણીપ્રચારનું એક અંગ માત્ર હતું. માત્ર શાળા, બોર્ડિંગ કે પુસ્તકાલય ચલાવવામાં જ કેળવણીપ્રચાર સમાતો નહોતો. શાળા, બોર્ડિંગ, પુસ્તકો, રમતો, એ બધાં તો સાધનો હતાં. એ સાધનોની મદદથી માણસો ઘડવાનાં હતાં, અને એ માણસો જ્યાં જાય ત્યાં જ્ઞાનપ્રચારનું 'મિશન' લઈને જાય એ રીતે એમનાં જીવનને દોરવાનાં અને ખીલવવાનાં હતાં.

આ માટે એકેએક વિદ્યાર્થીને ભણવાની તક મળવી જોઈએ, એ તક લેવા તેને પ્રેરવો જોઈએ, અને તેની શક્તિ પ્રમાણે તેનાથી જેટલી પ્રગતિ થઈ શકે તેમ હોય તેટલી પ્રગતિ કરવાની તેને અનુકૂળતા મળવી જોઈએ. બીજા શબ્દોમાં, સાધનને અભાવે કોઈ લાયક વિદ્યાર્થી શિક્ષણનો લાભ લેતાં અટકવો ન જોઈએ — આ સિદ્ધાન્તના અમલને મોતીભાઈએ જીવનકાર્ય બનાવ્યું હતું, અને તે માટે તે પ્રતિક્ષણ ચિંતન અને પ્રયત્ન કરતા હતા.

આ કારણે, વડોદરામાં પુસ્તકાલય ખાતાની યોજનાઓ ઘડવામાં અને તેનો પ્રચાર કરવામાં મોતીભાઈ તલ્લીન થયા છતાં પેટલાદના પોતાના કામને તે એક દિવસ પણ વીસર્યા નહિ. વડોદરામાં રહ્યા રહ્યા ત્યાંના કામની બધી વિગતોથી તે વાકેફ રહેતા, જરૂર પડ્યે ગમે ત્યારે ત્યાં જઈ આવતા, અને રવિવાર તો પેટલાદ જ ગાળતા. એટલે પેટલાદ બોર્ડિંગને એમની ગેરહાજરી સાલતી નહિ. ઊલટું તે વડોદરામાં રહેતા હોવાથી બોર્ડિંગની પ્રવૃત્તિઓને અનેક લાભો થવાનો સંભવ દેખાતો હતો.

બોર્ડિંગ સરસ જામી હતી. એનું તંત્ર બરાબર ગોઠવાઈ ગયું હતું, અને શિક્ષકો એનાથી ટેવાઈ ગયેલા હોવાથી મોતીભાઈને એ વિષે ઝાઝી ચિંતા નહોતી. માત્ર તેમની મુશ્કેલીઓનો ઉકેલ કરવાનું કામ જ તેમને કરવાનું રહેતું. તે અવારનવાર ત્યાં જતા ત્યારે થઈ રહેતું. ગરીબ વિદ્યાર્થીઓને માટે કેળવણીનાં સાધનો ઊભાં કરવાનો પ્રશ્ન ઉકેલવાનો હતો, એ મહત્ત્વનું કામ હતું. ક્રમે ક્રમે તે માટે યોજનાઓ તો તૈયાર કરી હતી, પણ તેનો લાભ વિદ્યાર્થીઓને કાયમને માટે મળે તે માટે તે યોજનાઓને સધ્ધર પાયા ઉપર મૂકવાની જરૂર હતી. તે માટે હજારો રૂપિયા જોઈએ. તે મેળવવાની કળા પણ તેમને હવે સિદ્ધ થઈ ચૂકી હતી. વડોદરામાં 'ગદ્યપદ્યસંગ્રહ' છપાતું હતું તેમાં બોર્ડિંગના સમાચાર છાપવાનું શરૂ કર્યું હતું. તે સાથે આ યોજનાઓ માટે નાણાંની 'અપીલો' પ્રકટ કરવા માંડી. અને જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ પોતાની જોખમદારી ઉપર મિત્રો પાસેથી કે તેમની દ્વારા ગમે તે રીતે નાણાં મેળવી તે વિદ્યાર્થીઓને આગળ ભણવાના માર્ગ મોકળા કરતા ગયા.

બોર્ડિંગના એકેએક વિદ્યાર્થીને ગ્રેજ્યુએટ થયેલા જોવાની તેમની ઝંખના હતી. તે માટે વિદ્યાર્થીઓને જે રીતે મદદ થઈ શકે તે રીતે મદદ કરવા તે આતુર હતા. કોઈ પણ વિદ્યાર્થી મદદ માટે જતો તો તેને ભાગ્યે જ નિરાશ થવું પડતું. પણ મોતીભાઈને એટલેથી સંતોષ નહોતો. તે જાણતા હતા કે લોકો એટલા અજ્ઞાન હતા કે મુશ્કેલીનો દૃઢતાથી સામનો કરી કેળવણીનો લાભ લેવાનું તેમને સૂઝે તેમ નહોતું. તેથી કેળવણીનો લાભ લેવા તેમને પ્રેરવાની જરૂર હતી. આ માટે ઉત્તેજનને પાત્ર વિદ્યાર્થીઓની તપાસમાં પોતે રહેતા. વિદ્યાર્થી ગરીબ હોય, સંકટમાં હોય, ફરી ફરી નાપાસ થતો હોય, તેનામાં કોઈ સદ્‌વૃત્તિ હોય, સેવાભાવ હોય, તેણે સંસ્થાનું કે મોતીભાઈનું પોતાનું કંઈ કામ કર્યું હોય, કે તે ઊંચા પ્રકારની કોઈ શક્તિ ધરાવતો હોય — તે જો મોતીભાઈની નજરે ચડ્યો તો તેના ઉત્કર્ષની મોતીભાઈ જેટલી કાળજી રાખે તેટલી તેનાં વહાલામાં વહાલાં સ્વજનો પણ ન રાખે. બોર્ડિંગમાંથી વિદ્યાર્થી બહારગામ ભણવા જાય તેની જરૂરિયાતોની તે બધી પૂછપરછ કરતા અને અગવડો હોય તે દૂર કરી આપતા. એની પ્રગતિ ઉપર નજર રાખતા અને વિદ્યાર્થીને આગળ ક્યાં ડગલું

ભરવાનું તેની પોતે જ તપાસ કરી રાખતા. આ રીતે કેટલા વિદ્યાર્થીનાં જીવન એમણે ઘડ્યાં હશે, અને તેમાં કેવો અગત્યનો ભાગ ભજવ્યો હશે, તેની ગણતરી થઈ શકે તેમ નથી. માત્ર કેટલાંક દૃષ્ટાન્ત ટાંકીશું.

એક વિદ્યાર્થી બોર્ડિંગમાં મિત્રમંડળ પુસ્તકાલયોની વ્યવસ્થામાં બહુ મદદ કરતો. તેને ડ્રોઇંગનો બહુ શોખ હતો. તેને લીધે તે બીજા વિષયો તરફ બેદરકાર રહેતો, અને પરિણામે નાપાસ થતો. આખરે ડ્રોઇંગનો શોખ હોવાથી એ જ વિષયનો અભ્યાસ કરવાના ઇરાદાથી તેણે હાઈસ્કૂલ છોડી દીધી. પણ આગળ જતાં તેને સમજાયું કે મૅટ્રિક થયા સિવાય ક્યાંયે આગળ વધી શકાય તેમ નહોતું. એક બે વર્ષ અથડાઈ તે પાછો પેટલાદ આવ્યો. મોતીભાઈએ મમતાપૂર્વક તેને આવકાર આપ્યો અને તેને મૅટ્રિક થવામાં તેમ જ આગળ અભ્યાસ કરવામાં ઠેઠ સુધી સલાહ અને મદદ આપી. આજે તે વિદ્યાર્થી એક હૉસ્પિટલમાં ડૉક્ટરની ઊંચી પદવીએ છે અને મોતીભાઈની આ સર્વ મદદો આભારથી સંભારે છે.

*

એક વિદ્યાર્થી મૅટ્રિકમાં સારા માર્ક્સ મેળવી પાસ થયો. તેને કૉલેજમાં ભણવા જવું હતું. તે માટે પૈસા મેળવવા તજવીજ કરી. લાગવગ ઘણી હતી. પણ કંઈક મુશ્કેલીઓ નડી. વિદ્યાર્થી કંટાળ્યો અને ભણવાનું માંડી વાળવાનો વિચાર કરવા લાગ્યો. એવામાં મોતીભાઈનો એને ભેટો થયો. બધી હકીકત જાણી લઈ મોતીભાઈ કહે: 'તમે તમારાં સગાંવહાલાંની મદદ મેળવવા બનતા પ્રયત્ન કરો. તેમાં નિષ્ફળ જાઓ તો નિરાશ થશો નહિ. હું તમારો જામીન થઈશ, અને નાણાં તમને મેળવી આપીશ. નહિ તો મારી જોખમદારી ઉપર આપીશ.' અણીને વખતે વિદ્યાર્થીને આ વચનથી પ્રોત્સાહન મળ્યું, અને તેણે કૉલેજમાં જવાનો નિર્ણય કાયમ રાખ્યો. ત્યાં ગયા પછી તેને શિષ્યવૃત્તિ મળી અને નાણાંની મુશ્કેલી આપોઆપ દૂર થઈ. 'અણી ચૂક્યો સો વર્ષ જીવે' એ ન્યાયે મોતીભાઈના પ્રોત્સાહનથી વિદ્યાર્થી આગળ અભ્યાસ કરી શક્યો. આજે તે એક મિલનો મૅનેજર છે, અને આ હકીકત અહેશાનથી યાદ કરે છે.

*

એક ગરીબ વિદ્યાર્થી અભ્યાસમાં ઘણો શક્તિશાળી હતો. તેને ગ્રેજ્યુએટ કરવા મોતીભાઈએ નાણાંની મદદ કરવા માંડેલી. તેનો અભ્યાસ એવો સરસ ચાલ્યો કે તેણે પરદેશ જવા માટે તૈયારી કરી. તે માટે એક શિષ્યવૃત્તિ મળેલી તે ઉપરાંત થોડી લોનની જરૂર હતી. તે માટે તેને જામીન જોઈએ. પણ ગરીબનો જામીન કોણ થાય? મોતીભાઈ પણ એટલી જવાબદારી સ્વીકારે તેવી સ્થિતિમાં નહોતા. પણ વિદ્યાર્થીનું કામ તો થવું જોઈએ. મોતીભાઈએ પોતાના મિત્રને ભલામણ કરી અને જવાબદારી પોતાને શિર વહોરવાની તૈયારી બતાવી. પાછળથી વિદ્યાર્થીને વધુ શિષ્યવૃત્તિ મળી એટલે લોનની કે જામીનની જરૂર રહી નહિ. પણ મોતીભાઈએ વિદ્યાર્થી માટે બતાવેલી કાળજી અને ઇંતેજારીની યાદગીરી સદાને માટે રહી ગઈ. આજે એ વિદ્યાર્થી સરકારી નોકરીમાં મોટા હોદ્દા ઉપર છે.

*

ગુજરાતી શાળાના સિનિયર શિક્ષકોને અંગ્રેજી ભણાવવાનો અખતરો બોર્ડિંગમાં ચાલતો હતો. તેનો લાભ લેવા કાઠિયાવાડથી ચારેક શિક્ષકો આવેલા. તેમાંના બધા મૅટ્રિક થયા અને કેટલાક કૉલેજમાં પણ ગયા. તે સર્વને મોતીભાઈએ નાણાંની મદદ આપેલી. તેમાંનો એક વિદ્યાર્થી ગ્રેજ્યુએટ થઈને ધંધામાં પડ્યો અને એક મોટી પેઢીનો મૅનેજર બન્યો.

*

બોર્ડિંગમાં વિદ્યાર્થીઓને આ રીતે મદદ કરવામાં આવતી તેથી ગમે તેમ કરીને ભણવું, ગ્રેજ્યુએટ થવું, એ આકાંક્ષા ત્યાં સામાન્ય થઈ ગઈ. અને વિદ્યાર્થીઓ વડોદરા, અમદાવાદ, મુંબઈ, પૂના વગેરે સ્થળે કૉલેજોમાં જોડાવા લાગ્યા. એક વર્ષ (૧૯૧૧-૧૨માં) પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં પેટલાદ બોર્ડિંગના પચાસેક વિદ્યાર્થીઓ થયેલા અને તેમનાં ચારિત્ર્ય, સંસ્કાર અને અભ્યાસવૃત્તિથી તેમણે કૉલેજમાં નોખી ભાત પાડેલી. આ બધા વિદ્યાર્થીઓના સમાચાર બોર્ડિંગમાં આવતા અને બીજા વિદ્યાર્થીઓને કંઈ કંઈ પ્રેરણા આપતા. આ પ્રેરણાની અસરનું એક દૃષ્ટાન્ત ઘણું બોધક છે.

બોર્ડિંગમાં ભોકરે કરીને સુપરિન્ટેન્ડન્ટ હતા. તે પાટણથી આવેલા. પાટણમાં ચોથા-પાંચમા ધોરણમાં તે મોતીભાઈને હાથે

ભણેલા. ઘરની સ્થિતિ સારી નહિ હોવાથી ભણવામાં ઉત્સાહ નહોતો. એક પરીક્ષામાં જાણી જોઈને તેમણે બેપરવાઈ દાખવી ઉત્તરો બરાબર લખ્યા નહિ. પણ જે લખ્યું હતું તે ઉપરથી મોતીભાઈને વિદ્યાર્થીની શક્તિનો ખ્યાલ આવ્યો અને તેમણે વર્ગમાં ટકોર કરી. વિદ્યાર્થીને તેથી ચાનક લાગી અને તેણે અભ્યાસમાં ધ્યાન આપવા માંડયું. મેટ્રિકમાં તે પાસ પણ થયો અને માબાપની ઇચ્છાને માન આપી રેલવેમાં નોકરી લીધી. પણ કંઈ ચેન પડયું નહિ. એવામાં મોતીભાઈની બોર્ડિંગની વાત સાંભળી તેણે તેમને કાગળ લખ્યો અને તેને પરિણામે બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટની જગા મળી.

મોતીભાઈ ભોકરેને ગ્રેજ્યુએટ થવાની સલાહ આપવા લાગ્યા. તેની ભોકરે ઉપર કંઈ અસર થઈ નહિ, પણ એક બે વર્ષ પછી પોતાને જ હાથે ભણેલા વિદ્યાર્થીઓ કોલેજોમાં જઈ અભ્યાસ કરવા લાગ્યા અને ગ્રેજ્યુએટ થવા લાગ્યા. તે જોઈ તેમને ચાનક લાગી, અને તેમણે ગ્રેજ્યુએટ થવાનો નિશ્ચય કર્યો. નાણાંની મુશ્કેલી હતી. મોતીભાઈએ તેની જવાબદારી સ્વીકારી, પણ કુટુંબનું શું થાય? માબાપ તો તે બોજો ઉપાડે નહિ. મોતીભાઈએ તે બોજો ઉપાડવામાં પણ મદદ કરી અને પોતાના વિદ્યાર્થીઓની પ્રગતિના દૃષ્ટાન્તથી પ્રેરાઈ શિક્ષક ભોકરે ગ્રેજ્યુએટ થયા.

ગ્રેજ્યુએટ થયા એટલે નોકરી જોઈએ. વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં અરજી કરી. પણ ઘણા પ્રયત્નો કરવા છતાં પત્તો ખાધો નહિ. આ અરસામાં પૂનામાં ભણતા વિદ્યાર્થીઓ તરફથી મળતા સમાચારોથી ફર્ગ્યુસન કૉલેજ અને ડેક્કન ઍજ્યુકેશન સોસાયટીના પ્રોફેસરોના સ્વાર્થત્યાગનાં દૃષ્ટાન્તની વાતોનું વાતાવરણ પેટલાદ બોર્ડિંગમાં ફેલાયું હતું. તેની અસરથી પ્રેરાઈ, સરકારી નોકરી મેળવવામાં વિના કારણ થતા વિલંબથી કંટાળેલા ભોકરેએ મોતીભાઈને ડેક્કન એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થા કાઢવા સૂચના કરી અને જો એવી સંસ્થા નીકળે તો તેમાં પોતે જોડાવાની ઇચ્છા જાહેર કરી.

ભોકરે જેવા અનેક વિદ્યાર્થીઓ કૉલેજોમાં ભણતા હતા, અને ગ્રેજ્યુએટ થવાની તૈયારીમાં હતા. એટલે મોતીભાઈએ ભોકરેની દરખાસ્ત વિચારી જોઈ. પણ આર્થિક દૃષ્ટિએ તે વ્યવહારુ ન લાગી.

પાછળથી ભોકરેને સરકારી નોકરી મળી ગઈ, એટલે તે પ્રશ્ન ક્ષણભર ઝબકી અદૃશ્ય થયો.

*

ભોકરે કૉલેજમાં ભણવા ગયા ત્યારે તેમની જગાએ તેમના જ એક વિદ્યાર્થીને કામ કરવાનું આવ્યું. એ વિદ્યાર્થી પેટલાદ બોર્ડિંગના આવા વિદ્યાર્થીઓમાંના એક હતા. અને બોર્ડિંગના આદર્શોને ઝીલનાર વિદ્યાર્થીઓમાં તેમનું સ્થાન અજોડ ગણાતું હતું. બોર્ડિંગે પહેલે વર્ષે વિદ્યાર્થીઓને ઉત્તમ ચારિત્ર્યનું ઇનામ આપવાની યોજના કરી હતી. તે ઇનામ એમને મળ્યું હતું. પાછળથી એ પ્રથા બંધ કરવામાં આવી હતી. પણ પહેલું ઇનામ મેળવનાર એ વિદ્યાર્થી સૌ કોઈના મનમાં વસી ગયો હતો એ સ્પષ્ટ હતું.

આ વિદ્યાર્થી તે સ્વ. અંબાલાલ મોતીભાઈ પટેલ. તે સોજીત્રાના વતની હતા અને ધનવાન પિતાના એકના એક પુત્ર હતા. મૅટ્રિક પાસ થઇ તે કૉલેજમાં અભ્યાસ કરવા ગયેલા. પણ પિતાએ પુત્રને પોતાના ધંધામાં જોડવાના ઇરાદાથી તેમનું ભણવાનું છોડાવેલું. પિતાની આજ્ઞાને કારણે તેમણે ભણવાનું છોડયું પણ પિતાના ધંધામાં ચેન ન પડયું. એટલે ઘર છોડી પેટલાદ જઈને તે રહ્યા. ત્યાં શાળામાં શિક્ષકની નોકરી લીધી, અને બોર્ડિંગમાં મોતીભાઈની સાથે કામ કરવા માંડયું. પાછળથી ભોકરેની જગા ખાલી પડતાં તેમનું કામ તેમણે સંભાળી લીધું.

અંબાલાલ દેખાવે કદરૂપા અને માંદલા હતા. તેમની અભ્યાસી અને સેવાભાવી વૃત્તિ પ્રત્યે તેમના પિતાને અણગમો હતો. પત્નીને હિસ્ટીરિયાનું દર્દ હતું. આ બધું હોવા છતાં શિક્ષક તરીકેના પોતાના કર્તવ્યમાં તે એટલા તન્મય હતા કે, મોતીભાઈ અને તેમના સાથીઓનાં હૃદયમાં તેમણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. શિક્ષક અને બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટ તરીકેની આકરી ફરજો બજાવવા ઉપરાંત તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો, અને છેવટે પિતાની ઇચ્છા વિરુદ્ધ તે ફરી કૉલેજમાં ગયા.

કૉલેજમાં જનાર સૌ વિદ્યાર્થીઓ બોર્ડિંગના આદર્શો સાથે લઈ જતા અને જ્યાં જતા ત્યાં નવી ભાત પાડતા. એમની સાદાઈ, નમ્રતા, અભ્યાસ કરવાની ધગશ, રમતગમતો, જાહેરકામો કરવાનો

ઉત્સાહ વગેરે કૉલેજના વાતાવરણમાં અપૂર્વ ગણાતું, અને તે માનને પાત્ર બનતા. પણ અંબાલાલે એ બધામાં વળી નોખી ભાત પાડી. એમણે બોર્ડિંગના આદર્શો પ્રમાણે જીવવાનો આગ્રહ કૉલેજમાં પણ સેવ્યો અને બીજા વિદ્યાર્થીઓને તેનો રંગ લગાડ્યો. જેમ જેમ તે આગળ વધ્યા તેમ તેમ તેમના આદર્શો ખીલતા ગયા, અને વિદ્યાર્થી વર્ગમાં તેનો પ્રચાર વધતો ગયો. તેમની મારફતે જ મોતીભાઈએ 'ઓલ્ડ બોર્ડર્સ ઍસોસિયેશન' સ્થાપ્યું, અને તેમની મારફતે જ બોર્ડિંગના આદર્શો સમાજમાં ફેલાવાની આશા બંધાઈ.

અંબાલાલ આમ ભણતાં ભણતાં ભણાવતા અને ભણાવતાં ભણાવતાં ભણતા. એમ કરતાં તે બી. એ. ના વર્ગ સુધી પહોંચ્યા. ભોકરેનો 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' જેવી સંસ્થા ચરોતર માટે કાઢવાનો વિચાર તેમના દિલમાં વસી ગયો હતો. તે વિચારનો અમલ કરવા તેમણે મોતીભાઈને ફરીથી સૂચવ્યું. આ વખતે બોર્ડિંગના પંદર-વીસ વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થવાની તૈયારીમાં હતા. તેમનો લાભ લેવાની આ ઉત્તમ તક હતી. તેથી ચરોતરમાં કેળવણીનો પ્રચાર કરવાનું 'મિશન' સ્થાપવું હોય તો તે માટે આવી તક ફરી નહિ મળે, એમ અંબાલાલે આગ્રહપૂર્વક જણાવ્યું.

મોતીભાઈએ આ ઉપર ફરી વિચાર કર્યો. બીજા વિદ્યાર્થીઓને તે જણાવી તેમનો અભિપ્રાય મેળવ્યો. માલૂમ પડ્યું કે અંબાલાલની માફક પૂના અને મુંબઈમાં ભણતા બીજા વિદ્યાર્થીઓએ પણ કેળવણીપ્રચારના કામમાં જીવન અર્પવાનો સંકલ્પ સ્વતંત્ર રીતે કરેલો હતો. એ બધાનો આ વિચારને ટેકો હતો. એટલે ૧૯૧૪ના ડિસેંબરમાં બાંધણી (તાલુકે પેટલાદ) મુકામે 'ઓલ્ડ બોર્ડર્સ ઍસોસિયેશન'ની ચોથી બેઠક મળી, ત્યાં આ વિચાર વિદ્યાર્થીઓ સમક્ષ જાહેર રીતે મૂકવામાં આવ્યો. તેના ઉપર ચર્ચા થઈ. પરિણામે ચરોતર પ્રદેશ માટે 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' જેવી સંસ્થા કાઢવાનો નિર્ણય થયો, એવી સંસ્થા નીકળે તો તેમાં સ્વયંસેવક તરીકે જોડાવા ત્રણ વિદ્યાર્થીઓએ ઉમેદવારી જાહેર કરી અને બાકીનાએ એક યા બીજા વર્ગના સભાસદ થવાનું જાહેર કર્યું.

પહેલો ફાલ વિપુલ હતો અને કીમતી નીવડ્યો.

## ૪

# ચરોતર એજ્યુકેશન સોસાયટી—શરૂઆત

### (૧૯૧૫)

પૂનાની 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના જેવી એક 'સોસાયટી' ચરોતર પ્રદેશ માટે કાઢવી એવો નિર્ણય થયો. તેને માટે કામ કરનાર સ્વયંસેવકો પણ મળ્યા. પણ તેમને કામ શું આપવું? ક્યાં આપવું? અને નાણાં ક્યાંથી લાવવાં? એ પ્રશ્નોનો નિકાલ કરવા મોતીભાઈએ 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના કામકાજનો અભ્યાસ કરી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ની યોજના ઘડી કાઢવાનું ઠરાવ્યું, અને તે દરમ્યાન જ્યાં માગણી થાય કે અનુકૂળતા હોય તેવાં ગામોમાં સ્વયંસેવકોને કામ કરવા મોકલવાની નીતિ સ્વીકારી નવા વર્ષની શરૂઆતથી જ કામ શરૂ કરવા તજવીજ કરી.

શરૂઆતમાં ત્રણ સ્વયંસેવકો હતા. તેમાંના સોજીત્રાના વતની સ્વ. અંબાલાલ મોતીભાઈ પટેલ, બી. એ. અને કરમસદના વતની શ્રી. ભીખાભાઈ કુબેરભાઈ પટેલ, બી. એ. એ બે જણને બોરસદમાં તા. ૩–૧–'૧૫ થી મૂક્યા અને ત્રીજા બાંધણીના વતની શ્રી. ગોવર્ધનભાઈ કાળિદાસ પટેલ, બી. એ. ને વસોમાં મૂક્યા.

બોરસદમાં તે વખતે છ ધોરણની અંગ્રેજી શાળા અને ટગુમગુ કરતી બોર્ડિંગ ચાલતી હતી. તેના સંચાલકો સાથે પેટલાદ બોર્ડિંગને અંગે મોતીભાઈને પરિચય હતો, તેથી સ્વયંસેવકોને તેમની મારફત હાઈસ્કૂલમાં કામ કરવાની અનુકૂળતા આપવામાં આવી.

વસોમાં મોતીભાઈના વિદ્યાર્થીકાળથી અંગ્રેજી શાળા શરૂ થઈ હતી અને ચાર ધોરણ સુધી તેમના વખતમાં જ પહોંચી હતી. ત્યાર પછી દશ–અગિયાર વર્ષે (૧૯૦૦માં) તેમાં પાંચમું ધોરણ નીકળ્યું હતું. ત્યાર પછી બીજાં દશ–અગિયાર વર્ષે (૧૯૧૨માં) સરકારે એ શાળા માટે રૂા. ૧૮,૯૨૫ ને ખર્ચે મકાન પણ બાંધ્યું હતું. ત્યારથી સંખ્યા વધતી જતી હતી. આજુબાજુનાં ગામડાંમાંથી વિદ્યાર્થીઓ પગે ચાલીને એ શાળામાં ભણવા આવતા. ગામના

લોકોમાં પણ અંગ્રેજી ભણવાની વૃત્તિ જાગ્રત થઈ હતી. લગભગ બધાં ધોરણોમાં બબ્બે વર્ગો થયા હતા, અને પહેલાં બે ધોરણોમાં તો ત્રણ ત્રણ વર્ગો હતા. એ બધા વિદ્યાર્થીઓને આગળ અભ્યાસ કરવા બહારગામ જવું પડતું. તેમાંના ઘણાને બહારગામ ભણવાનું ખર્ચ પોષાતું નહિ. મોતીભાઈની આ શાળા ઉપર પહેલેથી નજર હતી, અને વિદ્યાર્થીઓને પડતી મુશ્કેલીઓનો તેમને રોજ રોજ અનુભવ થતો હતો. તે કેટલાકને મદદ મેળવી આપતા અને પેટલાદ બોર્ડિંગમાં ઘણાને અનુકૂળતા મળતી. છતાં ઘણા રહી જતા.

આ વસ્તુસ્થિતિનો ઉપાય કરવા અને ગામની કેળવણીના પ્રશ્નોનો ઉકેલ કરવા 'યુવક મંડળ' સ્થાપ્યું હતું. તે આ વખતે કામ લાગ્યું. સોસાયટીના સ્વયંસેવકોને કામ કરવાનું ક્ષેત્ર પૂરું પાડવા માટે જ આ 'યુવક મંડળ'ની જવાબદારી ઉપર વસોની અંગ્રેજી શાળાને અંગે છઠ્ઠા ધોરણનો વર્ગ શરૂ કરવામાં આવ્યો, અને બહારગામ ભણવા જવાથી મળતા લાભ વિદ્યાર્થીઓને ગામમાં પણ મળે તે માટે તે વર્ગ સાથે જ અભ્યાસગૃહ પણ શરૂ કરવામાં આવ્યું (તા. ૧૬–૧–'૧૫).

આ બે પ્રવૃત્તિઓ માટે બે ગ્રેજ્યુએટ શિક્ષકો જોઈએ. તે બંને પેટલાદ બોર્ડિંગના તાજા ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓમાંથી જ મળી રહ્યા. તેમાંના એક વસોના જ વતની શ્રી. જગજીવનદાસ દામોદરદાસ શાહ, બી. એ. હતા તેમને હેડમાસ્તર નીમ્યા, અને તેમની સાથે કામ કરવા સોસાયટીના ત્રીજા સ્વયંસેવક બાંધણીના શ્રી. ગોવર્ધનભાઈ કાળિદાસ પટેલને નીમ્યા.

*

આ નવી પ્રવૃત્તિથી 'યુવકમંડળ'ની જવાબદારી વધી. આજ સુધી કેટલીક નાની નાની પ્રવૃત્તિઓ ચાલતી હતી, તેનું ખર્ચ જેમ તેમ કરી મેળવાતું. પણ હવે વાર્ષિક રૂપિયા એક હજારથી બે હજારની જવાબદારી આવી. તે માટે સરકારી ગ્રાન્ટ મળવાની આશા હતી, છતાં તેટલાથી કામ ચાલે તેમ નહોતું. અને કેળવણીનાં કામ માટે કોઈ નાણાં આપે તેમ નહોતું.

આ તકે મોતીભાઈએ એક યોજના અજમાવી. કેટલાંક વર્ષ ઉપર તેમણે છાપામાં વાંચેલું કે 'મદ્રાસ ઇલાકામાં એવી યોજના

વિચારવામાં આવી છે કે વર્ષમાં એક દિવસ મુકરર કરી ગામના ઘણા સંભાવિત ગૃહસ્થો પરોપકારાર્થે ભિક્ષા લેવા નીકળે, એ દિવસને રાષ્ટ્રીય દિવસ કહેવો, અને એ દિવસે મળેલા દાનને દેશોપયોગી કોઈ સારા કાર્યમાં ખર્ચવા આપવું.' આ વિચાર તેમને ગમી ગયેલો અને તેનો અમલ ચરોતર પ્રદેશમા કરવાનો તેમણે સંકલ્પ કરેલો, પણ તે માટે તક મળેલી નહિ.

આ પછી સંવત ૧૯૬૭ માં ગુજરાતમાં દુકાળ પડેલો ત્યારે તેને અંગે રાહતકાર્યમાં મદદ કરવા નાણાં મેળવવા મુંબઈમાં 'સોશિયલ સર્વિસ લીગે' આ વિચાર પ્રથમ (સંવત ૧૯૬૮માં) અજમાવેલો. તે સમાચાર જાણી વડોદરા કૉલેજમાં ભણતા પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓએ દુષ્કાળરાહતના જ કામમાં મદદ કરવા એ વિચાર વડોદરામાં અજમાવવાની મોતીભાઈને દરખાસ્ત કરી. મોતીભાઈએ તે વધાવી લીધી, અને તે વખતે વડોદરા કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરતા તેમના મિત્ર હાલ સ્વ૦ શ્રી. ડાહ્યાભાઈ પુરોહિતને તે કામની વ્યવસ્થા કરવાનું સોંપ્યું. કૉલેજના પ્રિન્સિપાલે પણ એ વિચાર વધાવી લીધો. અને પ્રો. પુરોહિતની આગેવાની, બીજા પ્રોફેસરોનો સહકાર અને કૉલેજના વિદ્યાર્થીઓની મદદથી એક જ દિવસના પ્રયત્નથી વડોદરા શહેરમાંથી દુષ્કાળરાહતના કામ માટે એક હજાર રૂપિયા એકઠા થયેલા.

આ પ્રયોગ વડોદરામાં સફળ થયો તે જોઈ, સોજીત્રાના વિદ્યાર્થીઓએ સ્વ૦ અંબાલાલની પ્રેરણાથી તે પોતાના ગામમાં અજમાવેલો અને એક દિવસમાં સો રૂપિયા મેળવી તે વડે ગાયોને ઘાસ નાખેલું.

આમ આ વિચાર વ્યવહારમાં સફળ ઊતર્યો હતો. પણ એ સફળતા દુષ્કાળને કારણે હતી એમ માન્યું હતું. સામાન્ય સંજોગોમાં લોકો આવું દાન ન આપે એમ કેટલાકનો મત થયો હતો. પણ મોતીભાઈ એમ હારે તેવા નહોતા. કેળવણીનાં કામો માટે નાણાં મેળવવા આ વિચારને અજમાવવા તે આતુર હતા. વસોમાં 'યુવક મંડળ' સ્થપાયું અને 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ના સ્વયંસેવકોએ કામ શરૂ કર્યું એટલે તેમને એ અજમાયશ કરવાની તક મળી. વધારામાં તે જ વર્ષે, સંવત ૧૯૭૧માં, હિંદુઓના દાન-

મહિમાને અસાધારણ વેગ આપનાર પવિત્ર પુરુષોત્તમ માસ આવતો હતો. એટલે આ વિચાર અજમાવવા માટે એક વધુ અનુકૂળતા હતી. આ વસ્તુસ્થિતિનો વિચાર કરી મોતીભાઈએ ઘણાં વર્ષોથી સાચવી રાખેલું સ્વપ્નું વસોમાં અજમાવવાનું સાહસ ઉપાડ્યું.

ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, ઉચ્ચ શિક્ષણ પામેલા યુવકો, કોલેજોમાં તથા અંગ્રેજી નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓની એક સભા ભરી કેળવણીનાં કામો માટે નાણાંની કેટલી બધી જરૂર છે, તે તેમણે વિસ્તારથી સમજાવ્યું. કેળવણીનો લાભ ગરીબ વિદ્યાર્થીઓને આપી શકાય તે માટે લોકોએ દાન આપવું જોઈએ. સર્વ દાનમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે, દાન કરવું એ કંઈ ધનવાનોનો જ ઇજારો નથી, પણ જેનામાં ધર્મભાવના હોય તે સૌ કોઈ યથાશક્તિ દાન કરી શકે છે. એવાં દાન કરવાની ભાવના ગરીબમાં ગરીબ માણસોમાં પણ હોય છે. તે માટે તેઓ કંઈ કંઈ કષ્ટ વેઠી નાણાં બચાવતા હોય છે, અને પોતાને જેમાં શ્રદ્ધા હોય તેવાં કામોમાં ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપે છે. એટલે લોકોને વિદ્યાદાનનું મહત્ત્વ સમજાય અને તેમની આ દાનવૃત્તિ વિદ્યાદાનનાં કામોમાં ઉપયોગમાં લેવાય, તો ગામમાં કેળવણીનાં ઘણાં કામો થઈ શકે અને ગરીબ વિદ્યાર્થીઓને ભણવામાં મદદ કરી શકાય. આ સર્વ હકીકતો સભાજનો સમક્ષ લાગણીપૂર્વક રજૂ કરવામાં આવી, અને ગરીબમાં ગરીબ માણસ પણ વર્ષમાં એક દિવસ ઓછામાં ઓછા બે આના વિદ્યાપ્રચારના પવિત્ર કાર્યમાં આપી શકે તે હેતુથી ગામમાં ઘેર ઘેર ફરી ઉઘરાણું કરવા 'વિદ્યાદાનના પવિત્ર દિવસની પરોપકારી યોજના' વસોમાં અજમાવવાની જાહેરાત કરી અને તેમાં સાથ આપવાની સભાને વિનંતી કરી.

વધુમાં એ પણ ઉમેર્યું કે, આ યોજનાથી ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવાનું પુણ્ય ગામલોકોને મળશે. તે ઉપરાંત ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને વિદ્યાર્થીઓ ગરીબોને માટે વિદ્યાદાન ઉઘરાવવા વર્ષમાં એક દિવસ ગામમાં ઘેર ઘેર ફરશે તેથી લોકોને વિદ્યાદાનનો મહિમા સમજાશે, તેઓ એવાં કામોમાં દાન આપતાં શીખશે, અને ગામનાં બાળકોને ગરીબોની સેવા કરવાની તાલીમ જીવનની શરૂઆતથી જ મળવા લાગશે, તેથી ગામને ભવિષ્યમાં ઘણા લાભ થશે.

આવી સભાઓ ગામમાં ત્રણચાર સ્થળે ભરવામાં આવી, અને યોજનાનું રહસ્ય લોકોને ઠસાવવામાં આવ્યું. તેને સારો આવકાર મળતાં ગામના સત્તર વિભાગ પાડી દરેક વિભાગમાં વિદ્યાદાન ઉઘરાવનાર નાનાં નાનાં મંડળો નીમવામાં આવ્યાં. તેમાં તે તે વિભાગના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ, એક કૉલેજનો વિદ્યાર્થી, અને બે બીજા વિદ્યાર્થીઓ એટલાની પસંદગી કરવામાં આવી. આ મંડળોએ વિદ્યાદાનના પવિત્ર દિવસની ગામમાં ખૂણે ખૂણે જાહેરાત કરી અને એક અઠવાડિયા સુધી એ પ્રચાર ચાલુ રાખી એ અપૂર્વ દિવસને નજરે જોવાની લોકોમાં ઉત્સુકતા જગાડી.

દિવસ નજીક આવતો ગયો તેમ તેમ દાન ઉઘરાવનાર સ્વયં-સેવકોને લોકો સાથે કેમ વર્તવું તે વિગતવાર સમજાવવામાં આવ્યું. દાન વિનયથી માગવું, લોકો દાન આપે કે ન આપે, કોઈ અપમાન પણ કરે તોપણ માઠું નહિ લગાડવું અને વિનય ન ચૂકવો, દાન આપવા કોઈને દબાણ ન કરવું, ભાવથી જે આપે તે જ લેવું, વગેરે શિખામણો આપવામાં આવી. કુલીન અને પ્રતિષ્ઠિત કુટુંબના ગૃહસ્થો અને યુવાનોને ઘેર ઘેર ભિક્ષા માગવાનો આ પહેલો જ પ્રસંગ હતો. તેથી તેમને સંકોચ થાય એ સ્વાભાવિક હતું. તેથી છેવટ સુધી તેમનામાં ઉત્સાહ રેડવાની અને ટકાવી રાખવાની ખાસ જરૂર હતી. તે માટે નીચેનો સુપ્રસિદ્ધ દોહરો સૌને કંઠે કરાવવામાં આવ્યો :

'મર જાઉં માગું નહિ, અપને તનકે કાજ,
પરમારથકે કારણે માગું, ન સમજું લાજ.'

ઠરાવ્યા મુજબ સંવત ૧૯૭૧ના પુરુષોત્તમ માસની સુદ ૧૧, તા. ૨૫-૪-૧૯૧૫ ને રવિવારે પ્રાતઃકાળે 'વિદ્યાદાનના પવિત્ર દિવસની પરોપકારી યોજના'ના જન્મની શુભ વધાઈઓ ગવાવા માંડી. સ્વયંસેવકો અને ગામના સદ્‌ગૃહસ્થોની એક ભજનમંડળી તંબૂરો, મંજીરા અને કાંસીજોડાની મદદથી વિદ્યાદાનનો મહિમા ગાતી ગામમાં ફરવા નીકળી પડી.

'વિદ્યાના વિલાસી રે, વસોના નિવાસી રે
ઊઠો, જાગો, વિદ્યાદાન આપવા હોજી.'

એ ધ્રુવપદવાળા ભજનના સૂરો ઝડપથી વહેતા પાણીના પૂરની પેઠે ગામની શેરીઓમાં ફરી વળ્યા અને સેંકડો વર્ષોની અજ્ઞાનતંદ્રામાંથી

વસોની જનતા ઝબકીને જાગી: વિદ્યાદાનનો મહિમા આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, હિંદુમુસલમાન સૌના કાનમાં ગુંજી રહ્યો.

ભજનમંડળીનો રસ્તામાં ભાવિક નગરજનોએ સત્કાર કર્યો, અને વિદ્યાદાનના પવિત્ર દિવસને લોકોએ આશ્ચર્ય અને કુતૂહલથી વધાવ્યો. ઠરેલી યોજના પ્રમાણે સવારે સ્વયંસેવકો વિદ્યાદાન ઉઘરાવવા ગામમાં નીકળી પડયા. ધાર્યું હતું તે કરતાં પણ વધુ ઉત્સાહ અને પ્રેમથી ધનવાનોએ અને ગરીબમાં ગરીબ લોકોએ, સ્ત્રીઓએ અને પુરુષોએ, હિંદુઓએ અને મુસલમાનોએ સૌએ પોતપોતાનો ફાળો આપ્યો. ભૂખ-તરસ, કે બપોર-સાંજની પરવા કર્યા વિના સ્વયંસેવકો ઘેર ઘેર ફરી વળ્યા, અને સાંજના ૭ વાગતા સુધીમાં રૂા. ૬૪૨-૬-૦ એકઠા થયેલા જણાયા. એ રકમ ધાર્યા કરતાં બમણી હતી. આઠ હજારની વસ્તીમાંથી ૯૬૮ સ્ત્રીપુરુષોએ એમાં ફાળો આપ્યો હતો.

બીજે દિવસે ગામની સભા ભરી એકઠાં થયેલાં નાણાંની રકમ અને તે ખર્ચવાની યોજના જાહેર કરવામાં આવી, સ્વયંસેવકોને થયેલા અનુભવો કહી સંભળાવવામાં આવ્યા, દાન આપનાર તેમ જ લેનારને ધન્યવાદ આપવામાં આવ્યા, અને સાંજે સઘળા કાર્યકર્તાઓને 'યુવક મંડળ' દ્વારા દરબારશ્રી ગોપાળદાસે અલ્પાહારનું માન આપ્યું.

*

'વિદ્યાદાનના પવિત્ર દિવસની પરોપકારી યોજના'નો પહેલો પ્રયોગ સંપૂર્ણ રીતે સફળ થયો, તેથી 'યુવકમંડળ'માં આત્મશ્રદ્ધા જન્મી. આ અરસામાં અંગ્રેજી છઠ્ઠું ધોરણ અને તેને અંગે અભ્યાસગૃહ તાજાં જ નીકળ્યાં હતાં. તેમાં થતી પ્રવૃત્તિઓએ નવું વાતાવરણ જમાવવા માંડયું હતું; અને ઉત્સાહ વધતો જતો હતો. એ ઉત્સાહના વાતાવરણમાં એક નાનકડી પ્રવૃત્તિ જે આ અગાઉ જન્મી હતી તેને વેગ મળ્યો.

વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં બાળકોને માટે રમતગમતોનાં સાધનોવાળો એક વિભાગ ખોલવામાં આવ્યો હતો, તેને અનુસરીને વસોના પુસ્તકાલયમાં પણ બાળકોને માટે રમતોનાં સાધનો લાવવા માંડયાં હતાં. અને અઠવાડિયામાં એ દિવસ શાળાઓમાંથી બાળકોને પુસ્તકાલયમાં લાવી એ સાધનોનો ઉપયોગ કરી બતાવવામાં આવે

એવી યોજના કરી હતી. બાળકો તેમ જ તેમના શિક્ષકો અને વડીલો માટે એ સાધનો એક ચમત્કાર હતો. એની તેમના ઉપર અદ્‌ભુત અસર થતી, અને બાળકો તે તરફ આકર્ષાતાં જતાં હતાં. પરિણામે વડોદરાની માફક વસો પુસ્તકાલયમાં બાળકો પણ આવવા લાગ્યાં હતાં.

આ સાધનો સાથે બાળશિક્ષણનાં પુસ્તકો પણ સેંટ્રલ લાયબ્રેરીમાં આવ્યાં, અને બાળકોની કેળવણીનું સતત ચિંતન કરી રહેલા મોતીભાઈને હાથ તે ચઢયાં. આ અગાઉ પેટલાદમાં તેમના બાળમિત્ર ભલાભાઈના હાથમાં 'મોંટેસોરી હેંડબુક' નામનું પુસ્તક આવેલું. પેટલાદ મહાલના ઇન્સ્પેક્ટરની ઑફિસમાં તેને ટેબલ પર પડેલું તેમણે જોયેલું, અને કુતૂહલથી પ્રેરાઈ વાંચવા માગેલું. એમાં એવી ચમત્કારી વાતો હતી કે તેનાથી તેમનું શિક્ષકહૃદય મુગ્ધ બન્યું અને એ વિચારો જાતે અજમાવવાના પ્રયત્નો તેમણે શરૂ કર્યા. પુસ્તકમાં લખ્યા પ્રમાણે સાધનો તેમણે સુથાર પાસે તૈયાર કરાવ્યાં અને તેનો ઉપયોગ કરવા માંડ્યો. અનુભવે એ પુસ્તકમાં વર્ણવેલા ચમત્કારોની તેમને ખાતરી થઈ.

મોતીભાઈને એ જ પુસ્તક અને તેવાં બીજાં હાથ લાગ્યાં હતાં. તેની ભલાભાઈને વાત કરતાં તેમણે પોતાના પ્રયોગોની હકીકત કહી. બંનેને સાનંદાશ્ચર્ય થયું. જ્ઞાનપ્રચારક મોતીભાઈને જ્ઞાન-પ્રચારનું એક વધુ સાધન હાથ લાગ્યું. તેમણે તરત જ એ પુસ્તકોમાં લખેલા વિચારો પ્રમાણે બાળકોને શિક્ષણ આપવાનો પ્રયોગ વસોમાં અજમાવવાનો નિર્ણય કર્યો. તે માટે પુસ્તકાલયમાં વસાવેલાં બાળકોને ઉપયોગી સાધનોએ જ ભૂમિકા તૈયાર કરી હતી.

બાળકોને માટે રમતોનાં સાધનો અપાયા પછી એક વખત વિદ્યાધિકારી સાહેબ વસોની મુલાકાતે આવેલા. તે પુસ્તકાલય જોવા આવ્યા ત્યારે તેમની સાથે બાળકો માટે પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન બાંધવાની વાત થયેલી. તે તેમને ગમી ગયેલી. અને રૂપિયા બે હજાર લોકમદદ ઊભી કરવામાં આવે તો સરકાર અને પ્રાંતપંચાયત મળી રૂપિયા ચાર હજાર આપે અને એમ કરી રૂપિયા ૭ હજારનું બાલ પુસ્તકાલય બાંધી શકાય એવી સૂચના કરેલી. આ અરસામાં મોતીભાઈના પ્રિય શિષ્ય રા. ગોપાળદાસનાં પત્ની ગુજરી ગયાં હતાં. તેમના સ્મરણાર્થે બાલપુસ્તકાલય માટે લોકમદદ તરીકે બે હજાર

રૂપિયા આપવાની મોતીભાઈએ રા. ગોપાળદાસને સૂચના કરી. તે તેમણે તરત વધાવી લીધી, અને તે જ દિવસે પુસ્તકાલયના મકાનની જોડેની જમીન ખરીદી લઈ ત્યાં તે જ વિદ્યાધિકારી — મે. મસાણી — સાહેબને હાથે વસો બાલપુસ્તકાલયના મકાનનો પાયો નંખાયો (તા. ૨૧-૩-'૧૪).

રા. ગોપાળદાસનાં પત્ની ત્રણેક વર્ષના એક પુત્રને મૂકતાં ગયાં હતાં. તેને ઉછેરવાનો વિકટ પ્રશ્ન તેમને મૂંઝવતો હતો. અને ગોપાળદાસની મૂંઝવણ તે મોતીભાઈની પણ મૂંઝવણ હતી. આ મૂંઝવણનો ઉકેલ 'મોંટેસોરી હૅંડબુક'ના વિચારોએ સૂચવ્યો. અથવા કહો કે એ વિચારોનો પ્રયોગ કરવાની ધગશને આ મૂંઝવણે એક કાર્યક્ષેત્ર પૂરું પાડ્યું: ચિ. સૂર્યકાન્તને મોંટેસોરીના સિદ્ધાન્તો પ્રમાણે શિક્ષણ આપવાનું ઠર્યું.

પણ ચિ. સૂર્યકાન્તને જે લાભ મળે તે ગામના બીજા સૂર્યકાન્તોને પણ મળવો જોઈએ. એ ભાવના ગોપાળદાસ અને મોતીભાઈ બંનેમાં સરખી રીતે તીવ્ર બનેલી હતી. એટલે સૂર્યકાન્તના શિક્ષણની સાથે ગામનાં બાળકોના શિક્ષણ માટે પણ પ્રયોગ આરંભાયો. તરત મુંબઈથી જરૂરી સાધનો મંગાવવામાં આવ્યાં, અને એક બે લત્તામાં તેનું પ્રદર્શન ભરવામાં આવ્યું. ત્યાં બાળકો અને તેમનાં માબાપોની સમક્ષ એ સાધનોનો ઉપયોગ કરી બતાવવામાં આવ્યો અને જેને એ સાધનોનો લાભ લેવો હોય તેને પોતાનાં બાળકોને ચિ. સૂર્યકાન્ત સાથે રમવા 'ભાઉસાહેબ'ની હવેલીમાં મોકલવાનું સૂચવવામાં આવ્યું. તા. ૧-૧-'૧૫થી આ રીતે 'ભાઉસાહેબ'ની હવેલીમાં ગુજરાતનું મોંટેસોરી પદ્ધતિનું પહેલું બાલમંદિર શરૂ થયું.

થોડાંક માબાપોએ આ તકનો લાભ પોતાનાં બાળકોને આપવા માંડ્યો. બાળકો, માબાપો, શિક્ષકો અને મોતીભાઈ — સૌને માટે આ નવીન અનુભવ હતો. સૌને સાથે શીખવાનું હતું. જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ નવા નવા કોયડા ઉકેલવાની જરૂર ઊભી થઈ. એક શિક્ષકને આ કામ સોંપવામાં આવ્યું હતું. તે બાળકોને સાધનોની મદદથી રમાડતો, પણ શિક્ષણની દૃષ્ટિએ પુસ્તકમાં લખેલા વિચારો વ્યવહારમાં ઊતરે છે કે નહિ તે સમજવાનું એનું ગજું નહોતું. એ માટે તો વધારે સારી

લાયકાતવાળા શિક્ષકો જોઈએ, એક નહિ પણ ઘણા જોઈએ, અને બધાના સહકારથી પ્રયોગ ચાલવો જોઈએ. બીજા શબ્દોમાં, એ માટે તો એક સ્વતંત્ર શાળા જોઈએ.

'યુવક મંડળે' એ શાળા જમાવવાનો નિર્ણય કર્યો. મોતીભાઈએ તરત જ શાળાની યોજના વિચારી જોઈ અને માસિક રૂા. ૧) ફી આપનાર ૬૦ બાળકોનાં નામ મેળવી આપવામાં આવે તો શાળા શરૂ કરવાની જવાબદારી ઉપાડવાનું જાહેર કર્યું. 'યુવક મંડળે' એ બીડું ઝડપ્યું અને ફી સાથે નામોની યાદી મોતીભાઈના હાથમાં મૂકી.

મોતીભાઈએ શાળાની યોજના ઘડી. ગોપાળદાસે ગામ બહાર આવેલા પોતાના બાગનાં મકાનો તે માટે વાપરવા આપ્યાં અને તા. ૨–૮–'૧૫થી ચાર ધોરણ અને બે બાળવર્ગો મળી ૭ વર્ગોની 'વસો નવી ગુજરાતી શાળા' સો વિદ્યાર્થીઓથી શરૂ થઈ. ગુજરાતની આ પહેલી મોંટેસોરી શાળા હતી.

*

'નવી ગુજરાતી શાળા' સ્થપાયા પછી ત્રણ માસે જ્ઞાન-પ્રચારની એક વધુ પ્રવૃત્તિ શરૂ કરવાની તક પ્રાપ્ત થઈ.

પૂનાના 'હિંદ સેવક સમાજ'માં તાજેતરમાં જોડાયેલા શ્રી. અમૃતલાલ વિ. ઠક્કર નવેંબર માસમાં ગુજરાતના પ્રવાસે નીકળ્યા. 'હિંદ સેવક સમાજ'ના સ્થાપક દેશભક્ત ગોખલે અને તેમના ગુરુ ન્યાયમૂર્તિ રાનડેના આદર્શોથી મોતીભાઈ શરૂઆતથી જ રંગાયેલા હતા અને તેમને પગલે ચાલવા પંદર વર્ષથી મથી રહ્યા હતા. એટલે એ આદર્શોને જ વરેલી સંસ્થાને જીવન અર્પનાર શ્રી. ઠક્કર સાહેબ પ્રત્યે તેમને અપૂર્વ માન થયું હતું, અને તેમની પાસેથી કંઈ કંઈ પ્રેરણાઓ મેળવવા તે ઉત્સુક હતા. તે માટે તેમણે તક સાધી, અને વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને ઠક્કર સાહેબનો પરિચય કરાવવા તેમને પેટલાદ બોલાવી ગયા.

આ વખતે પેટલાદની રંગશાળાની મુલાકાત લેતાં, રંગશાળાના મજૂરો ભણેલા છે કે નહિ તેની ઠક્કર સાહેબે સહજ પૂછપરછ કરી. આ વર્ષોમાં દિલ્હીની વડી ધારાસભામાં પ્રાથમિક કેળવણીનો ઠરાવ પસાર કરાવવા ગોખલે જોરશોરથી પ્રયત્ન કરતા હતા.

વડોદરા રાજ્યમાં તો મફત અને ફરજિયાત કેળવણીનો કાયદો દશેક વર્ષથી થયો હતો. એટલે પેટલાદ જેવા કેળવણીના ધામમાં મિલમજૂરો નિરક્ષર હોય એ જોઈ સ્વાભાવિક રીતે જ ઠક્કર સાહેબને નવાઈ લાગી. તે ઉપર ચર્ચા થતાં રંગશાળાના માલિક અને પેટલાદ બોર્ડિંગના શિક્ષકોએ મળી મજૂરો માટે રાત્રીશાળા કાઢવાનું રાખ્યું (તા. ૩૦–૧૧–૧૫).

પેટલાદથી ઠક્કર સાહેબને મોતીભાઈ વસો લઈ ગયા. ત્યાં કેળવણીની વિવિધ પ્રવૃત્તિઓ તાજી જ શરૂ થઈ હતી. એ વાતાવરણમાં દેશસેવાનું વ્રત સેવતા ગુજરાતના નવા પ્રકારના સંન્યાસીના પ્રથમ આગમનનું પુણ્ય-સ્મરણ કાયમ કરવા, મોતીભાઈએ વસોમાં તા. ૧–૧૧–'૧૫ને રોજ મોટી ઉંમરનાં અભણ માણસોને અક્ષરજ્ઞાન અને સામાન્ય જ્ઞાન આપવા રાત્રીશાળા શરૂ કરી.

# ૫

# ચરોતર એજ્યુકેશન સોસાયટી–સ્થાપના

(૧૯૧૬–૧૭)

બોરસદ અને વસોમાં સ્વયંસેવકોએ કામ શરૂ કર્યા પછી મોતીભાઈએ પૂના જઈ 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના સ્વયંસેવકોની મદદથી એ સંસ્થાનાં બંધારણ અને કાર્યપદ્ધતિની બારીક તપાસ કરી. એવી બીજી સંસ્થાઓનાં બંધારણો અને ધારાધોરણોનો અભ્યાસ કર્યો, અને, તે સર્વ ઉપરથી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'-ની કામચલાઉ યોજના — Provisional Scheme — ઘડી કાઢી, તે મિત્રો તથા કેળવણીપ્રચારનાં કામોમાં રસ લેતા ગૃહસ્થો ઉપર અભિપ્રાય અને ચર્ચા માટે મોકલી આપી (ઑક્ટોબર, ૧૯૧૫). તેને ઘણો સારો આવકાર મળ્યો અને સુધારાવધારા પણ સૂચવાયા. એ સર્વ ઉપરથી પેટલાદ બોર્ડિંગ હાઉસના દસમા વાર્ષિક સંમેલન પ્રસંગે (તા. ૧૬-૪-૧૯૧૬) 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સ્થાપવાની જાહેરાત કરવામાં આવી અને સંમેલનને બીજે દિવસે (તા. ૧૭–૪–૧૯૧૬) એ કામે જ ખાસ સભા ભરવામાં આવી. આ સભાનું પ્રમુખપદ લેવા પૂનાની 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના સ્વયંસેવક અને ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ ઑન. મિ. આર. પી. પરાંજપેને ખાસ નોતરવામાં આવ્યા હતા. સોસાયટીની યોજના ઘડવામાં તેમની અને 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના બીજા અનુભવી સભ્યોની ખાસ સલાહ લેવામાં આવી હતી. એટલે મોતીભાઈએ રજૂ કરેલી યોજના અને તે વિષે થયેલી ટીકાઓ અને સૂચનાઓ ઉપર વિચાર કરવામાં તેમની હાજરીથી ઘણી સરળતા થઈ.

'મિત્રમંડળ પુસ્તકાલયો' અને 'પેટલાદ બોર્ડિંગ હાઉસ' કાઢતી વખતે જેમ બન્યું હતું તેમ, આ વખતે પણ મોતીભાઈને કેટલાક મુદ્દા ઉપર લોકમત વિરુદ્ધ નિર્ણય કરવા પડ્યા.

પ્રથમ તો આ સંસ્થા કાઢનાર અને તેને મદદ કરનાર ગૃહસ્થોનો મોટો ભાગ પાટીદારોનો હતો, અને ચરોતર પ્રદેશમાં પાટીદારોની વસ્તી મોટા પ્રમાણમાં છે. એટલે સોસાયટી પાટીદારોને માટે જ કાઢવામાં આવે એવો કેટલાકનો મત હતો. મોતીભાઈ અને તેમના શિષ્યમંડળે એવી સંકુચિત મનોવૃત્તિને સ્થાન આપવાની ના પાડી, એટલે સોસાયટી સાર્વજનિક સંસ્થા બની.

આમ છતાં એનું કાર્યક્ષેત્ર ચરોતર પ્રદેશમાં મર્યાદિત કરવાનો આગ્રહ રખાયો. તેથી કેટલાકને એમાં સંકુચિત દૃષ્ટિનો દોષ દેખાયો. પણ એમ કરવાને મોતીભાઈને સબળ કારણો હતાં. પેટલાદમાં એક દસકો કામ કરતાં તેમણે જોયું હતું કે સંગીન કામ કરવું હોય તો ગજા પ્રમાણે જવાબદારી ઉપાડવી જોઈએ. સંગીન કામ કરવા માટે ચરોતર પ્રદેશ પણ મોટું પડે તેવું ક્ષેત્ર હતું, તો એથી વિશાળ ક્ષેત્રનો તો વિચાર જ કરવાનો નહોતો. છતાં ટીકાકારોને સંતોષવા 'કાઉન્સિલ સ્વીકારે એવાં ચરોતર બહારનાં ગામો અને શહેરોમાં' કાર્ય કરવાની છૂટ રાખી.

આ રીતે એ પ્રશ્નોનો નિકાલ થયા પછી 'ચરોતર' પ્રદેશની સીમાનો પ્રશ્ન ઊભો થયો. આ પ્રદેશ એની ફળદ્રૂપ ભૂમિ અને મહેનતુ ખેડૂતો માટે મશહૂર છે. આ જમીનના માલિકો અને તેને ખેડનાર ખેડૂતો મુખ્યત્વે પાટીદારો છે. એટલે 'ચરોતર' શબ્દમાં જાણે-અજાણે પાટીદારોની અસ્મિતા દેખાય. છતાં 'ચરોતર' પ્રદેશને ગુજરાત અને હિંદનો એક ભાગ સમજી કામ કરવાનું હતું. એટલે લૌકિક અને રાજકીય સીમાઓ ઉપર બહુ વજન નહિ આપતાં ખંભાતથી શરૂ કરી મહી અને વાત્રક નદીઓ વચ્ચે આવેલા સળંગ પ્રદેશને 'ચરોતર' તરીકે સ્વીકારવામાં આવ્યો અને તેમાં આખું ખંભાત રાજ્ય, ગાયકવાડી રાજ્યના પેટલાદ અને ભાદરણ મહાલો, અને બ્રિટિશ રાજ્યનો આખો ખેડા જિલ્લો, એટલાનો સમાવેશ થાય એમ સ્પષ્ટ કરવામાં આવ્યું.

આ રીતે મહત્ત્વના મુદ્દાઓ વિષે ચોખવટ થયા પછી સોસાયટીના ઉદ્દેશોની નીચે પ્રમાણે વ્યાખ્યા કરવામાં આવી :

'ચરોતરમાં અને કાઉન્સિલ સ્વીકારે એવાં ચરોતર બહારનાં ગામો અને શહેરોમાં પ્રાથમિક, ઉચ્ચતર, વ્યાપારિક, અને

ઔદ્યોગિક કેળવણીની વૃદ્ધિ કરવી; અને જનસમૂહમાં જ્ઞાનનો ફેલાવો કરવો.

ઉપરના હેતુઓ સિદ્ધ કરવા માટે સોસાયટી નીચેની અને તેવા જ પ્રકારની પ્રવૃત્તિઓ હાથ ધરશે :

૧. જ્યાં જ્યાં જરૂર અને સગવડ હોય ત્યાં ત્યાં (अ) બોર્ડિંગ હાઉસ (વસતિગૃહો), (ब) બોર્ડિંગ સ્કૂલ (વસતિગૃહ શાળાઓ), (क) શાળાઓ, (ड) ઉપલા ધોરણના વર્ગો, (इ) પુસ્તકાલયો અને (फ) કસરત શાળાઓ સ્થાપવી.

૨. ઉપરની પ્રવૃત્તિઓ ચલાવી રહેલી ખાનગી વહીવટવાળી સંસ્થાઓને બન્ને પક્ષને અનુકૂળ શરતો પ્રમાણે પોતાની કરી લેવી, તેમનો વહીવટ કરવો, અથવા તેમના પરની દેખરેખ વગેરેનો સંબંધ સ્વીકારવો.

૩. ખરેખર ગરીબ અને બુદ્ધિમાન હોય એવા વિદ્યાર્થીઓને આ દેશમાં વા પરદેશમાં પોતાનો અભ્યાસ આગળ વધારવાને મદદ કરવાને માટે લોનફંડ અથવા સ્કૉલરશિપ ફંડ સ્થાપવાં.

૪. રૂ. ૨૫૦) અને તેથી વધારેનાં કેળવણીને લગતાં ટ્રસ્ટફંડને સ્વીકારવાં, અને (બંને પક્ષો તરફથી) નક્કી થયેલી શરતો પ્રમાણે તેમનો વહીવટ કરવો.

૫. કોઈ પણ અમુક વિષયની અથવા અમુક પુસ્તકના જ્ઞાનની સામાન્ય સ્પર્ધાની પરીક્ષાઓ લેવી, અને શારીરિક કસરત મળે તેવી રમતોના મેળાવડાની યોજના કરવી.

૬. અને ટૂંકામાં નિયમ ૨ માં લખેલા હેતુઓને અનુકૂળ થાય તેવી હરકોઈ પ્રવૃત્તિ હાથ ધરવી.'*

સ્થાપના વખતે જ સોસાયટીમાં ૧૧૫ સભ્ય નોંધાયા અને છ હજાર ઉપરાંત રૂપિયાની મદદ મળી. એટલે એના ઉદ્દેશમાં જાહેર કરેલી લગભગ બધી પ્રવૃત્તિઓ તે જ ક્ષણે હાથ ધરવામાં આવી અને સ્થાપનતારીખથી જ સોસાયટી બંધારણપૂર્વકની સંસ્થા તરીકે કામ કરતી થઈ.

*

* 'કેળવણી', એપ્રિલ, ૧૯૧૭, જાહેરખબર.

સોસાયટીની આમ રીતસર સ્થાપના થઈ એટલે પેટલાદ બોર્ડિંગના એક જૂના વિદ્યાર્થીએ પોતાના ગામ — આણંદ — ના આગેવાનોને આણંદ ગામની અંગ્રેજી નિશાળનો વહીવટ સોસાયટીને સોંપવાની સલાહ આપી, અને તે માટે જરૂરી તજવીજ કરવા તેમને મોતીભાઈ પાસે મોકલ્યા. લોકો સોસાયટીનો આટલો જલદી લાભ લેશે એમ મોતીભાઈએ માન્યું નહોતું. તેમની પાસે આવો બોજો ઉપાડવા માટે માણસો કે નાણાં નહોતાં. એટલે તેમને આણંદના લોકોની માગણી સ્વીકારવી એ સાહસ લાગ્યું. છતાં ના તો પડાય નહિ. એટલે તેમણે આકરી શરતો મૂકી: (૧) સોસાયટીને શાળાનો સંપૂર્ણ વહીવટ સોંપવો. તેમાં ગામલોકોની દરમ્યાનગીરી ન ચાલે. (૨) પહેલાં ત્રણ વર્ષની ખોટ પેટે રૂ. ૨૦૦૦) ગામલોકોએ પહેલા આપવા.

આણંદના ઉત્સાહી લોકોએ આ શરતો તરત સ્વીકારી અને બે હજાર રૂપિયાની થેલીઓ ખભે મૂકી વડોદરામાં મોતીભાઈને ઘેર પહોંચ્યા. કસોટી આણંદના લોકોની નહિ, પણ મોતીભાઈની થઈ. તેમને આ જવાબદારી સ્વીકારતાં સંકોચ થતો હતો. પણ હવે કંઈ બહાનું ચાલે તેમ નહોતું. ઘણી આનાકાની પછી તેમણે એ સાહસ સ્વીકાર્યું. અને એક મૅટ્રિક અને એક તાજા ગ્રેજ્યુએટ એમ બે શિક્ષકોને નીમી આણંદની ત્રણ ધોરણની 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ'નો વહીવટ સ્વીકાર્યો.

આવી રીતે કોઈ એક મંડળ કોઈ ગામની નિશાળનો વહીવટ સ્વીકારે એ એક નવીન અનુભવ હતો. એટલે સોસાયટી તરફથી શિક્ષકો મોકલ્યા પછી મોતીભાઈએ આણંદ ગામના લોકોને એકઠા કરી શાળા ચલાવવાની સોસાયટીની નીતિ વિષે વિસ્તારથી સમજૂત આપી અને શાળા માટે મકાન થોડા વખતમાં થઈ જાય એવી આશા દર્શાવી.

આ બન્યું તે દરમ્યાન બોરસદ અને વસોમાં સોસાયટીના સ્વયંસેવકો ઉત્સાહથી કામ કરી રહ્યા હતા. વસોમાં શરૂ થયેલા પ્રયોગોએ ખૂબ ઉત્સાહ પ્રેર્યો હતો અને તેનો ચેપ પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીમંડળમાં પ્રસર્યો હતો. બોરસદમાં કામ કરનાર સ્વયંસેવકોએ ત્યાંની અંગ્રેજી શાળાના છઠ્ઠા ધોરણનો વર્ગ સ્થિર કરી, શાળાને

હાઈસ્કૂલ બનાવી હતી. બોર્ડિંગમાં છ-સાત વિદ્યાર્થીઓ રહેતા, તેને બદલે પચાસની સંખ્યા થઈ હતી, અને ગૃહપતિ અને બોર્ડિંગ માટે મકાનો બંધાયાં હતાં. વિદ્યાદાનની યોજના અને આગ ને ચેપી રોગ ફાટી નીકળે ત્યારે જરૂરી મદદ છૂટથી પહોંચાડવાની વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. એ સર્વને પરિણામે બોરસદની વિદ્યાર્થી જનતામાં, કેળવણીની સંસ્થાઓમાં અને જાહેર જીવનમાં નવચેતન આવ્યું હતું. પરંતુ એક-દોઢ વર્ષના અનુભવે તેમને સમજાયું હતું કે આ સર્વ કામો કરવા માટે સોસાયટીની પોતાની સ્વતંત્ર સંસ્થા હોય તો કામ જલદી સફળ થાય. તે માટે સોસાયટી પોતાની સંસ્થા ન કાઢી શકે તો પોતાની જવાબદારી ઉપર આણંદ વા નડિયાદમાં સ્વતંત્ર સંસ્થા કાઢવી એવો સંકલ્પ પણ તેમણે કર્યો. બીજા સ્વયંસેવકોએ આ સંકલ્પને વધાવી લીધો, અને આણંદમાં સોસાયટી તરફથી કામ કરતા શ્રી. મણિભાઈ વિઠ્ઠલભાઈ પટેલે સોસાયટીની સંસ્થા આણંદમાં સ્થપાય તો આણંદ ગામને કેટલા બધા લાભ થાય તે સમજાવ્યું, તેવી માગણી કરવા તેમને પ્રેર્યા અને તે માટે સોસાયટી શી શરતો માગે તે પુછાવ્યું.

આ ઉપર વિચાર કરવા (તા. ૧૦મી સપ્ટેમ્બર ૧૯૧૬ને દિવસે) વસો મુકામે સ્વયંસેવક મંડળની સભા મળી. તેણે સંપૂર્ણ વિચાર કરી બનતી ત્વરાએ કોઈ અનુકૂળ સ્થળે સોસાયટીએ પોતાની સ્વતંત્ર સંસ્થા ઊભી કરવી જોઈએ એવો ઠરાવ કર્યો; અને મકાન પેટે રૂ. ૩૦,૦૦૦, ૧૦ વીઘાં જમીન તથા ખર્ચ પેટે વાર્ષિક રૂ. ૧,૨૦૦ આપવાનું આણંદ ગામના આગેવાનો સ્વીકારે, તો આણંદની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલને સોસાયટીની પોતાની સંસ્થા ગણી તેને હાઈસ્કૂલ બનાવવી એમ પણ ઠરાવ્યું.

આ ઠરાવની આણંદના લોકોને જાણ થતાં તેમણે તેમાંની શરતો પૂરી પાડવા તૈયારી કરી, સોસાયટીની સંસ્થા આણંદમાં રીતસર સ્થપાય એવી માગણી કરી. તે ઉપર વિચાર કરવા તા. ૧૫મા ઑક્ટોબર, ૧૯૧૬ને દિવસે પેટલાદ મુકામે સોસાયટીની કાઉન્સિલની સભા બોલાવવામાં આવી.

આ સભામાં સોસાયટીના મથક માટે કયું સ્થળ પસંદ કરવું તે બાબત ઉગ્ર મતભેદ દેખાયો. સોસાયટીના આદર્શો અને કાર્યોનો

ઉદ્‌ભવ પેટલાદમાં થયો હતો. તેથી ત્યાં જ તેનું મથક સ્થપાય એ ઇષ્ટ છે એમ એક મત હતો. પરંતુ તેમ થાય તો પેટલાદના વતની શિક્ષકોની બદલી બીજે ગામ થાય તે તેમને રુચે તેમ નહોતું, અને પેટલાદ શહેર તો આ પ્રત્યે કેવળ ઉદાસીન હતું. કેટલાકને દેશી રાજ્યમાં સોસાયટીનું કેન્દ્રસ્થાન રાખવું સલાહકારક લાગતું નહોતું. મોતીભાઈએ ઇચ્છયું હોત તો આ સ્થિતિમાં પણ સ્વાશ્રયને બળે પેટલાદમાં સોસાયટીનું મથક સ્થાપી શકત. પણ કોઈની લાગણી દુભાવી આ સંસ્થા સ્થપાય તેવું તેમને કરવું નહોતું.

બીજો મત વસો માટે હતો. સોસાયટીની કાઉન્સિલના પહેલા અધ્યક્ષ, મોતીભાઈના શિષ્ય અને ચરોતરનાં પાટીદાર ગામોના એક અગ્રગણ્ય જાગીરદાર રા. રા. ગોપાળદાસ હતા. વસોમાં વિવિધ પ્રવૃત્તિઓ ઉત્સાહભેર ચાલતી હતી, તેથી ત્યાં જ સોસાયટી કાયમ થાય તે માટે તેમણે આણંદના લોકો જે શરતો પૂરી પાડવા તૈયાર હતા તે બધી જ પૂરી પાડવા ઇંતેજારી બતાવી અને વસોની પસંદગી કરવાનો આગ્રહ કર્યો. પરંતુ એમ થાય તો પોતાના વતન માટે પક્ષપાત કર્યો ગણાય; અને ભૌગોલિક દૃષ્ટિએ વસો રેલવેથી દૂર હતું, જ્યારે આણંદ જંકશન હતું; એટલે આખરે આણંદની પસંદગી કરવામાં આવી અને વસોને માટે સ્વતંત્ર કેળવણી મંડળ કાઢવાનો સંકલ્પ કર્યો.

આમ સોસાયટીનું મુખ્ય મથક આણંદમાં સ્થાપવું અને આણંદની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલને સોસાયટીની પોતાની સંસ્થામાં ફેરવી નાખી ક્રમે ક્રમે તેને સંપૂર્ણ હાઇસ્કૂલ બનાવવી, એવો ઠરાવ થયો (તા. ૧૫ ઑક્ટોબર, ૧૯૧૬). શરત પ્રમાણે આણંદના આગેવાનોએ માર્ચ ૧૯૧૭ સુધીમાં દશ વીઘાં જમીન અને દશ હજાર રૂપિયા સોસાયટીને સોંપ્યા. બાકીના તે જ વર્ષ દિવાળી સુધીમાં વ્યાજ સાથે પૂરા કરી આપવાનું વચન આપ્યું. એટલે તા. ૧–૪–'૧૭ થી આણંદની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ સોસાયટીની સંસ્થા બની અને તેની ખિલવણી સાથે સોસાયટીની ખિલવણીનું કામ પૂર્ણ ઉત્સાહથી શરૂ થયું.

*

આ પછી પંદર દિવસે (તા. ૧૫–૪–'૧૭) પેટલાદમાં સોસાયટીનો પ્રથમ વાર્ષિક ઉત્સવ ઊજવાયો. તે પ્રસંગે મોતીભાઈએ

સોસાયટીના ઉદ્દેશ, કાર્યક્રમ વગેરે સંબંધી વિસ્તારથી વિવેચન કર્યું. તેમાંથી મહત્ત્વનો કેટલોક ભાગ અત્રે આપ્યો છે:

"'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ના શા ઉદ્દેશ છે, સોસાયટી શું કામ કરશે, વગેરે પ્રશ્નો કોઈ કોઈ સદ્‌ગૃહસ્થો તરફથી પૂછવામાં આવે છે, તેથી આજના પ્રસંગે તે સંબંધી કંઈક હકીકત રજૂ કરવાની જરૂર છે.

સોસાયટી કેળવણીના ક્ષેત્રમાં કાર્ય કરશે એ તો ચોક્કસ જ છે.

કેળવણીના ક્ષેત્રમાં કામ કરવાની વૃત્તિ વાસ્તવિક રીતે કહીએ તો છેલ્લાં દશ વર્ષથી ઊભી થઈ છે. એ દશ વર્ષમાં આ પ્રદેશમાં જે કંઈ કેળવણી સંબંધી પ્રવૃત્તિ થઈ છે તે બધી પ્રવૃત્તિ માટે આદર્શ મેળવવા સારુ પૂનાની 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' તરફ નજર રાખવામાં આવી હતી. પરિણામ એ થયું કે, પૂનામાં જે નિઃસ્વાર્થ કામ કેળવણીના ક્ષેત્રમાં થાય છે તે કાર્યનું સૂક્ષ્મ બળ અત્રેની પ્રવૃત્તિ કરનારા પર અસર કરવા સફળ નીવડયું, ને એવી જાહેર સમજ ઊભી થઈ કે આ પ્રદેશમાં પણ પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થા હોય તો સેવાધર્મની વૃત્તિ ખીલવવા માટે તથા સેવાધર્મની વૃત્તિને કાર્યના રૂપમાં બદલાવવા માટે એક સારું ક્ષેત્ર મળી શકે. આવાં ક્ષેત્ર વગર ઘણા લોકોની સેવાધર્મની ઊર્મિઓ કોઈ પણ રીતે કાર્યમાં મુકાયા પહેલાં આપોઆપ શાન્ત થઈ જાય છે.

વ્યાપારની બાબતમાં એવું બને છે કે, જેને વ્યાપારનું ક્ષેત્ર મળતું નથી તેનામાં વ્યાપારી કુનેહ હોય છે, છતાં તેનો ઉપયોગ થતો નથી. તેવી જ રીતે કેળવણીના કાર્ય માટે પણ નિઃસ્વાર્થ વૃત્તિવાળા માણસોને જો ક્ષેત્ર નથી મળતું તો તેના અંતરની ભાવના દબાઈ જાય છે. વળી જ્યારે કોઈ પણ મનુષ્ય વ્યાપાર કે ઉદ્યોગમાં પોતાની સઘળી શક્તિઓ રોકે છે ત્યારે તે કાર્યમાં સારી રીતે ફતેહમંદ નીવડે છે. તેવી રીતે કેળવણી લઈ તૈયાર થયેલા ઉત્સાહી ગ્રેજ્યુએટો પોતાની સમગ્ર શક્તિઓનો કેળવણીના વિષયમાં જ ઉપયોગ કરે તો કેળવણીનું કાર્ય ઘણું જ સફળ નીવડે, એ નિર્વિવાદ છે. માટે પૂનામાં કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારને પગલે ચાલવાની ભાવના આ પ્રદેશના યુવાનો આગળ રાખવી, જેમનામાં તેવી ભાવના

ન હોય તેમનામાં તે જાગ્રત કરવી, તથા જેમનામાં તે ભાવના જીવંત હોય તેને માટે કાર્યક્ષેત્ર પૂરું પાડવું, એ આ સોસાયટીનો પ્રથમ ને મુખ્ય હેતુ છે.

પેટલાદ અંગે છેલ્લાં દશ વર્ષમાં જે કાર્યો થયાં છે, તે બધાં ઉપયોગી જણાયાં છે. તેવાં કાર્યો ને તેવી પ્રવૃત્તિઓ જીવંત રાખી તેનો વિસ્તાર વધારવો, એ સોસાયટીનો બીજો હેતુ છે.

*

કેળવણીનો પ્રશ્ન આજે વિકટ થઈ પડ્યો છે. અનેક પ્રકારના વિચારો તત્સંબંધી કરવા પડે છે. પહેલાં ફક્ત શાળા ઉઘાડી એટલે બસ થતું હતું. પરંતુ જે ધોરણે હાલ કેળવણી અપાય છે તે વાસ્તવિક છે કે કેમ, તેમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ, એ ફેરફાર કેવા કેટલા અને કેવી રીતે થવા જોઈએ, વગેરે પ્રશ્નોનો હાલના જમાનાની જરૂરિયાતો લક્ષમાં લઈ વિચાર કરવો, એ સંબંધમાં લોકમત કેળવવો, અને કેળવણીનાં સ્વરૂપ અને દિશામાં ઘટિત ફેરફાર કરવા પ્રયત્ન કરવો, એ સોસાયટી સ્થાપવાનો ત્રીજો ઉદ્દેશ છે.

આ રીતે સરકાર પર કેવળ આધાર ન રાખતાં, કેળવણીના કાર્યમાં આપણે ખાનગી સાહસથી ને સ્વતંત્ર વ્યવસ્થાથી કેટલું કરી શકીએ એમ છીએ, તે જનસમૂહને બતાવી શકાશે અને સરકારની સહાય હાલમાં જે મળે છે તેનો વધારેમાં વધારે સારો લાભ લઈ શકાશે.

*

અત્યારે ચરોતર પ્રદેશમાં કેટલાંક સ્થળોમાં કેળવણીના ક્ષેત્રનું કામ કરવા પૈસા છે, પણ સારા માણસો મળતા નથી. કેટલેક ઠેકાણે પૈસા ને શિક્ષકો હોય છે, પણ વ્યવસ્થા મળતી નથી. કેટલેક ઠેકાણે શિક્ષકોને પગાર મળે છે પણ તેમનામાં સ્થિરતા હોતી નથી. કેટલાંક સ્થળોમાં અભ્યાસક્રમ સંબંધી ચોક્કસ વિચાર હોતા નથી. આવા સંજોગોમાં ખરી સલાહ આપવી તથા સવડો કરી આપવી તે સોસાયટીનો ચોથો ઉદ્દેશ છે.

આ જગાએ હું ભવિષ્યવાણી ભાખું છું કે, દશ વર્ષમાં સોસાયટીનું સ્વરૂપ એવું થશે કે સોસાયટી આજુબાજુની ખાનગી શાળાઓને શિક્ષકો પૂરા પાડશે, શાળાઓની પરીક્ષા લેશે ને

સોસાયટી કેળવણીના કામમાં લોકોને તેમ જ સરકારને બહુ મદદગાર થઈ પડશે.

સોસાયટીનો પાંચમો ઉદ્દેશ એ છે કે દાનવૃત્તિને સત્પથ ઉપર ઢળતી કરવી. આપણા દેશમાં દાનવૃત્તિ કાંઈ સુકાઈ ગઈ નથી. માત્ર તે ઝરો હજી કેળવણીના ક્ષેત્ર તરફ પૂરતા પ્રમાણમાં વળ્યો નથી. તેને વાળવાનું કામ સોસાયટી કરશે. કારણ કે ઘણા લોકોને પરોપકારના કાર્યમાં પૈસા આપવાની ઇચ્છા થાય છે. પણ પોતાનું નાણું કેવી રીતે વાપરવું અને તેનો વહીવટ કોને સોંપવો, એ સંબંધે સંતોષકારક નિર્ણય તેઓ કરી શકતા નથી. ખાનગી ગૃહસ્થ પર આવા કામ માટે જેટલો વિશ્વાસ લોકોને હોય છે તેના કરતાં સોસાયટી જેવા મંડળ પર વધારે વિશ્વાસ હોય છે. આ સોસાયટી આવી દૃષ્ટિથી કેળવણીના કાર્યમાં ખરચવાનાં જે ટ્રસ્ટ ફંડો હશે તેનો વહીવટ પોતાને હસ્તક લઈ શકશે ને નાણાં આપનારની ઇચ્છા પ્રમાણે તેમનો વહીવટ કરશે.

*

પેટલાદ લોનફંડની યોજના વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ થઈ પડી છે. આ યોજનાની મદદથી હવે એ ત્રણ વર્ષમાં જ લગભગ ૨૫ ગ્રેજ્યુએટો તૈયાર થશે. પેટલાદ બોર્ડિંગના બીજા વાર્ષિક સમારંભ વખતે મેં જાહેર કર્યું હતું કે ચરોતરનાં જુદાં જુદાં ગામોમાંથી આ બોર્ડિંગ દ્વારા એક એક, બે બે કેળવાયેલા યુવાન તૈયાર કરી શકાય, તો આ સર્વેના એકત્ર બળથી કેળવણીના સંબંધમાં ઘણું સારું કાર્ય થઈ શકશે. તે વખતે કાઢેલા ઉદ્‌ગાર કેટલે અંશે ખરા પડ્યા છે, તે વિચારવાનું કામ હું જનસમૂહને સોંપું છું. પેટલાદ બોર્ડિંગ તરફથી બીજું કાંઈ પણ કામ થયું ન હોત અને ફક્ત આ વિદ્યાર્થીઓને ઊંચી કેળવણી મેળવવામાં જે મદદ આપવામાં આવી છે તેટલું જ કાર્ય થયું હોત, તો તે પણ મારી સમજ પ્રમાણે ઘણું જ સંતોષકારક ગણાત. જે લાભ બોર્ડિંગ લોનફંડથી વિદ્યાર્થીઓને થયો છે તે જ લાભ અને અનુકૂળતા વિદ્યાર્થીઓને વિશેષ પ્રમાણમાં ને વિસ્તારમાં આપવો, એ સોસાયટીનું પ્રથમ કાર્ય છે. માટે જ પ્રથમ વર્ષે ચાર વિદ્યાર્થીઓને સોસાયટીના ફંડમાંથી મદદ આપી છે. અને દર વર્ષે નવીન વિદ્યાર્થીઓને મદદ આપવામાં આવશે. કોઈ કોઈ

વખતે એમ પૂછવામાં આવે છે કે, લોનફંડમાંથી તૈયાર થયેલા ગ્રેજ્યુએટો દેશહિતનું શું કાર્ય કરશે? તે સંબંધમાં હું જણાવવાની રજા લઉં છું કે, આ ગ્રેજ્યુએટો પરોપકાર કે સેવાધર્મનું કંઈ કાર્ય ન કરે અને ફક્ત પોતાના કુટુંબીઓનું અને સંબંધીઓનું હિત સાચવે, તોપણ લોનફંડનો ઉદ્દેશ સફળ થયેલો હું સમજીશ. છતાં મને અનુભવ એવો થયો છે કે, લોનફંડમાંથી વિદ્યાર્થીઓ જે મદદ લે છે તેનો પૂરેપૂરો બદલો કમાતા થયા પછી વાળી આપે છે. આ અનુભવ પરથી હું ખાતરી આપું છું કે વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં મદદ કરનારને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ કદી આવશે જ નહિ.

## ૬

# ચરોતર યુવક મંડળ – સ્થાપના

(૧૯૧૫-૧૯૧૭)

સોસાયટીનું મથક આણંદમાં સ્થપાયા પછી છ માસે બોદ મુકામે પેટલાદ બોર્ડિંગ હાઉસના જૂના વિદ્યાર્થીઓનું આઠમું સંમેલન ભરાયું. તેમાં 'ચરોતર યુવક મંડળ'ની સ્થાપના કરવામાં આવી.

વાંચનારને યાદ હશે કે, પેટલાદ બોર્ડિંગ હાઉસમાં આગળ અભ્યાસ માટે વા ધંધાર્થે બહારગામ જતા વિદ્યાર્થીઓ સાથે સંબંધ જારી રાખવા 'ઓલ્ડ બોર્ડર્સ એસોસિયેશન'ની સ્થાપના ૧૯૧૦માં કરવામાં આવી હતી.* તેની પહેલી બેઠક ડાકોરમાં ભરાઈ હતી. ત્યાર પછી વડતાલ, બોરસદ, કરમસદ, અને બાંધણીમાં દર વર્ષે અનુક્રમે એ 'જૂના વિદ્યાર્થી મંડળ'નાં સંમેલનો ભરાયાં હતાં.

આ સંમેલનોથી જૂના–નવા વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો સંબંધ તાજો થતો, બોર્ડિંગના આદર્શો અને કામકાજનો ચરોતરનાં ગામોમાં પ્રચાર થતો, અને એમ ઊગતી પ્રજાનું સંગઠન થવા લાગ્યું હતું.

આ ઉપરાંત પેટલાદ બોર્ડિંગની શરૂઆતથી જ નાર, બાંધણી, સોજિત્રા, વસો વગેરે ગામોમાં બોર્ડિંગના આદર્શો અને તેની પ્રવૃત્તિઓનો પ્રચાર તે તે ગામના વિદ્યાર્થીઓ મારફતે થવા લાગ્યો હતો. વસો ગામ મોતીભાઈનું પોતાનું વતન હોવાથી અને ત્યાં મોતીભાઈની અસરો બે દસકાથી શરૂ થઈ હોવાથી ત્યાંની પ્રગતિ ઝડપથી થતી હતી. સ્વાભાવિક રીતે જ ચરોતર પ્રદેશમાં સૌથી પહેલું 'યુવક મંડળ' વસોમાં સ્થપાયું હતું. ત્યાર પછી બીજે વર્ષે (૧૯૧૪) બાંધણી મુકામે ભરાયેલા 'જૂના વિદ્યાર્થી મંડળ'ના પાંચમા સંમેલનમાં 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સ્થાપવાનો વિચાર અને નિર્ણય પહેલી વાર જાહેર કરવામાં આવ્યો હતો. એ સંમેલનના વિદ્યાર્થીઓએ જ એમાં

---

* જુઓ પ્રકરણ ૧૫ને છેડે.

સ્વયંસેવકો તરીકે જોડાવાની મરજી બતાવી હતી અને તે સ્વયંસેવકોને કાર્યક્ષેત્ર પૂરું પાડવા માટે જ વસોમાં ‘વસો યુવક મંડળ’ની જવાબદારી ઉપર વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી હતી.

આ પ્રવૃત્તિઓ શરૂ થઈ અને થતી હતી તે અરસામાં, ‘હિંદ સેવક સમાજ’માં તાજેતરમાં જોડાયેલા શ્રી અમૃતલાલ ઠક્કર પેટલાદ અને વસો આવી ગયા હતા. વિદ્યાર્થીઓને તેમનો વધુ પરિચય થાય તે માટે બીજે વર્ષ — ૧૯૧૫ના ઑક્ટોબરની ૧૫મી તારીખે — ‘જૂના વિદ્યાર્થી મંડળ’ના છઠ્ઠા સંમેલનમાં તેમને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. આ સંમેલન પેટલાદમાં ભરાયું હતું. તે પ્રસંગે સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તે ઉપરાંત એ જ સંમેલન વખતે સોસાયટીના આદ્ય સ્વયંસેવકોમાંના એક — સ્વ૦ અંબાલાલ મોતીભાઈ પટેલ — ની પ્રેરણાથી ચાળીસેક વિદ્યાર્થીઓએ મળી, ‘સમાજ સુધારક મંડળ’ની સ્થાપના કરી હતી અને કોઈ પણ પ્રકારના પ્રેતભોજનમાં અને સોળ વર્ષથી નાની ઉમ્મરના છોકરાના લગ્નમાં ભાગ ન લેવો, એવી પ્રતિજ્ઞાઓ લીધી હતી.

બીજે વર્ષે — સોસાયટીની સ્થાપના થઈ ત્યાર પછી છ માસે — ‘વિદ્યાર્થી મંડળ’ની* સાતમી બેઠક તા. ૧૯–૧૦–’૧૬ ને રોજ ધર્મજ મુકામે ભરાઈ હતી. આ વખતે ગુજરાતની અસ્મિતા એ શબ્દપ્રયોગને જન્મ આપનાર અને તેને સિદ્ધ કરવાનાં સ્વપ્નો સેવનાર સુરતના વતની સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા પ્રમુખ હતા.

આ દરમ્યાન ‘ચરોતર એજ્યુકેશન સોસાયટી’નું કામ આગળ ધપ્યે જતું હતું. ખાસ કરીને, વસોમાં સ્થાપેલી ‘નવી ગુજરાતી શાળા’એ આખા ગુજરાતનું ધ્યાન ખેંચ્યું હતું. એ શાળા જોવા નાના મોટા અનેક ગૃહસ્થો, વિદ્વાનો, કેળવણીકારો અને અમલદારો વસો આવતા હતા. આ વખતે જ અમદાવાદમાં પ્રથમ ‘ગુજરાત કેળવણી પરિષદ’ ભરવાની તજવીજ થઈ હતી. તેની પ્રેરણા રણજીતરામે જ આપી હતી, ને તેના મંત્રી તરીકે રા. ઇન્દુલાલ યાજ્ઞિક કામ કરતા હતા. તેમણે વસોની ‘નવી ગુજરાતી શાળા’

* ‘Old Boarders’ Association’ને વિદ્યાર્થી મંડળ એવું નામ આપ્યું હતું.

જોઈને તેવી શાળા અમદાવાદમાં સ્થાપી હતી, અને ત્યારથી મોતીભાઈની સાથે મળી ગુજરાતમાં કેળવણી અને જ્ઞાનપ્રચારનાં કામો કરવાની વિચારણા કરવા તે અવારનવાર વસો આવજા કરતા હતા. એ પરિચયનો લાભ પેટલાદના 'વિદ્યાર્થી મંડળ'ની ઓડ મુકામે ભરાયેલી આઠમી બેઠકને મળ્યો — ઇન્દુલાલને એ બેઠકના પ્રમુખપદે પસંદ કરવામાં આવ્યા.

આ વખતે સોસાયટીનું મથક આણંદમાં સ્થાપવાનો ઠરાવ થઈ ગયો હતો અને કામ પણ પૂર્ણ ઉત્સાહથી ચાલતું હતું. વસોની પ્રવૃત્તિઓની સફળતાથી આખા ચરોતરમાં કેળવણીપ્રચારના ઉત્સાહનું મોજું ફરી વળ્યું હતું અને પેટલાદના વિદ્યાર્થીઓએ વસોની માફક પોતપોતાનાં ગામોમાં 'યુવક મંડળો' સ્થાપી પેટલાદ અને વસોના જેવી વિવિધ પ્રવૃત્તિઓની શરૂઆત કરી દીધી હતી. ઓડમાં સંમેલન ભરાયું ત્યારે આ યુવક મંડળો વિષે માહિતી મેળવી રા. ઇંદુલાલના તંત્રીપણા નીચે ચાલતા 'નવજીવન અને સત્ય' માસિકમાં 'ચરોતર પ્રદેશનાં યુવક મંડળો' એ મથાળાથી એક લેખ લખવામાં આવ્યો હતો. તેમાં જણાવ્યા પ્રમાણે તે વખતે વસો, બાંધણી, સોજિત્રા, સુણાવ, ભાદરણ, નાપાડ, ધર્મજ, ઉમરેઠ, નાર, કરમસદ, ઓડ, તારાપુર, નાવલી, ચાંગા, બોરસદ – એટલાં ગામોમાં યુવક મંડળો સ્થપાયાં હતાં. તેમાંનાં ઘણાંએ વસો અને પેટલાદના જેવી પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. તે ઉપરાંત કેટલાંક શરૂ થતાં હતાં અને કેટલાંક શરૂ થાય તે માટે તૈયારીઓ ચાલતી હતી.

આ વસ્તુસ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ હોવાથી, સંમેલનના પ્રમુખપદેથી રા. ઇન્દુલાલ યાજ્ઞિકે ચરોતરના યુવકોની પ્રશંસા કરતાં નીચેના ઉદ્દગારો કાઢ્યા હતા. એ ઉદ્દગારો તે વખતની યુવક પ્રવૃત્તિમાં ચરોતરનું શું મહત્ત્વ હતું તે રજૂ કરે છે. રા. ઇન્દુલાલે કહ્યું હતું:

'હું કોઈ સામાન્ય યુવકો સમક્ષ નથી ઊભો એ વાત મારા ખ્યાલમાં છે. જે કોમમાં સંઘબળ અને કર્મબળ હજી અમોઘ છે તે કોમ તમારામાંના ઘણાની છે; ગુજરાતના તીર્થરૂપ એક વસતિ-ગૃહની અને તેના ઉત્પાદક રાજ્યમાન મોતીભાઈ અમીન જેવા સાધુચરિત ગુરુની અમૂલ્ય છાપ તમને લાગેલી છે. આ મંડળની

ચર્ચામાંથી નવનીતરૂપે 'ચરોતર કેળવણી મંડળ' જેવી એક અમૂલ્ય સંસ્થા ઉત્પન્ન થઈ છે; અને તેને તમારી અને મારા ચાર મિત્રોએ પોતાનું જીવન સમર્પ્યું છે. એ મંડળ ચરોતરનું છે. પણ મારી ઉમેદ છે કે કેળવણીના જે પ્રયોગો ચરોતરના વિશેષ અનુકૂળ ક્ષેત્રમાં કરવામાં આવશે તેનો લાભ આખા ગુજરાતને મોડો વહેલો મળશે જ. ઉપરાંત તમારામાંના અનેકે જનસેવાના ઊભરાતા ભાવથી, અખૂટ ખંતથી અને લાક્ષણિક વ્યાવહારિકતાથી પોતાનાં અનેક ગામોને પુસ્તકાલયો, રાત્રીશાળાઓ, બાલવાટિકાઓ વગેરે રત્ન સમાન દીપતી સંસ્થાઓથી અલંકૃત કર્યાં છે. વ્યક્તિ તરીકે તેમ જ સમાજ તરીકે તમારા ભવિષ્યના કાર્યની શક્યતાઓ અનંત છે. આમ કેળવણી અને સમાજસેવાનાં ક્ષેત્રોમાં તમે કેટલાક ભાઈઓએ જે કાર્ય કર્યું છે, તેવું કંઈ મારા જમાપાસામાં નથી. આથી તમને ઉપદેશ આપવાનો મારો અધિકાર જૂજ છે, છતાં આ પ્રસંગે જે થોડા વિચારો મારા મનમાં સ્ફુરે છે, તે તમે ઉદારભાવથી નભાવી લેશો એવી મારી આશા છે.

× × ×

ચારિત્રની આવી ભાવના અને ભૂમિકા મેં આખા ગુજરાતમાં ફરતાં તમારા મંડળની જેવી બીજે સ્થળે જોઈ નથી. પૂના અને મદ્રાસ એ બે જ એવાં સ્થાન છે કે જ્યાં જીવનની સાદાઈ અને વિચારની અને પ્રવૃત્તિની ઉચ્ચતા સાથે ને સાથે જ જોવામાં આવે છે. ગુજરાતમાં તેમના જેવું તો નહિ પણ તેમને મળતું કંઈક તમારા મંડળમાં જોઉં છું. આવું સંઘબળ, આટલી ચરિત્રશક્તિ, આવી જીવનની સાદાઈ, જૂજ હાજતો, દેશભક્તિનો સાચો જોશ, નિશ્ચયબળ, અને કર્મબળ, એ સામગ્રી કાંઈ થોડી નથી. સામગ્રી સારી છે. માટે તમારી જવાબદારી પણ મોટી છે. તમારે ચરોતરને માટે જ નહિ, પણ આખા ગુજરાતને માટે અને તેની દ્વારા હિંદ માટે કામ કરવાનું છે. આ તમારી સામગ્રી છે, આ તમારી જવાબદારી છે. સંગીન કામ કરનાર મંડળોની આવી હારમાળા ચરોતરમાં, ગુજરાતમાં, અને હિંદમાં જોવાની હું આશા રાખું છું. અને તે આશા સફળ થાય અને તે માટે જોઈતું બળ અને શક્તિ આપણને મળે એવી પ્રાર્થના કરી વિરમું છું.'*

---

* 'નવજીવન અને સત્ય,' જુલાઈ, ૧૯૧૭, પૃ. ૪૧૦.

યુવક મંડળોની વધતી જતી સંખ્યા અને તેમની પ્રવૃત્તિઓની પ્રગતિનો વેગ ધ્યાનમાં લઈ તેને સંગઠિત કરવા, ઉપરની બેઠકમાં મોતીભાઈની પ્રેરણાથી ‘વિદ્યાર્થી મંડળ’ને ‘શ્રી ચરોતર યુવક મંડળ’નું રૂપ આપવામાં આવ્યું, તે માટે એ જ બેઠકમાં નિયમો ઘડવામાં આવ્યા, અને તેનું મુખ્ય સ્થળ આણંદ ઠરાવવામાં આવ્યું. આમ ‘ચરોતર એજ્યુકેશન સોસાયટી’ અને ‘ચરોતર યુવક મંડળ’ આણંદ આવ્યાં—પેટલાદ બોર્ડિંગના સંસ્કારસત્રનો સંદેશ ચરોતર પ્રદેશમાં ફેલાવવા આણંદમાં નવીન સત્ર મંડાયું (તા. ૨૭–૨૮, ઑક્ટોબર, ૧૯૧૬).

# ૭

# વસો કેળવણી મંડળ—સ્થાપના

(તા. ૧૦-૬-૧૯૧૮)

'વસો યુવક મંડળ,' 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' અને 'ચરોતર યુવક મંડળ'ની સ્થાપના એ પેટલાદ બોર્ડિંગે ચરોતર પ્રદેશમાં જન્માવેલી કેળવણી અને જ્ઞાનની ભૂખનો અચૂક પુરાવો હતો. અંગ્રેજી કેળવણી તરફ લોકોનું ચિત્ત વળ્યું હતું અને અંગ્રેજી નિશાળો વધ્યે જતી હતી. છતાં ચોતરફ અજ્ઞાનનો અંધકાર છવાયેલો હતો. કાર્ય કરી બતાવવામાં આવે અને લોકોને શ્રદ્ધા પડે તો નાણાં તો મળી શકતાં હતાં, પણ કેળવણીનાં કાર્યો એકનિષ્ઠાથી કરી શકે તેવા માણસો મળવા એ મુશ્કેલ હતું. એવા માણસો તૈયાર કરવા અને તેમના સંઘબળથી કેળવણીનો ગામડે ગામડે પ્રચાર કરવો એ મોતીભાઈનું મુખ્ય ધ્યેય હતું. પેટલાદ બોર્ડિંગમાં આ ધ્યેયથી કામ થતું હતું, અને સોસાયટી નીકળવાથી એ ધ્યેય કંઈક અંશે સધાયું પણ હતું. પરંતુ એ જ કારણે પેટલાદ બોર્ડિંગનું કામ ઝડપથી ચલાવવાની જરૂર હતી, અને તે માટે મોતીભાઈ પાછા પેટલાદ આવી જવા આતુર હતા. તેમ કરવા દેવા વિદ્યાધિકારીને તે વારંવાર લખતા, પણ સરકાર તેમને છોડવા રાજી નહોતી. આ સ્થિતિમાં પોતાનું મુખ્ય કાય શિથિલ થતું હોય એમ મોતીભાઈને લાગતું અને નોકરીમાંથી રજાઓ લઈ એ કાર્ય તે આગળ ધપાવ્યે જતા. ૧૯૧૫માં સોસાયટીની શરૂઆત કરવા વસોમાં વિવિધ પ્રવૃત્તિઓ જમાવી ત્યારે ખાસ રજાઓ લીધેલી અને તેનો ઉપયોગ એ પ્રવૃત્તિઓ જમાવવામાં કરેલો.

એ બધી પ્રવૃત્તિઓ સુંદર પ્રગતિ કરી રહી હતી, અને લોકોમાં ઉત્સાહ વધતો હતો. એ ઉત્સાહનો લાભ લઈ પ્રવૃત્તિઓને કાયમ કરવા ત્રણ વર્ષ રજા લઈ વસોમાં આવી રહેવાનો તેમણે સંકલ્પ કર્યો. એવામાં આણંદમાં સોસાયટીનું કામ શરૂ થયું તેને બીજે જ વર્ષે પ્લેગ ચાલ્યો અને તેણે સોસાયટીના આદ્ય

મંત્રી અંબાલાલ મોતીભાઈ પટેલનો ભોગ લીધો. મોતીભાઈને કોઈ પણ વિદ્યાર્થી ઉપર શિષ્યભાવ હતો એમ કહી શકાય, તો તે આ મંત્રી ઉપર હતો. એમની જ ઇચ્છા અને આગ્રહથી સોસાયટી સ્થપાઈ હતી, અને એમની જ દ્વારા મોતીભાઈએ સોસાયટી સફળ કરવાની મુરાદ બાંધી હતી. તેને આથી સખત ફટકો લાગ્યો. આખા ગુજરાતમાં શોક વ્યાપ્યો અને એક 'સાચા, સહૃદય અને સત્યાગ્રહી સેવક' ગુમાવ્યાની લાગણી સૌએ અનુભવી. મોતીભાઈને માટે તો આ કપરી કસોટીનો પ્રસંગ હતો. તેમણે અજબ શ્રદ્ધા અને ધીરજ દાખવી સ્વયંસેવકોને આશ્વાસન આપ્યું :

'ભાઈની મદદ પ્રત્યક્ષ રીતે મળતી બંધ થઈ છે, પણ તેમનું જીવ્યું જીવતાં આવડે તો પરોક્ષ રીતે તો મદદ હમેશ આપણને મળતી જ રહેશે.

મન વજ્રનું બનાવો, ભૂતકાળ ભૂલી જાઓ, અને ભવિષ્યનો વિચાર કરો. કોઈ વાતે મૂંઝાશો નહિ. દુઃખ મોટું એટલે કસોટી ભારે. મિત્રો અને સ્નેહીઓ ઉપર શ્રદ્ધા રાખો, અને ઈશ્વર પાસે માગો કે ભાઈનો આત્મા સંતોષ પામે તેવાં કર્તવ્ય કરવાનું બળ આપણને બક્ષે.'

આમ આશ્વાસન આપી મોતીભાઈ બેસી રહ્યા નહિ. સોસાયટીનું કામ આગળ ધપાવવા હવે જાતે જ સ્વયંસેવક થવું જોઈએ એમ તેમને લાગ્યું અને તે દિશામાં તેમણે મનને વાળવા માંડ્યું. ત્રણ વર્ષ વસોમાં ગાળવાનો સંકલ્પ સોસાયટીના લાભમાં બદલ્યો અને તે માટે તૈયારીઓ કરવા માંડી.

પણ વસોની પ્રવૃત્તિઓ એટલી સરસ ચાલતી હતી કે તેને કાયમ કરવાની જરૂર હતી. સોસાયટી વસોમાં સ્થપાય તે માટે અતિ આગ્રહ કરનાર રા. રા. ગોપાળદાસ પોતાના ગામમાં એવી સોસાયટી સ્થપાય તે જોવા આતુર હતા. અને તેમ કરવાનું મોતીભાઈએ તેમને વચન પણ આપ્યું હતું. એટલે ૧૯૧૮માં સાત માસની રજા લઈ વસોમાં કેળવણી મંડળ સ્થાપવાની તજવીજ શરૂ કરી.

આ વર્ષ સુધીમાં 'યુવક મંડળ'ની જવાબદારી ઉપર નવી ગુજરાતી શાળા, અંગ્રેજી છઠ્ઠા ધોરણનો વર્ગ, અભ્યાસગૃહ, રાત્રિશાળા,

વિદ્યાદાનનો પવિત્ર દિવસ, વગેરે કેળવણીની પ્રવૃત્તિઓ ચાલુ થઈ ગઈ હતી. તે ઉપરાંત બાલ પુસ્તકાલયનું મકાન તૈયાર થઈ ખુલ્લું મુકાયું હતું, વસો સહકારી બેંકની સ્થાપના પણ થઈ હતી, અને બીજી યોજનાઓ વિચારાતી હતી. આ સર્વ કાર્યો મોતીભાઈની પ્રેરણા અને દોરવણીથી થતાં હતાં અને તે 'યુવક મંડળ'ના જ કાર્યકર્તાઓ કરતા હતા. આ પ્રવૃત્તિઓ અને આ કાર્યકર્તાઓનો સંબંધ કાયમ થાય અને ગામની શુભ શક્તિઓનું સંગઠન થાય તો જ ગામની પ્રગતિ થાય, એ સ્પષ્ટ હતું. એ માટે પ્રાથમિક વિચાર કરવા તા. ૨૯-૩-'૧૮ ને શુક્રવારે સવારે આઠ વાગ્યે કેળવણીનાં કાર્યોમાં ઉત્સાહ ધરાવતા હોય વા ધરાવી શકે તેમ હોય તેવા સદ્‌ગૃહસ્થોની એક સભા સાર્વજનિક પુસ્તકાલયમાં બોલાવવામાં આવી. તેમાં વસ્તુસ્થિતિ ઉપર વિચાર થયો અને 'શરૂ થયેલી સઘળી પ્રવૃત્તિઓ ગામહિતની દૃષ્ટિએ જરૂરની સમજાઈ એટલું જ નહિ, પરંતુ તે ખીલવવાની અને આગળ વધારવાની ખાસ આવશ્યકતા જણાઈ. આ ભારે ખર્ચની જવાબદારીઓ સ્વીકારી કેળવણીનું કાર્ય હંમેશને માટે આગળ ને આગળ ચાલતું રાખે તેવા પવિત્ર ઉચ્ચ ઉદ્દેશથી'* વસો કેળવણી મંડળની યોજના તૈયાર કરવામાં આવી.

આ યોજનાને સભામાં હાજર રહેલા, કોલેજોમાં ભણતા, ગામના વિદ્યાર્થીઓ તેમ જ ગૃહસ્થોએ વધાવી લીધી, અને તેનો બનતી ઉતાવળે અમલ થઈ શકે તે માટે રા. ગોપાળદાસે પેટ્રન થવાનું જાહેર કર્યું. ને વધારામાં તેમણે જણાવ્યું કે, વસો ગામના યુવકો મંડળ માટે ૧૦૦ સભાસદો મેળવી શકે અને તેમાંના ૨૦ જો પહેલા તથા બીજા વર્ગ પૈકીના હોય, તો તેઓ પોતે એકી વખતે રૂા. ૧૦,૦૦૦ વા પંદર વર્ષ સુધી વાર્ષિક રૂા. ૧,૦૦૦ અને તે ઉપરાંત મકાનો તથા જમીન સાથેનો પોતાનો આખો બાગ અને ધર્મશાળા તરફની સવા વીઘું જમીન બક્ષિસ આપશે.× રા. ગોપાળદાસની આ ઉદાર જાહેરાતથી સભામાં વળી ઉત્સાહ ફેલાયો અને તેમણે મૂકેલી શરત પ્રમાણે ૧૦૦ સભાસદો મેળવી

* વસો કેળવણી મંડળ પત્રિકા ૧, ૬, ૪.
× વસો કેળવણી મંડળ પત્રિકા ૧, ૬, ૪.

આપવાની જવાબદારી સભાએ ઉપાડી અને અંદર અંદર ઠરાવ કર્યો કે વસો ગામના દરેક ગ્રૅજ્યુએટે બીજા વર્ગના સભાસદ થવું.

આ યોજનાને બહારગામ વસતા વસોના વતનીઓનો પણ ટેકો મળ્યો અને તા. ૬–૬–'૧૮ને દિવસે ગામની સભા ભરી યોજનાની દરેક કલમ ઉપર ચર્ચા કરી સુધારાવધારા સાથે 'વસો કેળવણી મંડળ'ના નિયમોનો ખરડો તૈયાર કરવામાં આવ્યો. તેને બહાલી આપી મંડળની વિધિસર સ્થાપના કરવા તા. ૧૦–૬–'૧૮ને સોમવારે સાંજે સાડાચાર વાગ્યે ગોપાળદાસના બાગમાં તે વખતના વડોદરા રાજ્યના જોઇન્ટ સરસૂબા રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈને પ્રમુખપદે વસો ગામના સદ્‌ગૃહસ્થોની એક જાહેર સભા ભરવામાં આવી. તેમાં આશરે એક હજાર માણસોની હાજરી હતી. પ્રસંગને અનુરૂપ કેળવણીનાં સાહિત્યોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, અને વિદ્યાર્થીઓનાં ભાષણો, સંવાદો, રમતો વગેરે રંજનનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તે બધું થયા પછી મંડળની સ્થાપનાનો વિધિ કરવામાં આવ્યો. વસોની અંગ્રેજી શાળાના સ્થાપક રા. મગનભાઈ ચતુરભાઈ અમીન ઠરાવની દરખાસ્ત મૂકે એવી યોજના હતી, પણ શોકને કારણે તે હાજર નહિ રહી શકવાથી તે વખતે ગ્રૅજ્યુએટ થવાની તૈયારી કરતા રા. આપાજી બાવાજી અમીને તે કામ કર્યું અને મોતીભાઈએ તે દરખાસ્તને ટેકો આપ્યો. તેમ કરતાં તેમણે મંડળની જરૂરિયાત અને તેના કાર્યની રૂપરેખા રજૂ કરતું નીચેનું ભાષણ કર્યું :

'અજ્ઞાન અને વહેમની સત્તા આ વીસમી સદીમાં પણ રાજ્ય-સત્તા કરતાં પણ બળવત્તર છે. જે પ્રદેશમાં અજ્ઞાન અને વહેમનું સામ્રાજ્ય છે તે પ્રદેશના લોકોને તેમની મહેનતના પ્રમાણમાં ફળ મળે નહિ; અને સાધનસંપન્ન લોકોને સુખ મળે નહિ. આ અજ્ઞાન અને વહેમના કિલ્લા એટલા મજબૂત છે કે તેને તોડવાને એક વ્યક્તિની નહિ પરંતુ અનેક વ્યક્તિની જરૂર છે. બે પાંચ વરસ નહિ પણ સતત પ્રયત્ન કરવાની જરૂર છે. એક જ્ઞાતિ કે વર્ગને માટે નહિ પરંતુ ગામના સમગ્ર લોકોને માટે કામ કરવાની જરૂર છે. એ માટે 'વસો કેળવણી મંડળ' સ્થાપવાની જે દરખાસ્ત મૂકવામાં આવી છે તેને હું અંતઃકરણપૂર્વક અનુમોદન આપું છું.

રાજ્ય તરફથી ફરજિયાત કેળવણી શરૂ થયે ૧૨ વર્ષ થઈ ગયાં છે, છતાં હજુ પણ પંદરથી પચીસ વર્ષની ઉંમરના નિરક્ષર લોકો ગામમાં ઘણાય છે. કન્યાશાળાઓ સ્થપાયાંને અનેક વર્ષો થઈ ગયાં છે, છતાં ગામની અનેક સ્ત્રીઓ સારી રીતે લખી વાંચી શકતી નથી, સ્વતંત્ર રીતે વિચારી શકતી નથી. કોઈ પણ બાબતમાં નિશ્ચયાત્મક નિર્ણય કરી શકતી નથી. ગામમાં ઘણા વિદ્યાર્થીઓ એવા છે કે જેમને ભણવાનાં સાધન હોય તો વિશેષ અભ્યાસ કરી તેઓ પોતાનાં કુટુંબની, જ્ઞાતિની, અને ગામની ઉન્નતિ કરી શકે. માબાપ તેમને ભણાવવાને અને આગળ વધવા દેવાને તત્પર રહે છે; પરંતુ તેમની ગરીબાઈને લીધે રાજ્યમાં ને દેશમાં કેળવણીની અનેક સંસ્થાઓ હોવા છતાં તેમનો લાભ તેઓ લઈ શકતા નથી. વિશિષ્ટ પંચાયત, ફરજિયાત કેળવણી, વગેરે રાજ્ય તરફથી લોકોના સુખને અર્થે અનેક યોજનાઓ થઈ છે. તેના સામાન્ય નિયમો પણ લોકોનો ઘણો ભાગ હજુ જાણતો નથી. ગરીબ લોકો અજ્ઞાનને લીધે ઘણી જાતનાં દુ:ખ અને ત્રાસ વેઠે છે. આ સ્થિતિ ફેરવવા માટે કેળવણી મંડળ જેવી વ્યવસ્થિત સંસ્થાની જરૂર છે. નિયમોના બંધારણવાળું મંડળ હોય તો પૂરતી સરળતા ને સુખ મળે છે તેનું દૃષ્ટાન્ત વસો સહકારી બૅન્ક છે. આજથી ત્રણ વર્ષ ઉપર કોઈ પ્રમાણિક માણસને ફક્ત ગરીબ હોવાને કારણે પચાસ, સો જેટલી રોકડી રકમ જોઈતી હોય તોપણ બીજાઓની ખુશામત કરવી પડે, ધક્કા ખાવા પડે, અને ભારે વ્યાજનો બોજો માથે લેવો પડે. આજ સહકારી બૅંકની યોજનાથી તે જ માણસ ફક્ત એક સભાસદની જામીનગીરીથી પાંચસો રૂપિયાની મદદ ફક્ત આઠ આનાને વ્યાજે સ્ટાંપની લાગત યા વટાવ આપ્યા સિવાય મેળવી શકે છે. બીજું દૃષ્ટાન્ત ચરોતર એજ્યુકેશન સોસાયટીનું છે. તેને સ્થપાયાને પૂરા બે ચાર માસ થયા નહિ એટલામાં તો આણંદના લોકોએ પોતાનાં બાળકોને કેળવણી આપવાને માટે રૂા. ૪૦,૦૦૦ ) આપી તથા વાર્ષિક રૂા. ૧,૨૦૦ ) આપવાનું સ્વીકારી આણંદમાં જ સોસાયટીની મુખ્ય સંસ્થા સ્થાપવાનું આમંત્રણ કર્યું. આણંદના લોકો પાસે પૈસા હતા, ભણનાર છોકરા હતા, ફક્ત તેની વ્યવસ્થા કરવા મદદની જરૂર હતી તે સોસાયટી તરફથી પૂરી પડી.

આજે ચરોતર પ્રદેશના કોઈ પણ ગામમાં કંઈ પણ કાર્ય કરવું હોય તો સોસાયટી તરફથી સલાહ ને મદદ મળી શકે છે. તેવી જ રીતે વસો ગામમાં કેળવણીનાં અનેક કાર્યો આ મંડળ કરી શકશે. આ કાર્યો કોણ કરશે એ પ્રશ્ન પૂછવામાં આવે તો પ્રત્યુત્તર મળી શકે છે કે જે યુવક મંડળે આજ સુધી કાર્યો કરી પ્રતિષ્ઠા મેળવી છે, તે યુવક મંડળના સભાસદો આ જવાબદારી સ્વીકારે છે. વળી બી.એ.ની પરીક્ષાનું પરિણામ હજુ બહાર પડ્યું નથી તે પહેલાં તો આ ગામના એક યુવાન ભાઈ ચૂનીલાલ બેચરલાલ ભટ્ટ ભવિષ્યની પૈસા અને પદવી મેળવવાની મોટી આશાઓ છોડી દઈને ફક્ત માસિક રૂ. ૫૦)ના પગારથી જિંદગીનાં સારામાં સારાં બાવીશ વર્ષ 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ને સેવા અર્થે અર્પણ કરવા તૈયાર થયા છે. અને તેઓ સોસાયટીની પરવાનગીથી વસો ગામમાં જ કેળવણીનું કાર્ય કરશે. વસો ગામના બીજા યુવાનો તેમની સહાયમાં રહેશે એટલે કાર્ય કરનાર પૂરતા પ્રમાણમાં મળી આવશે.

કેળવણી મંડળનાં કાર્યો કરવા નાણાંની મુશ્કેલીઓ કોઈ કોઈને જણાય છે, પરંતુ નિઃસ્વાર્થ કાર્ય કરનારને કોઈ પણ સ્થળે પૈસાની હરકત પડી જ નથી. કામ કરતાં આવડશે તો પૈસા તો આકાશમાંથી પણ પડશે. ફક્ત કાર્ય કરતાં આવડવું જોઈએ, કામ નિઃસ્વાર્થ વૃત્તિથી થવું જોઈએ. વળી જે ગામમાં રા. રા. ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ જેવું નરરત્ન વસે છે અને જે ગામના સઘળા કેળવાયેલા યુવકો કમાણી કરવાની શરૂઆત કરે તે પહેલાં ગામની કેળવણીની વૃદ્ધિ અર્થે પોતાની સ્થિતિનો કંઈ પણ વિચાર કર્યા સિવાય રૂ. ૫૦૦) ભણવામાં વધારે ખર્ચ થયો છે એમ સમજી પંદર વર્ષ સુધી વાર્ષિક રૂ. ૫૦ આપવાનું સ્વીકારી શકે, જે ગામનો એકવીસ રૂપિયાનો શિક્ષક કેળવણી મંડળની છાપેલી યોજના મળતાં જ વાર્ષિક ૫૦ રૂપિયા આપવાનું સ્વીકારે તે ગામને માટે પૈસા મેળવવાની મુશ્કેલી કહેવાય નહિ.

યુવકોને કાર્ય કરતાં આવડશે તો પૈસા મેળવવાના માર્ગ હજુ તો અનેક છે. મને ખબર મળી છે કે એકાદ માસમાં આ ગામમાં પાંચ મહાજનના જમણવાર થવાના છે. આ મોંઘવારીના વખતમાં જમણ નિમિત્તે રૂ. ૫,૦૦૦) ખર્ચાઈ જશે. એ મહાજનના

આગેવાનોને જાહેર રીતે જણાવું છું કે, જો તેઓ આ જમણવાર બંધ કરી રૂા. ૫,૦૦૦) મહાજનનાં છોકરાંને કેળવણી આપવામાં ખર્ચે તો બીજા પાંચ હજાર રૂપિયા એ જ છોકરાંઓની કેળવણીને માટે મહાજનને સોંપું. મહાજનના લોકો કેળવણીને ચાહનાર હશે અને પોતાનાં છોકરાંનું ભાવી સુખ સમજ્યા હશે, તો તેઓ મારી આ સૂચના ઉપર વિચાર કરશે અને તેનો લાભ લેવા પ્રયત્નશીલ થશે. એ જ રીતે બીજી જ્ઞાતિઓ ફક્ત જમણવારના પૈસા એકલા કેળવણીનાં કાર્યો તરફ ખર્ચે, તો વસો ગામમાં વસો ગામના જ પૈસાથી એક હાઇસ્કૂલ તો શું પણ એક મોટી કૉલેજ નિભાવી શકાય. યુવકો આજે પૂરતી લાગવગ વિનાના છે; પરંતુ હું આશા રાખું છું કે આજે જે પૈસો જ્ઞાતિવરામાં અને અન્ય રીતે ખર્ચાય છે તે મંડળના પ્રયત્નથી આવતાં પંદર વર્ષમાં કેળવણી પાછળ ખર્ચાશે, તો આ કેળવણીનું કાર્ય સફળ નીવડશે. આ રીતે હું 'વસો કેળવણી મંડળ' સ્થાપવાની દરખાસ્તને ફરીથી અનુમોદન આપી બેસી જવા રજા લઉં છું.'

# ૮

# દુષ્કાળ સંકટ નિવારણ

## (૧૯૧૯)

૧૯૧૮ના જૂન માસમાં વસો કેળવણી મંડળ સ્થપાયું, જુલાઈ માસમાં રા. ગોપાળદાસે મૂકેલી શરતો પ્રમાણે ૧૦૦ સભાસદો થઈ ગયા, ઑગસ્ટ આખરે 'યુવક મંડળ'ની સર્વ જવાબદારીઓ 'કેળવણી મંડળે' ઉપાડી લીધી, અને વસોમાં મેટ્રિકવર્ગ ઉઘાડવાનાં, કન્યા કેળવણીની દિશામાં પ્રયત્નો શરૂ કરવાનાં, વગેરે સ્વપ્નો સેવાવા લાગ્યાં.

વસોની પ્રવૃત્તિઓ 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ની શરૂઆત કરવા જ હાથ ધરવામાં આવી હતી, અને સોસાયટી સ્થપાતાં તેના નિયમોને અનુસરી એ સર્વ પ્રવૃત્તિઓનો સંબંધ સોસાયટી સાથે જોડવામાં આવ્યો હતો. તે જ પ્રમાણે 'વસો કેળવણી મંડળ' પણ સોસાયટી સાથે જોડવામાં આવ્યું, અને મોતીભાઈ અગાઉ કરેલા સંકલ્પ પ્રમાણે વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાની નોકરીમાંથી ત્રણ વર્ષની રજા લઈ વસો કે આણંદ રહી સોસાયટીનું કામ આગળ ધપાવવાના મનસૂબા કરવા લાગ્યા.

આ અરસામાં વરસાદ નહિ આવવાથી ગુજરાતમાં ભયંકર દુકાળ પડ્યો. ૧૯૧૪ થી યુરોપમાં લડાઈ ચાલતી હતી, તે કારણે અનાજ અને જીવનનિર્વાહનાં સાધનોની મોંઘવારી અસાધારણ વધી ગઈ હતી. એની અસર ચાલુ હતી, તેમાં દુકાળે અસહ્ય વધારો કર્યો. ગુજરાતમાં હાહાકાર વર્ત્યો. મુંબઈમાં દુષ્કાળનિવારણ માટે ભગીરથ પ્રયત્નો શરૂ થયા. મોતીભાઈ આવે વખતે ઉદાસીન ન જ રહી શકે. તેમણે 'ચરોતર યુવક મંડળ' મારફતે શું થઈ શકે તેની વિચારણા શરૂ કરી. બ્રિટિશ પ્રદેશમાં ખેડા જિલ્લા માટે ફેમિન કમિટી નિમાઈ હતી. તેના ઉપપ્રમુખ રા. રા. દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ હતા. તેમને મળી તે જિલ્લામાં સ્વયંસેવકો

મારફતે કરવાના કામની યોજના નક્કી કરી. એવામાં ખબર મળી કે, મુંબઈના પ્રાર્થના સમાજ તરફથી બાબુ સુધીરચંદ્ર બૅનરજી કરીને કોઈ બંગાળી ગૃહસ્થ પેટલાદ તાલુકામાં દુષ્કાળનિવારણનું કામ કરવા આવે છે. એટલે મોતીભાઈએ તરત જ આ પ્રશ્ન પોતાનો બનાવી દીધો. વડોદરા રાજ્યના ' ફૅમિન કમિશનર રા. બ. ગોવિંદભાઈ દેસાઈએ પ્રકટ કરેલ ' દુષ્કાળ શમન સંબંધી લઘુ પુસ્તક ઉપરથી 'વડોદરા રાજ્યના દુષ્કાળ શમન સંબંધી નિયમોનો સાર ' સોસાયટીના મુખપત્ર ' જ્ઞાનપ્રચાર 'માં પ્રગટ કર્યો અને તે સાથે જ આ કામ માટે સ્વયંસેવકોની માગણી કરતી જાહેરાત મૂકી. આ પછી તા. ૮–૪–'૧૯ને દિવસે સોજિત્રા મુકામે સ્વયંસેવકોને એકઠા કરી કેવા પ્રકારનું કામ કરવાનું છે તેની સમજૂત આપવામાં આવી અને ખેડા જિલ્લા માટે તથા પેટલાદ તાલુકા માટે જુદા જુદા સ્વયંસેવકોનાં નામ નોંધવામાં આવ્યાં.

મુંબઈથી આવનાર બંગાળી ગૃહસ્થ મોતીભાઈને ત્યાં જ વસોમાં ઊતર્યા અને કામની શરૂઆત વસો નજીકના ભડકદ ગામથી કરવામાં આવી. મોતીભાઈ બાબુજીને લઈ જાતે ભડકદ ગયા. ગામના આગેવાનોને બોલાવી નિરાધાર સ્ત્રીપુરુષોનાં નામની યાદી તૈયાર કરી. પછી તેમને રૂબરૂ બોલાવી વા તેમને ઘેર જઈ દરેકની સ્થિતિની ખાતરી કરી અને તે જ દિવસથી દરરોજ માણસ દીઠ એક શેર અનાજ ગામમાંથી બજારભાવે ખરીદી કેટલાક લોકોને આપવાની યોજના કરી.

એ જ રીતે બીજે દિવસે ભડકદ નજીકના બાંટવા ગામમાં વ્યવસ્થા કરવામાં આવી. અને આ કામે કૉલેજમાં ભણતા અને ભડકદના વતની, મોતીભાઈના જ વિદ્યાર્થી, રા. હિમચંદ કપૂરચંદ શાહની નિમણૂક કરવામાં આવી.

આમ મોતીભાઈએ કામ શરૂ કર્યું, તે પહેલાં વડોદરા રાજ્યના ફૅમિન કમિશનર તરફથી પેટલાદ તાલુકાનાં દંતાલી, ધર્મજ, મઘરોલ, સાઠ, ભંડેરજ, વગેરે ગામોએ કામ શરૂ થયું હતું. આ કામ માટે ધર્મજના રા. વલ્લભભાઈ નરોત્તમદાસ પટેલના પુત્રોએ મુંબઈની 'ભાટિયા વૉલંટિયર કોર (સ્વયંસેવક દળ)ને રૂ. ૩૦,૦૦૦નાં કપડાં ગુજરાતના ગરીબોને વહેંચવા આપ્યાં હતાં. તેમાંથી પેટલાદ

તાલુકા માટે ૭ ગાંસડીઓ ફૅમિન કમિશનર મારફતે મેળવવામાં આવી હતી. તેમાંથી પેટલાદમાં ત્યાંના દાતાર શેઠ શ્રી. રમણભાઈ તથા શ્રી. બુલાખીદાસની સહાયથી સ્ત્રીપુરુષો તથા બાળકોને ઉપયોગી થાય તેવાં કપડાં તૈયાર કરાવવામાં આવતાં હતાં. આ કપડાં સ્વયંસેવકો મારફતે ગામડાંમાં વહેંચવાની યોજના મોતીભાઈ અને તેમના મિત્રો મારફતે થતી હતી.

આ રીતે પેટલાદ તાલુકામાં કામ શરૂ થયાની ધર્મજવાળા ગૃહસ્થોને ખબર પડતાં, એ જ કુટુંબના રા. શંકરભાઈ વલ્લભભાઈ પટેલે પેટલાદ તાલુકાના ગરીબો માટે રૂ. ૫,૦૦૦) સુધી ખર્ચવા તથા પડતર કિંમતે જાનવરોને ઘાસ અને મનુષ્યોને અનાજ પૂરું પાડવા વગર વ્યાજે રૂ. ૫૦,૦૦૦ સુધીની લોન આપવાની ઇચ્છા દર્શાવી. આ અણધારી મદદથી ‘ચરોતર યુવક મંડળ’માં ઉત્સાહ ફેલાયો અને મોતીભાઈએ સરકારની પરવાનગી મેળવી પેટલાદ તાલુકાનું કામ ઉપાડી લીધું.

નાણાંનો દુરુપયોગ ન થાય અને ગરીબોને રાહત મળવામાં કંઈ ખામી ન આવે તે માટે, પેટલાદ તાલુકાનાં ૭૫ ગામોના સાત વિભાગ પાડી, તે દરેક વિભાગ માટે એક મુખ્ય મથક નક્કી કરવામાં આવ્યું.* આ મુખ્ય મથકે એક એક સ્વયંસેવક મૂકવામાં આવ્યો અને તેને મદદ કરવા ગામની શાળાના શિક્ષક, મુખીપટેલ, એક બે વણિક ગૃહસ્થો, અને એક બે બીજા આગેવાનો — એટલાંની એક સમિતિ નીમવામાં આવી. આ સમિતિની મદદથી અને તેમની હાજરીમાં ગરીબોને કપડાં, અનાજ વગેરે આપવાનું કામ સ્વયંસેવક કરે એવી વ્યવસ્થા થઈ.

મદદ લેવા આવનાર મદદને પાત્ર છે કે કેમ તેની જાતે ખાતરી કરીને જ મદદ આપવામાં આવે એ પદ્ધતિ રાખવામાં આવી હતી. તે માટે મુખ્ય મથકેથી નજીકનાં ગામોમાં સ્વયંસેવકો જાતે ઊંચકીને કપડાં લઈ જતા, એ બોજો ઉપાડી રોજ પાંચ-સાત માઈલ ચાલતા, અને ખાવાપીવાની સગવડ ન થાય તો તે જાતે કરી લેતા.

---

* આ મથકોનાં નામ : પેટલાદ, સોજિત્રા, વસો, બાંધણી, ચાંગા, નાર, ધર્મજ.

આ રીતે આખા પેટલાદ અને ભાદરણ તાલુકામાં કામ શરૂ થયું. એટલે મુંબઈથી આવેલા બાબુ સુધીરચંદ્ર બેનરજીને આ પ્રદેશમાં હાજર રહેવાની જરૂર રહી નહિ. તેથી એ જ કામે તેઓ કાઠિયાવાડ ઊપડી ગયા.

એક માસમાં ધર્મજવાળા રા. શંકરભાઈએ આપેલા રૂા. ૫,૦૦૦ ખર્ચાઈ ગયા અને બીજા બે માસ માટે મદદની જરૂર ઊભી રહી. તે માટે તે જ ગૃહસ્થે રૂા. ૩,૦૦૦ વધુ આપવાની ઇચ્છા વગર માગ્યે જ દર્શાવી. પરંતુ એમની મદદનો ઉપયોગ ખેડૂતોને સસ્તે દરે બી આપવામાં અને ગરીબોને અનાજ આપવામાં થાય તો રાહતકાર્ય લાંબો સમય ચાલી શકે અને લોકોને વધુ ફાયદો થાય એમ લાગ્યું. તેથી તાત્કાલિક રાહત માટે મુંબઈ ઇલાકા દુષ્કાળ નિવારણ સમિતિના મંત્રી શેઠ પુરુષોત્તમદાસ ઠાકોરદાસ પાસે માગણી કરવામાં આવી. તે માગણીને માન આપી મુંબઈની સમિતિએ ઉદાર હાથે મદદ આપી.

આમ રાહતનું કામ પેટલાદ તાલુકામાં સુંદર રીતે ગોઠવાયું અને દુકાળમાં પણ લોકોને લહેર થઈ. બ્રિટિશ પ્રદેશમાં સરકારે અનાજની દુકાનો ઉપર 'કન્ટ્રોલ' મૂક્યો હતો. એટલે નજીકનાં ગાયકવાડી ગામોને એ પ્રદેશનાં ગામોમાંથી અનાજ મળી શકતું નહિ. તે કારણે ઘણી હાડમારી અનુભવાતી. તે સ્થિતિ તરફ ધ્યાન ખેંચાતાં મોતીભાઈએ ધર્મજના રા. શંકરભાઈ પાસેથી લગભગ રૂા. ૨૫,૦૦૦ મેળવી પેટલાદ તાલુકામાં સસ્તા અનાજની દુકાનો ખોલાવી. આ દુકાનો એક બે અપવાદ સિવાય તે તે ગામના વિદ્યાર્થી, સ્વયંસેવકો અને યુવાનોએ જ ચલાવી. કૉલેજના વિદ્યાર્થીઓ જૂન માસમાં કૉલેજોમાં ગયા ત્યારે તેમનું કામ અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓએ ઉપાડી લીધું. આ બધું જ કામ વગર પૈસે થતું અને છતાં સ્વયંસેવકો તનતોડ મહેનત કરતા. એથી લોકોમાં તેમને વિષે આશ્ચર્ય અને માનની લાગણી ફેલાતી.

આ કામમાં સરકારની મદદ અને દિલસોજી હતાં જ. છતાં મોતીભાઈએ તેની આગેવાની અને જવાબદારી ન ઉપાડી હોત તો તે આટલું વ્યવસ્થિત અને સંગીન ન બન્યું હોત એ દેખીતું છે. એનો પ્રત્યક્ષ પુરાવો નજીકના ખેડા જિલ્લાના કામમાંથી જ મળી

રહ્યો. એ ભાગમાં કામ કરવા મોતીભાઈએ જ સ્વયંસેવકો મોકલી આપ્યા હતા. નડિયાદ, ડાકોર, મહેમદાવાદ, વડદલા, આણંદ, લીંબાસી, અને ઠાસરા—એ સાત સ્થળોને મુખ્ય મથક બનાવવામાં આવ્યાં હતાં. તેમાંથી ડાકોર અને નડિયાદમાં કંઈક સારું કામ થયું હતું. પરંતુ બાકીનાં સ્થળોએ નેતાને અભાવે સ્વયંસેવકો નહિ જેવું જ કામ કરી શક્યા હતા.

સંકટ નિવારણનું કામ એપ્રિલમાં શરૂ થયેલું તે જૂન સુધી ધમધોકાર ચાલ્યું અને પાછળથી ઠેઠ ડિસેંબર સુધી ચાલુ રહ્યું. તે સઘળા કામની છેવટની જવાબદારી અને વ્યવસ્થા પેટલાદ બોર્ડિંગના વ્યવસ્થાપકો અને મોતીભાઈના વિદ્યાર્થીઓએ જ ઉઠાવી હતી. ધર્મજવાળા ગૃહસ્થે રૂા. ૨૫,૦૦૦ જેટલી મોટી રકમ છૂટે હાથે કોઈ પણ જાતના લખાણ સિવાય આ કામમાં વગર વ્યાજે ધીરી હતી. અને બીજી તેટલી જ, બલકે તેથી મોટી રકમ ખર્ચાઈ ગઈ હતી. એ માટે કામ કરવા પેટલાદ તાલુકામાંથી સો જેટલા સ્વયંસેવકો મળી આવ્યા હતા. આ ઉપરાંત બ્રિટિશ સરકાર તરફથી પંચમહાલ જિલ્લામાં દુષ્કાળ સંકટ નિવારણ માટે મોટા પાયા ઉપર કામ ઉપાડવામાં આવ્યાં હતાં. તેમાં કામ કરવા હિંદ સેવક સમાજના સભ્ય શ્રી. અમૃતલાલ ઠક્કરની માગણીથી મોતીભાઈએ ચરોતરમાંથી ૩૦ સ્વયંસેવકો પૂરા પાડ્યા હતા.

પંચમહાલ જિલ્લાના કામને મોતીભાઈના સ્વયંસેવકોએ એટલું દીપાવ્યું કે તે કામ જાતે જોનારે તેમની મુક્ત કંઠે પ્રશંસા કરી, એ કામના રિપોર્ટમાં એની ખાસ તારીફ કરવામાં આવી અને છાપામાં પણ તે વિષે લેખો લખવામાં આવ્યા. આ કામ જાતે જોનાર જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજના એક પ્રોફેસરે એનું નીચે પ્રમાણે વર્ણન કર્યું હતું:

'ચાલુ સાલના ભયંકર દુષ્કાળમાં પંચમહાલ જિલ્લાની ગરીબ પ્રજા અત્યંત પીડાતી હતી. સેંકડો ઢોર ભૂખમરાથી મરણ પામ્યાં હતાં. અને અનાજની અછતને લઈને જંગલી ભીલ પ્રજા સર્વભક્ષી થઈ ગઈ હતી. સ્ત્રી અને પુરુષો બન્નેને વસ્ત્રો વિના લજ્જત ગુમાવવાનો વખત આવ્યો હતો. આવા બારીક સમયે આપણા ત્રણેક અગ્રેસર દેશભક્તોનું લક્ષ તે પ્રજા તરફ ખેંચાયું હતું; અને તેમની

પ્રેરણાથી અને શ્રમથી મુંબઈ ઇલાકાની દુષ્કાળ નિવારણ કમિટીએ ઉદાર આશ્રય આપવાનું વચન આપ્યું. પણ એટલેથી જ પતી જાય તેમ ન હતું. એ ઉદાર મદદનો સદ્વ્યય કરવા માટે સ્વયંસેવકોની જરૂર હતી. એક ઉત્સાહી અને સહૃદય આગેવાનની પ્રેરણાથી ચરોતર પ્રદેશના કેટલાએક યુવકો તૈયાર થયા. તેમને કામ કરતા મેં જોયા છે. ઢીંચણ સુધી ચડ્ડી, એક શર્ટ, માથે ગુલાબી સાફો, બગલમાં પાણીની બેગ, અને હાથમાં સોટી લઈ, ઉનાળાના સખત તાપમાં જંગલના ડુંગરાટેકરાવાળી અજાણી ભૂમિ ઉપર અહીં તહીં પગે ચાલીને ભીલોનાં અનાથ બાળકોની સંભાળ લેવાને એ સહૃદય યુવકો ફરતા હતા. જિંદગીમાં કદી નહિ અનુભવેલ ભૂખ, તરસ, મુસાફરીનો શ્રમ, ઇત્યાદિ મુસ્કેલીઓને નહિ ગણકારતાં, પોતાને સેવાધર્મ શીખવાની જે ઉત્તમ તક મળી હતી તેને માનપૂર્વક વધાવી લેતા એ યુવક બંધુઓ પોતાના કાર્યમાં એકસરખી શ્રેણીથી તત્પર જ રહેતા. પોતે શ્રીમંતના પુત્રો છે, ભૂખ, તરસ, તાપ અને શ્રમ તેમણે કદી અનુભવ્યાં નથી, એ વાત તે તદ્દન ભૂલી જ ગયા હતા. રજાનો વખત વિશ્રાંતિ અને સ્વજનો સાથે આનંદમાં ગાળવાની વિલાસી વૃત્તિને જતી કરી દેવામાં તેઓ મહાન માન સમજતા હતા. આ સ્થાનમાં તેમણે બજાવેલાં કાર્યો અનેક છે. ઘેર ઘેર ફરી લોકોની સ્થિતિ તપાસી તેમની મુસ્કેલીઓ જાણી લેવી, તેમને કમિટી તરફથી આવેલ કપડાં પૂરાં પાડવાં, સસ્તા અનાજની દુકાનો ઠેકાણે ઠેકાણે ખોલી તે ઉપર જાતે જ કામ કરવું, અશક્ત માણસો અને નાનાં બાળકોને મફત નિર્વાહ આપવાની યોજના કરવી, 'રિલિફ વર્ક' ઉપર કામ કરતા મજૂરોની સ્થિતિ તપાસવી, તેમને ન્યાય મળે છે કે નહિ તે જોવું, સરકારી ડોલ મળવામાં લોકોને અન્યાય નથી થતો તે તપાસી યોગ્ય પગલાં લેવાં, પાણી વગેરેની પડતી મુસ્કેલીઓ દૂર કરવાના પ્રયત્નો કરવા તાત્કાલિક પગલાં લેવાં, એ કાર્ય આપણા યુવાન મિત્રોનાં હતાં, અને તેમાં તેમણે જે ઉત્સાહ, અડગતા, કાર્યદક્ષતા, અને સેવાવૃત્તિ બતાવ્યાં છે, તે જોઈ સર્વ કોઈને તેમને માટે માનની લાગણી થયા વિના રહે જ નહિ. તેમણે બજાવેલી સેવા ખરેખર ઉત્તમ છે. હજારેક માણસોને અનાજ અને કપડાં તેમને હાથે પૂરાં પડ્યાં છે. દોહદની અંદર એક વિશાળ કેમ્પ ખોલી તેમાં બે હજાર

ઢોરોને જીવતદાન આપ્યું છે. છેલ્લે દિવસે દોહદ ગામમાં ઘેર ઘેર ફરી, પરમાર્થ ખાતર ભિક્ષા માગી જે કાંઈ પ્રાપ્ત થયું તે કોઈ પણ સત્કાર્યને અર્થે દોહદના વતનીઓને આપી દીધું. એમ કરી તેમણે બજાવેલી સેવા કરતાં પણ તેમણે બતાવેલ વૃત્તિની કિંમત ઘણી ઊંચી છે. ચરોતર પ્રદેશની ( ખેડા જિલ્લાની ) પ્રજા આટલી જાગ્રત છે, અને પોતાના દેશબંધુઓ માટે સ્વાર્પણ કરવા લાંબો હાથ કરે છે, તેને માટે તેઓ ખરેખર માનને પાત્ર ગણાય.'*

દુષ્કાળ સંકટ નિવારણના કામે પેટલાદ બોર્ડિંગના શિક્ષણની સફળતા સાબિત કરી આપી, અને તે સાથે જ મોતીભાઈને માટે એક નવીન કાર્યક્ષેત્ર ઉઘાડ્યું. આ કામના રિપોર્ટને અંતે તેમણે લખ્યું :

'વિદ્યાર્થીઓને દુષ્કાળના કામે ગામડામાં ફરવાથી વિધવિધ પ્રકારના અનુભવ મળ્યા છે. ગામડાંમાંથી મદદ ઉઘરાવવા ખાસ પ્રયત્ન ન કરવો, પરંતુ પોતાના ગામે બહારગામની મદદ આવે અને ગામના લોકો પોતે કંઈ પણ મદદ ન આપે તે યોગ્ય નહિ, એમ કોઈ પણ ગામના લોકોને લાગે, તેથી ખુશીથી મદદ આપે તો સ્વીકારવી એમ સ્વયંસેવકોને સૂચના કરવામાં આવી હતી. પરંતુ ફક્ત મોગરી, દેવા, પલાણા વગેરે ત્રણ ગામે જ આ પ્રકારની મદદ આપવા ઉદારતા બતાવી હતી. કપડાં અને અનાજ વહેંચતાં કોઈ કોઈ સ્થળે આગેવાનો પોતાના લાગતાવળગતાને જ મદદ આપવા પ્રયત્ન કરતા અને વિદ્યાર્થીઓ તેવી સ્વાર્થી માગણી નામંજૂર કરતા, એટલે તેઓ રિસાઈને ચાલ્યા પણ જતા અને ગામખાતે મદદ નથી જોઈતી એમ જણાવતા. આ રીતે પરમાર્થના કામમાં પણ નીચ અને નિંદ્ય રીતે સ્વાર્થ સાધવા પ્રયત્ન થતા. સ્વયંસેવકોને સાચી રીતે અને ખરી મદદ, તેમ જ તેમને જમવા વગેરેની અનુકૂળતા ઘણાં સ્થળે મુખીપટેલો કરતાં શાળાના શિક્ષકોએ જ કરી છે. જ્યાં સસ્તા અનાજની દુકાનો ઉઘાડવામાં આવી હતી, ત્યાં પણ ગામના આગેવાનોએ પૈસાની વા અન્ય રીતે કંઈ પણ મદદ કરવા ઇચ્છા પણ બતાવી નથી. અને જ્યાં પૈસાની મદદ મેળવવા પ્રયત્ન થયા છે, ત્યાં નિષ્ફળતા મળી છે. ટૂંકામાં, ગરીબ લોકોને સહાય

* 'જ્ઞાન પ્રચાર,' ૧૯૨૦, પૃ. ૧૪૭-૪૮

કરવાની ખરી વૃત્તિ ઘણા જ થોડા લોકોમાં જોવામાં આવી છે. વિદ્યાર્થી સ્વયંસેવકો ચરોતર પ્રદેશની ઉપર પ્રમાણેની સ્થિતિ વિષે શાંત રીતે વિચાર કરશે, તો પોતાને માટે ભવિષ્યમાં કર્તવ્યનું કેવડું વિશાળ ક્ષેત્ર છે તે સહજ સમજી શકશે.

કાર્ય હાથમાં લેવાનો વિચાર થયો ત્યારે કામનો કંઈ જ ખ્યાલ નહોતો. દુષ્કાળમાં અગાઉ કદી આ પ્રકારે કામ કર્યાનો કોઈને અનુભવ નહોતો. સ્વયંસેવકો કેટલા મળશે તેનો અંદાજ નહોતો. આર્થિક મદદ જોઈએ તે મળવાની કંઈ જ ખાતરી નહોતી. અનુભવ વિનાના યુવકો દુષ્કાળમાં કેવા ઉપયોગી થઈ શકે તેની કંઈ પણ કલ્પના નહોતી. સેવા કરવા ઇચ્છનારને સેવાનાં ક્ષેત્ર અને સેવાનાં સાધન દુષ્કાળના પ્રસંગે નહિ પણ હમેશને માટે તૈયાર જ છે, એ ફક્ત ટૂંક મુદતના થોડા અનુભવ ઉપરથી સમજાયું છે. એટલે આ હેવાલ બંધ કરતાં, આ વખતનું કાર્ય કરતાં જે અનુભવ મળ્યો છે તે ઉપરથી એવી આશા તો રાખી શકાય કે, સેવાનાં કાર્ય માટે ઉનાળાની લાંબી રજાના દિવસોમાં જે કોઈ યોજના કરવામાં આવે અને કામ લેનાર માણસ જાતે જ સાચો સેવક હોય, તો ચરોતરના એકલા પ્રદેશમાંથી ૨૦૦ ઉપરાંત સ્વયંસેવકો એકાદ માસમાં સુંદર કામ કરી બતાવે, તે કામ માટે નાણાં પણ જોઈએ તેટલા પ્રમાણમાં મળી આવે, અને સ્વયંસેવકોની પરંપરા વર્ષોવર્ષ ચાલુ રહે, જેથી સેવાનાં કાર્યો પણ નવીન નવીન નીકળતાં રહે અને પરિણામે ચરોતર પ્રદેશ આજે છે તેના કરતાં વધારે ઉચ્ચ પદ પ્રાપ્ત કરે.'*

* 'જ્ઞાન પ્રચાર' ૧૯૨૦, પૃ. ૧૪૪–૧૪૫.

# ૯

# ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં જોડાવાની તૈયારી

## (૧૯૧૮-૨૦)

દુષ્કાળ સંકટ નિવારણનું કામ પૂરું થયું ત્યાં સુધીમાં—એટલે ૧૯૨૦ની શરૂઆત સુધીમાં—સોસાયટીનું કામ ઝડપથી આગળ વધ્યું હતું. એનો ટૂંકામાં ખ્યાલ કરી લઈએ.

મોતીભાઈએ પેટલાદમાં સોસાયટીના પહેલા વાર્ષિક ઉત્સવ પ્રસંગે જાહેર કર્યું હતું તેમ, સોસાયટીનો મુખ્ય ઉદ્દેશ યુવાનોને સેવાનું ક્ષેત્ર પૂરું પાડવાનો હતો, અને તે માટે 'પેટલાદ બોર્ડિંગને અંગે છેલ્લાં દશ વર્ષમાં થયેલાં કાર્યો ને તેવી પ્રવૃત્તિઓ જીવંત રાખી તેનો વિસ્તાર વધારવો' એ તેનો બીજો અને વ્યાવહારિક હેતુ હતો. એનું બંધારણ આ દૃષ્ટિએ જ રચવામાં આવ્યું હતું. વસ્તુતઃ એ દૃષ્ટિએ પેટલાદ બોર્ડિંગને અંગે કામ ચાલુ હતું જ. સોસાયટી થવાથી તેને જાહેરાત અને મૂર્ત સ્વરૂપ મળ્યું એટલું જ. એટલે લગભગ બધાં કામો પહેલા વર્ષથી જ શરૂ કરવામાં આવ્યાં હતાં.

આ કામોના બે પ્રકાર પાડી શકાય: એક પ્રયોગોનું કામ અને બીજું પ્રયોગોને પરિણામે ઉપયોગી નીવડેલી પ્રવૃત્તિઓનો પ્રચાર કરવાનું કામ. આ બન્ને પ્રકારનાં કામો પેટલાદ અને વસોમાં અજમાવવામાં આવ્યાં હતાં. ત્યાં સરકારના અમલદારો અને નિયમોના અંકુશ નીચે કામ કરવાનું હોવાથી અનેક અડચણો નડતી. છતાં પરિણામ ઘણાં સુંદર આવ્યાં હતાં. સોસાયટી સ્થપાયાથી સરકારની દખલ વિના સ્વતંત્ર રીતે પ્રયોગો અજમાવવાની અનુકૂળતા થઈ. તેથી પહેલી તકે જરૂરી સાધનો ઊભાં કરવા સ્વયંસેવકોએ તનતોડ મહેનત આદરી. પહેલે જ વર્ષે શાળાનું મકાન બાંધવાની

તૈયારી કરી. મોતીભાઈને આ ઉત્સાહ જોખમકારી લાગ્યો. તેમણે નાણાં વિના આવું સાહસ ઉપાડવા સામે વિરોધ દર્શાવ્યો. પણ સ્વયંસેવકો એમ હિંમત હારે તેવા નહોતા. તેમણે નાણાંની જવાબદારી પોતાને માથે લીધી અને મોતીભાઈને ઠંડા પાડ્યા. તે જ વર્ષે હિંદને દેશભક્તિનો મંત્ર આપનાર અને 'સ્વરાજ્ય' શબ્દ પ્રથમ વાર ઉચ્ચારનાર હિંદના દાદા દાદાભાઈ નવરોજીનું અવસાન થતાં, વિદ્યાર્થીઓ સમક્ષ તેમની દેશભક્તિનું જ્વલંત દૃષ્ટાન્ત નિરંતર કાયમ રહે તે હેતુથી તેમનું પવિત્ર નામ સોસાયટીની શાળા સાથે જોડયું.

આ વખતે ચરોતરમાં અગિયારેક હાઈસ્કૂલો હતી. તેમાં એક હાઈસ્કૂલનો વધારો થાય એથી કંઈ વિશેષતા નહોતી. તેથી સોસાયટીની હાઈસ્કૂલ એક આદર્શ હાઈસ્કૂલ બને અને વિદ્યાર્થીઓને તેમાંથી ઉચ્ચ અને સાચા સંસ્કાર મળે તે માટે ભગીરથ પ્રયત્નો કરવા સ્વયંસેવકો અને મોતીભાઈ ઉત્સુક હતા. પેટલાદમાં આવા પ્રયત્નો થઈ ચૂકયા હતા. તેને વ્યવસ્થિત, પદ્ધતિસર અને સધ્ધર પાયા ઉપર મૂકવાની જ જરૂર હતી. આ માટે હાઈસ્કૂલના મકાન સાથે જ બોર્ડિંગનાં મકાનો બાંધવાની તજવીજ શરૂ કરી દીધી હતી. અને સોસાયટીની શાળા કેવું સ્વરૂપ લેશે તેની વિગતો રજૂ કરતો એક વિસ્તૃત લેખ મોતીભાઈએ તેના મંત્રી સ્વ. અંબાલાલ પાસે લખાવ્યો હતો. તેમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે, સોસાયટીની શાળાનો હેતુ સંગીન શિક્ષણ આપવાનો હતો.

આ હેતુથી સોસાયટીથી શાળાને આદર્શ શાળા બનાવવાનો મોતીભાઈનો વિચાર હતો. તે માટે ગરીબ, તવંગર, તેજ બુદ્ધિના, મંદ બુદ્ધિના—સર્વ પ્રકારના વિદ્યાર્થીઓ માટે યોજનાઓ વિચારી હતી. પ્રવાસ, પુસ્તકાલય, વસ્તુભંડાર, ઉદ્યોગો, દવાખાનું, વગેરે સાધનો માટે પણ સ્વપ્નાં રચ્યાં હતાં. એ સર્વ માટે આદર્શ મકાનો અને આદર્શ શિક્ષકો મેળવવાની હિમાયત કરી હતી. અને તે માટે ખાસ પ્રયત્નો શરૂ કર્યા હતા. અને તેઓ નિશ્ચિંત રીતે એકનિષ્ઠાથી સોસાયટીની સંસ્થાઓમાં કામ કરી શકે તે માટે તેમને સરકારી નોકરીના બઢતી અને 'પ્રોવિડંટ ફંડ'ના લાભની યોજનાઓ મળે તેવી તજવીજ પણ શરૂઆતથી જ કરવા માંડી હતી.

વિદ્યાર્થીજીવન તન્દુરસ્ત, નિર્દોષ, ઉદ્યમી, સંસ્કારી અને પ્રગતિશીલ રહે તે માટે પેટલાદમાં ચલાવેલી પ્રવૃત્તિઓ અને યોજનાઓ આણંદમાં શરૂ કરવામાં આવી હતી. આમાં વ્યાયામ અને બ્રહ્મચર્યની હિમાયત ખાસ મહત્ત્વની હતી. વ્યાયામ ફરજિયાત કરવામાં આવ્યો હતો, અને બાળલગ્ન વિરુદ્ધ માબાપોનું ધ્યાન ખેંચાય તે હેતુથી 'લગ્નદંડ'ની પ્રથા દાખલ કરી હતી.

આટલેથી મોતીભાઈને સંતોષ નહોતો. તેમણે તો 'પચીસ વર્ષની ઉમ્મર સિવાય પરણવું નહીં' એવાં ભીંતપત્રો છપાવી નિશાળોમાં મોકલ્યાં હતાં અને બાળલગ્નો અટકાવવા તે કંઈ કંઈ કરતા હતા. તેમના આ પ્રયત્નોમાં આગેવાની લઈ સાથ આપનાર સોસાયટીના આદ્યમંત્રી અંબાલાલનું અવસાન થતાં, તેમનું સ્મારક કરવા રૂ. ૫,૦૦૦ સોસાયટીના કાયમ ફંડમાંથી લેવા અને બીજા તેટલા ઉઘરાવીને એકઠા કરવા અને તે રીતે મળેલા રૂ. ૧૦,૦૦૦ ખર્ચી સોસાયટીમાં સ્વ. અંબાલાલને નામે 'બ્રહ્મચર્ય, સ્વાશ્રય, અને સાદાઈ'ના સિદ્ધાન્તો ઉપર એક વિદ્યાર્થી આશ્રમ સ્થાપવાનું ઠરાવ્યું હતું. અને બીજા જ વર્ષથી તેની શરૂઆત પણ કરી હતી. આ બ્રહ્મચર્યાશ્રમ દ્વારા અમેરિકાની ટસ્કેજી સંસ્થાની પદ્ધતિએ કામ કરવાનાં સ્વપ્નો તેમણે સેવ્યાં હતાં. તેને અનુસરીને એના મકાનનો પાયો ખોદવાનું અને એક માળનું ચણતર કરવાનું કામ પણ વિદ્યાર્થીઓ પાસે કરાવ્યું હતું.

આ પછી, વસોમાં સુંદર રીતે ખીલેલી 'નવી ગુજરાતી શાળા'ના છોડ આણંદમાં રોપવાની તજવીજ થઈ હતી. તે માટે આણંદ ગામમાં 'યુવક મંડળ' સ્થાપી વિદ્યાદાનના પવિત્ર દિવસની યોજના પણ અજમાવી હતી, અને શિક્ષકો મેળવવા પ્રયત્નો ચાલતા હતા.

આમ બાળવર્ગથી મૅટ્રિક સુધીના શિક્ષણને માટે સઘળાં સાધનો મેળવવા તજવીજ ચાલતી હતી, અને સોસાયટીના ચોગાનમાં એક ગુરુકુળ ઊભું કરવાનાં સ્વપ્નો સેવાતાં હતાં.

સોસાયટી સ્થપાયાથી લોકોમાં એટલો ઉત્સાહ ફેલાયો હતો કે શરૂઆત હોવા છતાં એની શાળાઓમાં વિદ્યાર્થીઓ ઊભરાવા લાગ્યા હતા, અને જગાને અભાવે ઘણાને નિરાશ કરવા પડતા હતા. સ્વયંસેવકોની સંખ્યા સાત, અને સભ્યોની સંખ્યા ૨૬૫ થઈ હતી.

વસો કેળવણી મંડળ, બોરસદની નૂતન ગુજરાતી શાળા અને શ્રી મુક્તિવિજયજી જૈન કન્યાશાળા, તથા કરમસદ, સુણાવ, ઓડ અને ચાંગાની અંગ્રેજી શાળાઓએ સોસાયટી સાથે સંબંધ બાંધ્યો હતો. કન્યાઓના શિક્ષણને ઉત્તેજન, પુસ્તકાલયો, રમતગમતો, વિદ્યાર્થીઓના પ્રવાસો, રાત્રિશાળાઓ, વગેરે પ્રવૃત્તિઓના પ્રચાર માટે યોજનાઓ થઈ હતી. લગભગ ચૌદ હજાર રૂપિયાનાં ટ્રસ્ટફંડો મળ્યાં હતાં. તેમાંનું એક તો પેટલાદ બોર્ડિંગના આદ્ય વિદ્યાર્થીમાંના એક શ્રી. ભાઈલાલભાઈ શંકરભાઈ પટેલ તરફથી મળ્યું હતું. તે ફંડ તેમને સ્કૉટલૅંડમાં (જ્યાં તે ખેતીવાડીનો અભ્યાસ કરતા હતા) એક અમેરિકન બાઈએ હિંદના ગરીબોને માટે વાપરવા આપ્યું હતું. તે તેમણે સોસાયટીમાં ખેતીના શિક્ષણને ઉત્તેજન આપવા આપ્યું હતું. એવું જ બીજું અણધાર્યું ટ્રસ્ટ એક જૂના વિદ્યાર્થી મારફતે ચોરવાડના શેઠ જીવણલાલે બાળઉછેર અને બાળસાહિત્યના પ્રચાર માટે આપ્યું હતું.

આ બધાં કામોના સમાચાર લોકોને મળતા રહે તે માટે, શરૂઆતમાં વડોદરેથી નીકળતા 'કેળવણી' માસિકમાં સોસાયટી વિભાગ ખોલવામાં આવ્યો હતો અને તે સોસાયટીના સભ્યોને વિના મૂલ્યે મોકલવાની પ્રથા શરૂ કરી હતી. આ પછી સોસાયટીએ પોતાના ધ્યેયના પ્રચાર માટે 'યુવક' નામનું માસિક કાઢવાનું ઠરાવ્યું હતું. પરંતુ લેખો લખનાર નહિ મળવાથી 'ગદ્યપદ્યસંગ્રહ'ને ધોરણે 'જ્ઞાન પ્રચાર' માસિક શરૂ કર્યું હતું, અને કેળવણી, સમાજસેવા અને સંસ્કારપ્રેરક લેખોનો પ્રચાર શરૂ કર્યો હતો. આ માસિક પાછળ ત્રણ વર્ષમાં અઢી હજાર રૂપિયા ખોટ સોસાયટીએ માંડી વાળી હતી. એ ઉપરથી એની પાછળ અપાયેલા ભોગનો કંઈક ખ્યાલ આવે છે.

આમ ધગશભેર કામ ચાલતું હતું. પણ નાણાં વિના તે અટકી પડે તેવો મોતીભાઈને બહુ ડર હતો. સ્વયંસેવકોએ તે માટે પ્રયત્નો શરૂ કર્યા હતા. હાઈસ્કૂલનું મકાન બાંધવા મુંબઈ જઈ એક જ પ્રયત્ને વીસ હજાર રૂપિયા મેળવ્યા હતા અને બીજા વધુ મેળવવા આફ્રિકે એક સ્વયંસેવકને મોકલ્યા હતા. તે લગભગ રૂા. ૨૮,૦૦૦ લાવ્યા હતા. છતાં લાખો રૂપિયાની જરૂર હતી.

આ બધી વસ્તુસ્થિતિ જોતાં, સોસાયટીનું કામ થાળે પાડવા સરકારી નોકરી છોડીને, બે ત્રણ વર્ષ રજા ઉપર ઊતરીને અથવા નોકરી ઉછીની મેળવીને આણંદમાં આવી રહેવાની અનિવાર્ય જરૂર હતી, એમ મોતીભાઈને લાગ્યા કરતું હતું. સોસાયટી સ્થાપવા માટે આગ્રહ કરનાર વિદ્યાર્થી અંબાલાલના સ્વર્ગવાસથી, એમ કરવું એ એક ફરજ જેવું પણ માન્યું હતું. એ હકીકત તેમણે સ્વયંસેવકોને એક પત્રમાં જણાવી પણ ખરી. તેના ઉત્તરમાં સ્વયંસેવકોએ તેમના વિચારને ટેકો આપ્યો અને તે સોસાયટીમાં જોડાય તો તેઓ રાજી થશે એમ પણ જણાવ્યું. પરંતુ નોકરી છોડવા બાબત મોતીભાઈના મનમાં ઘડભાંજ થતી હતી, એમ તેમની વાતોમાં દેખાતું હતું. તેમનો વિચાર સોસાયટીને તેમની સેવાઓ સરકાર તરફથી ઉછીની મળે અને પોતે પગાર સ્વયંસેવકના ધોરણે જ લે, એવી યોજના કરવાનો હતો. આ યોજનાથી સોસાયટીના કામ સાથે વસો કેળવણી મંડળના કામ ઉપર પણ ધ્યાન આપવાની સરળતા થશે, એમ તેમનું માનવું હતું.

આ મુદ્દા ઉપર સ્પષ્ટ અભિપ્રાય આપતાં સ્વયંસેવકોએ લખ્યું કે:

'(૨) આપે અત્યાર સુધીમાં ચરોતર પ્રદેશની તથા આખા દેશની જે સેવા કરેલી છે અને કરો છો તેને માટે આપના તરફ સમાજ ઘણી જ માનદૃષ્ટિથી જુએ છે. જો આપની નોકરી વડોદરા રાજ્ય તરફથી ઉછીની લેવામાં આવે તો આપની પાછલી ઉજ્જ્વલ કારકિર્દીને ઝાંખ લાગે. અત્યારે અણસમજુ લોકો આપે પારકાં છોકરાંને જતિ કરવાનું કામ આરંભ્યું છે એમ કહે છે. આપની નોકરી ઉછીની લેવાથી આ લોકાપવાદને પૂરેપૂરી પુષ્ટિ મળશે. નોકરી ઉછીની લીધી તે વાત પ્રસિદ્ધિમાં આવશે અને આપ સોસાયટીમાં ઓછો પગાર લેશો તે થોડા જ જાણશે. સોસાયટી આપની નોકરી ઉછીની લે અને જોકે આપ સોસાયટીના હેતુ બર લાવવા માટે શુદ્ધ હેતુથી વસોની પ્રવૃત્તિઓમાં આપનો કેટલોક સમય ગાળતા હો તોપણ, વસો એ આપનું વતન હોવાથી, સ્વાભાવિક રીતે જ કેટલાક અણસમજુ લોકો ધારશે કે સોસાયટીનો પગાર લઈ આમ આપના વતનનું કામ કરો છો.'

આ ઉપરાંત બીજી સંગીન દલીલો કરી સ્વયંસેવકોએ સૂચવ્યું કે, કાં તો નોકરી છોડી સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાવું, નહિ તો વગર વેતને બને તેટલું સોસાયટીનું કામ કરવું.

સ્વયંસેવકોનો આ ઉત્તર આવ્યો ત્યારે દુષ્કાળનિવારણનું કામ પૂરું થવા આવ્યું હતું. એમાં થયેલા અનુભવોએ મોતીભાઈના ઉપર ઊંડી અસર કરી હતી. અને તેથી તેમના મનમાં જનસેવાનાં કામોને જ બધો સમય આપવા બાબત મંથન ચાલતું હતું. આખરે એક વર્ષ પછી (તા. ૫-૭-'૨૦) તેમણે ચાર માસની ફરી રજા લીધી અને તે જ દિવસે રાત્રે આણંદ આવી ખાનગી નોંધમાં પોતાના વિચારો નોંધ્યા. તેમાં રજાઓમાં કરવાના કામનું ટાંચણ કર્યું. અને છેવટે ઉમેર્યું કે, 'જાન્યુઆરીથી સોસાયટીની સેવાર્થે રજા લઈને, નોકરી ઉછીની લઈને, વા રાજીનામું આપીને છૂટા થઈને આણંદમાં રહેવા આવવા યોજના છે.'

આ યોજના પ્રમાણે આણંદમાં આવી રહેતા પહેલાં ગુજરાત અને અન્ય પ્રાંતોની જાણીતી શિક્ષણસંસ્થાઓ જોઈ આવવાનો મોતીભાઈનો વિચાર હતો. તે માટે પ્રથમ પૂના અને મુંબઈ જઈ આવ્યા. ત્યાર પછી (સપ્ટેંબર, ૧૯૨૦) બંગાળા અને રંગૂનના પ્રવાસે નીકળ્યા. પ્રવાસમાં સોસાયટી માટે નાણાં ઉઘરાવવાનો ઇરાદો પણ હતો. પરંતુ ત્યાં ગયા પછી નાણાં બાબત ઝાઝું બને તેમ લાગ્યું નહિ. એટલે સંસ્થાઓ જોવાની સારી તક મળી. પ્રવાસમાં ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળ સાથે હતા. તેમની સોબતમાં ચિત્રકળા-પ્રદર્શન જોવામાં આવ્યું. આ વખતે 'ગુજરાત બાળ કેળવણી ટ્રસ્ટફંડ'ની શરતો પ્રમાણે બાળકો માટે એક માસિક કાઢવાના વિચારો ચાલતા હતા. તેને ટેકો મળ્યો. અને પ્રવાસમાં જ 'બાળમિત્ર' નામે બાળકો માટે જ એક સચિત્ર માસિક કાઢવાની યોજના વિચારી કાઢી. માસિકના પૂઠા ઉપર છાપવાનાં ચિત્રોની કલ્પના પણ પોતે જ ઘડી અને તે પ્રમાણે પૂઠું તૈયાર કરવાનું કામ શ્રી. રવિશંકરને ત્યાં જ સોંપ્યું.

કલકત્તેથી શાન્તિનિકેતન જઈ ત્યાં એક-બે અઠવાડિયાં રહી ત્યાંનું કામ બરાબર જોવાનો કાર્યક્રમ હતો. તે વિષે તા. ૨૯-૯-'૨૦ને રોજ સોસાયટીના મંત્રી ઉપર પત્ર લખ્યો. તેમાં સોસાયટીના કામને

માટે દશ વર્ષની યોજનાઓ વિચારી તૈયાર કરવાની સૂચના સ્વયં-સેવકોને કરી અને છેવટે ઉમેર્યું :

'કોઈ પણ સંજોગોમાં એપ્રિલ માસમાં સોસાયટીનું કામ ઉપાડી લેવા હું પ્રયત્ન કરીશ; અને બીજા ભાઈઓ તમારું શાળાનું કામ ઉપાડી લેશે તો તમને (ભીખાભાઈને) ઇંગ્લંડ જવા છૂટા કરીશ.'

પરંતુ ભાવિએ કંઈક બીજું જ નિર્મ્યું હતું. આ પત્ર આણંદ પહોંચે તે પહેલાં જ મોતીભાઈને એક તાર મળ્યો તેમાં તાબડતોબ આણંદ આવી જવાની તેમને સૂચના હતી.

## ૧૦

# અસહકારની આંધી

(૧૯૨૦)

મોતીભાઈ કલકત્તામાં હતા તે અરસામાં તાજેતરમાં કલકત્તામાં હિંદી રાષ્ટ્રીય મહાસભાની ખાસ બેઠક મળી ગઈ હતી. તેમાં વધતા જતા અહિંસક અસહકારની પદ્ધતિએ હિંદમાં સ્વરાજ્ય સ્થાપવાનો ઠરાવ થયો હતો, અને એના અમલના પ્રથમ પગલા તરીકે સરકારી તંત્ર ચલાવવામાં મદદ કરનાર ધારાસભાઓ, અદાલતો, ખિતાબો, યુનિવર્સિટીઓ અને શાળાઓનો ત્યાગ કરવાની પ્રજાને સલાહ આપવામાં આવી હતી. આ ઠરાવ અપૂર્વ હતો, અને તેણે દેશમાં ઉત્સાહ અને વિરોધનું ગરમ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. એ વાતાવરણ કલકત્તામાં તાજું જ હતું. એટલે સ્વયંસેવકોના તારનું કારણ મોતીભાઈએ કળી લીધું. બીજે દિવસે પત્ર મળ્યો, તેમાં લખેલી હકીકતથી એ અનુમાનને ટેકો મળ્યો.

આ વખતે સોસાયટીની શાળામાં મૅટ્રિક વર્ગ નીકળ્યો હતો. તેથી આખી હાઈસ્કૂલને યુનિવર્સિટી સાથે જોડવાની તૈયારી થઈ ગઈ હતી. તે માટે યુનિવર્સિટીની મંજૂરી પણ મળી હતી. માત્ર શાળા તરફથી રજિસ્ટ્રેશન ફી મોકલવાની બાકી હતી. તે ન મોકલવી અને સોસાયટીની શાળાનો સંબંધ અમદાવાદમાં નવી નીકળનાર રાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે જોડવો, એવો સ્વયંસેવકોનો અભિપ્રાય હતો.

સ્વયંસેવકોનો પત્ર મળ્યો ત્યારે મોતીભાઈ શાન્તિનિકેતનમાં હતા, અને ત્યાં કેટલાક દિવસ રહી ત્યાંની કાર્યપદ્ધતિ સમજવાનો તેમનો વિચાર હતો. પરંતુ આ પત્રે તેમને અસ્વસ્થ કર્યા. સોસાયટી દ્વારા તેમણે કરવા ધારેલાં કાર્યોનું સ્વપ્ન રાજકીય ઉગ્રતાના વાતાવરણમાં ઓસરી જતું દેખાયું, અને સ્વયંસેવકો લાગણીવશ બની જઈ કંઈ ઉતાવળિયો નિર્ણય ન કરી બેસે તે માટે તાબડતોબ આણંદ જવાની જરૂર તેમને સમજાઈ. શાન્તિનિકેતન અને કલકત્તામાં તેમણે આ બાબત અનુભવીઓની સલાહ લીધી અને પ્રવાસનો કાર્યક્રમ પડતો મૂકી આણંદનો માર્ગ લીધો.

કલકત્તાના ઠરાવથી ઉદ્દામવાદી નેતાઓ અને યુવાનોમાં અજબ ઉત્સાહ વ્યાપ્યો હતો. અસહકારના સિદ્ધાન્તની સફળતા આ અગાઉ આફ્રિકામાં, ચંપારણ્ય અને ખેડાના ખેડૂતોનાં સંકટો દૂર કરવામાં, અને અમદાવાદના મિલમજૂરોની હડતાલનો અંત લાવવામાં સાબિત થઈ હતી. અને હિંદનાં દુઃખો દૂર કરવા માટે આ એક જ અમોઘ શસ્ત્ર છે એ હકીકતનો ચોમેર પ્રચાર છેલ્લાં ત્રણ ચાર વર્ષથી ચાલતો હતો. કલકત્તાના ઠરાવથી એ પ્રચાર અનેક ગણો વધી ગયો. એનો અમલ કરવો એ દરેક સ્વદેશપ્રેમી હિંદીની ધાર્મિક ફરજ લેખાઈ. એના પાલનથી એક વર્ષમાં સ્વરાજ્ય મળશે એવી ખાતરી અપાઈ. અને એનું પાલન ન કરનાર વા તેમાં વિઘ્ન નાખનાર દેશદ્રોહી છે એવી લાગણી સર્વત્ર વ્યાપી. વાતાવરણમાં હિંદમાતાની મુક્તિના મંત્ર ગુંજતા હતા. એનાથી અલિપ્ત રહેવું ભલભલાને માટે અશક્ય હતું. એટલે ભારે આત્મભોગ આપી દેશસેવા કરવાની પવિત્ર ભાવનાથી સોસાયટીમાં જોડાયેલા સ્વયંસેવકો એ વાતાવરણથી આકર્ષાય તે સ્વાભાવિક હતું.

પરંતુ રાજ્ય કેમ ચાલે છે તેનો મોતીભાઈને તો અનુભવ હતો. અને સ્વરાજ્ય એક વર્ષમાં મળી જાય એટલી સહેલી અને સસ્તી ચીજ નહોતી, એની તેમને ખાતરી હતી. સોસાયટીના કાર્યને પ્રજાના ઘડતરનું કાર્ય તેમણે માન્યું હતું. તેનો ઉપયોગ રાજકીય હેતુ માટે થાય તો કેળવણીનાં કાર્યો શાંતિથી થઈ શકે નહિ અને તેનું સ્થાયી પરિણામ આવે નહિ. આ કાર્યો કરવામાં સરકારના નિયમો અને ધારાધોરણો નડતાં હતાં, તેથી તેની ગ્રાન્ટ નહિ લેવાનો નિશ્ચય કર્યો હતો અને સરકારથી સ્વતંત્ર રહીને અખતરા કરવાનાં સ્વપ્નો સેવ્યાં હતાં. માત્ર ઉચ્ચ કેળવણીનાં દ્વાર ખુલ્લાં રહે તે માટે મૅટ્રિકની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવાનું ધ્યેય રાખ્યું હતું. અસહકારની રાજકીય ચળવળને કારણે મુંબઈ યુનિવર્સિટી સાથેનો સંબંધ તોડી નાખવામાં આવે તો ઉચ્ચ કેળવણીનાં દ્વાર બંધ થાય, એ મોતીભાઈને રુચતું નહોતું. એમણે તો ગામડે ગામડે શાળાઓ અને ઘેર ઘેર ગ્રૅજ્યુએટો પહોંચાડવાનાં સ્વપ્નો સેવ્યાં હતાં.

આ દૃષ્ટિબિન્દુ સ્વયંસેવકો આગળ મૂકવામાં આવ્યું. પરંતુ દેશની મુક્તિને નામે સરકારી કેળવણીના ત્યાગની હાકલ પડી હતી,

અને દેશસેવાને નામે તો તેમણે સોસાયટીને જીવન અર્પ્યું હતું. એટલે મોતીભાઈની દલીલો તેમને ગળે ઊતરી નહિ. સોસાયટીનો હેતુ કેવળ કેળવણીનો પ્રચાર કરવાનો હતો, તેમાં રાજકીય હેતુ ન ભેળવી શકાય, એ દલીલ તેમને માન્ય હતી. છતાં દેશની મુક્તિને નામે સરકારી સંબંધવાળી સંસ્થાઓનો ત્યાગ કરવાની હાકલ પડી હતી. તેથી સોસાયટી યુનિવર્સિટીના સંબંધનો ત્યાગ કરે એ એનું કર્તવ્ય હતું, એમ તેમને લાગતું હતું. આ અરસામાં ગાંધીજીનું પ્રચારકાર્ય ચાલુ હતું. ચરોતરના ઘણા યુવાનો એ ચળવળમાં ઝંપલાવવા આતુર હતા. શાન્તિનિકેતનથી દીનબંધુ એન્ડ્રુઝ સોસાયટીમાં આવ્યા, તેમણે સ્વયંસેવકોના મતને ટેકો આપ્યો. અને સોસાયટીના હિતમાં રસ લઈ રહેલા ચરોતરના વતનીઓના પત્રોમાં પણ એ જ હિમાયત થતી દેખાઈ. વિદ્યાર્થીઓ પણ એમાં ભળ્યા, અને સોસાયટીની શાળા યુનિવર્સિટીનો સંબંધ છોડી રાષ્ટ્રીય ધોરણ ન સ્વીકારે તો તેનો ત્યાગ કરવાની નોટિસ પણ આપી.

આ બધી વસ્તુસ્થિતિ લક્ષમાં લઈ આ પ્રશ્નનો વિચાર કરવા તા. ૧૪–૧૧–'૨૦ને દિવસે સોસાયટીની સભા ભરવામાં આવી. તે વખતે સ્વયંસેવકો સાથે ગરમાગરમ ચર્ચા થઈ, અને કાઉન્સિલમાં તે ચર્ચા ચાલુ રહી. તેમાં બે મત હતા:

( ૧ ) સ્વયંસેવકો અને તેમના મિત્રોનો :

સોસાયટીની સંસ્થાને યુનિવર્સિટીના બંધનથી મુક્ત કરી રાષ્ટ્રીય ધોરણે શિક્ષણનું કામ હાથમાં ધરવું. હાલ તુરત મુંબઈ યુનિવર્સિટીના બંધનથી મુક્ત થવું, છતાં ગૂજરાત વિદ્યાપીઠ સાથે પણ નવો સંબંધ બાંધવો નહિ; પણ સ્વતંત્ર રહી, ગુર્જર સંસ્કૃતિ અને સંસ્કારને અનુકૂળ શિક્ષણની પ્રથા હાથ ધરવી.

( ૨ ) મોતીભાઈ અને તેમના મિત્રોનો :

બે ત્રણ માસ પર જ યુનિવર્સિટી સાથે થયેલો સંબંધ તોડવો નહિ. તે સંબંધ તોડવાથી સોસાયટીનો નાશ થવાનો સંભવ છે. આ જોખમમાં ન ઊતરવું તે ડહાપણ છે.*

* 'નવજીવન અને સત્ય', પુસ્તક ૨, અંક ૧૨, (તા. ૨૧–૧૧–'૨૦), પૃ. ૯૫.

બંને પક્ષે પોતપોતાના મતના સમર્થનમાં સબળ દલીલો રજૂ કરી. દેશકાળને અનુરૂપ કેળવણી આપવા માટે સરકારી અંકુશથી સ્વતંત્ર સંસ્થા કાઢવા બાબત સૌ સંમત હતા. પણ યુનિવર્સિટીનો સંબંધ છોડવાથી વિદ્યાર્થીઓને માટે ઉચ્ચ કેળવણીનાં દ્વાર બંધ થાય, એ મોતીભાઈને રુચતું નહોતું. વિશેષમાં, અસહકારના વાતાવરણમાં યુનિવર્સિટીનો સંબંધ છોડવામાં આવે એટલે લોકો સોસાયટીને રાજકીય હેતુવાળી સંસ્થા ગણે એ દેખીતું હતું. અને તેમ થાય તો સરકારી નોકરો સોસાયટીના સભ્યો રહી શકે નહિ, અને સરકારની તેના ઉપર ઇતરાજી પણ રહે — આ સર્વ દલીલો મોતીભાઈએ કરી.

પણ એનો અર્થ એ જ થાય કે દેશની મુક્તિને નામે પડેલી હાકલનો સોસાયટી કશો જવાબ આપવા માગતી નથી. એ સ્થિતિ સ્વયંસેવકો અને તેમના મિત્રોને રુચતી નહોતી. આથી મોતીભાઈ અને સ્વયંસેવકો વચ્ચેનો મતભેદ તીવ્ર બન્યો અને તેનો નિવેડો લાવવા માટે તા. ૧૬–૧–'૨૧ ને દિવસે ફરીથી સભા બોલાવવાનું ઠર્યું.

## ૧૧

# મંથન–બે પત્રો

(૧૫-૧૧-'૨૦ થી ૧૨-૧૨-'૨૦)

તા. ૧૪મીની સભા પછી સ્વયંસેવકોને લાગ્યું કે તે દિવસની ચર્ચાથી મોતીભાઈનું દિલ દુભાયું હતું. તેથી તેમાંના કેટલાકે પોતાની વસ્તુસ્થિતિ સમજાવતા અને કંઈ ગેરસમજ થઈ હોય તો તે દૂર કરવા વિનંતી કરતા પત્રો મોતીભાઈ ઉપર લખ્યા. તેના ઉત્તરો આપતાં મોતીભાઈએ પોતાની દલીલો વિસ્તારથી રજૂ કરી, અને જો મતભેદ દૂર ન જ થઈ શકે તો પોતે કેવી નીતિએ કામ લેશે તે સ્પષ્ટ રીતે જણાવ્યું. એ પત્રો મોતીભાઈના પક્ષને સુંદર રીતે રજૂ કરે છે, અને તે સાથે સોસાયટી, સ્વયંસેવકો અને જનસેવાનાં કાર્યો પ્રત્યેની તેમની હાર્દિક મમતા વ્યક્ત કરે છે. તેમાંથી બે અત્રે આપીશું:

### ૧

વસો,
તા. ૧૮-૧૧-'૨૦

રા. ભાઈ......,

તમારો તા. ૧૬-૧૧-'૨૦નો પત્ર ગઈ કાલે ભડકદથી આવીને ટપાલ ઊપડી ગયા પછી વાંચ્યો અને તમારા વિચારો, ઇચ્છાઓ અને ભાવનાઓની વિગત જાણી.

સભા વખતનું તમારું વર્તન મને સાલતું નથી. સાલે તો મારી નાલાયકી મારે સ્વીકારી જાહેર પ્રવૃત્તિ છોડી દેવી જોઈએ. સોસાયટીની છાયા નીચે તમારી દ્વારા ચરોતર પ્રદેશમાં ગુજરાત વા—બલકે હિંદ માટે જે કેળવણીનાં કાર્ય મને કરવાની ઇચ્છા હતી તેને એકદમ ફટકો લાગ્યો, પ્રગતિ અટકી અને સોસાયટીમાં ભંગાણ પડયું તેથી સોસાયટીને જેણે પોતાની માની છે તેમને સર્વને—તમને, મને અને બીજાઓને દુઃખ થાય તે તો સ્વાભાવિક છે. પરંતુ આપણે કર્તવ્યની લાગણીથી પ્રેરાયા હતા, જોડાયા હતા

અને તે જ લાગણીથી કદાચ છૂટા પડીએ તો દુઃખ થાય તોપણ સહન કરવું એ ફરજ છે. યમરાજા વા રાજસત્તા વહાલાંઓનો વિયોગ કરાવે છે. બુદ્ધ, વિવેકાનંદ, અખંડાનંદ ધાર્મિક લાગણીથી વહાલાંઓનો ત્યાગ કરી ચાલી નીકળ્યા છે. તો આપણે લડયા વિના શાંતિથી છૂટા પડીએ અને તેનું કારણ ઉચ્ચ પ્રકારનું કર્તવ્ય કરવા અનુકૂળતા મેળવવાનું હોય, તો આપણે પણ મહાન અને દૈવી પુરુષોને પગલે ચાલીએ છીએ. તફાવત ફક્ત એટલો જ છે કે, તમને સંન્યાસી થઈને કર્તવ્ય બજાવવાનું ગમ્યું છે, મને ગૃહસ્થ રહીને કર્તવ્ય કરવાં ગમે છે. આપણે પરસ્પર આશીર્વાદ આપીએ અને ફતેહ ઇચ્છીએ એ જ પ્રભુપ્રાર્થના છે.

× × ×

હાલના સંયોગમાં ગેરસમજ કદાચ હોય પણ ખરી. જોકે હું માનું છું તે પ્રમાણે તેમ નથી. કારણ તમે અસહકાર સ્વીકારો જ છો એમ હું માનતો નથી. પણ તમારા આગ્રહના કારણે સોસાયટી યુનિવર્સિટી સાથેનો સંબંધ તોડે એટલે સોસાયટીએ તો અસહકાર સ્વીકાર્યો એમ બીજાઓ એટલે તમારા સિવાયના અમે બધા જ અને આખું ગુજરાત માને, તો એમાં કંઈ ખોટું નથી. તમો એમ માનો છો કે રાષ્ટ્રીય કેળવણી આપવાની અનાયાસે મહાન તક મળી છે અને તે જો ચૂકયા તો ફરી કદી મળવાની નથી, અને કર્તવ્યની દૃષ્ટિએ બધું ગુમાવી બેસીશું. લોકો અને બાળકો તૈયાર થયાં છે અને ભોગ પણ આપી શકે તેમ છે અને ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાઈ એટલે હવે સરકારી યુનિવર્સિટીની જરૂર રહી નહિ.

હું તમારા આ વિચારોની સાથે પૂરેપૂરો સંમત નથી. મારે પણ રાષ્ટ્રીય, એટલે રાજકીય નહિ પણ રાષ્ટ્રીય ભાવનાવાળી, બની શકે તેટલી સારી કેળવણી આપવી છે. પણ ધીમે ધીમે વિચાર કરીને, ગુજરાતના અને હિંદના વિદ્વાનોના, કેળવણીના વિષયના પંડિતોના વિચારો અને અભિપ્રાયો જાણી લઈને, પાછું ન પડવું પડે તેવી રીતે ફેરફાર કરીને આપવી છે, અને સાથે સાથે સરકારી યુનિવર્સિટીની કેળવણી કોઈને જોઈએ તો તે પણ આપવી છે. મારે જે ફેરફાર કરવા છે તે કેવળ કેળવણીની દૃષ્ટિએ, અને ઉતાવળા

નહિ. લોકોનો અને વિદ્યાર્થીઓનો વિશ્વાસ હું થોડી મુદતનો માનું છું. ભોગ આપવાને વખતે નરમ પડી જશે. એ આખો વિચાર રાષ્ટ્રીય કેળવણીને અંગે નથી પણ અસહકારને અંગે છે, પાયો — અસહકાર — ઢીલો થયો કે રાષ્ટ્રીય કેળવણી નરમ પડશે અને કેળવણીને માટે નવે નામે ફરી વિચાર કરવો પડશે. સરકારી યુનિવર્સિટીને માટે 'હૅટ'નું રૂપક હું પૂરેપૂરું સ્વીકારતો નથી, કારણ કે તાપ ખાળવા માટે જ ઘણા દક્ષિણીઓ દક્ષિણી જોડા, ધોતી, પહેરણ અને તે ઉપર 'હૅટ' મૂકે છે. ભાઈ . . . કરમસદવાળાનો દાખલો મોજૂદ છે અને બોર્ડિંગમાં સંભાળ રખાય, શિક્ષકોનું દૃષ્ટાન્ત ઉત્તમ હોય, શિક્ષણનાં વર્ષો વધારી ખૂટતું શિક્ષણ અપાય, તો વિદ્યાર્થીઓ સારા માણસો નહિ જ થઈ શકે એમ પણ હું નથી માનતો. મેં ગુરુકુળના અને બીજા ગ્રેજ્યુએટો જોયા છે અને તે સરકારી યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો કરતાં બહુ જ આગળ વધી જાય છે એમ હું ખાતરીથી નથી માની શકતો. તમે 'અસહકાર'ને લીધે નથી દોરાયા પણ વિદ્યાર્થીઓ અને તેમનાં માબાપો તો તે જ કારણે દોરાયાં છે, એટલે આખો સિદ્ધાંત ન સ્વીકારાય તો ભવિષ્યમાં પણ રાષ્ટ્રીય કેળવણી અને અસહકાર જુદા રહેવાને કારણે તમને મુશ્કેલી આવવાનો ભય રહેશે એમ હું માનું છું. ચારિત્રનાં બીજ નાની ઉંમરમાં જ નંખાય છે એ તો હું અક્ષરશઃ સ્વીકારું છું. તેથી જ નવી ગુજરાતી શાળાઓ સ્થાપવાની પ્રવૃત્તિ આપણે હાથ ધરી છે, પણ તેની સારી ભાવનાને સરકારી યુનિવર્સિટીનો સંબંધ મારી જ નાખે અને સદ્ગુણી બાળકો દુર્ગુણી બની જાય તે હું નથી સ્વીકારી શકતો. સરકારી નોકર તરીકે મારે તમારાથી દૂર થવાનું નથી અને એ ભય તો મને જરાયે નથી. મને એક વખત એવો પણ વિચાર આવેલો કે ગઈ કાઉન્સિલની સભામાં મારી નોકરીનું રાજીનામું આપીને જ મારો મત દર્શાવું, જેથી મારા બોલવામાં કોઈને નોકરીનો ડર છે એમ જણાય નહિ. પણ મેં તુરત જ માની લીધેલું કે મારા અંગત સ્નેહીઓ એ શંકા નહિ જ લે. નોકરી છોડવાની તૈયારી પર હતો એટલું જ નહિ, પણ જરૂર પડે તો હાલ પણ તૈયાર છું. રાજીનામું ગજવામાં લઈને ફરું છું એમ મારી સાથેની વાતચીતમાં બધાએ માની લેવું, એમ તમને તો વિજ્ઞપ્તિ છે.

આ પ્રસંગે હું તમારી સાથે નહિ રહી શકું એ, મેં મારા વિચાર ઉપર જણાવ્યા છે તે ઉપરથી તમે સહજ સમજી શકશો. મારી ખાતરી થાય તો હું ઉતાવળિયાપણાનો દોષ અને આરોપ સ્વીકારીને પણ યુનિવર્સિટી સાથેનો સંબંધ છોડી રાષ્ટ્રીય કેળવણી આપવામાં તમારી સાથે રહું. જનસમાજથી હું ડરતો નથી. ડરતો હોઉં, તો તુરત જ તમારી સાથે જોડાઉં અને સામાન્ય જનસમાજમાં મેં કદી પણ નહિ બોલાવેલી એવી વાહવાહ મારે માટે બોલાવું. મારે તમારાથી છૂટા પડવું પડે છે તે કેવળ કર્તવ્યની જ ખાતર.

સોસાયટીની ૧૬મી જાન્યુઆરીની મિટિંગમાં તમોને અનુકૂળ રહેવાને જ પ્રયત્ન કરીશ. મારા વિચાર મક્કમપણે જણાવીશ. તમારી ઇચ્છા હશે તો લખી કાઢીશ, અને તમને વંચાવીશ. તમારી સૂચના પ્રમાણે ફેરફાર પણ કરીશ અને તે સિવાય એક શબ્દ મુખથી બોલીશ નહિ. રાષ્ટ્રીય કેળવણી તરફ અર્ધા પણ મત હશે તો સોસાયટીનું બધું કામ તમને સોંપી હું છૂટો થઈશ અને થોડા જ મત રાષ્ટ્રીય કેળવણી તરફ હશે તો હું તનતોડ મહેનત કરીને મારી જિંદગી સોસાયટીની સેવામાં અર્પણ કરીશ અને જવાબદારી સ્વીકારી કામ આગળ લઈશ. તમે સોસાયટીનું કામ મારાથી છૂટા પડી કરશો તોપણ આર્થિક મદદ મારે આપવાની તે આપ્યે જઈશ. સલાહ વગેરે જોઈશે તે પણ આપીશ, અને તમારાથી કાયદેસર બંધારણથી જુદો પડીશ પણ બીજી રીતે યથાશક્તિ સહાય કરીશ. સભા સરકારી યુનિવર્સિટીનો સંબંધ કાયમ રાખી કેળવણીનું કામ કરવાનો નિર્ણય કરશે અને તમે તમારા નિર્ણયમાં મેં સાંભળ્યું છે એ પ્રમાણે મક્કમ રહેશો, તોપણ સોસાયટીનું સુકાન હું એકલે હાથે સ્વીકારીશ, અને યથાશક્તિ અમે તમે સર્વેએ સ્વીકારેલી સેવા અને ફરજ અદા કરીશ.

હું ફરીથી પણ તમને સર્વેને ખાતરી આપું છું કે, તમારા ઉપર અયોગ્ય દબાણ કરવા કદી ઇચ્છું નહિ અને બીજા કોઈને તમારી ઇચ્છા વિરુદ્ધ કહીને મારા મતમાં લેવા પ્રયત્ન પણ ન કરું. પરંતુ સામાન્ય વાતચીતમાં મારો સ્પષ્ટ અભિપ્રાય જણાવતાં કોઈ કંઈ સારો ખોટો મત બાંધી લે તો તે બનવા સંભવ છે. છતાં

મારાથી જેટલી સાવચેતી રખાશે તેટલી રાખીશ અને તમને અન્યાય ન થાય તે હું ખાસ જોઈશ.

જનરલ સભામાં મતભેદ તો પડશે અને પડવા પણ જોઈએ. પણ સોસાયટીને કોઈ રીતે નુકસાન ન થાય તે જોવા મારી પણ ઇચ્છા છે. હું તો એટલે સુધી તૈયાર છું કે એ સભામાં તમારી ઇચ્છા હોય તો હું હાજર પણ ન રહું. પણ જે પ્રકારે આપણે કામ લીધું છે અને દેશમાં જે વાતાવરણ ચાલે છે તેથી શાંતિથી કામ કરવાની અનુકૂળતા કેળવણીની ... સંસ્થાવાળાઓને માટે શક્ય નથી.

મહાત્મા ગાંધીજીને મળવાની જરૂર મને સમજાતી નથી. તેમના વિચારો સ્પષ્ટ, મક્કમ અને નીડર રીતે મુકાયા છે અને તે જાણ્યા પછી જ મેં મારા નિશ્ચયો બાંધ્યા છે. 'મૉડર્ન રિવ્યુ'ના છેલ્લા બે અંકની 'નોટ્સ' વાંચશો.

લિ.

મોતીભાઈ

× × ×

૨

વસો

તા. ૨૧–૧૧–'૨૦

રા. ભાઈ . . . .

તમારો પત્ર તા. ૧૭–૧૧–'૨૦ નો મળ્યો. તમારી હકીકત જાણી. મારા તરફ તમે સર્વ જે માનની લાગણીથી જુઓ છો તે માટે હું તમારા સર્વનો આભારી છું.

આપણી વચ્ચે ગેરસમજ બિલકુલ થઈ નથી એમ હું માનું છું અને તમે તથા હું કર્તવ્યની લાગણીથી દોરાયેલા છીએ. આપણે સ્વતંત્ર રીતે વિચાર કરી શકીએ છીએ માટે જ મતભેદ પડ્યો છે. ગુલામો વા અજ્ઞાન લોકો એકમતના હોય છે. કોઈ વખત સત્યને પણ બે બાજુ હોઈ શકે. અને ચાલુ પ્રસંગમાં આપણે દરેક એકેક બાજુ જોઈ શકતા હોઈએ અને તેથી પણ ભૂલ કરતા હોઈએ. કદાચ 'નવજીવન'ના છેલ્લા અંકમાં ભાઈ . . . એ મને ઓળખાવ્યો છે તે પ્રમાણે, સરકારના ભયથી અથવા નબળાઈથી તમારા જેટલી હું પ્રગતિ માટે હિમ્મત બતાવી ન પણ શકતો હોઉં. અનુભવ અને

મો–૧૪

ડહાપણનો ઇજારો મેં નથી રાખ્યો, એટલે હું ખરો અને તમે બધા ખોટા એમ હું પણ કહી શકું નહિ. મને સમજાયું અને લાગ્યું તેમ મારો અભિપ્રાય મેં જણાવ્યો છે. બાકી દુરાગ્રહ તો સંબંધીઓની સાથે હું કદી કરતો નથી, એટલે મારી ભૂલ સ્વીકારી લઈ સામા પક્ષને હું નમ્યું આપી દઉં છું. ફક્ત પછી મારો સંબંધ જાહેર રીતે તે વિચાર વા યોજના સાથે નથી રાખી શકતો.

આ પ્રમાણે ગોળ ગોળ લખ્યા પછી, ગેરસમજ ન થાય તે માટે ફરીથી પણ જણાવું છું કે, મારો સિદ્ધાંત કેળવણી દ્વારા જનસમૂહની અને દેશની સેવા કરવાનો છે અને તેનો પાયો ફક્ત કેળવણી જ હોવો જોઈએ. રાજકીય ચળવળ વા બીજું કંઈ તે યોજનાને અંગે હોઈ શકે નહિ. 'રાષ્ટ્રીય કેળવણી'નું તત્ત્વ આપણી કેળવણીમાં હોય તે હું સ્વીકારું છું, તેનો પાયો પણ તે હોઈ શકે, પણ કેળવણીની દૃષ્ટિએ જ તે બધું હોઈ શકે. મારે સઘળા પ્રકારની કેળવણી આપવાની યોજનાઓ જોઈએ છે. એટલે રાષ્ટ્રીય કેળવણી તો તેમાં આવી જ જાય, પરંતુ યુનિવર્સિટીની કેળવણી બંધ પડે અને ઉચ્ચ કેળવણીનાં દ્વાર બંધ થાય તે જોવા હું જરાયે તૈયાર નથી. યુનિવર્સિટીનો સંબંધ જ સ્વયંસેવકોને ન જોઈએ એમ હું સમજ્યો છું. મારે તો તે જોઈએ અને કેળવણીમાં બીજું જરૂર જણાય તે — રાષ્ટ્રીય દૃષ્ટિએ વા બીજી દૃષ્ટિએ — બધું તેમાં જોઈએ. સીધી રીતે તમારે અસહકાર નથી જોઈતો તે હું સ્વીકારું છું, પણ યુનિવર્સિટીની કેળવણીમાં બધું અનિષ્ટ જ છે અને તે ત્યાજ્ય છે, એમ તમારું માનવું વા સમજવું છે તે હું સ્વીકારતો નથી. તમો કદાચ એમ માનતા હશો કે, હું રાજકીય સ્વરૂપ કેળવણીને મળે એ માટે સરકારથી ડરું છું અથવા મારે નોકરી છોડવી પડે માટે ડરું છું. તમો તો કદાચ આ ન પણ માનો, છતાં બીજાઓ માનશે વા માનતા હશે એમ સ્વીકારો છો. 'નવજીવન' તેમ માને છે અને માનશે. મને તે માટે જરીયે વાંધો નથી. મારા જીવનનો ક્રમ હું સ્વતંત્ર રીતે ઘડી શકું તેમ છું જ અને મારાં કાર્યોથી હું મારા સિદ્ધાંત પુરવાર કરી આપીશ.

તમોને છેવટે, બીજા ભાઈઓને લખ્યું છે તેમ, લખું છું કે, આપણે જો કદાચ જુદા પડવાનો પ્રસંગ આવશે તો અમુક સિદ્ધાન્ત

પૂરતો જ. આપણે શાંતિથી જ છૂટા પડીશું અને છૂટા પડીને કર્તવ્યની દૃષ્ટિએ આપણે એકત્ર રહી શકીશું. હું તમોને, છૂટા પડીએ તો, યથાશક્તિ સહાય ને સલાહ તો આપવા ચૂકીશ નહિ. વળી સોસાયટીને મારા વર્તનથી જરા પણ હરકત આવે નહિ તે માટે, તમને સર્વેને મળીને અને તમારી સલાહ લઈને મારે કયો અને કેવો માર્ગ લેવો તે નક્કી કરીશ. તમારો માર્ગ જેમ બને તેમ સરળ થાય તેમ હું ઇચ્છીશ. તમારા અને મારા સિદ્ધાન્તને ધોકો ન પહોંચતો હોય તો કોઈ વચલો માર્ગ લેવો હશે તો હું તેટલું નમ્યું પણ આપીશ. ફરીથી પણ જણાવું છું કે, પ્રસંગનો લાભ લેવા તમે દોરાયા છો અને રાજકીય ચળવળમાં ઝંપલાવવા માટે નહિ, એમ તમારા બધાને માટે મેં સ્વીકાર્યું છે. પણ યુનિવર્સિટીનો સંબંધ ન જોઈએ તે દલીલ અસહકારના સિદ્ધાન્તને લઈને છે એમ તો સમજી શકાય તેમ છે. તમે અમે સર્વ કેવળ કર્તવ્યથી જ પ્રેરાઈને જીવનક્રમ યોજીએ એ જ છેવટની ઇચ્છા સાથે,

લિ.
તમારો
**મોતીભાઈ**

## ૧૨

# મંથન—વચલો રસ્તો

(તા. ૧૨-૧૨-'૨૦)

ગયા પ્રકરણમાં ટાંકેલા પત્રો લખાયા પછી મોતીભાઈએ અસહકાર બાબત દાખવેલા વલણ વિષે ચોતરફથી ટીકાઓ થવા લાગી. સોસાયટીની સંસ્થા રાષ્ટ્રીય કેળવણી આપવા માટે જ કાઢવામાં આવી હતી, અને તે માટે આવી સુંદર તક આવી છે તે જતી કરવી એ કાયરતા છે—એમ યુવકો, દેશપરદેશ રહેતાં માબાપો અને બીજા ઘણાનો અભિપ્રાય હતો. મોતીભાઈની દલીલોમાં તેમને ડરપોકપણું અને સરકારી નોકરનું માનસ દેખાતાં હતાં. આ સર્વ ટીકાઓ અને આક્ષેપોથી ડર્યા વિના મોતીભાઈ પોતાના મતને વળગી રહ્યા. પરંતુ દિવસે દિવસે વાતાવરણ તંગ બનતું ગયું, અને સોસાયટીમાં ભંગાણ પડવાનો ડર દેખાયો. તેણે મોતીભાઈને અસ્વસ્થ કરી મૂકયા. બધા મતને સંતોષ આપી શકાય તેવો રસ્તો કાઢવા તેમણે રાતદિવસ મંથન કર્યું. કેળવણીના જેટલા અખતરા કરવા હોય તે કરવા માટે સોસાયટી અનુકૂળતા આપે, તે તેમને માન્ય હતું. પણ એ અખતરાની પાછળ રાજકીય હેતુ ન જોઈએ, એ તેમનો ખાસ આગ્રહ હતો. એ વિષે એક રાત્રે તેમને સ્વપ્ન આવ્યું. તેમાં કેટલાક તેમના મતના અને નિકટના સાથીઓ સમક્ષ તેમણે યુનિવર્સિટી અને વિદ્યાપીઠ બંનેના અભ્યાસક્રમના હિમાયતીઓને સંતોષી શકાય તેવી યોજના મૂકી, તે સૌને પસંદ પડી. બીજે દિવસે સવારે તેમના મનનો ભાર હળવો થયો. તેમણે માન્યું કે, આ યોજનાથી સમાધાન થશે અને સૌને સંતોષ થશે. અને એ સમજથી તેમણે તા. ૧૨-૧૨-'૨૦ને રોજ સોસાયટીની કાઉન્સિલના અધ્યક્ષને એક વિસ્તૃત પત્ર લખ્યો. તેમાં સોસાયટી કેવા સંજોગોમાં અને કેવી સમજથી નીકળી, તેની પ્રગતિ કેવી રીતે થઈ અને અસહકારની ચળવળથી કેવી પરિસ્થિતિ ઊભી થઈ હતી તે તેમણે વિગતથી સમજાવ્યું અને આ સંજોગોમાં રાજકીય ચળવળના તત્ત્વને બાદ કરી 'રાષ્ટ્રીય' કહેવાતી કેળવણીનાં જે તત્ત્વો વિદ્યાર્થીઓ અને માબાપોને માફક આવે તે ઉપર રચેલી કેળવણી

આપવાની યોજનાને ટેકો આપવાની તૈયારી બતાવી. યુનિવર્સિટીનો સંબંધ છોડવાની પણ તૈયારી બતાવી, પણ તે જનરલ સભા ઠરાવે તો જ. જનરલ સભા સ્વયંસેવકોના ઠરાવને ઉડાવી દે, પોતાના (મોતીભાઈના) અભિપ્રાયને ટેકો આપે અને તેને પરિણામે સ્વયંસેવકો સોસાયટીથી છૂટા થાય, તો તેની સર્વ જવાબદારી પોતે સ્વીકારવાની તૈયારી પણ બતાવી; અને તેથી ઊલટું થાય — એટલે સ્વયંસેવકોનો ઠરાવ પસાર થાય — તો પોતે સોસાયટીમાંથી છૂટા થવાનો નિર્ણય પણ જણાવ્યો.

આ વિસ્તૃત પત્રને અંતે તેમણે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતાં લખ્યું :

'રાજકીય ક્ષેત્રમાં પડતાં સોસાયટીને બચાવી લેવા મારાથી બનતું કરવા પ્રયત્ન કર્યા પછી પણ નિષ્ફળ નીવડીશ, તો નિષ્ફળતામાં પણ ઈશ્વરનો હાથ છે એમ સમજી મનનું સમાધાન કરી લઈશ.

મારી જિંદગીમાં સ્નેહીઓ સાથે સંબંધ તોડવાનો આ ચોથો પ્રસંગ છે. પહેલા ત્રણે પ્રસંગોમાં સ્નેહ સાચવી છૂટો પડયો છું. મેં પોતે જ નમતું આપ્યું છે અને આજે પણ ભીરુતાથી નહિ પણ ચરોતરની એકતા સાચવી રાખવાની કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈ નમતું આપવા ઠરાવ કરું છું.

× × ×

ઉપરના મારા વિચારો અને વિગતો ઉપરથી આપ સમજી શકશો કે મારા માનવા પ્રમાણે કાઉન્સિલની આ સભાએ નીચેનાં ત્રણ માર્ગમાંથી એક માર્ગ પસંદ કરવાનો છે.

(૧) યુનિવર્સિટીનો સંબંધ રાખીને કેળવણીની દૃષ્ટિએ બીજા અભ્યાસની સ્વતંત્ર યોજના પણ તૈયાર કરવી અને જેમ જેમ માણસોની, અનુભવની અને દ્રવ્યની સામગ્રી તૈયાર થતી જાય તેમ તેમ યોજનામાં ધીમે ધીમે આગળ વધવું.

(૨) યુનિવર્સિટી વા ગૂજરાત વિદ્યાપીઠ બંને પૈકી કોઈની સાથે સીધો સંબંધ નહિ જોડતાં શિક્ષણની દૃષ્ટિએ સ્વતંત્ર અભ્યાસક્રમ તૈયાર કરવો અને વિદ્યાર્થીઓને બંને બાજુએ ખાનગી રીતે પરીક્ષા આપવાની અનુકૂળતા આપવી. વા ભાઈ છોટાલાલ પુરાણી માફક સ્વતંત્ર કૉલેજ ઊભી કરવાની ભાવના રાખવી.

(૩) ગૂજરાત વિદ્યાપીઠ સાથે જ સીધો સંબંધ જોડવો.'

# ૧૩

## હાર્યા

(તા: ૨૬-૧૨-'૨૦થી ૨૦-૨-'૨૧)

તાઃ ૧૨-૧૨-૨૦ ને દિવસે મોતીભાઈએ સોસાયટીની કાઉન્સિલના અધ્યક્ષને પોતાની સ્થિતિ સ્પષ્ટ કરતો પત્ર લખ્યા પછી તા. ૨૬-૧૨-'૨૦ ને રોજ નાગપુરમાં મહાસભાની વાર્ષિક બેઠક મળી. તેમાં કોઈ વખત નહિ આવેલા એટલા — ચૌદ હજાર ઉપરાંત — પ્રતિનિધિઓ હાજર રહ્યા. સોસાયટીના સ્વયંસેવકોમાંથી પણ એક જણ ગયા. અસહકારના કાર્યક્રમ વિષે જનસમૂહમાં એટલો ઉત્સાહ ફેલાયો હતો કે, કલકત્તાની ખાસ બેઠક સુધી જે નેતાઓ એની વિરુદ્ધ હતા કે એના પ્રત્યે શંકાની નજરથી જોતા હતા, તે પણ એમાં ભળી ગયા. આ સ્થિતિપલટાનું અદ્‌ભુત પરિણામ એ આવ્યું કે, નાગપુરની મહાસભાના પ્રમુખ અસહકારની વિરુદ્ધ અભિપ્રાય રજૂ કરતું ભાષણ લખી લાવેલા તે ભાષણ કરવાનું મુલતવી રાખી, તેમણે પણ અસહકારને ટેકો આપતું ભાષણ કર્યું. કલકત્તાની બેઠક વખતે બંગાળ અને મહારાષ્ટ્રના નેતાઓ અસહકારની વિરુદ્ધ હતા. તેમણે પણ વિરોધ છોડી આ સભામાં અસહકારને ટેકો આપવામાં આગેવાની લીધી. આ માટે બંગાળના યુવાનોના નેતા દેશબંધુ દાસ રૂપિયા છત્રીસ હજારને ખર્ચે પોતાના પ્રાંતમાંથી મોટી સંખ્યામાં પ્રતિનિધિઓને લાવ્યા હતા. આ અદ્‌ભુત પલટો મહાત્મા ગાંધીજીના વ્યક્તિત્વ અને પ્રચારકાર્યને આભારી હતો. નાગપુરની મહાસભાએ તેમના અસહકારના સિદ્ધાન્ત અને કાર્યક્રમને સર્વાનુમતે સ્વીકાર્યો અને તેમણે હિંદી જનતાનું હૃદયસામ્રાજ્ય સર કર્યું.

નાગપુરની મહાસભાનો મામલો પ્રત્યક્ષ જોઈ આવેલા સોસાયટીના સ્વયંસેવકને પોતાના સાથીઓએ ઉપાડેલી હિલચાલની સત્યતાની ખાતરી થઈ, અને સોસાયટીની હાઈસ્કૂલને અસહકારના

કાર્યક્રમમાં કલ્પેલી રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા બનાવવાનો તેમનો નિરધાર દૃઢ થયો.

આ પછી તા. ૧૬-૧-'૨૧ને દિવસે કાઉન્સિલની સભા ફરીથી બોલાવવામાં આવી. તેમાં ફરીથી આખો પ્રશ્ન ચર્ચાયો. આ ચર્ચામાં નીચેના મુદ્દા વિચારવામાં આવ્યા.

૧. દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલનો સંબંધ યુનિવર્સિટી સાથે જોડવો.

૨. સોસાયટીની સંસ્થાઓ માટે સ્વતંત્ર અભ્યાસક્રમ તૈયાર કરી, નવી ગુજરાતી શાળા તથા હાઈસ્કૂલમાં તે પ્રમાણે શિક્ષણ આપવું.

૩. સોસાયટીની હાઈસ્કૂલનો સંબંધ મુંબઈ યુનિવર્સિટી વા ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડ્યા સિવાય વિદ્યાર્થીઓને બંને પ્રકારનું શિક્ષણ લેવાની અનુકૂળતા કરી આપવી.

૪. ગૂજરાત વિદ્યાપીઠ સાથે હાઈસ્કૂલનો સંબંધ જોડ્યા સિવાય વિદ્યાપીઠનો ફક્ત અભ્યાસક્રમ સ્વીકારવો અને તે પ્રમાણે શિક્ષણ આપવું.

૫. ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંબંધ જોડવો અને તે ધોરણે જ શિક્ષણ આપવું.*

મોતીભાઈ અને સ્વયંસેવકો વચ્ચે એક જ મુદ્દા ઉપર મતભેદ હતો, તે એ કે કેળવણીની સંસ્થામાં રાજકીય હેતુ ન જોઈએ. ગૂજરાત વિદ્યાપીઠ રાજકીય હેતુથી જ કાઢવામાં આવી હતી. જેથી તેની સાથે સંબંધ જોડવો એટલે સોસાયટીને રાજકીય હિલચાલનું સાધન બનાવવી એમ થાય. તેમ ન કરવું પડે માટે, રાષ્ટ્રીય કેળવણીમાં રહેલું રાજકીય તત્ત્વ બાદ કરી બાકીનું જે કંઈ સ્વીકારી શકાય તેમ હોય તે સ્વીકારવાની તેમની તૈયારી હતી અને તેમના આ દૃષ્ટિબિન્દુ સાથે કાઉન્સિલ સંમત હતી એમ તેમને સમજાયું. એ સમજથી પ્રેરાઈ સભામાંથી ઘેર જઈ તેમણે સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાવા કાઉન્સિલના અધ્યક્ષ ઉપર અરજી કરી.

પરંતુ મોતીભાઈની સમજ ખોટી હતી. તા. ૧૬-૧-'૨૧ની કાઉન્સિલની સભામાં ઠર્યું હતું કે આ પ્રશ્નનો નિકાલ કરતા પહેલાં

---

* તા. ૧૬-૧-'૨૧ને રોજ સોસાયટીના સભાસદો ઉપર મોકલેલા પરિપત્રમાંથી.

સાધારણ સભાનો અભિપ્રાય પણ લેવો જોઈએ. એ માટે તા. ૨૩–૧–'૨૧ ને રવિવારે ખાસ સાધારણ સભા બોલાવવાની જાહેરાત કરવામાં આવી હતી. અને સભામાં જે હાજર ન રહી શકે તેમની પાસેથી લેખી અભિપ્રાય મંગાવવામાં આવ્યા હતા. તે પ્રમાણે સભા થઈ. સભામાં થયેલી ચર્ચામાંથી મોતીભાઈને સમજાયું કે સ્વયંસેવકોએ વિદ્યાપીઠ સાથે સંબંધ જોડવાનો નિર્ણય કરી લીધો હતો. જોકે સભામાં એની ચોખવટ થઈ નહોતી. આ સભા પછી બીજે જ દિવસે સ્વયંસેવક મંડળે વિદ્યાપીઠ સાથે સંબંધ જોડવાનો ઠરાવ કર્યો અને તેની બહાલી મેળવવા તા. ૧૩–૨–'૨૧ ને દિવસે ખાસ સામાન્ય સભા બોલાવવાનું નક્કી કર્યું. આ ખાસ સામાન્ય સભામાં રજૂ કરવાના ઠરાવ ઉપર અભિપ્રાય અને સુધારાવધારા મોકલી આપવા સભ્યોને ઉદ્દેશી એક પરિપત્ર કાઢ્યો અને તે સર્વ ઉપર વિચાર કરી છેવટનો ઠરાવ ઘડવા કાઉન્સિલની સભા ૩૦–૧–'૨૧ને રોજ બોલાવી.

આમ સામાન્ય સભા માટે પરિપત્ર મોકલ્યા પછી બીજે દિવસે સ્વયંસેવકોએ મોતીભાઈ ઉપર છેવટનો પત્ર લખી દીધો. તેમાં સ્પષ્ટ રીતે જણાવ્યું કે તેઓ તેમની સાથે રહી શકશે નહિ. તે જ દિવસે મોતીભાઈએ પણ છૂટા પડવાનો નિર્ણય જાહેર કરતો પત્ર સ્વયંસેવકોને લખ્યો હતો.

આ પછી તા. ૨૦–૨–'૨૧ ને દિવસે સામાન્ય સભા ભરાઈ. સોસાયટીના ઉપપ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ પ્રમુખપદે હતા. સામાન્ય રીતે બને છે તેમ, આ સભામાં તીવ્ર રસાકસી થવી જોઈતી હતી. પણ મોતીભાઈએ સ્વયંસેવકોના ઠરાવ પ્રત્યેનો પોતાનો વિરોધ ખાનગીમાં જ ખેંચી લીધો હતો અને તેમને માટે માર્ગ સરળ કરી દીધો હતો. તેમના દૃષ્ટાન્તથી પ્રેરાઈ બીજા સભાસદો સભામાં રજૂ થનાર ઠરાવ પ્રત્યે વિરોધ જાહેર ન કરે તે માટે તેમણે તેની ચર્ચા કરવાનું બંધ કર્યું હતું, અને તે સભામાં હાજર પણ ન રહેવાનું વિચાર્યું હતું. પણ તેમ કરે તો ગેરસમજ થાય, એમ લાગવાથી હાજર તો રહ્યા. પણ પોતે ઠરાવની વિરુદ્ધ મત આપશે કે તરફેણમાં તેની કોઈને ખબર પડવા દીધી નહિ. સભામાં હાજરી આપવા વડોદરેથી કેટલાક મિત્રો સાથે એક જ ડબામાં બેઠા. છતાં મત

વિષે એક શબ્દ ઉચ્ચાર્યો નહિ. અને સભામાં છેવટ સુધી એ જ અદ્ભુત સંયમ દાખવી ચૂપકી ધારણ કરી. કાઉન્સિલે રજૂ કરેલો ઠરાવ ૧૮ વિરુદ્ધ ૭ મતે પસાર થયો. તે નીચે પ્રમાણે હતો:

'क. ચરોતર એજ્યુકેશન સોસાયટીનું ધ્યેય કેળવણીની દૃષ્ટિએ કેળવણીનાં કાર્યો કરવાનું છે અને તેથી સોસાયટીની સંસ્થા માટે સ્વતંત્ર અભ્યાસક્રમની યોજના જ ઉત્તમ છે એમ આ સભા સ્વીકારે છે.

ख. પરંતુ હાલમાં તે અમલમાં મૂકવાનું શક્ય નહિ લાગવાથી સ્વતંત્ર કેળવણીની યોજનાનું ધ્યેય રાખીને દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલનો સંબંધ ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડવો.'

*

આખરે મોતીભાઈ હાર્યા: આમ इच्छेत् पुत्रात् शिष्यात् पराजयम् (પુત્ર અને શિષ્યને હાથે પરાજય થાય એમ ઇચ્છવું) એ સૂત્ર સાચું પડ્યું!

# ૧૪

# રાજીનામું

(તા. ૨૭-૨-'૨૧ થી તા. ૧-૩-'૨૧)

મોતીભાઈએ ધાર્યું હોત તો સ્વયંસેવકોના ઠરાવ વિરુદ્ધ પોતાનું વજન વાપરી એ ઠરાવને ઉડાવી દઈ શકત. પણ પુત્રવત માનેલા સ્વયંસેવકોને તેમના પ્રામાણિક મંતવ્ય પ્રમાણે સેવાનાં કાર્યો કરવામાં પોતે તો વિઘ્નરૂપ ન જ થવું એ ભાવના અને નીતિ, તેમણે સ્વીકારી હતી. વિરલ ઉદારતા અને સંયમ દાખવી તેમણે છેલ્લી સભામાં ઠરાવ વિષે મૌન સેવ્યું હતું, અને એક અદના સભ્ય તરીકે નમ્ર રીતે પોતાનો પ્રામાણિક મત આપ્યો હતો.

હવે રાજકીય હિલચાલથી રંગાયેલી સોસાયટીમાં તેમનાથી રહી શકાય તેમ નહોતું. તેમણે તા. ૨૭-૨-'૨૧ ને રોજ સભ્ય તરીકે પોતાનું રાજીનામું લખી મોકલ્યું. અને તે સાથે સ્વયંસેવક મંડળ ઉપર પણ છેવટનો સંદેશો લખી મોકલ્યો. એ બન્ને પત્રો જાણવા જેવા છે:

૧

**રાજીનામાનો પત્ર**

રામજીમંદિર, પબ્લિકપાર્ક,
વડોદરા, તા. ૨૭-૨-'૨૧

મે. ચરોતર એજ્યુ. સોસાયટીના કાઉન્સિલના ચેરમેન સાહેબ,
મુ. આણંદ

વિ. વિ. સોસાયટીના સભાસદ તરીકે નીચે પ્રમાણેની એક છેવટની વિજ્ઞપ્તિ કરું છું, તે આપ સ્વીકારવા મહેરબાની કરશો:

ચરોતર એજ્યુકેશન સોસાયટી કેળવણીની જ દૃષ્ટિએ કેળવણીનાં કાર્ય કરવા સ્થાપવામાં આવી હતી. માટે રાજકીય ચળવળને કારણે, ચાલતી કેળવણીને તદ્દન બંધ કરી અસહકારના પાયા પર રચાયેલી રાષ્ટ્રીય કેળવણી આપવાની એકલી યોજના સોસાયટીએ સ્વીકારી એ ઇષ્ટ થયું છે, એમ હું નથી માની શકતો, કારણ કે યુનિવર્સિટીની

કેળવણી ચાલુ રાખી બીજા કોઈ પણ પ્રકારની કેળવણી સાથે સાથે સોસાયટીથી આપી શકાય તેમ હતું જ. તેમ જ આ . પક્ષાપક્ષીના સમયમાં સોસાયટીની સંસ્થાનો સીધો સંબંધ કોઈ પણ યુનિવર્સિટી સાથે જોડયા સિવાય, વિદ્યાર્થીઓનાં માબાપોનો લેખી અભિપ્રાય મેળવી તેમનાં બાળકોને તેમની ઇચ્છા પ્રમાણે જ મુંબઈ યુનિવર્સિટી કે ગૂજરાત વિદ્યાપીઠની કેળવણી આપવાનું કામ શકય હતું જ. (જુઓ તા. ૨૯–૧૨–'૨૦ ને રોજ કાઉન્સિલની સભાએ સર્વાનુમતે કરેલો ઠરાવ.) અથવા તો અનુભવી વિદ્વાનોની સલાહ લઈ કેળવણીની દૃષ્ટિએ જ યોગ્ય લાગે તેટલા બધા ફેરફારવાળો, યુનિવર્સિટી અને ગૂજરાત વિદ્યાપીઠથી કેવળ સ્વતંત્ર, અભ્યાસક્રમ તૈયાર કરાવી સોસાયટીની સ્વતંત્ર કેળવણીની સંસ્થા ચલાવવાનું અને શાન્તિનિકેતન (બોલપુર), ગુરુકુલ (કાંગડી, હરદ્વાર), દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન (ભાવનગર), મહિલા વિદ્યાલયો (અમદાવાદ અને સુરત), મહિલા શારદાપીઠ (પૂના), વગેરે કેળવણીની સંસ્થાઓના ધોરણે રાજકીય પ્રવૃત્તિથી દૂર રહી શિક્ષણનું કામ સંપૂર્ણ સ્વતંત્રતાથી કરવાનું શક્ય હતું જ.

સોસાયટીની સંસ્થાઓ કેળવણીની એક જ દૃષ્ટિએ એટલે રાજકીય ચળવળથી કેવળ સ્વતંત્ર રહી ચલાવવામાં આવે અને શિક્ષકો વા વિદ્યાર્થીઓ રાજકીય પ્રવૃત્તિમાં સક્રિય ભાગ ન લે એવી યોજના થાય, તો મેં વડોદરા રાજ્યની નોકરીમાંથી રાજીનામું આપીને સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાવા ઇચ્છા જણાવેલી. તેના નિર્ણયમાં પ્રત્યુત્તર તરીકે સ્વયંસેવકો તરફથી મને જણાવવામાં આવ્યું કે તેમના કેળવણી સંબંધી જે વિચારો છે તે મારાથી જુદી જ દિશાના છે અને તેથી તેમને અને મારે એક સાથે રહી શકવાનો સંભવ ઓછો છે. એટલે તે પછી હું એમ માનતો થયો છું કે, સોસાયટીના કાર્યની દિશા જ હવે બદલાઈ છે; તે 'અસહકારમાં જ ખરી કેળવણી જોઈ શકે છે, બીજામાં નહિ.' આ સ્થિતિમાં સોસાયટીનું કાર્ય નિર્વિઘ્ને અને નિરંકુશ રીતે અને એકરાગથી ચાલે તે હેતુથી મારે માટે તો સોસાયટી સાથેનો મારો સંબંધ છોડયા સિવાય માર્ગ રહેતો જ નથી, જેથી સોસાયટીના સભાસદ તરીકે મારું આ રાજીનામું મોકલી આપું છું, અને તા. ૨૦મી ફેબ્રુઆરી

સને ૧૯૨૧ થી મારું નામ સોસાયટીના રજિસ્ટરમાંથી કમી કરવા તથા સોસાયટી સાથેનો મારો સંબંધ છૂટો થયાનું 'જ્ઞાન પ્રચાર'માં પ્રસિદ્ધ કરવા આપને વિજ્ઞપ્તિ કરું છું.

આપનો
**મોતીભાઈ ન. અમીન**

૨

## સ્વયંસેવક મંડળને અંતિમ સંદેશો

રામજીમંદિર, પબ્લિક પાર્ક,
વડોદરા, તા. ૨૭–૨–'૨૧

મે. ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્વયંસેવક મંડળના મંત્રી સાહેબ, મુ. આણંદ.

મેં આજરોજ સોસાયટીના સભાસદ તરીકે મારું લેખી રાજીનામું કાઉન્સિલના ચેરમેન સાહેબ તરફ હસાના સરનામાથી મોકલી આપ્યું છે. અને તા. ૨૦–૨–'૨૧ થી મારું નામ સભાસદ તરીકે સોસાયટીના રજિસ્ટરમાંથી કમી કરવા તેમને વિજ્ઞપ્તિ કરી છે. હું સોસાયટીના હિતમાં ભાગ લેતો અને તેની પ્રવૃત્તિઓમાં રસ લેતો તો મારી જિંદગી પર્યંત ચાલુ રહીશ જ, પરંતુ જે જવાબદારી સોસાયટીને અંગે મેં મારી માની હતી તે તો હવે તા. ૨૦મીથી મેં હંમેશને માટે છોડી છે. માટે જ મારી હયાતી પછી મારા તરફની જે ગાંડી–ઘેલી સૂચનાઓ તમને કરવાનો હતો તે હમણાં જ કરવામાં હવે મને હરકત જણાતી નથી, અને મારી હયાતી બાદ તે સૂચનાઓ તમે સ્વીકારો વા નહિ તેની જેમ મને ચિંતા ન હતી તેમ મારી હયાતીમાં પણ તેનો સ્વીકાર થાય વા ન થાય તે સંબંધે હું કેવળ નિશ્ચિંત છું. ફક્ત હું એટલું જ જણાવવા ઇચ્છું છું કે, જ્યારે તે સૂચનાઓ લખવામાં આવી ત્યારે જે ભાવથી મેં તમારા સંબંધમાં વિચાર કર્યો હતા તે જ ભાવથી આ સૂચનાઓ હું તમારા તરફ રવાના કરું છું. હું ખાતરી રાખું છું કે, સોસાયટીના કાર્યની દિશા બદલાયા છતાં આપણો હેતુ એક હોઈ આપણો પરસ્પર સંબંધ સાચા નિઃસ્વાર્થ સ્નેહનો હંમેશને માટે સચવાઈ રહેશે.

મારી સૂચનાઓ સ્વયંસેવકો સિવાય અન્ય કોઈ ન વાંચે એમ હું આગ્રહપૂર્વક જણાવું છું. સ્વયંસેવક તરીકેના ઉમેદવાર વા સ્વયંસેવક તરીકે છૂટા થનાર ભાઈઓ પણ ન વાંચે એમ ઇચ્છું છું. સ્વયંસેવકની માહિતીને માટે સ્વયંસેવક મંડળના મંત્રીના દફતરે સુરક્ષિત રીતે તે સચવાઈ રહે તો તે માટે મને કંઈ હરકત નથી, નહિ તો સ્વયંસેવકોએ વાંચી રહ્યા પછી એ સૂચનાઓનો નાશ કરવા વીનવું છું.

લિ. તમારો
**મોતીભાઈ ન. અમીન**

એ સૂચનાઓ નીચે પ્રમાણે હતી :

**મારી સાથે કામ કરનારા મારા મિત્રોને**

સન ૧૯૧૮ના પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા વગેરે રોગોએ સર્વ કોઈની ખાતરી કરી આપી છે કે આયુષ્ય ક્ષણભંગુર છે. માટે અનેક વર્ષોથી જે યોજના વિચારમાં હતી તે આજે તા. ૬–૧૨–'૧૮ના પ્રાતઃકાળે સવારના પાંચ વાગ્યે કાગળ ઉપર લખી. મારા વસિયતનામા તરીકે સચવાઈ રહી મારી હયાતી બાદ તે જાહેરમાં આવે એવી ઇચ્છાથી આ વિચારો નોંધી રાખું છું :

. મને મારા કાર્યની વા મારા કુટુંબના માણસોના ભવિષ્ય સંબંધી કોઈ પણ પ્રકારની ચિંતા નથી, કારણ કે મારાં અધૂરાં રહેલાં — ચ. એ. સો., વસો કેળ. મં., ચ. યુવક મંડળ વગેરેનાં — કાર્યો ઉપાડી લેનાર મારા અનેક મિત્રો છે અને હાલ તે જેમના હાથમાં છે તેમનામાં અને તેમની નિઃસ્વાર્થ વૃત્તિમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. મારી સાથેની સામાન્ય વાતચીતમાં હું અનેક વખત મારા કુટુંબનાં સર્વને જણાવી ચૂક્યો છું કે સુખદુઃખ બાહ્યસ્થિતિ કરતાં મનની સ્થિતિ ઉપર વધારે આધાર રાખે છે, અને સર્વ કોઈએ પોતપોતાના ઉપર અને ઈશ્વર ઉપર જ સાચો અને છેવટનો આધાર રાખતાં શીખવું જોઈએ. તેમને ભરણપોષણનો તો પ્રશ્ન જ નથી, અને સલાહ વગેરે મદદ જોઈએ તે તો જેમ મારી હયાતીમાં મારા અંગત મિત્રો આપે છે તેમ વા વિશેષ પ્રમાણમાં મારી હયાતી બાદ આપતા જ રહેશે, એમ મારી ખાતરી છે. આ રીતે હું હરકોઈ

બાબતમાં નિશ્ચિંત હોવા છતાં મારી સાથે કામ કરનારા મારા મિત્રોને નીચે પ્રમાણે મારા કેટલાક સિદ્ધાંતો લક્ષમાં રાખવા જણાવું છું:

૧. કોઈ પણ પારમાર્થિક પ્રવૃત્તિમાં બની શકે ત્યાં સુધી કોઈ વ્યક્તિનું નામ બહાર નહિ આવવા દેતાં ફક્ત કાર્ય વખતોવખત આગળ ધરવું.

૨. કાર્ય માટે પણ બની શકે ત્યાં સુધી આપણે બોલીએ તે કરતાં કાર્ય તેની પોતાની મેળે, વા જેમને માટે તે કાર્ય થાય છે તેઓ વા તેમના સંબંધીઓ જ બોલે તેવી ભાવના રાખવી જોઈએ.

૩. કાર્ય કરનારાઓએ પોતાના અમુક સિદ્ધાંતોમાં સંપૂર્ણ સ્વતંત્રતા સાચવી મંડળોના સામાન્ય કાર્યમાં સંપૂર્ણ પરતંત્રતા સ્વીકારવી. પરસ્પર સહાય અને વિશ્વાસ એ સિદ્ધાંત સ્વયંસેવકોએ એક પળ પણ લક્ષ બહાર રાખવો નહિ.

૪. મંડળમાં, ગામમાં, ચરોતરમાં વા દેશમાં પણ પક્ષાપક્ષીના વાડા છે અને રહેશે. સ્વયંસેવકોએ કદી જ તેના ભોગ થઈ પડવું નહિ. સાર્વજનિક હિતને માટે કોઈ પક્ષમાં પ્રસંગને લઈને થોડો વખત જોડાવાની આવશ્યક ફરજ આવી પડે તો સામા પક્ષના પૂજ્ય માણસો તરફ તેમના ગુણોને માટે અને તેમની કરેલી સેવાઓ માટે સદ્‌ભાવ સાચવી રાખવો જોઈએ. આપણે આપણને જ પૂરી રીતે ઓળખતા નથી તો બીજાઓને ઓળખવાનો દાવો ડાહ્યા માણસોએ કરવો નહિ જોઈએ. પક્ષાપક્ષીનું મૂળ અને મુખ્ય કારણ ગેરસમજ છે. તે આવેશમાં તાત્કાલિક દૂર થઈ શકતી નથી. જેમ બને તેમ ઓછા શત્રુ ઊભા કરવા તે સાર્વજનિક પ્રવૃત્તિમાં કાર્ય કરનાર સર્વેએ લક્ષમાં રાખવું જોઈએ.

૫. સત્ય માર્ગે જતાં મનુષ્યમાત્રનો—સરકારી અમલદારો, કુટુંબીઓ, મિત્રો, શત્રુઓ, કોઈનો—કંઈ પણ ભય રાખવો નહિ. ડર માત્ર પાપનો અને ઈશ્વરનો જ રાખવો જોઈએ.

૬. સ્વયંસેવકોએ એકી વખતે ફક્ત એક વા બે કામ હાથમાં લેવાં. અને તેમાં જ પૂરેપૂરું ધ્યાન આપવું, અને તેને જ સર્વોત્તમ બનાવવું. બહુ કામ કરવાં એટલે એકે બરોબર ન કરવું એ મારો જાતઅનુભવ છે, તે ઉપર ધ્યાન આપવું.

૭. આપણા સંબંધમાં આવેલો આપણા ગામનો, આપણા પ્રદેશનો વા જ્ઞાતિનો કોઈ ગરીબ સારો વિદ્યાર્થી વા યુવક ફક્ત ગરીબાઈના જ કારણે આગળ વધતો અને તે દ્વારા સમાજને ઉપયોગી થતો અટકી પડે તે આપણે ઠંડે પેટે જોઈ રહીએ એ એક પાપ છે. તે હૃદયના ઊંડા ભાગમાં સર્વ સ્વયંસેવકોએ અને સર્વે પુરુષોએ લખી રાખવું જોઈએ. પેટલાદ લોનફંડનો વહીવટ આ જ ઉદ્દેશથી અને ધોરણથી ચલાવવામાં આવ્યો હતો એ હવે સહજ સમજાયું હશે. અંગત જવાબદારી સ્વીકારી પ્રામાણિકપણે અને પરોપકારી દૃષ્ટિએ કામ કરવાથી બીજાઓ એક લાખ રૂપિયામાં જે કાર્યો નહિ કરી શકે તે સાચા માણસો એક હજાર રૂપિયામાં કરી શકે છે, અને તે પણ સારી રીતે. સસ્તું સાહિત્ય કાર્યાલય અને પેટલાદ લોનફંડ એ આ સિદ્ધાંતનાં સચોટ દૃષ્ટાંતો છે. મિત્રોને, સ્નેહીઓને અને મને ચાહનારાઓને તો કોઈ કામ હું સોંપતો હોઉં તો આ સિદ્ધાંત પ્રમાણે વર્તન કરવાનું જ છે. અને તેનો અમલ સાચા ભાવથી હરકોઈ મિત્ર જેટલા પ્રમાણમાં કરશે તેટલા જ પ્રમાણમાં તેની જિંદગીભર પરમ સુખ અનુભવી શકશે.

૮. જાહેર પ્રવૃત્તિઓ માટે મદદ મેળવવામાં એક માણસ પાસેથી લાખ રૂપિયા મળે તે કરતાં લાખ માણસ પાસેથી એકેક રૂપિયો મળે તે જ વધારે પસંદ કરવા જેવું છે. કારણ કે એ પ્રવૃત્તિ સાર્વજનિક અને લોકપ્રિય છે, તેનો એ પ્રત્યક્ષ પુરાવો છે. માટે થોડાક દ્રવ્યવાન પુરુષો કરતાં સામાન્ય સ્થિતિના લોકો ઉપર જ વધારે વિશ્વાસ તથા અવલંબન રાખવાં.

## ૧૫

# ચરોતર યુવક મંડળમાંથી રાજીનામું

(તા. ૨૭-૨-'૨૧ થી ૧૨-૫-'૨૧.)

સોસાયટીમાં અસહકારનું વાતાવરણ વ્યાપ્યું, અને ચોતરફ ઉત્સાહનાં પૂર ઊલટયાં. 'ચરોતર યુવક મંડળ'નું કાર્યાલય પણ ત્યાં જ હતું, અને તેના મંત્રી પણ સોસાયટીના એક સ્વયંસેવક જ હતા. સોસાયટીની સાધારણ સભા પછી તરત જ આ મંત્રીની સહીથી 'ચરોતર યુવક મંડળ'ની સાધારણ સભા બોલાવવાની જાહેરાત નીકળી. તેમાં અસહકારના કાર્યક્રમને વેગ આપવાની યોજનાઓ ઉપર વિચાર કરવાનો કાર્યક્રમ રજૂ થયેલો હતો. મોતીભાઈએ જોઈ લીધું કે, અસહકારે ચરોતરના યુવાનોને એટલા આકર્ષ્યા છે કે તેમની સાથે પ્રવાહમાં તણાવું પોતાને પાલવે તેમ નથી. તેમણે એ મંડળને પણ રાજીનામું મોકલી આપ્યું.

આ રાજીનામું આવ્યું તે જ દિવસે સભા હતી. તેમાં અસહકારના ઠરાવ ઉપર ગરમાગરમ ચર્ચા થઈ. મોતીભાઈને સોસાયટી છોડવી પડી, તે સાથે યુવક મંડળ પણ છોડવું પડે, એ સ્થિતિથી કેટલાક સહૃદય યુવાનોને દુઃખ થયું. પરિણામે અસહકારનો ઠરાવ પડતો મુકાયો.

આ ઠરાવ પડતો મુકાયો તેથી મોતીભાઈ રાજીનામું પાછું ખેંચી લેશે એમ કેટલાકે માનેલું, અને તેમ કરવા વિનંતી કરતા કેટલાક પત્રો પણ તેમના ઉપર ગયેલા, પણ મોતીભાઈ ઉપર તેની કશી અસર થઈ નહિ. એ પત્રોના ઉત્તરમાં તેમણે લખ્યું:

વડોદરા, ૧૦ માર્ચ ૧૯૨૧

રા. ભાઈ...,

તમારો મહા વદિ ૧૩ને રવિવારે લખેલો પત્ર બહારગામથી આવી ગયા મંગળવારે વાંચેલો. પ્રત્યુત્તર તો અવકાશના અભાવે આજે જ લખી શકું છું.

તમને મારે એકદમ જણાવી દેવું જોઈએ કે ચરોતર યુવક મંડળથી હું છૂટો પડું છું; એટલે તેની બધી પ્રવૃત્તિઓથી વા ચરોતરના બધા યુવકોથી છૂટો પડું છું, એવું છે જ નહિ, અને હોઈ શકે જ નહિ. આ યુગ વિચારસ્વાતંત્ર્યનો છે અને જે સ્વતંત્રતા હું ભોગવવા ઇચ્છું છું તે બીજાઓને પણ પૂરેપૂરી મળે તેમ અંતઃકરણથી ચાહું છું. કેળવણીના અને સમાજસેવાની પ્રવૃત્તિઓના મારા વિચાર પાકા દૃઢ થઈ ગયા છે. અને તે પૂરેપૂરી ખાતરી સિવાય હું ફેરવી શકું એમ નથી. એટલે યુવકોના વિચારના વેગ આગળ હું વિચારમાં મોળો અને કાર્યમાં ધીમો પડું એ સ્વાભાવિક છે. અને વ્યાવહારિક બાબતોમાં જેની ગતિ ધીમી તેણે અવશ્ય પાછળ જ રહેવું જોઈએ. અને આગળ રહેવા ધીમો માણસ ઇચ્છા વા પ્રયત્ન કરે તો જલદી ચાલનારને તે ધીમો પાડવાનું વા તેની ગતિમાં વિરોધ નાખવાનું જ કામ કરે. હું એવું કંઈ કામ કરું તો મોટું પાપ સમજું છું. એટલે શાંતિથી હું ચરોતર એજ્યુકેશન સોસાયટી અને ચરોતર યુવક મંડળથી છૂટો પડ્યો છું. છતાં તેમાંની પ્રવૃત્તિઓ મને રુચશે અને તે અમલમાં મૂકતાં મને હરકત નહિ સમજાય, તો તે હું સ્વતંત્રપણે ઉપાડી લઈશ.

ગયા દુષ્કાળમાં, તે વખતનું કામ મેં ન ઉપાડયું હોત તો, જેવું સુંદર કામ થયું તે ન થાત એમ તમારું કહેવું છે તે સ્વીકારવામાં વિનયનો ભંગ થતો હોય તો તેમ થવા દઈને પણ હું તે સ્વીકારું છું. પણ આ વખતે નવા કાર્ય કરનારની અને આગેવાનોની સંખ્યા એવડી મોટી છે અને યુવકોનો ઉત્સાહ પણ એટલા મોટા પ્રમાણમાં છે કે મારી આગેવાની સિવાય પણ કામ થવામાં કંઈ હરકત વા ઊણપ આવવા સંભવ નથી. વિશેષ, હું કેળવણીનાં કામો માટે જ આવતો એપ્રિલ વા મે માસ પેટલાદ તાલુકાનાં ગામડાંમાં જ ફરવાનો છું. એટલે તે પ્રવૃત્તિને મારાથી બનતી મદદ આપું છું અને આપવાનો પણ છું જ. ચરોતરના યુવકો સેવાના કામમાં બહાર પડે અને સુંદર કામ કરી બતાવે તેથી વિશેષ આનંદદાયી બીજું મને શું હોઈ શકે! હું દૂર રહીને પણ તેમને તેમનાં સેવાનાં કામોમાં ફતેહ ઇચ્છું છું. અને જવાબદારી ધારણ કર્યા સિવાય યથાશક્તિ મદદ આપવા તૈયાર છું.

લિ. **મોતીભાઈ ન.**

બીજા એક પત્રના ઉત્તરમાં વળી લખ્યું:

નવસારી

તા. ૧૦–૫–'૨૧

રા. ભાઈ...,

તમારા તરફથી ચરોતર યુવક મંડળ સંબંધી એક પત્ર મને વડોદરે મળેલો. તેનો પ્રત્યુત્તર મારે આપવો જોઈએ એમ મને લાગેલું પણ અવકાશને અભાવે આજ સુધી કાંઈ લખી શક્યો નથી. માટે આજે અત્રેથી કંઈક પ્રત્યુત્તર આપવા પ્રયત્ન કરું છું.

ચરોતર યુવક મંડળના સભાસદ તરીકે મારે રાજીનામું આપવાનું હતું જ નહિ, કારણ કે તેમાં હું સભાસદ હતો નહિ. પણ પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓની તે પ્રવૃત્તિને મેં મારી માનેલી અને છેવટનાં ચાર સંમેલનોમાં હું હાજર પણ રહેલો, એટલે કદાચ હું સભાસદ ગણાતો હોઉં એમ સમજી મારું રાજીનામું મેં લખી મોકલેલું અને તે મારા મનથી સબળ કારણોને લઈને જ.

'ચરોતર એજ્યુકેશન સોસાયટી' કેળવણીનાં કાર્યો માટે અને 'ચરોતર યુવક મંડળ' સમાજસેવા અને કેળવણીનાં કાર્યો માટે સ્થપાયેલાં એમ મેં માન્યું હતું, અને હજી માનું છું. એ મંડળોમાં રાજકીય પ્રશ્નો આવવા લાગ્યા વા તેનું સ્વરૂપ રાજકીય કારણે બદલાવા માંડયું, એટલે મારે મારો સંબંધ છોડવો જ જોઈએ એ સ્પષ્ટ થયું. ચરોતર યુવક મંડળે લાભાલાભની દૃષ્ટિએ અસહકારનો ઠરાવ ભલે ન સ્વીકાર્યો, પણ તે સ્વીકારી શકે તેમ તો ઠર્યું જ. એટલે મંડળનું સ્વરૂપ બદલાયું એમ મેં જે માનેલું તેને એથી પુષ્ટિ મળી. એટલે ઠરાવ નામંજૂર થયો છતાં મારો સંબંધ છૂટેલો હું માનું છું. અને મારો નિશ્ચય ચરોતર યુવક મંડળના હિતમાં છે એમ તમે પણ માની શકશો. મારા અને મંડળના નેતાઓના વિચારોમાં બહુ મહત્ત્વનો ભેદ છે એ તો નક્કી જ છે. મારી ગતિ ધીમી, સ્વભાવ બીકુ, અને કામ લેવાની પદ્ધતિ બની શકે ત્યાં સુધી બધા જોડે સારાસારી રાખીને. માટે તમારી સાથે હું ન ચાલી શકું તે ચોક્કસ છે. તમારી સાથે રહું તો તમારી ગતિ નરમ કરું અને તમને નકામી ચિંતાઓ ઊભી કરી આપું. આ સંયોગોમાં તમે તમારી મેળે

શક્તિ, ઉત્સાહ અને ઇચ્છાના પ્રમાણમાં આગળ વધી શકો તે માટે પણ મારે ખસી જવું જોઈએ. અને તે પ્રમાણે જ મેં કર્યું છે.

તમે એમ પણ જણાવ્યું છે કે, ચરોતરની મારી પાસે રહેલી આ એકની એક પ્રવૃત્તિ સાથે મારો સંબંધ ચાલુ રાખવો. વાત ખરી છે કે પેટલાદ બોર્ડિંગ હાઉસ, ચરોતર એજ્યુકેશન સોસાયટી અને ચરોતર યુવક મંડળ સાથે મેં મારો સંબંધ છોડયો છે, એટલે મારી પાસે ચરોતરની બીજી પ્રવૃત્તિ નથી એમ તમે માની શકો. પરંતુ આ પ્રવૃત્તિઓ તેમ જ હવે પછી બીજી જે કંઈ શુભ પ્રવૃત્તિઓ ચરોતરના હિતને માટે જન્મ પામે તે બધામાં મારે મારો કામનો ફાળો આપવો હશે, તો કોઈ મને ના પાડનાર નથી. પેટલાદનો સંબંધ સ્થળ છોડવાથી છૂટયો, પણ તે પ્રવૃત્તિને તો રા. ભાઈ ઇશ્વરભાઈ પોતાની માને છે તેટલી જ હું પણ તેને મારી માનું છું. ચરોતર એજ્યુકેશન સોસાયટી અને ચરોતર યુવક મંડળને પણ તમે જેટલાં તમારાં માનો છો તેટલાં જ હું તેમને મારાં આજે પણ માનું છું. ફેર ફકત એટલો જ કે એક વખત પેટલાદની પ્રવૃત્તિને સ્વરૂપ આપવાનું, વધારવાનું અને ખીલવવાનું કામ મારું હતું. આજે દૂર હોવાને કારણે અને જવાબદારીનો સંબંધ સરકારી નોકરી સાથે હોવાથી તેની જવાબદારી મારી રહી નથી. ચરોતર એજ્યુકેશન સોસાયટી અને યુવક મંડળથી હું દૂર હોવા છતાં તેમને દોરવાની અને ખીલવવાની જવાબદારી મેં મારી માની હતી, અને તે માટે તૈયારીઓ હું કરી રહ્યો હતો અને તે માટે જ આણંદ આવી રહેવાનો હતો. હવે તે જવાબદારીઓ વિચારમાં અને કાર્યની દિશામાં ફેરફાર થવાથી મારી રહી નથી. છતાં તે પ્રવૃત્તિઓ મારી નથી વા મારે તેમાં મદદ આપવાની નથી, એમ તો કંઈ મેં માન્યું નથી. કાર્ય કરનારાઓને સરલતા કરી આપવા અને તેમને સંપૂર્ણ સ્વતંત્રતા મળી શકે તે માટે ફકત હું શાન્તિથી છૂટો થઈ ગયો છું. એટલે એક રીતે મારો સંબંધ છૂટયો છે, પણ બીજી રીતે મારો સંબંધ ચાલુ જ છે. જવાબદારી છૂટવાથી મારી ચિંતાઓ ઓછી થઈ છે અને બીજા પ્રશ્નો વિચારવામાં અને બીજી દિશામાં કામ કરવામાં મને વખતની છૂટ રહે છે. મારી શક્તિઓ અને સાધનોનો ઉપયોગ જનસેવાને જ અર્પણ થયેલાં છે, એટલે સોસાયટી વા પુસ્તકાલયો,

વસો કેળવણી મંડળ વા અન્ય સામાજિક પ્રશ્નો, આ પૈકી-કોઈ કોઈ પ્રવૃત્તિ મારું ધ્યાન અને વખત રોકી લે છે જ. મારી હયાતીમાં જ સોસાયટી સંબંધી મારી ચિંતાઓ તમે દૂર કરી શકો તેથી વિશેષ રૂડું બીજું મારે માટે શું હોઇ શકે? મારી મદદ વસોને, ચરોતરને કે ગુજરાતને મારી શક્તિ અને અનુકૂળતાના પ્રમાણમાં થોડે ઘણે અંશે મળ્યાં જ જશે, એટલે હવે કોઈ મંડળ સાથે મારો સંબંધ રહે વા ન રહે તેથી કંઈ વિશેષ નથી, એ તમે ઉપરની વિગતથી સહેજે સમજી શકશો. હું હવે કાર્ય કરનાર મટી સલાહકાર કે ટીકાકાર થયો છું અને વખતોવખત મને યોગ્ય લાગશે તે તમને પસંદ પડો વા ન પડો તેની દરકાર રાખ્યા સિવાય લખ્યા જ કરીશ. મારી સૂચનાઓ વા ટીકાઓમાં તમારા પ્રત્યે મારી દિલસોજી રહેલી છે અને તેમાં શુભ ઉદ્દેશ પ્રેરણારૂપે છે એટલું તમે સમજી વા સ્વીકારી શકશો, તો મારી જાતને હું ભાગ્યશાળી માનીશ.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

૧૬

## સ્વામી અખંડાનંદના પત્રો

(૧૯૧૭ થી તા. ૯-૨-૧૯૨૩)

સોસાયટીના મુખ્ય મથક આણંદમાં હાઈસ્કૂલ, બોર્ડિંગ, નવી ગુજરાતી શાળા, બ્રહ્મચર્યાશ્રમ, 'જ્ઞાન પ્રચાર' માસિક, 'બાલમિત્ર' માસિક, પુસ્તકાલયોનો પ્રચાર વગેરે પ્રવૃત્તિઓ શરૂ થઈ ચૂકી હતી, અને તે ખીલવવા માટે મોતીભાઈએ ચોતરફ પ્રયત્નો શરૂ કર્યા હતા. એ સર્વ પ્રયત્નોને આમ ફટકો પડ્યો.

માત્ર એક વર્ષ ઉપર જ તે ચરોતરના નવયુવાનોના એકના એક નેતા સિદ્ધ થયા હતા, અને સોસાયટી દ્વારા, યુવક મંડળો દ્વારા, ચરોતર પ્રદેશમાં નવજીવન ખીલવવાના મનોરથો સેવતા હતા. એ સર્વ મનોરથો સ્વપ્નવત્ ઓસરી ગયા, અને અસહકારના ઘોડાવેગે દોડતા પૂરમાં મોતીભાઈ 'ગઈ કાલની ગુજરી' બની રહ્યા!

સોસાયટીને અને યુવક મંડળની પ્રવૃત્તિઓને મોતીભાઈની દિલસોજી અને સૌજન્યનો સાથ તો ચાલુ રહ્યો, પણ એમના આત્માનો પ્રકાશ એને મળતો બંધ થયો, અને તેથી એ બે મંડળો દ્વારા ખીલવવા ધારેલી ઘણી યોજનાઓ પ્રકાશમાં આવતી અટકી ગઈ.

આ બધાં વર્ષો સરકારી નોકરી કરવા છતાં મોતીભાઈ એક ધર્મપ્રચારકની ધગશથી કામ કર્યે જતા હતા, અને તેમને તેમાં અસાધારણ સફળતા મળ્યે જતી હતી. અને જેમ જેમ સફળતા મળતી હતી તેમ તેમ તેમની સેવાવૃત્તિ વધુ ને વધુ સતેજ, ઊંડી અને વિશાળ થતી જતી હતી. પુસ્તકો, મિત્રો, અને સેવાવ્રતધારી સજ્જનોના સહવાસથી તેમની દૃષ્ટિમર્યાદા વિકાસ પામતી જતી હતી, અને પ્રજાનું અજ્ઞાન ફેડવા મોટા પાયા ઉપર પ્રવૃત્તિઓ યોજવાની અનેક કલ્પનાઓ તે કરતા હતા. આ કલ્પનાઓની પાછળ કેવી મનોવૃત્તિ કામ કરી રહી હતી તે જાણવા એક મૈત્રીનો ઇતિહાસ આપવો પડશે.

પેટલાદ બોર્ડિંગમાં 'મિત્ર મંડળ પુસ્તકાલયો'ની યોજના શરૂ થઈ તે જાણી એક સાંજે એક સંન્યાસી ત્યાં આવી ચડ્યા. આ સંન્યાસી પણ મોતીભાઈના જેવું જ કાર્ય કરવાનાં સ્વપ્નો સેવતા હતા, અને મોતીભાઈની 'મિત્ર મંડળ પુસ્તકાલયો'ની પ્રવૃત્તિની સાથે જ તેમણે 'સસ્તું સાહિત્ય વર્ધક મિત્ર મંડળ' મુંબઈમાં કાઢયું હતું, તેથી બંને જણ એકબીજાના કામમાં ઊંડો રસ લેવા લાગ્યા.

પાછળથી મોતીભાઈ પુસ્તકાલય ખાતામાં જોડાતાં તે ખાતા મારફતે પુસ્તકપ્રચારનું કામ વિશાળ ક્ષેત્રમાં અને સંગીન પાયા ઉપર કરવાની તેમને તક મળી. એ કામ કરતાં કરતાં માતૃભાષાના સાહિત્યની અને તેમાંય વળી સામાન્ય જનસમાજ વાંચી-સમજી શકે અને ખરીદી શકે તેવા સાહિત્યની ખોટ તેમને સમજાઈ. ઉપરાંત પુસ્તકાલય ખાતાને માટે મોટી સંખ્યામાં પુસ્તકો જોઈએ તે મેળવતાં ઘણી મુશ્કેલીઓ પડતી. તેનો ઉકેલ કરવા મોતીભાઈએ એક યોજના વિચારી હતી. સોસાયટી સ્થપાતાં તે અમલમાં મૂકવાનો તેમનો સંકલ્પ હતો. અને આ કાર્ય સોસાયટીના આદ્યમંત્રી અંબાલાલ દ્વારા સારી રીતે થઈ શકશે, એમ તેમણે માન્યું હતું. અંબાલાલનું અવસાન થવાથી આ યોજનાને અણધાર્યો ફટકો પડ્યો. છતાં હિંમત નહિ હારતાં એ યોજના અમલમાં મૂકવાના પ્રયત્નો તેમણે આરંભ્યા. તા. ૨૨-૧૧-'૧૮ ને દિવસે એક પરિપત્ર સાથે એ યોજના* 'મિત્રોના અભિપ્રાય અને સૂચનાઓ માટે' પ્રસિદ્ધ કરી. એને ઘણો સારો આવકાર મળ્યો. પરંતુ કેટલાંક કારણે તે યોજના છોડી દેવી પડી.

આ દરમ્યાન પેલા સંન્યાસી મિત્રની ગડમથલોમાં મોતીભાઈ ઊંડો રસ લઈ રહ્યા હતા, અને એકબીજાનો પરિચય ગાઢ બનતો જતો હતો. તે સંન્યાસી એટલે સ્વામી અખંડાનંદજી બોરસદના વતની અને લુહાણા જ્ઞાતિના હતા. સ્વામીજી ઘણી હાડમારી વેઠી ધાર્મિક ગ્રંથો ગુજરાતી ભાષામાં છપાવી સસ્તે ભાવે વેચવાની

*એનું નામ 'Memorandum of Association of the Gujarat Cooperative Book Depot & Publishing Company Ltd.' હતું.

મથામણ કરતા હતા. તેમને મોતીભાઈનાં ચારિત્ર્ય, સેવાભાવ અને વ્યવહારકુશળતામાં એટલો વિશ્વાસ બેઠો હતો કે મોતીભાઈને પોતાની પ્રવૃત્તિ સોંપી દેવા તે તૈયાર હતા. મોતીભાઈએ ઉપરની યોજના પ્રગટ કરી, તે અરસામાં આ જાતના વિચારોની આ બે મિત્રો વચ્ચે ઘણી આપલે ચાલતી હતી. પરિણામે મોતીભાઈની કાર્યપદ્ધતિની અજમાયશ સ્વામીજીની પ્રવૃત્તિમાં થતી હતી, અને તેમાંથી મોતીભાઈ અને તેમના 'ગ્રેજ્યુએટ સ્વયંસેવકો'ની વૃત્તિ-શક્તિનાં પાણી મપાતાં હતાં.

વર્ષો સુધી આ પ્રયત્નો ચાલ્યા. સ્વામીજીની કસોટીમાં કોઈ ટકી શક્યું નહિ, અને આખરે મોતીભાઈ દ્વારા 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' વિસ્તારવાના વિચારને પડતો મૂકી એક છાપખાનું ખરીદી તેમણે પોતાની જવાબદારી ઉપર અમદાવાદમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' શરૂ કર્યું, જે હવે આખા હિંદમાં જાણીતું થયું છે.

સ્વામીજીએ અમદાવાદમાં સંસ્થા કાઢી તેને ખીલવવામાં પણ મોતીભાઈનો સાથ તો ચાલુ રહ્યો, પણ દૂર રહીને જે સાથ આપી શકાય તેટલો જ તે આપતા. આ અરસામાં સ્વામીજીના જીવન અને વિચારોએ મોતીભાઈ ઉપર ઘણી અસર કરેલી જણાય છે. તેમની વચ્ચે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો છે. એ પત્રવ્યવહારમાં સ્વામીજી મોતીભાઈને ગરીબો અને અનાથોની સેવા કરવાનું જીવન-વ્રત લેવા આગ્રહ કરતા જણાય છે. દુર્ભાગ્યે મોતીભાઈએ સ્વામીજીને લખેલા ઉત્તરો મળી શક્યા નથી. છતાં મોતીભાઈના જીવનમાં આ સમયે ચાલી રહેલાં મંથનોનો કંઈક ખ્યાલ આપણે સ્વામીજીના પત્રોમાંથી કરી શકીએ તેમ છીએ.

સ્વામીજીનો સૌથી જૂનો પત્ર ૧૯૦૭માં લખેલો છે. તેમાં તેમની પહેલી મુલાકાતથી થયેલા તાજા સંબંધની અસર દેખાય છે. ત્યાર પછીના પત્રો પૈકી નીચેના તા. ૧૫-૧-'૧૮ના પત્ર ઉપરથી જોઈ શકાય છે કે સરકારી નોકરી છોડી જનસેવાના કામમાં જીવન અર્પી દેવા સ્વામીજીએ મોતીભાઈને ઉપદેશ કર્યો છે અને તે બાબત મોતીભાઈના મનમાં ગડમથલ ચાલે છે. કુટુંબને છોડી સંન્યાસ કેમ લેવાય? એ મોતીભાઈની દલીલનો ઉત્તર આપતાં સ્વામીજી લખે છે:

'પ્રિય આત્મબંધુ,

અર્જુનને મોહ થયો હતો કે આ સગાં કુટુંબીઓ વગેરે સામે શીદને લડું ? અર્થાત્ કુટુંબધર્મ મનમાં મોટી આડ થઈને ઊભો છે. તમારું કુટુંબ કયું ? પગારની આવકમાંથી પોષવાના પોતાના ગરીબ વિદ્યાર્થીઓ વગેરે. તમારે માતા-સ્ત્રીનું કુટુંબ તો જરાય બાધક નથી, એટલે તેની વાત નથી.

પણ હે અર્જુન ! દેશધર્મની વચ્ચે જો કુટુંબધર્મ આડો આવતો હોય તો તે ત્યાજ્ય છે, એમ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને નિમિત્તે તમને, મને ને સર્વને કહી ગયા છે.

દેશધર્મનું પાલન તો આગળ ઉપર એવાં અનેક કુટુંબોને પળાવશે, ઉન્નત બનાવશે. જેમકે કૌરવોના અને તેમની સાથે જ રાજા પ્રજામાં વ્યાપી ગયેલા અધર્મના નાશને લીધે હજારો વર્ષ સુધી ભારત પાછું ધાર્મિક બની રહી શક્યું હતું. તમને કંઈક એ માર્ગ તરફ વળવા મથતા જોઈ અતિ હર્ષ થાય છે. . . . '

આ પછી બે વર્ષ સુધી પત્રવ્યવહાર ચાલે છે. અનેક પત્રો લખાય છે. તેમાં સ્વામીજી એની એ દલીલ વિવિધ રીતે રજૂ કરે છે અને સરકારી નોકરી કરતાં કરતાં જનસેવા કરવાના છૂટાછવાયા પ્રયત્નો કરવાથી જે સેવા થાય છે તે કરતાં અનેક ગણી સેવા નોકરી છોડી અનાથોની સેવામાં સર્વાર્પણ કરવાથી થાય, એ હકીકત સમજાવે છે. મોતીભાઈ આ અરસામાં સોસાયટીમાં જોડાવાની તૈયારી કરતા હતા. તેથી સોસાયટીના ભાવિ કાર્યક્રમના ઉલ્લેખો કરી તે દ્વારા પોતે શું કરવા ધારતા હતા તે જણાવે છે. તેમના અનેક વિચારોમાં એક વિચાર સોસાયટીમાં શરૂ કરેલા બ્રહ્મચર્યાશ્રમને અમેરિકાના બૂકર ટી. વૉશિંગ્ટને સ્થાપેલી ટસ્કેજી સંસ્થાના નમૂના ઉપર ખીલવવાનો હતો. તે વિષે સ્વામીજી લખે છે :

'બ્રહ્મચર્યાશ્રમનો વિચાર ઠીક છે. પણ મુખ્ય તો જે અંગ્રેજી શિક્ષણાલય હાલ ચાલે છે તે જ. કેમકે બ્રહ્મચર્યાશ્રમ તો તેની છાયામાં — પેટામાં જ. ઘેરથી પૈસા મંગાવી ઠીક કરીને ખાનારા-પહેરનારા અંગ્રેજી વિદ્યાર્થીઓ અને તેમને માટે રહેવા શીખવવાનાં ભવ્ય મકાનોની છાયામાં, એક નાના પેટા વિભાગ તરીકે બ્રહ્મચર્યાશ્રમ. એ સ્વાશ્રયીઓ, સાદું ખાનારાઓ, બ્રહ્મચર્યમાં રહેનારાઓ ઉપર પેલાઓની અસર

નહિ પડે? મહત્ત્વની વાત આ નથી? છેક જ જુદી એ બાબત બને અને સર્વભાવે એના બનવા વૃત્તિ ઊછળે અને અનાથાશ્રમ જેવું બની જાય તો કેવું સરસ! ભલેને વિચારમાં હજી થોડા માસ જાય. એવા આશ્રમનો અને સેંકડોને સેવાભાવયુક્ત આજીવિકા પૂરી પાડે એવા સસ્તા સાહિત્યનો સંગમ આણંદમાં બહુ જ કુદરતી અને ઉપકારક થઈ પડે નહિ? બંને બાબતો એકરસ, સોનામાં સુગંધવત બની રહે તેવી મને તો લાગે છે. મંત્રીત્વ તમારું, બનતી સલાહ ને મદદ થાય ત્યાં સુધી વગર બંધને કર્યા કરું. છેવટનો નિર્ણય અને સત્તા તમારી.

× × ×

બૂકર ટી. વૉશિંગ્ટન? એને જ જન્માવીને સંતોષ શું પકડો છો? જુઓ તો ખરા! મદારી જેની સાથે વાતો કરતો હોય છે તેની જ પાઘડીમાંથી સાપ કાઢે છે, તેવું કાંઈ ન થઈ જાય! . . .

પેટલાદની ઓાડંગમાં એક રાત્રે પેલા વરસાદમાં ભીંજાઈ રડતા, મિયાઉં મિયાઉં કરતા બિલાડીના બચ્ચાને માટે કેવી દેવતાઈ કાળજી તમને પેઠી હતી? દીન, અજ્ઞ, અનાશ્રિતો સેંકડોના સાચા પિતા બનવા માટે તો તમને અપુત્રતા નહિ આપી હોય?'

× × ×

ઉપરના પત્રના ઉત્તરમાં મોતીભાઈએ શું લખ્યું તે જાણી શકાય તેમ નથી. પરંતુ એમના પત્રના ઉત્તરમાં તા. ૧૦-૯-'૨૦ દેવલાલીથી લખેલા સ્વામીજીના લાંબા પત્રમાંના નીચેના ભાગ ઉપરથી આ બે મિત્રો વચ્ચે સેવાનાં સ્વપ્નોની કેવી ચર્ચા થતી હતી તેનો ખ્યાલ આવે છે:

'તમે પોતાને વિષે લખ્યું તે બરાબર છે. એક માણસ પોતાનું સર્વ ધન અને મન પોતાનાં પડોશી, કુટુંબી, કે બીજા શોધતા આવનારને આપવામાં પણ સર્વ-કાંઈ આપી રહ્યો હોય છે; પરંતુ તેને બદલે તે વસ્તુની સર્વથી વધારે જરૂર આખા દેશમાં કે ગામમાં કે જ્ઞાતિમાં કોને છે? એમ જો વિચાર કરે; અને માગવા જેટલું પણ જ્ઞાન કે શક્તિ ન હોય એવાને શોધી કાઢી તેને જ યોગ્ય સલાહ આપે, તો ઉપકારકતામાં કેટલો બધો ફરક? પહેલો માણસ એવાને આપી રહ્યો છે કે જેઓ એક નહિ તો બીજી રીતે કે બીજેથી શોધી મેળવી લે તેવા હોય છે; જ્યારે બીજો એવાને

આપી રહ્યો હોય છે કે જેઓ પંડે દુઃખી અને બીજાઓ પર બોજારૂપ થાય તેવા હોય છે.

કંઈક સંકોચ થવા છતાં આપણા સંબંધને લઈને એક બંધબેસતું દૃષ્ટાંત લખ્યા વિના રહી શકતો નથી. માંદાં, ચોરીનો ભોગ બનેલાં, સાથીઓએ તજી દીધેલાં, એવાં નિર્ધન અને અતિશય સહાયપાત્ર પચાસ સાઠેક યાત્રાળુઓને તેમ જ થોડાક સાચા ત્યાગી પ્રભુપરાયણ મનુષ્યોને શોધી શોધીને મદદ કરવા ખાતે એક ગૃહસ્થના માત્ર બસો ત્રણસો રૂપિયા આ સેવક દ્વારા ગયા બે માસમાં ખર્ચાયા. પરંતુ એ જ સમય દરમ્યાન નાસિકમાં બીજાઓને હાથે બેચાર લાખ રૂપિયા ખર્ચાયા હશે. તે બધી રકમ બદલ પણ જેટલો સંતોષ તેના ખર્ચનારાઓને ન મળ્યો હોય તેટલો સંતોષ મેં અનુભવ્યો છે. એમાંની એક સુવાવડી સ્ત્રી કે જે રાતના દશેક વાગ્યે ઓટલે જેમ તેમ પડેલાં માણસોમાં દુખિયાં માણસોને • ચૂપકાદીથી શોધાતાં જોઈને કંઈક સમજી ગઈ, અને છેક નિર્બળ – લગભગ નવસ્ત્રી અને હાડપિંજરવત – છતાં બેઠી થઈ જઈને, બોલવા અશક્ત છતાં કંઈક કહેવા લાગી. એની એ વખતની આતુર આંખો, અને (ગોળ, ઘી, સૂંઠ માટે) પૈસા તેમ જ થોડાંક વસ્ત્ર તે જ વખતે એને મળી જતાં એણે મૂંગે મોંઢે નાંખેલી આશ્ચર્યમિશ્રિત આભારદૃષ્ટિ જ્યારે પણ સ્મૃતિમાં આવે છે, ત્યારે એ સેવા પારકા પૈસા વડે બનેલી હોવા છતાં પણ ઊંડો આત્મસંતોષ અનુભવું છું.

દેશમાં નિરાધાર, અશક્તો એવાં તો સેંકડો ને હજારો દુઃખમાં ડૂબી રહીને કૂતરાને મોતે મરે છે. દર વરસે હજારો અજ્ઞાન નિરાધાર બાળકો બાવા, ભિખારી, ચોર, ઇત્યાદિ બન્યા કરે છે કે જેમને સારા ખેડૂત, શિક્ષક, ઉપદેશક, કારીગર, સ્વયંસેવક વગેરે બનાવી શકાય. અને જેમને માટે ચીજો, વસ્ત્ર તથા સ્થળ મેળવવામાં સરકારની કાંઈ પણ મદદ ન લેવી પડતાં ધાર્મિક કાર્ય તરીકે ખુશીથી લોકો તે બધું પૂરું પાડે.

ધાર્મિક કાર્ય તરીકે ટાગોર જેવા આદર્શ તમો જેવાથી ધારણ ન પણ કરી શકાય, પરંતુ જે કાંઈ હાલ એ દિશામાં તમારે હાથે કરાઈ રહ્યું છે તે ઊંડી દૃષ્ટિથી જોતાં દેશના હક્કમાં નુકસાનકારક તો નથી? આ વાત ગાંધીજી સાથે તથા શાંતિનિકેતનવાળાઓની

સાથે ખાસ ઊંડાણથી વાતચીત અને ચર્ચા કરીને એક વાર નક્કી કરી લેવા નમ્ર પણ ખાસ ભલામણ છે. મારા એ વિષે વિચાર બંધાયા છે ખરા, પણ મારો એ વિષય ન હોવાથી નક્કીપણે અને આગ્રહપૂર્વક કશું જ મારાથી કહી શકાય તેમ નથી. અમુક સંયોગોમાં વિષ પણ ઉપકારક થઈ શકે છે. બીજા હાથ પર, કોઈ પણ વસ્તુસ્થિતિ સઘળા દેશકાળ માટે ઉપયોગી થતી નથી.

અનેક બાબતો કરવાની વૃત્તિના તળિયામાં એક એવો ભૂલભરેલો કીર્તિલોભ રહેલો હોય છે કે જે આખરે તદ્દન ખોટો જ નીવડે છે, પણ તે કાયમ હોય છે ત્યાં સુધી લોભના રૂપમાં સમજાતો નથી. અંગ્રેજી શિક્ષણ ફેલાવી સરકારી નોકરો ઇત્યાદિ વધારવા ખાતે નખાવાતા એ જ લાખો રૂપિયા અને સ્વયંસેવકોનાં જીવન તથા આખો વખત એ બાબતના વિચારમાં રહ્યા કરતું એ મન,—એ સઘળું જેમનો એ સહાય પર વધુમાં વધુ હક ગણાય એવાં દીન, અજ્ઞાન, નિરાધાર સંતાનોના હિત પાછળ ખર્ચાય તો તે કેટલા ગણું ઉપકારક નીવડે!

મનથી સમજાયું છે તેટલા પ્રમાણનું અને તે પ્રકારનું આ શરીરથી પણ નથી જ બનતું. પગ કરતાં આંખો હંમેશાં આગળ જ હોય છે. બીજાઓના સંબંધમાં કરાતા ન્યૂનતા અને શિખામણના વિચારોમાં ઘણી વાર ભૂલ જ હોય છે, છતાં પ્રસંગને લઈને ઉપલું એટલા માટે જ લખાઈ ગયું છે કે આપણો સંબંધ છેક સામાન્ય નથી અને એમાંનો કોઈ પણ શબ્દ સહેજ પણ હિતકર નીવડે તેવો હોય.

× × ×

કોઈ બીજું અસામાન્ય કાર્ય સર્વભાવે એકનિષ્ઠાથી ઉપાડવું ન હોય ત્યાં સુધી લાયબ્રેરીઓની પ્રવૃત્તિ જ સારી રીતે નભ્યા કરે એ જ વધુ સરસ લાગે છે. વળી આર્થિક સગવડ પણ એ નોકરી ચાલુ રહેવાથી સચવાય. હાલ એ જ.

સેવક અખંડ'

## ૧૭

# કેટલાક સંકલ્પો

## (૧૯૧૮ થી ૧૯૨૧)

અનાથોની સેવા માટે સર્વસ્વનો ત્યાગ કરવાના સ્વામી અખંડાનંદજીના ઉપદેશ અને આગ્રહની ચર્ચાવાળો પત્રવ્યવહાર ચાલતો હતો તે દરમ્યાન જ સોસાયટીની હાઈસ્કૂલને અસહકારમાં જોડવાનો પ્રશ્ન આવેલો. એમાં 'કેળવણીની ખાતર કેળવણી' એ સિદ્ધાન્તના પાલન માટે પોતાનું સર્વસ્વ હોમવાની મોતીભાઈએ તૈયારી બતાવી હતી, પરંતુ રાજકીય હેતુના ભેળવાળી કેળવણીની પ્રવૃત્તિમાં પડવાની દૃઢતાથી ના પાડી હતી. એમના આ વર્તનમાં સિદ્ધાન્ત ઉપર રચાયેલો પ્રામાણિક મતભેદ હતો એ રાજકીય લાગણીથી ઉત્તેજિત થયેલા વાતાવરણમાં કોઈ જોઈ શક્યું નહિ, અને તેમની ગણના નબળા અને ગુલામી માનસવાળા લોકોમાં થઈ.

બીજી બાજુ સિદ્ધાન્તની ખાતર આખા જગતની ઇતરાજી વહોરીને પણ પોતાના નિશ્ચયને વળગી રહેવાનું કદી નહિ દાખવેલું આત્મબળ તેમણે આ પ્રસંગે દાખવ્યું. છતાં જે સેવાભાવ તેમને જનહિતનાં કાર્યો કરવા પ્રેરી રહ્યો હતો તેની ખાતર સ્વામી અખંડાનંદની માફક ભેખ લેવાનો નિર્ણય તે ન કરી શક્યા.

આમ લાયકાત હોવા છતાં, મોતીભાઈ ન બની શક્યા નેતા કે ન બની શક્યા સંન્યાસી. છતાં સર્વસ્વનો ત્યાગ કરી મહાન કાર્યો પાછળ જીવન હોમી દેનાર નાનામોટા સર્વનાં દૃષ્ટાંતોમાંથી પ્રેરણા મેળવી પોતાની શક્તિ પ્રમાણે અને પોતાની રીતે મહાપુરુષોને રસ્તે ચાલવાના પ્રયત્નો તે કરી રહ્યા હતા. આજ સુધીના પ્રયત્નોના અનુભવે એમની દૃષ્ટિ ગરીબો અને પીડિતોના ઉદ્ધાર તરફ વળી હતી. ગામડાંમાં જ્ઞાનપ્રકાશ ફેલાવવાનાં સ્વપ્નો તો પહેલેથી જ સેવેલાં હતાં. એ સર્વ વિચારોને હિંદ સેવક સમાજવાળા શ્રી. અમૃતલાલ ઠક્કર અને સ્વામી અખંડાનંદના સંપર્કથી પોષણ મળ્યે જતું હતું. તે સોસાયટીના પ્રશ્ને અને અસહકારના વાતાવરણે અપૂર્વ

રીતે વધારી દીધું. જ્યારે આખો દેશ સ્વરાજ્ય મેળવવા યાહોમ કરી રહ્યો છે ત્યારે પોતે પણ કંઈક કરવું જોઈએ એ વૃત્તિ તીવ્ર થઈ, અને કંઈ નહિ તો પોતે આરંભેલાં કાર્યોમાં તો સર્વસ્વ હોમવું જોઈએ એમ સમજાયું.

સોસાયટીમાંથી છૂટા થયા પછીનું એક આખું વર્ષ આવા પ્રકારના મનોમંથનમાં પસાર થયું. આ મનોમંથન એમની નોંધપોથીમાંથી એમને જ હાથે લખાયેલું છે. તેમાંથી અત્રે કેટલુંક ઉતારીશું.

તા. ૧૭–૨–'૨૧ને રોજ — સોસાયટીને અસહકારમાં જોડવા બાબતનો પ્રશ્ન ચાલતો હતો તે અરસામાં — લખ્યું :

લાંબી મુદતે નોંધ લખવાનું આજે ફરી શરૂ કરું છું અને લખવાનો અભ્યાસ હોય તો અનેક રીતે આત્મસુધારણામાં આગળ વધવાનો માર્ગ સરલ બને છે એની ખાતરી પાછલી નોંધ વાંચવાથી થાય છે. પણ નિયમિતપણું, વ્યવસ્થા, ચોકસાઈ એ ગુણો મારા જીવનમાં ઊતર્યા જ નથી અને કામ ઉપર કામ નવાં જ લેવાય છે, એટલે વખત પણ મળતો નથી અને નોંધ લખી શકાતી પણ નથી. પણ બીજાં કામ કરતાં આ નોંધ લખવાનું મહત્ત્વ ઓછું નથી, એમ આજે નિશ્ચય કરી કામ હાથમાં લીધું છે. અને આ વર્ષ કાર્ય વધારે કરવું, કષ્ટ વધારે વેઠવું, આત્મભોગ વધારે આપવો અને કોઈ એકાદ કામ ગામડાંનું લઈ ગ્રામજીવનનો અભ્યાસ કરવો અને અજ્ઞાન અને ગરીબ ભાઈઓની સેવા કરવાના માર્ગ શોધવા અને એ દિશા તરફ અન્ય ભાઈઓને વાળવા પ્રયત્ન કરવો એમ ધારણા રાખું છું. સોસાયટીનું કામ મારી પાસેથી હવે ઓછું થાય છે અને કેળવણી સંબંધી નવા વિચાર કરવાનું પણ હાલ મુલતવી જ રાખવું પડે એમ છે. એટલે વખત પૂરતો મળી શકશે એમ હું ધારું છું. ધારેલું અને વિચારેલું તો હું કદી કશું કરી શક્યો જ નથી, છતાં પ્રયત્ન કરવામાં કંઈ ખોટું નથી. હાલ તુરત વડોદરા રાજ્યમાં જે અજ્ઞાન માબાપો પોતાનાં છોકરાંને ભણાવતાં નથી તેમને દંડમાંથી મુક્ત કરવાનું કામ પ્રથમથી જ હાથમાં લેવાશે, કારણ કે લગભગ છ વર્ષ ઉપર આ પ્રશ્ન વિચાર્યો હતો અને અવકાશના અભાવે પડી રહ્યો હતો.

*

તા. ૧૧-૩-'૨૧

ગઈ કાલે નાયબ વિદ્યાધિકારી રા. — ને ત્યાં ખબર મળી કે નવી ગુજરાતી શાળાના ટિપ્પણ ઉપર હુકમ થઈ માગણી નામંજૂર થઈ. મને એમ લાગ્યું કે રૂ. ૧૫૦) પણ ન મળ્યા અને રૂ. ૫૫)-ની માસિક ગ્રાન્ટ પણ બંધ થઈ. સરકારી મદદ વિના નવી ગુજરાતી શાળા ચલાવવાની હિંમત રહે નહિ જ, એવી આર્થિક મુશ્કેલીઓ છે. છ વર્ષના સતત પ્રયત્ન પછી શાળા બંધ કરવી પડે એ મારાથી સહન ન થઈ શકે તેમ લાગ્યું. તુરત જ નિશ્ચય થઈ ગયો કે જૂન માસથી વસો અંગ્રેજી છઠ્ઠા ધોરણના શિક્ષક તરીકે જે કાંઈ પગાર મળે તે લઈ કામ કરવું અને નવી ગુજરાતી શાળા ચલાવવી. તુરત જ અંગ્રેજી ભણનાર તેમ જ ગુજરાતી ભણનાર વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ કાઢવાનો ઠરાવ કર્યો. મનથી બજેટ તથા માણસો વગેરેની પણ ગોઠવણ કરી. એક બે વર્ષમાં મૅટ્રિક વર્ગ કાઢવો અને આણંદમાં અધૂરી મૂકેલી યોજનાઓ વસોમાં સફળ ઉતારવી. વસોમાં કેળવણીનું જ અને તે આખા ગામની બધી સંસ્થાઓનું કામ કરવું અને ગામની બીજી કોઈ પણ પ્રવૃત્તિમાં આગેવાની ન લેવી. હેડ માસ્તર તરીકે વિશિષ્ટ પંચાયતમાં ભાગ લેવો પડે તો લેવો, પરંતુ સભા બહાર કોઈની કંઈ વાત પણ સાંભળવી નહિ. કુટુંબના ઝઘડામાં બિલકુલ ભાગ ન લેવો. વસોને જ કાર્યક્ષેત્ર બનાવવું. પેટલાદ પુસ્તકાલય મંડળ યોજવું અને બીજા તાલુકાઓને ધડો લેવાનો મળે તેવી રીતે સફળ બનાવવા સબળ પ્રયત્ન કરવો. પેટલાદ તાલુકાના વિદ્યાર્થીઓને મદદ કરવા માટે પેટલાદ તાલુકા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ સ્થાપવું. મુખ્ય અને સાચો પ્રયોગ વસો નવી ગુજરાતી શાળાને "Boys' Own Home"ના ધોરણે પ્રાથમિક શાળા અને માધ્યમિક શાળાના એકત્ર શિક્ષણ તરીકેની યોજના તરીકે ચલાવવી એ કરવો.

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને મારા જવાથી મોટો ધોકો લાગવા સંભવ હતો. વસો જવામાં આર્થિક નુકસાન મોટું હતું અને મહેનત બહુ જ કરવાની હતી, છતાં કર્તવ્ય એટલું સ્પષ્ટ જણાતું કે જવાનો નિશ્ચય પૂરેપૂરો કરી દીધો હતો. વસોની બધી યોજનાનો ક્રમ મનમાં તૈયાર થઈ ગયો હતો. અને વડોદરામાં

સરકારી અને ખાનગી કામમાં હાજરીની જરૂર ન હોત તો રિપોર્ટ કદાચ લખીને પણ લઈ ગયો હોત. પરંતુ જૂન માસને હજી ત્રણેક માસ વાર હતી એટલે મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ સાથે ફક્ત મસલત કરવાના હેતુથી અને તે સાહેબ કેવા પ્રકારની વિશેષ અનુકૂળતા મને કરી આપશે તે જાણવાના કારણથી જ આજે વિદ્યાધિકારી કચેરીમાં ગયો હતો. પરંતુ નવી ગુજરાતી શાળાને એક વર્ષ માટે રૂા. ૫૫) માસિક ગ્રાન્ટ આપવાનું મંજૂર થયેલું હોવાથી એકદમ આ વર્ષે ઝંપલાવવાનો વિચાર શિથિલ કરવો પડ્યો. કારણ પુસ્તકાલયોની પ્રવૃત્તિ ખાતે મારી હાજરીની અત્રે ખાસ જરૂર છે. વસો જવાની ઈચ્છા એટલી પ્રબળ હતી કે ચરોતર બોર્ડિંગ હાઉસ, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ., ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વગેરેની તૈયાર થયેલી યોજનાઓ પણ છોડી દેવા તૈયાર હતો. હાલ તુરત તો હવે એક વર્ષ વડોદરામાં પુસ્તકાલયોની સેવાર્થે રહેવું એમ ઠર્યું છે.

*

તા. ૩૦–૩–'૨૧

નિયમિત નોંધ લખવાનું તો નથી બની શકતું, પણ વિચારો અને યોજનાઓ થયે જ જાય છે. એક બાજુએ વસો જવાની તૈયારી થઈ રહી હતી, અને બાર માસ માટે મુલતવી રહી હતી; દરમ્યાન મે. કુદાલકર સાહેબનો સ્વર્ગવાસ થયો એટલે પુસ્તકાલયોની જવાબદારી મૂળ હતી તે કરતાં વધી. રા. કુદાલકર સાહેબનું અવસાન સ્પષ્ટ શબ્દોમાં શીખવે છે કે જિંદગીનો અંત ક્યારે આવશે તે કોઈ જાણી શકતું નથી. માટે સર્વ કોઈએ મરણની તૈયારી કરી રાખીને જ સારી માઠી યોજનાઓ વિચારવી. મેં મારા માટે તો ઘણા લાંબા વખતથી જ તૈયારી કરી મૂકી છે. છતાં વધારે પાકા નિશ્ચયો કરવાની જરૂર ફરી સમજાઈ ખરી. સોસાયટીથી છૂટા પડતાં, સ્વયંસેવકો કરતાં વધુ પગાર મારી જાત વા મારા કુટુંબ માટે ઉપયોગમાં ન લેવો એવો ઠરાવ કરેલો. પાછળથી અનુભવથી સમજાયું કે મૂળનો સ્વભાવ પડી ગયેલો હોવાથી ઘણી વખત તે પગાર કરતાં પણ થોડું વધુ ખર્ચ ખાનગી ખર્ચમાં થાય છે. હાલ તુરત માટે તો એમ પણ સમજાય છે કે, હું સોસાયટીમાં જોડાયો

હોત તો જે ગરીબ દૂરનાં કુટુંબીઓ, પાડોશીઓ, અને સંસ્થાએ છૂટથી હું મદદ આપું છું તે ન આપી શકત. અને સ્વભાવ બદલાય નહિ એટલે અનેક આર્થિક મુશ્કેલીઓ અનુભવત. હાલ તુરત ત્રણ વર્ષ વડોદરામાં રહેવું પડશે. અને પછીનાં ત્રણ વર્ષ વસોની કેળવણીની સંસ્થાઓ ખાતે આપવાનો નિશ્ચય થયો છે. અને વસોમાં તો સ્વયંસેવક જેટલો પગાર મળી શકે, એટલે આ ત્રણ વર્ષમાં થોડા ખર્ચમાં નિભાવવાનો પાઠ શીખવો પડશે. જેથી કમાણી થોડી છતાં મુશ્કેલીઓ પણ આવે નહિ. હાલ તુરત મૃત્યુપત્રમાં* જે રકમો આપવા જણાવ્યું છે તેની બૅન્કમાં સવડ કરી દેવી. અંત્યજ શાળાના મકાન ખાતે રૂ. ૫૦૦) પણ બૅન્કમાં જમે મૂકી દેવા જોઈએ. આ ત્રણ વર્ષમાં પેટલાદ લોનફંડ અને બીજાં પરચૂરણ ખાતાં મારા નામ ઉપર હોય તે બંધ થઈ જવાં જોઈએ. જેથી નિશ્ચિંતપણે વસોમાં કેળવણીનું કામ થઈ શકે.

*

તા. ૨૮–૫–'૨૧

મારું કાર્યક્ષેત્ર કેળવણીનું જ મારા મનથી નક્કી થયેલું છે. રાજકીય ચળવળમાં કેળવણીનું કાર્ય ભળે તો 'કેળવણી' બરોબર બાળકોને ન જ મળે એમ હું માનું છું. ચરોતર એજ્યુકેશન સોસાયટીની પ્રવૃત્તિઓ — જેમાં હું રચ્યો પચ્યો રહ્યો હતો તે — મેં રાજકીય ચળવળમાં મારે ન પડવાનું થાય તેની ખાતર છોડી છે. એટલે હવે પુસ્તકાલયોનું કામ જિંદગી સુધી કરવું વા વસોની કેળવણીની પ્રવૃત્તિઓ સંભાળવી, એ બેમાંથી એક નિર્ણય મારે કરવાનો હતો. ફેબ્રુઆરી તા. ૨૦ને રોજ સોસાયટીનો છેવટનો નિર્ણય થયો ત્યારથી આ નિર્ણયમાં હું અનિશ્ચિત હતો. આજે સવારે છ વાગ્યે કંઈક નિર્ણય ઉપર હું આવ્યો છું. વડોદરા રાજ્યને પુસ્તકાલયનું કામ કરનાર તો પગાર સારો મળતો હોવાથી કોઈ આવી મળશે, પણ વસોની કેળવણીની પ્રવૃત્તિઓ તો હું ન સંભાળું તો તે શિથિલ થઈ છેવટે બંધ પડે તેવો પણ સંભવ રહે છે. આર્થિક દૃષ્ટિએ અને કીર્તિલોભના કારણે તો મારે વડોદરા રહેવામાં લાભ છે. પણ આ બે વસ્તુઓની પ્રાપ્તિમાં મેં કદી ધર્મ માન્યો જ નથી. મારી યોગ્યતાના

---

* ૧૯૧૮–૧૯ના પ્લેગ વખતે આ મૃત્યુપત્રની રૂપરેખા લખી હતી.

પ્રમાણમાં અને તેથી પણ વિશેષ કીર્તિ અને દ્રવ્ય મને મળે જ છે. પણ સાધ્ય વા ધ્યેય તરીકે મેં તેમને કદી જ સ્વીકાર્યાં નથી. પરંતુ પુસ્તકાલયોની સેવા એ મેં ધર્મ માન્યો છે. વડોદરા રાજ્યે શરૂ કરી તે પહેલાં પણ મેં તે પ્રવૃત્તિ શરૂ કરી હતી; અને રાજ્યનાં પુસ્તકાલયોની હાલની સારી સ્થિતિ લાવવામાં પણ મેં મારાથી બનતું કર્યું છે. હું જો મારી નોકરીમાં બાકીનાં વર્ષો પુસ્તકાલયોની જ સેવામાં ગાળું તો વધારે સારી સ્થિતિએ તેમને જરૂર લાવું. પરંતુ વસોની પ્રવૃત્તિઓ તો હું ગુમાવું. મને કર્તવ્યની દૃષ્ટિએ બન્ને સરખાં મહત્ત્વનાં કામ લાગે છે. કેળવાયેલા યુવકો સામે આક્ષેપ છે કે તેઓ ગામ છોડી શહેરોને પોતાની શક્તિઓ અને સાધનોનો લાભ આપે છે; તેને માટે જ આખી જિંદગી વૈતરું કરે છે; ગામડાં કરતાં શહેરોમાં જ રહેવાનું વધારે પસંદ કરે છે. હું આક્ષેપોમાંથી મુક્ત થાઉં વા ન થાઉં, પરંતુ મારું પોતાનું ધ્યેય તો વસોની કેળવણીની પ્રવૃત્તિઓ જ છે. નવી ગુજરાતી શાળા એ ગુજરાતમાં પ્રથમ પ્રયોગ છે. આ શાળાને વધારી હાઈસ્કૂલ સુધી લઈ જવી, કેળવણીની દૃષ્ટિએ હાલની ચાલતી કેળવણીમાં જેટલા અને જેવા ફેરફાર થઈ શકે તે કરી જોવા, અને તે ફેરફારો સફળ નીવડે તો આ વસોની શાળા દ્વારા ગુજરાતની પણ સેવા કર્યાનો મીઠો, શાંત સંતોષ માનવો. સરકાર અને ધનાઢ્ય પુરુષો તેમ જ આવેશમાં આવેલા વા કીર્તિના મોહથી આગળ પડવા ઇચ્છતા યુવકો કેળવણીની સારી સંસ્થા કદી બનાવી શકે જ નહિ. કેળવણીના કાર્યમાં સાચો સેવાભાવ અને વિદ્યાર્થીઓ પ્રત્યે સાચો સદ્ભાવ હોવો જોઈએ. સૂચનાઓ કરવાથી જો કામ સારું થઈ શકતું હોત તો હું વસો નવી ગુજરાતી શાળા આજ સુધીમાં સારી બનાવી જ શકયો હોત. આપ મૂઆ વિના જેમ સ્વર્ગે ન જવાય, તેમ જ જ્યાં સુધી આત્મભોગની વૃત્તિથી અને સાચા સેવાભાવથી હું જાતે શાળામાં કામ ન કરું અને શિક્ષકોની સમક્ષ હું મારું પોતાનું દૃષ્ટાંત ખડું ન કરી શકું, ત્યાં સુધી શિક્ષકો અને વિદ્યાર્થીઓ પાસેથી સારા કામની આશા હું ન જ રાખી શકું. માટે જે કંઈ પગાર ગુજરાન માટે વસોની પ્રવૃત્તિઓમાંથી મને મળી શકે તેનાથી સંતોષ માની, પુસ્તકાલયોનું હિત સાચવી, વહેલામાં વહેલી તકે વસોમાં જઈ રહેવા નિશ્ચય થયો છે અને જ્યાં સુધી ન જવાય

ત્યાં સુધી ૧૯૨૧ના જૂન માસથી પ્રથમ વર્ષે માસિક રૂા. ૨૦), બીજે વર્ષે રૂ. ૩૦) અને ત્રીજે વર્ષે રૂા. ૪૦) વસો નવી ગુજરાતી શાળાને આપવા ઠરાવ કર્યો છે. બની શકે તો ૧૯૨૨ના એપ્રિલની શરૂઆતમાં જ વસો અંગ્રેજી છઠ્ઠા ધોરણના હેડ માસ્તર તરીકે ત્રણ વર્ષની નોકરી લાયબ્રેરી ખાતામાંથી ઉછીની લેવી. અને પગાર તો રૂા. ૧૦૦) વા જેટલો મળી શકે તેટલો જ મારે સ્વીકારવો. પ્રથમ વર્ષે મેટ્રિક ક્લાસ કાઢવો નહિ. પરંતુ વિદ્યાર્થીઓની સંખ્યા ૨૦ થાય અને ફી અને વિશિષ્ટ પંચાયતની ગ્રાન્ટથી એક ક્લાસનું ખર્ચ પૂરું થાય, તો બે ગ્રેજ્યુએટ નવા રાખી ધોરણ ૬ અને મેટ્રિકની વચમાંનો એક વર્ગ વધારવો. જેથી સને ૧૯૨૩ના એપ્રિલથી મેટ્રિક ક્લાસ સારી રીતે નીકળી શકે.

પુસ્તકાલયો કરતાં શાળામાં હું વધારે ઉપયોગી થઈ શકીશ અને વસોમાં જ હું સફળ નીવડીશ અને થોડા ખર્ચમાં રહી શકીશ. જે ગામમાં મારો જન્મ થયો છે તેની થોડીઘણી પણ સેવા કરી શકીશ અને એક ગામના કેળવણીના સફળ વા નિષ્ફળ પ્રયોગો દ્વારા ગુજરાતની પણ સેવા કરી શકીશ જ, એમ હું દૃઢતાથી માનું છું. માટે આર્થિક મોટું નુકસાન વેઠીને ગુજરાતની સંસ્થાઓ અને તેના વિદ્વાન નેતાઓના અંગત સંબંધમાં લાવનારી અને અનેક રીતે બાહ્ય સુખ અને અનુકૂળતાઓ આપવાવાળી પુસ્તકાલયોની પ્રવૃત્તિ છોડી, વસોની મુશ્કેલીઓ અને ચિંતાઓ વાળી, બીજાઓને અશક્ય જણાતી, પ્રવૃત્તિઓ હાથમાં લેવાનો નિશ્ચય કરું છું. આ નિશ્ચય સફળ બનાવવામાં ઈશ્વર મને સહાય થાઓ.

*

તા. ૧-૮-'૨૧

દ્રવ્ય એ સુખ નહિ પણ સુખનું સાધન, અને તે પણ ઘણા જ થોડા અંશમાં, એ મને નાની ઉંમરથી સમજાયું છે. એટલે દ્રવ્ય-સંપાદન માટે વા તેના સંગ્રહાર્થે મેં કદી જ કંઈ પણ પ્રયત્ન કર્યો નથી. જે વખતે જે કંઈ મળ્યું તેમાંથી પણ છૂટે હાથે સારાં કામોમાં અને ઘરખર્ચમાં વાપર્યા જ કર્યું છે. વળી સારી યોજનાઓ ખાતે દેવું કરીને પણ પૈસા ખર્ચવામાં વા અંગત જવાબદારી માથે

લેવામાં કદી પાછી પાની કરી નથી. પરિણામે આજે જાહેરજીવનનાં અને નોકરીનાં પણ ૨૦ વર્ષને અંતે મારા પગારમાંથી વા ઘરના ઉત્પન્નમાંથી કંઈ જ બચાવ્યું નથી અને રૂા. ૧,૦૦૦) કદાચ અંગત દેવું પણ કર્યું હશે. વિદ્યાર્થીઓને વખતોવખત જે રકમો ઉછીની આપવામાં આવે છે તે કુટુંબના વડીલ પોતાનાં છોકરાંને આપે તેટલા જ વિશ્વાસથી અને ભાવથી આપવામાં આવી છે અને તેની ચોક્કસ વિગત પણ કોઈ નોટમાં નોંધી નથી. વખતસર વિદ્યાર્થીઓને નાણાં મળે તે તરફ જ દૃષ્ટિ રહેતી. પરિણામે પેટલાદ લોનફંડનો હિસાબ બહુ જ ચોક્કસ છે એમ હું ખાતરી આપી શકતો નથી. કોઈ વિદ્યાર્થી રકમ લઈ ગયો હોય અને તે રકમ પાછી ફરતાં જમે લેવાની ભૂલથી રહી ગઈ હોય, તો તે ભૂલ પકડવાનું સાધન મારી પાસે નથી. લોનફંડમાં મારી ખાનગી રકમ તણાઈ ગઈ હોય તો તેમાં કંઈ નવાઈ નથી. લોનફંડની કોઈ રકમ મારી પાસે રહે તેવો તો સંભવ છે જ નહિ, છતાં કંઈ રહી ગઈ હોય તો તેનું પ્રાયશ્ચિત્ત મારે ભોગવવું પડશે. હિસાબ રાખવાના આળસને લઈને આજે અનેક મિત્રો સાથેના અને સંસ્થાઓ સાથેના હિસાબ ચોખ્ખા કરવાના બાકી છે અને તે કારણે અનેક અમૂંઝણો વિના કારણે ભોગવવી પડે છે. અને કોઈ કોઈ વખત પ્રામાણિકપણા સંબંધે કોઈ શત્રુ શંકા લે તેવા બનાવ પણ બનવા સંભવ રહે છે. આ સ્થિતિ મારે માટે અસહ્ય થઈ પડી છે. માટે આજથી નિશ્ચય કરું છું કે, આજે સરકારી બેસતા નવા વર્ષથી મારું ખાનગી બજેટ પણ સરકારના ધોરણે ગોઠવવું, દરેક માસનું પણ અગાઉથી જ વર્ષના ધોરણે ગોઠવવું અને તે પ્રમાણે જ ખર્ચ કરવું અને વર્ષ આખરે વાર્ષિક ઉત્પન્ન-ખર્ચની તારીજ કરી, મૂળ બજેટ સાથે મેળવી, અનુભવનો લાભ લઈ નવા વર્ષનું બજેટ ગોઠવવું. દિવાળી સુધીમાં બની શકે તો બધા જ હિસાબ તૈયાર કરવા અને જરૂર પડે તો હિસાબ માટે જ માસિક રૂા. ૫૦) સુધી પણ પગાર આપી નોકર રોકી એકેએક હિસાબ ચોખ્ખા કરવા અને પાછળથી બધા જ હિસાબ ચોખ્ખા રહે તેની તજવીજ કરવી. આ કામ કરવા ખાતે જ નોકરીમાંથી એક બે માસની રજા લેવી, પણ નિશ્ચયનો અમલ કરવો.

*

તા. ૮-૮-'૨૧

આજે વિદ્યાધિકારી કચેરીમાંથી ખબર મળી કે, 'લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ' તરફથી જે યોજના તૈયાર થઈ કાઉન્સિલ તરફ રવાના થાય છે તેમાં મારો પગાર માસિક રૂ. ૨૦૦) નો મૂકયો છે. થોડી મુદત ઉપર રા. કુદાલકર સાહેબે મારો ગ્રેડ રૂ. ૨૦૦-૩૦૦ નો કરવા ભલામણ કરી હતી. રા. દત્ત પણ તે જ પ્રમાણે લખવા તૈયાર હતા. અને મારા ના કહેવાથી જ મારો ગ્રેડ સુધર્યો ન હતો. અને મેં પોતે તો બીજા કારકુનો અને મિસિસ પ્રભુ દેસાઈના ગ્રેડ મારા પહેલાં જ સુધરવાની જરૂર હોવાથી અને બધા એકી વખતે સુધરવાનું શકય ન હોવાથી મારો ગ્રેડ સુધારવા 'ના' જ લખ્યું હતું, છતાં વિદ્યાધિકારી કચેરીમાંથી ભલામણ થઈ છે એટલે મને સારું તો લાગ્યું છે પણ તે મંજૂર થશે એમ હું માનતો જ નથી, અને કદાચ મંજૂર થાય તોપણ મેં મારા માટે તો નિશ્ચય કરી મૂકયો જ છે કે વડોદરામાં રહું ત્યાં સુધી માસિક રૂ. ૧૫૦) ઉપરાંત જેટલો પગાર મને મળે તેટલો બધો વસોમાં કેળવણીનાં કાર્યો ખાતે જ ખર્ચવો. એટલે જો આ રૂ. ૩૦) નો માસિક પગાર મને વધારે મળે તો હાલ કેળવણી મંડળમાં માસિક રૂ. ૨૦) આપવાની જે યોજના છે તેને બદલે માસિક રૂ. ૫૦) આપવાનું બની શકશે. મારી ઇચ્છા હતી અને છે કે માસિક રૂ. ૧૦૦)માં મારું બધું ખર્ચ નિભાવવું. પરંતુ હાલ જે પ્રમાણે ખર્ચ થાય છે તે આંકડા મૂકી ગણી જોતાં રૂ. ૧૫૦)ની અંદર જઈ શકતું જ નથી. કારણ કે સંસ્થાઓ અને વ્યક્તિઓને મદદ કરવાની રકમો, વીમાની રકમો, રેલવે, ટપાલ વગેરે ખર્ચમાંથી હવે કંઈ જ કમી થઈ શકે તેમ નથી. — વસો રહેવાનું કાયમ માટે થાય અને બીજી પ્રવૃત્તિઓનો સંબંધ ઓછો થાય તો કદાચ રૂ. ૨૫) ખર્ચ સહેજ ઓછું થાય એમ લાગે છે, છતાં એટલું તો નક્કી જ થયું છે કે રૂ. ૧૦૦) કરતાં ઓછા ખર્ચે હું મારી અને કુટુંબની જવાબદારીઓ નિભાવી શકું નહિ. मोंघवारी केटली वधी गई छे तेनुं आ प्रत्यक्ष दृष्टांत छे.

## ૧૮

# આત્મસુધારણાના પ્રયત્નો

(૧૯૨૨)

સંકલ્પોનો અમલ કરતાં થતા અનુભવોની નોંધો મોતીભાઈના અંતરમાં ડોકિયું કરાવે છે. તેમાંથી કેટલીક આ પ્રકરણમાં આપી છે.

તા. ૧૭–૧–'૨૨

પેટલાદ બોર્ડિંગ હાઉસ શરૂ થયાનો શુભ દિવસ ગઈ કાલે પસાર થયો છે. ચરોતર પ્રદેશની મારી એ પ્રથમ પ્રવૃત્તિ અને સેવાનું ક્ષેત્ર હોવાથી અને તે દ્વારા જ હું ઘણા સંસ્કારી યુવકોના અને વિદ્યાર્થીઓની પ્રવૃત્તિઓને ચાહનારા સદ્‌ગૃહસ્થોના સંબંધમાં આવેલો હોવાથી, તે દિવસને હું સ્વાભાવિક રીતે પવિત્ર ગણું છું. મારો જન્મદિવસ માગશર સુદ ૧૦ નો છે. તે દિવસ મને કદી કોઈ વર્ષ હજી સુધી સાંભર્યો નથી, પરંતુ તા. ૧૬–૧–૧૯૦૬ નો દિવસ હું કદી વીસરી શક્યો પણ નથી. તે દિવસે પેટલાદ બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓને હું જ્યાં હોઉં ત્યાં ભેગા કરું છું અને કંઈક કંઈક વાતો કહું છું. ગઈ કાલે તેમ મેં નથી કર્યું, કારણ કે હાલ વાતાવરણ રાજકીય થઈ ગયું છે અને એ મારો વિષય નથી. અને એ સિવાય બીજા વિષયમાં યુવકોને બહુ રસ પડે તેમ નથી. છતાં મારે મારું કર્તવ્ય તો કરવાનું રહ્યું જ. એટલે મેં સ્વાર્થ અને પરમાર્થની બે યોજનાઓ સંબંધી શાંત રીતે ગઈ કાલે નિર્ણય કર્યો છે. ગઈ તા. ૧–૮–'૨૧ની નોંધમાં હિસાબ ચોખ્ખા કરવા મેં ઠરાવ કર્યો હતો. મારું ખાનગી બજેટ પણ ચોક્કસ રીતે અમલમાં મૂકવા નિશ્ચય કર્યો હતો. પણ મારા નિશ્ચયો તો હું અમલમાં મૂકી શકતો નથી તે પ્રમાણે આ વખતે પણ અમલમાં નથી જ મૂકી શક્યો. એટલે ગઈ કાલે સ્વાર્થનો જે નિર્ણય કર્યો છે તે ખાનગી ખર્ચનો વહીવટ નીચે પ્રમાણે ભાઈ . . . ને સોંપી દેવો જેથી ડિસેમ્બર આખરે એક વર્ષના પ્રયત્નનું પરિણામ જાણી શકાય.

પગાર ભાઈ . . . લઈ બધી વ્યવસ્થા કરે. ફક્ત મારા ગજવા-ખર્ચનો હિસાબ મારી પાસે રહે.

રૂા. ૫૦) વસો કેળવણી મંડળ અને વસોની બીજી પ્રવૃત્તિઓ
રૂા. ૫૦) વસો સહકારી બૅન્કમાં લોન ખાતે પરત ભરવા
રૂા. ૨૦) વીમાના, સેવા સંઘના, ડૉ. કર્વેની યુનિવર્સિટીના
રૂા. ૩૦) માતુશ્રી, પત્ની, ચિ. ભાણાભાઈના ખર્ચના
રૂા. ૫૦) વડોદરાના ખર્ચના અને ઘરભાડા વગેરેના
રૂા. ૧૦) સિટી એલાવન્સ આવે તેમાંથી ચ. એ. સોસાયટીને
રૂા. ૮॥। આયપતવેરો વગેરે કપાતાં જે વધે તે ગજવાખર્ચ

૨૧૮॥। કુલ માસિક પગાર મળે તેનું અંદાજપત્ર

ઉપર પ્રમાણે જેને તેને ખાતે રકમો આપતાં વિશેષ ખર્ચ કરવાની જરૂર પડે તો તે વસોના ઉત્પન્નમાંથી વા વડોદરાના રસોડા-ખર્ચમાં ડિસ્ટ્રિક્ટમાં જવાના કારણે બચત રહે તેમાંથી કરવો. ડિસ્ટ્રિક્ટમાં ભથ્થું લેવામાં આવે અને તે દિવસે કોઈને ત્યાં મુકામ કરવામાં આવે, તો તે દિવસના ભથ્થાની રકમ તે ગામની જ વા બીજી કોઈ પરમાર્થિક પ્રવૃત્તિમાં ખર્ચવી. આ યોજનામાં હવે જો કંઈ ભૂલ થાય તો તે ભાઈ . . . ની ગણવી. કારણ કે સ્વતંત્ર રહેવામાં હું નિષ્ફળ નીવડ્યો ત્યાર પછી જ પરતંત્ર રહેવા મેં સ્વીકાર કર્યો છે. કારણ મને સ્વભાવ એવો પડી ગયો છે કે મારી પાસે ગમે તે પ્રકારની સિલક હોય અને કોઈ વિદ્યાર્થી વા ગરીબ માણસ મદદ લેવા આવે, તો હું તે ખાનગી વા સાર્વજનિક સિલકમાંથી તુરત જ આપી દઉં છું. આ પ્રકાર હવે પછી ન બને તે માટે પણ આજથી ઠરાવ કર્યો છે કે, જે તે સિલક કામ કરનાર પાસે જ રહે અને બીજે ખાતે આપવામાં આવે તો દાખલો રાખી, ચોકસાઈ કરીને જ આપે, જેથી હિસાબમાં કંઈ પણ ગોટાળો થઈ શકે નહિ.

આ બે નિર્ણયોને હું તથા મારી સાથે કામ કરનારાઓ ચુસ્ત રીતે વળગી રહીએ, તો વગર કારણે હું જે ચિંતાઓ અને અમૂંઝણો ભોગવું છું તેમાંથી જરૂર એક વર્ષની અંદર હું કેવળ મુક્ત થાઉં. હવે ત્રીજો પ્રશ્ન — પાછલા હિસાબ ચોખ્ખા કરવાના રહ્યા. અઠવાડિયામાં એક હિસાબ એ પ્રમાણે નક્કી કરવામાં આવે તો

હોળી પહેલાં કદાચ બધા હિસાબ ચોખ્ખા થઈ જવા સંભવ રહે છે. હિસાબની ચિંતામાંથી છૂટવાનો સ્વાર્થનો આ એક નિર્ણય. અને પરમાર્થનો બીજો નિર્ણય તે નીચે પ્રમાણે :

સ્નેહીઓ, કુટુંબીઓ અને મિત્રોના ધાડા પરિચયથી હું જાણી શક્યો છું કે કન્યાને માટે વર શોધતાં કુલીન અને સમૃદ્ધિવાન કુટુંબોને પણ અનેક વિટંબણાઓ પડે છે. બબ્બે ત્રણ ત્રણ વર્ષથી સતત પ્રયત્ન કરનાર પણ નિષ્ફળ નીવડયાના ઘણા દાખલા છે. વળી એક કન્યા પરણાવતાં રૂ. ૪,૦૦૦) ખર્ચ થવાના તો સામાન્ય દાખલાઓ થવા લાગ્યા છે. પાટીદારની આર્થિક સ્થિતિ આ ભાર સહન કરી શકે તેમ નથી જ, એમ મારું દૃઢ માનવું છે. એક બાજુ આ સ્થિતિ છે, ત્યારે બીજી બાજુ છોકરાઓને કન્યા નહિ મળવાના કારણે કુટુંબોની અને ગામોની વસ્તી ભાગવાના પણ અનેક દાખલાઓ છે. આ સ્થિતિ વિષમ છે. ઉપાય થઈ શકે તેમ છે, પણ તેમાં મિથ્યાભિમાન આડે આવે છે. લોકો ઘણી બાબતોનો તો વિચાર પણ કરી શકતા નથી. આ સ્થિતિમાં ભાઈઓનું હિત વિચારનાર અને સેવાભાવથી કામ કરનાર અને કીર્તિની કે બીજા સ્વાર્થની પરવા પણ નહિ કરનાર કેળવાયેલા પુરુષોનું કર્તવ્ય છે કે, લોકમત કેળવવા પ્રયત્ન કરવાનું તેમણે શરૂ કરી દેવું જોઈએ. આ પ્રયત્ન કરવામાં જોખમ રહેલું છે. પ્રયત્ન કરનાર સામે અનેક પ્રકારની ટીકા થવાનો સંભવ છે. જે દોષો તેણે કર્યા નહિ હોય, જે ટીકાઓ તેણે કોઈને માટે લખી નહિ હોય, વા જે સુધારા કે ફેરફારની તેણે હિમાયત નહિ કરી હોય, તે બધાને માટે તેણે જવાબદાર રહેવું પડશે. એટલે શાન્તિ ગુમાવી દુઃખ અને વ્યથા પણ તેણે ભોગવવાં જોઈશે, અને કાર્યનું પરિણામ બીજું કંઈ ન પણ આવે. આ હકીકત છે; એટલે જવાબદારી કોઈ લેતું નથી એમ હું માનું છું. ભાઈઓની સેવા કરવી એ મેં ધર્મ માન્યો છે. માટે 'જ્ઞાન પ્રચાર' માસિકનું એક ફોર્મ 'પાટીદાર પત્રિકા' માટે રાખવું. તેનું ખર્ચ મારે, પાટીદાર માટે ખર્ચવાની જે કંઈ રકમો મને મળી છે વા હવે પછી મળે, તેમાંથી આપવું. સારા લેખોની પત્રિકાઓ છૂટક છપાવીને પણ વહેંચવી અને પ્રયત્ન સફળ થાય, તો ફોર્મ વધારવું વા સ્વતંત્ર માસિક પણ કાઢવું. આ સંબંધે લેખો પણ માગવા અને ઉપયોગી જણાય તેટલા છાપવા. ત્રણ માસનું

મોટર ભેગું થાય ત્યારે ‘જ્ઞાન પ્રચાર’માં યોજના બહાર પાડવી. ત્યાં સુધી લેખો લખવા અને મેળવવા માટે પ્રયત્ન કરવો. પ્રથમ મેં ‘લગ્ન’ માટે જે કેટલાક સુધારા મારા મનથી નક્કી કર્યા છે તે છાપવા અને વિદ્વાનોમાં તે ફેરવવા અને તેના જે જવાબ આવે તે છાપવા. આ રીતે કામની શરૂઆત કરવી. માર્ચ માસના અંકમાં તો આ વિભાગ શરૂ થવો જોઈએ જ, અને તે માટે તૈયારી કરવી જોઈએ. પત્રો જાન્યુઆરી આખર સુધીમાં રવાના થઈ જવા જોઈએ, તેથી ફેબ્રુઆરી ૨૦ સુધીમાં જે પ્રત્યુત્તરો વા લેખો આવશે તે છપાઈ શકે. નવી જવાબદારી લેવામાં હાલના વખતમાં મારે માટે કેટલું મુશ્કેલ છે તે જાણવા અને અનુભવવા છતાં, કન્યાઓના વાલીઓ તરફની મારી દિલસોજી એટલી પ્રબળ છે કે હું આ નવી પ્રવૃત્તિમાં ઝંપલાવવામાં રોકાઈ શકતો નથી. ઈશ્વર મને સહાય થાઓ.

*

તા. ૧૭–૨–’૨૨

મારા દોષો પ્રયત્ન કરવા છતાં ઓછા થતા નથી. ચોકસાઈ, નિયમિતપણું, ઝીણી ઝીણી બાબતોમાં પણ એક વખત કરેલા નિશ્ચયોને વળગી રહેવાનો ગુણ, વર્ષો થયાં પણ ખીલવી શકતો નથી. આર્થિક સ્વતંત્રતા સિવાય ખરી સ્વતંત્રતા કદી અનુભવાતી જ નથી. અને આર્થિક સ્વતંત્રતા ઉત્પન્નની અંદર રહ્યા વિના અને નિયમિત રીતે દર માસે કંઈ કંઈ બચત પાડવાની ટેવ કેળવ્યા સિવાય આવી શકે નહિ. પાછલા હિસાબ હજી ચોખ્ખા થયા નથી અને વધુ ગૂંચવણો ભવિષ્યમાં ઊભી ન થાય તે કારણે ભાઈ . . . ને માસિક પગારની વ્યવસ્થા કરવાનું સોંપીને કંઈક સરળતા મેળવી છે. છતાં બહારની રકમો હાથમાં લેવાય છે. અને પહેલાંની માફક બીજાઓને બારોબાર અપાય છે. માટે આત્મશુદ્ધિની દૃષ્ટિએ આજે નીચેના ઠરાવો ચુસ્ત રીતે પાળવાનું સ્વીકારું છું અને એ ઠરાવો પૈકી એક કરતાં વધારેનો જે દિવસે ભંગ થાય તે દિવસે સાંજના વાળુ બંધ કરવું. ઉપવાસ કરવાની જરૂર ઊભી થઈ નથી અને ધર્મના કારણે તેનો પ્રયોગ મેં કર્યો પણ નથી. પણ આરોગ્યના કારણે તે પ્રયોગ સારો છે, એમ તો સાંભળ્યું છે. અને સ્વામી અખંડાનંદજી તો તે પ્રયોગ ઘણી વખત કરે છે જ. નૈતિક શુદ્ધિના કારણે શિક્ષા તરીકે

છું એ પ્રયોગની શરૂઆત કરવાનું સ્વીકારું છું. એટલે તેમાંથી બીજા લાભ હશે તે પાછળથી સમજાશે. હાલ તુરત તો નીચેના ઠરાવ તે માટે નક્કી કરું છું:

૧. દરરોજ નામું કોઈ નોટમાં લખવું.

૨. કોઈ ફંડનાં વા વ્યક્તિનાં નાણાં ખાનગી ઉપયોગમાં લેવાં જ નહિ. અને અન્ય કોઈ વ્યક્તિને વા સંસ્થાને આપવાની જરૂર પડે તો પ્રથમ લખ્યા સિવાય આપવાં નહિ.

૩. નવા દિવસનાં કામ પહેલા દિવસે સૂતા પહેલાં નોંધી રાખવાં.

૪. હિંદી પુસ્તક દરરોજ થોડું થોડું પણ વાંચવું.

*

તા. ૨૨-૧૧-'૨૨

આત્મસુધારણાની વાતો કરવી, ઠરાવો કરવા, બોધ આપવો, માર્ગ બતાવવા, એ બધું ઘણું જ સહેલું છે. પણ તેમાંનું કંઈ અમલમાં મૂકવું કેટલું બધું અઘરું છે તે, પોતે કરેલા અને ચુસ્ત રીતે પાળવા સ્વીકારેલા ઠરાવો પણ શરૂઆતના બે ત્રણ માસ પછી તો કાગળ ઉપર જ રહી જાય છે તે અનુભવ્યા પછી જ સમજાય છે. જેણે એક વખત છૂટ લીધી તેને તે છૂટ (સ્વચ્છંદીપણું?) મૂકી દેવી એ સહેલું નથી. વ્યવસ્થા, નિયમિતપણું અને ચોકસાઈ એ ગુણો મારા જીવનમાં ઊતર્યા જ નથી, અને એક વખત કુટેવો પડી ગઈ પછી તે ગુણો ધારણ નથી કરી શકાતા. છતાં આગ્રહ ચાલુ રહે તો કંઈ અને કંઈ સારું પરિણામ આવે છે જ. અનુભવ એવો થયો છે કે બહારગામ જવાનું થતાં કરેલો ક્રમ તૂટી જાય છે, અને ફરી મૂળ ધોરણે નિયમ પળાતાં વાર લાગે છે. કામ થયે જાય છે. કરેલા નિયમો પૈકી કેટલાક તો સારી રીતે પળાય છે. પણ ઠરાવ પ્રમાણે નહિ જ. મેં હજી સુધી મારા ગુરુ તરીકે કોઈને સ્વીકાર્યો નથી. પુસ્તકો જ મને માર્ગ બતાવતાં રહ્યાં છે. અને આત્મ-પરીક્ષા દ્વારા જ આગળ વધવા પ્રયત્ન કરી રહ્યો છું. બહારની મદદ આ બાબતમાં કામ લાગતી નથી અને સ્વભાવમાં છુપાઈ રહેલા પ્રમાદ સિવાય નિશ્ચયપણે કામ નહિ થવામાં બીજું કંઈ કારણ નથી. શરીરની આળસ કરતાં મનની આળસ વધારે ખરાબ છે. ફરજિયાત

કામ તો જવાબદારીને અંગે થયે જ જાય છે, અને તે તો બિન સંસ્કારી, મિલના મજૂરો પણ કરે છે. પ્રશ્ન ઐચ્છિક કામનો છે જેનો જવાબ જાત સિવાય બીજા કોઈને આપવાનો નથી, અને જેના માટે બીજા કોઈનો ઠપકો મળવાનો નથી, તે આત્મસુધારણાન કામનો છે. પ્રાયશ્ચિત્ત ઠરાવ્યું તે પણ થઈ શક્યું નહિ. હવે તે ઉપાય પણ કામ લાગે નહિ. હવે પળાય નહિ તેવો માર્ગ છોડ દઉં છું. પણ ધ્યેયને તો વળગી જ રહું છું. પાછલી નોંધો ફર ફરીને વાંચવી, અને દર અઠવાડિયે દર માસે કેટલું થતું રહે છે ત જોવું, અને થોડી મુદત પછી ખાસ જરૂર પડે તો બીજી યોજન વિચારવી.

## ૧૯

# એક વધુ હાર

(૧૯૨૧-૨૨)

૧૯૨૧ના વર્ષની શરૂઆતમાં અસહકારના સિદ્ધાંતને કારણે સોસાયટીમાંથી છૂટા થયા પછી મોતીભાઈ 'મોળા'માં ખપ્યા. એમના જ વિદ્યાર્થીઓ એમનાથી છૂટા પડચા અને દેશસેવા કરવા એકલે હાથે જીવનભર પ્રયત્ન કરી રહેલા મોતીભાઈ સાહેબ દેશસેવાના આ અપૂર્વ પ્રસંગે કેમ ઘર બહાર ન નીકળ્યા, એ કોયડો ઘણાને માટે તો અણઉકલ્યો જ રહ્યો. દરમ્યાન એમના આદર્શોને ઝીલનાર અને એમના પ્રત્યે અનન્ય ભક્તિભાવથી વર્તનાર, એમના માનીતા શિષ્ય, રાજશ્રી ગોપાળદાસે પણ અસહકારમાં યાહોમ કરી ઝંપલાવ્યું. જેમ સ્વયંસેવકોને વિષે થયું હતું, તેમ જ ગોપાળદાસને વિષે પણ મોતીભાઈને થયું કે આ વગર વિચાર્યું પગલું હતું. તેમણે ગોપાળદાસને પત્રો લખ્યા, દલીલો કરી, વિનવણી કરી અને ઉતાવળિયું પગલું નહિ ભરવા બહુ બહુ રીતે સમજાવ્યા. આખરે એક લગ્નપ્રસંગે વસોમાં પાટીદાર જ્ઞાતિના મોટા મોટા હોદ્દા ધરાવનાર ગૃહસ્થો આવેલા હતા, તેનો લાભ લઈ ગોપાળદાસની સાથે આ પ્રશ્ન ઉપર ચર્ચા કરવા તેમની જ હવેલીમાં એક સભા ભરી.

સભામાં વિવિધ દૃષ્ટિએ ચર્ચા થઈ. અસહકારની ચળવળમાં પડવાથી સર્વસ્વ જશે, એ ડર કોઈએ બતાવ્યો. કોઈએ આજીજી કરી કે, આપણી પાટીદારની નાતમાં આ એક જ રાજગાદી છે તે આમ વેડફી ન નાખો. મોતીભાઈએ એમની વ્યવહારુ બુદ્ધિથી દલીલ કરી કે, 'તમારા આદર્શોની ખાતર તમને મળેલી આ બક્ષિસ આમ વેડફી નાખો તે તમારા ઉપર વિશ્વાસ મૂકનાર તમારા સદ્ગત દાદા અને તમારી ભાવિ પ્રજા પ્રત્યે દ્રોહ કરવા બરાબર છે.' ગોપાળદાસે એક જ ઉત્તર આપ્યો કે, 'એ બધી બાજુનો વિચાર કરીને જ મેં એ પગલું ભર્યું છે. જો કેળવણીની પ્રવૃત્તિઓ ખાતે મારી મિલકત બક્ષિસ આપવાથી હું કંઈ ખોટું ન કરતો હોઉં, તો દેશની મુક્તિને ખાતર મારું સર્વસ્વ જોખમમાં મૂકતાં હું કંઈ જ ખોટું કરતો નથી.' મોતીભાઈની પાસે આ દલીલ સામે કંઈ ઉત્તર નહોતો.

અસહકારે ગોપાળદાસને પણ ઝૂંટવી લીધા! નાનપણમાં અનેક મુશ્કેલીઓ વેઠી, નિઃસ્વાર્થ પ્રયત્નો કરી મોતીભાઈએ તેમના ઉપર સંસ્કાર નાખ્યા હતા. તેમના વારસાહક્કની તકરાર ઊઠતાં અસાધારણ જહેમત ઊઠાવી મદદ કરી હતી. ગાદી મળ્યા પછી ગોપાળદાસ બીજા રાજાઓની માફક કુંછદે ન ચડી જાય અને પોતાની જાગીરને ખરાબે ન ચડાવે તે માટે સદા જાગ્રત રહી તેમને દોરવણી આપી હતી. ગોપાળદાસને પણ મોતીભાઈની સલાહમાં એટલો વિશ્વાસ હતો કે તેનો તે બરાબર અમલ કરતા. મોતીભાઈની લોકહિતની લગભગ બધી પ્રવૃત્તિઓ ઢસામાં તેમણે ખીલવી હતી અને તે એટલી ખ્યાતિ પામી હતી કે ઢસાને 'સરસ્વતીચંદ્ર'માં વર્ણવેલા કલ્યાણગ્રામની ઉપમા આપવામાં આવતી હતી. આ સર્વ પ્રવૃત્તિઓને લીધે ઢસાના જાગીરદાર ઉપર બ્રિટિશ સરકાર એટલી ખુશ હતી કે તેમને કંઈક માન આપવા આતુર હતી. માન લેવાની ગોપાળદાસે ના પાડતાં છેવટે તેમને ગવર્નરના એ.· ડી. સી. બનાવવાની ભલામણ રેસિડેન્ટે કરી હતી.

આ બાબત મોતીભાઈની સલાહ પૂછતાં, તેના ઉત્તરમાં એ માન નહિ સ્વીકારવાની મોતીભાઈએ સલાહ આપી હતી. કોઈ પણ બાબતમાં સીધી સલાહ નહિ આપતાં, વસ્તુના લાભાલાભ સમજાવી જાતે નિર્ણય કરવા પ્રેરવાની મોતીભાઈની પદ્ધતિ હતી. તે પ્રમાણે આ બાબતમાં પણ તેમણે કર્યું હતું. સરકાર તરફથી મળતાં આવાં માન લેવાથી તેના આભાર નીચે રહેવું પડે અને ન ગમતાં કામો શરમથી કરવાં પડે, તેથી ગુલામી માનસ કેળવાય અને રાજખટપટોમાં ભાગ લેવો પડે. એ એમની ખાસ દલીલ હતી.

આ પ્રશ્નની વાટાઘાટ ચાલતી હતી તેટલામાં જ અસહકાર આવી ચડ્યો અને મોતીભાઈ ઇચ્છે તે કરતાં પણ વધુ હિમ્મત, શૌર્ય, સ્વતંત્ર વિચારશક્તિ, ત્યાગ અને સ્વદેશભક્તિ ગોપાળદાસે દાખવ્યાં. મોતીભાઈના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા અને વસોના પાટીદારોએ ભૂતકાળમાં સ્વપરાક્રમે મેળવેલી ગાદી સ્વેચ્છાએ ત્યાગી ગોપાળદાસે પોતાના પૂર્વજોની કીર્તિમાં અસાધારણ ઉમેરો કર્યો. મોતીભાઈ અહીં પણ હાર્યા, પણ હારીને જીત્યા: એમનું શિક્ષણ અદ્‌ભુત રીતે સફળ થયું!

## ૨૦

## ખાદી કેમ ન પહેરી?

(તા. ૧૯-૧૨-'૨૨ની એક નોંધ)

ગોપાળદાસની ગાદી ૧૯૨૨ ના જુલાઈની ૧૭ મી તારીખે જપ્ત થઈ. ચરોતરમાં તેની જાદુઈ અસર થઈ. જુવાનોમાં જોર જુસ્સો વ્યાપ્યો. વસોના યુવાનોને પણ 'દરબાર સાહેબ'ને પગલે ચાલવાનું શૂર ચડ્યું. આ અરસામાં અસહકારના સિદ્ધાન્તનો બારડોલીમાં તા. ૧-૨-'૨૨ ને રોજ પ્રયોગ થયો. પરિણામે દેશમાં કેટલેક સ્થળે તોફાન થયાં. તા. ૧૩-૨-'૨૨ ને રોજ ગાંધીજી પકડાયા અને અસહકારનો કાર્યક્રમ મોકૂફ રહ્યો. છતાં ગાંધીજીએ ઉપદેશેલો પરદેશી કાપડનો બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી, હિંદુ-મુસ્લિમ એકતા, વગેરે કાર્યક્રમ તો ચાલુ રહ્યો.

વસોમાં આ કાર્યક્રમના પ્રચાર માટે રાતદિવસ પ્રયત્નો થવા લાગ્યા. મોતીભાઈ એ પ્રયત્નોને જેટલી મદદ થાય તેટલી કરતા, પરંતુ અસહકારના સિદ્ધાન્તે જન્માવેલી સરકાર પ્રત્યેની તિરસ્કારની લાગણીથી જન્મેલાં પ્રચંડ બળો જોઈ તે ખૂબ ભડકવા લાગ્યા. જે અસહકારી નહિ, જે ખાદી પહેરે નહિ અને જે રેંટિયો કાંતે નહિ તે દેશદ્રોહી, એમ યુવાનો અને સામાન્ય લોકો માનવા લાગ્યા; અને એથી ઊલટું, જે ધોળી ટોપી પહેરે અને રેંટિયાની પ્રવૃત્તિમાં ભાગ લે તે 'અસહકારી' એટલે રાજદ્રોહી, એમ સરકારના અમલદારો માનવા લાગ્યા. આ સ્થિતિ મોતીભાઈ જેવાને બહુ વિષમ અને અકળાવનારી થઈ પડી. તેમના મિત્ર નરસિંહભાઈ પકડાયા (૧૯૧૦) ત્યારથી તેમના ઉપર સરકારની છૂપી પોલીસની ચોકી હતી. વળી એમના વિદ્યાર્થીઓ અને સ્નેહીઓમાંના ઘણાખરા 'અસહકારી' થયા હતા અને તેમની સાથે ફરતા હતા. આ કારણે પણ સરકારની તેમના ઉપર નજર રહેતી. તેમના વડોદરાના મુકામની આસપાસ છૂપી પોલિસની આંખો સદા ફરતી રહેતી. આ કારણે તેમને બીજા

અમલદાર મિત્રો ચેતવણી પણ આપતા કે, અસહકારીઓ સાથે ફરવાથી કોઈક વખત સરકાર તમને ફસાવશે, માટે એમની સોબત છોડી દો. મોતીભાઈને સૂડી વચ્ચે સોપારી જેવું હતું. રાજકીય દૃષ્ટિએ તે અસહકારીઓના વર્ગમાં ભળ્યા નહોતા, ભળવા માગતા નહોતા, અને અસહકારના શસ્ત્રથી સ્વરાજ્ય મળે એ માન્યતામાં પણ તેમને શ્રદ્ધા બેઠી નહોતી. પરંતુ ગાંધીજીની હાકલને માન આપી, દેશની મુક્તિ માટે સર્વસ્વનો ત્યાગ કરી આ ચળવળમાં પડેલા લોકો પ્રત્યે તેમને ઘણું માન હતું, અને ગાંધીજીની બીજી પ્રવૃત્તિઓ દેશહિતને ખૂબ આગળ ધપાવશે એવી શ્રદ્ધા તેમને બેઠી હતી. એટલે અસહકારમાં પડ્યા સિવાય એની દ્વારા થતા લોકસેવાના પ્રયત્નોને મદદ કરવી એને તે કર્તવ્ય સમજતા હતા.

આમ હોવાથી એક બાજુ સરકારમાં ગેરસમજ થાય તે ડર હતો, અને બીજી બાજુ દેશભક્તિના ચિહ્ન તરીકે કંઈ નહિ તો ખાદી તો પહેરવી જ જોઈએ એવો તેમને આગ્રહ થતો હતો. મોતીભાઈએ બંને પક્ષની સાથે કુનેહથી અને દૃઢતાથી કામ લીધું. સરકાર તરફથી થતી તપાસમાં તેમણે પોતાની સ્થિતિ રજૂ કરી અને પોતે લોકહિતની પ્રવૃત્તિઓ પૂરતા જ અસહકારીઓ સાથે સંબંધ રાખે છે, અને તેમ કરવાને તેમને સંપૂર્ણ હક્ક છે એમ જણાવ્યું. બીજી બાજુથી રાજકીય પ્રવૃત્તિમાં સીધો ભાગ લેનાર મિત્રોનો સદંતર ત્યાગ કર્યો. અને તેમનાથી અળગા રહેવાની નીતિ સ્વીકારી. પોતે સ્વદેશીધર્મમાં માનતા હતા, છતાં ખાદી જે અસહકારનો – સ્વાતંત્ર્યની લડતનો – પોષાક મનાઈ હતી તે ન જ સ્વીકારી, અને સહકાર અને અસહકાર બંનેની પાછળ રહેલી દેશસેવાની સમાન ભાવનાના એક પ્રતીક સમા તે અસલ મોતીભાઈ જ રહ્યા !

તેમના આ વર્તને તેમને વિષે ઘણી ગેરસમજ ફેલાવી. આ વિષે એક દિવસ વસોમાં ગોપાળદાસના બાગમાં યુવકો સાથે તેમને ગરમાગરમ ચર્ચા થઈ. તેણે તેમને અસ્વસ્થ કર્યા. આખરે નવ દિવસના મંથન પછી એક સવારે પોતાની સ્થિતિ સમજાવતી એક વિસ્તૃત નોંધ તેમણે લખી. તે મોતીભાઈના અસહકાર વિષેના વિચારો રજૂ કરે છે. એ વિચારોમાંના કેટલાક મુદ્દાના રદિયા આજે આપી શકાય તેમ છે, પરંતુ જે સંજોગોમાં એ નોંધ લખાઈ

છે તે ધ્યાનમાં રાખતાં મોતીભાઈની વિચારસરણીની સ્પષ્ટતા અને વ્યવહારુતાનો એથી ખ્યાલ આવે છે :

વડોદરા, તા. ૧૯–૧૨–'૨૨

હું સરકારી નોકર હોવાના કારણે, વા આ દેશમાં સંયોગોને લઈને અમુક ભાવના સ્વીકારાયેલી છે તે કારણે, મારી જિંદગીની શરૂઆતથી જ, કેળવણીનું કામ કરનારાઓએ રાજકીય પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ નહિ લેવો જોઈએ, એવો મત હું ધરાવતો રહ્યો છું. દેશના નેતાઓએ કેળવણીની બાબતમાં પણ સરકાર સાથે અસહકાર જાહેર કર્યો એટલે મારા મનની દશા વિચિત્ર થઈ. એક બાજુએ જેમની સાથે જિંદગીભર કામ કરવાનું મેં સ્વીકારેલું તેઓ અને હું વિચારમાં જુદા પડયા, અને બીજી બાજુએ મારો સિદ્ધાંત બદલી, પૂરેપૂરી વા થોડીઘણી પણ ખાતરી થયા સિવાય લોકમતને માન આપી, લોકપ્રિય પ્રવૃત્તિમાં ઝંપલાવવાની અંતઃકરણે ના પાડી. પરિણામ એ આવ્યું કે, મારા અંગત મિત્રો અને સ્નેહીઓ સાથેનો મારો સંબંધ જેવો અને તેવો સચવાઈ તો રહ્યો પણ રાજકીય વિષયોની ચર્ચામાં ઊતરવાના ઘણા પ્રસંગો આવતા રહ્યા. હેતુપૂર્વક આ વિષયની નોંધ છેલ્લાં બે વર્ષમાં લખી નથી. પરંતુ રવિવાર તા. ૧૦–૧૨–'૨૨ને રોજ વસો મુકામે સાંજના ગોપાળદાસના બાગમાં જે ચર્ચા થઈ તે ઉપરથી આ નોંધ લખવા ઇચ્છા થઈ છે. અને મારી માન્યતા શી છે તે જ હું અત્રે લખીશ.

દેશહિત કરવાના માર્ગ અનેક છે. અને જે પોતાના દેશને માટે વા દેશી ભાઈઓ માટે લાગણી ધરાવે છે તેઓ પોતપોતાના વિષયમાં રાતદિવસ કામ કર્યે જ જાય છે. કોઈ ધર્મ દ્વારા વા સમાજસેવા દ્વારા દેશસેવા કરે, તો કોઈ અંત્યજ વા ભીલ લોકોની સેવા કરે; કોઈ સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે, તો કોઈ કેળવણીની એકલી પ્રવૃતિમાં લક્ષ્ય આપે; કોઈ કાઉન્સિલમાં જઈ દેશની સેવા કરવાનું ઇચ્છે તો કોઈ સરકારી નોકરીમાં પ્રામાણિકપણું સાચવી પ્રજાનાં દુઃખ ઓછાં કરવા મથે; કોઈ સાહિત્ય દ્વારા સેવા કરે, તો કોઈ દેશના ઉદ્યોગો ખીલવવા મથે. જે કોઈ માણસ પોતાનો સ્વાર્થ સાચવીને વા કેવળ નિઃસ્વાર્થ રીતે સાચા ભાવથી કર્તવ્યની જ ખાતર અને મનુષ્યમાત્ર આપણાં

ભાઈબહેનો છે એમ સમજી દુ:ખી ભાઈઓની અને દુ:ખી પ્રાણીઓની સેવા કરે છે, તે સર્વ દેશનું હિત કરે છે, એમ હું ચુસ્ત રીતે માનું છું. પરંતુ શરીરનાં જુદાં જુદાં અંગો જેમ સ્વતંત્ર રીતે કામ કરે છે છતાં એકબીજાને સ્વાભાવિક રીતે જ મદદ કરે છે તેવી જ રીતે જુદી જુદી પ્રવૃત્તિમાં જોડાનાર માણસોએ પણ એક જ પ્રવૃત્તિમાં કામ કરવાની સાથે બીજી પ્રવૃત્તિઓ પ્રત્યે સહાનુભૂતિ રાખવી અને બની શકે તેટલી મદદ પણ કરવી. દૃષ્ટાંત તરીકે, રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેનારે સંસારસુધારા વા ધર્મસુધારાના આવશ્યક પ્રશ્નોમાં મદદ કરવી જ જોઈએ. કેળવણીનું કામ કરનારાઓએ રાજકીય પ્રવૃત્તિને, પોતાનું ધ્યેય ચૂકયા સિવાય, જેટલી મદદ થઈ શકે તેટલી કરવી.

હું અસહકારી નથી, એટલે કે અસહકારની બધી દલીલો હું સ્વીકારી શકયો નથી. અહિંસાત્મક અસહકારથી સ્વરાજ્ય તો કોઈ પણ દેશ પરદેશીઓ પાસેથી મેળવી જ શકે, એમાં મને જરાયે શંકા નથી. કારણ પરદેશી રાજા કોઈ દેશમાં રાજ્ય કરી શકે તે દેશી લોકોની મદદથી જ, સહાનુભૂતિથી જ, અને મરજીથી જ. પણ દેશના બધા લોકો એકદમ રાજ્ય જોડે અસહકાર કરવા તૈયાર થઈ શકે એ મેં કદી માન્યું નથી. માટે જ હું એ પ્રવૃત્તિમાં જોડાયો નથી. આ પ્રકારનો પોતપોતામાં સહકાર મેં તો કોઈ પણ જ્ઞાતિ, ગામ કે સંસ્થામાં જોયો-જાણ્યો નથી. માટે આખા દેશમાં તેમ થઈ શકે તેમ મેં માન્યું જ નથી. હું ઘણી વખત ટૂંકામાં જ મારો અભિપ્રાય જણાવતો કે સિદ્ધાંત સાચો છે, ધ્યેય ઇષ્ટ છે, પણ શકય નથી જ. બે વર્ષને અંતે પણ, આ સિદ્ધાંતને માટે હું કદી ન સ્વીકારું વા અનુમાન કરી ન શકું તેવા ભગીરથ પ્રયત્ન થયા પછી અને સ્વપ્ને પણ આશા ન રખાય તેવા મોટા ભોગ અપાયા પછી પણ, મારો એ અભિપ્રાય હું બદલી નથી શકતો. જે શકય નહોતું વા જે શક્ય નથી તેને માટે મારી આખી જિંદગી પલટી નાખવી વા હોમી દેવી એ મને ઠીક નથી લાગ્યું. પાપની સાથે અસહકાર કરવો એ હું કર્તવ્ય માનું છું. પણ બધાં પાપની સાથે મારાથી તેમ થઈ શકતું નથી. તેમ જ પાપીઓની સાથે તેમના પાપી કૃત્ય પૂરતો અસહકાર થઈ શકે છે, પણ તેમનાં બીજાં કાર્યોમાં તો સહકાર જ કરવો પડે છે. દૃષ્ટાંત તરીકે મારા પોતાના જ ગામમાં ફોજદાર,

નોંધણી કામદાર, સુધરાઈ કારકુન, મુખી પટેલ, અને ગામના પટેલિયાઓ ધોળે દિવસે લાંચો લે છે અને અનેક રીતે ગરીબ ભાઈઓ ઉપર જુલમ કરે છે. આ બધું હું જાણું છું, પણ આ જુલમ ઓછો થાય તે માટે હું કંઈ કરતો નથી. કરી શકું તેમ છું. પણ તેટલો ભોગ આપવા તૈયાર નથી. જો હું નોકરી છોડી વસોમાં જ રહું અને લોકોને સલાહકાર અને મદદગાર થવામાં મારું જીવન ગાળવાનું વ્રત લઉં, તો નિર્દોષ લોકો ઉપર તો કોઈ પણ પ્રકારનો જુલમ ન જ થવા દઉં. પણ હું સંન્યાસી વૃત્તિ ધારણ નથી કરી શકયો. મારાં માતુશ્રી, પત્નીશ્રી, વગેરેને હું આ કઠણ વ્રત માટે તૈયાર નથી કરી શકયો. આ ધ્યેય ઇષ્ટ તો છે જ, શકય નથી; એમ સ્વીકારી લઈ હું મારી બીજી પ્રવૃત્તિઓમાં રચ્યોપચ્યો રહ્યો છું. ટૂંકામાં, આ પાપ જોયા જવાં, તે માટે કોઈ પણ ઉપાય ન લેવો, એને હું તો એક પાપ માનું છું. છતાં મારી નૈતિક હલકી ભાવનાને લીધે, વા મેં મારી સ્વીકારી લીધેલી ઓછી શક્તિને લીધે વા સુખશાન્તિ ભોગવવાના સ્વાર્થને લીધે, વા શત્રુઓ ઊભા કરવાના ભયને લીધે હું મૂગે મોઢે અને ખુલ્લી આંખે ઘણા જુલમ થતા જોઈ રહ્યો છું. અને એમ મન મનાવી રહ્યો છું કે મારું કર્તવ્ય એટલું જ કે, મારે જાતે કોઈ પાપ ન કરવું અને અન્ય કોઈને સીધી રીતે પાપમાં મદદ ન કરવી. અને મારી શક્તિઓ અને સાધનોના પ્રમાણમાં જનસેવાના કામમાં વધારેમાં વધારે થઈ શકે તેટલી મદદ કરવી. આ પ્રમાણે મારી માન્યતા છે અને એ ધોરણે મારું જીવન દોરતો આવ્યો છું. પૂજ્ય મહાત્માજી પ્રત્યે કોઈ અસહકારી જેટલી પૂજ્યબુદ્ધિ અને માનવૃત્તિ ધરાવે છે તે કરતાં હું જરાયે ઓછી ધરાવતો નથી. છતાં તેમનો ગુલામ થઈ રહેવા તૈયાર નથી. મારી બુદ્ધિ વા અંતઃકરણ ન સ્વીકારે તે સિદ્ધાંત હું મહાત્માજી કહે છે માટે ગ્રહણ ન જ કરું. મારું વ્યક્તિસ્વાતંત્ર્ય હું હરકોઈ ભોગે સાચવવા ઇચ્છું છું.

આ રીતે મહાત્માજી પ્રત્યે માનવૃત્તિ પૂરેપૂરી હોવા છતાં અને અસહકારનો સિદ્ધાંત મૂળ અર્થમાં સ્વીકારવા છતાં, એ સિદ્ધાંતના આચારમાં અને ફળસિદ્ધિમાં અશકયતા સમજતાં અને મારું વ્યક્તિસ્વાતંત્ર્ય સાચવવા ખાતર હું અસહકારની પ્રવૃત્તિમાં નથી જોડાયો.

અને આ રીતે અસહકારી નથી, એટલે જે કપડાં ધારણ કરવાથી હું અસહકારી ભૂલેચૂકે પણ ગણાઈ જાઉં તે કપડાં હું ન જ પહેરું. આ કારણે હું ખાદીનો ઉપયોગ નથી કરતો. સૂતરને તાંતણે સ્વરાજ્ય હું નથી સ્વીકારી શકયો. કારણ કે આખો દેશ ખાદી સ્વીકારે અને તે પણ ઘણાં વર્ષ સુધી, એ હકીકત અસહકારના મૂળ સિદ્ધાંતની માફક હું નથી જ માની શકયો. વળી કદાચ સર્વ કોઈ લાંબી મુદત સુધી ખાદી પહેરે એમ ઘડીભર માની લઈએ, તોપણ માન્ચેસ્ટર ભૂખે મરે અને તેથી અંગ્રેજ સરકાર આપણને સ્વરાજ્ય આપી દે તે પણ હું નથી માની શકયો. વળી મિલ એટલે સાંચાકામનો ઉપયોગ ન કરવો એ પણ નથી સ્વીકારી શકયો. ફક્ત દેશનો પૈસો દેશમાં જ રહે, ગરીબ ભાઈઓને ઘેર બેઠાં રોજી મળે, અને ગામડાં તૂટી શહેરો ભરાતાં જાય છે અને શહેરી દુર્ગુણો વધતા જાય છે તે ગામડાંમાં કામ મળવાથી કેટલેક અંશે અટકે, એ હું સ્વીકારું છું. એટલે વર્ષોથી જેમ દેશી લૂગડાં હું પહેરતો આવ્યો છું તેવી જ રીતે કોઈ ખાદીનાં કપડાં પહેરવાનું સ્વીકારે તો મારા કરતાં વધારે ફાયદો દેશને કરે છે એમ માનું છું. પણ ખાદીમાં જ અને ખાદી દ્વારા જ આપણો ઉદ્ધાર છે એમ હું નથી માનતો. એટલે ખાદી જ પહેરવી એ નિયમ હું નથી પાળતો. પરંતુ ખાદીની આખી પ્રવૃત્તિને મારાથી જે કંઈ મદદ આપી શકાય તે શરૂઆતથી જ આપતો રહ્યો છું.

મહાસભા ઠરાવ કરે તે જેઓ ન સ્વીકારે વા તેનો અમલ જે ન કરે તેઓ સહકારી છે, વા દેશદ્રોહી છે, તે હું તો કદી જ ન કબૂલ કરું. મહાસભાના ઠરાવ ફક્ત સભાસદોને જ બંધનકર્તા હોઈ શકે. અને હું સમજું છું તે પ્રમાણે, એક કરોડ સભાસદો મેળવવા જે અયોગ્ય પ્રયત્નો કોઈ કોઈ સ્થળે થયા છે તે જોતાં તેવા સભાસદોને પણ બંધનકર્તા ન ગણાય. ખરી રીતે તો, જેઓ ઠરાવ પસાર કરવામાં પોતાનો મત આપે, વા હાજર ન હોવા છતાં જેઓ એ ઠરાવ પાળવાનું સ્વીકારે, વા જેઓ કોંગ્રેસના ઠરાવને હુકમ તરીકે સ્વીકારતા હોય તેઓને જ મહાસભાના ઠરાવ બંધનકારક ગણાય. મ્યુનિસિપાલિટીના કાયદા પાળવા પડે છે, કારણ કે તે કાયદાના બળે ફરજિયાત છે. સ્વરાજ્ય સ્થપાય અને મહાસભા એ સ્વરાજ્યસભા

ગણાય, ત્યારે તેના ઠરાવ દેશમાં રહેનાર સર્વ કોઈને પાળવા પડશે અને નહિ પાળવા હોય તે દેશ છોડીને ચાલ્યા જશે, વા હાલ મહાત્માજી જેમ અસહકાર કરે છે તેમ અસહકાર જાહેર કરશે અને પરિણામ ભોગવશે.

ટૂંકામાં, જ્યારે એમ કહેવામાં આવે છે કે દરેક હિંદીએ મહાસભાના ઠરાવનો અમલ કરવો જ જોઈએ કારણ કે તે દેશનું મોટામાં મોટું મંડળ છે, ત્યારે એટલું વીસરી જવામાં આવે છે કે હિંદુ સંસાર સુધારા પરિષદ જે ઠરાવો પસાર કરે છે તે સર્વને બંધનકારક છે તેમ કોઈ જ સ્વીકારતું નથી, અને ઠરાવો તો એ મંડળના પણ દેશને માટે ખાસ ઉપયોગી છે. સંખ્યાથી સિદ્ધાન્તનું માપ ન નીકળે. કાયદાથી વા નિયમથી જ્યાં બંધન ન હોય ત્યાં તો ઠરાવ ભલામણ રૂપે જ હોઈ શકે અને ફરજિયાત અગ્રેસરોને વા પ્રતિજ્ઞા લેનારા માટે હોઈ શકે.

અસહકારની પ્રવૃત્તિથી લાભ કરતાં હાનિ ઓછી થઈ છે એમ હું માનું છું, કારણ કે મહાત્માજીની આગેવાની છે એટલે એ આખી પ્રવૃત્તિને તેમણે ધાર્મિક સ્વરૂપ આપી દીધું છે. અને સેવાભાવ, આત્મભોગ, સત્ય અને નીડરતા એ ગુણો સાચા અસહકારીઓમાં તેઓ કેળવી શક્યા છે. કામધંધો છોડી દેશસેવાનું કામ કરનારા ફકીર તે મેળવી શક્યા છે. ગામડાંનું કામ દેશમાં પહેલી જ વાર થયું છે. અંત્યજોનું કામ પણ પહેલી જ વાર થયું. સ્ત્રીઓ—પાટીદાર સ્ત્રીઓ અને મુસલમાન પડદાનશીન સ્ત્રીઓ દેશસેવા માટે પહેલી જ વાર બહાર પડી. સુખી ગણાતા વા સુખી હોવાનો ડોળ કરતા લોકોમાં સાદાઈ પહેલી જ વાર દાખલ થઈ. શારીરિક શ્રમ તરફનો અભાવ પહેલી જ વાર દૂર થયો. સ્વદેશી—સાચું સ્વદેશી શું તે પહેલી જ વાર સમજાયું. નીડરતા, સત્યને માટે આગ્રહ અને હિંમત, એને પહેલી જ વાર ખરા અર્થમાં લોકો આચારમાં મૂકી શક્યા. હિંદુમુસલમાનની એકતા, વા પંજાબ, બંગાળ, મદ્રાસ, ગુજરાત વગેરે એક જ દેશ છે અને એકના સુખે સુખી, એકના દુઃખે દુઃખી, એ ભાવના પહેલી જ વાર અમલમાં મુકાઈ. સરકાર ઉપર આધાર નહિ રાખતાં લોકોએ પોતાના એકલાના જ ઉપર આધાર રાખવાનું —સ્વાશ્રયથી દેશનાં કામ ઉપાડી લેવાનું—પહેલી જ વાર શીખવવામાં

આવ્યું. સાદી સહેલી સમજી શકાય તેવી ગુજરાતી વા હિંદી ભાષા દ્વારા લખાણો અને ભાષણોથી જનસમૂહને વિચારોમાં કેવી રીતે દોરી શકાય છે તે ‘નવજીવન’ દ્વારા શીખવ્યું. મારીને નહિ પણ મરીને દેશસેવા થઈ શકે છે. शठं प्रति शाठ्यम् । નહિ પણ शठं प्रति सत्यम् । એ નવીન સિદ્ધાંત પહેલી જ વાર આવી સરસ રીતે શીખવ્યો. હિંસાનું વાતાવરણ ફેરવી નાખી અહિંસાનું શાન્ત વાતાવરણ સ્થાપન કરવું, ગુપ્ત મંડળોને બદલે દેશસેવા કરનાર જાહેર મંડળો ઊભાં કરવાં અને નીડરતાથી તથા ખુલ્લી રીતે તેમને કામ કરતાં કરી દેવું, એ પણ પહેલી જ વાર થયું. ટૂંકામાં, ગોખલેજીએ જાહેરજીવનને ધાર્મિક જીવન બનાવવા જાહેર કરેલું તેનો પૂરેપૂરો અમલ સુંદર રીતે ગાંધીજીએ કર્યો. અસહકારની પ્રવૃત્તિથી હાનિ પણ થઈ છે, પણ દેશને કેળવણી અને તાલીમ મળી છે તેના પ્રમાણમાં બહુ નહિ.

મારી યોજનાઓ મારાથી દૂર રહીને અમલમાં મૂકી શકાતી હોત તો કેટલીક તો ક્યારનીયે શરૂ થઈ ગઈ હોત. મારી સીધી દેખરેખ નીચે તે શરૂ થાય તો જ અમલમાં આવે અને સફળ નીવડે. ત્રણ ચાર વર્ષ કામ ચાલ્યા પછી ગમે તે તેને ચલાવી શકે. તે યોજનાઓમાં મારા અંગત અનુભવનો ઉપયોગ લેવાનો હોય છે. મારી પ્રતિષ્ઠાનો પણ ખપ પડે, અને ધીરજ, ખંત અને હિમ્મત પણ જોઈએ જ. જિંદગીની શરૂઆતમાં માણસો આ જવાબદારી ન લઈ શકે. વળી મારી યોજનાઓ શરૂઆતમાં ઘણી જ નાની અને કેટલાંકને નકામી લાગે એવી હોય છે.

× × ×

મારું કાર્યક્ષેત્ર ધાંધલ વિના શાંત રીતે કેળવણી, સમાજસેવા અને સંસારસુધારો સ્વાભાવિક રીતે બન્યું છે. બીજી બાબતોમાં ફક્ત દિલસોજી. પણ તેમાં બહુ રસ પડતો નથી.

× × ×

કામનો વખત આ નથી. દરેક કાર્ય ઉપર રાજકીય વાતાવરણની છાપ છે. તેને અનુકૂળ યોજના વહેલી સફળ થશે.

× × ×

હું યોજનાઓ વિચારું છું, તે ગુપ્ત રાખતો જ નથી. વાતોમાં જે તે કહે જ જાઉં છું.

(ચ. એ. સોસાયટીના એક
સ્વયંસેવક ઉપરના પત્રમાંથી,
તા. ૨૮–૯–’૨૧ )

**સ્વ. મો. ન. અમીન**

સંસ્થાઓ બે રીતે શરૂ થઈ શકે: કાં તો યોજનાઓથી શરૂ થાય અથવા તો માણસથી શરૂ થાય.

મતલબ એ કે કેટલીક વાર એવું બને છે કે, કોઈ એક વિશ્વવિદ્યાલય, દેવળ અથવા પરોપકારી કાર્યની યોજના પ્રથમ કાગળ ઉપર પૂરેપૂરી ઘડવામાં આવે છે, પછી તે માટે, જોઈતા પૈસા મેળવવામાં આવે છે અને અન્તે તે માટે કામ કરનાર માણસને શોધવામાં આવે છે. પરંતુ જ્યાં સુધી આ છેલ્લું પગલું ભરાય નહિ અને કાર્ય ઉપાડી લેનાર ખાસ મનુષ્ય મળી આવે નહિ, ત્યાં સુધી આવાં કાર્યો સંગીન બનતાં નથી, અને અનેક પરોપકારી કાર્યો પુષ્કળ દ્રવ્ય હોવા છતાં યોગ્ય માણસના અભાવે નિષ્ફળ નીવડયાં છે.

કેટલીક વાર આવાં રૂડાં કાર્ય પ્રથમ માણસથી જ શરૂ થાય છે. તે માણસ દૈવી પ્રેરણા મેળવે છે અને તેને અનુસરે છે. પોતે જે સ્થિતિમાં હોય તે જ સ્થિતિમાં અને પોતાની પાસે જે સાધનો હોય તે સાધનોથી જ તે કાર્ય શરૂ કરે છે. જાણે કે પોતાની કલ્પનાઓને તે એમ જ કહ્યા કરતો હોય છે કે, 'હું જીવું છું તેથી તમે પણ જીવશો.' આગળ જતાં તેનું કાર્ય કુદરતી વસ્તુઓની માફક ખીલે છે, તેને માટે પ્રથમથી સાધન તૈયાર કરેલાં હોતાં નથી છતાં પણ તે વધે છે, તથા ઋતુમાં વૃક્ષોની માફક તેમાંથી શાખાઓ ફૂટે છે; કારણ કે તેના મૂળમાં માનવશક્તિની ઉષ્ણતા રહેલી હોય છે. કાર્યના આવા વિકાસને પરિણામે યોગ્ય સમયે એક એવી મોટી અને વ્યવસ્થિત સંસ્થા ઊભી થાય છે કે જેની અંદર દૈનિક કાર્યવાહી પ્રમાણે વિસ્તારથી અને યંત્રવત્ કાર્યો થઈ રહ્યાં હોય છે. પરંતુ આ યંત્રવત્ કાર્યોમાં પણ, જેવી રીતે સંચાની અંદર ફરતાં પૈડાં એન્જિનનું અસ્તિત્વ દર્શાવે છે, તેવી રીતે તેના સ્થાપકની મહાન શક્તિ ઓતપ્રોત થયેલી દેખાય છે.

('યુવકરત્ન'માંથી) જનરલ આર્મસ્ટ્રોંગ

## ૧

# ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.

(૧૯૨૦ થી ૧૯૨૨)

સોસાયટીથી છૂટા થઈ ગરીબો અને ગામડાંની સેવા કરવાનાં સ્વપ્નો રચ્યાં. કેળવણી જ મારું કાર્યક્ષેત્ર છે, અને તે માટે વસોમાં જ બેસી કામ કરવું – એવા નિશ્ચયો કર્યા. પણ કાળના કોઈ અકળ હેતુએ મોતીભાઈનો એકેય નિશ્ચય પાર પડવા દીધો નહિ! નિશ્ચયો થતા હતા તેવામાં જ પુસ્તકાલય ખાતાના ઉપરી અધિકારી શ્રી. કુદાલકર મરણ પામ્યા અને તેમના કામનો ભાર મોતીભાઈ ઉપર આવ્યો. ત્યારથી પણ વસો જઈ કેળવણીનાં કામો કરવાના અનેક વ્યર્થ પ્રયત્નો કરતા રહ્યા, પણ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતા સુધી તે વડોદરા ન જ છોડી શક્યા!

સોસાયટીથી છૂટા થતાં, સ્વયંસેવકોને અનેક પત્રોમાં જણાવ્યા પ્રમાણે મોતીભાઈ એ સંસ્થાની પ્રવૃત્તિઓમાં દૂરથી સમભાવપૂર્વક રસ લેતા રહ્યા. કેળવણીના એમના વિચારોને તો એ દિવસોમાં કોઈ સાંભળે તેમ ન હતું, અને બીજી સૂચનાઓ ગમે તેવી સારી હોય તોપણ તેના તરફ લક્ષ આપવાની કોઈને ફુરસદ નહોતી. છતાં મોતીભાઈ સોસાયટી પ્રત્યે, એના કાર્ય પ્રત્યે અને સ્વયંસેવકો પ્રત્યે એ જ વાત્સલ્યથી જોતા અને વર્તતા. સીધી તેમ જ આડકતરી મદદ થાય તે કરતા. સ્વયંસેવકો એમની સૂચનાઓ સાંભળે કે ન સાંભળે તોપણ પોતાને સૂઝે તે લખ્યે જતા અને વડોદરાથી વસો જતાં આવતાં તેમને સ્ટેશને બોલાવી રૂબરૂમાં વાતો કહ્યે જતા.

સ્વયંસેવકોનો આર્થિક બોજો હળવો કરવો અને તેમણે ઉપાડેલી ભારે જવાબદારી નિશ્ચિંત રીતે તેઓ બજાવી શકે તે માટે બને તેટલી સરળતાઓ કરી આપવી, એ મોતીભાઈએ પોતાનું ખાસ કર્તવ્ય માન્યું. તે માટે જે જવાબદારી પોતાથી લઈ શકાય અને સ્વયંસેવકોની સાથે ઘર્ષણમાં આવ્યા સિવાય જે કાર્ય આગળ ધપાવી શકાય તેવાં કાર્યો તેમણે પોતાનાં બનાવ્યાં.

'જ્ઞાન પ્રચાર' માસિક એમની જ સૂચનાથી ચાલુ થયું હતું, અને તેને દોરવણી આપવાનું કામ પણ તેમણે જ ચાલુ રાખ્યું. અસહકારનો પ્રશ્ન ઊભો થયો તે પહેલાં થોડા જ વખત ઉપર 'ગુજરાત બાળ કેળવણી ફંડ' મળ્યું હતું. તેની શરતો પ્રમાણે બાળહિતની પ્રવૃત્તિઓ, તેને ઉપયોગી સાધનો અને બાલ-સાહિત્યનો પ્રચાર કરવાનું કાર્ય પણ તેમણે જ ઉપાડ્યું. એ કાર્યના એક ભાગ તરીકે 'બાલમિત્ર' માસિક પ્રકટ કરવાની યોજના પણ તેમણે જ કરી હતી. ચરોતર પ્રદેશમાં પુસ્તકાલયોનો પ્રચાર કરવાનું કામ પણ એમનું જ હતું. આ સર્વ કાર્યો તેમણે ચાલુ રાખ્યાં અને આગળ ધપાવ્યાં.

પરંતુ સોસાયટીની સૌથી મોટી જવાબદારી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા માટે 'પેટલાદ લોનફંડ'ની વ્યવસ્થા કરવાની હતી. આ ફંડ મોતીભાઈએ પોતાની જવાબદારી ઉપર જમાવ્યું હતું. તેનાથી ઘણા લાયક ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરવામાં મદદ થઈ શકી હતી, અને સોસાયટી સ્થપાયાથી એવી મદદો માટે માગણીઓ મોટા પ્રમાણમાં આવતી હતી.

આ માગણીઓને પહોંચી વળાય અને લોનફંડનો વહીવટ પદ્ધતિસર થાય તે માટે, નાણાંની જવાબદારી પોતાને શિર ઉઠાવનાર સોસાયટીના કેટલાક સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું હતું, અને એ મંડળની મદદથી મોતીભાઈ અગાઉની પેઠે જ મદદો આપવાનું કામ કર્યે જતા હતા (૧૯૧૮-૧૯). એકાદ વર્ષ પછી મુંબઈમાં ખ્રિસ્તી લોકોનાં બાળકોને વિદ્યાભ્યાસમાં મદદ કરવા સ્થપાયેલી 'ઇસ્ટ ઇંડિયન એજ્યુકેશન કો-ઑપરેટિવ ક્રેડિટ સોસાયટી લિ.' ને ધોરણે ('Charotar Educational Co-operative Credit Society') 'ચરોતર કેળવણીવિષયક સહકારી મંડળી લિમિટેડ'ની યોજના ઘડી કાઢી, 'જ્ઞાન પ્રચાર' (એપ્રિલ, ૧૯૨૦, પૃ. ૧૪૯)માં 'સ્વાશ્રયના ધોરણે વિદ્યાર્થીઓને મદદ આપવાની યોજના' એ નામથી પ્રસિદ્ધ કરી હતી.

સહકારી મંડળીઓના પાયામાં રહેલા સિદ્ધાન્તો પ્રમાણે કામ કરવાની મોતીભાઈને સ્વભાવસિદ્ધ ટેવ પડી ગઈ હતી, અને 'પેટલાદ લોનફંડ'નો વહીવટ એ કરતાંયે ઊંચા — કૌટુંબિક

ભાવનાના — સિદ્ધાન્તો પ્રમાણે થયો હતો. શરૂઆત કરવા જેટલાં નાણાં, સભાસદો અને વહીવટી અનુભવ તથા શાખ તો તૈયાર જ હતાં. એટલે આપણા દેશમાં તદ્દન નવીન દેખાતા એવા સહકારના સિદ્ધાન્તો ઉપર મંડળી યોજી તેનો વહીવટ કરવો, એ તેમને મન રમતવાત હતી. એટલે યોજના પ્રસિદ્ધ કરીને તરત જ તેમણે એક બાજુ તેને સહકારી મંડળીઓના કાયદા પ્રમાણે રજિસ્ટર કરાવવા તજવીજ કરી હતી અને બીજી બાજુ એના શેર ભરાવવા પ્રયત્ન શરૂ કર્યા હતા. આ પ્રયત્નો અસહકારની ચળવળને લીધે ઊભી થયેલી પરિસ્થિતિને કારણે અટક્યા હતા. તે હવે ફરી હાથ ધર્યા.

મંડળી રજિસ્ટર કરાવવા તજવીજ કરતાં એમ સમજાયું કે, સરકારી કાયદા પ્રમાણે આ મંડળ બ્રિટિશ પ્રદેશને માટે જ રજિસ્ટર થઈ શકે, અને ચરોતર પ્રદેશના વડોદરા અને ખંભાત રાજ્યના વિભાગો માટે જુદાં મંડળો કાઢવાં પડે. તે માટે મુંબઈ ઇલાકાના સહકારી અધિકારીને પૂનામાં જાતે જઈ મળ્યા, અને યુરોપ-અમેરિકામાં જુદા જુદા દેશોમાં વસતી પ્રજાઓનાં સહકારી મંડળો — 'International Cooperative Societies' — હોય છે તે ધોરણે ચરોતર પ્રદેશને માટે એક જ મંડળ હોઈ શકે, એવી દલીલ કરી મંડળને સરકારી દફતરે નોંધાવ્યું. એ રીતે ચરોતર પ્રદેશની એકતાને એક વાર ફરીથી સહકારી કાયદાથી પ્રમાણિત કરાવી.

ગરીબોની સેવા કરવાના ધર્મનું મહત્ત્વ તો સૌ કોઈ સ્વીકારે છે; અને ગરીબોને નામે ને ધર્મને નામે લાખો રૂપિયાનું દાન થાય છે. પરંતુ જે દાનથી ગરીબોની ગરીબાઈ મટી શકે, તેમને ફરી દાનની જરૂર ન પડે એટલું જ નહિ, પણ બીજા ગરીબોની ગરીબાઈ મટાડવામાં તેઓ સહાયભૂત થઈ શકે એવું દાન તો વિદ્યાદાન જ છે. ગરીબાઈ મટાડવાનો સૌથી ટૂંકો અને સહેલો રસ્તો ગરીબોને સ્વાશ્રયી બનાવવા એ જ છે. અને તેઓ સ્વાશ્રયી બને તે માટે સ્વાશ્રયના સિદ્ધાન્ત ઉપર રચાયેલી કેળવણી અને દાનની યોજનાઓ થવાની જરૂર છે. એવી યોજનાઓથી ગરીબોની ગરીબાઈ ટળે છે અને તેમનામાં માણસાઈ આવે છે.

આ મોતીભાઈએ જાતઅનુભવથી જોયું હતું, અને એ સમજથી તે ગરીબ વિદ્યાર્થીઓને જોખમ વેઠીને પણ મદદ કરતા હતા.

સહકારના સિદ્ધાન્તે એમના આ પ્રયત્નને મજબૂત ટેકો આપ્યો એટલું જ નહિ, પણ ગરીબોને સહાય કરવાના તેમના પ્રયત્નો વધુ સફળ થાય, થોડે પૈસે વધુ ગરીબોને લાભ આપી શકાય, પૈસાદારો તેમ જ સામાન્ય સ્થિતિના માણસોને નજીવા ભોગે સેવાનાં કાર્યોમાં જોડી શકાય, અને એ બધાને પરિણામે પ્રજામાં 'પરસ્પર સહાય અને વિશ્વાસ'ના ગુણો ખીલે — એ બધી શક્યતાઓ તેમણે આ યોજનામાં જોઈ, અને તે બધાં લક્ષણો આ મંડળના બંધારણમાં સમાવ્યાં.

એના ઉદ્દેશોમાં, વિદ્યાર્થીને શિક્ષણના વિષયો અને સંસ્થાઓ પસંદ કરવામાં મદદ થાય તેવી માહિતી મેળવી તેની મદદથી સાચી સલાહ આપવાથી માંડી, તેને ધંધે વળગાડી લોન પાછી આપવામાં મદદ કરવા સુધીની બધી વિગતોનો સમાવેશ કર્યો. બીજા શબ્દોમાં, મંડળને વિદ્યાર્થીઓનું કાયદેસર વાલી બનાવ્યું.

આ રહ્યા એ ઉદ્દેશો :

'આ મંડળના ઉદ્દેશ નીચે મુજબ છે.

क. વિદ્યાર્થીઓને હિંદમાં વા પરદેશમાં માધ્યમિક, ઉચ્ચ કળા-વિષયક, વ્યાપારિક, ઔદ્યોગિક વગેરે કેળવણી લેવા માટે આર્થિક મદદ આપવી.

ख. ધંધા શીખવવામાં અને ધંધાની તાલીમ લેવાના સમયમાં યુવકોને આર્થિક મદદ આપવી.

ग. હિંદ વા પરદેશમાં ધંધોરોજગાર વા નોકરી શોધવાના વખતમાં યુવકોને ધન, સલાહ વા આશ્રયસ્થાન આપી મદદ કરવી.

घ. વિદ્યાભ્યાસ માટે લીધેલી રકમ પરત ભરવામાં મદદ કરવી.

ङ. કેળવણીની સંસ્થાઓ અને ધંધારોજગાર વા નોકરીનાં ક્ષેત્રો વિષે માહિતી એકત્ર કરી યુવકોને પૂરી પાડવી.'*

મંડળ સરકારી દફતરે નોંધાવ્યા પછી તેના સભાસદો વધારવા તેમણે ઉત્સાહથી પ્રયત્નો આરંભ્યા. આ મંડળ નજીવે ખર્ચે સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાનું એક ઉત્તમ અને મહાન સાધન છે એ સિદ્ધ કરવા અને તે કારણે એના શેર ખરીદવા લોકોને પ્રેરવા મોતીભાઈએ

---

* 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. ના નિયમો' કલમ ૩ (તા. ૪-૧૨-'૨૦).

વિવિધ રીતે દલીલો કરી લેખો લખ્યા. યોજના પ્રસિદ્ધ થતા પહેલાં જ તેને સભાસદો મળી ચૂક્યા હતા, અને તેનો લાભ પણ વિદ્યાર્થીઓને આપવાનું શરૂ થઈ ગયું હતું. શરૂઆતમાં એને સોસાયટીની જ એક પ્રવૃત્તિ ગણવામાં આવી હતી, પણ એની જવાબદારી મોતીભાઈએ ઉઠાવી એટલે એની ઓફિસ તેમને ઘેર લઈ જવામાં આવી. શરૂઆતમાં એના વહીવટી ખર્ચ માટે 'પેટલાદ લોનફંડ'માંથી નાણાં અપાયાં અને ધીમે ધીમે તે યોજના સ્વતંત્ર રીતે કામ કરતી થઈ.

મોતીભાઈને આ રીતે બે ફંડોનો વહીવટ કરવાની જવાબદારી આવી અને તે ઉપરાંત ખાનગી આવકમાંથી પણ છૂટે હાથે દાન થતાં હતાં. એટલે તેમના પરગજુ સ્વભાવને આ ફંડોથી 'અનેક ગજવાં'ની સગવડ થઈ. આ બંને ફંડોમાંથી જેની જેવી જરૂર અને સગવડ તે પ્રમાણે મોતીભાઈ છૂટે હાથે મદદ કરતા. મદદો મોટે ભાગે વિદ્યાર્થીઓને જ થતી, છતાં કોઈ દાનેશ્વરને ઘેરથી જેમ કોઈ યાચક મદદ વિના પાછો ન જાય તેમ મોતીભાઈને ત્યાંથી સંકટગ્રસ્ત માણસ મદદ લીધા વિના પાછો ન જાય, એવી પ્રથા કાયમ થઈ ગઈ. એટલું જ નહિ, પણ વિદ્યાર્થીઓને મદદ કરવા માટે સ્વતંત્ર મંડળની યોજના થતાં, જનસેવાની બીજી પ્રવૃત્તિઓ શરૂ કરવા જોઈતી નાની નાની રકમો માટે 'પેટલાદ લોનફંડ' એક નાની સરખી બેંકની ગરજ સારવા લાગ્યું અને એ બેંકની મદદથી જાહેર પ્રવૃત્તિઓ જન્માવવાના મોતીભાઈના શોખને દિનપ્રતિદિન પુષ્ટિ મળવા લાગી.

# ૨

# પાટીદાર પત્રિકા

(તા. ૫-૩-'૨૨ થી ૧૯-૨-'૨૩)

'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.' ની સ્થાપના પછી તે માટે શૅર ભરાવવાનું કામ શરૂ થયું તે સાથે જ, વર્ષની શરૂઆતમાં કરેલા સંકલ્પ પ્રમાણે મોતીભાઈએ સમાજસુધારાનું કાર્ય તેમની લાક્ષણિક ધગશથી ઉપાડ્યું. ખરું જોતાં, આ કાર્ય તેમણે જીવનની શરૂઆતથી જ ઉપાડ્યું હતું, અને તેમનાં શિક્ષણ, સંસ્કાર, અને પ્રેરણાથી ચરોતરના યુવકો બાળલગ્ન અને પ્રેતભોજન વિરુદ્ધ પ્રચાર કરતા થઈ ગયા હતા. 'ચરોતર યુવક મંડળ' દ્વારા આ પ્રચાર જોરથી થવાનો સંભવ પણ હતો. પણ અસહકારની ચળવળે યુવાનોના ઉત્સાહને રાજકીય ક્ષેત્રમાં વાળ્યો અને 'એક વર્ષમાં સ્વરાજ્ય' એ રોમાંચક સ્વપ્ન આગળ સર્વ કાંઈ તુચ્છ બની ગયું.

બાળલગ્ન, પ્રેતભોજન, રોવાકૂટવાના રિવાજ, જાનોના જમણવાર, વગેરે બાબતોમાં મોતીભાઈએ પોતાને ઘેર આવેલા પ્રસંગોએ સુધારા કરવાના પ્રયત્નો કરી જોયા હતા. તેમાંના કેટલાકમાં તે સફળ થયા હતા. છતાં અનુભવે તેમને સમજાયું હતું કે સમાજ-સુધારાનું કામ ઘણું વિકટ અને જોખમકારી હતું. તેમની પ્રકૃતિ અને સ્થિતિ જોતાં, તે માટે જલદ પ્રયત્નો કરવાની તેમનામાં શક્તિ નહોતી. વળી જ્યાં સુધી લોકોમાં અજ્ઞાન હોય ત્યાં સુધી સૈકાથી ચાલતી આવેલી રૂઢિઓ એકદમ અટકી શકે નહિ. એટલે સમાજ-સુધારાના પ્રયત્નોની સફળતા માટે કેળવણી અને જ્ઞાન પ્રચાર વધારવાની જ પ્રથમ જરૂર છે એ પણ તેમણે સમજી લીધું હતું, અને જે કંઈ થઈ શકે તે કેળવણી પામેલા યુવાનો મારફતે જ થઈ શકે એમ માની યુવાનો ઉપર સંસ્કાર નાખી સંતોષ માનતા હતા.

પણ એમને હાથે સીધી કે આડકતરી રીતે મદદ મેળવી ઉચ્ચ કેળવણી પામેલા યુવાનોને ઘેર આવતા લગ્નમરણના પ્રસંગોમાં ખર્ચાળ રિવાજોને લીધે વેઠવી પડતી મુસીબતોનો પ્રત્યક્ષ અનુભવ થતાં મોતીભાઈનું હૃદય કકળી ઊઠયું. દેશના ઉદ્ધાર માટે સર્વસ્વ હોમવાને હજારો ચુનંદા માણસો બહાર પડ્યા હતા, એ વાતાવરણમાં આવા અનુભવો થયા, તેથી તેમની સેવાવૃત્તિ જોરથી ઊછળી અને તેમણે પાટીદાર જ્ઞાતિમાં રૂઢિસુધાર માટે પોકાર ઉઠાવવાનો નિરધાર કર્યો.

આ માટે લોકમત જાગ્રત કરવા એક 'પાટીદાર પત્રિકા' પ્રગટ કરવાની યોજના તેમણે વિચારી કાઢી.* સોસાયટી તરફથી નીકળતા 'જ્ઞાનપ્રચાર' માસિક સાથે એ પત્રિકા મફત વહેંચાય એવી તજવીજ કરી, અને દર માસે જાતે જ એ પત્રિકા લખવા માંડી.

પ્રથમ તો તેમણે 'લગ્ન સંબંધી સ્વીકારવા જેવા કેટલાક નિયમો' લખી કાઢ્યા, એક પરિપત્ર સાથે 'જ્ઞાન પ્રચાર'માં 'પાટીદાર પત્રિકા ૧ લી' તરીકે પ્રસિદ્ધ કર્યા અને એ નિયમો ઉપર ચર્ચા કરતા લેખો લખવા પાટીદાર જ્ઞાતિના ભાઈઓને જાહેર વિનંતી કરી.

મોતીભાઈની પ્રથમ પત્રિકાને પાટીદાર ભાઈઓ તરફથી સારો આવકાર મળ્યો. તેમાં રૂઢિઓના સુધારાની જરૂર સૌએ સ્વીકારી, અને તે માટે વ્યવસ્થિત પ્રયત્ન કરવાની સૂચના કરી. કેટલાક અનુભવીઓએ ચેતવણી પણ આપી કે, આ કામ સહેલું નથી અને નિષ્ફળ જવાનો પણ સંભવ છે.

મોતીભાઈને આ સર્વનો પહેલેથી જ ખ્યાલ હતો છતાં ચર્ચા કરવાથી લોકમત જાગ્રત થશે અને રૂઢિના પ્રશ્નો ઉપર લોકો વિચાર કરતા થશે તોપણ કંઈક થયું ગણાશે, એમ માની એમણે આ કામ ઉપાડયું હતું. એટલે તેમણે પોતાની યોજના પ્રમાણે પત્રિકાઓ પ્રગટ કરવાનું જોરભેર ચાલુ રાખ્યું.

લગ્નગાળો ચાલુ હતો, એટલે જ્યાં જ્યાં લગ્ન થવાનાં હોય, જાન જવાની હોય, ત્યાં ત્યાં સીધી તેમ જ આડકતરી લાગવગ વાપરી પોતે પ્રસિદ્ધ કરેલા નિયમોનું પાલન કરાવવા તેમણે જહેમત

*જુઓ ખંડ ૨, પ્રકરણ ૧૮.

ઉઠાવી. છૂટી પત્રિકાઓ છપાવી હજારોની સંખ્યામાં વહેંચવા માંડી, અને પાટીદાર જ્ઞાતિમાં ઘડીભર સમાજસુધારાનો શંખ ફૂંકાયો.

મોતીભાઈએ લખેલી પત્રિકાઓ તેમની સચોટ વિચારસરણી, વેધક અને વ્યવહારુ દૃષ્ટિ, નિર્મળ બુદ્ધિ, અને ગરીબો પ્રત્યેની બળતી લાગણીના ઉત્તમ નમૂના પૂરા પાડે છે. એ પત્રિકાઓ વાંચતાં એમની ચળવળ ત્રણ મુદ્દાને સ્પર્શતી લાગે છે: (૧) સામાજિક ખર્ચા ઘટાડી ગરીબોને રાહત આપવી અને કેળવણી અને જ્ઞાન-પ્રચારનાં કાર્યોને મદદ કરવી; (૨) બાળલગ્નો અટકાવવાં; (૩) સ્ત્રીઓની ઉન્નતિની હિમાયત.

સૂચના, ઉપદેશ, દલીલ, વાર્તા, પત્ર, જાહેરખબર, કાવ્ય, લાગવગ, વગેરે સર્વ સાધનોનો મોતીભાઈએ ઉપયોગ કરવા માંડ્યો. બીજી બાજુથી જ્ઞાતિના રીતરિવાજો અને ઇતિહાસની વિગતો મેળવી જરૂરી હકીકતો જાણી લીધી, અને સુધારાના પ્રશ્નો બાબત લોકો કેવા વિચારો ધરાવે છે તેનું માપ કાઢવા 'પાટીદાર જ્ઞાતિની લગ્નની રૂઢિઓ સંબંધી કેટલાક પ્રશ્નો' એ નામે એક પત્રિકા કાઢી આગેવાનોના ઉત્તરો મેળવવા તજવીજ કરી. એ ઉત્તરો આવ્યા પછી તેનો અભ્યાસ કરી લોકમતનું તારણ કાઢ્યું અને જે બાબતમાં લોકમત સંમત હોય તેવા નિયમો પાળનારનું સંગઠન થાય અને 'સુધારા'ની હિલચાલ મજબૂત બને તે માટે 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળની યોજના' જે શરૂઆતમાં જ ઘડી રાખી હતી તે પ્રસિદ્ધ કરી, તે મંડળ સ્થાપવા માટે સભા ભરવાનું ઠરાવ્યું.

૩

## ચરોતર લેઉઆ પાટીદાર મંડળ

(તા. ૨૫–૨–'૨૩)

પાટીદાર જ્ઞાતિની અનિષ્ટ રૂઢિઓમાં ફેરફાર કરવાના શુભ હેતુથી 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ' સ્થાપવા સંબંધી છેવટનો નિર્ણય કરવા તા. ૨૫–૨–'૨૩ ને રવિવારે બપોરે બે વાગ્યે સોસાયટીના મકાનમાં એક સભા બોલાવવામાં આવી. સભામાં કોઈ હાજર રહેશે કે કેમ એ વિષે ઘણાને શંકા હતી. એક જણને આવી શંકાનો ઉત્તર આપતાં મોતીભાઈએ કહેલું: 'કોઈ નહિ તો હું તો છું જ!' અને આવી શંકા હોવાને લીધે જ જ્ઞાતિના મોટા આગેવાનોને આ સભામાં હાજર રહેવાની તસ્દી લેવાને આગ્રહ કરવાનું તેમણે ઉચિત ધાર્યું નહોતું. છતાં નાનાં મોટાં વીસ* ઉપરાંત ગામોમાંથી ૧૨૫ ઉપરાંત હાજરી થઈ અને વૃદ્ધાવસ્થા છતાં યુવકો જેટલો જ ઉત્સાહ ધરાવતા નડિયાદના રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ પટેલને પ્રમુખપદે સભાનું કામકાજ શરૂ થયું.

રૂઢિઓમાં ફેરફાર કરવા મંડળ સ્થાપવાની જરૂર વિષે મોતીભાઈ અને રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઈએ ભાષણ કર્યાં પછી, અને એવી મતલબના બીજા ગૃહસ્થો તરફથી આવેલા પત્રો વંચાયા પછી, અગાઉથી પ્રસિદ્ધ કરેલા મંડળના નિયમોના ખરડા ઉપર ચર્ચા ચાલી. એક એક નિયમ ચર્ચાયો, તેને પરિણામે સુધારા વધારા સાથે ચરોતર લેઉઆ પાટીદાર મંડળની સ્થાપના થઈ. અને એના સંચાલન માટે એક વ્યવસ્થાપક મંડળ પણ નિમાયું.

---

* નડિયાદ, સોજિત્રા, ધર્મજ, ભાદરણ, કરમસદ, વસો, સુણાવ, ઉતરસંડા, ઓડ, તારાપુર, આણંદ, ભુરાકોઈ, લીંગડા, પરવટા, સિંજિવાડા, મહેળાવ, લિંબાસી, પળોલ, નાપાડ, નાવલી, વગેરે.

મંડળનો ઉદ્દેશ આ પ્રમાણે રખાયો : 'આ મંડળનો ઉદ્દેશ લેઉઆ પાટીદાર જ્ઞાતિમાં ચાલતી અયોગ્ય રૂઢિઓમાં દેશકાળ પ્રમાણે ફેરફાર કરવા કરાવવા અને જ્ઞાતિની નૈતિક, આર્થિક અને સામાજિક ઉન્નતિ કરવા પ્રયત્ન કરવો એ છે.'

સમાજસુધારાના વિવિધ પ્રશ્નો વિષે નિયમો કરી તેના ત્રણ વિભાગ કરવામાં આવ્યા. તેમાંનો એક ફરજિયાત, બીજો મરજિયાત અને ત્રીજો ભલામણો રૂપે રાખ્યો. અને સભાસદ થવા માટે કોઈ પ્રકારની ફી નહિ રાખતાં, ફરજિયાત નિયમો પાળવાની લેખી પ્રતિજ્ઞા લે તે આ મંડળનો સભાસદ બની શકે એવું ઠરાવવામાં આવ્યું.

આ નિયમો તે વખતના પાટીદાર જ્ઞાતિના સમાજસુધારાની પ્રગતિના સૂચક હોઈ અત્રે આપ્યા છે :

## ફરજિયાત પાળવાના નિયમો

૧. પોતાના વાલીપણા નીચે હોય તેવા છોકરાને તેની ૧૬ વર્ષની ઉમ્મર પૂરી થયા પહેલાં પરણાવવો નહિ.

૨. પોતાના વાલીપણા નીચે હોય તેવી કન્યાને તેની ૧૨ વર્ષની ઉમ્મર પૂરી થયા પહેલાં પરણાવવી નહિ.

૩. છોકરાનો વિવાહ કરવામાં પરઠણ, જણુસો, જમીન કે તેવો બીજો અવેજ લેવાની કોઈ પ્રકારની શરત કરવી નહિ. (જ્ઞાતિ વા જ્ઞાતિના અમુક ગોળે રૂા. ૩૦૧] સુધી પરઠણ મુકરર કરી હોય તો તે લેવા આથી પ્રતિબંધ નથી; પરંતુ તે આખી રકમ વસન્ત તરીકે વરકન્યાના નામે કોઈ ત્રાહિત સ્થળે વ્યાજે મુકાય તો ઘણું જ ઉત્તમ.)

૪. લગનમાં ત્રીજે દિવસે જાનમાં રહેવું નહિ.

૫. લગ્ન વખતે કન્યાપક્ષ તરફથી વરપક્ષને વડી, પાપડ, ખાવું આપવામાં આવે છે તે બિલકુલ લેવું નહિ.

૬. કન્યાપક્ષ તરફથી પોતાના વા કુટુંબના છોકરાના વિવાહ વા લગ્ન સંબંધના કારણે માટલી વા રૂપિયા અપાય તો તે લેવા નહિ.

૭. શ્રાદ્ધ સરાવવા ને ધાર્મિક કારણે જમવાની ફરજ મનાતી હોય તે સિવાયનું મરણ નિમિત્તનું કોઈ પણ જમણ જમવું નહિ.

## ઐચ્છિક પાળવાના નિયમો

૧. ૧૬ વર્ષની ઉંમર પૂરી ન થઈ હોય તેવા છોકરાના લગ્નની કોઈ ક્રિયામાં ભાગ લેવો નહિ. (એટલે વરઘોડામાં, જાનમાં વા જમણવાર વગેરેમાં ભાગ લેવો નહિ.)

૨. ૧૨ વર્ષની ઉંમર પૂરી ન થઈ હોય તેવી કન્યાના લગ્નની કોઈ ક્રિયામાં ભાગ લેવો નહિ.

૩. જ્ઞાતિએ વા જ્ઞાતિના અમુક ગોળે મુકરર કરેલી પરઠણ ઉપરાંત શરત કરીને વધારાની પરઠણ, જણસો, જમીન વગેરેનો અવેજ કોઈ લે, તો તેવા છોકરાના લગ્નની કોઈ ક્રિયામાં ભાગ લેવો નહિ.

૪. કન્યાની પૂરી ૧૬ વર્ષની ઉંમર થાય નહિ ત્યાં સુધી તેને સાસરે તેડવી નહિ.

૫. પોતાના એકલાની જવાબદારી ઉપર કરવાનું હોય તેવું બારમું વા મરણ નિમિત્ત કોઈ પણ જમણવાર (એટલે જ્ઞાતિભોજન) કરવું નહિ. શ્રાદ્ધ વગેરે જે ધાર્મિક ક્રિયા મનાતી હોય તે નિમિત્ત અડીને નજીકના કુટુંબીઓને જમાડવાને આથી પ્રતિબંધ નથી.

૬. મરણ નિમિત્ત રોવાકૂટવાનું બંધ કરવું.

૭. કાણમાં જવું નહિ.

(સ્નેહી વા સગાંઓને દિલાસો આપવા વા વિવેક ખાતર મળવા જવાની જરૂર પડે તો તેમ કરવામાં પ્રતિજ્ઞા ૭થી પ્રતિબંધ છે એમ સમજવાનું નથી.)

૮. પોતાનો વાલીપણા નીચે હોય તેવાં છોકરાછોકરીના લગ્નપ્રસંગે જ્ઞાતિના આર્થિક બચાવ ખાતર શુદ્ધ સ્વદેશી કપડાં પહેરવાં.

## સભાસદે બની શકે તેટલા પ્રમાણમાં પાળવાના, ભલામણ થયેલા નિયમો

૧. એક વખત જાહેર રીતે વિવાહ વા સગપણનો સ્વીકાર થયા પછી ખાસ અનિવાર્ય કારણ સિવાય તે તોડવો નહિ.

૨. એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી પરણવી નહિ.

૩. વરસલામીના તથા બારસના રૂપિયા કુટુંબની બહેનોને દરેકને રૂા. ૧) કરતાં વધારે આપવા નહિ અને જેમ બને તેમ આ

ખર્ચ કમી કરવા તરફ જ દૃષ્ટિ રાખવી. આમેરું બિલકુલ વહેંચવું નહિ. (જુઓ ડાકોરના ઠરાવ.)

૪. જાનમાં બધા મળી ૫૦ કરતાં વધારે માણસો લઈ જવા નહિ.

૫. લગ્નવિધિ અભણ બ્રાહ્મણ પાસે નહિ કરાવતાં, અર્થ અને ભાવ સમજી શકે ને સમજાવી શકે તેવા વિદ્વાન બ્રાહ્મણ પાસે કરાવવી. બીજું કંઈ ન બને, તો છેવટે વરકન્યાએ લેવાની પ્રતિજ્ઞાઓનો અર્થ ગુજરાતી ભાષામાં સ્પષ્ટ રીતે સમજાવાય તેવી વ્યવસ્થા તો કરવી જ.

૬. છોકરાનો ૧૬ અને કન્યાનો ૧૧ વર્ષની વય પહેલાં વિવાહ કરવો નહિ.

૭. વરની ઉંમર કન્યાના કરતાં ઓછામાં ઓછી ૫ વર્ષ મોટી રાખવી.

૮. પુત્રીનો વિવાહ કરવામાં એકલું કુળ ન જોતાં, વરનાં ગુણ, સ્વભાવ, વિદ્યા, ઉંમર, શારીરિક સ્થિતિ, આર્થિક સ્થિતિ વગેરે બાબતો તરફ ખાસ લક્ષ આપવું. કુળ જતું કરવું પણ ગુણ, વિદ્યા, ઉંમર વગેરે તો ખાસ જોવું.

૯. કન્યા ન આપે તેવા ગામમાં વા કુટુંબમાં કન્યા આપવામાં સ્વમાન ન જ સચવાય, એ સૂત્ર કન્યાનો વિવાહ કરતાં ખાસ લક્ષમાં રાખવું.

# ૪

# ‘પાટીદાર પત્રિકા’માંથી ‘પાટીદાર’ માસિક

## (૧૯૨૩-૨૪)

‘ચરોતર લેઉઆ પાટીદાર મંડળ’ની સ્થાપના કરી, તેના નિયમોનું પાલન કરાવવા મોતીભાઈએ પોતાની રીતે ઉત્સાહથી કામ ઉપાડ્યું. કોઈ પણ કામ પાર પાડવા માટે લાગતાવળગતાને જાતે જઈ મળવું, તેના સંજોગો, તેની ભાવના અને તેની વૃત્તિ જાણી લઈ, તેને રુચે અને માફક આવે તેવી દલીલો કરી તેને પલટાવવો — એ પદ્ધતિએ કામ કરવામાં તે ઘણા કુશળ થયા હતા. એ પદ્ધતિ અહીં પણ તેમણે અજમાવી. અનુભવ એવો થયો કે જેમને વિષે તેમણે જીવનભર ઊંચા ખ્યાલો સેવ્યા હતા તેવા વિદ્વાન મિત્રો પણ રૂઢિના પાલનની બાબતમાં સામાન્ય લોકો કરતાં આગળ વધેલા ન જણાયા. ચાલતી આવેલી રૂઢિને બદલવા માટે શિક્ષિત વર્ગે ઊંડા ઊતરી વિચાર જ કરેલો નહોતો એમ સમજાયું. વિચાર કરેલો હતો તેવા પણ, અમલ કરવાનો આવતો ત્યારે, મીણના પૂતળાની માફક ઓગળી જતા દેખાયા. કૉલેજમાં ભણતા પુત્રની સંમતિ તો શું પણ તેને ખબર પણ આપ્યા સિવાય તેના વિવાહ કરવામાં ભણેલાં તેમ જ અભણ માબાપોને કંઈ અજૂગતું લાગતું નથી, એમ પણ તેમણે જોયું. રૂઢિ બદલવાનો પ્રયત્ન કરતાં, પત્ની, નજીકનાં તેમ જ દૂરનાં સગાં, કુટુંબીઓ અને સ્નેહીઓ, સૌનો વિરોધ થાય, એ સહન કરવાની ભલભલાની હિંમત નહોતી એ પણ જણાયું.

મોતીભાઈએ એ કશાથી ડર્યા વિના ખાનગી તેમ જ જાહેર રીતે પોતાનું પ્રચારકાર્ય ચાલુ રાખ્યું. પ્રતિજ્ઞાનું મહત્ત્વ સમજાવતા લેખો લખ્યા, પ્રતિજ્ઞા પાળવાથી થનાર ફાયદા દર્શાવતી વાર્તાઓ લખાવી પ્રસિદ્ધ કરી, સુધારો વ્યક્તિઓ જ કરી શકે એ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતી જોરદાર દલીલો કરી, સારાંમાઠાં દૃષ્ટાંતો પ્રગટ કરી

તેના ગુણદોષની જાહેરમાં ચર્ચા કરી — આઠેક માસના પ્રયત્ને પાટીદાર જ્ઞાતિમાં જાગ્રતિ તો આવી જ, અને કેટલાક કિસ્સામાં મોતીભાઈ અને તેમના મંડળના સભ્યોને રૂઢિ ફેરવવામાં સફળતા પણ મળી.

મોતીભાઈના આ પ્રયત્ન ચાલતા હતા તે દરમ્યાન તેમના જૂના દોસ્ત શ્રી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ, જેમને બંગભંગ વખતે 'વનસ્પતિની દવાઓ' બનાવવાની કળાના પ્રચારને કારણે દેશ છોડી આફ્રિકે જઈ વસવું પડયું હતું, તે આફ્રિકેથી દમનો રોગ લઈ દેશ આવ્યા હતા અને શાન્તિનિકેતન જઈ રહ્યા હતા. શાન્તિનિકેતનથી મોતીભાઈ સાથે તેમને પત્રવ્યવહાર ચાલતો હતો. તેમનો વિચાર ગુજરાતમાં આવી કંઈક લેખનપ્રવૃત્તિમાં પડવાનો હતો. શાન્તિનિકેતનથી જ તેમણે એ પ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી અને 'જ્ઞાન પ્રચાર' ઉપરાંત બીજાં સામયિકોમાં લેખો લખવા માંડયા હતા. આ લેખો પૈકી 'ગુજરાતના પાટીદારો' એ નામની લેખમાળા મોતીભાઈની 'પાટીદાર પત્રિકા' સાથે જ (ઑગસ્ટ, ૧૯૨૨થી) 'ગુજરાત સમાચાર'માં પ્રકટ થતી હતી. તેણે પણ પાટીદાર જ્ઞાતિને જાગ્રત કરવામાં ઠીક ભાગ ભજવ્યો.

'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ' સ્થપાયું તે અરસામાં (તા. ૧૧–૬–'૨૩) નરસિંહભાઈ ગુજરાતમાં આવ્યા. તેમની સાથે જ્ઞાતિસુધારાની હિલચાલ વિષે ચર્ચા થઈ. નરસિંહભાઈ આ બાબતમાં ઉદ્દામ વિચારો ધરાવતા હતા, અને તે માટે એક માસિક કાઢવા ઇચ્છતા હતા. 'પાટીદાર પત્રિકા'ને વહેલુંમોડું માસિકમાં ફેરવવાના વિચારો ચાલતા હતા જ, એટલે નરસિંહભાઈની આ દરખાસ્તથી એ કામ સહેલું થયું અને મોતીભાઈએ તરત જ ૨૧મી પત્રિકાને છેલ્લી પત્રિકા જણાવી તેમાં 'પાટીદાર' માસિક નીકળવાની, અને પોતાના વિચારો એ માસિકમાં સ્વતંત્ર પત્રિકા દ્વારા પ્રગટ કરતા રહેવાની જાહેરાત કરી, અને સાથે સાથે નવા નીકળનાર માસિકને જ્ઞાતિ આવકાર આપે એમ વિનંતી પણ કરી.

એ છેલ્લી પત્રિકામાં 'પાટીદાર પત્રિકા'ની નીતિ અને પદ્ધતિ વિષે ખુલાસો કરતાં તેમણે લખ્યું :

## 'પત્રિકાના લેખો સંબંધી ખુલાસો

લેખક હોવાનો હું દાવો કરી શકું તેટલી લેખનશક્તિ મેં કેળવી નથી જ. તેમ જ સુધારક હોવાનો દાવો કરી શકું તેવો મેં નથી રૂઢિઓનો અભ્યાસ કર્યો કે નથી મેં મારી જિંદગીમાં સંસારસુધારાનાં કામો કર્યાં. પરંતુ વિદ્યાર્થીઓની અને વિદ્યાર્થીઓ દ્વારા જ્ઞાતિની સેવા કરવાનો ધર્મ તો મેં સ્વીકાર્યો છે જ. એટલે વિદ્યાર્થીઓની સેવા કરતાં કરતાં લગ્નમરણની રૂઢિઓ સંબંધમાં વિચાર કરવાની મને જરૂર સમજાઈ અને છેવટ વિદ્યાવૃદ્ધિનું કામ કરવાની ખાતર તેમ જ કેળવણી લેવાનો અને આપવાનો અંતિમ હેતુ સિદ્ધ કરવાની ખાતર જ્ઞાતિની અનિષ્ટ રૂઢિઓ ફેરવવા પ્રયત્ન તો કરવો જ જોઈએ એ નિશ્ચય ઉપર હું આવ્યો. આ સ્થિતિમાં લેખક અને સુધારક થવાની મારામાં શક્તિ તેમ જ વૃત્તિ નહીં હોવા છતાં, બન્ને પ્રકારની ફરજો મારે અદા કરવાની આવી. કોઈ કામ હાથમાં લેવું નહિ અને લેવું તો મુશ્કેલીઓના કારણે તે છોડી દેવું નહિ. આ ગુણ મારામાં સ્વાભાવિક થઈ ગયેલો હોવાથી રૂઢિઓની સુધારણા દ્વારા જ્ઞાતિસેવાનું કામ હવે એક વા બીજી રીતે મારે ચાલુ રાખવાનું છે જ. અને તે, 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ' દ્વારા ધીમે ધીમે થશે. દરમ્યાન, પત્રિકાઓ વાંચનારા જોઈ શકયા હશે કે બની શકે ત્યાં સુધી પત્રિકાના લેખોમાં નીચેના નિયમો મેં સાચવ્યા છે:.

૧. કોઈ પણ વ્યક્તિનું નામ આપી તેની સામે સીધો આક્ષેપ કરવો નહિ.

૨. જ્ઞાતિની રૂઢિઓના પ્રશ્નો સિવાયના બીજા કોઈ વિષયની, ખાસ કરીને ધાર્મિક અને રાજકીય વિષયોની ચર્ચામાં ઊતરવું નહિ.

૩. ભરોસાદાર પુરુષો પાસેથી માઠાં વા સારાં દષ્ટાંતોની જેટલી માહિતી મળે તેટલી જ અતિશયોક્તિ કર્યા સિવાય સરળ ભાષામાં પત્રિકા દ્વારા પ્રસિદ્ધ કરવી.

૪. ઘર કરીને બેઠેલી મોટાઈ વા ખોટી કુલીનતાને પોષવી નહિ. વંશપરંપરાથી ઊતરી આવેલી મનાતી કુલીનતા, દ્રવ્ય, સત્તા, વય, અને વિદ્વત્તા, એ બધા કરતાં ચારિત્રને વિશેષ મહત્ત્વ આપવું. અને સદ્‌વિચાર કરતાં સત્કાર્યને વિશેષ માન આપવું, અર્થાત બોલનાર કરતાં કરી બતાવનાર તરફ વધારે પસંદગી બતાવવી.

૫. રૂઢિઓ અને વ્યક્તિઓ માટે લખવાની જરૂર જણાય ત્યારે ગામ, કુટુંબ કે વ્યક્તિની શરમ રાખ્યા કે પક્ષપાત કર્યા સિવાય નીડરતાથી લખવું.'

'પાટીદાર'ને ધારવા કરતાં ઘણો સારો આવકાર મળ્યો. પહેલા અંકની* બીજી આવૃત્તિ કાઢવી પડી એટલી તેની ખપત થઈ. અને લેખો પણ એટલા બધા આવ્યા કે માસિક સાંકડું પડવા લાગ્યું. મોતીભાઈને આ હકીકતની ખબર પડતાં તેમણે 'પાટીદાર પત્રિકા' અલગ છાપવાનું બંધ કર્યું અને માસિકના એક સામાન્ય લેખક બની ગયા (૨૩-૧૨-'૨૩).

'પાટીદાર' માસિક નીકળતાં રૂઢિરાક્ષસી ઉપર હુમલા કરવા માટે પાટીદાર યુવકોને સુંદર તક મળી. રાજકીય અસહકારને કારણે જન્મેલા શૌર્ય અને હિંમતના ગુણો અને પિકેટિંગ અને અસહકારનાં શસ્ત્રો સમાજસુધારાના પ્રયત્નોમાં પણ ઉપયોગમાં લેવાવા લાગ્યાં. મોતીભાઈએ સ્થાપેલું 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ' આ ઉદ્દામવાદી યુવકોને નમાલું લાગ્યું, અને શ્રી. નરસિંહભાઈ અને દરબાર શ્રી. ગોપાળદાસની આગેવાની નીચે બીજું મંડળ સ્થાપવાની હિલચાલ ચાલી. આ મંડળ સ્થાપવા બોરસદમાં ઉદ્દામવાદી યુવાનોની સભા ભરવાનું ઠર્યું. તેમાં મોતીભાઈને પણ આમંત્રણ મળ્યું. તેના ઉત્તરમાં મોતીભાઈએ લખ્યું :

તા. ૨૩-૨-૧૯૨૪

રા. રા. ગોપાળદાસ,

આપણી જ્ઞાતિની રૂઢિઓ — ખાસ કરીને લગ્નરૂઢિઓ — ની સુધારણાર્થે આપે એક મંડળ સ્થાપવા યોજના કરી છે, અને તે મંડળ સ્થાપવાના દિવસની સભામાં મારા જેવા 'મોળા' ગણાતા માણસને આપે આમંત્રણ આપ્યું છે તે માટે આપનો આભાર માનું છું. અને સભામાં હાજર રહી નહિ શકવાથી મારા તરફની કેટલીક સૂચનાઓ લખી મોકલું છું, તે યોગ્ય લાગે તો વિચારમાં લેશો.

૧. મંડળના ઉદ્દેશ અને સિદ્ધાન્તો સમગ્ર જ્ઞાતિને હિતકારી છે એમ તો સર્વ કોઈ કહી શકશે જ. તે અમલમાં કઈ રીતે મૂકવા

* પહેલો અંક કારતક, ૧૯૮૦, તા. ૨૩-૧૦-'૨૩.

મુકાવવા એ જ પ્રશ્ન છે. 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ'માં જે પ્રતિજ્ઞાઓ લેવાની યોજના મેં વિચારી છે તે તેનો એક માર્ગ છે. પણ તે ૧૯મી સદીના માણુસો માટે છે. વીસમી સદીના માણુસો માટે 'નવા સ્થપાનાર મંડળ'માં પ્રતિજ્ઞાઓ લેવાની તે, હું સમજું છું તે પ્રમાણે, ઘણી સખત અને ઘણી જ થોડી હોવી જોઈએ.

૨. પ્રતિજ્ઞાઓ પુત્રના બાપ કરતાં કન્યાનાં માબાપોએ લેવી જોઈએ. અને અમુક અમુક ન જ કરવાનાં આકરાં વ્રત લેવાવાં જોઈએ.

૩. કુલીનશાહી તોડવી જ હોય તો કન્યાઓ ગોળ બહાર જ આપવાની પ્રતિજ્ઞા ખાસ દાખલ કરવી જોઈએ. ગોળ માત્ર કન્યા ગોળ બહાર નહિ આપવા માટે જ છે, અને ગોળ એ જ કુલીન-શાહીનો કિલ્લો છે, માટે તે પહેલો જ સર થવો જોઈએ.

૪. કન્યા ગોળ બહાર આપનાર એકદમ કુટુંબ અને ગોળ બહાર મુકાશે જ, તેવે પ્રસંગે 'નવા મંડળ'ના સભ્યોએ હાજર રહી મદદ કરી તેની સાંસારિક મુશ્કેલીઓ દૂર કરવી જોઈએ.

૫. લગ્ન પોતાના વતનમાં જ થાય છે તેને બદલે દક્ષિણીઓની માફક અનુકૂળ સ્થળે એટલે નોકરી કે ધંધારોજગારના સ્થળે વા ચાણોદ, કરનાલી કે ડાકોરમાં થાય, તો ઘણી રૂઢિઓ આપોઆપ બંધ થાય.

૬. કન્યાની ઉંમર ૧૬ અને વરની ઉંમર ૨૧ ઉપરાંત હોય અને બંનેને સારા સંસ્કાર મળ્યા હોય તો જ લગ્નક્રિયામાં વ્યવહાર કરતાં ધર્મની ભાવના દાખલ થઈ શકે.

૭. સિદ્ધાંત વિરુદ્ધના લગ્નમાં અસહકાર એ જ મંડળનો સિદ્ધાંત હોઈ શકે.

ઉપર પ્રમાણે સૂચનાઓ લખવી એ કામ સહેલું છે, તે પ્રમાણે વર્તન કરવું એ તો મારા જેવા માણસ માટે સહેલ નથી જ. હું એ સિદ્ધાંતો અક્ષરશઃ સ્વીકારું છું, પણ નથી તે જાહેરમાં મૂકી શકતો વા નથી તે પાલન કરવાની હિંમત ધરાવતો. મારા જેવા જેટલું અમલમાં મૂકી શકે તેટલું હું જાહેરમાં મૂકું છું. પરંતુ આપના લેખો 'પાટીદાર' માસિકમાં વાંચેલા તે ઉપરથી તેને અનુસરી આ સૂચનાઓ લખી મોકલી છે.

મારો અનુભવ એવો છે કે કેટલાક ભાઈઓ પોતે કંઈક કરવા ઇચ્છે છે ખરા, પણ ઘરના વા કુટુંબના વડીલો કે સ્ત્રીઓના વિચાર વિરુદ્ધ જઈ શકતા નથી. પરિણામે તેઓ નથી કંઈ કરી શકતા કે નથી કાંઈ ખોટું કરી શકે તેની સાથે અસહકાર કરી શકતા. આ સ્થિતિમાં 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ'ના ક* વિભાગની પ્રતિજ્ઞાઓ લેવા જેટલી હિંમત પણ ઘણાઓમાં નથી. આપને અનુભવ એથી બહુ જુદો નહિ થાય તેમ મારું નમ્ર માનવું છે. પ્રતિજ્ઞા લેનાર બહુ ભાઈઓ નહિ મળી આવે અને બહુ મળી આવશે તો પ્રતિજ્ઞાપાલન કરતાં પ્રતિજ્ઞાભંગ કરનાર તેમાંના ઘણા નીકળશે.

એક ચેતવણી હું આપને આપું છું. કુલીનશાહીનો મોહ કોઈને જ ગયો નથી. મોટાં ગામોના અકુલીન ગણાતા ભાઈઓ વા ગામડાના લોકો કેળવણીને નામે, સંસ્કારને નામે વા સુખને નામે કુલીનશાહી વર્ગમાં કન્યા આપવા મથે છે, અને તેમાં જ માન અને પ્રતિષ્ઠા સમજે છે. આપના મંડળનો એક ભાઈ કુળમાં પોતાથી ઊતરતા પણ બીજી લાયકાત ધરાવતા ભાઈને કન્યા આપવાની પહેલ કરે ને દૃષ્ટાંત બેસાડે તો જ કંઈ અસરકારક કામ થયું ગણાશે. ગામડાની વા અકુલીન પૈસાદાર વર્ગની કન્યાઓ પૈસા નહિ આપવાની શરતે પણ મોટાં ગામોમાં ઉતારશો અને તેવા લગ્નમાં જાતે હાજર રહી પુષ્ટિ આપશો, તો કુલીનશાહી તૂટશે નહિ પણ મજબૂત બનશે. અને સુધારાનો સુધારો અને પૈસાના પૈસા બંને લાભ કુલીનશાહી વર્ગમાં મળ્યા ગણાશે.

હવે એ ત્રણ બાબતો જણાવી આ પત્ર બંધ કરું છું.

(૧) રૂઢિઓ જામતાં યુગોના યુગો વીત્યા છે, એટલે તે તૂટતાં યુગો નહિ તો વર્ષો તો જોઈએ જ. માટે બહુ ઉતાવળા થશો નહિ. વળી રાજકીય પ્રવૃત્તિમાં જેમ છાપાંઓ, પુસ્તકો, પત્રિકાઓ, સભાઓ, ભાષણો, મસલતો, ગામોની મુસાફરીઓ, સ્વયંસેવકો, સમિતિઓ, ફંડો, વગેરે સર્વ સાધનોનો ઉપયોગ થયો છે તેવી જ રીતે રૂઢિઓની બાબતમાં પણ પ્રયત્ન થશે ત્યારે જ ઇષ્ટ પરિણામ વહેલું આવશે.

---

* જુઓ ખંડ ૩, પ્રકરણ ૩.

બાકી તો આણંદમાં એક સભા આપે ભરી, બીજી પ્રમાણમાં બહુ જ નાની સભા મેં ભરી, પણ તેવા પ્રયત્નનું પરિણામ શું આવે? મંડળ સ્થપાય તે પાછળ કોઈ સતત મંડ્યો રહેનાર હશે તો જ કંઈ કામ થશે. રાજકીય પ્રવૃત્તિમાં મતભેદ અને તકરાર બહારના માણસો સાથે હોય છે, પણ રૂઢિઓની બાબતોમાં મતભેદ અને વિખવાદ ઘરનાં કુટુંબનાં માણસો સાથે જ હોય છે, એટલે એકમાં શૂરા તે બીજામાં ઘણી વખત મોળા પડી જાય છે. મોળા માણસોને સતેજ રાખવા સતત પ્રયત્નની જ જરૂર છે. સતત પ્રયત્ન કરવાની યોજના ન જ હોય તો 'મંડળ' નામનું જ રહેશે. એટલે તે કેટલું, શું અને કેવી રીતે કાર્ય કરશે તેનો કંઈ જ ખ્યાલ આવી શકતો નથી.

(૨) પંજાબના જુલમોની તપાસણી સમિતિના સભ્યોને મહાત્મા ગાંધીજીએ જે સલાહ આપી હતી તે લક્ષમાં રાખવા જેવી છે. સરકાર પાસે માગવું થોડામાં થોડું, પણ જો થોડામાં થોડું માગેલું ન મળે તો સરકાર જોડે અસહકાર કર્યે જ છૂટકો. આ નિશ્ચય અને તે નિશ્ચયને અમલમાં મૂકવાની શક્તિ તે આ યુગની અસહકાર-પ્રવૃત્તિ. નવા સ્થપાનાર મંડળે પણ ઓછામાં ઓછો, થઈ શકે, પાળી શકાય, તેટલો જ કાર્યક્રમ નક્કી કરવો, અને જે કાર્યક્રમ નક્કી કરવો તે પાર ઉતારવો જ — પાર ઉતાર્યે જ છૂટકો. પાર ન ઊતરે ત્યાં સુધી ઝંપીને બેસવું નહિ અને બીજાઓને બેસવા દેવા પણ નહિ.

આપના શુભ પ્રયત્નોને સફળતા મળો એ જ પ્રાર્થના.

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

# ૫

# સાત ગામના પાટીદારોની વંશાવળી

## ( ૧૯૨૨ થી ૧૯૨૫ )

ઉદ્દામવાદી યુવકોએ બીજું મંડળ કાઢવાની હિલચાલ કરી એટલે મોતીભાઈએ 'ચરોતર લેઉઆ પાટીદાર મંડળ'ને આગળ ધપાવવાના પ્રયત્નો અટકાવી દીધા, અને સમાજસુધારાના આખા પ્રશ્નમાંથી હાથ ધોઈ નાખ્યા. માત્ર પોતે માનેલા સિદ્ધાંતોનું પોતે પાલન કરવું, પોતાના સ્નેહી સંબંધીઓ પાસે કરાવવું, અને નવા મંડળને થાય તેટલી મદદ કરવી એટલું જ કર્તવ્ય તેમણે સ્વીકાર્યું.

આ અરસામાં એક ઘણી ઉપયોગી પ્રવૃત્તિ તેમણે ઉપાડી હતી. મંડળ સ્થાપીને તેની મારફતે થોડું પણ સંગીન કામ કરવું એ તેમની નીતિ હતી. તેથી મંડળ સ્થપાતાં તરત જ પત્રિકાઓ ચાલુ રાખવા ઉપરાંત જ્ઞાતિના ઇતિહાસ, રીતરિવાજો, આંકડા, વસ્તી-ગણતરી, વગેરે વિષે હકીકતો મેળવવાના પ્રયત્નો તેમણે શરૂ કરી દીધા હતા. અને જે મળી શકતું તે ક્રમે ક્રમે પ્રગટ કરતા જતા હતા. કન્યા માટે વર મેળવતાં પડતી મુશ્કેલીઓ ઉપરથી તેમને સૌથી મોટી જરૂરિયાત પાટીદાર કુટુંબોની વંશાવળીઓ તૈયાર કરવાની લાગેલી. તે કામ તેમણે પોતાના ગામથી શરૂ કરેલું, અને કુલીન ગણાતાં સાત ગામોની વંશાવળીઓ તૈયાર કરી છપાવવાની યોજના કરેલી. એ યોજના લોકોને ગમેલી અને વસો, સોજિત્રા, કરમસદ, સાવલી , ધર્મજ, ભાદરણ, એટલાં ગામોની વંશાવળીઓ છપાવા પણ માંડેલી. પણ નડિયાદની લખાવાડ શાખાના પાટીદારોની વંશાવળી તૈયાર કરતાં મતભેદ પડયો અને એ શાખાના કુટુંબોમાં વિખવાદ ઊભો થયો. આ વિખવાદ એટલો તીવ્ર બન્યો કે એ વંશાવળી જ ઝઘડાનું કારણ બને એમ જણાયું. સત્ય સાચવીને સઘળા મતભેદો દૂર કરાવવા મોતીભાઈએ પ્રયત્ન કર્યો. પણ તેમનું કાંઈ ચાલ્યું નહિ. આખરે એ ઝઘડાવાળો ભાગ છાપખાનામાં

છાપવાનું શરૂ થયેલું તે બંધ રાખવું પડ્યું, અને એ વંશાવળી છપાઈ ખરી, પણ અધૂરી જ રહી (તા. ૧–૯–'૨૫).

આ વિષે એક પત્રમાં પોતાની સ્થિતિ સમજાવતાં તેમણે લખ્યું હતું:

રામજીમંદિર, પબ્લિકપાર્ક
વડોદરા, ૧–૧–'૨૫

રા. રા. . . .

તમારો તા. ૨૭–૧૨–'૨૪નો પત્ર આવેલો, પરંતુ હું બહારગામ ગયેલો હોવાથી પ્રત્યુત્તર આજે જ આપી શક્યો છું.

વંશાવળીઓ છપાવવામાં મને કોઈ પણ રીતે ત્રાસરૂપ કામ લાગ્યું હોય તો તે નડિયાદ પૂરતું જ. અને તેમાં પણ ખાસ કરીને લખાવાડ પૂરતું જ છે. લખાવાડની મુશ્કેલી ન હોત તો દિવાળી પહેલાં કદાચ આખું પુસ્તક બહાર પડી ચૂક્યું હોત. પણ મારી શક્તિઓનો અને ધીરજનો પૂરેપૂરો ઉપયોગ અને કસોટી થયા પછી પણ ન છપાવવાના છેવટના નિર્ણય પર મારે આવવું પડ્યું. પક્ષકારો થયા એટલે મારે એક પક્ષને અસંતોષ આપવાનો તો રહ્યો. તે અસંતોષ આપવાની જવાબદારી અને કડવાશ વહોરવાની જવાબદારી મેં ખુશીથી સ્વીકારી લીધી હતી. આક્ષેપોથી ભરપૂર કેટલાક કાગળો આવ્યા તેની મેં પરવા પણ કરી નહોતી. પરંતુ જ્યારે મને ખબર મળી કે વંશાવળી છપાવવાથી કુસંપનાં બીજ કાયમનાં રોપાશે અને થોડાક વહેવાર બંધ થશે અને થયા છે, ત્યારે જ પ્રેસમાં મોકલેલી વંશાવળી પાછી ખેંચી લીધી અને છેલ્લી ઘડીએ જ 'પાટીદાર' માસિકમાં જાહેરખબર પ્રસિદ્ધ કરી. આ કાર્ય મેં સેવાભાવે અને કર્તવ્યરૂપે લીધું હતું. દ્રવ્યનો, મહેનતનો અને વખતનો પુષ્કળ ભોગ આપ્યો છે. લીધેલું કામ પડતું ન મૂકવું અને મુશ્કેલીઓથી ડરી ન જવું એ મારો સ્વભાવ થઈ ગયો છે. એટલે આ કાય અધૂરું છોડી દેતાં મને પોતાને દુઃખ નથી થયું એમ નથી. પરંતુ પારકા ગામના ભાઈઓ ભાઈઓ વચ્ચે કંકાસનું બીજ રોપવાનું કારણ મેં છપાવેલી વંશાવળી તો ન જ બને. આ એક જ કારણથી મેં કામ છોડી દીધું છે.

હવે તમે પૂછો છો કે વંશાવળી છપાય એવો કોઈ રસ્તો છે?

ઉત્તર એટલો જ કે એક નહિ પણ ત્રણ રસ્તા છે.

એક એ કે લખાવાડના ચિઠ્ઠીવાળા અને ચિઠ્ઠી વગરના ભાઈઓ તરફનું એક પંચ નિમાય અને એ પંચ વહીવંચાના ચોપડા તથા અન્ય માહિતી મળી શકે તે ઉપરથી વંશાવળી તૈયાર કરે અને મને મોકલી આપે. હું તે જ, તેમાં ફેરફાર કર્યા વિના, છપાવું અને પુસ્તકમાં બંધાવું.

બીજો રસ્તો: મને જે માહિતી મળી છે તે માહિતી પ્રમાણે હું વંશાવળી છપાવું. તેનું પ્રૂફ હું અમુક માણસોને — જેમને તમે બધા મુકરર કરો તેમને — મોકલી આપું. મારા નિર્ણયની વિરુદ્ધ જેને જે કંઈ લખવું હોય તે દલીલો સાથે સહીઓ કરી મને મોકલે અને તે વંશાવળી સાથે જ છપાય. જેથી કોઈ પણ પક્ષને અન્યાય થાય નહિ.

ત્રીજો રસ્તો: તકરાર વિનાનો લખાવાડનો ભાગ ફક્ત છપાય. ફક્ત તકરારવાળો જ ન છાપવો. આ ત્રણ રસ્તા પૈકી જે કંઈ રસ્તો લેવો હોય તે લઈ શકાય. મને તેમ કરવાને કંઈ હરકત નથી. હું આ કાર્ય ખાતે સેવા અર્પણ કરું. કલેશ-કંકાસ કે કજિયા-ટંટામાં ન પડું.

બહુમતીએ તકરારી ભાગ છોડી દઈને છાપવાનો નિર્ણય તમે લાવી આપો તો મેં ઉપર ત્રીજો રસ્તો કહ્યો છે તે પ્રમાણે છપાવવાને હરકત નથી જ. છાપવાથી વા ન છાપવાથી હું લખાવાડના લોકના આક્ષેપમાંથી મુક્ત થઈ શકવાનો નથી, એ હું સંપૂર્ણ રીતે હવે સમજી શક્યો છું. કારણ કે મારો ઉદ્દેશ સમજી શકે અથવા મને કોઈ એક વ્યક્તિના, કુટુંબના કે ખડકીના પક્ષકાર ન ગણે એવો સમજુ વર્ગ લખાવાડમાં ઓછો છે એમ હું સમજું છું. છતાં ન છાપવા કરતાં છાપવાનો આક્ષેપ વહોરી લેવા માટે તૈયાર છું. પરંતુ તેથી કંકાસનાં મૂળ ન રોપાય એટલી ખાતરી માગું છું. ભલું કરવા જતાં પરિણામ બૂરું આવે એવી ખબર મળે, છતાં ભલું કરવાનો આગ્રહ રાખવો, એ સિદ્ધાંત મારો નથી.

નોંધ પ્રમાણે વંશાવળી છપાવવાનો મારો વિચાર હતો જ. અને સાથે સાથે નોંધ વિનાનો ભાગ પણ લખાવાડ સાથે જ્યાં

સંબંધ જણાતો હોય ત્યાં જોડીને છપાવવાની યોજના હતી. પરંતુ નોંધવાળા કેટલાક ભાઈઓનો તો તે કહે એમ જ મારે છપાવવું એવો આગ્રહ હતો. મને જે સત્ય લાગે વા મને જે યોગ્ય જણાય તેથી વિરુદ્ધ શરમ ભરીને હું કોઈનું કંઈ જ કરી શકું નહિ.

લોકોના આક્ષેપોના ડરથી પણ મારી સમજ વિરુદ્ધ હું કંઈ કરી શકું નહિ. વિરોધી પક્ષને તેમને જણાવવું હોય તે જણાવવાની અનુકૂળતા આપું. તકરારી ભાગ સંબંધ પ્રમાણે જુદો છાપવાની અનુકૂળતા થાય એ મને ન્યાયનું ધોરણ લાગે છે. નોંધના ભાગથી એ જુદો છપાય પરંતુ સંબંધ બતાવાય.

લોકો શું કહે છે અને શું કહેશે તેનો ખ્યાલ મને આવ્યો છે. પણ ન્યાયના ધોરણને વળગી રહીને જ હું લોકોને સંતોષ આપી શકું. બીજી રીતે સંતોષ આપવો જ જોઈશે એ સિદ્ધાંત મેં સ્વીકાર્યો નથી. સેવાનાં કામ પ્રત્યે લોકોનો અણગમો થવામાં એક પણ વાજબી કારણ ન હોવું જોઈએ, એ તમારી માન્યતાને હું વધાવી લઉં છું. તમે માગો અને ઇચ્છો એ કરતાં વધારે અનુકૂળતા એ બાબતમાં આપવા હું તૈયાર છું. મોઢાના આક્ષેપો વા પત્રોના આક્ષેપોની પણ મને પરવા નથી. જાણી જોઈને એક માણસને વા કુટુંબને અન્યાય થવા ન દઉં. તેમ જ મારા કારણે બની શકે તો કંકાસ પણ થવા ન દઉં. તમને હું ખાતરી આપું છું કે રા. રા. ......... સિવાય હું લખાવાડના કોઈ પણ માણસને ઓળખતો નહોતો. તમારી સાથે ફક્ત પત્રવ્યવહાર હતો. રા. ......ની સાથે આ બાબતમાં તો મારે નથી પત્રવ્યવહાર થયો કે નથી તેમની સાથે કદી વાતચીત થઈ. છેવટનો તેમનો એક પત્ર હતો તે ઉપરથી તો મને એમ પણ સમજાયેલું કે વંશાવળી છપાવવાનું કામ તેમને ગમ્યું નથી. પરંતુ આ કામ મેં કોઈની ઇચ્છાથી નહિ પણ ખાસ પોતાની ઊર્મિથી લીધેલું. અને જ્યારે એ શરૂ થયું ત્યારે એ ઘણાને ગમ્યું છે અને જરૂરનું પણ સમજાયું છે. રા. ...... એ મને પુછાવીને વંશાવળીની નકલ મોકલાવી છે. એ સંબંધી મેં નિર્ણય પણ કર્યો નહોતો, તે પહેલાં તો આ કુટુંબને માટે લખાવાડમાં અનેક ગપગોળા ચાલ્યા. મારી પાસે માણસો આવી ગયા. પત્રો લખ્યા. આક્ષેપો પણ મૂક્યા. છતાં હું જણાવું છું કે એ વંશાવળી મારા તરફ આવી

છે એટલું જ. એ સંબંધમાં રા. …… સાથે મારે વાતચીત પણ થઈ નથી. અને છાપવા સંબંધી નિર્ણય પણ કરવાનો પ્રસંગ આવ્યો નથી. હું તમને આ હકીકત લખું છું. પણ મતીલા લોકો આ હકીકત સ્વીકારશે નહિ અને સત્ય તરીકે માનશે પણ નહિ. આ પત્રનો ખુલાસો તમે કદાચ પૂરેપૂરી રીતે નહિ લખી શકો, માટે લોકો સાથે વાતચીત કરી જરૂર જણાય તો મને રૂબરૂમાં મળી જશો.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

# ૯

# 'મરજાદ લેવાની તૈયારી'

(૧૯૨૩)

'વંશાવળી' જેવું નિર્દોષ દેખાતું કામ પણ ઘણું મુશ્કેલ નીવડયું, અને અધૂરું જ મૂકવું પડયું. એ જ્ઞાતિસુધારણાના પ્રયત્નોમાં થતા અનુભવોના એક સામાન્ય નમૂનો જ હતો. એવા અનુભવો રોજ ને રોજ થતા, તેથી નાસીપાસ થવાને બદલે મોતીભાઈ ખંતથી, ધીરજથી અને ઉત્સાહથી કામ કર્યે જતા. ઉદ્દામવાદી યુવકોએ સુધારાની હિલચાલ ઉપાડી લેવાથી તેમનું કાર્ય એક રીતે સહેલું થયું હતું. એટલે તે પોતાની રીતે, પોતાની ગતિએ અને પોતાની શક્તિ પ્રમાણે કામ કરતા હતા. જે સિદ્ધાન્તોનો સામાન્ય જનસમાજથી અમલ થઈ શકે નહિ, અને જે પોતાથી અમલમાં મૂકી શકાય નહિ, તેની જાહેરમાં હિમાયત કરવી નહિ; બીજાને ઉપદેશ કરવા કરતાં પોતે સિદ્ધાન્તોનો અમલ કરી દૃષ્ટાંત ખડું કરવું, અને એવાં બીજાં દૃષ્ટાન્તો રજૂ થઈ શકે તે માટે કુટુંબીઓને, મિત્રોને અને સ્નેહીઓને ઘેર આવતા પ્રસંગોએ જાતે જઈ, લાગવગ વાપરી, પત્ર લખી, એમ બને તે રીતે સિદ્ધાન્તોનો અમલ કરાવવા મથવું; અને સમજૂતીથી, સમાધાનીથી અને બાંધછોડથી જ સુધારો કરાવવો — એ તેમની પદ્ધતિનાં ખાસ લક્ષણ હતાં.

આ પદ્ધતિથી કામ કરતાં તેમની ધીરજની અને શ્રદ્ધાની ભારે કસોટી થતી. એક પ્રસંગે ચાલેલા પત્રવ્યવહાર ઉપરથી આનો ખ્યાલ આવી શકશે.

પ્રસંગ હરિકાકાનાં વિધવા 'વહુજી કાકી'ના બારમાનો હતો. 'વહુજી કાકી'એ મોતીભાઈને અને કુટુંબના તેમના જેવા બીજા ભાઈઓને ઉછેરવામાં મહેનત કરી હતી. તે ઉપકારને યાદ રાખી, હરિકાકાના મરણ પછી 'વહુજી કાકી'ને કંઈ દુઃખ ન પડે તેની કાળજી રાખવાનો ધર્મ મોતીભાઈએ સુંદર રીતે બજાવ્યો હતો.

તેમ કરતાં થતા ખર્ચમાં કુટુંબીઓ ભાગ આપે કે ન આપે તેની બહુ પરવા કરી નહોતી. પણ 'વહુજી કાકી'ની આખર અવસ્થા નજીક આવતાં, તેમના બારમા વિષે ચોખવટ કરી લેવાની જરૂર તેમને સમજાઈ. તે માટે કુટુંબીઓ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. તેમાં બારમું નહિ કરવાના સિદ્ધાન્તનું પાલન કરવાના વિવિધ માર્ગ બતાવ્યા. આ દરમ્યાન 'વહુજી કાકી' મરણ પામવાથી આ પ્રશ્નનો નિકાલ તાત્કાલિક કરવાની જરૂર ઊભી થઈ. તે બાબતમાં રૂબરૂ ચર્ચા કરી. પણ કુટુંબીઓ નમ્યું આપે તેમ જણાયું નહિ, તેથી એક છેવટનો પત્ર લખી પોતાની સ્થિતિની ચોખવટ કરી. એ પત્રમાંનો નીચેનો ભાગ મોતીભાઈના વિચારો અને તેમની માનસિક પ્રગતિનો સારો ખ્યાલ આપે છે:

વડોદરા, તા. ૩–૧–'૨૩

મુ. ભાઈશ્રી . . . . તથા ચિ. ભાઈ . . .,

તા. ૨૭–૧૨–'૨૨ને રોજ મેં આપણાં વહુજીકાકીના ક્રિયા-ખર્ચના સંબંધમાં પત્ર લખ્યો હતો અને તે પછી તે જ કામે હું વસો આવી ગયો હતો. રૂબરૂમાં મારો નિર્ણય મેં વસો આપ ભાઈઓને જણાવ્યો હતો. જોકે તમે તમારો ચોક્કસ નિર્ણય તો નહોતો જ જણાવ્યો.

તે ઉપરથી હું સમજી શક્યો હતો કે મેં જણાવેલા બે માર્ગ પૈકી બીજો માર્ગ તમે સહેલાઈથી લઈ શકશો; અને તમે તમારો માનેલો ધર્મ અને મેં મારો માનેલો ધર્મ આપણે પાળી શકીશું, એમ સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. તેમ કરવામાં આપણને કોઈને મુશ્કેલી નહિ જ આવે એમ મેં માની લીધું હતું. અને નિશ્ચિંત બની હું વડોદરે પાછો ફર્યો હતો.

ગઈ કાલે ભાઈ. . . . વસોથી આવ્યા છે. અને ભાઈ . . . અને તમારી સાથે થયેલી વાતચીત તેમણે જણાવી છે. તમે બંને ભાઈઓને હું મારા વિચારના નથી કરી શક્યો, તમને મારા સિદ્ધાન્તમાં વિશ્વાસ ઉત્પન્ન નથી કરાવી શક્યો, એટલી મારી ખામી વા મારી નાલાયકી હું મુક્તકંઠે સ્વીકારી લઉં છું. મારા કારણે તમે ચિંતાતુર રહો વા દુઃખી બનો એ હું કદી ઇચ્છું નહિ. એટલે એ

પ્રશ્નનો આજે ફરી વિચાર કરી હું પોતે નીચે પ્રમાણે ત્રીજો માર્ગ સૂચવું છું.

(૧) બારમાનું ખર્ચ તમે બન્ને ભાઈઓ ભોગવી લો અને તમારી ઇચ્છામાં આવે તેટલું ખર્ચ કરો. મારે એ પ્રશ્નની સાથે લેવા દેવા નથી.

(૨) ચિઠ્ઠીઓ તમારે વધારે લખવી છે અને તમારી માની લીધેલી આબરૂને કારણે વા તડના કારણે દાદાભાઈના ઘરથી આગળ વધીને ગોકળભાઈની ખડકી સુધી લખવા ધારણા છે. બારમાના ખર્ચમાં ભાગ લેવામાંથી મને મુક્ત કરો. એટલે ગોકળભાઈની ખડકીની ચિઠ્ઠીઓ લખવામાં હું મારી સંમતિ આપું છું. એટલે તેના ખર્ચમાં જે મારો હિસ્સો આવે તે આપવા સ્વીકારું છું.

(૩) પુણ્યનું ખર્ચ હું એકલો જ ભોગવી લઈશ. અને તે મારી નજરમાં આવશે તે રીતે કરીશ. તમારું અને મારું સારું દેખાય તેટલી વાત હું લક્ષમાં રાખીશ.

ઉપર પ્રમાણેનો ત્રીજો માર્ગ જો તમે બંને ભાઈઓ સ્વીકારશો, તો મારું ધાર્યું થશે અને મારો સિદ્ધાન્ત સચવાશે. ખર્ચની દૃષ્ટિએ જો તમને કંઈ ભારે લાગતું હોય તો, બારમાના ભાગ તરીકે નહિ પણ બીજી રીતે, તમે માગો તેટલી રકમ હું મારી શક્તિ પ્રમાણે તમારા ભાઈ તરીકે તમને આપું. હું એટલું જ ઇચ્છું છું કે જે ધર્મ અને સિદ્ધાન્ત દૃઢતાથી અને નિશ્ચયપૂર્વક પાળવા હું માગું છું તેને, ભાઈઓને રાજી કરવાની ખાતર અથવા લોકલાજની ખાતર અને અંધશ્રદ્ધાએ ચાલતી આવેલી આંધળી રૂઢિના ગુલામ બનીને, તોડવાની ફરજ તમે નહિ પાડો, કારણ કે મારી લાગણીનો ખુશીથી સ્વીકાર થશે તો મારે તમારા પ્રત્યેનો ભાઈ તરીકેનો સંપીને રહેવાનો ધર્મ અને બીજી બાજુએ મારી કેળવણી અને લોકોનું ભલું કરવાની વૃત્તિએ મેં સ્વીકાર્યો છે એ ધર્મ બન્ને સચવાશે. નહિ તો એમાંથી એક ધર્મ નિરુપાયે અને દુ:ખી હૃદયે મારે તોડવો જ પડશે. અને તેમ કરવામાં તમારા દુરાગ્રહ સિવાય બીજું કાંઈ જ કારણ હું માની શકીશ નહિ. કારણ કે મેં પોતે બીજો અને ત્રીજો માર્ગ બતાવ્યો છે, તે પણ મારા સિદ્ધાન્તથી ઘણું જ નમીને બતાવ્યો છે. મારો આ અને તેની પહેલાંના બન્ને કાગળો ફરી વાંચશો તો સ્પષ્ટ સમજાશે

કે મારો હેતુ આવા પ્રસંગોએ ખર્ચ ઓછું થાય અથવા તો ખર્ચ કરવાની દિશા બદલાય એ સિવાય બીજો કંઈ નથી. હું ખર્ચમાં મારા ભાગનો હિસ્સો આપવા તૈયાર છું, એથી પણ વધારે કદાચ આપું, ફક્ત મારા ભાગના ખર્ચની અમુક બાબતમાં જ કાપકૂપ કરવાની પ્રબળ ઇચ્છા છે.

તમે બન્ને ભાઈઓ જાણો છો જ . . . કે હાલ પાટીદાર જ્ઞાતિની રૂઢિઓના સંબંધમાં હિલચાલ કરી રહ્યો છું. અને મારા ભાઈઓ મારા સિદ્ધાંતની વિરુદ્ધ વર્તે છે તે માટે પણ મારી સામે આક્ષેપ અને ટીકાઓ થાય છે. મને પોતાને સંતોષ છે કે મારા સિદ્ધાન્તનો હું જાતે ભંગ કરતો નથી અને તેટલો જ મારો બચાવ છે. હું મારા નિશ્ચયને ચુસ્ત રીતે કેમ વળગી રહું છું તે તમે આ બધી હકીકત ઉપરથી સમજી શકશો.

× × ×

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

આ વાટાઘાટ ચાલતી હતી તે કારણે કુટુંબીઓમાં સ્વાભાવિક રીતે જ મોતીભાઈની નિંદા થતી હતી. તેથી મોતીભાઈનાં માતુશ્રીને તથા પત્નીને દુઃખ થતું હતું, અને તે મોતીભાઈને આ પ્રયત્ન છોડી દેવા આગ્રહ કરતાં હતાં. એ આગ્રહના એક સંદેશાના ઉત્તરમાં માતુશ્રી હરખાબાને જુદા પત્રમાં મોતીભાઈએ લખ્યું :

વડોદરા, તા. ૩–૧–'૨૩

પરમ પૂજ્ય માતુશ્રી હરખાબા,

ભાઈ...... સાથે તમે મોકલાવેલો સંદેશો ગઈ કાલે રાત્રે મને મળ્યો. એટલે તેનો જવાબ હું આજે જ મુરબ્બી ભાઈ...... તથા ચિ. ભાઈ...... ઉપર લખી શક્યો છું. મારા કાગળથી બંને ભાઈઓને સંતોષ થશે એમ હું માનું છું. અને તે કાગળ તમે વંચાવી જોશો તો તમારા મનનું પણ સમાધાન થશે.

મારા વર્તનથી તમને ભવિષ્યમાં દુઃખ ન થાય તે માટે મારે તમને ચોખ્ખેચોખ્ખું હવે જણાવી દેવું જોઈએ કે, તમે એક પ્રકારનો મરજાદ લીધો છે, હું હવે બીજા પ્રકારનો મરજાદ લેવાની તૈયારી કરું

છું. તમારા મરજાદમાં ફક્ત ખાધાપીધાનું, અને અડકવાના નિયમો, મુખ્ય ભાગે છે. મારા મરજાદમાં મનસા, વાચા અને કર્મણા–વિચાર, વાણી અને ક્રિયાથી–કોઈ પાપ ન કરવું વા કાંઈ પાપ થતું હોય તેમાં ભાગ ન લેવો એ બધાનો સમાવેશ થાય છે. લોકોને સારું લાગે, લોકોમાં વાહવાહ બોલાય, તે માટે અમુક ખર્ચ કરવું જ જોઈએ એમ હું માની શકતો નથી. સર્વ કોઈ પોતપોતાના ગજા પ્રમાણે અને ઇચ્છામાં હોય તેટલું કરી શકે, એવા નિયમો હોવા જોઈએ. વ્યવહારમાં જેટલું સારું લાગશે તેટલું જ હું સ્વીકારીશ. જે મને ખોટું સમજાશે તેનો હું ત્યાગ કરીશ. તમે તો જાતે સમજુ છો અને મારી ઘણી વાતો સહેલાઈથી સ્વીકારી શકો તેમ છો. લોકો વા કુટુંબની સ્ત્રીઓ મારી વાતો ન સમજી શકે અને મારે માટે ટીકા કરે તેથી તમને દુઃખ થાય એ સ્વાભાવિક છે. પણ જ્યાં સુધી હું પાપ કરતો ન હોઉં, મારાં માતપિતા વા કુટુંબની પ્રતિષ્ઠાને ધોકો લાગે અથવા ઈશ્વર કોપાયમાન થાય તેવું કંઈ હું કરું નહિ, ત્યાં સુધી લોકોની વા સ્ત્રીઓની ટીકાથી તમારે દુઃખી થવું જોઈએ નહિ. તમે મરજાદ લીધો છે એટલે ધર્મની મર્યાદા સ્વીકારી છે. હું જે કંઈ કરું છું વા કરીશ તે સર્વ ધર્મની મર્યાદામાં રહીને જ કરીશ. છતાં લોકો ન સમજે અને ટીકા કરે તો તેથી તમને દુઃખ ન જ થવું જોઈએ. લોકોની ખોટી ટીકાથી તમને ખોટું ન લાગે તેવી રીતે તમારે મન કેળવવું જોઈએ. સદ્‌વિવેક વાપરવો જોઈએ. અને મનને વ્યવહારમાંથી ખસેડી સાચા ધર્મમાં પરોવવું જોઈએ. હું તમને ખાતરી આપું છું કે જ્યાં જ્યાં આપણાં ભાઈઓને ને બહેનોને દુઃખ પડતું હશે, ત્યાં ત્યાં હું તે દુઃખ ઓછું કરવાને મારાથી બનતી મહેનત કરીશ. અને ભવિષ્યમાં તેવાં દુઃખો ઊભાં ન થાય અથવા દુઃખ ઓછાં થાય તેને માટે બનતો પ્રયત્ન કરીશ. તેમ કરવામાં ઈશ્વર એકલાનો જ હું ડર રાખીશ. અને તમારી સલાહ અને મદદ તો હું હરઘડી માગીશ. ઈશ્વર મને સાચો ધર્મ પળાવે. એ જ.

લિ. તમારા આજ્ઞાંકિત પુત્ર

**મોતીભાઈ**ના દંડવત્ પ્રણામ સ્વીકારશો.

# ૭

## ભાણાભાઈ

### (૧૯૧૩ થી ૧૯૨૩)

માતુશ્રી હરખાબાને લખ્યા પ્રમાણે મોતીભાઈ સાચે જ મરજાદ તરફ ઢળતા જતા હતા. એમનો મરજાદ એટલે સત્ય અને સેવાધર્મની ઉપાસના. એ ઉપાસનામાં મનસા, વાચા, કર્મણા પરોપકારની જ સાધના હતી. એથી તન, મન, ધનનો પરાર્થે ઉપયોગ વધતો જતો હતો, અને એ જ કારણે જવાબદારીઓ પણ વધતી જતી હતી. આ વિષે એક નોંધમાં આ પ્રમાણે વંચાય છે:

વડોદરા, ૧૦–૭–'૨૪

લગભગ ૧૮ માસે નોંધ લખવાનું શરૂ થાય છે, એ કામમાં હું કેટલું નિયમિતપણું અને વ્યવસ્થા લાવી શક્યો છું તેનો પ્રત્યક્ષ પુરાવો છે. વાંચવાનો વખત નથી મેળવી શકતો તો પછી લખવાનો તો ક્યાંથી જ મળે? એ મારો બચાવ હોઈ શકે. છતાં કામની વ્યવસ્થા રાખનારને પુષ્કળ વખત મળી શકે છે. તે સત્ય તરફ ધ્યાન આપતાં, પ્રમાદ વા નિષ્કાળજી એ જ નોંધ નહિ લખવાનું કારણ સ્વીકારું છું અને આ ઉપયોગી કામ વખત મેળવીને પણ કરવું જ એવો ફરી નિશ્ચય કરું છું. હાલમાં નીચેનાં કામ મારું ધ્યાન પૂરેપૂરું રોકી રાખે છે:

૧. વસો કેળવણી મંડળ
૨. ચરોતર વિ. સ. સ. મંડળ
૩. પુસ્તકાલય સ. સ. મંડળ
૪. પેટલાદ લોનફંડ
૫. સ્ત્રીવિભાગ પત્રિકાઓ
૬. સાત ગામના પાટીદારોની વંશાવળીઓ
૭. ચરોતર લેઉઆ પાટીદાર મંડળ
૮. ચિ. ભાણાભાઈનો અભ્યાસ

૯. ચતુરભાઈનું ટ્રસ્ટ.

આ ઉપરાંત વાંચવા લખવાની પ્રબળ ઇચ્છા છે અને તે દિશામાં પણ હવે વખત રોકવાની જરૂર છે. એટલે બધાં કામને એકસરખી રીતે પહોંચી વળવું એ શક્ય તો નથી જ. છતાં વ્યવસ્થા કરવાથી હાલના કરતાં કામ સારું તો થશે જ.

આ બધાં કામોમાં નાણાંનો પ્રશ્ન બહુ ત્રાસ આપી રહ્યો છે. 'વસો કેળવણી મંડળ'ને નિયમિત માસિક રૂ. ૧૦૦) હું એકલો આપી શકું તો બહુ ચિંતા રહે નહિ. પરંતુ હાલના સંજોગો વિચારતાં રૂ. ૨૫) થી વધારે રકમ હું બચાવી શકું તેમ નથી. મને છેલ્લું પ્રમોશન મળ્યે ઑક્ટોબરમાં ત્રણ વર્ષ પૂરાં થાય છે એટલે મારા પ્રમોશન માટે ટિપ્પણ તો થશે જ અને માસિક રૂ. ૨૫) વધવા સંભવ છે. જો આ આશા સફળ નીવડે તો 'કેળવણી મંડળ'ને હું રૂ. ૭૫) ની માસિક મદદ સુખેથી કરી શકું. આ પ્રમોશન ન મળે તોપણ મારાથી વધારેમાં વધારે થઈ શકે તેટલી મદદ 'કેળવણી મંડળ'ને કરવી એમ નિશ્ચય છે જ.

*

ઉપરની નોંધમાં ગણાવેલી પ્રવૃત્તિઓ પૈકી ૧, ૨, ૪, ૬, અને ૭ના ઉલ્લેખ અગાઉ આવી ગયા છે. બાકી રહેલી ચારમાંની નં. ૩ પુસ્તકાલય સ. સ. મંડળનો ઉલ્લેખ આગળ પ્રકરણ નં. ૧૦માં આવશે. નં. ૫ની 'સ્ત્રીવિભાગ પત્રિકા' 'જ્ઞાન પ્રચાર' માસિકમાં ખાસ વિભાગ તરીકે પ્રગટ થતી અને તેની છૂટી નકલો મફત અને જૂજ કિંમતે વહેંચાતી. સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર કરવાના પ્રયત્નોની દિશામાં એ પહેલું પગલું હતું. અને 'પાટીદાર પત્રિકા' દ્વારા કરવા ધારેલી સમાજસુધારાની પ્રવૃત્તિનું એક અંગ હતું.

નં. ૯, ચતુરભાઈનું ટ્રસ્ટ. એ મોતીભાઈની સેવાવૃત્તિનો એક નમૂનો હતો. ચતુરભાઈ પેટલાદ બોર્ડિંગના આદિ વિદ્યાર્થીઓમાંના એક. અનાથ અને અત્યંત ગરીબ હોવાને કારણે તે 'ફ્રી બોર્ડર' તરીકે બોર્ડિંગમાં રહી સ્કૂલ ફાઈનલ સુધી ભણેલા અને તે વખતે શરૂ થયેલા 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય'માં નોકરી કરતા. તેમાંથી થયેલી કમાણીની મદદથી પોતાની મિલકત દેવામાંથી છોડાવી, તે પગભર થયેલા. તે આ અરસામાં મરણ પામ્યા હતા. તેથી તેમની

મિલકત વેડફાઈ ન જાય તે માટે તેનું ટ્રસ્ટ કરાવી, તેનો સદુપયોગ થાય તેવી તજવીજ કરવા મોતીભાઈ આ દિવસોમાં દોડાદોડી કરતા હતા. સામાન્ય રીતે આવાં કામોમાં તે ભાગ લેતા નહિ, પણ પોતે મદદ કરી ઉન્નતિને માર્ગે વાળેલા અનાથ, ગરીબ, સ્વાશ્રયી, ઉદ્યમી અને સેવાભાવી વિદ્યાર્થીને માટે તેમને કેટલી તીવ્ર લાગણી હતી, અને જેનું કોઈ નહિ તેનું વાલીપણું કરવા તે કેવો પરિશ્રમ ઉઠાવતા એના નમૂના તરીકે, તેમણે આ ટ્રસ્ટમાં ભજવેલો ભાગ નોંધવા જેવો અને વિચારવા જેવો છે.*

*

પણ એ સર્વમાં સૌથી વધુ મહત્ત્વની પ્રવૃત્તિ (નં. ૮) તે 'ચિ. ભાણાભાઈનો અભ્યાસ' હતી. ભાણાભાઈ તે મોતીભાઈનાં એકનાં એક પુત્રી સૂરજબહેનના એકના એક પુત્ર મહેન્દ્રભાઈ. સૂરજબહેનને મોતીભાઈ પેટલાદ હતા ત્યારે (તા. ૧૬ મે, ૧૯૦૮) પરણાવેલાં. આ જ અરસામાં મોતીભાઈને પુત્ર નહિ હોવાને કારણે ફરી લગ્ન કરવા દબાણ થતું હતું, અને આ જ અરસામાં તેમની બદલી વડોદરે થયેલી. વડોદરે આવ્યા પછી દોઢેક વર્ષે સૂરજબહેન સુવાવડમાં ગુજરી ગયાં. અપુત્ર મોતીભાઈને અને ખાસ કરીને રૂપબા અને હરખાબાને માટે આ બનાવ આઘાતકારક હતો. પણ સૂરજબહેન પાછળ બાળક મૂકતાં ગયાં હતાં, તેને જોઈ સૌએ આશ્વાસન મેળવ્યું. અને પુત્રસુખની ઝંખના કરી રહેલાં હરખાબા અને રૂપબાને અનાયાસે પુત્રપ્રાપ્તિ થઈ — નમાયા બાળકને ઉછેરવાની જવાબદારી આવી પડી.

એકની એક પુત્રીનું મરણ એ ભારે દુઃખનો પ્રસંગ હતો. રૂઢિ પ્રમાણે રોવાકૂટવાનો એ અવસર ગણાય. પણ મોતીભાઈએ રૂઢિને દૂર રાખવાનો નિશ્ચય કર્યો, અને રોકકળ બંધ કરી ભાણાને ઉછેરવાના વ્યવસાયમાં પુત્રીના મરણના દુઃખને વિસારે પાડવામાં આવ્યું.

---

*આ વિષે વધુ માહિતી માટે જુઓ 'ચરોતર' ફેબ્રુઆરી ૧૯૩૩, પૃ. ૭૩ ઉપર 'ડભોઉના સ્વ. ચતુરભાઈ નાથાભાઈ પટેલ' એ લેખ અને 'ચરોતર' ફેબ્રુઆરી ૧૯૩૨ પૃ. પર ઉપર 'ડભોઉના સ્વ. ચતુરભાઈ નાથાભાઈ પટેલનું વસિયતનામું' એ લેખ.

ભાણો બાર જ દિવસનો હતો. બાર દિવસના નમાયા બાળકને ઉછેરવું એ કેટલું બધું વિકટ કામ છે તે અનુભવે જ સમજાય તેવું છે. તેને ધવરાવનાર મેળવવા હરખાબાને દોડાદોડ કરવી પડી. જે મળી આવે તેની આગળ એ નમાયા બાળકને ધરતાં. એમાં કુટુંબની માતાઓ પણ હોય, અને પાણી ભરનારી કુંભારણ, માળણ, દાતણ વેચનારી કે રસ્તો વાળનારી પણ હોય. થોડો વખત પગાર આપીને ધાવ પણ રાખેલી. બે વર્ષ આ તપશ્ચર્યા ચાલી. અને ભાણાભાઈ ગોઠણભર થયા, એટલે સૌને ધીરજ આવી.

ભાણાભાઈ માટે મોતીભાઈના ઘરમાં મમતા અને આસક્તિનું વાતાવરણ એટલું જામ્યું હતું કે એની પાછળ રહેલી દૃષ્ટિ ન જાણનાર કે સમજનારને એ વધારે પડતું લાગે. પણ માબાપ – અપુત્ર માબાપ – ને સહજ એવી એ મમતાની પાછળ શિક્ષક અને સેવક મોતીભાઈની ભાવના કામ કરતી હતી. અને મોતીભાઈની ભાવના સાથે હરખાબા અને રૂપબાની ભાવના ભળતી હતી. સૌ ભાણાભાઈની મારફતે પોતાની ભાવનાનો સાક્ષાત્કાર કરવા મથતાં.

ભાણાભાઈ પાંચ વર્ષના થયા, ત્યારે રિવાજ મુજબ તેમની બાધા ઉતરાવવાનો પ્રસંગ આવ્યો. સુધારક મોતીભાઈ એ રિવાજને માન આપે નહિ, અને ધાર્મિક હરખાબા એને અપૂર્વ ભાવથી ઊજવવા ઇચ્છે. મોતીભાઈએ માતુશ્રીની ઇચ્છાને માન આપવાનું સ્વીકાર્યું. ભાણાભાઈને લઈ મથુરા ચાલ્યા. જમનાજીને તીરે બાધા ઉતરાવી. પ્રસંગ મોટો હતો. મરજાદી હરખાબાએ ઠાકોરજીને માટે ઉત્સવની સામગ્રી ઉદાર દિલે ( રૂ. ત્રણસોની ) આપી હતી. મંદિરમાંથી પ્રસાદના કંડિયા આવ્યા. ચોબાજીને ઘેર તે દિવસે બાપની વરસીનું જમણ થતું હતું. તે કહે, 'પ્રસાદ વરસીને માટે આપી દો.' મોતીભાઈ કહે, 'પ્રસાદ ઠાકોરજી માટે કર્યો હતો. વરસીમાં આપવાનું બંધન નહોતું. મારે ફાવશે તે ઉપયોગ કરીશ.' એમ કહી કંડિયા મુકાવ્યા ગાડીમાં અને એ તો ઊપડ્યા ગામડાંમાં. ગામડામાં જાય, નિશાળ શોધી કાઢે અને પ્રસાદ વહેંચે. પછી બીજે ગામ ગાડી દોડાવે અને ત્યાં પણ એ જ પ્રમાણે કરે. એમ બધો પ્રસાદ વહેંચી રાજી થતા આવ્યા. હરખાબાનો ધર્મ સાચવ્યો અને પોતાનો પણ સાચવ્યો !

ભાણુભાઈ વસો અને મોતીભાઈ વડોદરા. મોતીભાઈ વસો જાય ત્યારે જ ભાણુભાઈને મળી શકાય. વડોદરામાં કોઈ સારી ચીજ જુએ ને ભાણુભાઈ યાદ આવે. તરત જ ચીજ ખરીદી રસ્તામાં જે બાળક મળે તેને આપી દે અને ભાણુભાઈને તે પહોંચશે એમ માની આનંદ અનુભવે. કહે છે કે ભાણુભાઈને ફૂલ બહુ ગમતાં, તેથી મોતીભાઈ અવારનવાર ભાણુભાઈને ગમતાં ફૂલ ખરીદી રસ્તે જતાં બાળકોને આપતા. અને ઘેર વસો જઈ એ વિષે વાત કરતા તો એ જ ફૂલ ભાણુભાઈને કોઈએ આપ્યું હોય એવું કેટલીક વાર બનતું !

એક વખત વસોથી વડોદરે આવતાં ગાડીમાં ભાણુભાઈએ ચવાણું ખાવાની ઇચ્છા દર્શાવી. મોતીભાઈએ ચવાણું લઈ આપ્યું, અને ડબામાં બેઠેલાં બીજાં બાળકોને એકઠાં કરી તેમની વચ્ચે પડીકું મૂક્યું. ડબામાં આનંદ અને આશ્ચર્ય છવાયાં. બાળકોએ મઝા કરી અને મોતીભાઈએ — અપુત્ર — મોતીભાઈએ પુત્રસુખ અનુભવ્યું.

આ અરસામાં વસોમાં નવી ગુજરાતી શાળા શરૂ થઈ હતી, અને કિન્ડરગાર્ટન અને મૉન્ટેસોરીના સિદ્ધાન્તોનું વાતાવરણ મોતીભાઈના મિત્રમંડળમાં અપૂર્વ ઉત્સાહ પ્રેરી રહ્યું હતું. એ વાતાવરણનો બધો લાભ ભાણુભાઈને મળવા લાગ્યો. જે રમકડાં કિન્ડરગાર્ટન વર્ગને માટે આવે તે ભાણુભાઈને માટે પણ આવે. એ રમકડાંનો ઉપયોગ કરવા અને ભાણુભાઈને સાચવવા ખાસ શિક્ષક રોકવામાં આવ્યો અને મોતીભાઈના ઊંચામાં ઊંચા આદર્શો પ્રમાણે ભાણુભાઈને ઉછેરવાની યોજના થઈ.

પણ ભાણુભાઈ પગભર થયા એટલે તેમના પિતાને ઘેર તેમને બોલાવી લેવામાં આવ્યા, અને તેમને આદર્શ શિક્ષણ આપવાના મોતીભાઈના પ્રયત્નો થોડાં વર્ષો માટે પડતા મુકાયા. પણ મોતીભાઈની નજર ભાણુભાઈ ઉપર જ હતી. તેમને વિષે તે સર્વ માહિતી મેળવતા રહેતા. તે ઉપરથી સમજાતું કે નમાયા ભાણુભાઈ ઉપર તેમના પિતાના કુટુંબમાં સૌ લાગણી વરસાવતું અને માતાની ખોટ તેમને ન જણાય તે માટે પ્રયત્ન કરતું. પણ ભાણુભાઈને તેથી સુખ થતું નહિ. તેથી એક વખત ઉત્તર હિંદને પ્રવાસે જવાનું થતાં રસ્તામાં તેમના કાકાને ત્યાં લખનૌમાં તેમને મૂકવામાં આવ્યા હતા. ત્યાં શિક્ષણ માટે ખાસ શિક્ષક રોકવામાં આવ્યો હતો. તે શિક્ષક

સાથે મોતીભાઈએ પત્રવ્યવહાર શરૂ કર્યો હતો અને ભાણુભાઈના શિક્ષણની વિગતવાર માહિતી તે મેળવતા રહ્યા હતા અને જરૂરી સૂચનાઓ આપતા રહ્યા હતા. પાછળથી પોતાને વડોદરામાં કાયમ રહેવાનું થતાં ભાણુભાઈને પોતાની દેખરેખ નીચે શિક્ષણ મળે તે માટે તેમને પોતાને ત્યાં બોલાવી રાખ્યા હતા, અને તેમના સ્વભાવ અને શિક્ષણના પ્રશ્નોનું અવલોકન કરવા માંડયું હતું. એક વર્ષના અવલોકન પછી તે વિષે ઉપરની નોંધને છેડે નીચે પ્રમાણે નોંધ કરી હતી :

"ચિ. ભાણુભાઈનો અભ્યાસ નિયમિત થયો છે. વાંચવા ઉપર જેટલો ભાવ છે તેટલો લખવા ઉપર નથી. 'ચિત્ર અને સંગીત' તરફ દૃષ્ટિ જતી જ નથી. તેમના સ્વભાવ ઉપર તો કાબુ બિલકુલ આવતો નથી. તેમના માટે જુદી નોંધ રાખવાથી પ્રસંગો સમજાશે."

## ૮

# ભાણુભાઈનું શિક્ષણ—?

(૧૯૨૪ થી ૧૯૨૫)

જાહેર પ્રવૃત્તિઓ વિવિધ દિશામાં અને વિવિધ સ્થળે વેગથી પ્રગતિ કરી રહી હતી, તે સાથે મોતીભાઈના ઘરમાં ભાણુભાઈનું શિક્ષણ મોતીભાઈની દેખરેખ અને દોરવણી સાથે ધીમે પણ નિશ્ચિત રીતે આગળ વધી રહ્યું હતું. એ કામને મોતીભાઈએ જાહેર પ્રવૃત્તિઓ જેટલું જ, તેથી પણ વિશેષ, મહત્ત્વનું માન્યું હતું, અને તે માટે તે સદા જાગ્રત હતા. પોતાના જીવન કરતાં પણ ભાણુભાઈના જીવનને તે વધુ કીમતી ગણતા હતા, અને તેને ઉન્નત બનાવવા પોતાનાં સર્વ શક્તિ અને સાધનો ખર્ચવા ઇંતેજાર હતા.

ભાણુભાઈ મોતીભાઈને માટે મોટી કસોટીરૂપ નીવડ્યા. બીજા વિદ્યાર્થીઓને મદદ કરવામાં તેમને ખાસ મુશ્કેલીઓ નડતી નહોતી. નડતી તો તેનો નિકાલ કરી શકતા. પણ પોતાના જ બાળકને પોતાના આદર્શો પ્રમાણે ખીલવવાની તેમને આ પહેલી જ તક હતી, અને તેમણે નહિ ધારેલી એવી વસમી એ તક નીવડી. એમાં તેમની કેવી કસોટી થતી, તે કેવા પ્રયત્નો કરતા, એનું શું પરિણામ આવતું, વગેરે કોઈ પણ માબાપ, ને શિક્ષકને તેમ જ બાળકોના હિતમાં રસ ધરાવનારને બોધ આપે તેવું છે. એની મોતીભાઈએ વિગતવાર નોંધો રાખેલી છે. તેમાંથી ભાણુભાઈના શિક્ષણ માટે થતા પ્રયત્નોના વિગતવાર હેવાલ મળે છે. તેમાંથી થોડાક નમૂના અત્રે આપીશું:—

વડોદરા, તા. ૫–૯–'૨૪

ચિ. ભાણુભાઈની કેળવણી તરફ છેલ્લા પંદર માસથી મારું ધ્યાન ખેંચાયું છે અને બીજી પ્રવૃત્તિઓ તરફ થોડુંક દુર્લક્ષ કરીને પણ આ માટે મેં વખત મેળવવા પ્રયત્ન કર્યો છે. ફતેહ કેવી અને કેટલી મળી છે વા મળશે તે પ્રશ્ન મહત્ત્વનો નથી. પ્રયત્ન કેવા અને

કેટલા થયા છે તે પ્રશ્ન તો ખાસ મહત્ત્વનો હોવાથી તેની ખાસ નોંધ રાખવા નક્કી કર્યું છે.

લખનૌથી પાછા બોલાવી વિદ્યાભ્યાસ માટે વડોદરામાં રાખવામાં 'કેળવણી' મારી સીધી દેખરેખ નીચે ચાલે અને સ્વતંત્રતાના અને પવિત્રતાના ઉચ્ચ વાતાવરણમાં તે ઊછરે, એ જ મારો હેતુ હતો. લખનૌ બધું વાતાવરણ — શાળાનું અને ઘરનું — ભયનું હતું. શાળામાં અને ઘર આગળ શિક્ષક માયાથી કામ લેતાં શીખ્યા જ નહોતા. ચિ. ભાણાભાઈ સંકોચથી જ બધો વ્યવહાર ચલાવતા. ખાધાપીધાનું, કપડાંલત્તાંનું, જોવા કરવાનું પૂરેપૂરું જોઈએ તેવું મળતું, વગર માગ્યે મળતું. વડોદરામાં મારી પાસે મળે તે કરતાં વિશેષ મળતું, પણ પાંજરામાં પૂરેલા વાઘને પુષ્કળ ખોરાક અને અનુકૂળતા મળે તેના જેવું એ બધું હતું. બાળકેળવણીમાં જે એક વસ્તુ ખાસ અગત્યની છે તે — સ્વતંત્રતાનું અને પ્રેમનું વાતાવરણ — ત્યાં નહોતું. આમ હોવામાં (હૃદયનો) દોષ નહોતો. કેળવણીના વિષયના મુખ્ય સિદ્ધાન્તોનું અજ્ઞાન એ જ કારણ હતું. લખનૌમાં શિક્ષણના વિષયોનો પાયો નંખાયો હતો. અંગ્રેજી ઠીક થયું હતું. હિંદીનું જ્ઞાન પણ સારું થયું હતું. ગણિત અને અક્ષર માટે પણ સારા પ્રયત્ન થયા હતા. પરીક્ષાના ધોરણે અભ્યાસ ઓછો નહોતો. શીખનારને ભવિષ્યમાં રસ ઉત્પન્ન થાય તેમ કામ લેવાયું નહોતું. જે થયું હતું તે ધાકથી જ થયું હતું. એકંદર રીતે અભ્યાસથી મને સંતોષ હતો.

વસો આવ્યા પછી શિક્ષણનું કામ મેં હાથમાં લીધું. ગુજરાતી વિષય નવેસરથી કરાવવાનો હતો, વાચન ચાલે તેવું હતું પણ શબ્દાર્થ કાચા હતા. લેખન તો એટલું બધું કાચું કે સોળ માસને અંતે પણ હજી શબ્દો છૂટા પાડતાં નથી જ આવડતું. ઇતિહાસ ભૂગોળની તો શરૂઆત કરવાની હતી. સામાન્ય જ્ઞાન તો 'પ્રશ્નોત્તર'થી જ આપવાનું, એટલે તે દરરોજ ચાલુ રહેતું. અંગ્રેજી વાંચન ઠીક હતું પણ પાઠમાળા નવેસર શરૂ કરવાની હતી. ગણિત અત્રેના ધોરણે વધારે કરવાનું હતું. આ બધું કરવાનું અને સાથે સાથે શરીરવિકાસ તથા સંસ્કારજાગ્રતિ તરફ પુષ્કળ લક્ષ આપવાનું. એટલે વડોદરે ૧૯૨૩ના જૂન માસમાં આવી બ્રેન્ચ સ્કૂલમાં ધોરણ ૨માં તેને દાખલ કરાવવામાં આવ્યો. પંદરેક દિવસ કામ જોયા ઉપરથી મારી

ખાતરી થઈ કે, એક ધોરણુ ઓછું થાય તો સ્વાશ્રયનો ગુણુ ખીલશે, અને ભણુવામાં ઉમંગ આવશે. એટલે ઑગસ્ટ માસમાં ધોરણુ ૧લામાં દાખલ કર્યો. અને રમતાં રમતાં અભ્યાસ પૂરો થઈ શક્યો. ગુજરાતી ભાષા, અક્ષર, ચિત્ર, કવિતા, કસરત, સંગીત એ વિષયોમાં કચાશ રહી. અક્ષર માટે આખું વર્ષ શિક્ષકની ગોઠવણુ કરી. ધીમેથી લખવાથી અક્ષર સુધર્યા. મરોડ સુધર્યો. પણુ ઝડપ આવી નહિ. અને ઝડપથી લખેલા અક્ષર સુધર્યા નહિ, એટલે દિવાળી સુધી આ શિક્ષકને ચાલુ રાખ્યા.

મો. ન. અમીન

વડોદરા, તા. ૫-૧૧-'૨૪

હવે અક્ષર લખવાનું કામ મારે જાતે કરી લેવું અને શિક્ષકને બંધ કરવો. ગુજરાતી ભાષાની જુદા જુદા રાગની થોડીક કવિતાનો મુખપાઠ કરાવવો. એટલે શબ્દભંડોળ વધશે અને નવા રાગ પણુ શીખશે. કસરતનાં સાધનો — મગદળ વગેરે — લાવવાં, અને 'પૅરેલલ બાર્સ' વગેરેની ગોઠવણુ પણુ કરવી. બની શકે તો ચિત્રશિક્ષકની મદદ લેવી, અને વ્યાકરણુ વગેરે જે નવું જ શીખવાનું છે તે નિયમિત રીતે થોડું થોડું દરરોજ શીખવવાનું ચાલુ રાખવું અને સ્વાશ્રયને ધોરણે દરરોજનો અભ્યાસ પોતાની મેળે કરી લે તેવી યોજના કરવી. આ પ્રમાણે અભ્યાસ સંબંધીનો કાર્યક્રમ નવા સત્ર માટે વિચાર્યો છે. તેમના સ્વભાવ ઉપર કાબૂ હવે આવતો હોય તેમ સમજાય છે. ઘણી વખત આનંદથી કામ કરે છે, ત્યારે સારું કામ કરે છે. સ્વભાવમાં નવીન વસ્તુનો મોહ બહુ મોટા પ્રમાણમાં છે. એક વખત માગે તેટલી વસ્તુઓ આપીને મોહ ઓછો કરવો એવો પ્રયોગ કરવો. દિવાળી ઉપર દારૂખાનું તેમની ઇચ્છા પ્રમાણે આપવામાં આવ્યું એટલે દિવસો બધા જ આનંદમાં ગાળ્યા. ખાવાપીવામાં, નાહવા ધોવામાં, અને રમવા કરવામાં બધું જ કામ આનંદમાં ચાલ્યું. આ ઉપરથી વડોદરામાં બીજા એકબે પ્રયોગ કરી જોવા યોજના રાખી છે. બાલસ્વભાવ પારખવો અને બાલહઠ ઉપર જીત મેળવવી એ સહેલું નથી. એક વ્યક્તિ બીજી વ્યક્તિથી કેવળ ભિન્ન છે. એટલે જ્યાં અનુકૂળતા હોય ત્યાં તો કેળવણી આપવાની પદ્ધતિ પણુ દરેક માટે પૃથક્ પૃથક્ હોવી જોઈએ.

કપડાંની, પુસ્તકોની, રમતોનાં સાધનોની, માસિકોના લવાજમની અને દરરોજના પોતાના કામકાજની નોંધ ચિ. ભાણુભાઈ રાખે તેવા પ્રયત્ન કરવા. પોતાના ખર્ચનો હિસાબ પોતે રાખે અને એ રીતે નામું લખતાં શીખે તો મોટી ઉમ્મરે એ ગુણ કામ લાગશે. રવિવારે મિત્રોને એક કાગળ લખે એટલે પત્રવ્યવહાર કરતાં શીખે. પોતાનું પુસ્તકાલય વધારતા જાય, પણ તેની વ્યવસ્થા સાર્વજનિક પુસ્તકાલયોના ધોરણે થાય એટલે વ્યવસ્થાનું અને વહીવટનું કામ આવડે. આ પ્રકારની ઘણી યોજનાઓ કરવાની છે. પણ કેટલું થાય છે વા થઈ શકે છે તે માર્ચ આખરે જણાય.

**મો. ન. અમીન**

વડોદરા, તા. ૫–૪–'૨૫

માર્ચ માસ આવ્યો અને પ્રગતિ કંઈ જ નથી થઈ શકી તે જોયું. બીજા સત્રમાં અભ્યાસ તરફ લક્ષ આપવા પૂરતો અવકાશ જ ન મળ્યો. પરિણામે કાચા વિષયો — વ્યાકરણ, શુદ્ધ લેખન, કાવ્ય તરફ ભાવ, વગેરેનું શિક્ષણ તથા સ્વાશ્રય અને વ્યવસ્થાના ધોરણે કામ કરવાની યોજનાઓનો અમલ, વગેરે કંઈ થઈ શક્યું નથી. સ્વભાવ ઉપર કાબૂ પણ હજી આવ્યો નથી. નવી વસ્તુનો મોહ જેવો ને તેવો છે. ઉતાવળિયો સ્વભાવ – ધીરજની ખામી એ તેમનું ખાસ લક્ષણ છે. ખર્ચની પરવા નથી. દયાના અને નિમકહલાલપણાના ગુણ હજી ખીલ્યા જ નથી. સ્વાર્થ, એકલપેટાપણું, વગેરે અવગુણો વિશેષ પ્રમાણમાં જણાય છે. સહેજ બાબતમાં રિસાવાનું અને ઠપકો મળતાં રડી પડવાનું સ્વાભાવિક થઈ પડ્યું છે. ખાતાં પજવણી વધી છે. બજારનું ખાવાની ટેવ એ એક મોટું કારણ છે.

આ બધું છે, છતાં સારા ગુણોનો અભાવ નથી. અભ્યાસ ઉપર દેખરેખ રહે તો રમતાં રમતાં તે કરી શકે છે. પાઠ્યપુસ્તકો સિવાયનું વાચન વિશાળ છે. જિજ્ઞાસા પાર વિનાની છે. વિજ્ઞાનના વિષય તરફ ખાસ વલણ છે. આનંદમાં હોય તો હરકોઈ કામ હોંસે હોંસે કરે છે. પ્રવાસનો ખાસ શોખ છે. મુસાફરીમાં ખાસ પજવણી હોતી નથી. સ્વભાવ ઉપર અંકુશ મૂકતાં — આત્મસંયમનો અનુભવ કરતાં — જો શીખી શકે, તો પછી ફક્ત સ્વાશ્રયનો ગુણ ખીલવવા

તરફ લક્ષ આપવાનું રહે. આત્મશિક્ષણ — સ્વશિક્ષણ — નો મને અનુભવ છે. ચંચળ વૃત્તિવાળા બાળકના સ્વભાવનો અભ્યાસ કરી, માયાથી કામ લઈ, બાળકેળવણીનો પ્રયોગ સફળ ઉતારવાનો અનુભવ મારે હજી હવે લેવાનો છે. આશા તો રાખું છું કે સતત ઉદ્યોગ, ખંત અને ઉત્સાહથી કામ લઈશ એટલે ફતેહ વહેલી મોડી પણ મળશે જ. આ બાળકેળવણીના પ્રયોગનું એક સુંદર પરિણામ એ આવ્યું કે, મારામાં ગુસ્સાની દબાઈ રહેલી લાગણી કેટલી બધી છે અને સાચી શાન્તિ સાચવી રાખવાની શક્તિ કેટલી ઓછી છે તેનું માપ નીકળી શકશે. જેથી પરશિક્ષણ સાથે સ્વશિક્ષણ મેળવવાનું બનશે. ગુસ્સે થવાનું કારણ હોય છતાં ગુસ્સો ન આવે, ત્યારે જ શાન્તિ, સાચી શાન્તિ આવી કહેવાય. મારામાં ગુસ્સાનો આવેશ છે એ હવે હું જાણી શક્યો છું. ચિ. ભાણાભાઈમાં તે વિશેષ પ્રમાણમાં છે. તેમનામાં ગુસ્સા કરતાં રીસ વધારે પ્રમાણમાં છે. નાનાં છોકરાંમાં ‘રીસ’ (આસક્તિના કારણે) અને મોટાં માણસોમાં ‘ગુસ્સો’ એ બન્ને એક તો નહિ હોય?

**મોતીભાઈ ન. અમીન**

વડોદરા, તા. ૨૦–૪–’૨૫

શાળાના શિક્ષણ કરતાં નવાં નવાં સ્થળો જોવામાં અને સારા સહવાસમાં ચિ. ભાણાભાઈને વિશેષ લાભ થશે એમ ખાતરી હોવાથી, કર્નાળી, દહેગામ, દ્વારકા, ગણદેવી અને મુંબઈ એ સ્થળોએ શાળાના દિવસોમાં પણ હું તેમને મારી સાથે ડિસ્ટ્રિક્ટમાં લઈ ગયો હતો. આ યોજનાથી તેમને જોવા જાણવાનું તો ઘણું જ મળ્યું, પણ અભ્યાસની — દરરોજના નિયમિત અભ્યાસની — વૃત્તિ કદાચ શિથિલ થતી હોય એમ સમજાયું. મુસાફરીમાં દરરોજ એકબે કલાક શાળાના વિષયો તૈયાર કરવાનું સ્વીકારાય તો હરકત ન જ આવે, પણ સ્થાન વખતોવખત બદલાવાથી અને અનિયમિતપણે કામ થવાથી યોજના નિષ્ફળ નીવડી છે, એમ હું માનું છું. સામાન્ય જ્ઞાન અને વિધવિધ સ્થળો અને ત્યાંના માણસોના સમાગમથી મળતો અનુભવ પુષ્કળ વધે છે, પણ ચિત્તની સ્થિરતા, (શાળાના) અભ્યાસમાં એકાગ્રતા, બધા વિષયો તરફ એકસરખું લક્ષ — વગેરે સાધી શકાતાં નથી. માટે ખાસ પરિષદ વા અન્ય પ્રસંગનો લાભ મળે તેવા પ્રસંગ

સિવાય શાળાના દિવસોમાં ચિ. ભાણુભાઈને બહારગામ ન લઈ જવા જોઈએ.

સ્વાશ્રય અને આત્મસંયમ એ બે ગુણોનો ભાણુભાઈમાં ખાસ અભાવ છે. પહેલાંના કરતાં સ્વાશ્રયના ગુણમાં વિશેષ પ્રગતિ જોવામાં આવે છે. પણ તે કોઈ પણ પ્રકારે સંતોષકારક લેખાય તેમ નથી. 'આત્મસંયમ'ના પાઠની તો હજી શરૂઆત પણ નથી થઈ. સ્વભાવનું જે કંઈ નિરીક્ષણ હાલ સુધીમાં હું કરી શક્યો છું તે જોતાં, તેમની ઇચ્છાને અનુકૂળ થઈને વા સખ્તાઈથી કામ લઈને તેમને આજ્ઞાધારક અને નિયમિત બનાવી શકાય. પણ સખ્તાઈથી કામ લેવા જતાં 'ડોળ' આવે. હૃદય ઉપર જીત તો ન જ મેળવાય. એટલે છેવટે વિપરીત પરિણામ આવે.. માટે સખ્તાઈનો ટૂંકો રસ્તો છોડી દઈને સમજૂત, પ્રેમ અને ધીમાશથી કામ લેવાનો લાંબો અને કોઈ કોઈ વખત તો અશક્ય ગણાતો જ રસ્તો મારે લેવાનો રહ્યો. આમાં ચિ. ભાણુભાઈના સ્વભાવ કરતાં મારી ધીરજની અને સહનશક્તિની ખરી કસોટી થશે. કર્તવ્ય અને પ્રેમભાવ એ બન્ને દૃષ્ટિથી કામ કરવાનું હોવાથી ફતેહ મળવાની આશા તો રાખું છું. દરરોજના દોષો નોંધતા રહેવું. સુધારવાના ઉપાયનો દરરોજ વિચાર કરવો, બીજી કોઈ પણ પ્રવૃત્તિ કરતાં આ બાબત તરફ વિશેષ લક્ષ આપવું, એટલે ઈશ્વર જરૂર સહાય થશે એવી શ્રદ્ધા રાખું છું.

**મો. ન. અમીન**

વડોદરા, તા. ૩૦–૪–'૨૫

શાળાનું કામ સ્થિર થતું જાય છે. ઘેર કરવાનું કામ — લખવાનું અને વાંચવાનું — થવા માંડ્યું છે. દરરોજનું કામ હવે નિયમિત થાય છે, એટલે અભ્યાસ તરફ વૃત્તિ વળતી જાય છે. બહારનું વાંચન પણ ચાલતું રહે છે. હાલ તો ઍરેબિયન નાઈટ્સ વાંચવાનું શરૂ કર્યું છે. ઘણા જ રસથી અને ઘણા જ લાંબા વખત સુધી વાંચ્યા કરે છે. હવે ઉનાળાની રજા પડવાની એટલે અભ્યાસ સંબંધી ખાસ વિચાર કરવાનો રહેતો નથી. ખોરાકમાં બહુ ફરિયાદ જેવું નથી. 'પાંઉ' લેવાની યોજના થઈ, એટલે સવાર સાંજ નાસ્તાના પ્રશ્નનો નિકાલ આપોઆપ આવી ગયો. 'પાંઉ' ખોરાક તરીકે વપરાય તેમાં સનાતન

હિંદુ ધર્મ પ્રમાણે જરા વાંધાભરેલું ગણાય, બાકી તો આ વીસમી સદીમાં અંગ્રેજી ભણેલા અને શહેરોમાં રહેતા લોકોમાં એ વસ્તુ સામાન્ય થઈ પડી છે. બાલહઠને તાબે થઈ મેં આ ખોરાક દાખલ થવા દીધો છે. મારી તો ઇચ્છા ખરી કે મરજાદ પાળનાર માતુશ્રીના આશ્રય નીચે ઊછરનાર બાળક તેમના હૃદયને આઘાત પહોંચે તેવા ખોરાકનો ઉપયોગ ન કરે. પરંતુ માતુશ્રી ચિ. ભાણાભાઈને અનેક પ્રકારની છૂટ આપે છે. એટલે તેમના હૃદયની ઉદારતાને લઈને વૈષ્ણવના ઘરમાં પણ 'ડુંગળી' 'લસણ' અને 'પાંઉ' દાખલ થઈ શક્યાં છે.

આજે મારા સ્વભાવની પરીક્ષા થઈ ગઈ છે અને હું શરમ ઉપજાવે તેવી રીતે નિષ્ફળ નીવડ્યો છું. શારીરિક શિક્ષા બાળકોને ન કરવી જોઈએ, એ મારો ચોક્કસ મત છે. પવિત્ર નિયમ અને સિદ્ધાંત તરીકે હું તે પાળવા પળાવવા ઇચ્છું છું. છતાં પ્રસંગ પડચે ચિ. ભાણાભાઈને મેં બે ધોલ આજે લગાવી દીધી છે. તેમાં ગુનાની ગંભીરતા* કરતાં 'આત્મસંયમ'ની ખામીનો મારો ગંભીર દોષ હું સ્વીકારું છું. દરરોજના સામાન્ય દોષ કરતાં કંઈ જ વિશેષ નહોતું. પણ મારા સ્વભાવ ઉપરનો મારો અંકુશ જતો રહ્યો. પરિણામે શારીરિક શિક્ષા કરી. બાળહૃદયને જબરો આઘાત પહોંચાડ્યો અને પાછળથી ખૂબ પસ્તાયો. કેટલાં વર્ષે મેં આ કામ કર્યું તે કહી શકાતું નથી. પણ જિંદગીમાં આ બનાવ છેલ્લો જ હોય તો કેવું સારું ? આત્મસંયમ વાતો કરવાથી ન આવે.

**મો. ન. અમીન.**

વડોદરા, તા. ૧-૫-'૨૫

केळवणीमां स्नेहनी आवश्यकता

સુવરલ, સુખકર, નવલ હૃદય બાલ માર ન ખમશે !
ઠરે સ્નેહમાં, અફલ અવર, અન્તર દમશે !
ધીર ધારી, કષ્ટ તારી, રાત સારી, અંકુશ ગમશે ! માર૦ ટેક.

---

* ઉનાળાના દિવસોમાં ચાર દિવસ સુધી ભાણાભાઈ નાહ્યા નહોતા. તેમનાં કપડાં અને શરીર ગંદાં હતાં. એ ગુસ્સાનું કારણ હતું.

કઠોર થઈ કશું કહીએ, તરત રિસાશે, ભય સહુ નાસે;
પ્રબલ ખિજાશે, ગુણ નહિ થાશે,
પડશે અવગુણ માંહી, ન નમશે ! મારુ૦ ૧

સાખી

માનો સજ્જન સાચું, કેળવણી મોટું કામ,
યત્ન કરશો જો મોટા તો સરશે;
ઇચ્છેલું જે હોશે તે જોશો, સુખ થાશે !
સહેલ નહિ કશું સારું;
ધીમે ધીમે પ્રીતિ રીતે દોરી જતાં,
રંગમાં પ્રસન્ન વિરમશે ! મારુ૦ ૨

( 'संगीतनीति विनोद' )

મો. ન. અમીન

૯

# કેટલાંક મનોમંથનો—રામજીમંદિરનું મકાન ખરીદવાના પ્રયત્નો

(૧૯૨૩ થી ૧૯૨૫)

ભાણાભાઈના શિક્ષણની સાથે બીજા અનેક વિકટ પ્રશ્નો મોતીભાઈના સદ્‌ગુણો, આદર્શો અને સ્વભાવની કપરી કસોટી કરી રહ્યા હતા. તે સાથે સ્વામી અખંડાનંદ સાથેનો પત્રવ્યવહાર સતત ચાલુ રહ્યો હતો. તેમાં સ્વામીજી મોતીભાઈને ગરીબો, અનાથો અને પીડિતોની સેવાને જ સર્વાર્પણ કરવાનો ઉપદેશ કરતા હતા, અને હવે પેન્શન લઈ કોઈ એક યોજનામાં જ સર્વ શક્તિઓ એકાગ્ર કરવાની સલાહ આપતા હતા.

આ પત્રોમાંના નીચેના ઉલ્લેખો મોતીભાઈની આ વખતની મનોદશા સમજવામાં ઉપયોગી થાય તેવા છે:

'. . . બીજી હકીકત જે લખી છે તે એવી સુંદર સરળતા-ભરેલી છે કે તે વાંચીને બહુ આનંદ થયો. સ્વને માટે આટલી સમજણ અને સરળતા એ સેંકડોમાંથી કોઈકને જ હોય છે. . .

એ સરળતા ઇત્યાદિ જે હમણાં જ એટલી હદથી સમજાયું છે તેને લઈને તમો સાથે કાંઈક વધુ છૂટ લઈને વાત કરવાના વિચારો પણ આવ્યા છે. સેંકડોમાંથી કોઈકને હોય એવી સાદાઈ વગેરે કેટલુંક તો લાંબા સમયથી સ્પષ્ટ જોતો જ આવ્યો છું પણ . . .

તમે એક વાર ધ્યાનથી ગીતા વાંચી સમજી જાઓ તો ઠીક પડે. આ વાત લખતે લખતે ગીતાની ઉપકારકતા સ્મરણમાં તાજી થઈ મન ઊભરાય છે ને આંખો આડો જળનો પાતળો પડદો આવી ગયો છે.

એક આખો અને બહુ અગત્યનો અધ્યાત્મપ્રદેશ તમારી નજર બહાર રહી ગયો છે.

અમેરિકામાં જનારે કાંઈ નહિ તો ભૂગોળ, નકશો અને ગાઈડ-બુક વડે તો તે સ્થળ અને રસ્તા ઇત્યાદિ સંબંધી બને તેટલી સારી માહિતી મેળવવી બહુ જરૂરી છે. નહિ તો વચમાં સારાં જેવાં અનેક સ્થળોમાં અટકી થોડામાં બહુ મનાઈ જાય છે. . . .

એકાંત બાબતમાં શું સૂચવવું તે હજી સમજાતું નથી. સ્ફુરશે ત્યારે લખીશ.'

× × ×

'સ્વાર્થવૃત્તિનો સદંતર ત્યાગ અને સર્વભાવે કાર્યપરાયણતા તથા સત્તર પંદર બાબતોમાં બડેખાં બનવાની મૂર્ખ મહત્ત્વાકાંક્ષાના ત્યાગપૂર્વક એકાદ બાબતમાં જ ઊંડા ઊતરી પડવાની એકનિષ્ઠા – આ ત્રિપુટીનું ઐક્ય ન જોવામાં આવે ત્યાં સુધી બધી વાતો ફાસ-ફૂસ જેવી જ લાગ્યા કરે. આખા જગતનો ઇતિહાસ એ જ વાત કહી રહ્યો છે કે એ ત્રિપુટી જેટલી બળવાન તેટલું જ પરિણામ વધારે સંગીન અને વધારે વિસ્તૃત. કેટલીક વાર લોકોથી તે લાંબે કાળે જ દેખી – સમજી શકાય.

તમે હવે એ માર્ગે ચડી શકો તેમ છો. તમારી વૃત્તિ તમને એકાંત, વિશ્રાંતિ અને વિચારણા માટે પ્રેરી રહી છે, તે પણ એને જ માટે ઘણે ભાગે હશે. હા, ખૂબ વિચારો કરવા અને હાલના કરતાં વધારે સુંદર કરવા, ( મોંમાં પાણી આવી જાય છે ) તેમ વૃત્તિને ધકેલીને ઉથલાવી મારે એવું અને સુશક્ય પગથિયું દેખાયા સમજાયા પછી જ પગ હાલને પગથિયેથી ઉપાડવો ઘટે. પણ હવે તે વાત તમારે માટે દૂર ન હોઈ શકે.

માટે એક તરફ એ ચિંતન કરો અને બીજી તરફ હવે પૂર્ણ નિષ્કામ બનવા તરફ વિચારો દોડાવો.

ઈશ્વરકૃપાએ તમે હવે પેન્શનના હક્કદાર થઈ ચૂક્યા છો. ૫૦–૭૫ જે મળે તે બસ છે. આહારવિહારની સાદાઈની બક્ષિસ ઈશ્વરે મોટી કૃપા કરીને પ્રથમથી જ આપેલી છે. જ્ઞાતિની ( ઉન્નતિ અર્થે ) અને વિદ્યાર્થીઓને મદદ કરવા ખાતે પૈસા ગજવામાંથી ખર્ચવાનું ભલે અટકે. એક પોતાના ગજવાનો મોહ સજતાં અનેક ગજવાં તમારાં થશે જ ( તા–૨૩–૨–'૨૩ ).'

*

સ્વામી અખંડાનંદની માફક હિંદ સેવક સમાજ વાળા શ્રી. અમૃતલાલ ઠક્કર, પૂનાની મહિલા વિદ્યાપીઠના સ્થાપક પ્રો. કર્વે, મહાત્મા ગાંધીજી, વગેરેનાં દૃષ્ટાંતો મોતીભાઈની સેવાવૃત્તિને સતેજ કરી રહ્યાં હતાં, તેમની આત્મશુદ્ધિને, વિવેકબુદ્ધિને અને ભાવનાની તીવ્રતાને ખૂબ વધારી રહ્યાં હતાં, અને પ્રવૃત્તિ કરતાં પ્રવૃત્તિની ભાવના વધુ કીમતી છે, એ હકીકતની રોજ ને રોજ ખાતરી કરાવી રહ્યાં હતાં.

આમ છતાં સ્વામી અખંડાનંદ કે મહાત્મા ગાંધીજીને પગલે ચાલવાને બદલે મોતીભાઈ પોતાની પ્રવૃત્તિઓમાં જ ઊંડા ઊતરી રહ્યા હતા, અને પોતાના આદર્શો પ્રમાણે જ નવી નવી પ્રવૃત્તિઓ જમાવી રહ્યા હતા. એમ કરતાં તેમને કેવા અનુભવો થતા અને તેથી કેવું મનોમંથન થતું તેનો વિગતવાર ચિતાર 'રામજી મંદિર'ના મકાનના પ્રશ્ન બાબતની નોંધોમાંથી મળી રહે છે. તેમાંથી થોડા નમૂના જ અત્રે ટાંકીશું:

વડોદરા, તા. ૫-૧૧-'૨૪

કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર વગેરે મનુષ્યના મોટા શત્રુઓ છે. અને તેમને જીતવા એમાં જ મનુષ્યત્વ રહેલું છે. આત્મપરીક્ષા કરતાં મને સમજાય છે કે ઉપર જણાવેલા શત્રુઓને મેં સંપૂર્ણ રીતે જીત્યા નથી. તોપણ તેમાંના કોઈને અધીન થઈ આજ સુધીના મારા જીવનમાં કોઈ અયોગ્ય વિચાર, અયોગ્ય શબ્દોનો ઉચ્ચાર વા અયોગ્ય ક્રિયા થઈ હોય તેમ પણ સાંભરતું નથી. છતાં સાર્વજનિક કામો અને પરોપકારી પ્રવૃત્તિઓના સંબંધે અસંતોષ રહ્યા કરે છે, કોઈ કોઈ વખત નિરાશા પણ થાય છે અને પરિણામે મન ખિન્ન થાય છે. કાર્ય કરવું એ જ આપણું કર્તવ્ય છે. ફળ આપવું ન આપવું એ ઈશ્વરની ઇચ્છાને આધીન છે. એ સિદ્ધાંત હું સારી રીતે સમજું છું, છતાં 'અસંતોષ' અને 'નિરાશા' બન્ને મનની શાન્તિનો ભંગ કરી નાખે છે. વિચાર કરતાં એમ સમજાય છે કે હું જે કામો — સાર્વજનિક કામો — કરું છું તેમાં ફળની આશા તો રાખું છું અને ધારેલું પરિણામ ન આવે એટલે નિરાશાનું વાદળ મનને ઘેરી લે છે. ફળની આશા વિના કામ કરવું, પ્રયત્ન કરવા, એ શક્ય છે? મારે માટે

શક્ય છે? 'ફળ'નો વિચાર કરીને જ કાર્યનો આરંભ થાય છે; કાર્ય થોડાઘણા પ્રમાણમાં ધારણા પ્રમાણે થાય છે જ. પણ પરિણામ તો ધારણા પ્રમાણે ન આવે તે સ્વાભાવિક છે.

હાલનો છેવટનો એક જ પ્રશ્ન લઈએ. જ્યારથી એટલે લગભગ છ સાત વર્ષથી હું ફરીથી રામજીમંદિરમાં રહેવા આવ્યો ત્યારથી, 'રામજીમંદિર' બની શકે તો વેચાતું લઈ, છેવટે ગીરો રાખીને પણ, વિદ્યાર્થીઓને માટે બોર્ડિંગ હાઉસના રૂપમાં ફેરવી નાખવું (એવો વિચાર ચાલે છે.) જેથી જે પૂજારી હોય તેને માસિક દશપંદર રૂપિયા ખર્ચ પેટે આપતાં ઠાકોરજીની પૂજાની યોજના કાયમ રહે અને શાળા-પાઠશાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ નિશ્ચિંત રીતે અભ્યાસ કરી શકે. આ માટે બાવા સાથે, સરકાર સાથે પ્રયત્ન કરવામાં મેં કશું જ બાકી ન રાખ્યું. મકાન ખરીદવામાં રૂ. ૧૦,૦૦૦) જોઈએ તેની પણ જોગવાઈ થઈ ગઈ. સરકાર અને બાવા દ્વારા સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા ત્યારે છેવટે મકાન હરાજીમાં રૂ. ૬,૮૦૦)-માં વેચાતું પણ રાખ્યું. પણ 'માનવી પ્રયત્ન મિથ્યા કરે, ધાર્યું ધણીનું થાય.' એ નિયમે . . . આગળ બાવાની ખટપટ ચાલી શકી, અને રૂ. ૭,૦૦૦) મંદિર ઉપર કરજે ઉપાડવા પરવાનગી મળી. . . . એ બાવાને સમજાવી રૂ. ૭,૦૦૦) સરકારમાં ભરી મકાન ગીરો રાખવાનો દસ્તાવેજ કરાવી લીધો. પરિણામે વિદ્યાર્થીઓના ઉપયોગને માટે જે મંદિર ખરીદવા તજવીજ થઈ હતી તે . . . ને મોજ માણવાને માટે આપવામાં આવ્યું. આ રીતે છ છ, સાત સાત વર્ષના સતત પ્રયત્ન નિષ્ફળ જવાથી મનને આઘાત લાગ્યો. સ્વાર્થી લોકોની ખટપટ આગળ પ્રમાણિક અને સરળ માણસોના પ્રયત્ન કેવી રીતે વ્યર્થ નીવડે છે તેનું આ એક દૃષ્ટાંત છે. બાવાને પોતાને હું જેટલો લાભ અને જેટલું સુખ આપત તેટલો લાભ અને તેટલું સુખ . . . નહિ જ આપે. મંદિરનો ઉપયોગ વિદ્યાર્થીઓ જેવો અને જેટલો સારો કરે તેટલો . . . તો ન જ કરી શકે. છતાં એક વ્યક્તિના સ્વાર્થ આગળ વિદ્યાર્થીઓના હિતનું પારમાર્થિક કામ માર્યું જાય છે, એટલે નિરાશા થઈ અને તા. ૩-૧૧-'૨૪ ને સોમવારની રાત્રિ આખી ચિંતામાં જ વ્યતીત થઈ. આ પ્રકારની ચિંતાથી મુક્ત રહેવાનો ઉપાય છે?

વડોદરા, તા. ૨૦-૧૧-'૨૪

થોડા દિવસથી તારકેશ્વરમાં ભગવદ્‌ગીતાની કથા એક વિદ્વાન સંન્યાસી દરરોજ સાંજના સાડા છથી સાડા સાત સુધી કરે છે, ત્યાં મેં જવા માંડયું છે અને વિના પ્રયત્ને ગીતાજીના શ્લોકોનો ગૂઢ અર્થ સમજવાનો લાભ મળે છે તે લઉં છું. ગઈ કાલે ૧૮મા અધ્યાયના એક શ્લોકનો ભાવાર્થ સમજાવતાં વિદ્વાન કથાકારે કહ્યું કે વાસનારહિત કામ કરવાં અને ફળની અપેક્ષા રાખવી નહિ. આમ જો થઈ શકે તો ખરેખર દુઃખમાત્ર નાશ પામે.

પણ તે શક્ય છે?

આ છેવટના લગભગ બે માસથી, એટલે તા. ૩૦-૯-'૨૪ને રોજ રામજી મંદિર વિદ્યાર્થીઓને માટે વેચાતું રાખ્યું ત્યારથી, હું એ પારમાર્થિક કાર્યમાં રોકાયો છું. પણ તે વાસનાથી શરૂ થયું છે અને ફળની આશા પણ તેમાંથી હું રાખું છું, એટલે દુઃખી પણ થાઉં છું. વાસના રહિત — ફળની અપેક્ષા વિના — તો કર્મ ત્યારે જ થઈ શકે કે જ્યારે કર્મમાત્ર જીવનમાં સ્વાભાવિક બની જાય. પણ આમ થવામાં તે કર્મ સ્વ-સ્વાધીન હોય તો જ બની શકે. દૃષ્ટાંત તરીકે, મારે કોઈ વિદ્યાર્થીને રૂ. ૫૦૦) આપવા હોય તો હું ફળની અપેક્ષા રાખ્યા સિવાય પણ મારા રૂપિયા આપી શકું. પરંતુ બીજાઓ પાસેથી મદદ મેળવીને અમુક મુદતમાં તે વિદ્યાર્થીને રૂપિયા આપવાના હોય તો મારે પ્રયત્ન કરવાનો જ રહ્યો અને તેમાં વાસના અને ફળ એ બંનેનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે. ટૂંકામાં, વાસના અને ફળ એ બંનેનો ત્યાગ કરી વ્યાવહારિક કાર્યો — સ્વાર્થનાં વા પરમાર્થનાં થઈ શકે નહિ એમ મારું માનવું છે. જે કંઈ શક્ય છે તે એ જ કે શુદ્ધ હેતુથી કર્મ કરવાં, પણ ફળ ધાર્યા પ્રમાણે ન મળે તો નિરાશ નહિ થતાં, ઈશ્વરની મરજી ઉપર ફળ પ્રાપ્ત થવું વા પ્રાપ્ત ન થવું એ આધાર રાખે છે એમ વિચારી સંતોષ માનવો, કારણ કે ઈશ્વર પ્રાણીમાત્રનું ભલું અનેક રીતે કરે છે. ઘણી વખત કર્મનું ધાર્યું ફળ આપીને અને કેટલીક વખત કર્મનું ધારેલું ફળ લઈ લઈને પણ આપણું હિત કરે છે. કોઈ કોઈ વખત અનેક પ્રકારના અનુભવ કરાવીને, ફળપ્રાપ્તિના માર્ગમાં ભારેમાં ભારે મુશ્કેલીઓ ખડી કરીને, આપણી કસોટી કરીને, યોગ્યતા સિદ્ધ થતાં ફળ આપે છે.

એટલે ફળની આશા ભલે રાખવામાં આવે, પણ તે જો ન મળે તો તેને ન મળવામાં પણ ઈશ્વરે આપણું વિશેષ હિત વિચાર્યું હશે એમ વિચારી મનનું સમાધાન કરવું અને નિરાશ થઈ કર્મમાત્ર છોડી દેવાને બદલે બેવડા જોરથી નવીન પારમાર્થિક કાર્યોમાં ઝંપલાવવું, વા એ અને એ કાર્યોમાં મંડ્યા રહેવું. મનુષ્ય આ પ્રમાણે પ્રયત્ન કરે તો વાસના અને ફળની અપેક્ષા રાખવા છતાં તે પોતાનું જીવન ઉન્નત બનાવી શકશે.

આ સિદ્ધાંત સમજીને જ રામજીમંદિરના પ્રશ્નમાં હું આ બે માસથી સતત પ્રયત્ન કર્યા કરું છું. ફળની આશાએ અને વાસના રાખીને જ કાર્યનો આરંભ કરેલો. ફક્ત વિદ્યાર્થીઓનું હિત સાધવું, નિઃસ્વાર્થ રીતે સાધવું, શરીરનો આરામ, મનની શાંતિ અને દ્રવ્યના ભોગે પણ આ પ્રકારનું હિત સાધવું એવો સંકલ્પ છે. એટલે કર્મનું ફળ તો ઇચ્છું છું જ, પણ નીતિના કોઈ સિદ્ધાંતનો ભોગ આપ્યા વિના ફળની ઇચ્છા રાખું છું. માટે બાવાને સમજાવવામાં . . . . એ રૂ. ૨૦૦) માગ્યા તે ન આપ્યા, . . . . એ હરાજી મંજૂર થાય તેવી યુક્તિ કરી આપવા બદલ લાંચ માગી તે ન આપી, અને બાવાના વકીલને ખાનગી રીતે સમજાવવા માટે કોઈ પણ પ્રકારનો પ્રયત્ન ન કર્યો. વિદ્યાર્થીઓ માટે મંદિર લેવું તો છે જ પણ પાપ કરીને નહિ જ. આ નીતિને લઈને જ મંદિર વિદ્યાર્થીઓ માટે મળે વા ન મળે એ સ્થિતિ પ્રાપ્ત થઈ. **पाप करीने पुण्य थई शकतुं नथी, ए मारुं जीवनसूत्र छे.** મારી કોઈ યોજનામાં આ સૂત્રનો ભંગ મેં થવા દીધો નથી. છતાં મને સર્વત્ર વિજય જ મળ્યો છે.

મંદિરની બાબતમાં પણ . . . એ ખટપટ કરી, બાવાને પક્ષમાં લઈ, મારી યોજના નિષ્ફળ નીવડે તેવા પ્રયત્ન કરવામાં બાકી નથી રાખ્યું. છતાં મને શ્રદ્ધા છે કે સરકારની સીધી દરમ્યાનગીરીથી મંદિર છેવટે વિદ્યાર્થીઓને માટે મળશે. નામદાર દીવાન સાહેબ પાસે, બોર્ડિંગ માટે આ મકાન પંચક્યાસ કરાવી સાર્વજનિક સંસ્થાને માટે કિંમત લઈ અપાવવા, ડેપ્યુટેશન લઈ જઈને પણ છેલ્લો પ્રયત્ન કરવામાં આવશે અને આ બધા પ્રયત્નમાં નિષ્ફળ નીવડું તો પછી કોઈ અનુકૂળ મકાન દશ વર્ષને પટે રાખી, બોર્ડિંગ માટે મળેલી

રૂ. ૪,૦૦૦) વા રૂ. ૬,૮૦૦)ની રકમમાંથી ખોટ ખમી, વિદ્યાર્થીઓને રહેવાની અનુકૂળતા કરી આપવી. અને જે યોજના દશ વર્ષ સુધી સારી રીતે ચાલે તે માટે પછી કામ કરનાર અને નાણાંની મદદ આપનાર બંને જરૂર આવી મળશે જ. જેથી યોજના ઉપયોગી હશે અને પ્રયોગ સફળ જણાશે તો તે કાયમની જ થઈ જશે. સાર્વજનિક કામોમાં મંડ્યા રહેવાથી અને ઊંચામાં ઊંચી નીતિનું પાલન કરવાથી મારા જેવાને ઇશ્વર કેવી રીતે કસી જુએ છે, તેનું આ એક સુંદર દૃષ્ટાંત છે.

વડોદરા, તા. ૧૮-૧૧-'૨૫

રામજીમંદિર વિદ્યાર્થીઓ માટે મેળવવામાં કેવા કેવા અનુભવો થાય છે તેનો ખ્યાલ બીજા કોઇને આવી શકે તેમ નથી. એકમાણસ ઢોંગથી, લાંચથી, વકીલોના દાવપેચથી અને ખટપટિયા સ્વાર્થી લોકોની અયોગ્ય અને નીચ સલાહથી કેવાં પાપ કરી શકે છે તેનું આબેહૂબ દૃષ્ટાંત રામજીમંદિરનો હાલનો બાવો . . . . પૂરું પાડે છે. . . . મહારાજને ફક્ત બે ચેલા હતા. આ બન્ને ચેલા મરી ગયા. એટલે હાલના મહારાજ . . . . મહારાજના ત્રીજા ચેલા તરીકે ખટપટ કરી મંદિરના કબજેદાર ઠર્યા. આ મંદિર સાથે ૩૦ વર્ષ કરતાં વધારે મુદતથી તો મને પોતાને અંગત સંબંધ છે. . . . . જીવતાં કોઈ વખત હાલના બાવાજીનાં કદી દર્શન થયાં નથી, કે નામ પણ સાંભળ્યું નથી. છતાં લાંચથી કે ખટપટથી, ખોટા સાક્ષી પુરાવા આપીને કે બનાવટી કાગળો રજૂ કરીને, ટૂંકામાં, કોઈ પણ રીતની ખોટી, બિનપાયાદાર હકીકત રજૂ કરી આ મંદિરનો કબજો મેળવી શક્યા. આ હાલના મહારાજનું પહેલું અને મોટું પાપ.

ત્યાર પછી આ મંદિરને દુરસ્ત કરાવવાને તથા વધારીને મોટું કરાવવાને . . . એ એક વાણિયાને ત્યાંથી, પોતે જામીન થઈને રૂ. ૩,૦૦૦) બાવા . . . . ને રજિસ્ટર દસ્તાવેજથી મંદિર ગીરો મૂકી અપાવેલા. આ રૂપિયાની ઉઘરાણી થતાં તેણે રૂપિયા આપવાની ચોખ્ખી ના પાડી. અને જે નિકાલ રૂ. ૪,૦૦૦)થી ખાનગી મેળે થઈ શકત તે રૂ. ૭,૦૦૦)થી મંદિર હરાજીમાં મુકાવી સરકારી રીતે કરાવ્યો. જે રકમને લીધે હાલનું મકાન ઊભું રહ્યું છે, અને જેમાં

રા. રા. . . . એ નિઃસ્વાર્થ વૃત્તિથી જામીનગીરી કરી છે અને જે દસ્તાવેજ નોંધાયેલા પુરાવાની બાબત છે તેનો ઇન્કાર કરવામાં બાવાજીને આંચકો ન આવ્યો. તે એનું બીજું પાપ.

મકાન હરાજીમાં વેચાયું. . . . ને ત્યાંથી રૂ. ૭૦૦૦) ઉપાડી લાવી હરાજી રદ કરાવી. પણ તે રકમ ઉપાડવામાં કબજાગીરો હક્કથી મકાન રજિસ્ટર્ડ દસ્તાવેજથી લખી આપ્યું. એટલે મકાનનું ભાડું લેવાનો તેનો હક્ક ગયો. એમ છતાં, મંદિરના કામનો છેવટનો નિકાલ થતા સુધી રૂપિયા જોખમમાં છે એમ સમજ્યા છતાં, બાવાજીને હેરાનગતિ ભોગવવી ન પડે અને હાલ તકરાર ન કરવી પડે તેની ખાતર દર માસે રૂ. ૩૦) નિયમિત મેં આપ્યા. અને જ્યારે ગયા સપ્ટેમ્બર માસથી એ ગીરોહક્કથી આ મકાન 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.' ખાતે રાખી લેવામાં આવ્યું ત્યારથી ભાડું અટકાવવામાં આવ્યું. એટલે નિયમિત ભાડું લેવા છતાં, જૂઠી હકીકત અરજીમાં દાખલ કરી, મકાન ખાલી ન કરવા બદલ નુકસાનીનો દાવો મારા સામે દાખલ કર્યો છે. તેની મુદત તા. ૧૯-૧૨-'૨૫ની છે. આ બાવાજીનું ત્રીજું પાપ.

આ દાવો એક મિનિટ પણ ટકી શકે તેમ નથી એમ મારું માનવું છે. ભાડું આપતાં પાવતી લેવાનો વહીવટ મેં રાખ્યો નથી, એને લીધે તે કદાચ જૂઠું બોલવામાં ફાવી શકે, પણ ચોપડાના તથા બીજા પુરાવાથી અપાયેલું ભાડું સાબિત થઈ શકે તેમ છે. પણ 'ભૂખી કૂતરી ભટોળિયાને ખાય' એ ન્યાયે મહિનો પૂરો થવા અગાઉ, તેમ જ કદાચ . . . ને ભાડું ફરી આપવું પડે તેવું જોખમ વહોરીને પણ, બાવાજીને દુઃખ ન પડે તેની ખાતર ભાડું આપ્યા કર્યું. છાપરાની દુરસ્તી પેટે આશરે રૂ. ૫૦) બાકી છે તેની ઉઘરાણી ન કરી, તથા ઑગસ્ટ માસમાં મિલકતના કબજાગીરોનો હક્ક વેચાતો લીધો. છતાં નળ ઉપરની એક ઓરડી તથા બાગ વગેરેનો ઉપભોગ તેમને સ્વતંત્ર રીતે, તકરાર ન કરવાની ખાતર, કરવા દીધો. આ બધી ભલમનસાઈ વિસારી દીધી અને અંધ સ્વાર્થ અને નીચ લોભને વશ થઈ જે ડાળે બેસવાનું તે ડાળ કાપવા બાવાજી તૈયાર થયા.

માણસો એકબીજાની પરીક્ષા કરવામાં કેવા ઠગાય છે તેનું આ સચોટ દૃષ્ટાંત છે. આ દાવો રામજીમંદિરના કબજા-ભોગવટાના

પ્રશ્નનો નિર્ણય કરી આપશે. કદાચ વકીલની દાનત આ દાવો લાવવામાં એટલી જ હશે કે, ગીરોહક્ક રદ કરાવવામાં બાવાજી ફાવી શકશે કે નહિ તેની કંઈક દિશા નક્કી થાય.

સામા પક્ષને કાવાદાવા રમવાના છે. મારે સત્યની ને સેવાની રમત છે. સત્ય હંમેશાં જ તરે છે. એટલે હારનું તો સ્વપ્નું પણ નથી. છતાં હાર થાય તો સત્ય હાર્યું ગણાય. તેમાં મને હર્ષશોક થવો ન જોઈએ. જીવન એ વિગ્રહ કહેવાય છે તે આ હશે?

## ૧૦

# પુસ્તકાલય ખાતાની પ્રગતિ

### ( ૧૯૧૩ થી ૧૯૨૫ )

પેટલાદથી એક વર્ષ માટે વડોદરે આવેલા મોતીભાઈ દસ વર્ષ સુધી ત્યાં રહ્યા અને કેળવણીનાં કામ કરવા સોસાયટીમાં અને વસોમાં જઈ બેસવાનાં સ્વપ્નો સેવતા છતાં અને તે માટે રોજ રોજ નિશ્ચયો કરતા છતાં, પુસ્તકાલય પ્રવૃત્તિમાં જ તે વધુ ને વધુ પરોવાતા ગયા. ૧૯૧૩માં મિ. બૉર્ડન અમેરિકા ગયા ત્યારે ખાતાની જવાબદારી મોતીભાઈને સોંપવામાં આવી હતી. એક વર્ષ પછી મિ. કુદાલકર અમેરિકાથી આવ્યા અને મિ. બૉર્ડનની જગા તેમણે સંભાળી લીધી, તોપણ મોતીભાઈ છૂટા ન થઈ શક્યા. ૧૯૨૦માં છૂટા થવાનો નિર્ણય કર્યો ત્યારે મિ. કુદાલકર મરણ પામવાથી એ નિર્ણય મોકૂફ રાખવો પડ્યો. આમ ‘અણી ચૂક્યો સો વર્ષ જીવે’ એમ મોતીભાઈને પુસ્તકાલય પ્રવૃત્તિએ છેવટ સુધી ન જ છોડ્યા !

૧૯૨૦ સુધીમાં ખાતાની પ્રગતિ એટલી બધી થઈ હતી કે કામને પહોંચી વળવું મુશ્કેલ લાગતું હતું. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલય ઉપરાંત કસબા પુસ્તકાલયો, ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો, ફરતું પુસ્તકાલય અને દૃશ્યચિત્રશિક્ષણ શાખા — એ બધાનો વહીવટ ખાતાને કરવાનો હતો. તેમાં વડોદરા બહારનું બધું જ કામ મોતીભાઈને કરવાનું હતું. પુસ્તકાલયો સ્થાપવાં, તેમને પુસ્તકો પૂરાં પાડવાં, સરકાર, પ્રાન્તપંચાયત અને લોકમદદનાં નાણાં એકઠાં કરવાં અને તેનો ઠરેલા ધોરણ પ્રમાણે ઉપયોગ કરવો કરાવવો, પુસ્તકાલયોના વહીવટ ઉપર દેખરેખ રાખવી, વગેરે જવાબદારી અને અનેક મુશ્કેલીઓ વાળી ફરજો તેમને બજાવવી પડતી. બીજી બાજુ કામ એટલું બધું વધ્યું હતું કે સરકારને પુસ્તકાલય ખાતાના ખર્ચ ઉપર અંકુશ મૂકવાની જરૂર લાગી. આ માટે ખાતાને વ્યવસ્થિત કરવા સરકારે તજવીજ શરૂ કરી, અને મોતીભાઈ અને તેમના ઉપરી અધિકારી મિ. દત્ત

પાસેથી સૂચનાઓ માગી. આ માગણીના ઉત્તરમાં મોતીભાઈએ કરેલું ટિપ્પણ એમની કાર્યદક્ષતા અને રાજાપ્રજા પ્રત્યેની વફાદારીનો સુંદર નમૂનો પૂરો પાડે છે.

તેમણે સૌથી મહત્ત્વની સૂચના એ કરી કે, વડોદરાનું મધ્યવર્તી પુસ્તકાલય અને રાજ્યનાં પ્રાન્ત પુસ્તકાલયો — એ બે વિભાગ જુદા પાડવા જોઈએ, અને બન્ને વિભાગના ઉપરી અધિકારીઓને સ્વતંત્ર અધિકાર મળવા જોઈએ.

ખર્ચની કાપકૂપ કેમ થઈ શકે એ પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે, પુસ્તકાલય ખાતાનો વિકાસ કરવાનું કામ અટકાવી શકાય, એ ખાતા ઉપર દેખરેખ રાખનાર બે મોટા અમલદારો — મિ. દત્ત અને પોતે — ને છૂટા કરી શકાય, પરંતુ ખાતાનું વહીવટી કામ કરનાર કારકુનો અને ગ્રંથપાલોમાંથી કોઈને છૂટો ન કરાય, કસબા અને ગ્રામ પુસ્તકાલયોની ગ્રાન્ટો બંધ ન થઈ શકે, તેમ તેમાં કાપ પણ ન મુકાય. એટલું જ નહિ, પણ ખાતામાં થયેલું સુંદર કામ કાયમ થયે જાય અને પુસ્તકાલયોનો બરાબર લાભ લોકો લે તે માટે ચાલુ કામદારોના પગારના ગ્રેડ સુધારવા જોઈએ. એ ગ્રેડ સુધરે નહિ ત્યાં સુધી પોતાને પ્રમોશન નહિ મળવું જોઈએ, ફરતા પુસ્તકાલય અને દૃશ્યચિત્રશિક્ષણ શાખા માટે ગ્રેજ્યુએટ ગ્રંથપાલની નિમણૂક થવી જોઈએ, અને ગ્રામ પુસ્તકાલયોના વહીવટ ઉપર દેખરેખ રાખવા પુસ્તકાલય નિરીક્ષકનો નવો હોદ્દો યોજવો જોઈએ — એવી સૂચનાઓ કરી.

આ અને બીજા સંજોગોને પરિણામે તા. ૩–૧૦–'૨૧ થી મોતીભાઈના હોદ્દાને 'આસિસ્ટંટ ક્યુરેટર ઈન ચાર્જ ઑફ ડિસ્ટ્રિક્ટ ઍન્ડ ટ્રાવેલિંગ લાયબ્રેરીઝ' એવું નામ આપવામાં આવ્યું અને તેમનો પગાર રૂા. ૨૦૦) થયો.

આ ફેરફારથી પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવાનું અને તેને સંગીન બનાવવાનું કાર્ય કરવાની ફરજ મોતીભાઈ ઉપર આવી. વસ્તુત: તેમણે તે ફરજ માગી લીધી હતી. એટલે તેમણે પોતાની બધી શક્તિ આ કામે લગાડવી શરૂ કરી.

પુસ્તકાલયો સ્થપાયાં હતાં; તેને મકાનો, લાકડી સામાન, પુસ્તકો, ગ્રંથપાલો, વગેરે સાધનો મળ્યાં હતાં. પણ લોકો આવી સંસ્થાઓ

ચલાવવાને ટેવાયેલા નહિ હોવાથી સાધનોનો જોઈએ તેવો ઉપયોગ થતો નહિ. તે ઉપયોગ કરતાં શીખવવાનું હજી બાકી હતું. તે કામ હવે તેમણે ઉપાડયું. અને વિવિધ પ્રકારની સૂચનાઓ, યોજનાઓ અને નિયમો કરી લોકોને પુસ્તકાલયોની વ્યવસ્થા કરવાની અને તેનો ઉપયોગ કરવાની તાલીમ આપવા માંડી.

મોતીભાઈને ખાસ હોદ્દો આપી સરકારે એક અનુકૂળતા આપી, પણ તેમની બીજી સૂચનાઓ ઉપર ધ્યાન આપ્યું નહિ. એથી તે હિંમત હાર્યા નહિ. સરકાર મદદ આપે તેનો ઉત્તમ ઉપયોગ કરવો, ખૂટે તે ગમે ત્યાંથી મેળવી લેવું, ન મળે તો પોતાના ગજવામાંથી આપવું, પણ પુસ્તકાલય પ્રવૃત્તિના કામની પ્રગતિ ચાલુ રાખવી — વેગભેર ચાલુ રાખવી — એવો તેમનો દૃઢ નિશ્ચય હતો. તેમના કારકુનોને કામનો બોજો ઘણો જ રહેતો, છતાં સરકાર વધારે કારકુન આપતી નહિ. એટલે તે વિદ્યાર્થીઓની મદદથી કામ ચલાવતા અને સેવાના પાઠ તેમને શીખવતા.

આ અરસામાં તેમની ઑફિસમાં એક બનાવ બન્યો. નાનાં મોટાં પુસ્તકાલયોની સંખ્યા સાતસો ઉપર થઈ હતી. તે દરેકને સરકાર અને પ્રાંતપંચાયતની ગ્રાન્ટો મોકલી આપવાનું, પુસ્તકો અને વર્તમાનપત્રો મોકલવાનું, વગેરે કામ મોતીભાઈની ઑફિસમાં થતું. નાણાં બધાં મની ઑર્ડરથી મોકલાતાં. મની ઑર્ડર કરનાર કારકુન હિસાબી કારકુન પાસેથી નાણાં લઈ પોસ્ટ ઑફિસે મની ઑર્ડર કરવા જતો. ૧૯૧૯–૨૦ના વર્ષમાં આ કારકુને મની ઑર્ડર કરવાનાં નાણાંમાંથી થોડે થોડે રકમો ઉપાડવા માંડી. રોજ એક બે મની ઑર્ડરનાં નાણાં પોતે લઈ લેતો. મની ઑર્ડરની પહોંચો ચેક કરવાનો રિવાજ નહિ હોવાથી, હિસાબમાં નાણાં ઊધર્યે જતાં, પણ તે નાણાં યોગ્ય સ્થળે પહોંચ્યાં કે નહિ તેની ખાતરી થતી નહિ. આમ કેટલાક માસ ચાલ્યું, તેવામાં એક દિવસે તે રજા ઉપર ગયો. તે દરમ્યાન જેમને નાણાં નહિ પહોંચેલાં તે ગામનાં પુસ્તકાલયોની ઉઘરાણીઓ આવવા લાગી. ઉઘરાણીઓ રોજ આવતી હશે, પણ પેલો કારકુન તે કોઈને જાણવા દેતો નહિ. એની ગેરહાજરીને લીધે આ વાતની મોતીભાઈને ખબર પડી. મોતીભાઈએ તપાસ કરી તો લગભગ રૂા. ૧,૨૦૦) એ કારકુન ખાઈ ગયો હતો. તરત જ

તેને બોલાવવા બીજા એક કારકુનને તેમણે દોડાવ્યો. કારકુન તેના બાપ સાથે આવ્યો, અને પોતે પૈસા ખાઈ ગયો છે તે કબૂલ કર્યું. નાણાં દસ દિવસમાં ભરી દેવાનું લખાવી લઈ મોતીભાઈએ તેને ઘેર જવા દીધો.

ઘેર ગયા પછી પેલો કારકુન પાછો આવ્યો જ નહિ. મોતીભાઈએ તેની તપાસ કરવા ફરી માણસ મોકલ્યો. તપાસમાં જણાયું કે નાણાં ચોરનાર કારકુન દારૂડિયો હતો અને તે ઘેરથી નાસી ગયો હતો. નાછૂટકે મોતીભાઈએ ઉપરીઓને ખબર આપી. સરકારે કેસ પોલીસને સોંપ્યો અને ગુનેગાર પકડાયો.

કેસ ચાલ્યો તેમાં આરોપીએ હિસાબી કારકુન અને મોતીભાઈ ઉપર જ ગુનો ઢોળી પાડ્યો. એના વકીલે કોર્ટમાં આક્ષેપ કર્યો કે હિસાબી કારકુન મોતીભાઈનો ખાસ માણસ હતો, તે જ પૈસા ખાઈ ગયો હતો, અને તેને બચાવવા મોતીભાઈએ આરોપી ઉપર તરકટ ઊભું કર્યું હતું. આક્ષેપના રદિયા અપાયા, પણ આરોપીનો ન્યાય કરવાનું 'જ્યુરી'ને સોંપાયું.

મોતીભાઈને 'નમાજ પડતાં મસીદ કોટે વળગે' એવું થયું. તે વિષે જ્યુરીનો ચુકાદો મળવાનો હતો તેની આગલી રાતે તેમના દિલમાં મંથન જાગ્યું અને તેની એક લાંબી નોંધ તેમણે લખી. એ નોંધમાંનો નીચેનો ભાગ મનનીય છે:

વડોદરા, તા. ૩૦–૧–'૨૨

સાત માસથી જે પ્રશ્ન સરકારી નોકરીને અંગે અને નીતિના ઊંચા ધોરણને લીધે મનને વ્યથા કરે છે, તેનો નિકાલ આજે થશે. . . . . ( અહીં ઉપર વર્ણવેલી આરોપીના ગુનાની હકીકત લખી છે. )

હું એમ માનતો આવ્યો છું કે ન્યાયની કચેરીમાં સાચો ગુનેગાર કદી છૂટી શકતો નથી, અને બિનગુનેગાર કદી માર્યો પણ જતો નથી. ફક્ત ખર્ચના બોજામાં ઊતરવું પડે છે. આરોપી ગુનેગાર ઠરશે જ એમ મને શ્રદ્ધા છે, છતાં તે નિર્દોષ થઈ છૂટી જાય તો 'सत्यमेव जयते' એ સિદ્ધાન્તમાં મારી શ્રદ્ધા ઓછી થાય ખરી? થવી તો ન જ જોઈએ, કારણ કે ન્યાયાધીશ અને પંચોને તો જે પુરાવો કચેરીમાં રજૂ થયો હોય તે ઉપરથી ન્યાય આપવાનો છે

અને પંચો તો બહુ જ સામાન્ય માણસો હોય છે. એટલે વસ્તુસ્થિતિ જોતાં કચેરીમાં સત્ય એ અસત્ય ઠરે વા અસત્ય એ સત્ય પણ ઠરે. પણ આ બધું કચેરી અને દુનિયાના પરસ્પર વ્યવહારમાં જ બને અને તે પણ થોડી મુદ્દત માટે જ, કારણ કે સત્ય ઢંકાઈ રહેતું નથી.

પરંતુ આજે મારે વિચારવાનો પ્રશ્ન એ છે કે, જો ગુનેગાર કાયદાની આ કોર્ટમાંથી છૂટી જાય તો તેની સામે અપીલ કરવાનો માર્ગ હોય તો તે કરવી કે કેમ ? ગુનો કબૂલ કરે અને કારકુન છૂટી જાય તો મનને આનંદ અને સંતોષ થાય.

× × ×

પણ આ કામમાં તો ગુનો થયો છે તે પોતે કર્યો જ નથી અને ભાઈ . . . . એ તે ગુનો કર્યો છે અને હું તેને બચાવવા પ્રયત્ન કરું છું, એમ ઊલટો ગુનેગાર અમારા ઉપર આક્ષેપ મૂકે છે.

તે નિર્દોષ ઠરે તો ભાઈ . . . . એ ગુનો કર્યો છે એમ કોર્ટ ન જ કહી શકે, પણ ન્યાયાધીશ, પંચના પાંચ પંચો, એક આરોપી, તેનો એક પિતા અને તેનો એક વકીલ — આ નવ માણસો તો મારા શબ્દોમાં શંકા લે છે એમ ઠરી જ ચૂકે.

પણ આ માટે હું જવાબદાર ખરો ? મને જે સત્ય લાગ્યું તે મેં કર્યું અને માણસો સત્ય ન પણ સ્વીકારે, તેમાં મારો દોષ ન જ હોઈ શકે. ગુનેગારને ગુનેગાર ઠરાવવો એ મારો ધર્મ હતો નહિ. મારો ધર્મ સત્ય હકીકત રજૂ કરવાનો હતો. મેં તે બરાબર પાળ્યો અને પળાવ્યો. કોર્ટ અને પંચો ભલે મારા વચન ઉપર ઓછો વિશ્વાસ મૂકે અને આરોપી પક્ષની બધી દલીલો સ્વીકારે. તેમાં દોષ મારો કંઈ હોઈ શકે નહિ. ગુનેગારને શિક્ષા કરાવવાનો મમત રાખવો એ પણ સારું તો નહિ જ. એટલે સરકારી રીતે જે કંઈ થાય તે થવા દેવું એટલો જ નિશ્ચય છે. પણ મને તો શ્રદ્ધા છે કે સામાન્ય માણસોના પંચ સમક્ષ પણ સત્ય તો તરી જ આવે છે અને ગુનેગાર જરૂર ગુનેગાર ઠરશે જ. છતાં ચોખ્ખો ન્યાય અહીં નહિ મળે તો ઈશ્વરની કોર્ટમાં સર્વ કોઈને મળશે જ. જરૂર મળશે જ.

આ પછી કેસ ચાલ્યો. મોતીભાઈની જુબાની લેવાઈ અને ગુનેગારને ૨॥ વર્ષની કેદ અને રૂ. ૧,૦૦૦) દંડની શિક્ષા થઈ.

*

સોસાયટીથી છૂટા થવાના વાતાવરણમાં ઉપરનો બનાવ બન્યો હતો. ખાતું વ્યવસ્થિત કરવાના પ્રયત્નો પણ આ દિવસોમાં ચાલતા હતા. એટલે મોતીભાઈના મગજમાં અનેક યોજનાઓ સ્ફુરતી હતી અને તેને તે કાગળ ઉપર મૂક્યે જતા હતા. આવો બનાવ ફરી ન બને તે માટે પુસ્તકાલયનાં નાણાંનો વહીવટ કરવા એક સ્વતંત્ર સંસ્થા હોવી જોઈએ અને તે માટે લોકમત કેળવવા એક સ્વતંત્ર માસિક હોવું જોઈએ એમ તેમને સમજાયું હતું. તે માટે 'પુસ્તકાલય' નામે માસિક અને ઈ. સ. ૧૯૧૮માં કલ્પેલી અને મુલતવી રાખેલી 'ગુજરાત કો-ઑપરેટીવ બુક પબ્લિશિંગ કંપની' યોજનાને ફેરવી 'વડોદરા સહકારી પુસ્તક ભંડાર લિ.'ની યોજનાની રૂપરેખા તેમણે લખી કાઢી હતી. પણ સંજોગો અનુકૂળ નહોતા. એમનું ચિત્ત વસોમાં જઈ બેસવા ઉત્સુક હતું અને 'પાટીદાર પત્રિકા' અને બીજા પ્રશ્નો તેમને વ્યાકુળ બનાવી રહ્યા હતા. એટલે વિચારમાં ને વિચારમાં ત્રણચાર વર્ષ નીકળી ગયાં હતાં. દરમ્યાન વાઘોડિયા તાલુકામાં પુસ્તકાલયોનું કામ વેગથી આગળ વધતું રહ્યું હતું. એને સંગીન બનાવવા 'વાઘોડિયા પુસ્તકાલય મંડળ'ની સ્થાપના કરી હતી (તા. ૧–૮–'૨૨). અને પાછળથી 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ'ની સ્થાપના પણ કરી હતી (તા. ૩૧–૩–'૨૪). પછી તરત જ ગણદેવી પુસ્તકાલયને ૬૦ વર્ષ પૂરાં થવાને કારણે તે પ્રસંગે હીરક મહોત્સવ ઊજવવાની તૈયારીઓ થઈ હતી. વડોદરા રાજ્યનું એ સૌથી પહેલું સાર્વજનિક પુસ્તકાલય હોઈ એનો હીરક મહોત્સવ એ મહત્ત્વનો બનાવ હતો. એ સંજોગો લક્ષમાં રાખી એ પ્રસંગે 'વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ'ની સ્થાપના કરવાનું ઠરાવ્યું હતું (તા. ૧૨/૧૩–૪–૨૫). અને પરિષદની સ્થાપના થયા પછી તરત જ પુસ્તકાલય પ્રવૃત્તિના મુખપત્ર તરીકે 'પુસ્તકાલય' ત્રિમાસિકની યોજના હાથ પર લઈ તેનો અમલ પણ શરૂ કરી દીધો હતો (ઑક્ટોબર, ૧૯૨૫).

આમ ત્રણ વર્ષમાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસનાં ચાર મહત્ત્વનાં સાધનોનો જન્મ થયો હતો.

*

પુસ્તકાલય ખાતાની આ અદ્ભુત પ્રગતિ મોતીભાઈને જ આભારી હતી, એ વિષે એમના ઉપરી શ્રી દત્ત સાહેબે સરકારને લખેલા એક પત્રમાં નીચે પ્રમાણે વંચાય છે:

As Curator of libraries during 1914 and from 1921 to date, during which time Mr. Amin as Assistant Curator was in responsible charge of the various country activities, I have, of course, interested myself in the wonderful development of the country library movement in this State and have marvelled at the ingenuity, zeal, and energy as well as the care and discretion shown by the Assistant Curator in performing his heavy task. Not only has he to look after the accounts and business of some 700 local institutions and direct the office routine connected therewith, but he also has to clear away local difficulties, settle local disputes likely to injure the libraries, to revive flagging enthusiasm and encourage the formation of new libraries. This work he has been conducting for 30 years. As a matter of fact, the rural library system which has made this Raj so famous in India and abroad is almost the sole creation of Mr. Amin. He is undoubtedly the leading expert on Country Libraries in India.

Sd/N. M. DUTT
Curator of Libraries *

---

* Extract from letter No. 366 of 1925–26 dated 5–11–'25.

## અનુવાદ

૧૯૧૪ના વર્ષમાં તથા ૧૯૨૧ થી આજ તારીખ સુધી, રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોની વિવિધ પ્રવૃત્તિઓનો જવાબદારીભર્યો હોદ્દો શ્રી. અમીન સંભાળતા હતા તે દરમ્યાન, પુસ્તકાલયોના વ્યવસ્થાપક તરીકે આ રાજ્યની ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિની અદ્ભુત ખિલવણીમાં મેં અલબત્ત રસ લીધો છે, અને એ ખિલવણીનું અતિશય કઠિન અને કામના ભારણવાળું કાર્ય બજાવવામાં મદદનીશ વ્યવસ્થાપકે દાખવેલ કાર્યદક્ષતા, ધગશ અને પરિશ્રમ કરવાની શક્તિ તથા કાળજી અને ડહાપણ જોઈ હું આશ્ચર્યમુગ્ધ થયો છું. તેમને સાતસોએક ગ્રામ પુસ્તકાલયોના હિસાબ અને લેવડદેવડ ઉપર દેખરેખ રાખવાની હોય છે, અને તેને અંગેના વહીવટી પ્રશ્નોની દોરવણી કરવાની હોય છે એટલું જ નહિ, પણ તે ઉપરાંત ગામડાંની સ્થાનિક મુશ્કેલીઓ દૂર કરવાની હોય છે, પુસ્તકાલયોને હાનિ કરે એવા ગ્રામજનોના કજિયા પતાવવાના હોય છે, મંદ પડતા ઉત્સાહને સતેજ કરવાનો હોય છે, અને નાનાં પુસ્તકાલયો સ્થાપવા લોકોને પ્રેરવાના હોય છે. આ કામ તેઓ ત્રીસ વર્ષથી કરતા આવ્યા છે. વસ્તુતઃ આ રાજ્યને હિંદમાં તેમ જ હિંદ બહાર આટલી બધી ખ્યાતિ અપાવનાર ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ મોટે ભાગે શ્રી. અમીનનું જ સર્જન છે. હિંદમાં ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિના એ અગ્રગણ્ય નિષ્ણાત છે, એમાં કશી શંકા નથી.

(સહી) **એન. એમ. દત્ત**
પુસ્તકાલયોના વ્યવસ્થાપક*

---

*તા. ૫–૧૧–'૨૫ના સરકારી પત્ર નં. ૩૬૬/૧૯૨૫–૨૬ માંથી ઉતારો.

## ૧૧

# કહાનજીભાઈ

(૧૯૨૫)

રામજીમંદિરનું મકાન ખરીદી ત્યાં 'ચરોતર બોર્ડિંગ હાઉસ' શરૂ કરવાના પ્રયત્નો ચાલતા હતા તે પહેલાં વર્ષોથી વિદ્યાર્થીઓને મોતીભાઈએ પોતાની સીધી દેખરેખ નીચે રામજીમંદિરમાં રાખવા માંડ્યા હતા. અને તેમને મદદ કરવાના પ્રયત્નો કરતાં કરતાં વિદ્યાર્થીજીવનના કોયડા ઉકેલવા તે કંઈ કંઈ અખતરા અજમાવતા હતા. ૧૯૨૧માં 'આસિસ્ટંટ ક્યુરેટર ઈન ચાર્જ ઑફ ડિસ્ટ્રિક્ટ લાયબ્રેરીઝ'-ના હોદ્દા ઉપર સ્વતંત્ર અધિકારી તરીકે તેમની નિમણૂક થયા પછી પુસ્તકાલય ખાતાનાં વિસ્તાર અને સંગઠનના પ્રયત્નો ચોતરફ શરૂ થતા હતા. એ પ્રયત્નોમાંથી મોતીભાઈને એક નવીન અખતરો હાથ લાગ્યો.

૧૯૨૫ના વર્ષમાં ગણદેવીમાં 'પ્રથમ વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ' ભરાઈ. તેને અંગે વારંવાર ગણદેવી જવાનું થતું. ત્યાંની હાઈસ્કૂલના શિક્ષક મિ. ગણદેવિયા હતા જે પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઉત્સાહથી અને સેવાની ભાવનાથી કામ કરતા હતા. તેમની મારફતે, એક રબારીનો છોકરો મૅટ્રિકમાં અભ્યાસ કરતો હોવાની વાત જાણવામાં આવી. પછાત કોમની ઉન્નતિ માટે મથી રહેલા ઠક્કરબાપાના મિત્ર મોતીભાઈ આ સમાચાર જાણી હર્ષમાં આવી ગયા અને તે છોકરાને જોવાની તેમણે ઇચ્છા બતાવી.

છોકરાને બોલાવવામાં આવ્યો. તેની સાથે વાતચીત થઈ. તેને આગળ ભણવાની ઇચ્છા છે એમ જણાતાં મોતીભાઈએ વાત લંબાવી. તેમણે પૂછ્યું:

'તમે બૂકર ટી. વૉશિંગ્ટન, બેન્જામિન ફ્રૅંકલન, જેમ્સ ગાર્ફિલ્ડ, અબ્રહામ લિંકન, સર હેન્રી ફૉસેટ, જાતમહેનત, આગળ ધસો, યુવાવસ્થાનો શિક્ષક, દુઃખમાં વિદ્યાભ્યાસ — એમાંનું કોઈ પુસ્તક વાંચ્યું છે?'

'ના.'

'તો મેટ્રિકની પરીક્ષા પછી એ પુસ્તકો મેળવી વાંચી લેજો.'

'તમારું લગ્ન થયું છે?' મોતીભાઈએ વિદ્યાર્થીની પ્રગતિનો પાયો શોધતાં આગળ પૂછ્યું.

'હા,' વિદ્યાર્થીએ સંકોચ પામતાં જણાવ્યું.

'તો તમારે આગળ વધવાની આશામાંથી ૫૦ ટકા કપાત થઈ ગયા એમ સમજવું. છતાં તમારામાં પાણી હોય તો તમને મદદ કરવા હું તૈયાર છું. અમેરિકામાં ઘણા વિદ્યાર્થીઓ મજૂરી કરીને પૈસા મેળવે છે અને વિદ્યાભ્યાસ કરે છે. એ રીતે કામ કરી આગળ વધવા તમે ખુશી છો? તમને શિષ્યવૃત્તિ કે લોન ન મળે, પણ જાતમહેનત કરી અભ્યાસ આગળ વધારવા તૈયાર હો તો તમારા અભ્યાસનું ખર્ચ બધું જ હું આપું.'

વિદ્યાર્થીને આ સાંભળતાં એક નવી દુનિયા ઊઘડતી લાગી. તેણે સંકોચ–કુતૂહલ–વિસ્મયની મિશ્રિત લાગણીથી પૂછ્યું, 'પણ કામ શું કરવાનું?'

'ઘરમાં નોકર જે કામ કરે તે બધું – પાણી ભરવાનું, વાસણ ઊટકવાનું, લૂગડાં ધોવાનું, પૂંજા વાળવાનું, પથારીઓ કરવાનું, ફેરાફાંટા ખાવાનું, વગેરે બધું જ.'

'અભ્યાસ માટે વખત મળશે?'

'સવારમાં બે કલાક અને સાંજે એક કલાક એ પ્રમાણે ત્રણ કલાકથી વધુ ઘરનું કામ નહિ પહોંચે. સવારે ચાર વાગ્યે ઊઠી વાંચવાનો અભ્યાસ પાડવામાં આવે તો કામને સારી રીતે પહોંચી વળાશે અને અભ્યાસ પણ થઈ શકશે. કામના બદલામાં જમવાની, લૂગડાંની, પુસ્તકો વગેરેની અભ્યાસ માટે જરૂરની બધી જ અનુકૂળતાઓ અપાશે, અને મુકરર કરેલા કલાકોમાં કૉલેજમાં જવાના વખતમાં કોઈ પણ કામ કદી જ નહિ અપાય તેની પૂરતી સાવચેતી લેવાશે. તમારી પાસેથી કામ નોકરનું લેવાશે, પણ વર્તનમાં તમને કુટુંબના એક માણસ જેટલું જ માન આપવામાં આવશે અને તમારા કામને બીજાં કામો જેવું જ કીમતી ગણવામાં આવશે.

આ એક અખતરો ગણાશે. અમેરિકામાં જે બને છે તે અહીં બની શકે કે નહિ તે જોવા મારે અજમાયશ કરવી છે. તેમ

કરવાથી મને થોડું ખર્ચ વધશે પણ વિદ્યાર્થીઓના હિતની ખાતર એ ખર્ચ હું વેઠી લઈશ અને તમારી સાથેનો આ અખતરો સફળ થશે તો બીજા વિદ્યાર્થીઓને એનો લાભ આપવામાં આવશે. તમારે તમારું કામ અને અભ્યાસ કરવાની ફરજ બજાવવાની, અને મારે તમારું માન સાચવવાની અને તમારી જરૂરિયાતો પૂરી પાડવાની ફરજ બજાવવાની.'

વિદ્યાર્થીએ યોજના સ્વીકારી. પરીક્ષાનું પરિણામ જણાયું. તે પાસ થયો, તેની વધાઈ પણ મોતીભાઈને મોકલાવી, અને થયેલી યોજના પ્રમાણે કૉલેજમાં અભ્યાસ કરવા વડોદરે આવી જવાની ઇચ્છા જાહેર કરી.

મોતીભાઈએ તરત જ આવી જવા જણાવ્યું.

કૉલેજ ઊઘડવાના ચારેક દિવસ હતા, તેવામાં મિ. ગણદેવિયાનો પત્ર આવ્યો કે, ભાઈ કહાનજીભાઈએ વડોદરા તરફ મુસાફરી કરી નથી, એટલે અજાણ્યા હોવાને કારણે તેમને મુશ્કેલી ન નડે માટે અમુક દિવસે સ્ટેશને માણસ મોકલશો.

મોતીભાઈએ લખી જણાવ્યું કે, 'સ્વાશ્રયના સિદ્ધાન્ત પ્રમાણે જીવન ગુજારી અભ્યાસ કરવાનું સ્વીકારનાર વિદ્યાર્થીને સ્વાશ્રયનો પહેલો પાઠ શીખવવા માટે જ સ્ટેશને માણસ મોકલવામાં આવશે નહિ. માત્ર વડોદરા સ્ટેશનેથી રામજીમંદિરે પહોંચવાને જરૂરી વિગતો લખી મોકલું છું, તેની મદદથી તેમણે મારો મુકામ શોધી જાતે જ અહીં આવી પહોંચવું. જો એટલું તે ન કરી શકે તો સ્વાશ્રયથી મારી સાથે રહેવાને તે નાલાયક ગણાય.'

સૂચના પ્રમાણે કહાનજીભાઈ બે દિવસ પછી આવ્યા – પણ ખાલી હાથે! 'કેમ, ભાઈ આમ?' મોતીભાઈએ કારણની અટકળ કરતાં પૂછ્યું.

"લૂગડાં, પુસ્તકો વગેરે હું પેટીમાં ભરતો હતો એટલામાં મારાં સાસુ આવ્યાં અને કહેવા લાગ્યાં કે, 'આપણાથી હવે ભણવા બહારગામ ન જવાય. ગણદેવી શાળામાં રૂ. ૨૦-૨૫ની નોકરી મળે છે તે લઈ લેવી અને ઘર સંભાળવું. તમારા જેટલું આપણી નાતમાં કોણ ભણ્યું છે? અને આટલો પગાર બીજા કોને મળે છે?'

એમ કહી સાસુજી પેટી ખૂંચવી પોતાને ઘેર લઈ ગયાં, એટલે આ હકીકત કહેવા જ હું ખાલી હાથે અહીં દોડી આવ્યો છું.'

મોતીભાઈની અટકળ ખરી પડી. તેમણે કહ્યું, "ગણદેવીમાં આપણે પહેલા મળ્યા ત્યારે મેં કહ્યું હતું કે લગ્ન થયેલું હોવાથી આગળ વધવાની આશામાંથી તમારે ૫૦ ટકા બાદ કરવા તે સાચું પડ્યું! હવે તો એ પ્રશ્ન તમારો છે, મારો નહિ. તમારી આખી કોમ ગરીબ અને અજ્ઞાન રહી. તમારાં સાસુ અને કુટુંબીઓ કેળવણીના લાભ કે કિંમત સમજે નહિ, એટલે તમને ઘરથી દૂર જવાની સંમતિ પણ આપે નહિ — એ બધું સ્વાભાવિક છે. પણ તમને કેળવણીની કિંમત હોય અને હિંમત હોય તો અહીં રહી પડો. ઘેર લખી દો કે, 'દશેક દિવસમાં આવીશ.' દરમ્યાન કૉલેજમાં દાખલ થઈ જાઓ, અહીં ગોઠવાઈ જાઓ અને બધું થાળે પડે એટલે ઘેર જઈ ઘરનાંને સમજાવી આવજો."

વિદ્યાર્થીની મોતીભાઈની સલાહ પ્રમાણે વર્તવાની હિંમત ચાલી નહિ. તેણે કહ્યું, 'ગણદેવી જઈ સમજૂત થઈ શકશે તો બધાંને સમજાવી થોડા દિવસમાં પાછો આવીશ.' અને તે ગણદેવી પાછો ફર્યો.

વિદ્યાર્થી પાછો ન આવ્યો એટલે મોતીભાઈએ જાણ્યું કે તે હવે નહિ જ આવે. પણ દસ પંદર દિવસ પછી તે ઓચિંતો ટ્રંક લઈ આવી ચડ્યો. દરમ્યાન કૉલેજ તો ચાલુ થઈ ગઈ હતી અને વિદ્યાર્થીઓને દાખલ કરવાનું બંધ થયું હતું. પણ આ વિદ્યાર્થીના સંજોગો ધ્યાનમાં લઈ અપવાદ તરીકે તેને દાખલ કરવાની મોતીભાઈએ ખાસ વિનંતી કરતાં તેને દાખલ કરવામાં આવ્યો. અને થોડા જ દિવસમાં અપુત્ર મોતીભાઈના ઘરમાં બીજા પુત્રના વિદ્યાભ્યાસનો ઉદ્યમ મંડાયો (જૂન ૧૯૨૫).

# ૧૨

# વસોની પ્રવૃત્તિઓ

## ( ૧૯૧૮ થી ૧૯૨૫ )

રામજીમંદિરમાં રહી પોતાને પ્રિય એવાં સેવાનાં કાર્યો પાર ઉતારવા મોતીભાઈ એકલે હાથે મથી રહ્યા હતા, તે દરમ્યાન સ્વરાજ્યની ચળવળનો જુવાળ નરમ પડી રહ્યો હતો. નાગપુરની મહાસભાએ સ્વરાજ્યના ધ્યેયની જાહેરાત કરી અને તે મેળવવા અહિંસક અસહકારના કાર્યક્રમને સ્વીકાર્યો ( તા. ૨૬–૧૨–'૨૦ ). ત્યાર : પછી બારડોલીમાં એ કાર્યક્રમ અજમાવવામાં આવ્યો ( તા. ૧–૨–'૨૨ ). તેને પરિણામે મહાત્મા ગાંધીજી પકડાયા ( તા. ૧૩–૩–'૨૨ ), અને તેમને ૭ વર્ષની સજા થઈ. મહાસભામાં દેશબંધુ ચિત્તરંજન દાસ અને પંડિત મોતીલાલ નેહરુની આગેવાનીથી ધારાસભા દ્વારા સ્વરાજ્યની લડત ચાલુ રાખનાર પક્ષ ઊભો થયો અને બાકીના 'નાફેરવાદીઓ' ગાંધીજીના અસહકાર, અહિંસા અને રચનાત્મક કાર્યક્રમના આદર્શોના પ્રચાર દ્વારા એ લડત આગળ ધપાવવામાં ગૂંથાયા. જેલમાં ગાંધીજીને 'એપેંડિસાઇટીસ'નું દર્દ થવાથી તેમને ઓપરેશન કરાવવું પડયું અને છેવટે સરકારે તેમને છોડી પણ મૂકયા ( તા. ૫–૨–૧૯૨૪ ). થોડો વખત મુંબઈમાં જુહુને કિનારે આરામ લઈ તેઓ અમદાવાદ સત્યાગ્રહઆશ્રમમાં આવી વસ્યા અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા સ્વરાજ્ય માટે દેશને તૈયાર કરવા લાગ્યા.

આ દરમ્યાન રાષ્ટ્રીય કેળવણીનો અખતરો થઈ રહ્યો હતો, અને તેને વિષેની લોકોની શ્રદ્ધા ઝપાટાબંધ ઓસરતી જતી હતી. શાળા કોલેજો છોડી સ્વરાજ્યની લડતમાં પડેલા યુવાનો પાછા સરકારી શાળા કોલેજો તરફ વળવા લાગ્યા હતા અને રાષ્ટ્રીય શાળાઓ પણ બંધ થવા માંડી હતી. સોસાયટીની શાળામાં પણ એ વાતાવરણ શરૂ થયું હતું અને સ્વયંસેવકો પાછા યુનિવર્સિટી સાથે સંબંધ બાંધવાની

હિમાયત કરવા લાગ્યા હતા. મોતીભાઈએ ૧૯૨૧માં કરેલી સર્વ આગાહીઓ સાચી પડતી જતી હતી !

પણ જેમ મહાસભામાં તેમ સોસાયટીમાં પણ ‘નાફેરવાદી’ પક્ષ હતો. તે કોઈ પણ ભોગે અસહકાર અને રાષ્ટ્રીય કેળવણીના સિદ્ધાન્તોને વળગી રહેવા માગતો હતો. એટલે સ્વયંસેવકો અને અસહકારીઓ વચ્ચે ગજગ્રાહ જાગ્યો અને ૧૯૨૧ના ઇતિહાસનું પુનરાવર્તન થયું. સ્વયંસેવકોએ મોતીભાઈને સોસાયટીમાં જોડાવા વિનંતી કરી, પણ મોતીભાઈએ ઝઘડામાં પડવા ના પાડી. મામલો એટલો ગંભીર બન્યો કે સોસાયટીના સ્વયંસેવકોમાં તેમ જ સભ્યોમાં બે પક્ષ પડ્યા, અને સોસાયટીની હાઈસ્કૂલનો સંબંધ યુનિવર્સિટી સાથે જોડવો કે નહિ તે પ્રશ્નનો નિકાલ કરવા સાધારણ સભા બોલાવવી પડી. એ સભામાં યુનિવર્સિટી પક્ષવાળા જીત્યા અને સોસાયટીનું ‘વિનયમંદિર’ હાઈસ્કૂલ બન્યું !

આ જીત મેળવવા માટે બંને પક્ષ ખૂબ રાજરમત ખેલ્યા હતા. તેથી લાગણીઓ ઉશ્કેરાઈ હતી. મોતીભાઈએ બંને પક્ષને સમજાવવા બનતું કર્યું હતું, પણ સમાધાન થઈ શકયું નહોતું. આખરે સોસાયટીના પ્રમુખ સ્વ૦ વિઠ્ઠલભાઈ પટેલે સાધારણ સભામાં કુનેહ વાપરી ગાંધીજી, ઠક્કરબાપા અને મોતીભાઈની એક તપાસસમિતિ નીમી ઝઘડાનો અંત આણ્યો હતો.

મોતીભાઈ આ પછી સોસાયટીમાં પાછા સભાસદ થયા હતા, પણ કેળવણીનાં કામો આગળ ધપાવવા તેમણે સોસાયટીમાં આવવાની ના જ પાડી હતી. એમણે તો વસોને જ પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું હતું અને ત્યાં જ પોતાનાં સ્વપ્નાં સિદ્ધ કરવા તે મથી રહ્યા હતા.

*

૧૯૧૮ માં ‘વસો કેળવણી મંડળ’ સ્થાપ્યા પછી મૅટ્રિક વર્ગ કાઢવાના પ્રયત્નો બીજે જ વર્ષે શરૂ કર્યા હતા. પણ પરીક્ષા લેવા આવનાર અનુભવી શિક્ષકોએ તેમ કરવાની સલાહ નહિ આપવાને કારણે એ વિચાર પડતો મુકાયેલો. તેમ છતાં સોસાયટીમાંથી છૂટા થયા પછી કેળવણીના સિદ્ધાંતો પ્રમાણે વસોની સંસ્થાઓ ખીલવવાનાં મોતીભાઈનાં સ્વપ્નાં વધુ ને વધુ દૃઢ થતાં જતાં હતાં. પુસ્તકાલય ખાતાની નોકરી છોડી વસો જઈ બેસવા તે આતુર હતા. દરમ્યાન

૧૯૧૫ માં શરૂ કરેલી પ્રવૃત્તિઓની ઉપયોગિતા સિદ્ધ થતી જતી હતી, અને બીજી બાજુ એ પ્રવૃત્તિઓ નાણાંને અભાવે કરમાઈ જાય એવો ડર પણ ખડો હતો. 'યુવક મંડળ' ધીમે ધીમે 'કેળવણી મંડળ'માં ફેરવાતું જતું હતું, અને તેની દ્વારા ગામહિતની વિવિધ પ્રવૃત્તિઓનાં મંડાણ થતાં જતાં હતાં.

પણ સારા શિક્ષકો મળવા એ ઘણું મુશ્કેલ હતું. 'નવી ગુજરાતી શાળા' માટે શિક્ષકો મેળવવા મોતીભાઈ આખા રાજ્યમાં ઘૂમ્યા હતા. અને શરૂઆતનાં વર્ષોમાં ઉત્તમ શિક્ષકો શોધી શોધીને લાવ્યા હતા. પણ એ સર્વ શિક્ષકોની નોકરી ઉછીની લેવામાં આવી હતી, અને તેઓને ભારે પગાર આપવાના હતા. વર્ષો જતાં સરકારી ધોરણે ઠરેલા પગાર તો વધતા હતા, પણ શાળાની આવકમાં વધારો થવાની આશા નહોતી. 'કેળવણી મંડળ' સ્થપાયું એટલે શરૂઆતમાં નાણાંની છૂટ હતી તેથી આ બોજો ભારે લાગેલો નહિ, પણ ત્રણ જ વર્ષમાં આર્થિક અગવડોની આગાહી થવા લાગી. સિદ્ધાન્તો પ્રમાણે કામ કરવા જતાં, ચાલુ પ્રથા કરતાં ત્રણચાર ગણું ખર્ચ થાય એમ સ્પષ્ટ થતું ગયું. અને તે કારણે સિદ્ધાંતો મોળા કરવાનું અને છોડી દેવાનું પણ શરૂ થતું ગયું.

આ સ્થિતિમાંથી બચવાનો એક જ ઉપાય હતો. તે એ કે સારા શિક્ષકો ઓછે પગારે — એટલે સેવાભાવે — કામ કરવાનું વ્રત લઈ ગામમાં આવી વસે. એવા શિક્ષકો મેળવવા મોતીભાઈએ કંઈ કંઈ પ્રયત્નો કર્યા. 'વતનનો લાભ' લેવા તલસતા કેટલાક શિક્ષકોને તે મેળવી પણ શક્યા. અને જેમ શિક્ષકો મળતા ગયા તેમ તેમ પ્રવૃત્તિઓ એકેએક કાયમ થાય તેવા પ્રયત્નો પણ કરવા લાગ્યા (૧૯૨૩). આમ 'નવી ગુજરાતી શાળા' કેટલેક અંશે નિર્ભય થઈ. પણ કેળવણીના અખતરા કરવાની દૃષ્ટિ અને હિમાયત મોતીભાઈને છોડવી પડી.

*

કેળવણી મંડળની બીજી મોટી પ્રવૃત્તિ તે અંગ્રેજી છઠ્ઠા ધોરણનો વર્ગ અને તેને અંગે ચાલતી વિદ્યાર્થીહિતની પ્રવૃત્તિઓ. આ વર્ગ સરકારી શાળાની સાથે જોડાયેલો હતો. વિદ્યાર્થીઓ સરકારી ગુજરાતી શાળાઓમાંથી જ આવે, ધોરણ ૫ સુધી સરકારી શાળામાં જ ભણે,

છઠ્ઠા ધોરણ પૂરતા 'કેળવણી મંડળ'ના શિક્ષકો પાસે આવે અને બીજે વર્ષે તો પાછા બહારગામ જાય. એટલે કેળવણીના આદર્શોને એમાં નહિ જેવું જ સ્થાન મળતું. આ સ્થિતિમાંથી બચવા મોતીભાઈએ ખાતામાં લાગવગ વાપરી પોતાના આદર્શોથી રંગાયેલા હેડ માસ્તરો મેળવવાના પ્રયત્નો પહેલેથી શરૂ કર્યા હતા. છતાં વિદ્યાર્થીઓ ઉપર સંસ્કાર નાખવા હોય તો પોતાની સ્વતંત્ર સંસ્થા જોઈએ, એ રોજ ને રોજ અનુભવાતું હતું. અને તે માટે પોતે જાતે જઈ વસોના છઠ્ઠા ધોરણના હેડ માસ્તર બની જવાના વિચારો કરતા હતા. પણ એ વિચારોનો અમલ દૂર ને દૂર જતો હતો.

*

છતાં મોતીભાઈ હિંમત હાર્યા નહિ. તેમને ઊગતી પ્રજામાં અટળ વિશ્વાસ હતો. અને 'નવી ગુજરાતી શાળા' અને અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓ ઉપર તે મીટ માંડી રહ્યા હતા. ૧૯૨૧ના અસહકાર વખતે દેશભક્તિનો જુવાળ ફાટ્યો અને 'નવી ગુજરાતી શાળા'ના આદ્ય વિદ્યાર્થીઓને એનો રંગ લાગ્યો. એ વાતાવરણમાં એક ટોળું એવું જામ્યું કે તે આપોઆપ કંઈ કંઈ પ્રવૃત્તિઓ કરવા લાગ્યું; અભ્યાસગૃહમાં નિયમિત જાય, હેડ માસ્તર બોલાવે ત્યારે સદા હાજર, સ્વતંત્ર મિજાજ દાખવે અને નિર્દોષ આનંદ કરે, વિદ્યાદાન, બાલપુસ્તકાલય, હોળીની રમતો, વગેરે પ્રવૃત્તિઓમાં રસથી ભાગ લે. સ્વરાજ્યની ચળવળમાં પણ આગળ પડતો ઉત્સાહ દાખવે. એ ટોળીએ રમત કરતાં કરતાં અખાડાની પ્રવૃત્તિને પોતાની બનાવી, અને 'કેળવણી મંડળ'ના બાગમાં એક અખાડો બનાવવાની તજવીજ કરવા માંડી. મોતીભાઈએ આ તકનો સુંદર ઉપયોગ કરી લીધો અને વિદ્યાર્થીઓને અખાડો કરવા માટે અનુકૂળતાઓ આપી.

આ વિદ્યાર્થીઓને વસોમાં જ એક વર્ષ રાખી શકાય તો એમને મળેલા સંસ્કાર દૃઢ બનાવી શકાય, એમણે શરૂ કરેલી અખાડાની પ્રવૃત્તિ જમાવી શકાય અને બીજા વિદ્યાર્થીઓ એમને પગલે ચાલવા પ્રેરાય, એ હેતુથી કોઈ પણ ભોગે વસોમાં મૅટ્રિક વર્ગ કાઢવાનો મોતીભાઈએ નિર્ણય કર્યો. પણ વસો જેવા નાના ગામમાં મૅટ્રિક વર્ગ નીકળે અને નિષ્ફળ જાય તો ફરી એવો પ્રયત્ન દશ વર્ષેય

કરી શકાય નહિ, એ ડર મોતીભાઈને અને તેમના સાથીઓને ભડકાવતો હતો. આથી તેમણે શાળાનાં ઉપલાં ધોરણોમાં ભણતા બીજા વિદ્યાર્થીઓની તપાસ કરી. ધોરણ ૪ અને ૫ માં ભણતા વિદ્યાર્થીઓ ધોરણ ૬ના જેવા જ આશાસ્પદ જણાયા; એટલે મોતીભાઈની શ્રદ્ધા વધી. તેમણે તરત જ લાયક શિક્ષકો મેળવવા તજવીજ કરી, અને તેમાં પણ તેમને સફળતા મળી. પરિણામે ગામના વિદ્યાર્થીઓને સંસ્કારી શિક્ષણનો ઘેર બેઠાં લાભ આપવાના ઉચ્ચ આશયથી જ વસોમાં મૅટ્રિક વર્ગ શરૂ થયો (તા. ૧–૪–૧૯૨૪).

*

પણ એકલા મૅટ્રિક વર્ગથી સંસ્કાર આપવાનું અને શિક્ષણ સંગીન બનાવવાનું બને તેમ નહોતું. 'નવી ગુજરાતી શાળા'માં અપાતા શિક્ષણનો, અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણના વર્ગોને અંગે થતાં કામનો, અને મોતીભાઈના આદર્શોનો સરકારી શાળાનાં વહીવટ અને માનસ સાથે મેળ મળતો નહોતો. એને માટે તો કિન્ડરગાર્ટન વર્ગથી માંડી મૅટ્રિક સુધીની એક સળંગ અભ્યાસક્રમવાળી 'કેળવણી મંડળ'ની જ સ્વતંત્ર શાળા જોઈએ. તે માટે 'નવી ગુજરાતી શાળા'ના ચોથા ધોરણ પછીના વર્ગો કાઢવાના પ્રયત્નો શરૂઆતથી જ થતા આવ્યા હતા. પણ ખર્ચને કારણે વર્ષોવર્ષ એ વિચાર પડતો મુકાતો હતો. મૅટ્રિક વર્ગ કાઢવાનું નક્કી થતાં એ વિચાર અમલમાં મૂકવા મોતીભાઈએ ફરી હિંમત કરી, અને 'કેળવણી મંડળ'ના તેમના સાથીઓએ નાણાંની મુશ્કેલી રજૂ કર્યા છતાં પણ 'નવી ગુજરાતી શાળા'ને જોડીને અંગ્રેજી પહેલા ધોરણનો વર્ગ પણ મૅટ્રિક વર્ગની સાથે જ શરૂ કર્યો (તા. ૧–૨–'૨૪).

મૅટ્રિક વર્ગ શરૂ થવાથી માધ્યમિક શિક્ષણ માટે વિદ્યાર્થીઓને બહારગામ ભણવા જવાની જરૂર રહી નહિ. એટલે કૉલેજના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને મદદ મળે તે હેતુથી 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.'ને ધોરણે 'વસો વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.'ની સ્થાપના કરી (તા. ૨૦–૮–'૨૪), અને પેટલાદ બોર્ડિંગમાં વર્ષોથી શરૂ કરેલ 'ગરીબ વિદ્યાર્થી ફંડ'*નો ઉપયોગ

* જુઓ ખંડ ૧, પ્રકરણ ૧૨.

સ્થાનિક સંસ્થાઓમાં ભણતા વિદ્યાર્થીઓને પરચૂરણ મદદો આપવામાં કરવાની પ્રથા ચાલુ રાખી.

*

આ જ અરસામાં આફ્રિકામાં વસતા વસોના એક ગૃહસ્થનું અવસાન થયું. તેમણે પોતાના વસિયતનામામાં રૂા. ૧૦,૦૦૦ પોતાના દેશમાં વાપરવાનું લખ્યું હતું. એ રૂપિયા શામાં વાપરવા તે વિષે મોતીભાઈની સલાહ લેવામાં આવી. મોતીભાઈએ 'કેળવણી મંડળ' તરફથી ચાલતા 'અભ્યાસગૃહ'ના નિભાવ માટે એ રકમ ટ્રસ્ટ તરીકે મૂકવાની સલાહ આપી. એ સલાહ સ્વીકારાઈ. પણ નાણાં ખર્ચાય અને તેમ થવાનો સરકારી દાખલો મળે તો જ આફ્રિકાની સરકાર એ રકમ આપે તેમ હતું. તરત જ મોતીભાઈએ પોતાની જોખમદારી ઉપર એ જાતનો દાખલો મેળવી આપ્યો. એટલે 'અભ્યાસગૃહ'ને માટે રૂા. ૧૦,૪૨૫ નું ટ્રસ્ટ મળ્યું અને એને 'દેસાઈભાઈ ઝવેરભાઈ વિદ્યાર્થી આશ્રમ' એવું નામ અપાયું (તા. ૨૯–૯–'૨૫).

'કેળવણી મંડળ'ની પ્રવૃત્તિઓ આમ એક પછી એક કાયમ થતી જતી હતી. અને બીજી બાજુ મોતીભાઈ ગામની પ્રગતિની બીજી પ્રવૃત્તિઓ જન્માવતા જતા હતા. એક બાજુ તદ્દન નમ્ર રીતે શરૂ કરેલી બેંક પગભર થતી હતી અને બીજી બાજુ વિશિષ્ટ પંચાયતમાં પ્રાણ લાવવા મોતીભાઈ વિચાર કરી રહ્યા હતા. છેક ૧૯૨૦ના વર્ષમાં તેમણે આ માટે તૈયારી કરવા માંડી હતી. 'ચરોતર યુવક મંડળ' મારફતે પંચાયતોની ચૂંટણી પ્રસંગે લોકમત કેળવવા માટે પત્રિકાઓ પણ છપાવી હતી. પણ અસહકારને કારણે એ મંડળ ઉપરથી તેમનો કાબૂ ગયો અને યુવકો બીજાં કામોમાં રોકાયા, એટલે આ કામ પડતું મૂકવું પડેલું. વસોમાં કરવાનાં અનેક કામોમાં આ કામની પણ ગણતરી હતી જ. પણ પંચાયતોમાં કામ કરવું સારા માણસને માટે ઘણું મુશ્કેલ હતું. તેથી એ કામ માટે જ કોઈ લાયક ઉમેદવાર મળી આવે તેની તે રાહ જોતા હતા.

*

આ અરસામાં વસોના કેટલાક ગૃહસ્થો આફ્રિકેથી અને સરકારી નોકરીમાંથી છૂટા થઈ ગામમાં રહેવા આવ્યા. તેમને મોતીભાઈએ

પંચાયતના સભાસદ થવાની પ્રેરણા કરી, અને પંચાયત સંપ અને સહકારથી ગામહિતનાં કામો કરે તે માટે તેને દોરવણી આપવા એક સલાહકાર મંડળ નીમવામાં આવ્યું. આ મંડળના કેટલાક સભ્યો પંચાયતમાં સભાસદ તરીકે ચૂંટાયા અને તેમાંના એક — શ્રી. પુરુષોત્તમ મૂળજીભાઈ અમીન — ઉપાધ્યક્ષ પણ નિમાયા (૧૯૨૪).

આ રીતે પંચાયતમાં નવીન સભાસદો આવતાં તેના વહીવટમાં ફેરફાર થવાની શરૂઆત થઈ. એની સામે સ્વાભાવિક રીતે જ વિરોધ થયો અને થોડા જ વખતમાં ભંગીઓએ હડતાલ પાડી. પણ સલાહકારક મંડળ મક્કમ હતું. તેણે હડતાળનો શાન્ત સામનો કર્યો અને ભંગીઓને સમાધાન કરવું પડયું. પછી એક પછી એક કામો હાથ પર લેવાવા લાગ્યાં. સૌથી પહેલું કામ ગામના તળાવમાં પાણી ટકતું નહોતું તેનો ઉપાય કરવાનું વિચારાયું. તળાવ ઉપરની વાવને દુરસ્ત કરી તેમાં પંપ મૂકયો અને પંચાયત તથા ગામ-મદદથી ઉનાળામાં એ પંપ ચલાવી લોકોને પાણીની સગવડ કરી આપવી એવી યોજના થઈ. સંપ અને સહકારે એવો ચમત્કાર કર્યો કે પંચાયતે આ કામે રૂા. ૩૦૦ની મદદ મંજૂર કરી ને તે સાથે ગામે આ વિચાર વધાવી લીધો અને સહેલાઈથી રૂા. ૫,૦૦૦ ઉપરાંત રકમ એકઠી થઈ (૧૫ ઑગસ્ટ ૧૯૨૪). વાવની દુરસ્તીના કામમાં આખું ગામ જોડાયું અને ઠરેલા કાર્યક્રમ પ્રમાણે જોતજોતામાં વસોમાં પાણીની અગવડ દૂર કરનારું એક સાધન ખડું થયું.

*

આ જ વર્ષે બીજી એક પ્રવૃતિ શરૂ થઈ. સાર્વજનિક પુસ્તકાલય સ્થપાયું ત્યારથી ગામમાં ચાલતી સાર્વજનિક પ્રવૃતિઓનાં નિવેદન પ્રસિદ્ધ કરવાની પ્રથા શરૂ કરી હતી. 'કેળવણી મંડળ'ની પ્રવૃત્તિઓનાં વાર્ષિક નિવેદનો દર વર્ષે પ્રસિદ્ધ થતાં હતાં, અને ગામમાં ચાલતી બીજી લોકહિતની પ્રવૃત્તિઓનાં નિવેદનો પ્રસિદ્ધ થાય તે માટે, સાર્વજનિક પુસ્તકાલયનું મકાન બંધાયું તે વર્ષથી જ બેસતા વર્ષને દિવસે ગામના લોકોની વાર્ષિક સભા ભરવાની પ્રથા ચાલુ કરી હતી.

આ સભામાં ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓનાં નિવેદનો વંચાતાં, તે ઉપર વિવેચનો થતાં અને છેવટે મોતીભાઈ સર્વ પ્રવૃત્તિઓ વિષે જરૂરી માહિતી પૂરી પાડતું ભાષણ આપતા.

સતત પંદર વર્ષ સુધી આ પ્રથા ચાલુ હતી, અને પ્રવૃત્તિઓ વધતી જતી હતી. તેની માહિતી લોકોને ઘેર બેઠાં મળે અને બહારગામ વસતા ગામના વતનીઓ ગામની પ્રવૃત્તિઓથી માહિતગાર રહે તે માટે એક માસિક કાઢવાના વિચાર ૧૯૨૦ થી મોતીભાઈને આવતા હતા. એ બધું કરવા વસોમાં જઈ બેસવાના વિચારો ચાલતા હતા. તે ન જ બન્યું એટલે રામજીમંદિરમાં રહેતા વસોના એક બે વિદ્યાર્થીઓ દ્વારા તેમણે 'યુવક' નામે હસ્તલિખિત ત્રિમાસિક શરૂ કર્યું (૧૯૨૧). તેમાં ગામની પ્રવૃત્તિઓ વિષે માહિતી આપવા માંડી, અને કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓને માસિક ચલાવવાની તાલીમ આપવા માંડી. પણ હસ્તલિખિત ત્રિમાસિકની એક નકલથી પ્રચારકાર્યનો હેતુ સરે તેમ નહોતું, એટલે ત્રિમાસિક પત્રિકા છપાવવાની યોજના ઘડી અને સંવત ૧૯૮૨ના બેસતા વર્ષની સભામાં 'યુવક મંડળ'ના નામથી પહેલી 'વસો વાર્ષિક પત્રિકા' પ્રકટ થઈ (તા. ૨૫-૧૦-૧૯૨૫).

# ૧૩

# રામભાઈ—૧

(૧૯૧૭ થી ૧૯૨૩)

'વસો કેળવણી મંડળ' તરફથી મૅટ્રિકવર્ગ અને અંગ્રેજી ધોરણ ૧ લું નીકળવાથી બાળવર્ગથી માંડી મૅટ્રિક સુધીનું શિક્ષણ આપવાની એક સળંગ શાળા યોજવાનાં અને સોસાયટી દ્વારા કરવા ધારેલાં કાર્યો એ શાળા દ્વારા પાર ઉતારવાનાં મોતીભાઈનાં સ્વપ્નોની સિદ્ધિના ગણેશ મંડાયા. સદ્‌ભાગ્યે શરૂઆતમાં એવા સારા શિક્ષકો મળ્યા કે મોતીભાઈ કંઈ કંઈ સ્વપ્નો સેવવા લાગ્યા. શિક્ષણની સફળતા પરીક્ષાનાં પરિણામથી નહિ પણ વિદ્યાર્થીના ચારિત્ર્યની માત્રાથી અંકાય, એ તેમનો સિદ્ધાન્ત હતો. અને શિક્ષક ચારિત્ર્ય-વાન હોય તો જ વિદ્યાર્થીનું ચારિત્ર્ય ખીલે, એ સિદ્ધાંતમાં તેમને અચળ શ્રદ્ધા હતી, પણ એવા શિક્ષકો મળવા — અને તે વસો જેવા નાના ગામમાં — એ ઘણું મુશ્કેલ હતું. એટલે જે શિક્ષક મનમાં વસી ગયા તેને મોં માગ્યો પગાર આપીને પણ મોતીભાઈ વસોમાં લાવવા મથતા. પણ મોં માગ્યો પગાર આપવા છતાં વસોમાં શિક્ષકો ટકી રહે કે કેમ તે વિષે શંકા હતી અને ટકી રહે તોપણ તેમના પગારનો બોજો ભારે પડે તેમ હતું. તેથી થોડા પગારે સારા શિક્ષકો મળે તો જ 'કેળવણી મંડળ' કાઢી સંસ્કારી કેળવણી આપવાનો ઉદ્દેશ પાર પડે તેમ હતું, અને તેમ કરવાનું ગામના યુવકો સ્વીકારે તો જ તે બની શકે તેમ હતું.

આથી મોતીભાઈ યુવકો ઉપર મીટ માંડી બેઠા હતા. યુવકોની ઇચ્છાઓ, અભિલાષાઓ અને ગૂઢ શક્તિઓનો પરિચય થાય તે માટે જ તે તેમને પોતાની સાથે રાખતા અને વિવિધ પ્રકારનાં કામ કરવાની તક આપતા. નાની નાની રમતો જેવી સેવાની અનેક પ્રવૃત્તિઓ શરૂ કરતા, તેમાં વિદ્યાર્થીઓને જોડતા; તેમની સાથે વાતો કરતા, તેમનાં સુખદુઃખમાં રસ લેતા અને તેઓ જ્યાં હોય ત્યાં

તેમના પ્રત્યે મમતા દાખવતા. વિદ્યાર્થી નવરો પડે કે તેને માટે મોતીભાઈ પાસે કામ હોય જ. કોઈ મળવા ગયો કે તેને દળવા બેસાડે જ. અને 'નવરા બેઠા નખોદ વાળે' એ નિયમને વસોમાં અવકાશ ન મળે તે માટે પણ મોતીભાઈ નિરંતર જાગ્રત રહેતા. તે કારણે ગામના વિદ્યાર્થીઓ, યુવકો, શિક્ષકો, સૌ કોઈની હિલચાલ ઉપર નજર રાખતા અને દરેકને તેની રુચિ પ્રમાણે કંઈક સત્પ્રવૃત્તિ મળી રહે તે માટે સીધા ને આડકતરા પ્રયત્નો કરતા.

છેક વિદ્યાર્થી-અવસ્થાથી આ પ્રયત્નો ચાલતા હતા. તે માટે તે અંગ્રેજી શાળાના નિકટ પરિચયમાં રહેતા. ત્યાં સારા શિક્ષકો આવે તે માટે ખાતામાં લાગવગ વાપરી પ્રયત્ન કરતા. શાળાની પરીક્ષા વખતે પોતે હાજર રહેતા, કોઈ વાર પોતે પરીક્ષક બની જતા અને કોઈ વાર ઓચિંતી મુલાકાતો લઈ વિદ્યાર્થીઓના જ્ઞાનની કસોટી કરતા અને એવી કસોટીઓ મારફતે શક્તિશાળી વિદ્યાર્થીઓની શોધ કરતા.

આ પ્રયત્નોને પરિણામે મોતીભાઈને ગોપાળદાસ હાથ લાગ્યા હતા. 'વસો યુવક મંડળ' પણ એનું જ પરિણામ હતું, અને 'કેળવણી મંડળ' જમાવવા પણ એ ઉપર જ એમણે મદાર બાંધી હતી.

છેક ૧૯૧૩–૧૪ ના વર્ષમાં એક પરીક્ષા લેતાં એક વિદ્યાર્થી તેમની નજરમાં વસી ગયો હતો. માબાપનો એકનો એક દીકરો, ભણવામાં એકેએક વિષયમાં આગળ, સ્વભાવે નમ્ર અને સુશીલ, પહેલો નંબર રાખે છતાં અભિમાન નહિ, પોતાનાં કપડાં પોતાની જાતે ધૂએ, ભેંસને પાણી પાવા લઈ જાય, ખેતરમાંથી ઘાસનો ભારો માથે મૂકી લાવે અને મૂગો મૂગો અભ્યાસ કરે.

મોતીભાઈએ એની પ્રગતિ ઉપર નજર રાખવા માંડી. તે અંગ્રેજી ત્રીજા ધોરણમાં આવ્યો તે જ વર્ષે 'યુવક મંડળ' કિન્ડરગાર્ટન વર્ગ અને અંગ્રેજી છઠ્ઠું ધોરણ શરૂ કર્યાં. ચોથા વર્ષે એ નવા નીકળેલા છઠ્ઠા ધોરણમાં તે વિદ્યાર્થી પણ જોડાયો અને રિવાજ પ્રમાણે પેટલાદ બોર્ડિંગમાં રહી તે મેટ્રિક પણ થયો.

બસ. હવે ઝાઝું ભણવાની જરૂર રહી નહિ. પિતા જમીન સાચવે અને ધીરધારનો ધંધો કરે. એકનો એક પુત્ર એટલે તેણે વતન

સંભાળવું જોઈએ. પિતાએ રામભાઈને માટે ધીરધારનો ધંધો તૈયાર કર્યો.

પણ રામભાઈ ઉપર મોતીભાઈની નજર હતી. મૅટ્રિકનું પરિણામ જણાતાં તેમણે રામભાઈની તપાસ કરી, માલૂમ પડ્યું કે રામભાઈ પિતાના ધંધામાં જોડાવાના છે. મોતીભાઈએ રામભાઈના પિતાને કહેવડાવ્યું કે રામભાઈને આગળ ભણવા બધી સગવડ મળી શકે તેમ છે અને ભણતાં ભણતાં પણ તે ઘરનો ધંધો સંભાળી શકશે.

રામભાઈના પિતાએ મોતીભાઈની ભલામણ સ્વીકારી અને રામભાઈ વડોદરા કૉલેજમાં દાખલ થયા. મોતીભાઈની સાથે જ રામજીમંદિરમાં રહેવા માંડ્યું. ૧૯૨૧ માં અસહકારની ચળવળ ચાલી, અને કૉલેજમાં ભણવું અશક્ય થઈ પડ્યું. સૌની સાથે રામભાઈ પણ બિસ્ત્રા બાંધી વસો પહોંચી ગયા. પણ પિતાએ જડતી લીધી: 'મોતીભાઈની રજા લઈને આવ્યા છો?' રામભાઈ શો જવાબ આપે? પિતાએ એમને ધકેલ્યા પાછા વડોદરે.

શાંત, શરમાળ અને નમ્ર રામભાઈ 'મોતીભાઈ સાહેબ' સાથે દૂરથી જ વહેવાર રાખે અને પોતાની મેળે આવડે તે રીતે અભ્યાસ કરે. પણ મોતીભાઈ એમ રામભાઈને જંપવા દે નહિ. એ તો અવારનવાર તેમને કંઈ ને કંઈ કામ બતાવે અને નવરા પડે ત્યારે કંઈ કંઈ વાતો કરે.

એક દિવસ રામભાઈ અને તેમના મિત્રો ગપ્પાંએ ચડ્યા. કોઈએ કહ્યું કે વાંસડાની મદદથી રામજીમંદિરને છાપરે ચડી શકાય. બીજાએ તે અશક્ય માન્યું. કોણ ખરું છે તે સાબિત કરવા એક જણ વાંસડો લઈ આવ્યો અને તરત તેણે પ્રયોગ શરૂ કર્યો. વાંસડો નેવાંએ ટેકવેલો, તેની નીચે રામભાઈ ઊભેલા અને પેલા ભાઈ વાંસડા ઉપર ચડ્યા. અર્ધેક પહોંચ્યા ને નેવામાંથી નળિયાં પડ્યાં— રામભાઈના માથા ઉપર. રામભાઈ ઘવાયા. પ્રયોગ અધૂરો રહ્યો. હસવામાંથી ખસવું થયું, અને વિદ્યાર્થીઓ ડઘાઈ ગયા.

મોતીભાઈને ખબર આપવામાં આવી. તરત જ રામભાઈને હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યા. રામભાઈના પિતા આ અરસામાં મરણ પામેલા. તેમના તે એકના એક પુત્ર હતા. ઘેર ખબર આપે

તો તેમનાં માતાને આઘાત થાય અને રામભાઈને થયેલો ઘા પણ આઘાત કરાવે તેવો હતો. મોતીભાઈએ જવાબદારી પોતાને માથે લીધી અને પંદર દિવસ સુધી રામભાઈની એકનિષ્ઠાથી ચાકરી કરી. માથામાં ઘા એટલો ઊંડો પડેલો કે તેને ટાંકા મારવા પડેલા. દરદીની પાસે ચોવીસે કલાક માણસ જોઈએ. વિદ્યાર્થીઓ એક પછી એક બેસે, સવાર સાંજ મોતીભાઈ ખબર કાઢે અને રૂપબા રામભાઈની માતાની ખોટ પૂરે.

રામભાઈ હોસ્પિટલમાંથી ઘેર આવ્યા અને વસો ગયા ત્યારે જ તેમનાં કુટુંબીઓને આ બાબતની ખબર પડી. આ બનાવે રામભાઈ અને મોતીભાઈને બહુ નજીક આણ્યા, અને રામભાઈ મોતીભાઈના જમણા હાથ બની રહ્યા. વિદ્યાદાન, હોળીની રમતો, વાર્ષિક રિપોર્ટો, સૌમાં રામભાઈની મદદ લેવાવા માંડી. 'યુવક' ત્રિમાસિક પણ રામભાઈ મારફતે જ તૈયાર થતું. વંશાવળી તૈયાર કરવાનું અને એનાં પ્રૂફ જોવાનું કામ પણ રામભાઈ પાસે જ મોતીભાઈએ કરાવેલું.

રામભાઈ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ મોતીભાઈ તેમને વધુ ને વધુ કામ સોંપતા ગયા. ડિસ્ટ્રિક્ટમાં સાથે લઈ જાય, શાળાઓમાં ફેરવે અને યુવકો સાથે કામ કરવા મોકલે. એમ કરતાં તા. ૭–૫–'૨૩ના એક પત્રમાં તેમણે લખ્યું :

વડોદરા, તા. ૭–૫–'૨૩

રા. ભાઈ રામભાઈ,

કૉલેજના વિદ્યાર્થીઓ મળીને વૅકેશનમાં સમાજસેવાનાં કંઈ કંઈ કામ કરશો. 'યુવક મંડળ'ને જાગતું જીવતું જ બનાવશો. કંઈ આનંદ મળે, કંઈ જ્ઞાન મળે, કંઈ સેવા થાય, કંઈ આત્મશુદ્ધિ થાય, એવું કંઈ કંઈ કરશો જ. હું દિલગીર છું કે તમારી સાથે વસો રહેવા ધાર્યું હતું છતાં બહુ જ મોડો આવી શકાશ. છતાં તમારામાં સઘળાનામાં મને શ્રદ્ધા છે અને એવી આશા રાખું છું કે મારી દોરવણી સિવાય પણ તમે તમારા કાર્યનું ક્ષેત્ર શોધી શકશો અને ફરજ બરાબર અદા કરશો.

મોઢે રૂબરૂમાં ઘણી વખત કહ્યું છે અને પત્રમાં પણ લખું છું કે, વસોનું ભાવિ વસોના જ યુવકો ઉપર અવલંબી રહ્યું છે. આપણે બળ, દ્રવ્ય કે શક્તિ નથી પણ એકબીજાનામાં વિશ્વાસ અને

સંપથી કામ કરવાની વૃત્તિ છે. દ્રવ્યની જવાબદારી તો તમને કોઈને હું લેવાનું કહેતો જ નથી, પરંતુ કામની જવાબદારી લેતાં શીખો અને એ પાંચ વર્ષે કામની જવાબદારી જે તમારે લેવાની છે તેની તાલીમ આજે મેળવો અને પાંચ વર્ષથી માંડીને ૫૦ વર્ષ સુધીના આપણે બધા યુવકો ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓ દ્વારા એકબીજાના ગાઢા પરિચયમાં આવીએ, એકબીજાને મદદ કરવાનું શીખીએ, જ્ઞાતિના અને કુટુંબના કલેશ કંકાસથી દૂર રહીએ, ગામની સુખ-શાંતિમાં વધારો કરીએ — ટૂંકામાં, આપણે સુખી થઈએ અને બીજાને સુખી કરીએ, એ પ્રકારનું જીવન ગાળતાં આપણે બધા શીખીએ.

રાત્રિશાળા ખાસ જોતા રહેશો. વસોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના પરિચયમાં વધારે ને વધારે આવવા પ્રયત્ન કરશો. આપણી સાથે વધારે ને વધારે તેઓ ભળે, આપણી પ્રવૃત્તિઓમાં રસ લેતા થાય, ઘરનાં, કુટુંબનાં, અને શેરીનાં મિથ્યાભિમાનમાંથી મુક્ત થાય, જિજ્ઞાસુવૃત્તિ ખીલવે, અને તેમનામાં જ્ઞાનપિપાસા જાગ્રત થાય એ માટે પ્રયત્ન કરશો. ગામના બાળકો અને વિદ્યાર્થીઓ ભવિષ્યના નાગરિકો છે અને ગામની સેવા તેઓ આજથી જ કરી શકે તેમ છે. એ પ્રકારની ભાવના તેમનામાં જાગ્રત કરશો.

ઉનાળાની રાત્રિના વખતે પાંચ સાત મિત્રો બાગમાં બેસવાનું રાખશો અને નિર્દોષ વાતચીતમાં અને ઉપર લખી એ બધી યોજનામાં અને સંગીતની મજામાં વખત ગાળશો, તો રજાઓ પાછળની જિંદગીમાં ઘણી સાંભરે એવી રીતથી પસાર થશે. યાદ રાખજો કે વિદ્યાર્થી-અવસ્થાના નિર્દોષ આનંદો ફરી ફરીને નથી મળતા અને એ આનંદ સમજપૂર્વક (સેવેલા) મિત્રોના સમાગમમાં જેટલો મળી શકે છે તેટલો બીજી રીતે નથી જ મળતો. અમને ઘણી ઇચ્છા થાય છે કે અમે બધા મિત્રો વસોમાં અઠવાડિયું પખવાડિયું ભેગા રહીએ, પરંતુ તે હવે શક્ય નથી. તમને પણ તેવો જ અનુભવ થશે. માટે હાલ જેટલો વખતનો ઉપયોગ થઈ શકે તેટલો કરી લો.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

## ૧૪

# રામભાઈ—૨

(૧૯૨૫)

વસોમાં વિદ્યાર્થીઓએ અખાડાની પ્રવૃત્તિ જમાવી અને પરિણામે મૅટ્રિક વર્ગ ઊઘડ્યો તે અરસામાં રામભાઈ કૉલેજમાં છેલ્લાં વર્ષોમાં હતા અને ગ્રેજ્યુએટ થઈ ઇલેક્ટ્રિકલ એંજિનિયર થવા ઇંગ્લંડ જવાનાં સ્વપ્નો સેવતા હતા. તેની મોતીભાઈને ખબર પડતાં તેમણે એ લાઈન માટે રામભાઈની વતી બધી તપાસ કરી, અને ખર્ચ અને ભાવી આવકના આંકડા મૂકી જોયા. સમજાયું કે, દેવું કરીને જાય તો પાછા આવીને તે વાળતાં ઘણો સમય જાય અને મુશ્કેલી પણ પડે. પરદેશ જઈ આવે એટલે ઘરનાં માણસો કરતાં રહેણીકરણી જુદી થઈ જાય અને નોકરીને કારણે ગામબહાર રહેવાનું થાય એટલે વતન સંભાળી શકે નહિ. આ વસ્તુસ્થિતિ જોતાં, વિલાયત જવું કે કેમ તે વિષે શાંતિથી વિચાર કરવાનો હતો.

આ વિચાર ચાલતો હતો તે દરમ્યાન રામભાઈ પરીક્ષા આપવા ગયા. ત્યાં 'સ્ટૅન્ડર્ડ ટાઈમ' અને 'લોકલ ટાઈમ' વચ્ચેના ભેદથી અજાણ્યા હોવાને કારણે એક દિવસ પરીક્ષાને સ્થળે મોડા પડ્યા એટલે પેપર લખી શક્યા નહિ અને નાપાસ થયા. વિલાયત જવાનું બાજુએ રહ્યું અને રામભાઈને એક વર્ષ નવરા બેસવાનું થયું! વિદ્યાર્થી તરીકે તેમની ગણના પ્રથમ પંક્તિમાં થતી હતી, તેથી ડિગ્રી નહિ હોવા છતાં પ્રોફેસરોએ તેમને કૉલેજમાં ડેમોન્સ્ટ્રેટરની જગાએ રોકી લીધા — એંજિનિયર થવાનાં સ્વપ્નો સેવતા સેવતા રામભાઈ શિક્ષક બન્યા!

એક વર્ષ પૂરું થયું. રામભાઈએ ફરી પરીક્ષા આપી અને તેમાં તે પાસ થયા. દરમ્યાન વિલાયત જવાનો વિચાર મોળો પડ્યો. કૉલેજમાં જ નોકરી જોઈએ તો મળે તેવી સ્થિતિ જણાઈ. પણ કૉલેજની નોકરીમાં પગાર થોડો મળે અને રહેણીકરણી

વિલાયતી ઢબની. તેના કરતાં એ જ ગ્રેડની શિક્ષકની નોકરી સારી — એ દલીલે શિક્ષક થવા તરફ મન વળ્યું. મોતીભાઈની સલાહ માગી. મોતીભાઈને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. તેમણે તે વિચાર વધાવી લીધો અને રામભાઈને વસોમાં નવા નીકળેલા મૅટ્રિક વર્ગમાં સાયન્સના શિક્ષક તરીકે નીમી દીધા (૧૯૨૫).

મૅટ્રિકના અભ્યાસક્રમમાં સાયન્સ આ વર્ષે જ દાખલ થયું હતું. આગલે વર્ષે રોકેલા સાયન્સ શિક્ષક છૂટા થયા હતા એટલે રામભાઈને અને વસોના મૅટ્રિક વર્ગને બંનેને સંજોગો અનુકૂળ હતા.

મોતીભાઈ એમની પદ્ધતિ પ્રમાણે રામભાઈના કામમાં રસ લઈ રહ્યા હતા. રામભાઈ સાથે પત્રવ્યવહાર ચાલતો હતો. તેમને શિક્ષકનું કામ ગમતું જણાતું હતું અને વિદ્યાર્થીઓને પણ તેમનું કામ રુચતું હતું. મોતીભાઈ રામભાઈના વલણને ટેકો આપતા જતા હતા.

તા. ૧૫–૭–'૨૫ ના પત્રમાં આ વિષે તેમણે લખ્યું:

વડોદરા, તા. ૧૫–૭–'૨૫

રા. ભાઈ રામભાઈ,

તમારો પત્ર આજે મળ્યો છે. હકીકત જાણી. અને ઘણો આનંદ થયો છે. જેવું વિદ્યાર્થીજીવન તેવું જ શિક્ષકજીવન પવિત્ર છે. પરંતુ બંને જીવન અને મનુષ્ય તરીકેનું પણ જીવન જીવતાં આવડવું જોઈએ. સંસાર ક્લેશમય છે, પાપમય છે, દુઃખમય છે, પણ તે બાહ્ય દૃષ્ટિએ. આપણે નિર્દોષ રહીએ, સેવાધર્મ પાળીએ, સ્વાશ્રયના સિદ્ધાંતો શીખીએ તો સાચી શાંતિ અને સાચું સુખ અનુભવી શકીએ અને આ પ્રકારનું જીવન ગાળવામાં વિદ્યાર્થીજીવનથી શિક્ષકજીવન બીજે નંબરે આવે છે. વિદ્યાર્થીઓ માટે જેટલા પ્રમાણમાં આપણે નિઃસ્વાર્થ જીવન યોજીએ એટલા જ પ્રમાણમાં તે લહાવો આપણને લેવાનો મળે છે. મને તો ખાતરી છે કે બીજું કંઈ થવાના કરતાં તમે શિક્ષક થવાને વધારે યોગ્ય છો. ભવિષ્યમાં તમે સારા શિક્ષક નીવડશો એમ હું માનું છું. શિક્ષકજીવનમાં ઉચ્ચ ચારિત્ર્ય, નિર્વ્યસનીપણું, શાંત સ્વભાવ, ઉદ્યોગીપણું, ખંત અને સેવાભાવ, એ પ્રકારના ગુણો મુખ્યત્વે કરીને હોવા જોઈએ. તમારામાં તે ગુણો મેં જોયા છે અને અનુભવ મળતાં તમે વિદ્યાર્થી-

ઓને વધારે સારો સંતોષ આપી શકશો એમ હું માનતો આવ્યો છું. માટે જ શિક્ષક તરીકે તમે આવી મળવાથી મેં 'વસો કેળવણી મંડળ'ને ભાગ્યશાળી માન્યું છે. તમને શિક્ષણના વિષયોમાં અને વિદ્યાર્થીઓમાં રસ પડવા માંડ્યો છે એટલે તમારા સંબંધી મને જે કંઈ સહેજસાજ ચિંતા હતી તે હવે દૂર થઈ છે. ઈશ્વર તમારી અને અમારી આશાઓ પૂર્ણ કરે એ જ પ્રાર્થના.

લિ. તમારો
**મોતીભાઈ ન. અમીન**

એક માસ પછી ફરી લખ્યું :

વડોદરા, તા. ૧૯–૮–'૨૫

રા. ભાઈ રામભાઈ,

વસોમાં રહેવું એટલે સેવાભાવનો અને ગરીબાઈનો સ્વીકાર કરવો, વિના કારણ અનેક ચિંતાઓ વહોરવી, અજ્ઞાન લોકોમાં સરકારી નોકરીથી જે પ્રતિષ્ઠા મળે છે તે ગુમાવવી અને એકંદર રીતે આરામી જીવન ગુમાવી કષ્ટમય જીવન ગાળવું. એક વાત મેં હજી સુધી લખી નથી તે વિના સંકોચે આજે લખી દઉં છું કે, મારી ઇચ્છા તો 'વસો કેળવણી મંડળ'ના તમે પહેલા સ્વયંસેવક થાઓ એવી પણ છે.

એકંદરે મારી યોજના પરિપૂર્ણ થશે તો સાત સ્વયંસેવકો જોઈશે. એક ચોથા ધોરણ માટે, એક પાંચમા ધોરણ માટે, ને ચાર છઠ્ઠા અને સાતમા ધોરણ માટે. તે ઉપરાંત એક 'નવી ગુજરાતી શાળા'ના સુપરિન્ટેન્ડન્ટ તરીકે. આ રીતે સ્વયંસેવકો વહેલા મોડા આપણને વસોમાંથી મળી રહેશે. બહારના પણ આપણે સ્વીકારી શકીશું. કિન્ડરગાર્ટનથી માંડી મૅટ્રિક ક્લાસ સુધી કેળવણી આપનાર સંસ્થા આપણે જમાવી શકીશું. તમે પહેલા સ્વયંસેવક થાઓ. એ માન તમને અને મને અને કેળવણી મંડળને ઓછું નથી. પ્રોફેસર કર્વે અને અખંડાનંદ કે ઠક્કર અમૃતલાલભાઈ જેટલો અને જેવો આપણે આત્મભોગ ન આપી શકીએ. ડૉ. સુમંતની માફક રૂ. ૭૦૦)ની નોકરી આપણે ન છોડી શકીએ, પણ સામાન્ય માણસ તરીકે થોડોઘણો લાભ અને

સુખશાંતિનો આપણે ત્યાગ કરી શકીએ. એ કરવું એનું નામ મનુષ્યત્વ અને કર્તવ્ય છે. મનુષ્યત્વ મેળવવામાં જ જીવનનું સાર્થક છે. તપ તપવા જંગલોમાં જવું નથી. લડાઈઓ લડવા જઈ જીવને અને શરીરને જોખમમાં નાંખવું નથી. લોકોના રૂપિયા એકઠા કરી મોટા મોટા યજ્ઞ કરવા નથી, પણ નાના માણસોથી નાનકડા ગામમાં, નાના ભોગ આપીને આપણે યજ્ઞ–નોકરી–કરી શકીએ અને યથાશક્તિ આહુતિઓ આપી શકીએ.

પેટલાદ બોર્ડિંગ હાઉસના પ્રતાપે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' હું સ્થાપી શક્યો. રા. ગોપાળદાસ અને અન્ય યુવકોની મદદ વડે હું 'વસો કેળવણી મંડળ' સ્થાપી શક્યો. પણ આ 'કેળવણી મંડળ'નું સાચું બળ 'સ્વયંસેવક મંડળ' તો તમારી મદદ વડે જ સ્થાપી શકું.

તમે 'કેળવણી મંડળ'માં જોડાઓ એટલે મેં આ વાત તમારા આગળ મૂકવા ધારી હતી. પ્રસંગ આવતાં આજે મૂકી છે ને તે એટલા માટે મૂકી છે કે નિર્ણય કરો તે સાથે બધી બાબત લક્ષમાં રાખી શકો. અગાઉ લખ્યું હતું તે આજે ફરી લખું છું કે મારા તરફના માનના કે અભિપ્રાયના કારણે તમારા મનથી વિરુદ્ધ કોઈ જાતનો નિર્ણય કરશો નહિ. તમે સરકારી નોકરી સ્વીકારી શકો, સરકારી નોકર જેટલો જ પગાર લઈને કેળવણી મંડળમાં રહી શકો, વા સ્વયંસેવક તરીકે, વખત આવ્યે, 'કેળવણી મંડળ'માં જોડાઈ શકો. આ ત્રણમાંથી એક નિર્ણય કરવા તમે સ્વતંત્ર છો. તમે જે નિર્ણય કરશો તેમાં હું સંમત છું. જેટલા પ્રમાણમાં હું અને તમે જુદા છીએ તેટલા પ્રમાણમાં મારી ઇચ્છા તે તમારી ઇચ્છા હોવી ન જોઈએ. તમે સરકારી નોકરીમાં જોડાઓ તોપણ તમને હું આજે જે ભાવથી ચાહું છું તે જ ભાવથી ચહાતો રહીશ ને તમારા આત્મવિકાસમાં મારાથી બનશે તેટલી મદદ કરતો રહીશ. માટે જ ફરી લખું છું કે તમારો નિર્ણય તમારી ઇચ્છા પ્રમાણે કરશો ને મને જણાવશો.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

૧૫

## વસો યુવક મંડળ–એક ભાષણ

(૧૯૨૫)

રામભાઈ સાથે પત્રવ્યવહાર ચાલતો હતો તે દરમ્યાન વસોના મૅટ્રિક વર્ગમાં એક બનાવ બન્યો: આ વર્ગમાં સંખ્યા થોડી અને ખર્ચ ભારે હતું. એટલે તે નભશે કે કેમ તે વિષે કેટલાકને શંકા હતી. એ શંકા દૂર કરવાની જવાબદારી મોતીભાઈને શિર હતી. પહેલે જ વર્ષે યુનિવર્સિટીની પરીક્ષામાં આ વર્ગનું પરિણામ સારું આવ્યું, એટલે એની સફળતા અને ઉપયોગિતા સિદ્ધ થઈ, અને મોતીભાઈએ ખર્ચનો બોજો હળવો કરવા 'કેળવણી મંડળ' તરફથી ચાલતા છઠ્ઠા તથા સાતમા બંને વર્ગોની ફી વધારી. તે સામે વિદ્યાર્થીઓએ વિરોધ કર્યો અને તે દર્શાવવા હડતાળ પાડી. હડતાળ બે દિવસ ચાલી. મોતીભાઈને તેની ખબર પડી. તેમણે વિદ્યાર્થીઓને બોલાવ્યા. કારણ પૂછ્યું. ચર્ચા ચાલી.

મોતીભાઈ કહે: 'હું તો ઇચ્છું કે તમને બધાને મફત ભણાવી શકાય. અને આજે જ એવી સગવડ આપવા પણ તૈયાર છું. પણ આપણે મૅટ્રિક ક્લાસ કાઢ્યો, એટલે 'કેળવણી મંડળ'ને ખર્ચ વધ્યું. એ ખર્ચ કાં તો સરકારે આપવું જોઈએ, કાં તો લોકોએ આપવું જોઈએ, કાં તો વિદ્યાર્થીઓએ આપવું જોઈએ કે પછી દેવું કરવું જોઈએ. સરકાર થોડીક ગ્રાન્ટ આપે છે તેથી રાહત મળે છે, પણ ખોટ તો આવે છે. લોકો દાન આપતા નથી, એટલે દેવું કરવું કે ફી વધારવી — એ બેમાંથી એક માર્ગ રહે છે. દેવું કરવાની પણ મારી તૈયારી છે, પણ એ દેવું તમારે ભવિષ્યમાં આપવું પડશે. એની જવાબદારી તમે આજથી લેતા હો તો જાઓ, તમારી ફી માફ કરાવું. કહો, છો તૈયાર?'

વિદ્યાર્થીઓ શું કહે? થોડી વાર બધા ચૂપ રહ્યા. પછી કોઈ કોઈ બોલ્યું: 'પણ, સાહેબ, એવી જવાબદારી શી રીતે લેવાય?'

'તો પછી ફી આપવી જોઈએ ને?'

'પણ, સાહેબ, આટલી બધી ફી?'

'જરા વિચાર કરો. આપણે મૅટ્રિક ક્લાસ નહોતો કાઢ્યો ત્યારે વિદ્યાર્થીઓ બહારગામ ભણવા જતા. તેમને મહિને સહેજ ૧૫થી ૨૦ રૂપિયા ખર્ચ આવતું. તેને બદલે અહીં સાત રૂપિયામાં પતે છે. એ લાભ ખરો કે નહિ?'

'પણ, સાહેબ, આટલી બધી ફી તો ના પોષાય.'

'જેને ના પોષાય તે બીજી શાળામાં જઈ શકે છે.'

'તે તો પહેલાં હતું જ ને?'

'ત્યારે તમે સમજી શકો છો કે વધારે ફી આપવી પડે છે તે પણ સરવાળે તો સસ્તી જ છે! — તો, કહો, હવે નિશાળમાં જશોને?'

વિદ્યાર્થીઓ ગૂંચાયા. તેઓ તો 'ના'ને જ વળગી રહ્યા. મોતીભાઈ કહે: "તમે તો 'મહાજન મારું માબાપ પણ મારી ખીલી ખસે નહિ' એવી વાત કરો છો. કાં તો ફી આપો, કાં તો દેવાની જવાબદારી સ્વીકારો, નહિ તો શાળા છોડો — એ સિવાય ચોથો રસ્તો હોય તો બતાવો."

આખરે વિદ્યાર્થીઓએ હડતાળ પાછી ખેંચવાનું કબૂલ કર્યું. મોતીભાઈએ તેમને શાબાશી આપતાં કહ્યું: 'તમે હડતાળ પાડવાની હિંમત કરી તે માટે તમને ધન્યવાદ આપું છું. હું ઘણો દિલગીર છું કે તમારે માથે ફીનો બમણો બોજો નાખવો પડે છે. સરવાળે તો તે બમણો નથી પણ અર્ધો છે, એ તમે જોઈ શક્યા હશો. પણ એ બોજોયે હળવો કરવા હું મથીશ. દરમ્યાન તમારી હિંમતના અને સજ્જનતાના બદલામાં તમારા વર્ગને રૂ. ૫૦) બક્ષિસ આપું છું. તેનો તમારે ફાવે તે ઉપયોગ કરશો.'

*

અખાડો સ્થપાયો, મૅટ્રિક વર્ગ નીકળ્યો અને વિદ્યાર્થીઓનું જૂથ જામ્યું. એટલે યુવકોમાં જાગ્રતિ આવી. ૧૯૨૧ ના અસહકારના વાતાવરણે એમાં ચિનગારી મૂકી. ત્યારથી વિદ્યાર્થીઓ કંઈ કંઈ પ્રવૃત્તિઓ કરતા, અને તેમને ચોતરફથી ઉત્તેજન મળતું. તેમના જ પ્રયત્નથી ટિળક સ્વરાજ્ય ફાળામાં બારસો રૂપિયા જેટલી રકમ

એકઠી થઈ હતી, અને એ જ નાણાંથી અખાડાનું મકાન બાંધી તેને 'ટિળક વ્યાયામ મંદિર' એવું નામ આપવામાં આવ્યું હતું. એ 'વ્યાયામ મંદિર' 'કેળવણી મંડળ'ની જમીન ઉપર બંધાવ્યું હતું અને એને નિભાવવા એ મંડળ નાણાં પણ આપતું હતું. એ રીતે ગામના યુવાનોને એકઠા થવાનું અને કામ કરવાનું તે ઉત્તમ સ્થળ બન્યું હતું.

પણ એ કારણે જ યુવકોમાં અસ્મિતા જામી હતી. તેનો પડઘો એેએક માસ પછી વિદ્યાદાનના દિવસે ઉઘરાવાતાં નાણાંની ફાળવણી વખતે સંભળાયો. વિદ્યાદાન ઉઘરાવવાનું, તેનો હિસાબ રાખવાનું, તેનું નિવેદન તૈયાર કરવાનું—એ બધું કામ 'યુવક મંડળ' કરતું. પણ એમાંનું ઘણુંખરું મોતીભાઈ જ કરી લેતા. અને નાણાંની ફાળવણી પણ તેમની સલાહથી જ થતી. આ વર્ષે યુવકો જાગ્યા અને વિદ્યાદાનનાં નાણાંમાંથી સ્ત્રીકેળવણીને મદદ મળવી જોઈએ, વ્યાયામની હરીફાઈઓને મદદ મળવી જોઈએ, ખાદીપ્રચારને મદદ મળવી જોઈએ—એમ વિદ્યાદાનના દિવસ પછીની 'યુવક મંડળ'ની સભામાં જુદા જુદા અવાજ નીકળ્યા. કોઈએ એમ પણ કહ્યું કે, "'યુવક મંડળ'ને નામે 'કેળવણી મંડળ'—એટલે મોતીભાઈ સાહેબ—જ વિદ્યાદાનનાં નાણાંની ફાળવણી કરે છે. તો પછી 'યુવક મંડળ'ને બદલે 'કેળવણી મંડળ' જ એ કામ કરી લે. 'યુવક મંડળ'નું એમાં શું સ્થાન છે એની ચોખવટ થવી જોઈએ."

'યુવક મંડળ'માં મોતીભાઈ સાહેબનો પણ સમાવેશ થતો હતો. એ હકીકત ઉપરનો અવાજ ઉઠાવનાર યુવકોના ખ્યાલ બહાર રહી ગઈ હતી. વળી વિદ્યાદાન યુવકો ઉઘરાવતા હતા અને અખાડો પણ યુવકો ચલાવતા હતા, પણ એ સર્વ 'કેળવણી મંડળ'ને આધારે જ થતું હતું. એટલું જ નહિ, પણ યુવકોના એ ઉત્સાહને પોષવા જ મૅટ્રિક વર્ગ કાઢ્યો હતો અને એમની સર્વ પ્રવૃત્તિઓને 'કેળવણી મંડળ' એટલે મોતીભાઈ સાહેબ જ પોષતા હતા.

મોતીભાઈ સાહેબ તો યુવકોની આ જાગ્રતિથી રાજી જ થતા હતા. તેમણે તે દિવસે પેટ ભરીને વાતો કરી. યુવકો શું કરી શકે, તેમણે શું કરવું જોઈએ, વગેરે વિષે લંબાણથી કહ્યું. છેવટે 'યુવક

મંડળ'ના ઉદ્દેશો અને કર્તવ્ય સમજાવતાં બોલ્યા: “ગામની બધી પ્રવૃત્તિઓનું મૂળ 'યુવક મંડળ' છે. જે કોઈને હૈડે ગામનું હિત વસતું હોય તે એનો સભાસદ થઈ શકે છે. ૧૮ વર્ષ કે ૮૦ વર્ષનો એમાં ભેદ નથી. એનો મુખ્ય હેતુ ગામની એકતા વધારવાનો છે. ગામમાં વસતા નાનામોટા સૌ એમાં જોડાઈ શકે — સભાસદ હોય કે ના હોય તોપણ એમાં ભળી શકે — અને પોતાનાથી થાય તે સેવા કરી શકે, એ એની ખૂબી છે. એના સભાસદને એક જ હક્ક છે — ગામની સેવા કરવાનો. એ આના ફી રાખી છે તે તો નામની જ છે. ફ્રાંન્સ જેવા દેશમાં સભાસદની લાયકાત સેવા ઉપરથી ઠરાવવામાં આવે છે. એવું આપણે કરી શકતા નથી, માટે જ પૈસાથી સભાસદ બનાવીએ છીએ. બાકી પૈસા આપે તે સભાસદ, એમ છે તેને બદલે સેવા કરે — કામ કરે — તે સભાસદ, એવું હોવું જોઈએ. બેંક કે 'કેળવણી મંડળ' જેવી સંસ્થાઓમાં પૈસો, સત્તા, લાયકાત બધું જોવું પડે. પણ 'યુવક મંડળ'માં પૈસો કે સત્તા મહત્ત્વની વસ્તુ નથી. સેવા કરવાની જેને ધગશ હોય તેને આ મંડળ તક આપે છે અને સાથ આપે છે. એને બીજા કશા અંકુશો નડતા નથી. આ મંડળ સેવાની ધગશ અજમાવવાની અને પોતાના વિચારોની કસોટી કરી જોવાની એક પાઠશાળા છે. એ પાઠશાળામાં તાલીમ લેતાં ગામહિતના કોઈ એક પ્રશ્નને જે કોઈ પોતાનો કરી લે તેને સત્તા, હક્ક, માન બધું આપોઆપ મળશે. તે માટે ફરજ બજાવતાં, જવાબદારી ઉઠાવતાં શીખવું જોઈએ. તેમાં નિષ્ફળ જવાય તો તેથી નુકસાન કંઈ જતું નથી, અને પ્રયત્ન કર્યાનું પુણ્ય – લાભ – તો મળે છે જ.

આમ હોવાથી જેમ 'યુવક મંડળ'ના સભાસદની લાયકાતને કોઈ મર્યાદા નથી, તેમ તેના કાર્યક્ષેત્રને પણ કોઈ મર્યાદા નથી. 'યુવક મંડળ' ગામના એકેએક જણનું છે, અને ગામહિતનું કર્તવ્ય બજાવવાની જવાબદારી પણ ગામના એકેએક જણને શિર છે. તેથી 'યુવક મંડળ'ના સભાસદો ગામમાં ચાલતી પ્રવૃત્તિઓને મદદ કરી સેવા કરી શકે છે; એ મદદ દ્વારા સેવાની તાલીમ લઈ શકે છે; જે પ્રવૃત્તિઓ ન થતી હોય તે પોતે શરૂ કરી શકે છે, અને રસ્તે જતાં પણ જનસેવા કરી શકે છે. . . .”

આમ કહી, ગામમાં શી શી પ્રવૃત્તિઓ કરવા જેવી છે, યુવકોએ શું કરવું જોઈએ, એ વિષે મોતીભાઈએ અનેક વાતો કહી. ગામની પ્રગતિનો નકશો એમણે વર્ષોથી દોરી રાખ્યો હતો, અને નવા નવા પ્રશ્નો એમાં ઉમેરતા જતા હતા. એમને મન વસો તો દેશોન્નતિના પ્રશ્નો ઉકેલવાની એક પ્રયોગશાળા હતું. અને એ પ્રયોગશાળામાં કરવાના કામના પદાર્થપાઠ 'યુવક મંડળ'ની પ્રવૃત્તિઓમાં મળતા હતા. એવા પદાર્થપાઠ લેતા લેતા અને બીજાને આપતા આપતા તે આગળ વધ્યા જતા હતા. એટલે યુવકોએ કરવા જેવાં અને તેમનાથી થઈ શકે તેવાં કામોની તેમની વાતોને છેડો જ નહોતો. એમાંની ઘણી વાતો 'વસો યુવક મંડળ'ના ઉદ્દેશોમાં તેમણે ગણાવી છે. તેનું આજે પુનઃસ્મરણ કર્યું અને તે યાદીમાં અનેક વિગતોનો ઉમેરો કર્યો.*

* આ યાદી 'વસો યુવક મંડળ'ના મંત્રી પાસેથી મળી શકશે.

# ૧૬

# પેટલાદ તાલુકાની પ્રવૃત્તિઓ

(૧૯૨૫ થી ૧૯૨૭)

પેટલાદ છોડી વડોદરે આવ્યા ત્યારથી મોતીભાઈએ ગામડાંના લોકોને કેળવણી મળે તે માટે શું થઈ શકે તેનો અભ્યાસ કરવા માંડ્યો હતો. વડોદરા રાજ્યે લોકહિતની એટલી બધી ઉદાર યોજનાઓ કરી હતી કે તેનો લાભ લેવામાં આવે તો લોકો આપોઆપ સ્વરાજ્ય ભોગવતા થઈ જાય એમ તે જાતે અનુભવતા હતા. એટલે સ્વરાજ્યની પ્રચંડ હિલચાલ ચાલી છતાં વડોદરા રાજ્યની નોકરીનો મોહ મોતીભાઈ ન જ છોડી શક્યા અને રાજ્ય તરફથી મળતી સવલતોનો લોકોને લાભ લેતા કરવા તરફ એમણે દૃષ્ટિ દોડાવી.

પેટલાદ બોર્ડિંગ સ્થપાઈ તે જ વર્ષે (૧૯૦૬) વડોદરા રાજ્યે ફરજિયાત કેળવણીનો કાયદો પસાર કર્યો હતો. એનો લાભ નહિ જેવો જ લેવાતો હતો, અને દંડની શિક્ષા સારી પેઠે થતી હતી. ફરજિયાત કેળવણીના કાયદાનો હેતુ લોકોને નિશાળોમાં ધકેલવાનો હતો અને એક વખત નિશાળોમાં લોકો જતા થાય તો કેળવણીના પ્રચારનું કામ સહેલું થઈ જાય — એ એનો હેતુ હતો. તેને બદલે એ કાયદો તો લોકોને દંડવાનું એક હથિયાર થઈ પડ્યો અને કાયદાનો અમલ નહિ થવાને કારણે સરકારને દંડનાં નાણાંની સારી એવી આવક થવા લાગી. આમાં સરકારનો દોષ નહોતો. દોષ તો કાયદાનો ભંગ કરનારનો હતો. પણ આ હકીકત ઉપલક દૃષ્ટિએ જ સાચી હતી. ઊંડા ઊતરીને જોઈએ તો ખરી હકીકત તો એ હતી કે કાયદામાત્રથી — સરકારના નામમાત્રથી — ભડકવાને પ્રજા ટેવાયેલી હતી. અને ભડકેલી પ્રજાને વધુ ભડકાવી કામ લેવાને સરકારના અમલદારો પણ ટેવાયેલા હતા. કાયદો કરનાર મહારાજાનો હેતુ સ્તુત્ય હતો, પણ એ હેતુ પ્રજાનાં દિલમાં ઉગાડી, પ્રજાને રાજાની ઉદાર નીતિનો લાભ

લેવા પ્રેરનાર કોઈ નહોતું. એ કામ તો અમલદારો કરી શકે કે પ્રજાના સેવકો કરી શકે.

પુસ્તકાલયોના પ્રચારનું કામ કરતાં આ વસ્તુસ્થિતિ મોતીભાઈને સમજાઈ ગઈ હતી. એટલે છેક ૧૯૧૯ના વર્ષમાં સૌથી પ્રથમ તેમણે ફરજિયાત કેળવણીના કાયદાના પ્રશ્નને હાથમાં લીધો હતો. તે વિષે એક લેખ પણ લખ્યો હતો. એ કાયદાના અમલથી લોકોને સંપૂર્ણ લાભ થવો જોઈએ અને તે માટે કેળવાયેલા વર્ગે જ જાગ્રત થવું જોઈએ. ગરીબોના હિત માટે કરેલા આ કાયદાને પરિણામે ગરીબોનો એક રૂપિયો પણ દંડ થાય એ દીવાન સાહેબના એક હજાર રૂપિયા દંડ થયા બરાબર છે. દીવાન સાહેબનો એક હજાર રૂપિયા દંડ થાય તો તેથી દીવાન સાહેબને તો કંઈ તકલીફ ન થાય, પણ ગરીબનો એક રૂપિયો દંડ થાય તો તેથી તેને તો ચાર-છ દિવસનો રોટલો જાય. આ મોતીભાઈની સચોટ દલીલ હતી. અને તેથી ફરજિયાત કેળવણીના કાયદાને પરિણામે કોઈ પણ સ્થળે દંડ ન થાય તે માટે કેળવાયેલા યુવાનો પ્રયત્ન કરે એ તેમનું કર્તવ્ય છે અને તે દ્વારા ગરીબોની મહાન સેવા થાય તેમ છે – એ તેમને વસી ગયું હતું. અને તે માટે તે જ્યાં જતા ત્યાં શિક્ષકોને, યુવાનોને અને ગામના આગેવાનોને ઉપદેશ દેતા ફરતા હતા.

આ પ્રયત્નોનું કાંઈક પરિણામ લાવી શકાય અને ગામડાંના કેળવણીના પ્રશ્નોના ઉકેલ કરી શકાય તે માટે, ગામડાંમાં થતી સાર્વજનિક પ્રવૃત્તિઓની માહિતી મેળવવી એ મોતીભાઈએ એક કર્તવ્ય માન્યું હતું. પુસ્તકાલયની તપાસણીને કામે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તે આ કામ અચૂક કરતા અને લોકો સાથેનો પરિચય વધારતા. એમ કરતાં કરતાં તેમણે ગામડાનાં ધર્માદા ફંડોની તપાસ કરવા માંડી હતી, અને ૧૯૨૨–૨૫ વર્ષમાં પેટલાદ તાલુકાનાં કેટલાંક ગામોનાં આવાં ફંડોની માહિતી એકઠી પણ કરી હતી. આ સર્વ પ્રયત્નોને વેગ મળે તે માટે પોતે નિવૃત્ત થઈ પેટલાદ તાલુકાને ખીલવવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યા અને તે માટે તૈયારી શરૂ કરી.

અસહકાર નરમ પડવાને લીધે અને ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમ ઉપર ભાર મૂકવાને લીધે યુવકોનું વલણ ગામડાંની સેવા તરફ વળ્યું હતું. તેનો લાભ લઈ 'ચરોતર યુવક મંડળ'ને જાગ્રત

કરવાના પ્રયત્નો આરંભ્યા. શરૂઆત વસોથી થઈ ચૂકી હતી. બીજે વર્ષે ગામડાંના પ્રશ્નોનો અભ્યાસ કરવા વૅકેશનમાં યુવકોને આમંત્રણ આપ્યું. પેટલાદ બોર્ડિંગમાં તા. ૩–૫–'૨૬ને દિવસે કેટલાક યુવકો એકઠા થયા, તેમને સંબોધીને કહ્યું: 'અહીં તમે આવ્યા છો તેનાથી મુખ્ય લાભ મને થવાનો છે. સાડા ત્રણ વર્ષ પછી હું નોકરીમાંથી મુક્ત થાઉં ત્યારે મારે શું કરવું તેની દિશા ઢૂંઢી રહ્યો છું. ગામડાંમાં જવાથી બેશક તમોને જાણવાનું મળશે; ગામડાંને આપણી યોજનાથી ફાયદો થશે કે નહિ તે ન કહી શકાય. . . .' પછી તાલુકાના વિભાગો પાડી દરેક વિભાગમાં એક એક ટુકડીને અમુક કાયક્રમ આપી મોકલી દીધી. આ યુવકોએ કરેલા કામથી ઘણું જાણવાનું મળ્યું અને 'યુવક મંડળ' ફરી શરૂ કરવાની જરૂરની ખાતરી થઈ.

આ જ વર્ષે પેટલાદના એક જૂના વિદ્યાર્થીએ રૂ. ૫,૦૦૦) કોઈ પણ સેવાના કામમાં વાપરવાની ઇચ્છા બતાવી અને મોતીભાઈની તે માટે સલાહ લીધી. મોતીભાઈએ વર્ષોથી સેવેલા એક સ્વપ્નને મૂર્તિમંત કરવામાં આ તકનો ઉપયોગ કર્યો. છેક ૧૯૧૫–૧૬ નાં વર્ષમાં વસોમાં નવી ગુજરાતી શાળા નીકળી ત્યારથી ડૉ. સુમન્ત મહેતા અને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક સાથે ગુજરાતનાં ગામડાંમાં પુસ્તકાલયો અને ઔષધાલયો કાઢવાની યોજનાઓ વિચારાઈ હતી. તેનો અમલ કરવાનું બની શક્યું નહોતું. પણ ત્યાર પછી પેટલાદ તાલુકાના બાંધણી ગામે એક દવાખાનું સરસ જામ્યું હતું. તે પેટલાદ બોર્ડિંગના એક આદ્ય વિદ્યાર્થીની પ્રેરણાથી ત્યાંના 'વિદ્યાર્થી મંડળે' ચલાવ્યું હતું. એ જ મંડળમાંના એક વિદ્યાર્થી દક્ષિણ આફ્રિકામાં જઈ વસેલા અને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના વખતથી ગાંધીજીના સંપર્કમાં આવી તેમના આદર્શોથી રંગાયેલા. તેમણે ત્યાંથી પાંચ હજાર રૂપિયા ઉઘરાવી આ દવાખાનાને મદદ મોકલી આપેલી. આમ બાંધણીનું દવાખાનું લોકમદદ અને યુવકોના સેવાભાવનું પરિણામ હતું. તે તે વખતના વડોદરા રાજ્યના આરોગ્ય ખાતાના મુખ્ય અધિકારી ડૉ. સુમન્ત મહેતાની નજરે ચડતાં તેમણે તેને સરકારી દવાખાનું બનાવ્યું હતું.

આ સર્વ હકીકતની મોતીભાઈને ખબર હતી અને તે જ ધોરણે સરકાર અને લોકમદદના સહકારથી થોડે ખર્ચે અને સેવાભાવે ગામેગામ ઔષધાલયો સ્થાપવાનાં તે સ્વપ્નો સેવતા હતા. તે સ્વપ્નો ફળીભૂત કરવા 'પેટલાદ મહાલ આરોગ્ય મંડળ'ની યોજના કરી, ઉપરના રૂપિયા પાંચ હજારની મદદથી ગામડાંમાં ઔષધાલયો સ્થાપવાની હિલચાલ શરૂ કરી* (૯–૯–'૨૬).

*

આ સાથે જ મોતીભાઈ ગ્રામ પંચાયતોના કાયદાનો અભ્યાસ કરી રહ્યા હતા, અને એનો અમલ કરવામાં લોકોને મદદ થઈ શકે તે માટે પુસ્તકાલયોની તપાસણીના કામ સાથે પંચાયતોની તપાસણીનું કામ કરવાની પરવાનગી આપતો ખાસ હુકમ પણ સરકારે તેમને આપ્યો હતો (તા. ૨૭–૪–'૨૭).

આ કામ ચાલતું હતું તેવામાં, ૧૯૨૭ના વર્ષમાં, ગુજરાતમાં અતિવૃષ્ટિનું સંકટ આવી પડ્યું. તા. ૨૩–૭–'૨૭ થી ૨૭–૭–'૨૭ સુધી, ગુજરાતમાં કદી નહિ પડેલો એવો ૪૦ ઇંચ વરસાદ પડ્યો. ભીષણ વાવાઝોડાં થયાં. હજારો ઘરો તૂટી પડ્યાં. ગામોમાં પાણી ફરી વળ્યું. તાર, ટપાલ, અને રેલવેના વહેવાર અટકી પડ્યા, અને લાખો મનુષ્યો નિરાધાર થઈ પડ્યાં. ૧૯૧૯ના દુષ્કાળ વખતે રાહત-કાર્ય શરૂ થયું હતું, તે જ રીતે આ વખતે પણ રાહતકાર્ય તરત જ શરૂ થયું. ચરોતર પ્રદેશ માટે આ કામ સોસાયટીના સ્વયં-સેવકોએ કોઈની પણ રાહ જોયા સિવાય શરૂ કરી દીધું. તેને ગુજરાત (રાજકીય) પ્રાંતિક સમિતિએ વધાવી લીધું. મુંબઈમાં પણ રાહત સમિતિઓ સ્થપાઈ અને તે સમિતિ તરફથી કામ કરવા હિંદ સેવક સમાજના સભ્ય ઠક્કરબાપાએ સોસાયટીમાં જ થાણું નાખ્યું. મોતીભાઈએ પેટલાદ તાલુકાનું કામ ઉપાડી લીધું. તે માટે સરકાર પાસેથી વહીવટદારની સત્તા મેળવી અને મધ્યસ્થ સમિતિઓની સાથે સહકાર સાધી પેટલાદ તાલુકાનાં ગામોમાં રાહત પહોંચાડવા સ્વયંસેવકોની મદદથી તરત જ કામ આરંભી દીધું.

---

*નિયમો માટે જુઓ 'ચરોતર', જાન્યુઆરી ૧૯૩૧, પૃ. ૧૮.

આ કામે મોતીભાઈ પગે ચાલીને પેટલાદ તાલુકામાં ગામેગામ રખડ્યા. સંકટ એટલું ભારે હતું કે તે અપાય તેટલી મદદ આપતા. એ કામે તેમની આંખો ઉઘાડી નાખી અને લોકોની ખરી સ્થિતિનો તેમને ખ્યાલ આવ્યો. સેવાનાં કામો હદ વિનાનાં હતાં એનું તેમને ભાન થયું. આ વખતે તેમનું કામ એક રીતે હળવું થયું હતું, કેમકે કામ કરનાર ઠેર ઠેર નીકળ્યા હતા. રાહત આપવા માટે મધ્યસ્થ સમિતિએ અમુક ધોરણો ઠરાવ્યાં હતાં, પણ એ ધોરણ સંતોષી શકે નહિ એવા કિસ્સા મોતીભાઈની નજરે આવતા ગયા અને તેમનું દિલ એવા લોકો માટે દ્રવતું ગયું.

વસોમાં ૧૧૦૦ ઘર પડી ગયાં હતાં. ત્યાં રાહતનું કામ તરત જ શરૂ થયું હતું. પણ મોટી રકમની જરૂર હતી. તરત જ રૂ. ૧૦) ના એક શૅરવાળી, ' રેલસંકટ નિવારણ સહકારી મંડળી ' તેમણે ઊભી કરી. એ મંડળીએ ઘરો બાંધવા લોકોને નાણાં ધીરવાનું કામ ઉપાડ્યું. તે માટે સરકાર પાસેથી રૂ. ૩૦,૦૦૦) કરજે ઉપાડવાનો પ્રશ્ન ઊભો થયો. સરકાર તો જામીન ઉપર જ નાણાં ધીરે. મંડળી પાસે જામીન ક્યાંથી હોય? મોતીભાઈએ પોતાના સાથીઓ પાસે મંડળીના શૅર લેવડાવ્યા અને એ સાથીઓની મિલકતના જામીન ઉપર મંડળી માટે નાણાં ઉપાડ્યાં. કામ એટલું સુંદર થયું કે એક હજારની શૅરની મૂડીવાળી મંડળીએ રૂ. ૩૦,૦૦૦) ઉપરાંત રકમ લોકોને ધીરી અને ગામને સંકટમાંથી બચાવ્યું. મંડળીની સાથે સાથે લોકોને અનાજ તથા ઘર બાંધવાનો સામાન સસ્તે ભાવે આપવા દુકાન કાઢેલી. તેનો હિસાબ કર્યો ત્યારે રૂ. ૨,૧૨૫-૪-૬ વધેલા જણાયા. ગામના યુવાનોએ બધું કામ સેવાભાવે કર્યું હતું, તેનું આ ફળ હતું. એ કામમાં વિદ્યાર્થીવર્ગનો હિસ્સો બહુ મોટો હતો. આ અરસામાં વિદ્યાર્થીઓએ શરૂ કરેલા અખાડાનું મકાન તૈયાર થઈ ગયું હતું. એ મકાન માટે વિદ્યાર્થીઓએ જ ઉઘરાવેલા ' ટિળક સ્વરાજ્ય ફાળા 'નાં નાણાંનો ઉપયોગ થયો હતો, તેમ છતાં કેટલીક રકમ ખૂટતી હતી. તે આ બચતની રકમમાંથી આપવામાં આવી અને વસોના વિદ્યાર્થીઓ માટે વ્યાયામશાળાનું સ્વતંત્ર મકાન ઊભું થયું. એ જ રીતે બાકીની રકમ ' વસો કેળવણી મંડળ 'નાં મકાનોને રેલસંકટથી થયેલા નુકસાનની દુરસ્તી માટે આપવામાં

આવી. સેવાનાં કામો કરતાં વધેલાં નાણાં સેવાની પ્રવૃત્તિઓને જ અપાયાં.

રેલસંકટે મોતીભાઈને માટે નવીન કાર્યપ્રદેશ ઉઘાડ્યો. વસોમાં કેટલાક કિસ્સા એવા હતા કે તેને મંડળીના નિયમ પ્રમાણે નાણાં મળી શકે નહિ. મોતીભાઈએ અપવાદ તરીકે એવા કિસ્સાને મદદ આપવા મંડળીને વીનવી. પણ મંડળીએ એ વિનંતી ન સ્વીકારી. છેવટે મોતીભાઈની મિલકતની જામીનગીરી લઈ મંડળીએ એવા કિસ્સામાં મદદ આપી.

એક ગામે એક ભંગીની નિરાધાર ડોસીની સ્થિતિ જોઈ, મોતીભાઈએ તેને માસિક એક રૂપિયો મદદ આપવાની વ્યવસ્થા કરી. વસોના ભંગીઓએ બે વર્ષ ઉપર હડતાળ પાડી હતી. તેમના પ્રશ્નો મોતીભાઈ વિચારી રહ્યા હતા. એક વર્ષ વિદ્યાદાનની રકમ હરિજનો માટે જ વપરાય એવી જાહેરાત કરી હતી. પણ તેનો લોકોએ ખાસ જવાબ આપ્યો નહોતો. એટલે એ ખાતે એકઠી થયેલી નાનકડી રકમ બૅન્કમાં જમા મૂકી હતી. આ પ્રસંગે તેનો ઉપયોગ કર્યો અને વસોના ભંગીઓ માટે એક 'વિશિષ્ટ પંચાયતની ભંગી સહકારી મંડળી' કાઢી.

આવાં રાહતનાં બીજાં કામો માટે મંડળીઓ કાઢવાની અગત્ય મોતીભાઈને દસી ગઈ હતી. તે માટે તેમણે પેટલાદ મહાલની સહકારી મંડળીઓનો અભ્યાસ કરવા માંડ્યો અને બીજી બાજુ કાર્યના પ્રકારનો ખ્યાલ આવે તે માટે 'મદદને પાત્ર કેટલીક વ્યક્તિઓ'* એ નામે એક લેખ 'જ્ઞાન પ્રચાર'માં લખ્યો.

*

આ અરસામાં રાહતકાર્ય પૂરું થયું અને પેટલાદમાં 'ત્રીજી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ' ભરવાનું ઠર્યું. એ પરિષદને સફળ બનાવવા મોતીભાઈએ ખૂબ મહેનત લીધી. પેટલાદના શહેરીઓ જેઓ આજ સુધી મોતીભાઈને એક પાટીદાર જ ગણતા અને તેમના કામ પ્રત્યે બેદરકાર હતા તેમને આ પરિષદ વખતે મોતીભાઈની સજ્જનતા, સેવાભાવ અને કાર્યદક્ષતાનો ખ્યાલ પહેલી જ વાર

* જુઓ 'જ્ઞાન પ્રચાર', સપ્ટેમ્બર, ૧૯૨૭, પૃ. ૨૮૧.

આવ્યો, અને મોતીભાઈએ પેટલાદ તાલુકાના આગેવાનોનાં મન હરી લીધાં.

આ પરિષદ પ્રસંગે પેટલાદના દાતાર શેઠશ્રી ચંદુલાલ કેશવલાલ પરીખને પેટલાદ તાલુકાની પ્રજા તરફથી માનપત્ર આપવામાં આવ્યું. તેના જવાબમાં શેઠશ્રીએ તાલુકાની પ્રગતિની રૂપરેખા સૂચવતું ભાષણ આપ્યું. એ રૂપરેખાની દિશામાં મોતીભાઈએ કામ શરૂ કર્યું હતું જ. તેને વેગ આપી શકાય અને કામ વ્યવસ્થિત તેમ જ સંગીન થઈ શકે તે માટે પરિષદમાં જ પુસ્તકાલય પ્રવૃત્તિની યોજનાઓ ઉપરાંત 'પેટલાદ સર્વસંગ્રહ' તૈયાર કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

## ૧૭

# પુસ્તકાલય-શાસ્ત્રનું સાહિત્ય

(૧૯૨૫થી ૧૯૩૦)

'પુસ્તકાલય' ત્રિમાસિક, પુસ્તકાલય પરિષદ અને 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.', આ ત્રણુ સાધનોની મદદથી મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિના વિસ્તારનું અને સંગઠનનું કામ એકીસાથે ઉપાડ્યું. 'પુસ્તકાલય' વિચારો પ્રગટ કરે અને ચર્ચા કરે, પરિષદ એ વિચારો અને ચર્ચાઓનો અમલ કરવા ઠરાવો અને ભલામણો કરે. એ ઠરાવો ને ભલામણોનો અમલ કરવા એક બાજુ રાજ્ય પુસ્તકાલય મંડળ, પ્રાંત પુસ્તકાલય મંડળ, અને મહાલ પુસ્તકાલય મંડળો સ્થાપવાની પ્રવૃત્તિ શરૂ થઈ, અને બીજી બાજુ મોતીભાઈએ સરકારી અધિકારની રૂએ જોઈએ તે સગવડો કરી આપી. અને આ સર્વને પરિણામે પુસ્તકાલયોને માટે દિનપ્રતિદિન ઊભી થતી સાધનોની જરૂરિયાતો પૂરી પાડવાનું કામ 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળે' બજાવવા માંડ્યું.

જે કામ જીભ હલાવવાથી થાય તે માટે હાથ હલાવવો નહિ, જે કામ બીજા પાસે કરાવી શકાય તેમાં પોતે વખત ગુમાવવો નહિ, એ સર્વ અમલદારોની પેઠે મોતીભાઈની પણ નીતિ હતી. પણ જ્યારે બીજા અમલદારો એ નીતિનું પાલન કરીને જ અટકતા ત્યારે મોતીભાઈ એ નીતિનું પાલન કરવાથી બચતાં સમય, સાધન અને શક્તિનો બને તેટલો સદુપયોગ કરવા ઇંતેજાર રહેતા. 'પુસ્તકાલય એ લોકોનું વિશ્વવિદ્યાલય છે,' એ શ્રીમંત મહારાજા સાહેબનું સૂત્ર લોકો પુસ્તકાલયનો જાતે ઉપયોગ કરી તેનો લાભ ઉઠાવે તેટલા પૂરતું જ ઉચ્ચારાયું હતું, પણ મોતીભાઈએ તો એ સૂત્રનો વિશાળ અર્થ કરી બતાવ્યો. અને પુસ્તકાલય પ્રવૃત્તિને તેમણે સાચે જ લોકજીવન ખીલવવાની પાઠશાળા બનાવી દીધી.

બીજા અમલદારો જ્યારે સત્તાનો દમામ બતાવવા જ્યાં ત્યાંથી લોકોને વેઠે પકડી લાવતા, ત્યારે મોતીભાઈ પુસ્તકાલયો સ્થાપવા, તેનો વહીવટ કરવા, અને સરકાર ન આપે તેવાં સાધનોની ઊણપ પૂરવા ગામલોકો, શાળા-કૉલેજોના વિદ્યાર્થીઓ અને નવરા બેસી રહેતા યુવકોની મદદ મેળવતા. શાળાના શિક્ષકોને પોતાના કર્તવ્યનું ભાન થાય તે માટે તેમને સમજાવી, પટાવી, પ્રોત્સાહન આપી પુસ્તક-પ્રચારના પવિત્ર કાર્યમાં પલોટતા. અને એક વખત જે તેમની ગાડીમાં બેઠો તેને તેમાંથી નીચે ઊતરવાનું મન જ થતું નહિ. આમ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર દ્વારા વડોદરા રાજ્યનાં ગામડાંમાં અદ્‌ભુત જાગ્રતિ આવી અને લોકોને સાર્વજનિક પ્રવૃત્તિઓ ચલાવવાની કળા હાથ બેઠી.

આ સર્વ પ્રવૃત્તિઓની પાછળ મોતીભાઈનાં પ્રેરણા-બળ કામ કરતાં; અને અશક્ય લાગતાં, ભલભલા જે અજમાવવાનો વિચાર ન કરે તેવાં, કાર્યોનો ઉકેલ કરવાની તે હામ ભીડવા લાગ્યા હતા. છેક ૧૯૧૩ ના વર્ષમાં — વસોનું સાર્વજનિક પુસ્તકાલયનું મકાન ખુલ્લું મુકાયા પછી બે વર્ષે — મહારાજા સયાજીરાવ વસોમાં પધાર્યા ત્યારે, પુસ્તકાલયના નિવેદનમાં લખ્યું હતું કે, ‘પુસ્તકાલયોમાં પુસ્તકો વસાવવા લોકોને માર્ગદર્શક થઈ પડે તે માટે પુસ્તકોની યાદીઓ છપાવવામાં આવશે ત્યારે પુસ્તકાલયનો સદુપયોગ બરાબર થઈ શકશે.’ આ અલ્પ વિચારને વ્યવહારમાં મૂકવા બૉર્ડન સાહેબની મદદથી ૧૯૧૩–૧૪ના વર્ષમાં કેટલાક પ્રયત્નો થયા હતા. બૉર્ડન સાહેબથી માંડી કુદાલકર અને દત્ત સાહેબ સુધીના નાનામોટા સર્વ અમલદારો આ પ્રવૃત્તિના પ્રચાર માટે સેવાભાવે કંઈ ને કંઈ કામ કરતા હતા. તે પ્રણાલી મોતીભાઈએ ચાલુ રાખી હતી એટલું જ નહિ, પણ ખૂબ વિકસાવી હતી, એટલે ગુજરાતી પુસ્તકાલયો વાસ્તે શાસ્ત્રીય સાહિત્ય તૈયાર કરવાનું કામ હવે તેમણે ઉપાડ્યું.

૧૯૧૩ થી ’૧૯ સુધી અંગ્રેજીમાં ‘લાયબ્રેરી મિસેલેની’ નામે સામયિક પ્રગટ થતું હતું, તે શ્રી. કુદાલકરના અવસાનને લીધે અને બીજાં કારણે બંધ થયું. એ સામયિકની સાથે જ સ્વ૦ ચિમનલાલ ડા. દલાલે ‘ગુજરાતી પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ’ (૧૯૧૪) અને ‘૧,૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ’ (૧૯૧૪) પ્રસિદ્ધ કરી

હતી. ત્યાર પછી ૧૯૧૭માં સેન્ટ્રલ લાયબ્રેરીનાં 'ગુજરાતી પુસ્તકોનું કેટલૉગ' તૈયાર થયું હતું. પણ ત્યાર પછી એક દસકા સુધી આ દિશામાં કંઈ કામ થયું નહોતું. માત્ર 'સાહિત્ય' માસિકમાં પુસ્તકાલય ખાતાની સૂચનાઓ અને જાહેરાતો પ્રસિદ્ધ થતી હતી.

પણ દસ વર્ષમાં પ્રગતિ એટલી થઈ હતી કે ૧૯૨૫ માં 'પુસ્તકાલય' ત્રિમાસિકના પહેલા અંકમાં જ મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિનું શાસ્ત્રીય સાહિત્ય તૈયાર કરવા કરાવવાની યોજનાઓની રૂપરેખા રજૂ કરી. એ લખતાં, આ પ્રયત્નને સફળતા મળશે કે કેમ તેની શંકા હતી. પણ ચાર જ માસમાં ત્રિમાસિકને માસિક બનાવવું પડ્યું. આ દિશામાં લોકમત તૈયાર થઈ ગયો હતો તેનો એ અચૂક પુરાવો હતો!

મોતીભાઈએ તરત જ કામ આગળ ધપાવ્યું. પ્રથમ આજ સુધી 'સાહિત્ય' માસિકમાં અને અન્યત્ર પ્રગટ થયેલ ખાતાના સર્ક્યૂલરો, જાહેરાતો અને સૂચનાઓનું એકીકરણ તૈયાર કરાવ્યું અને પ્રગટ કર્યું (૧૯૨૫); પુસ્તકાલયો માટે સૂત્રોનો સંગ્રહ પ્રગટ કર્યો (૧૯૨૫). સ્વ. ચિ. ડા. દલાલે બાર વર્ષ ઉપર પ્રસિદ્ધ કરેલી 'ગુજરાતી પુસ્તકો વાસ્તે વર્ગીકરણની પદ્ધતિ'ની નવીન આવૃત્તિ બહાર પાડી (૧૯૨૬); અને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃતિ વિષે માહિતી આપતું એક ગુજરાતી પુસ્તક તૈયાર કરવાનું કામ શરૂ કર્યું. આવું એક અંગ્રેજી પુસ્તક — The Baroda Library Hand Book — કેટલાંક વર્ષથી પ્રસિદ્ધ થવા માંડયું હતું. તેને અનુસરીને જ આ પુસ્તક તૈયાર કરવાનું હતું. તે ૧૯૨૭ માં પ્રગટ થતાં 'પુસ્તકાલય સર્વસંગ્રહ' અને '૮,૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ'* તૈયાર કરવાનું આરંભ્યું.

* આ વિષે વિદ્વાનોના અભિપ્રાય માગવામાં આવ્યા હતા. તેના ઉત્તરમાં ગુજરાતના પ્રખર વિદ્વાન શ્રી૰ બ૰ ક૰ ઠાકોરે આ કામની મહત્તા વિષે લખ્યું હતું:

'છેવટ, કંઈક પુનરુક્તિ થવા દઈને પણ લખીશ. આપને રૂડું મનાવવાને નહિ, પરંતુ મારી નિખાલસ પ્રતીતિને લીધે જ કે, બિબ્લિયોગ્રાફીનું કામ મોટું, મુશ્કેલ, બહુ ભાંજગડિયું છે. ગમે તેટલી વિદ્યા, ગમે તેટલાં સાધન એની પાછળ ગમે તેટલા ઉદ્યોગથી અને નિષ્ઠાથી યોજવામાં

૧૯૨૭ના વર્ષ સુધી આ સર્વ કામ ખાતાના ગ્રંથપાલ (?) શ્રી. દીવાનજી મોતીભાઈની દોરવણીથી સેવાભાવે કરતા હતા. પણ આ કામ તેમને માટે ભારે લાગવાથી એ ખાતે જ ગૂજરાત વિદ્યાપીઠના એક સ્નાતક શ્રી. સોમાભાઈ મથુરભાઈ શાહને રોકવામાં આવ્યા. બે વર્ષમાં આ બંને કામ પૂરાં થયાં (૧૯૨૯). '૮,૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ' એ ગુજરાતી ભાષામાં અપૂર્વ અને અસાધારણ કાર્યસિદ્ધિ હતી. તેની પ્રસ્તાવનામાં મોતીભાઈએ આ પ્રકારના કામની અગત્ય, આજ સુધીમાં થયેલા અને ભવિષ્યમાં કરવાના પ્રયત્નોની રૂપરેખા, તથા પ્રસ્તુત પ્રયત્નનું મૂલ્યાંકન રજૂ કર્યાં હતાં. તેમાંથી નીચેનું અવતરણ એમના વિચારો જાણવા પૂરતું થશે:

'પુસ્તકાલયનો યુગ શરૂ થઈ ચૂકયો છે અથવા તો પુસ્તકાલયના પૂજારીઓ શાળા-યુગ પછી પુસ્તકાલય-યુગ શરૂ કરવા મથી રહ્યા છે. એટલે પુસ્તકાલયનું સાહિત્ય હવે ઊભું થવું જ જોઈએ એમ સર્વ કોઈને લાગે છે. ગુજરાતી ભાષાનાં આઠ હજાર વર્ગીકૃત પુસ્તકોની નામાવલિ પ્રસિદ્ધ થાય એ પુસ્તકાલય-યુગનો જ પ્રતાપ ગણાય. પુસ્તકાલય એટલે એકલું મકાન નહિ, તેમ જ એકલો પુસ્તકોનો સંગ્રહ પણ નહિ. આધુનિક પુસ્તકાલય પોતાના ઊંચા આદર્શ સિદ્ધ કરે તે માટે એ જ્ઞાન અને શિક્ષણ પ્રચારના સર્વ માર્ગો, યુક્તિઓ, સાધનો અને જરૂરિયાતો વિચારનારી, અને બાળકો તેમ જ વૃદ્ધો, સ્ત્રીઓ તેમ જ પુરુષો, શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ, ખેડૂતો તેમ જ

---

આવે, ભલેને, તથાપિ અશુદ્ધિઓ, અપૂર્તિઓ આદિ રહેવાનાં જ, એવું એ કામ છે. ટૂંક સમયમાં અતિ સ્વલ્પ સાધને બૂઠાં માણસોની અત્યન્ત મહાન સંખ્યા વડે જે બની આવે તેટલો પણ આપણા આખા સાહિત્ય ઉપર મોટો ઉપકાર થવાનો, નિઃસંશય. આપ આ આદરો છો તે આજ લગી કોઈએ આદરેલું પણ નથી એમ દેખીતું છે. આવી મજૂરી એટલી તો નિરપેક્ષ છે કે તે માથે લેવા કોઈ રાજી નથી; એટલી તો સખત છે અને કોરી (અનઇન્ટરેસ્ટિંગ) છે કે સામાન્ય માણસો અને સામાન્ય સાધનો હારી જ જાય; અને વળી કેટલી મહત્ત્વની અને ઉપયોગી છે તેનો ભલભલાને ખ્યાલ જ નથી. સૌ મારી તારીમાં જ ડૂબ્યા છીએ, કેમ જે દુનિયાદારીનું સ્વરૂપ પણ તેવું જ છે.' 'પુસ્તકાલય', નવેંબર, ૧૯૨૭, પૃ. ૪૮૬.

કારીગરો, થોડું ભણેલા તેમ જ બહુ ભણેલા, આ સર્વ વર્ગની સેવા કરનારી, સંસ્થા હોવી જોઈએ. પુસ્તકાધ્યક્ષ — પુસ્તકાલયનો આત્મા — જાગતો હોય તો પુસ્તકોની વ્યવસ્થા એવી સુંદર રાખે કે વાંચકો હોંસે હોંસે પુસ્તકાલયમાં જાય અને જોઈતું પુસ્તક વા જરૂર પડતી માહિતી સત્વર મેળવી શકે; પણ શાળાઓને જેમ સાચા શિક્ષકો મળ્યા નથી, મળતા નથી, તેમ પુસ્તકાલયોને પણ સાચા પુસ્તકાધ્યક્ષો મળ્યા નથી, અને હાલની સ્થિતિમાં મળવાનો સંભવ પણ બહુ જણાતો નથી; એટલે આ નામાવલિ પુસ્તકાધ્યક્ષોને અને પુસ્તકાલયના વાંચકોને અત્યંત ઉપયોગી થશે જ. વળી ગુજરાતી સાહિત્યના હિતચિંતકોને પણ આ સંગ્રહમાંથી ઘણું ઘણું જાણવાનું અને વિચારવાનું મળશે. પુસ્તકાધ્યક્ષો આ સંગ્રહ ઉપરથી પોતાની સંસ્થાનો પુસ્તકસંગ્રહ સરખાવી જોશે અને દરેક વિષયમાં શિષ્ટ લેખકોનાં કયાં કયાં પુસ્તકો પોતાના પુસ્તકાલયમાં નથી તે જાણી લઈ તે ખોટ પૂરી પાડવા પ્રયત્નશીલ બનશે, અને વર્ગીકરણ કરવામાં દ્રવ્ય, મહેનત અને વખતનો બચાવ કરશે. પોતાને રુચતા વિષયનાં કેટકેટલાં અને કયાં કયાં પુસ્તકો વાંચ્યાં છે અને કયાં કયાં હવે વાંચવાનાં બાકી રહ્યાં છે તે વાંચકો એકદમ જાણી શકશે. ગુજરાતના સાક્ષરો પણ દરેક વિષયમાં ગુજરાતી સાહિત્ય કેટલું ખીલ્યું છે અને કયા કયા વિષયમાં કેવા પ્રકારની ઊણપો રહી છે તે સહેલાઈથી જાણી શકશે અને તે ઊણપો દૂર કરાવવા યથાશક્તિ કોશિશ કરશે વા અન્ય ભાઈઓને માર્ગદર્શક થશે.' (પ્રસ્તાવના પૃ. ૪)

*

મોતીભાઈ નામાવલિ પ્રસિદ્ધ કરીને જ બેસી રહ્યા નહિ. તે જાણતા હતા કે આવાં પુસ્તકોના અસ્તિત્વની પણ લોકોને ખબર હોતી નથી, તેનો ઉપયોગ કરવાની તક ગ્રૅજ્યુએટોને પણ મળતી નથી, તો એને તેઓ ખરીદે એવી ગુજરાતી વાંચકો પાસેથી આશા ન જ રખાય. એટલે સાત રૂપિયાની કિંમતના આ ધોળા હાથીને પુસ્તક-શાળાઓમાં પહોંચાડવાનું અને એને ખાતે રોકાયેલાં નાણાં બંધ બેસાડવાનું વિકટ કાર્ય પણ એમને જ કરવાનું હતું. તેમણે તે કર્યું પણ ખરું. અને તે એવી રીતે કર્યું કે પુસ્તક પ્રગટ કરનાર 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ'ને તેની મૂડી પાછી મળે અને કંઈક બચત

પણ થાય. અને એ બચત થાય તેમાંથી એ જ નામાવલિનો પુરવણી વિભાગ તૈયાર કરવાની યોજનાની જાહેરાત કરી.

વર્ગીકરણની પદ્ધતિ અને નામાવલિ તૈયાર થઈ એટલે ગુજરાતી ગ્રંથપાળોને પુસ્તકાલયોની શાસ્ત્રીય રીતે ગોઠવણ કરવાનું સાધન પૂરું પડ્યું. પણ પુસ્તક પસંદ કરવા માટે કોઈ સાધન નહોતું. એ માટે 'વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય' એ નામના પુસ્તકની તૈયારી નામાવલિ પ્રસિદ્ધ થઈ કે તરત શરૂ કરી. આ માટે ઓળખીતા વિદ્વાનો, શિક્ષકો અને વાચનના શોખીન મિત્રો ઉપર પત્રો લખ્યા, અભિપ્રાય અને માહિતી મળે તે માટે પત્રકો તૈયાર કરી મોકલ્યાં અને ઘેર બેઠાં તેમને પુસ્તકો પૂરાં પાડ્યાં. અને એક વર્ષ પૂરું થતા પહેલાં (સાત માસમાં) 'વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય ભા. ૧' બહાર પાડ્યું (૧૯૩૦).

## ૧૮

# નિવૃત્તિનાં સ્વપ્નો – એક પત્ર

( તા. ૨૯-૭-૧૯૨૮ )

ગયાં પ્રકરણોમાં વર્ણવેલી પ્રવૃત્તિઓ ચાલતી હતી તે દરમ્યાન ભાણાભાઈને પોતાના આદર્શો અને સિદ્ધાન્તો પ્રમાણે શિક્ષણ અને સંસ્કાર આપવા મોતીભાઈ આતુરતાથી અને ચીવટથી પ્રયત્ન કરી રહ્યા હતા. એ પ્રયત્નોમાં શિક્ષણશાસ્ત્રની અને તેનો ઉપયોગ કરવાની તેમની કળાની અસાધારણ કસોટી થતી હતી. પણ મોતીભાઈ હિંમત હારતા નહિ કે ધીરજ ગુમાવતા નહિ. એમ કરતાં ભાણાભાઈ અંગ્રેજી છટ્ઠા ધોરણ સુધી પહોંચ્યા, અને અનેકવિધ પ્રવૃત્તિઓ અદ્ભુત સફળતાથી ચલાવતા ચલાવતા મોતીભાઈ સરકારી નોકરીનાં છેલ્લાં વર્ષો સુધી પહોંચ્યા.

દરમ્યાન વતનની સેવા કરવાનાં જિંદગીભર સેવેલાં સ્વપ્નો ફળવાનાં કંઈક ચિહ્ન દેખાતાં હતાં. અને રામભાઈ દ્વારા એ સ્વપ્નો ફળવાની આશા બંધાઈ હતી. રામભાઈને સ્વયંસેવક તરીકે ‘ કેળવણી મંડળ ’માં જોડાવા પ્રેરણા કરી હતી, તેને માન આપી તેમણે સ્વયં-સેવક તરીકે કામ કરવા માંડયું હતું. તેમની સાથે કામ કરવા આવેલા બીજા શિક્ષક — પેટલાદના એક જૂના વિદ્યાર્થી — પણ સ્વયંસેવક તરીકે જોડાવા તૈયાર થયા હતા, અને બીજા પણ એમને પગલે ચાલશે એવી શ્રદ્ધા બંધાઈ હતી. આ સર્વની સાથે ‘ વસો કેળવણી મંડળ ’ના સાચા સ્વયંસેવક થવાની મોતીભાઈની મહેચ્છા હતી.

આ વિષે રામભાઈ ઉપરના તા. ૨૯–૭–’૨૮ના પત્રમાં તેમણે લખ્યું હતું:

વડોદરા, ૨૯–૭–'૨૮

ભાઈ રામભાઈ,

હું મારો વિચાર તમોને જણાવી દઉં. અમુક વર્ષની ઉમ્મર પછી વા અમુક વર્ષ જાહેર સેવાનાં થઈ ગયા પછી આરામની ખાતર નિવૃત્તિ લેવા વિચાર એક વખત થયો હતો. પરંતુ મહાત્મા ગાંધીજી, પ્રો. કર્વે અને પૂ. ઠક્કર સાહેબનાં જ્વલંત દષ્ટાન્ત દષ્ટિ સમક્ષ હોવાથી મારો આરામ લેવાનો હક્ક નષ્ટ થયો છે એમ મેં માન્યું અને મારી ૫૬ વર્ષની ઉમ્મર થયા પછી સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ તમારા જેવા એક યુવકના જુસ્સાથી વસોમાં આવી કામ કરવાનાં સ્વપ્નો સેવું છું અને એ દિવસને કેટલા માસ બાકી રહ્યા એમ ગણ્યા કરું છું. ૧૫ માસ આ રીતે બાકી છે. તે કાલે નીકળી જશે અને પછી તમારી ચિંતાઓનો કેટલોક ભાર હું માથે લઈને ફરવા માંડીશ. એક વાત તમારા પત્રમાંની મને નથી રુચી. રામ-ચન્દ્રજીને અવતારી પુરુષ માની, તેમણે કર્યું તેમ આપણાથી ન થઈ શકે તેમ માની લઈ, આપણાથી થઈ શકે તેવાં કામમાં પણ આપણે હિમત હારી જઈએ છીએ. તે જ રીતે ઠક્કરબાપાને કવિઓની માફક કુદરતે જ તૈયાર કર્યાં હોય અને તેમનો પોતાનો હિસ્સો તેમાં કંઈ જ ન હોય, એવો ખોટો ખ્યાલ તમે આણ્યો છે. બેન્જામિન ફ્રેંકલિન, જેમ્સ ગાર્ફિલ્ડ, લિન્કન, જ્યોર્જ વૉશિંગ્ટન, બૂકર ટી. વૉશિંગ્ટન, ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર, કર્વે, મહાત્માજી વગેરે પુરુષોએ જે કંઈ કર્યું છે તેમના જેટલું તો નહિ પણ તેમના જેવું આપણી શક્તિઓ અને સાધનોની હદમાં રહી આપણે ઘણું કરી શકીએ. સ્વભાવે તમે પોચા જ છો એટલે હિંમતથી શું થઈ શકે તેનો ખ્યાલ તમને નહિ આવી શકે, પરંતુ એ દિશામાં જરા જરા આગળ વધશો એટલે ભયની જે દીવાલો તમને આજે આગળ આવતાં રોકે છે તે પોતાની મેળે અદશ્ય થઈ જશે અને તમારી જાતમાં આટલી બધી શક્તિ હતી છતાં આટલા બધા ઢીલા કેમ હતા તે જાણીને તમને શરમ આવશે.

વ્યક્તિઓ અને પ્રજાઓ આપબળથી આગળ વધી છે અને આપબળથી આગળ વધી શકશે, એ નિયમ તરફ એક સેકંડ પણ દુલક્ષ આપશો નહિ. ઈશ્વર અનુકૂળતા સરખી રીતે સર્વને આપે

છે. ઇચ્છાવાળા અને નિશ્ચયવાળા મનુષ્યો અનુકૂળતાઓનો ઉપયોગ કરી લઈ આગળ વધે છે. પ્રમાદી અને ભીરુ પુરુષો અનુકૂળતાને પ્રતિકૂળતા માને છે. જ્યારે વીર પુરુષો પ્રતિકૂળતાઓનું ઉલ્લંઘન કરી આગળ વધે છે. કર્વેનું આત્મચરિત્ર વાંચ્યું ? ન વાંચ્યું હોય તો વાંચો. દરરોજ અડધો કલાક, ભાવના ખીલવે તેવાં પુસ્તકોનું વાંચન રાખવા રખાવવાનો હું આગ્રહ કરી રહ્યો છું. જીવન ઉન્નત બનાવવાને માટે સત્સંગ જોઈએ. સાચો સત્સંગ સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે તેમ નથી. પરંતુ ગ્રંથો દ્વારા ઉત્તમમાં ઉત્તમ સંગ મળી શકે તેમ છે અને તે સત્સંગ કરાવી આપવા હું પ્રબળ પ્રયત્ન કરાવવા માગું છું. મને પત્રોનો જવાબ જ્યારે જ્યારે લખો ત્યારે ભલામણ કરેલાં પુસ્તકો પૈકી શું વંચાય છે તેનો ઉલ્લેખ કરજો.

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

પુસ્તકાલયોની યોજના સન ૧૯૧૦માં થઈ તે પછી લગભગ વીસ વર્ષના ટૂંક સમયમાં વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની પ્રગતિ જેટલી થઈ છે તેટલી (પ્રગતિ) વડોદરા રાજ્ય જેટલા વિસ્તાર અને વસ્તીવાળા દુનિયા ઉપરના કોઈ પણ રાજ્યમાં થયેલી નથી. આપણને વાજબી રીતે મગરૂર થવાનું કારણ મળે છે કે, આપણા મહારાજા સાહેબની આ ઉત્તમ રાજનીતિ માટે માત્ર આપણા દેશમાં જ નહિ, પણ આખી પૃથ્વી ઉપર જે ઠેકાણે પુસ્તકાલયો સંબંધી ચર્ચા થાય છે, ત્યાં ત્યાં તેમનાં ઘણાં વખાણ થાય છે, અને તેમના દાખલાનું અનુકરણ કરવા આગ્રહપૂર્વક કહેવામાં આવે છે.

(વડોદરા રાજ્ય છઠ્ઠી પુસ્તકાલય
પરિષદના સ્વાગત ભાષણમાંથી- **રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઈ**
તા. ૩ માર્ચ, ૧૯૩૪)

ભાઈ રામભાઈ,

હું મારો વિચાર તમોને જણાવી દઉં. અમુક વર્ષની ઉંમર પ
વા અમુક વર્ષ જાહેર સેવાનાં થઈ ગયા પછી આરામની ખાતર નિવૃ
લેવા વિચાર એક વખત થયો હતો. પરંતુ મહાત્મા ગાંધીજી, પ્રે
કર્વે અને પૂ. ઠક્કર સાહેબનાં જ્વલંત દૃષ્ટાંત દૃષ્ટિ સમક્ષ હોવાથી મા
આરામ લેવાનો હક્ક નષ્ટ થયો છે, એમ મેં માન્યું. અને મારી ૫૬ વર્ષ
ઉમ્મર થઈ ગયા પછી સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ, તમારા જેવા એ
યુવકના જુસ્સાથી, વસોમાં આવી કામ કરવાનાં સ્વપ્નો સેવું છું. અ
તે દિવસને કેટલા માસ બાકી રહ્યા એમ ગણ્યા કરું છું. . . . .

(તા. ૨૯-૭-'૨૮ના
એક પત્રમાંથી)

**મોતીભાઈ**

૧

# પેટલાદ બોર્ડિંગ હાઉસ—ઉત્તરકાંડ

(૧૯૨૫ થી ૧૯૩૧)

ત્રીસ વર્ષ સુધી અનન્ય વફાદારીથી રાજા-પ્રજાની સેવા બજાવ્યા પછી, પોતાને મનગમતી રીતે એ જ સેવા અનેક ગણી બજાવી શકાય તે માટે કાયદેસર નિવૃત્તિ મેળવવા મોતીભાઈ ઝંખના કરી રહ્યા હતા, તે વખતે તેમની એક પ્રિય પ્રવૃત્તિને સરકાર કાયદેસર નિવૃત્તિ લેવાની ફરજ પાડી રહી હતી.

સરકારી નોકરીને લોકસેવાનું સાધન માની મોતીભાઈએ પેટલાદમાં બોર્ડિંગ સ્થાપી અનેક પ્રવૃત્તિઓ જન્માવી હતી, અને તેમનું ચાલ્યું હોત તો તેમણે પેટલાદમાં જ જીવન ખપાવી દીધું હોત. પણ સારાનો સૌને ખપ, એ ન્યાયે એમની પ્રવૃત્તિઓ એમને પેટલાદથી દૂર ખેંચી ગઈ, અને દૂર રહ્યે રહ્યે તેમણે પેટલાદને અને ત્યાંની બોર્ડિંગને અપાય તેટલો લાભ આપ્યો, છતાં તે ફરી પાછા પોતાની પ્રિય બોર્ડિંગમાં પાછા તો ન જ જઈ શક્યા.

પરંતુ તેમની સાથે રહી જેમણે બોર્ડિંગ જમાવી હતી તે મિત્રોએ તેમની ખોટ પડવા દીધી નહિ, અને ૧૯૧૫ સુધી પેટલાદ બોર્ડિંગે ગુજરાતમાં અજોડ છાત્રાલયનું સ્થાન સાચવ્યું. ત્યાર પછી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' નીકળતાં ચરોતર અને સારા ગુજરાતની દૃષ્ટિ એ સંસ્થા તરફ વળી, અને પેટલાદ સ્મરણશેષ બનવા લાગ્યું. પણ મોતીભાઈ અને તેમના સાથીઓ એને ભૂલે એમ નહોતું. તેઓ તો પોતે વાવેલાં બીજને ફૂલ-ફળ આવે તે માટે મથામણ કરી જ રહ્યા હતા.

૧૯૧૬માં પેટલાદ તાલુકાને સદ્ભાગ્યે પેટલાદના જ વતની શ્રી. ગોકળદાસ મથુરાંદાસ શાહ એ વિભાગના શાળાધિકારી નિમાયા. તેમની મદદથી મોતીભાઈએ પેટલાદ બોર્ડિંગને અંગે ચાલતા મૅટ્રિક વર્ગને કાયમ કરી પેટલાદની અંગ્રેજી શાળાને હાઈસ્કૂલ બનાવવા પ્રબળ પ્રયત્નો આરંભ્યા. અને એ પ્રયત્નો સફળ પણ થયા:

પેટલાદના દાતાર શેઠ મરહૂમ નારણભાઈ કેશવલાલના ટ્રસ્ટીઓએ સરકારી નિયમને ધોરણે લોકમદદના રૂા. ૧૮,૦૦૦) આપવાનું સ્વીકાર્યું, અને મોતીભાઈ અને તેમના મિત્રોએ એક દશકા સુધી એકલે હાથે સ્વાશ્રયને ધોરણે ચલાવેલો મૅટ્રિક વર્ગ તેના રૂા. ૩,૦૦૦)ના રાચરચીલા સાથે સરકારને સોંપવાનું કબૂલ્યું. એમ રાજાપ્રજાના સુંદર સહકારથી પેટલાદ શહેરને હાઈસ્કૂલ મળી અને ચરોતરની પ્રગતિના ઇતિહાસને ચોપડે પેટલાદ બોર્ડિંગને નામે એક મહાન સિદ્ધિ જમા થઈ (તા. ૧૦-૯-૧૯૧૭).

મોતીભાઈએ માન્યું હતું કે હાઈસ્કૂલ સ્થપાઈ શકી છે તો કોઈક દિવસ બોર્ડિંગ પણ કાયમ કરી શકાશે અને તે માટે અનુકૂળ સંજોગોની તે રાહ જોતા હતા. તે સમયના સંજોગો પ્રમાણે પોતાના વિચારથી રંગાયેલા સેવાભાવી શિક્ષકો ત્યાં એકઠા કરવા તે પ્રયત્ન કરી રહ્યા હતા. પણ સરકારી તંત્ર તેમના એ શુભ પ્રયત્નો પ્રત્યે કેવળ ઉદાસીન હતું, અને પેટલાદ શહેર પણ તેનાથી અસ્પૃષ્ટ રહેતું. આમ છતાં પેટલાદની હાઈસ્કૂલ અને બોર્ડિંગમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધ્યે ગઈ.*

આ પ્રગતિ ઘણે મોટે ભાગે બોર્ડિંગને આભારી હતી. બોર્ડિંગના મકાનમાં જગાને અભાવે સંખ્યાની હદ ૮૦ની ઠરાવવામાં આવી હતી. છતાં વિદ્યાર્થીઓની માગણીઓ એટલી આવતી કે દર વર્ષ ભીડ વેઠીને પણ તેમને દાખલ કરવા પડતા.+

આ દરમ્યાન મોતીભાઈએ જમાવેલા શિક્ષકમંડળમાંથી સારા સારા શિક્ષકો સરકારી નોકરીને અંગે ગ્રેડ વધવાથી અને બીજાં કારણોથી એક પછી એક પેટલાદ છોડતા જતા હતા. એમ કરતાં ૧૯૨૫ના વર્ષમાં જૂના શિક્ષકોમાંથી માત્ર ઇશ્વરભાઈ અને ઘોરીભાઈ

---

* સને ૧૯૦૯ના જુલાઈ આખરે સંખ્યા મૅટ્રિક વર્ગ સાથે ૩૧૪ હતી. તે દર સાલ વધતાં ૧૯૨૩ના વર્ષ સુધીમાં અનુક્રમે નીચે પ્રમાણે થઈ હતી: ૩૭૨, ૩૭૭, ૩૯૬, ૪૦૫, ૪૧૨, ૪૩૯, ૪૯૮, ૪૨૫, ૪૪૫, ૪૬૮, ૪૬૩, ૪૮૨, ૪૬૦, ('જ્ઞાન પ્રચાર', જાન્યુ. ૧૯૨૩, પૃ. ૭).

+ આંકડા:

| વર્ષ | ૧૯૧૬ | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૧ | ૧૯૨૩ |
|---|---|---|---|---|---|---|---|---|
| સંખ્યા | ૮૪ | ૮૭ | ૯૨ | ૯૩ | ૮૩ | ૮૯ | ૯૦ | ૧૦૦ |

જ રહ્યા. તેમાંથી ધોરીભાઈની પણ બદલી થઈ અને બોર્ડિંગના આત્માના પ્રતીક સમા માત્ર ઈશ્વરભાઈ જ રહ્યા. ઈશ્વરભાઈએ ૧૮ વર્ષ સુધી બોર્ડિંગ દ્વારા વિદ્યાર્થીઓની એકનિષ્ઠાથી સેવા બજાવી હતી, અને અનેક વિઘ્નો સામે તે બહાદુરીથી ટકી રહ્યા હતા. તેમને પણ ગ્રેડ વધવાને કારણે પેટલાદ છોડવું પડ્યું, અને વિદ્યાર્થીઓનાં માતપિતાનું સ્થાન સાચવી રહેલી બોર્ડિંગની સ્થિતિ ધણી વિનાના ઢોર જેવી થઈ.

વિદ્યાધિકારીના ધ્યાન ઉપર આ સ્થિતિ લાવવામાં આવી, એટલે મોતીભાઈની સૂચનાથી બોર્ડિંગનો વહીવટ કરવા એક સમિતિ નીમવામાં આવી. પણ સમિતિના વહીવટને એક વર્ષ પૂરું થયું તે પહેલાં તો સરકારે હુકમ છોડ્યો કે બોર્ડિંગના મકાનની સરકારને જરૂર છે માટે તે ત્રણ માસમાં ખાલી કરવું. વીસ વર્ષથી જે મકાનમાં બોર્ડિંગ નિશ્ચિંતપણે ચાલતી હતી તે એકાએક ખાલી કરવાનો હુકમ મળવાથી કોઈ પણ ભોગે એ હુકમ પાછો ખેંચાવવાના પ્રયત્નો આરંભાયા.

મોતીભાઈએ પેટલાદ તાલુકાના શહેરીઓની સભા ભરી તેમની સહીથી સરકારને એક અરજી કરી. તેમાં બોર્ડિંગ કેવી રીતે સ્થપાઈ હતી, સરકારે તેને કેવી રીતે પોષી હતી, તેની દ્વારા લોકોની કેવી સેવા થઈ હતી, અને અત્યારે પણ થઈ રહી હતી, બોર્ડિંગનું મકાન લઈ લેવામાં આવે તો મકાનને અભાવે તે બંધ પડવાથી કેટલું બધું નુકસાન થશે, વગેરે હકીકતો રજૂ કરી. અને સૂચવ્યું કે સરકારને મકાનની જરૂર જ હોય તો તે નવું મકાન બાંધે.

પણ સરકાર ઉપર એની કશી અસર ન થઈ. બે વર્ષ સુધી આમ ચાલ્યું. આખરે તા. ૩૦–૪–'૨૯ને રોજ મકાન ખાલી કરવાની તાકીદ કરતો હજૂર હુકમ નીકળ્યો અને બળતે હૃદયે બોર્ડિંગ ખાલી કરવી પડી.

૧૯૨૭ સુધી સંખ્યા ૧૦૦ની નજીક હતી, તે બે વર્ષમાં ૬૦ સુધી પહોંચી હતી.* એ ૬૦ વિદ્યાર્થીઓની ખાતર પણ કોઈ પણ

* આંકડા

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ | ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૦ | ૧૯૩૧ | ૧૯૩૨ |
| ૯૭ | ૧૦૦ | ૯૫ | ૯૩ | ૬૬ | ૬૦ | (૨૦) | (૨૫) | (૧૦) |

ભોગે બોર્ડિંગ ચાલવી તો જોઈએ જ, એમ મોતીભાઈ અને તેમના મિત્રોએ નક્કી કર્યું. પેટલાદ શહેરમાં માસિક રૂા. ૨૦)ના ભાડાથી મકાન રાખવામાં આવ્યું અને માસિક રૂા. ૫૦)ના પગારથી અનુભવી અને સંસ્કારી ગૃહપતિ રાખી ૨૫ વિદ્યાર્થીઓ માટે બંધારણપૂર્વક સ્વતંત્ર બોર્ડિંગ શરૂ કરવામાં આવી. એક વર્ષ એ ચલાવ્યા પછી સરકાર પાસે ગ્રાન્ટ માગવામાં આવી. માસિક રૂા. ૧૨૪)નું ખર્ચ થતું. તેના અર્ધા રૂા. ૬૨) નિયમ પ્રમાણે સરકાર પાસે માગવામાં આવ્યા. સરકારે એ ખર્ચને ઉડાઉ ગણ્યું. મોતીભાઈએ લખ્યું કે જે યોગ્ય લાગે તે આપો. વધુમાં ઉમેર્યું કે જો હાઈસ્કૂલ સારી રીતે ચાલે, બોર્ડિંગને માટે સ્વતંત્ર મકાન બંધાવી આપવામાં આવે અને લાયક ગૃહપતિ નીમવામાં આવે તો ૮૦ વિદ્યાર્થીઓ તેનો લાભ લેવા તૈયાર થાય તેમ છે. જો સરકાર આ બાબત ધ્યાન આપી બોર્ડિંગ માટે મકાન બાંધવાનું ઉપાડે તો નિયમ પ્રમાણે અડધી લોકમદદ તાલુકાના લોકો ઉઘરાવી આપશે.

પણ સરકાર ઉપર એની કંઈ અસર ન થઈ. દરમ્યાન બોર્ડિંગ ભારે ખર્ચે ચાલતી હતી, તે બંધ કરવી જોઈએ એમ સમિતિનો અભિપ્રાય હતો. પણ મોતીભાઈએ હજી એક વર્ષ ખેંચ્યું. ખર્ચ માટે પેટલાદ ટાવર ફંડનું વ્યાજ તો મળતું હતું જ. બાકીના ખર્ચ માટે પેટલાદ હાઈસ્કૂલના સુવર્ણ મહોત્સવ પ્રસંગે વધેલી રકમ મેળવી અને જેમ તેમ કરી બીજું એક વર્ષ ચલાવવાનું ઠરાવ્યું. તેમ કરવા છતાં સંખ્યા વધી નહિ, પણ ઘટી. આખરે પૂરી એક પચાસી પછી સેંકડો વિદ્યાર્થીઓની એ માતાએ યૌવનને ઉંમરે જ આત્મ-વિલોપનનો માર્ગ લીધો (તા. ૧–૫–'૩૦).

*

પણ મોતીભાઈ તેથી હિંમત હારે તેમ નહોતા. એ ઠરાવ થયા પછી પણ તેમણે ડગુમગુ ચાલતા બોર્ડિંગ હાઉસને બે વર્ષ ચલાવ્યું.*

* બંધ કર્યું જૂન ૧૯૩૨થી. તેનો સામાન ચરોતરની બોર્ડિંગોને ઉછીનો આપવામાં આવ્યો હતો. તેનું નિવેદન — જુઓ 'ચરોતર', ૧૯૩૩, પૃ. ૨૫.

આ અગાઉ વડોદરાના તેમના પ્રિય રામજીમંદિરમાં પેટલાદ બોર્ડિંગ હાઉસને ધોરણે જ 'ચરોતર બોર્ડિંગ હાઉસ' સ્થાપવાના પ્રયત્નો ૧૯૨૦–૨૧ થી તેમણે શરૂ કર્યા હતા. તે માટે રામજીમંદિરનું મકાન મેળવવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા, અને તેમાં થોડીક સફળતા તો મળી હતી. એ સફળતાનો લાભ લેવાય તે પહેલાં ૧૯૨૭ નું રેલસંકટ આવ્યું અને રામજીમંદિરનું વૈકુંઠ સમાધિ લેતું હોય એમ દેખાયું: મકાન એટલું જીર્ણ થયું હતું કે અતિવૃષ્ટિને લીધે તે પડું પડું થઈ રહ્યું, અને ખાલી કરવું પડ્યું. તે સમરાવવા મોતીભાઈએ નાણાં મેળવ્યાં, પણ પેલો બાવો તેમની પાછળ પડેલો હતો. તેણે અનેક વિઘ્નો નાખ્યાં. વિઘ્નોથી ડરી જઈ પ્રયત્નો છોડી દેવાને બદલે તેનો સફળ સામનો કરવા ટેવાયેલા મોતીભાઈએ એક વીરની માફક બાવાને લડત આપી અને ૧૯૨૯ ના વર્ષમાં રામજીમંદિરનો કાયદેસર કબજો મેળવી ત્યાં 'ચરોતર બોર્ડિંગ હાઉસ' રીતસર શરૂ કર્યું.

આમ પેટલાદ બોર્ડિંગ હાઉસ બંધ કરવાના સંજોગો ઊભા થયા હતા તે જ વખતે તેના પુનર્જન્મના સંજોગો રચાતા હતા. અને તે બંધ કરવાનો ઠરાવ થયો તે વખતે 'ચરોતર બોર્ડિંગ હાઉસ' રીતસર કામ કરતું થઈ ગયું હતું. હવે છ માસ પછી—૧૯૩૧ના જાન્યુઆરીના ૧૬મી તારીખે—પેટલાદ બોર્ડિંગ હાઉસની સ્થાપનાને ૨૫ વર્ષ પૂરાં થતાં હતાં. તે જ વર્ષે તે બંધ કરવાનું હતું. અને તે જ વર્ષે મોતીભાઈ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થવાના હતા. આ સંજોગો ધ્યાનમાં લઈ પોતાના ગુરુ રાનડેની પુણ્યતિથિએ જ—૧૬મી જાન્યુઆરીને દિવસે—તેમણે એકીસાથે ત્રણ નવીન પ્રવૃત્તિઓની જાહેરાત કરી.

આ ત્રણ પ્રવૃત્તિઓ પૈકી પહેલી પ્રવૃત્તિ તે 'ચરોતર બોર્ડિંગ હાઉસ'. તે પેટલાદ બોર્ડિંગ હાઉસની જ બીજી આવૃત્તિ હતી. ફેર એ હતો કે એનો લાભ માત્ર કૉલેજના વિદ્યાર્થીઓને મળવાનો હતો. આ બોર્ડિંગ હાઉસ એક દસકાથી ચાલતું હતું. તેને હવે વ્યવસ્થિત સ્વરૂપ આપી તેના ઉદ્દેશો અને ધારાધોરણો જાહેર કરવામાં આવ્યાં.*

* 'ચરોતર', જાન્યુઆરી, ૧૯૩૧.

બીજી પ્રવૃત્તિ તે 'પેટલાદ બોર્ડિંગ શ્વેતોત્સવની યોજના'. આ યોજનામાં રૂા. ૨,૫૦૦) એકઠા કરવાની જાહેરાત કરવામાં આવી અને તેના વ્યાજમાંથી 'ચરોતર વાર્ષિક પત્રિકા' પ્રગટ કરવાનું ઠરાવ્યું. આ પત્રિકાનો હેતુ ચરોતરનાં ગામોમાં થતાં સાર્વજનિક કામોના અહેવાલ એકઠા કરી વર્ષમાં એક વખત પ્રગટ કરવાનો રાખવામાં આવ્યો.*

ત્રીજી પ્રવૃત્તિ તે 'ચરોતર' માસિક. પેટલાદ બોર્ડિંગની શરૂઆતથી જ જાહેર પ્રવૃત્તિઓનાં નિવેદનો અને સમાચાર લોકોને મળતા રહે તે માટે 'ગદ્યપદ્ય' માસિક પ્રગટ કરવાનું મોતીભાઈએ શરૂ કર્યું હતું. એ પછી ચરોતર એજ્યુકેશન સોસાયટી નીકળતાં એના મુખપત્ર તરીકે 'જ્ઞાન પ્રચાર' શરૂ કર્યું હતું. એ માસિક ૧૯૨૯ સુધી ચાલ્યું, અને આર્થિક તંગીને કારણે બંધ થયું. એની સાથે ચરોતર પ્રદેશની સમાજસેવાની પ્રવૃત્તિઓનું વાતાવરણ બંધ થતું જણાયું. એ ખામી દૂર કરવા 'ચરોતર' માસિક શરૂ કરવામાં આવ્યું અને તેના સંચાલનની બધી જવાબદારી મોતીભાઈએ પોતાને શિર ઉપાડી.

આ ત્રણ પ્રવૃત્તિઓ દ્વારા મોતીભાઈએ લય પામતી દેખાતી પેટલાદ બોર્ડિંગની ભાવનાઓ અને પ્રવૃત્તિઓને પુનર્જન્મ આપ્યો, પોતાના સેવાવ્રતને ચાલુ રાખ્યું, વિકસાવ્યું અને કાયમ કર્યું, સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ કરવાનાં કાર્યો માટે ભૂમિકા રચવા માંડી, અને સેવાધર્મના માર્ગ સૂચવતા અનેક લેખો, આંકડાઓ અને હકીકતો 'ચરોતર'માં પ્રગટ કરવા માંડી. લોકસેવક મોતીભાઈ એમાં એકીસાથે છુપાયા અને વ્યક્ત થયા !

---

* 'ચરોતર', જાન્યુઆરી, ૧૯૩૧.

## ૨

# 'કોણ મોટું – માતા કે અંતરાત્મા?' – ૧

(૧૯૩૦-૩૧)

'ચરોતર બોર્ડિંગ હાઉસ' સ્થપાયું તે અરસામાં મોતીભાઈનાં ઓરમાન માતા ગં.સ્વ. હરખાબા શ્રીનાથદ્વારમાં મરણ પામ્યાં. નાની ઉમ્મરમાં વિધવા થયેલાં હરખાબાએ મોતીભાઈની માતાનું સ્થાન કેવી રીતે સાચવ્યું હતું, તેના કેટલાક ઉલ્લેખ અગાઉ આવી ગયા છે. ધર્મ, રૂઢિ અને સામાજિક વ્યવહારના નિયમોને ચુસ્ત રીતે પાળવામાં જ જીવનની સાર્થકતા સમજતાં હરખાબા અને એ સર્વ નિયમોને પલટાવવામાં જ જીવનનું કર્તવ્ય સમજતા મોતીભાઈ, એની વચ્ચે સ્વાભાવિક રીતે જ ઘર્ષણ થાય. પણ મોતીભાઈએ એવી કુનેહથી કામ લીધું હતું કે મતભેદ અને આચારભેદ હોવા છતાં માતાપુત્ર એકબીજાને સમજી શકતાં, ચાહી શકતાં અને અનુકૂળ રહી શકતાં.

જીવનને આરે પહોંચતાં, પોતાના ઇષ્ટદેવને ચરણે જ છેવટના દિવસો ગુજારવાના ધાર્મિક હેતુથી હરખાબા મોતીભાઈની સંમતિથી વૈષ્ણવ ધર્મના પરમ ધામ શ્રીનાથજીમાં જઈ રહ્યાં હતાં. ત્યાં જ તેમણે દેહ મૂક્યો (તા. ૨૬-૧૦-'૩૦). મરતી વખતે પોતાની મિલકતમાંથી ધર્મદાન કરવાની સૂચનાઓ લખાવી અને તે કામ મોતીભાઈને સોંપ્યું.

મોતીભાઈ તો તે વખતે હાજર નહોતા, પણ માતુશ્રીની છેવટની ઇચ્છા અને આજ્ઞાને માન આપી તેમણે તે ધર્મદાન કર્યું. 'ભોળા' ગણાઈ ગયેલા મોતીભાઈ પાટીદાર યુવકોની ચર્ચાનો વિષય બન્યા. 'પાટીદાર' માસિકમાં એક યુવકે એ વિષે ચર્ચાપત્ર લખ્યું. તે ઉપર તેના તંત્રીએ પ્રસંગકથા લખી. એ ચર્ચાપત્ર અને તેને અંગે લખાયેલી પ્રસંગકથા મોતીભાઈ વિષે ટીકા કરનાર વર્ગનું દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે. તેથી તે બંને લખાણો અહીં ઉતાર્યાં છે:

## ચર્ચાપત્ર*

### કોણ મોટું—અંતરાત્મા કે માતા?

શ્રી. તંત્રી, 'પાટીદાર',

શ્રીયુત મોતીભાઈ નરસિંહભાઈ અમીને પોતાનાં માતુશ્રી સ્વ. હરખાબા પાછળ તેમની ઇચ્છાનુસાર દેવમંદિરમાં નીચેની રોકડ રકમનું દાન કર્યું છે:

રૂા. ૧૦૦) નડિયાદના ગોસાંઈજી મહારાજને, રૂા. ૨૦૦) ઠાકોરજીને નડિયાદ તેમના ગુરુને ત્યાં પધરાવતાં ભેટના લાગાના, રૂા. ૨૦૦) ઠાકોરજીનાં વાસણ તથા જણસો મળીને, રૂા. ૧૧૦) વસોનાં તેમ જ બીજાં તેમના ધર્મનાં મંદિરોમાં, તે ઉપરાંત વસોના મંદિરમાં પુસ્તકાલય ખોલવા કબાટ આપ્યું છે.

એક પ્રખર સુધારક અને ગુજરાતના 'ગોખલે' (ગયા જ અંકમાં 'પાટીદાર'ના પૃ. ૧૭૧ ઉપર આ વિષે ઉલ્લેખ છે.) ગણાતા, મૂર્તિપૂજાને અને ખાસ કરીને ગોસાંઈજી મહારાજને ન માનતા મોતીભાઈ સાહેબ પોતાનાં માતુશ્રીની ઇચ્છાને અનુસરીને આવું ન ઇચ્છવાજોગ દાન કરે, તો પોતાના પિતાની કે માતાની પાછળ તેમની ઇચ્છાનુસાર માન આપીને બારમાને અનિષ્ટ માનનાર સુધારક બારમું કેમ ના કરે? આમાં અંતઃકરણને અને જગતને છેતરવા જેવું નથી થતું?

સોજિત્રા, તા. ૩૦-૧-'૩૧

**ગોરધનભાઈ છો. પટેલ**

## પ્રસંગકથા+

### કોણ મોટું—અંતરાત્મા કે માતા?

વસોના ભાઈ મોતીભાઈ નરસિંહભાઈ અમીનની પ્રવૃત્તિઓ એવી અનેકવિધ છે કે નાતમાં એમને જે ઓળખતો નથી તે નાત વિષે કશુંય જાણતો નથી, એમ સુખેથી કહી શકાય. આ અંકમાં પૃષ્ઠ ૨૨૯ ઉપર એમને વિષે ચર્ચાપત્ર છે તે જોશો. ગોસાંઈજી મહારાજને પોતાની માતાની ઇચ્છાનુસાર એમણે દાનની જે રકમો

*'પાટીદાર', ફાગણ ૧૯૮૭, પૃ. ૨૨૯.

+'પાટીદાર', ફાગણ ૧૯૮૭, પૃ. ૨૩૬.

આપી જણાવી છે તેમાં ફેરફાર હશે, પણ આપી તો છે જ. એ બધા પૈસા સ્વ. હરખાબાના જ હતા અને વળી બેંકમાં હતા; ભાઈ મોતીભાઈને વારસ તરીકે તે રકમ મળેલી અને તેમણે ધર્મ-ફરજ અને કાયદાની દૃષ્ટિએ હરખાબાની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવાની ટ્રસ્ટી તરીકે પોતાની જવાબદારી સમજીને એ રકમ દાનમાં આપી છે. એમ કરવામાં એમને પુત્રધર્મ પણ સમજાયેલો. મૂર્તિ-પૂજાને ને ગોસાંઈજીને એ ભાઈ મોતીભાઈ નથી માનતા.

**ટ્રસ્ટીનો અંતરાત્મા**

પણ ટ્રસ્ટીનો ધર્મ યંત્રવત જ હોય? હરખાબાએ વિલમાં લખ્યું હોત કે મારી પાછળ પ્રેતભોજન કરવું, તો ભાઈ મોતીભાઈ તેમ કરત? એ પોતાના સિદ્ધાન્ત પ્રમાણે દૃઢતાથી ચાલશે એમ હરખાબાને ખાતરી હોત તો વખતે એ કાર્ય તે બીજાને સોંપત. મારી જ વાત કરું: હું પ્રેતભોજન નથી જમાડવાનો એની મારા પિતાશ્રીને ખાતરી હોવાથી અંતકાળે એમણે મને નહિ, પણ મારા નાના ભાઈને એ કામ સોંપ્યું અને તેને માટે પૈસા પણ તેમને જ સોંપ્યા. જે કાર્યને આપણે અંતરાત્માથી ન માનતા હોઈએ તે કાર્ય ગમે તે સંયોગોમાં પણ કેમ થાય? ઉદાહરણ લો: 'વનસ્પતિની દવાઓ', 'ગેરિબાલ્ડી', અને 'મહાવીર ગાર્ફિલ્ડ', એ ત્રણે સરકારે જપ્ત કરેલાં પુસ્તકો ફરી છપાવવા ભાઈ મોતીભાઈને હું પૈસા સોંપી જાઉં તો એ છપાવશે? પોલીસના જ ભયથી એ જો ના છપાવે તો પોલીસનો ભય મોટો કે અંતરાત્માનો શબ્દ મોટો? જે વ્યવસ્થા બીજાને સોંપી હોત તો તે કરત, માટે જ તે વ્યવસ્થા આપણા અંત-રાત્મા વિરુદ્ધની હોય છતાંયે ધર્મ, ફરજ કે કાયદાની દૃષ્ટિએ કરીએ, તો અંતરાત્માને જરૂર ઠગીએ છીએ. આપણું અનુકરણ જગત કરે એવી સ્થિતિમાં હોઈએ તો જગતને પણ જરૂર ઠગીએ છીએ. બીજો કોઈ ચોરી કરવાનો છે, માટે આપણા અંતરાત્મા વિરુદ્ધ એ કાર્ય કરીએ તો તેમાં આપણી ભ્રષ્ટતા છે.

**પુત્રધર્મ**

માતા, પત્ની વગેરેનો હક્ક ઘરની મિલકત ઉપર આપણા જેટલો જ માનું છું, તેથી ઘરના ધનમાંથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે વ્યય કરી શકે. માતાના એ કાર્યમાં આપણે બળાત્કારે

અંતરાય કરીએ તો આપણે પુત્રધર્મથી ભ્રષ્ટ થઈએ. આપણા જે વિચારોથી જગતને રંગવા ઇચ્છીએ તે વિચારો આપણા પોતાના જ ઘરમાં ન પ્રવેશે તો આપણા ગૃહધર્મમાં કંઈક ખામી છે એમ જરૂર જાણીએ, પણ ઘરનાંના વિચારોમાં આપણા અંતરાત્માના શબ્દ વિરુદ્ધ તણાઈએ અને તેમની ઇચ્છા પ્રમાણે કાર્ય કરીએ તો આપણે ગૃહધર્મથી — પુત્રધર્મથી કે પતિધર્મથી — જરૂર ભ્રષ્ટ થયા છીએ. હવે ત્યારે એક જ પ્રશ્ન: સાચો પુત્રધર્મ ભાઈ મોતીભાઈનો કે પ્રહ્લાદનો?

**ધર્મદાનનો ઉપયોગ**

ગોસાંઈજી મહારાજને આપેલા એ પૈસાનો ઉપયોગ ભાઈ મોતીભાઈએ માનેલા ઇષ્ટધર્મને માટે નથી જ થવાનો, દેશ, જાતિ કે ધર્મની ઉન્નતિને માટે નથી થવાનો, એ તો ભાઈ મોતીભાઈ સારી રીતે સમજી શકે; એનો ઉપયોગ મોટે ભાગે તો અવનતિ માટે થવાનો છે, એના તો માલમલીદા ઊડવાના છે! વસોના મંદિરમાં પુસ્તકાલય માટે આપેલા કબાટમાં 'સત્યાર્થ પ્રકાશ' કે 'મહારાજ લાયબેલ કેસ' જેવાં પુસ્તક નથી જ મુકાવાનાં: કોણ જાણે પુસ્તકો મુકાશે કે છપ્પનભોગની સામગ્રી મુકાશે? ધર્મને નામે ચાલતા એ અધર્મના અખાડાના પાયા હચમચાવી નાખી, એનાં મૂળ ખોદી નાખી, એને રોળી નાખી, નવજુગ લાવવા મથતા નવજુવાનો એવાં હજારો લેલાંના સિમેન્ટનો પણ ભાગીને ભૂકો કરવાના છે.

**ભાઈ મોતીભાઈની નિર્બળતા**

ભાઈ મોતીભાઈ ઉન્નતિના માર્ગને ઓળખતા નથી એમ નથી, બહુ સારી રીતે ઓળખે છે. પણ એ સમાજભીરુ છે એ જ એમની નિર્બળતા. સમાજના જળપ્રવાહની વિરુદ્ધ તરતાં એમને ડૂબવાનો ભય લાગે છે. એ જળપ્રવાહની સાથે રહી તરવામાં સમાજનો ને પોતાનો ઉદ્ધાર માને છે. સહેજ જળપ્રવાહને મરોડાય તો કૃતકાર્ય થયા માને છે. વિધવાવિવાહને ઇષ્ટ માનનાર રાનડે આધેડ વયે નાની કન્યાને પરણે અને મંદિરોને સુધારવા ઇચ્છનાર મોતીભાઈ એની ભ્રષ્ટતાને પોષે, એ બંને એક જ પ્રકારના. મોતીભાઈના ઇષ્ટગુરુ રાનડે અને ગોખલે છે. એમને ક્રાઇસ્ટ, બુદ્ધ, દયાનંદ, કે 'રોમનાં છાપરાં ઉપર જેટલાં નળિયાં છે તેટલા સેતાન હશે તોય પોપનો

વિરોધ કરવા ત્યાં જઈશ' એમ બોલનાર માર્ટિન લ્યૂથરને એ ભયંકર માને છે. નવજુવાનો તો આમને ઇષ્ટગુરુ માને છે. ભાઈ મોતીભાઈ નવજુગના નવજુવાનને દોરી શકતા નથી, એનો ગુપ્ત ભેદ આ જ છે. આશા રાખીએ કે ભાઈ મોતીભાઈ સમાજભયને ખંખેરી નાખી નવજુવાનોનો સાથ લે ને હાથ પકડે.

× × ×

## ૩

# ‘કોણ મોટું – માતા કે અંતરાત્મા?’ – ૨

(૧૯૩૧)

સામાન્ય રીતે મોતીભાઈ પોતાને વિષે થતી ચર્ચાઓને જાહેરમાં ઉત્તર નહિ આપવાની નીતિનું પાલન કરતા. પણ ગયા પ્રકરણમાં ઉતારેલું ચર્ચાપત્ર તેમના જીવનના મૂળગત સિદ્ધાન્તો અને આચારવિચારના ગુણદોષમાં ઊતરે છે. એનું મહત્ત્વ ધ્યાનમાં લઈ તેમણે એ ચર્ચાપત્રના મુદ્દાવાર ઉત્તર આપ્યા. એમ કરતાં તેમણે પોતાના આચારવિચારમાં દેખાતા વિરોધનો ગૂઢ ભેદ, ધર્મના આચરણમાં વાપરવી જોઈતી સૂક્ષ્મ વિવેકબુદ્ધિ અને પોતાની શક્તિની મર્યાદા, એનું યથાર્થ દર્શન કરાવ્યું. તે ઉપરાંત ચર્ચાપત્રના ઉત્તર તરીકે પણ એ લેખ નમૂનેદાર છે. તે આખો અત્રે ઉતાર્યો છે.

### કોણ મોટું — માતા કે અંતરાત્મા?*

મારી પ્રવૃત્તિઓ અનેકવિધ છે, છતાં મને ઓળખનાર પૈકી જે કોઈ મારા ગાઢા અંગત પરિચયમાં આવ્યો નથી, તે મારા ધાર્મિક, રાજકીય, સામાજિક વા કેળવણીવિષયક વિચારો વિષે કશુંય જાણતો નથી, એમ સુખેથી કહી શકાય. આ માસિકના ફાગણ માસના અંકમાં પૃષ્ઠ ૨૨૯ અને ૨૩૬ ઉપર મારા વિષે ચર્ચાપત્ર તેમ જ આ માસિકના (આદ્ય) તંત્રીની નોંધ છે, તે જોશો. ગોસાંઈજી મહારાજને મારાં સ્વર્ગસ્થ માતુશ્રી હરખાબાએ શ્રીનાથજીમાં આઠ માસના નિવાસ પછી શ્રીનાથજીમાં જ મરણસમયે ભાઈ ધૂળાભાઈ મથુરભાઈ પટેલ પાસે લખાવી, જાહેર કરેલી ઇચ્છાનુસાર દાનની જે રકમો આપી જણાવી છે, તેમાં ફેરફાર છે, પણ આપી તો છે જ. એ બધા પૈસા સ્વ. હરખાબાના જ સ્ત્રીધન તરીકેના હતા અને વળી વસો સહકારી બૅન્કમાં તેમને પોતાને નામે મુકાયેલા હતા. મને વારસ તરીકે તે રકમ મળેલી, અને મેં ધર્મફરજ અને

---

* ‘પાટીદાર’ વૈશાખ, ૧૯૮૭, પૃ. ૩૧૬.

કાયદાની દૃષ્ટિએ ટ્રસ્ટી તરીકે હરખાબાની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવાની મારી જવાબદારી સમજીને એ રકમ દાનમાં આપી છે. એમ કરવામાં મને પુત્રધર્મ પણ સમજાયેલો. મૂર્તિપૂજા અને વલ્લભાચાર્યની સાત ગાદીમાંના એક આચાર્યને હાથે વૈષ્ણવ ધર્મની બ્રહ્મસંબંધની ક્રિયા મારી નવ વર્ષની ઉંમરે થયેલી હોવા છતાં કોઈ ગોસાંઈજીને હું ગુરુ તરીકે માનતો નથી.

**ટ્રસ્ટીનો અંતરાત્મા**

પણ ટ્રસ્ટીનો ધર્મ યંત્રવત્ ન જ હોય. હરખાબાએ વિલમાં લખ્યું હોત કે તેમની પાછળ પ્રેતભોજન કરવું, તો હું તે કાર્ય હાલના મારા સિદ્ધાંતની વિરુદ્ધ હોવાથી ન જ કરત. કોઈ રૂપિયા ૧,૦૦૦) મારા તરફ મોકલી પોતાના શત્રુનું અહિત થાય તેવે અયોગ્ય કામે તે રકમ ખર્ચવાનું મને સોંપે, તો તેવું કામ હું ન જ કરું. હું મારા સિદ્ધાંત પ્રમાણે દૃઢતાથી ચાલીશ એમ હરખાબાને ખાતરી હતી, માટે જ પોતાના ગુરુ અને મંદિરોમાં ધર્મદાન કરવાનું કાર્ય બીજા કોઈને ન સોંપતાં એમણે મને સોંપ્યું. માતુશ્રી સાથેના ધાર્મિક સંબંધની મારી જ વાત કરું. હરખાબા રહ્યાં જૂના જમાનાનાં ચુસ્ત સનાતની મરજાદી વૈષ્ણવ, અને હું રહ્યો નવા જમાનાનો સુધારક વિચારનો સમાજસેવક. છતાં અમે રોજ ધર્મ વિષે અને જ્ઞાતિની રૂઢિઓ વિષે વાતો કર્યા જ કરીએ અને ચર્ચા પણ કરીએ. રૂઢિઓ બાબતમાં તો અમે લગભગ એક નિશ્ચય ઉપર આવી શક્યાં. બારમું નહિ કરવાનું, લાજનો રિવાજ કાઢી નાખવાનું, રોવાકૂટવાના બધા જ વહેવાર ઘેર અને બહાર સર્વત્ર બંધ કરવાનું, ઘેર ઘેર અપાતાં પિરસણ, ખાવું, વડીપાપડ, વગેરે કોઈનું પણ નહિ લેવાનું, વગેરે વગેરે તેમણે સ્વીકાર્યું, અને છેલ્લાં ૧૭ વર્ષ સુધી અક્ષરશઃ પાળ્યું. પણ ધર્મની બાબતમાં તે ન ફેરવી શક્યાં મારા વિચાર, અને હું ન ફેરવી શક્યો તેમના આચારવિચાર. છતાં વાતચીત અને ચર્ચાને પરિણામે એકબીજાનાં દૃષ્ટિબિંદુ અમે સમજી શક્યાં, અને ઉદારતાથી છૂટછાટ મૂકી એકબીજાને અનુકૂળ થઈ રહેવાના નિર્ણય ઉપર આવી ગયાં, જેથી હું સુધારક હોવા છતાં તે મરજાદી ધર્મ મારી સાથે જ ઘરમાં રહીને પણ પૂરેપૂરી રીતે પાળી શકે તેવી મકાનમાં થોડાઘણા ફેરફાર કરી આપવા સુધીની

બધી જ અનુકૂળતાઓ અને સવલતો આપતો. તેમના ઠાકોરજીને માટે કોઈ સાહિત્ય સામગ્રી જોઈએ તે પૂરી પાડતો, ગામની સ્ત્રીઓને દરરોજ દર્શન કરવા મારે ઘેર આવવા દેતો અને વૈષ્ણવ ધર્મની કથાવાર્તા નિયમિત રીતે દરરોજ મારા ઘરમાં થવા દેતો. જાત્રાએ જવાની તેમની ઇચ્છા થાય ત્યારે જવા દેતો અને ગયે વર્ષે શ્રીનાથજીમાં રહી ઈશ્વરભજન કરવા આગ્રહ કર્યો ત્યારે ત્યાં જવાની અનુકૂળતા કરી આપી, અને તે જીવ્યાં ત્યાં સુધી બધું જ ખર્ચ મોકલ્યા કર્યું. આ બધું કર્યું એ તેમના માનેલા ધર્મને અનુસરીને અને તેમની ધાર્મિક સ્વતંત્રતામાં મારે વચમાં ન પડવું, એવા મારા સિદ્ધાન્તને લઈને કર્યું. તેવી જ રીતે હરખાબા પણ, ચુસ્ત મરજાદી વૈષ્ણવ હોવા છતાં, હું અંત્યજ ભાઈને અડીને ઘેર આવું અને નાહું નહિ, એ સ્થિતિને નિભાવી લેતાં. જન્માષ્ટમીને દિવસે પણ હું ઉપવાસ ન કરું, એટલે મને રોજના નિયમ પ્રમાણે ભાત, દાળ, શાક, રોટલી, વગેરે ખાવાનું બધું જ વગર કચવાટે અને આનંદથી કરી આપતાં. વળી મારા ભાણાભાઈ ડુંગળીનું શાક માગે, લસણ નાખી ઢેબરું કરાવે, તો તે પણ કરી આપતાં, વગેરે વગેરે અનેક પ્રકારની, ધર્માન્ધ મરજાદી વૈષ્ણવ કદી છૂટ ન આપે તેવી, બધી જ અનુકૂળતાઓ અમને તે આપતાં. અમો બંનેએ માનેલો અને સ્વીકારેલો પોતપોતાનો ધર્મ પાળવો, અને એકબીજા પ્રત્યે સહિષ્ણુતા રાખવી, જરૂર પડે તો પરસ્પર મદદ પણ કરવી, એ અમારો સિદ્ધાન્ત હતો.

સ્પષ્ટતાની ખાતર અત્રે હું જણાવું છું કે નિરાકાર ઈશ્વરને હું માનું છું, બ્રહ્મોસમાજ, આર્યસમાજ વગેરે આધુનિક ધાર્મિક મંડળોના કેટલાક સિદ્ધાન્તો સ્વીકારું છું, પણ હજી સુધી કોઈ ધર્મ, પંથ કે મંડળના બધા જ સિદ્ધાન્તો અને માન્યતાઓ હું માન્ય રાખી શકયો નથી, અને ધર્મના ખંડનમંડનના તકરારી વિષયોમાં મેં કદી સક્રિય ભાગ લીધો નથી, તેમ જ મારો અભિપ્રાય પણ જાહેર કર્યો નથી; એટલે ધર્મની બાબતમાં મને યોગ્ય લાગે તે માર્ગ ગ્રહણ કરવા હું સ્વતંત્ર રહ્યો છું. માટે જ મારા મુખ્ય સિદ્ધાન્તનો ભોગ આપ્યા સિવાય, માતુશ્રી સાથે સહકાર સાધી સંપ, સુખ અને શાન્તિ અનુભવવા ભાગ્યશાળી નીવડયો છું. હું મૂર્તિ, મંદિર અને

ગોસાંઈજીના કોઈ આચાર્યને નથી માનતો એની મારાં માતુશ્રીને ખાતરી હોવા છતાં, તેમનું બતાવેલું તેમના ઠાકોરજીનું કામ હું કરીશ એવો મારો સિદ્ધાન્ત તે જાણતાં હોવાથી, અંતકાળે પુણ્યદાન કરવાનું કામ એમણે બીજા કોઈને નહિ પણ મને જ સોંપ્યું અને તેને માટે (બૅન્કમાં મૂકેલા) પૈસા પણ મને જ સોંપ્યા.

જે કાર્યને આપણે અંતરાત્માથી ન માનતા હોઈએ, એટલે કે જે કાર્ય પોતાના સિદ્ધાન્ત, ધર્મ અને નીતિની વિરુદ્ધનું હોય, તે કાર્ય ગમે તે સંયોગોમાં પણ ન જ થાય. ઉદાહરણ લઈએ: 'વનસ્પતિની દવાઓ' 'ગૅરિબાલ્ડી' અને 'મહાવીર ગાર્ફિલ્ડ' એ ત્રણ સરકારે જપ્ત કરેલાં પુસ્તકો ફરી છપાવવા મને આ માસિકના (આદ્ય)તંત્રી સોંપી જાય તો હું છપાવીશ નહિ જ. પોલીસના જ ભયથી હું એ ન છપાવું, તોપણ અંતરાત્માના શબ્દ કરતાં પોલીસનો ભય મોટો એમ સ્વીકારી શકીશ નહિ. કારણ કે આ સંસારમાં જન્મ ધરીને જ્ઞાતિ, સરકાર, ધર્મ અને રૂઢિને લઈને ઘણાં કાર્યો ઇચ્છા વિરુદ્ધનાં હોવા છતાં દરરોજ કર્યાં જ જવાં પડે છે, અને મનને મનાવી લેવું પડે છે કે કોઈને જૂઠું બોલી ઠગતા નથી અને અનિચ્છાએ સંયોગોને વશ થઈને કરવું પડે છે, માટે કરીએ છીએ; એટલે અંતરાત્માનો પણ તેમાં ખાસ વિરોધ નથી આવતો.

મારું જ ઉદાહરણ આપું: જ્ઞાતિને વા જ્ઞાતિના ગોળને હું નથી માનતો, પણ જ્ઞાતિથી છૂટા નહિ પડવાની ખાતર ગોળની અંદર જ કન્યા આપવાનો વહેવાર કરું છું અને એ પ્રકારના વ્યવહારને અનેક રીતે પોષી રહ્યો છું: આકરું જમીનમહેસૂલ, દારૂના ઇજારા, વેઠ, 'ગૅરિબાલ્ડી' અને 'ગાર્ફિલ્ડ' જેવાં નિર્દોષ અને પ્રેરણાત્મક પુસ્તકો જપ્ત કરવા જેવા સરકારના કેટલાય કાયદા સ્વીકારવા મન ના પાડે છે, પણ રાજ્યમાં રહેવાની ખાતર તે પાલન કરું છું અને કરાવું છું. ધર્મને નામે લગ્નવિધિમાં યજ્ઞ, હવન, પૂજા વગેરે જે ક્રિયાઓ ખરી ખોટી રીતે થાય છે તેમાં શ્રદ્ધા નહિ હોવા છતાં હું ભાગ લઉં છું. અને મારા પોતાના ઘરમાં કેટલાંય વર્ષોથી તે કાઢી નાખી છે, છતાં પાડોશમાં તેમ જ ગામ પરગામમાં અનેક વખત જ્ઞાતિની રૂઢિ તરીકે તેનો સ્વીકાર કરી લાજનો વ્યવહાર ચાલુ રાખું છું — એટલે કે કોઈ પાટીદાર સ્ત્રી સામી આવે અને કોઈ ઊભા રહેવાનું કહે તો

ઊભો રહું છું, ખસવાનું કહે તો આઘોપાછો થાઉં છું અને ઓથો કરવાનું કહે તો લૂગડાનો વા છત્રીનો પડદો કરી, એ અયોગ્ય અને અનિષ્ટ રૂઢિને પોષી રહ્યો છું. જે વ્યવસ્થા બીજાને સોંપી હોત તો તે કરત, માટે જ તે વ્યવસ્થા આપણા અંતરાત્મા વિરુદ્ધની એટલે સિદ્ધાન્ત વિરુદ્ધની હોય છતાંય ધર્મફરજ કે કાયદાની દૃષ્ટિએ કરીએ તો અંતરાત્માને જરૂર ઠગીએ છીએ. આપણું અનુકરણ જગત કરે એવી સ્થિતિમાં હોઈએ તો, અને ન હોઈએ તોપણ, જગતને જરૂર ઠગીએ છીએ. બીજો કોઈ ચોરી કરવાનો છે, માટે આપણા અંતરાત્મા વિરુદ્ધ એ કાર્ય કરીએ તો તેમાં આપણી બુદ્ધિની અને નીતિની ચોખ્ખી ભ્રષ્ટતા છે.

**પુત્રધર્મ**

માતા, પત્ની વગેરેનો હક ઘરની મિલકત ઉપર આપણા જેટલો જ માનું છું, તેથી ઘરના ધનમાંથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે વ્યય કરી શકે. માતાના એ કાર્યમાં આપણે બળાત્કારે અંતરાય કરીએ તો આપણે પુત્રધર્મથી ભ્રષ્ટ થઈએ. આપણા જે વિચારોથી જગતને રંગવા ઇચ્છીએ, તે વિચારો આપણા પોતાના જ ઘરમાં ન પ્રવેશે તો આપણા ગૃહધર્મમાં કંઈક ખામી છે એમ જરૂર જાણીએ. પણ ઘરનાંના વિચારોમાં આપણા અંતરાત્માના શબ્દ વિરુદ્ધ તણાઈએ અને તેમની ઇચ્છા પ્રમાણે કાર્ય કરીએ, અથવા તો બળજોરી વાપરી આપણાં ઘરનાં માણસોને તેમનાં માનેલાં ધર્મકાર્ય કરવા ન દઈએ, તો આપણે ગૃહધર્મથી કે પતિધર્મથી જરૂર ભ્રષ્ટ થઈએ.

ત્યારે 'સાચો પુત્રધર્મ મારો કે પ્રહ્લાદનો' એ પ્રશ્ન જ હવે ઊભો થતો નથી. કારણ કે મારી ઇચ્છા પ્રમાણે જ મારો માનેલો ધર્મ હું પાળી શક્યો છું અને પાળું છું. માતુશ્રીની ઇચ્છા તેમની હયાતીમાં વા હયાતી બાદ મારા સિદ્ધાન્તમાં એટલે ધર્મમાં વચ્ચે આવી નથી જ. તેમની ઇચ્છા તો મારા ધર્મપાલનમાં ઊલટી મને અનુકૂળ થઈ પડી હતી, એટણે મારે તો માતાની સામે વિરોધ કરવાની જરૂર જ પડી નહોતી. પરંતુ ભક્ત પ્રહ્લાદને તો પિતાના તરફથી ઈશ્વરની ભક્તિ કરવાની સખ્ત મનાઈ હતી, એટલે તે અયોગ્ય આજ્ઞાની સામે ઈશ્વરભક્તિ કરવાની ખાતર બંડ ઉઠાવવાની

— સત્યાગ્રહ કરવાની — પ્રહ્લાદજીને જરૂર પડી હતી. અને તે ફરજ તેમણે અવર્ણનીય કષ્ટો જાતે વેઠીને પણ સંપૂર્ણ રીતે અદા કરી હતી.

**ધર્મદાનનો ઉપયોગ**

ગોસાંઈજી મહારાજને આપેલા એ પૈસાનો ઉપયોગ મારા માનેલા ઇષ્ટધર્મને માટે નથી જ થવાનો, પણ વૈષ્ણવ ધર્મના આચાર્યની માન્યતા પ્રમાણે દેશ, જાતિ કે ધર્મની ઉન્નતિને માટે થશે વા આચાર્યના પોતાના સુખ-વૈભવને માટે થશે, એ હું નથી સમજી શકતો. એનો ઉપયોગ મોટે ભાગે ઠાકોરજીની સેવા માટે થવાનો છે. પણ તેના માલમલીદા નહિ જ ઊડે, એ પણ હું નથી કહી શકતો. વસોના મંદિરમાં પુસ્તકાલય માટે આપેલા કબાટમાં, વૈષ્ણવ ધર્મની કાળી બાજુ તેના નગ્ન સ્વરૂપમાં દેખાડી દે એવા, આર્યસમાજના સ્થાપક સ્વામીશ્રી દયાનંદજી રચિત 'સત્યાર્થ પ્રકાશ' વા સુપ્રસિદ્ધ સુધારક નરવીર કરસનદાસ મૂળજીવાળો 'મહારાજ લાયબલ કેસ' જેવાં પુસ્તક નથી જ મુકાવાનાં, પણ પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન, સ્વામીશ્રી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થના ઉપદેશો, સ્વર્ગનાં પુસ્તકો, રામાયણ, શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ગીતા, મનુસ્મૃતિ, શુક્રનીતિ, બૃહત્ કાવ્યદોહન, ચન્દ્રકાન્ત, અમરચરિત્ર, વગેરે વગેરે અનેક ધર્મવિષયક પુસ્તકો જરૂર મુકાશે. હું જાણું છું અને જણાવું છું કે, વસોના યુવકો જાગ્રત હશે ત્યાં સુધી તો આ કબાટમાં પુસ્તકો જ મુકાશે, અને છપ્પનભોગની સામગ્રી મુકાશે નહિ જ. ધર્મને નામે ચાલતા એ અધર્મના અખાડાના પાયા હચમચાવી નાખી, તેનાં મૂળ ખોદી નાખી, એને રોળી નાખી નવજુગ લાવવા નવજુવાનો તલપાપડ થઈ રહ્યા છે, તેવે સમયે મેં માતુશ્રીની ઇચ્છા પ્રમાણે તેમનું દ્રવ્ય તેમના ઠાકોરજીની સેવા માટે તેમના ગુરુને આપ્યું, તેને પુત્રધર્મના અનિષ્ટ મોહથી એ અખાડાના ખવાઈ ગયેલા પાયામાં લેલાથી સિમેન્ટ થાબડયો છે, એમ આ માસિકના (આદ્ય)તંત્રી લખે છે. પણ નવજુવાનો એવા હજારો લેલાંના સિમેન્ટનો પણ ભાગીને ભૂકો કરવાના છે એટલે કોઈએ કંઈ ચિંતા કરવી નહિ.

**મારી નિર્બળતા**

હું ઉન્નતિના માર્ગને ઓળખતો નથી એમ નથી, બહુ સારી રીતે ઓળખું છે. પણ હું સમાજભીરુ છું એ જ મારી નિર્બળતા,

એ સ્વીકારતો નથી. જ્યારે જરૂર જણાય ને મારામાં શક્તિ હોવાનું સમજાય ત્યારે સમાજના જળપ્રવાહની વિરુદ્ધ તરતાં મને ડૂબવાનો ભય લાગતો નથી. પણ જ્યારે જરૂર જણાય ત્યારે એ જળપ્રવાહની સાથે રહી તરવામાં સમાજનો અને મારો ઉદ્ધાર માનું છું અને વધારે મરોડવા સતત પ્રયત્ન કર્યા કરું છું. વિધવાવિવાહને ઇષ્ટ માનનાર દરેક વિધુરે વિધવા સાથે જ લગ્ન કરવું જોઈએ, એવું રાનડે સ્વીકારે અને પછી જો તે આધેડ વયે નાની કન્યાને પરણે તો તે દોષ, અને મંદિરોને સુધારવા ઇચ્છનાર હું મંદિરની અમુક ભ્રષ્ટતા જાણવા છતાં તે ભ્રષ્ટતાને પોષું તે દોષ, એ બંને એક જ પ્રકારના. મારા ઇષ્ટગુરુ રાનડે અને ગોખલે છે. હું ક્રાઇસ્ટ, બુદ્ધ, દયાનંદ કે 'રોમનાં છાપરાં ઉપર જેટલાં નળિયાં છે, તેટલા સેતાન હશે તોય પોપનો વિરોધ કરવા ત્યાં જઈશ' એમ બોલનાર માર્ટિન લ્યૂથરને રાનડે અને ગોખલે કરતાંય બહુ ચડતી કોટિના ઇષ્ટગુરુ માનું છું. તેમને મેં ભયંકર કદી જ માન્યા નથી, આજે પણ માનતો નથી. ફક્ત ક્રાઇસ્ટ જેવી દીનતા, બુદ્ધ જેવી ત્યાગવૃત્તિ, દયાનંદ જેવું નિશ્ચયબળ, અને લ્યૂથરના જેવી નીડરતા મારામાં નથી, એમ જણાવી મારી નિર્બળતા કબૂલ કરું છું. જે નવજુવાનો આમને ઇષ્ટગુરુ માને અને ધાર્મિક અને સંસારસુધારાના દરેક પ્રસંગે તેમને અનુસરે તેમના પગમાં હું મારું માથું નમાવું છું. દેશસેવાની ખાતર રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓમાં હાલના કેટલાક નવજુવાનોએ પોતાનાં આખાં જીવન (તન, મન, ધન) સમર્પણ કર્યાં છે, ભવિષ્યની મોટી મોટી આશાઓને તિલાંજલિ આપી છે, અનેક પ્રકારનાં શારીરિક કષ્ટ વેઠી રહ્યા છે તેમને, સર્વસ્વ અર્પણ કરવું ન પડે અને સહેજ સહેજ ભોગથી અને અલ્પ પ્રયત્નથી થઈ શકે તેવાં નાનાં નજીવાં સેવાનાં કામ કર્યા કરનાર, સૂંઢનો ગાંગડો લઈ ગાંધી થઈ બેસનાર, મારા જેવો નાનકડો સમાજસેવક દોરી શકતો નથી, એનો ગુપ્ત ભેદ આ જ છે. ઇશ્વરને પ્રાર્થના કરું છું કે, દેશના નવજુવાનો સમાજભયને ખંખેરી નાખી ચારિત્રબળ, આત્મભોગ અને નિઃસ્વાર્થભાવથી હાલમાં દેશની જે અનુપમ સેવા કરી રહ્યા છે તેમના દૃષ્ટાંતનું અનુકરણ કરવાની મને શક્તિ, હિંમત અને બુદ્ધિ આપે.

વસો **મોતીભાઈ ન. અમીન.**

૪

# ' મેં તમને માનથી નવાજ્યા છે?'

('Have I Decorated You?')

(૧૯૩૧-૩૩)

'ચરોતર' માસિક પ્રગટ થયા પછી ત્રણ માસે—૧૯૩૧ના એપ્રિલમાં—એક દિવસ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ પુસ્તકાલય ખાતાની મુલાકાતે આવી ચડ્યા. ફરતાં ફરતાં મોતીભાઈની ઑફિસે છેલ્લા આવ્યા. મોતીભાઈ પોતાના કામમાં મશગૂલ હતા. તેમના તરફ આંગળી ચીંધી મહારાજાએ સાથેના અમલદારોને કહ્યું: 'પુસ્તકાલય પ્રવૃત્તિના એ પિતા છે. રાજ્યમાં પુસ્તકાલયોના પ્રચાર માટે સુંદર કાર્ય કરી રહ્યા છે.'

ખાતાની મુલાકાત પૂરી થતાં મહારાજાએ મોતીભાઈ સાથે એકાન્તમાં દોઢેક કલાક સુધી વાતો કરી. વાતો પૂરી થયે મહારાજા ઊઠ્યા. મોતીભાઈ તેમને વળાવવા ગયા. મોટરમાં બેસતાં બેસતાં મહારાજાએ પૂછ્યું: 'Have I decorated you?'

મોતીભાઈ મૂંગા રહ્યા. સાથે ઊભેલા તેમના ઉપરી શ્રી. દત્ત સાહેબે તેમની વતી ઉત્તર આપ્યો: 'ના,' અને ઉમેર્યું: 'પગાર વધારવા મેં ટિપ્પણ કરેલું પણ તે નામંજૂર થયું છે.'

'પગાર ક્યાં સુધી પહોંચ્યો છે? છેલ્લો ગ્રેડ આવી ગયો છે?' મહારાજાએ તપાસ શરૂ કરી.

દત્ત સાહેબે કહ્યું: 'હાલ રૂા. ૨૨૫) મળે છે. છેલ્લાં છ વર્ષથી પ્રમોશન મળ્યું નથી.'

'ટિપ્પણ કરજો,' કહી મહારાજા મોટર હંકારી ગયા.

*

ટિપ્પણ કરવામાં આવ્યું. મહારાજાએ પુછાવ્યું કે મિ. અમીન કેવા પ્રકારનું માન સ્વીકારશે? મિ. અમીનને તો માન જ જોઈતું નહોતું, તો તેના પ્રકારની પંચાત તે શાને કરે? પણ જો મિ. અમીન

માન ન સ્વીકારે તો તેમના ઉપરીને આપવા ઠરેલું માન પણ બંધ રહે તેમ હતું. એટલે ઉપરીના લાભની ખાતર મોતીભાઈએ માન સ્વીકારવાનું ઉચિત માન્યું અને રોકડ રકમ સ્વીકારવાની ઇચ્છા બતાવી.

મહારાજાએ હજૂર હુકમ કાઢ્યો કે રાજ્યમાં ગ્રામ પુસ્તકાલયોનો પ્રચાર કરવામાં બજાવેલી સેવાઓની કદર તરીકે મિ. અમીનને રૂ. ૧,૫૦૦)ની થેલી ભેટ આપવી, અને ૧લી મે ૧૯૩૧થી માસિક રૂ. ૫૦)નો જાત-પગાર આપવો. અને એ જ હુકમમાં ઉમેર્યું કે, 'ગ્રામ પુસ્તકાલયોની યોજના એ પોતે કરેલી ફરજિયાત કેળવણીની યોજનાનું એક કીમતી અંગ છે એમ મહારાજા સાહેબ માને છે, અને તેથી મિ. અમીન રાજ્યના દરેક ગામે એક પુસ્તકાલય સ્થાપવાનો પ્રયત્ન કરે એવી આશા રાખે છે.' (તા. ૪–૮–'૩૧)

આ હુકમ પ્રમાણે થેલી આપવાનો વિધિ યોજાયો. દરબારમાં હાજર રહેનારે દરબારી પોષાક પહેરવો પડે છે અને અમુક શિષ્ટાચાર પાળવો પડે છે. તે મોતીભાઈને પસંદ નહોતું, તેથી તે કદી દરબારમાં જતા નહિ. પણ આ પ્રસંગે તો ખાસ તેમણે હાજર રહેવું જોઈએ એવો ખાતાના અમલદારોનો આગ્રહ હતો. મોતીભાઈ તે અરસામાં તબિયતને કારણે વસો રહેતા હતા. અને પોતે સાજા થશે તોપણ એ સમારંભમાં હાજર નહિ રહે એમ તેમણે અમલદારોને લખી દીધું હતું. છતાં મોતીભાઈની અનુકૂળતા માટે દરબાર ભરવાનું લંબાવવામાં આવ્યું. છેવટે તે ભરાયો ત્યારે તેમને તેડવા ખાસ માણસ મોકલવામાં આવ્યું. પણ તે ન ગયા તે ન જ ગયા. છતાં થેલી તો તેમને મળી જ.

*

થેલીના સમાચાર આખા ગુજરાતમાં પ્રસર્યા અને મોતીભાઈ ઉપર અભિનંદનના પત્રો આવવા લાગ્યા. તે બધાને એક જ પ્રકારનો ઉત્તર આપતા. એક બે નમૂના અત્રે ટાંકીશું :

તા. ૩–૯–'૩૧

શ્રીયુત.........,

આપના ઠરાવ માટે આભાર માનું છું. અને સાથે જણાવું છું કે અમારી કદર વ્યક્તિગત થયેલી દેખીતી રીતે જણાય છે, પણ

વાસ્તવિક રીતે તો તમે બધા અને અમે જે જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિમાં જોડાયા છીએ તે પ્રવૃત્તિની જ કદર થયેલી છે. તમારા જેવા અનેક સેવાભાવી ભાઈઓની મહેનતનું પરિણામ એ અમારી કદર છે. માટે એ કદર સાચી કદર હોય તો એ સેવાના કાર્યમાં અમે વધારે ભોગ આપીએ અને એ કદરને પાત્ર ઠરીએ. ઈશ્વર અમને એ સદ્‌વૃત્તિ અને શક્તિ આપે એ જ પ્રાર્થના.

(સહી) **મો. ન. અમીન**

મદદનીશ વ્યવસ્થાપક

*

તા. ૧૧-૯-'૩૧

શ્રીયુત.........,

નોકરની કદર શેઠ કરે તેમાં નોકર કરતાં શેઠની યોગ્યતા વધારે ગણાય. મારા જેવા સરકારી નોકરની સરકાર કદર કરે તો રાજ્યના કેટલાય સેવાભાવીઓની નિઃસ્વાર્થ, છૂપી સેવાની મારે નામે કદર થઈ છે, એ સહેજ સમજી શકાય તેમ છે. લશ્કર લડે અને જીત થાય તેથી સેનાપતિને જ યશ મળે. પણ ખરો યશ તો લશ્કરને મળવો જોઈએ. તમારી મારા પ્રત્યેની લાગણીને માટે હું તમારો આભાર માનું છું.

× × ×

*

અભિનંદનના પત્રોના મોતીભાઈ ઉપર પ્રમાણે ઉત્તરો આપી રહ્યા હતા તે દરમ્યાન એક મિત્રે આ સંબંધમાં નીચે પ્રમાણે લખ્યું (તા. ૨૪-૮-'૩૧):

'તમને માત્ર રૂા. ૧,૫૦૦) ઇનામ આપીને રાજ્યે પોતાની અને તમારી સેવાની માત્ર પામરતા દેખાડી છે. અને એવા પ્રસંગને લોક વધાવી લે એ મને રુચતું નથી.

પણ વળી તમારી સેવાની કદર કરવામાં રાજ્ય ગમે એટલું ઉદાર બને તોપણ પૈસા વડે કે ઇલ્કાબ વડે થયેલી એ કદર તમે સ્વીકારો એ પણ મને રુચે નહિ. હું જાણું છું કે એ રકમ તમે ઘરમાં ન રાખતાં કોઈ સંસ્થાને તેની સેવા અર્થે સોંપી દેશો. પણ

છતાંયે એ ઇનામ સ્વીકારવામાં હું તો તમારી સેવાને વેચી દીધેલી માનું. હું તો એ ઇચ્છું કે ગમે તેવી કદર કર્યા બદલ જોઈએ તો સરકારનો તમારે ખૂબ આભાર માનીને પણ જણાવી દેવું ઘટે કે, મેં તો મારા અંતરાત્માના શબ્દ પ્રમાણે રાજ્યની એટલે લોકોની સેવા કરી છે અને મારે કોઈ પણ પુરસ્કાર સ્વીકારવો એ મારા અંતરાત્માથી વિરુદ્ધ માનું છું.

આ ઉપર વિચાર કરશો એવી આશા છે.'

પણ મોતીભાઈએ તે પહેલાં જ થેલીની વ્યવસ્થા કરી દીધી હતી. હજૂર હુકમ આવ્યો કે તરત તેમણે રૂ. ૫૦૦) વસો કેળવણી મંડળના ગોપાળદાસ બાગમાં ચાલતા આરોગ્યવર્ધક વાચનાલયને માટે એક 'શેડ' ઊભો કરવા ખાતે આપવાનું રામભાઈને લખી દીધું હતું. અને બાકીની રકમની વ્યવસ્થા વિષે ત્રણ દિવસ પછી જે લખ્યું હતું તે પેલા મિત્રની સલાહને અનુસરતું જ હતું:

વડોદરા, તા. ૭–૮–'૩૧

ભાઈ રામભાઈ,

તમારી માહિતી માટે જણાવું છું કે, બીજા રૂ. ૫૦૦) 'ચરોતર પત્રિકા' માટે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ને અને ત્રીજા રૂ. ૫૦૦) પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર માટે આપવાના નક્કી કર્યા છે. આ રકમની એક પણ પાઈ મારા અંગત કામમાં વપરાય, તો મારી સેવા નિઃસ્વાર્થ સેવા નહોતી પણ એમાં ઊંડો સ્વાર્થ રહેલો હતો એમ કહી શકાય. સાચી ભક્તિ નિષ્કામ હોય છે. સાચી સેવા એ નિઃસ્વાર્થ હોવી જોઈએ. ઈશ્વર આ વૃત્તિ દૃઢ કરો એ જ પ્રાર્થના.

*

આ જ વર્ષે મોતીભાઈને ૫૮ વર્ષ પૂરાં થયાં હતાં અને નોકરીમાંથી નિવૃત્તિ મેળવી વસો જઈ બેસવાના તેમના સંકલ્પની સિદ્ધિ નજીક આવતી હતી. પણ તેમની ગણતરી ફરી એક વાર ખોટી પડી હતી. ભાણાભાઈ મૅટ્રિકની પરીક્ષામાં નાપાસ થયા હતા. તેમને મદદ કરવા એક વર્ષ વધુ વડોદરામાં જ રોકાઈ જવાની જરૂર હતી. એ માટે વિચાર ચાલતા હતા તેવામાં મહારાજાની મુલાકાત થઈ, થેલીનું પ્રકરણ થયું અને ગામેગામ પુસ્તકાલયો સ્થાપવાની મહારાજાની

આજ્ઞા થઈ. વડોદરે રહેવાનું લંબાવવાની વૃત્તિને આથી પોષણ મળ્યું. અને તા. ૧૯-૯-'૩૧ને દિવસે નિવૃત્તિ લેવાની ઇચ્છા દર્શાવતો વિદ્યાધિકારીને પત્ર લખ્યો તેમાં, રાજાજ્ઞાને માન આપી ગામેગામ પુસ્તકાલયો ઉઘાડવાના હેતુથી જ એક બે વર્ષ લંબાવવા સરકાર આજ્ઞા કરશે તો તે પ્રમાણે દર વર્ષે ૧૦૦ પુસ્તકાલયો ખોલવા માટે નિવૃત્તિ લેવાનું મુલતવી રાખવા પોતે ખુશી છે, એમ જણાવ્યું.

સરકારે નોકરીની મુદત બે વર્ષ માટે લંબાવી અને મોતીભાઈ ભાણાભાઈના શિક્ષણ અને ગ્રામ પુસ્તકાલયો ખોલવાના કામમાં ગૂંથાયા. સરકારી નોકરી એમ લંબાય અને પોતે મોટો પગાર ભોગવે એ સેવાધર્મને વરેલા મોતીભાઈને રુચે નહિ જ. 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સ્થપાઈ ત્યારથી તે સ્વયંસેવકોને ધોરણે જીવન ગુજારતા હતા. અને આ વર્ષોમાં રામભાઈ સાથે સ્વયંસેવક બની 'વસો કેળવણી મંડળ'ની સેવા કરવાનાં સ્વપ્નો રોજ સેવતા હતા. એટલે તેમણે વર્ષની શરૂઆતથી જ રામભાઈને લખી દીધું હતું કે, નોકરીની મુદત લંબાવવાનો હેતુ ભાણાભાઈના શિક્ષણને મદદ આપવાનો જ છે, પગાર લેવાનો નહિ. એટલે મુદત લંબાશે તોપણ પોતે તો પેન્શન જેટલી જ રકમ વાપરશે અને બાકીની રકમ રૂા. ૧૨૫) 'વસો કેળવણી મંડળ' અને બીજી સેવાની પ્રવૃત્તિઓને જ આપશે.

એ વિચાર પ્રમાણે, નોકરીની મુદત વધતાં દર માસે રૂા. ૧૨૫)-નો એક એવા બાર હપતાથી સેવાનાં કામો માટે નાણાં વસો મોકલવા માંડયાં. એ નાણાં ખર્ચવાની યોજના કેવી હતી તે તા ૧૯-૧૧-'૩૨-ના એક પત્રમાં વિગતવાર લખ્યું છે.*

*

રાજાએ મોતીભાઈની કદર કરી તેનો પડઘો પ્રજાના દિલમાં પણ પડ્યો, અને મોતીભાઈના મિત્રો, સ્નેહીઓ અને સાથીઓને થઈ આવ્યું કે મોતીભાઈને ૬૦ વર્ષ પૂરાં થાય ત્યારે તેમની જયંતી

---

* પાછળથી વસિયતનામામાં આ યોજના માટે કાયમનાં ટ્રસ્ટફંડની સગવડ કરી હતી. તે માટે જુઓ વસિયતનામું, ખંડ ૫, પ્રકરણ ૬.

ઊજવવી અને તેમને એક મોટી રકમની થેલી અર્પણ કરવી. આ અરસામાં જયંતીઓ ઊજવવાનો પવન ગુજરાતમાં વાયો હતો. એટલે મોતીભાઈને આ વિષે ખબર પડતાં તે સાવધ થયા, અને જેમણે આ વાત ઉપાડી હતી તેમને કહેવડાવ્યું કે, 'જેઓ મારે માટે આ જાતની હિલચાલ કરશે તેઓ મને અને મારી સેવાને મોટો ધોકો પહોંચાડશે. મારી જયંતી ઊજવાય એટલે મારે સેવાનું કામ બંધ કરી દેવું પડે અને મેં આ બધું માન અને કીર્તિ મેળવવા જ કર્યું છે એમ સાબિત થાય. હું તો અંતઘડી સુધી સેવા જ કરવા ઇચ્છું છું. . . .'

*

જયંતી ઊજવવાનો વિચાર આમ દાબી દેવાયો. પણ પ્રજાના દિલમાં ઊઠેલો અવાજ બીજી રીતે પણ વ્યક્ત તો થયો જ.

છેક ૧૯૦૬માં 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના બહાર પડી ત્યારે એ યોજનાથી આકર્ષાઈ એને ઉત્તેજન આપવા ખાતર જ ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીના તે વખતના સેક્રેટરી દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈએ મોતીભાઈને અભિનંદનનો પત્ર લખ્યો હતો અને તેમની યોજનાને ઉત્તેજન આપવા ગુ. વ. સોસાયટી તરફથી પ્રગટ થતાં પુસ્તકો ઓછી કિંમતે આપવાની યોજના કરી આપી હતી.*

ત્યારથી મોતીભાઈ ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીના પ્રચારક બન્યા હતા, અને એ સંસ્થાનો લાભ લોકો લે તે માટે તેમણે અનેકવિધ પ્રયત્નો કર્યા હતા. એ પ્રયત્નોથી વડોદરા રાજ્યના અનેક શિક્ષકો અને યુવકો ગુ. વ. સોસાયટીના જીવનસભ્યો બન્યા હતા, અને એ સંસ્થાની મદદથી મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિ બ્રિટિશ ગુજરાતમાં ફેલાય તે માટે જીવનભર પ્રયત્નો ચાલુ રાખ્યા હતા. એ સર્વની કદર તરીકે એ સંસ્થાની કારોબારી કમિટીએ મોતીભાઈને માનદ (ઑનરરી) સભાસદ નીમવાનો ઠરાવ પસાર કર્યો અને તે વિષે તેમને નીચે પ્રમાણે પત્ર લખ્યો :

* જુઓ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' ખંડ ૩, પૃ. ૫૧-૫૩.

રા. રા. મોતીભાઈ નરસીભાઈ અમીન

કે. રામજીમંદિર, પાર્ક
મુ. વડોદરા

વિ. વિ. કે સોસાયટીની કારોબારી કમિટી તા. ૮ મી ઓકટોબરને શનિવારે મળી હતી તેમાં, આપે ગુજરાતમાં પુસ્તકાલયની ખિલવણી અર્થે જે પ્રવૃત્તિ આદરેલી છે, તેની યત્કિંચિત્ કદર તરીકે આપને સોસાયટીના ઓનરરી સભાસદ નીમવા ઠરાવ થયો છે તે વિદિત થાય.

લિ.

**વિદ્યાબહેન ર. નીલકંઠ**

ઑન. સેક્રેટરી, ગુ. વ સો.

કહેવાય છે કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં આજ સુધી મહાત્મા ગાંધીજી એકલા જ માનદ સભ્ય હતા. તેમની સાથે મોતીભાઈને એ માન આપી એ સંસ્થાએ તેમની ઉત્તમ પ્રકારની કદર આંકી હતી.

*

આ પછી તા. ૨૯–૩૦, ડિસેમ્બર, ૧૯૩૩ ના દિવસોએ થિયૉસૉફીના પુણ્યધામ અદ્યાર (મદ્રાસ)માં 'અખિલ હિંદ ગ્રામ પુસ્તકાલય પરિષદ' ભરાઈ તેમાં મોતીભાઈએ કરેલી ગ્રામ પુસ્તકાલયોની સેવાની કદર તરીકે તેમને વિષે નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવ્યો:

" This conference records with appreciation the pioneering and meritorious services in the organization of rural and travelling libraries rendered by Mr. M. N. Amin of Baroda, and confers on him the distinction of 'Granthalaya Udyama Pitamaha', and resolves that a commemoration volume be published in his honour and presented to him in token of the love and regard of his fellow rural Library Workers."

**અનુવાદ**

વડોદરાના શ્રી. મો. ન. અમીને ગ્રામ પુસ્તકાલયો અને ફરતાં પુસ્તકાલયોનો વ્યવસ્થિત પ્રચાર કરી બજાવેલી માર્ગદર્શક અને કીમતી સેવાઓની આ પરિષદ કદરપૂર્વક નોંધ લે છે, અને તેમને '**ग्रंथालय उद्यम पितामह**'નું બિરદ બક્ષે છે; અને ઠરાવે છે કે તેમની માફક ગ્રામ પુસ્તકાલયોનો પ્રચાર કરવા મથી રહેલા બીજા સેવકોના તેમની પ્રત્યેના સ્નેહના ચિહ્ન તરીકે તેમના માનમાં એક સ્મારકગ્રંથ પ્રગટ કરી તે તેમને અર્પણ કરવો.

ઉપરનો ઠરાવ મોતીભાઈને મળ્યો, તેના ઉત્તરમાં તેમણે લખી દીધું કે એ માનને પોતે લાયક નથી. પરિષદના મંત્રીએ વળતા ઉત્તરમાં લખ્યું કે, 'પરિષદ તમારા અભિપ્રાયથી બંધાતી નથી. તેને જે યોગ્ય લાગ્યું તે તેણે કર્યું છે.' તેના ઉત્તરમાં મોતીભાઈએ ફરી લખ્યું કે, 'એ સર્વ માન પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડને જ ઘટે, માટે સ્મારકગ્રંથ તેમને જ આપવો!' પરિષદના મંત્રીએ મોતીભાઈનો પહેલો અભિપ્રાય માન્ય ન રાખ્યો. પણ બીજો તો માન્ય રાખ્યા સિવાય છૂટકો નહોતો! એ મંત્રી લખે છે* કે, 'મોતીભાઈની સૂચના પ્રમાણે શ્રીમંત મહારાજાને અર્પણ કરવાનો સ્મારકગ્રંથ હજી અપ્રગટ જ રહ્યો છે!' અને મહારાજાએ મોતીભાઈને પૂછેલો પ્રશ્ન પણ હજી અનુત્તર જ રહ્યો છે: "Have I decorated you?' ('તમને મેં માનથી નવાજ્યા છે?')

* તા. ૨૯-૧-'૪૧ના પત્રમાં.

# ૫

# પુસ્તકાલય પ્રવૃત્તિ—સંગઠન અને વિસ્તાર

## (૧૯૨૯ થી ૧૯૩૩)

નોકરીની મુદત બે વર્ષ લંબાયાથી અને ગામેગામ પુસ્તકાલય ખોલવાની રાજાજ્ઞા થવાથી, મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારના વેગને અપૂર્વ ગતિથી વધારી મૂક્યો. ૧૯૨૯ના વર્ષમાં '૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ' અને ૧૯૩૦માં 'વાર્તાનાં પુસ્તકોનો પરિચય' એ બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં તેની સાથે જ એ પ્રકારનાં પુસ્તકો તૈયાર કરવાની યોજનાઓ હાથ ધરવામાં આવી હતી. અને એક પછી એક પુસ્તકાલયશાસ્ત્રનું સાહિત્ય પ્રકટ થયે જતું હતું. 'પુસ્તકાલય પરિષદના રિપોર્ટ—૧૯૨૫-૩૦', 'વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨', 'બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧', "પુસ્તકાલય ખાતાના સર્ક્યૂલરો, સૂચનાઓ વગેરેનું એકીકરણ ભા. ૨'—એ પુસ્તકો એક જ વર્ષમાં (૧૯૩૧) પ્રસિદ્ધ થયાં, અને તેની સાથે બીજાં હાથ પર લેવાયાં. 'અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો' (૧૯૩૨), '૪૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ' (૧૯૩૩), 'કર્તાઓની નામાવલિ' (૧૯૩૩), 'પુસ્તકાલય પ્રવૃત્તિ—ભાષણો અને લેખો' (૧૯૩૪), 'પુસ્તકાલય સુભાષિત સમુચ્ચય' (૧૯૩૪)—એમ પુસ્તકાલયશાસ્ત્રને ઉપયોગી આજ સુધી લખાયેલું ઘણુંખરું સાહિત્ય પાંચ વર્ષમાં અથાગ શ્રમ વેઠી એકઠું કરાવી પુસ્તકોરૂપે તૈયાર કરાવી નાખ્યું. તે માટે વિદ્વાનોને ખાસ રોકવામાં આવ્યા હતા. તે ઉપરાંત સંખ્યાબંધ પુસ્તકપ્રેમીઓની મદદ સેવાભાવે મેળવવામાં આવી હતી.

આ કામ પુસ્તકાલય પરિષદને નામે થતું હતું. તેની સર્વ જવાબદારી મોતીભાઈ ઉઠાવી રહ્યા હતા. તે માટે શ્રી. નાજુકલાલ ચોકસીને ખાસ રોકવામાં આવ્યા હતા. તે શાસ્ત્રીય સાહિત્ય તૈયાર કરતા, તે સાથે એ સાહિત્યનો પુસ્તકાલયોના વહીવટ કરનાર

ગ્રંથપાલો અને મંત્રીઓને પરિચય થાય તે માટે મોતીભાઈ યોજનાઓ વિચારતા. આ સાથે જ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારનું કામ કરવા એક ખાસ પ્રચારકને રોકવામાં આવ્યા હતા. આ બંનેની મદદથી પુસ્તકાલય પ્રવૃત્તિના વિસ્તારનું તેમ જ સંગઠનનું કામ મોતીભાઈ ક્રમે ક્રમે કર્યે જતા હતા.

પુસ્તકાલયો અને શાળાઓ ઊઘડવાથી જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો લોકોને આંગણે પહોંચ્યાં એમ કહી શકાય. પણ એનો ઉપયોગ કરતાં શીખવાનું, એની પવિત્રતા સમજવાનું અને એની મદદથી જીવનને સુખી અને સમૃદ્ધ બનાવતાં શીખવાનું હજી બાકી હતું. આ માટે સૌથી પહેલી જરૂર પુસ્તકાલયોના વહીવટને વ્યવસ્થિત, નિયમિત, પ્રામાણિક અને શાસ્ત્રીય બનાવવાની હતી. તે માટે સૂચનાઓ, નિયમો અને બંધારણો વારંવાર યોજાતાં હતાં. છતાં એ બધાનો અમલ કરવા જેટલી સમજવાળા ગ્રંથપાલો મળતા નહોતા. બધું કામ ગુજરાતી નિશાળના શિક્ષકો મારફતે જ લેવું પડતું. તેથી એ શિક્ષકોના અંતરમાં જેટલો પ્રકાશ ફેંકી શકાય, તેમને સેવાભાવનો જેટલો રંગ લગાડી શકાય, તેટલું જ કામ થઈ શકે તેમ હતું. અને તેથી પુસ્તકાલય પ્રવૃત્તિની સર્વ યોજનાઓનો એ શિક્ષકોને પરિચય કરાવવાની જરૂર હતી. મોતીભાઈ ડિસ્ટ્રિક્ટમાં ફરતા ત્યારે પ્રસંગોપાત્ત આ કામ તે રૂબરૂમાં જ કરી લેતા અને શિક્ષકોને આદરથી, સમજૂતથી, લાલચથી–જે રીતે બની શકે તે રીતે–પ્રેરણા આપતા. તેમને જ્ઞાન મળે તે માટે-કંઈ કંઈ યોજનાઓ કરતા. પુસ્તકાલયશાસ્ત્રનું સાહિત્ય તૈયાર થતાં હવે તેમણે એ શાસ્ત્રનું જ્ઞાન ગ્રંથપાલોને મળે તે માટે ‘પુસ્તકાલય શિક્ષણ વર્ગો’ ભરવાની યોજના શરૂ કરી (૧૯૩૦), અને તે સાથે જ પુસ્તકાલય ખાતાના વહીવટને અંગે ઊભા થતા પ્રશ્નોના ખુલાસા આપવા દીવાન સાહેબની મંજૂરીથી ‘પુસ્તકાલય’ માસિકમાં ‘પ્રશ્નોત્તરી’ વિભાગ ખોલ્યો. અને એ વિભાગ દ્વારા થતી ચર્ચામાંથી ઊભા થતા મુદ્દાઓ ઉપર સંગીન વિચારોથી ભરેલા સ્વતંત્ર લેખો લખવા માંડ્યા.

આમ સ્થપાઈ ચૂકેલાં પુસ્તકાલયોનું કામ વ્યવસ્થિત ને સંગીન થાય તે માટે યોજના થઈ. તે સાથે જ વાચકોને પુસ્તકોનો શોખ લગાડવા, અને તેઓ જ્યાં હોય ત્યાં તેમના હાથમાં વાચનસામગ્રી

પહોંચાડવા પણ વિવિધ યોજનાઓ થવા લાગી. તેને પરિણામે મંદિરોમાં, દવાખાનાંમાં, હરવાફરવાનાં સ્થાનોમાં, એમ જ્યાં લોકો એકઠા થઈ આરામ લેતા હોય કે ગપ્પાં મારતા હોય ત્યાં તેમના હાથમાં પુસ્તકો, માસિકો કે વર્તમાનપત્રો જઈ પહોંચે તે માટે આરોગ્યવર્ધક વાચનાલયો, વાચકમંડળો, ફરતાં પુસ્તકાલયો, વગેરે પ્રવૃત્તિઓ અનુકૂળ સ્થળોએ શરૂ થઈ હતી. તે સાથે બે મહાન યોજનાઓ આ વર્ષોમાં શરૂ કરવામાં આવી.

આમાંની એક યોજના તે શિષ્ટ વાચનની યોજના. 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના પ્રસિદ્ધ થઈ ત્યાર પછી 'ગુજરાત સાહિત્ય સભા' અમદાવાદમાં સ્થપાયેલી. તેણે શિષ્ટ ગ્રંથોની પરીક્ષા લેવાની પ્રથા શરૂ કરેલી. તેનો લાભ 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' દ્વારા એક બે વર્ષ લેવાયલો. એ યોજના પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપાડી લે તો જ્ઞાનપ્રચારનું કામ ખૂબ આગળ વધે એમ ઘણાં વર્ષોથી વિચાર ચાલતો હતો. તેનો અમલ કરવાનો એક મોકો મળી ગયો. ૧૯૨૮ના વર્ષમાં 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ' તરફથી પૂનાની મહિલા વિદ્યાપીઠના સ્થાપક 'પ્રો. કર્વેનું આત્મચરિત્ર' એ પુસ્તક પ્રગટ કરવાની યોજના થઈ. એ પુસ્તક એટલું પ્રેરક લાગ્યું કે મોતીભાઈએ એનાથી જ 'શિષ્ટ વાચનની છમાસિક પરીક્ષા'ની યોજનાનો અમલ શરૂ કર્યો (૧૯૨૮).

આ પછી પુસ્તકાલય પ્રવૃત્તિને લોકપ્રિય બનાવવા અને લોકોને એના તરફ વધુ ને વધુ આકર્ષવા 'પુસ્તકાલય દિન'ની યોજના શરૂ કરવામાં આવી. આ યોજનાને અંગે ગામેગામ પુસ્તકાલય પ્રવૃત્તિના પરિચય અને પ્રચારના કાર્યક્રમો રખાવા લાગ્યા અને તે બહાને સ્ત્રીઓ, પુરુષો, બાળકો સૌ કોઈ પુસ્તકાલયમાં આવતાં થાય તેવાં આકર્ષણો યોજવાની પ્રથા શરૂ થઈ.

## ૬

# ‘ ગામેગામ પુસ્તકાલય ’

( ૧૯૨૭ થી ૧૯૩૩ )

સ્થપાયેલાં પુસ્તકાલયોનું કામ વ્યવસ્થિત થાય અને તે દ્વારા વિવિધ રીતે પુસ્તક-પ્રચાર થાય તેવી યોજનાઓ પરિષદ મંડળ તરફથી રોકેલા પ્રચારકો મારફત થતી હતી. અને બીજી બાજુ બાકી રહેલાં ગામોમાં પુસ્તકાલયો ખોલવા મોતીભાઈ ગામેગામ ઘૂમી રહ્યા હતા. આ માટે રાજ્ય પુસ્તકાલય પરિષદ પછી પ્રાન્તો અને મહાલોમાં સ્વતંત્ર પરિષદો ભરવાની યોજનાઓ વિચારાતી હતી અને અનુકૂળ સંજોગો આવી મળતાં તે અમલમાં મુકાતી હતી.

જેમ પ્રગતિ થતી હતી તેમ ખર્ચ વધતું હતું. સરકાર એ ખર્ચને પહોંચી નહિ જ વળે એમ મોતીભાઈને ડર હતો. તેથી ખર્ચને બહાને આ પ્રગતિ અટકે નહિ તે માટે રાજા પ્રજા બંને પાસેથી કળે કળે નાણાં મેળવવાની તજવીજો તે કર્યા કરતા હતા. પ્રાન્ત પંચાયતોનો ફાળો મેળવવાનું તો પહેલેથી જ શરૂ થયું હતું, પણ ગ્રામ પંચાયતોના નિયમોમાં એને સ્થાન નહોતું. તે મેળવવા ખાસ પ્રયત્નો આરંભ્યા અને ગ્રામ પંચાયતો પણ પુસ્તકાલયોને મદદ કરી શકે તેવો નિયમ દાખલ કરાવ્યો ( ૪–૨–’૨૯ ).

આ સાથે, સ્ત્રીઓ માટે સ્વતંત્ર પુસ્તકાલયો રચાય તે માટે મહિલા પુસ્તકાલયો સ્થાપવાની હિલચાલ ઉપાડી. તેને મદદ કરવા ખાતાના નિયમોમાં સગવડ નહોતી, તે અગવડ દૂર કરવા પરિષદ મારફતે ધારાસભામાં ચર્ચા ઉપાડી અને નિયમમાં સુધારો કરાવ્યો ( તા. ૪–૨–’૨૯ ).

આ બંને નિયમો થવાથી પુસ્તકાલયોના પ્રચાર માટે નવીન દ્વાર ખૂલ્યાં ને તેનો લાભ લેવા માટે મોતીભાઈએ શિક્ષકો, સમાજ-સેવકો અને ગાંધીયુગના યુવકોને જોરદાર હાકલ કરી. વસ્તુતઃ એ હાકલો તો ૧૯૨૨ થી શરૂ થઈ હતી. ૧૯૨૫ પછી તે વધી ગઈ હતી.

૧૯૨૬માં પુસ્તકાલયોના પ્રચાર માટે થતી સરકારી યોજનાઓના લાભ લોકો કેવી રીતે લઈ શકે તે માટે, વિવિધ પ્રકારના કાર્યકર્તાઓને માફક આવે તેવી વિગતવાર યોજનાઓ લખી પ્રસિદ્ધ કરી હતી.* તેમાંની એક જાહેરાતમાંનો નીચેનો ભાગ પુસ્તકાલયોના પ્રચાર માટેની મોતીભાઈની ધગશ, ધીરજ, અને દીર્ઘદૃષ્ટિવાળી કાર્યપદ્ધતિનો સરસ ખ્યાલ આપે છે:

"હકીકત સત્ય છે કે વાચનાલય વા પુસ્તકાલય હોવા છતાં ગામમાં ઘણા લોકોને તેમાંનાં પત્રો વા પુસ્તકો વાંચવાનો લાભ મળતો નથી; પરંતુ બીજી હકીકત પણ એટલી જ સત્ય છે કે, આજથી પાંચ પંદર વર્ષે જ્યારે પણ શરૂઆત કરીશું ત્યારે પણ શરૂઆતમાં લાભ લેનારી સંખ્યા બહુ જ થોડી હશે. જ્ઞાનપ્રચાર માટે સેવાભાવે પ્રયત્ન કરનારે એટલું જાણવું પૂરતું થશે કે જ્યાં આજે બે પાંચ માણસો વાંચે છે ત્યાં પ્રયત્નો ચાલુ રહેશે, પત્રો અને પુસ્તકો મફત વાંચવા માટે મળ્યાં જશે, તો આવતી કાલે તે જ ગામે પચીસ માણસો વાંચતા થશે. આ બાબતની જેમને ખાતરી કરવી હોય તેમણે વડોદરા રાજ્યની દર વર્ષે નિયમિત મદદ મેળવતા પુસ્તકાલયવાળું કોઈ એક ગામ અને પુસ્તકાલય ન હોય તેવું તેવી જ વસ્તીવાળું વડોદરા રાજ્યનું વા બ્રિટિશ રાજ્યનું બીજું ગામ જોવું; અને દરેકમાં કેટલા લોક વાંચે છે અને શું શું વાંચે છે એ તપાસવું. અમારો પોતાનો તો અનુભવ છે કે જે ગામે વાચનાલય એક બે વર્ષ પણ સારું ચાલે છે તે જ ગામે પુસ્તકાલય માટે પણ માગણી થાય છે. કામ કરનાર હોય તો વાંચનાર મળે છે. લોકો વાંચતા થાય છે એટલે પુસ્તકાલય માટે પૈસા પણ મળે છે. અને પૈસા મળે છે ને લોકોને વાંચવાનું મળે છે, એટલે પુસ્તકાલય વખત જતાં સ્થાયી અને સ્વાશ્રયી પણ બને છે. વડોદરા રાજ્યના શિક્ષકો, મુખી પટેલો, તલાટીઓ, વેપારીઓ, ખેડૂતો, ગામડાંમાં ફરતા અમલદારો! પ્રજામાં વાચનનો શોખ વધે, પુસ્તકો તથા વર્તમાનપત્રોના બહોળા જ્ઞાનનો અધિક ફેલાવો થાય, તેવો શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો સ્તુત્ય ઉદ્દેશ પાર પડે, મે. રા. બ. નાયબ દીવાન સાહેબની આગાહી

*જુઓ એકીકરણ ભા. ૨, પૃ. ૭૫, ૩૨૩, ૩૩૨.

સાચી નીવડે, અને સ્વાશ્રય અને સહકારના ધોરણે પુસ્તકાલય જેવી સાર્વજનિક પ્રવૃત્તિને, સ્વાર્થ અને પરમાર્થની બંને દૃષ્ટિએ, ગામના આગેવાનો સમજપૂર્વક પોષે, તે માટે થોડો પ્રયત્ન કરશો? આજે રાજ્યમાં પુસ્તકાલયોની કુલ સંખ્યા ૮૦૧ની છે તે એક વર્ષમાં ૧૦૦૧ની બનાવશો?

'દરેક ગામે જ્યાં શાળા હોય ત્યાં પુસ્તકાલયની અને જ્યાં શાળા ન હોય છતાં વર્તમાનપત્રો અને પુસ્તકોનો ઉપયોગ કરી શકે તેવા વાચકો હોય ત્યાં વાચનાલયની આવશ્યકતા આ પરિષદ સ્વીકારે છે; અને તેવાં પુસ્તકાલય અને વાચનાલય સ્થાપવા લોક-મદદ ઊભી કરવા જે તે ગામના આગેવાનોને વિજ્ઞપ્તિ કરે છે.'

ઉપરનો ઠરાવ રાજ્યની બે પરિષદોએ સર્વાનુમતે પસાર કરેલો છે. એ ઠરાવને પરિષદમાં હાજરી આપનાર પુસ્તકાલયોના પ્રતિનિધિઓ અને પરિષદના ચાલકો અમલમાં મૂકવા વ્યવસ્થિત સબળ સતત પ્રયત્ન કરશે?

સરકાર મદદ આપવા તૈયાર છે. તમે થોડો સ્વાર્થ અળગો કરી પરમાર્થ કરવા દૃષ્ટિ દોરશો? કસબાઓ અને મોટાં ગામો છોડી, અજ્ઞાન અને ગરીબાઈમાં રિબાતાં અને ડાહ્યા ગણાતા અને કેળવાયેલા મનાતા લોકોના હાથે લૂંટાતાં નાનાં ગામોના લોકોને સમજાવી, લોકમદદ ઊભી કરાવી, સરકાર અને પંચાયત મદદ અપાવી, તેમને જ્ઞાનનો માર્ગ ખુલ્લો કરી આપશો?' *

મોતીભાઈના આ પ્રયત્નથી કંઈક પ્રગતિ શરૂ થઈ હતી, પણ તે ઘણી ધીમી હતી. તેને દરેક ગામમાં એક પુસ્તકાલય ઉઘાડવાની મહારાજાની આજ્ઞા થવાથી ઘણો વેગ મળ્યો. આજ સુધી (૧૯૩૦) દર વર્ષે ૨૦ પુસ્તકાલયો ઊઘડતાં તેને બદલે ૧૦૦ ઉઘાડવાની મંજૂરી મળી. અને સાથે સાથે નિવૃત્તિ લેતા પહેલાં બને તેટલાં પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો અને વાચનાલયો ઉઘાડી લેવાં, અને તેટલી યોજનાઓ શરૂ કરી દેવી અને જે હોય તેને કાયમ કરી દેવી — એવો સંકલ્પ કરી મોતીભાઈએ ચારે બાજુથી કામ આરંભ્યું.

ઑક્ટોબર, ૧૯૩૦ના એક લેખમાં મહિલા પુસ્તકાલયો ખોલવાના પ્રયત્નો કરવા યુવકોને અપીલ કરતાં છેવટે તેમણે લખ્યું: 'આજે

* તા. ૮-૪-'૨૭ની જાહેરાત (એકીકરણ ભા. ૨, પૃ. ૭૫).

જે થશે તે કાલે નહિ થઈ શકે. વિચાર કરવા જતાં વિઘ્નો આવશે અને મનનું ધાર્યું મનમાં રહી જશે.' અને ૧૯૩૩ સુધીમાં એટલાં પુસ્તકાલયો ખોલ્યાં કે મહારાજાને સૂચના કરવી પડી કે આમ પુસ્તકાલયોને લોકો નભાવી શકે તેટલાં જ ખોલવાં. રાજ્યમદદ વધારે આપવી પડે તેવાં કોઈ બંધન સ્વીકારવાં નહિ!*

આમ કરતાં નોકરીની વધેલી મુદત પૂરી થઈ અને નિવૃત્તિ થવા માટે ઉપરી અધિકારીને અરજી કરી. પણ તેમના પહેલાં તેમના ઉપરી નિવૃત્ત થવા ઇચ્છતા હતા, અને તેમની જગાએ નિમાનાર અધિકારી અમેરિકા તાલીમ લેવા ગયા હતા. એટલે નવીન અધિકારી પરદેશથી પાછા ફરી હોદ્દો સંભાળી લે ત્યાં સુધી પુસ્તકાલય ખાતાના હિતની ખાતર મોતીભાઈએ એક વર્ષ થોભી જવું, એમ ઉપરીએ તેમને આગ્રહ કર્યો અને તે મુજબ સરકારને ભલામણ કરી. સરકારે એ ભલામણ ધ્યાનમાં લઈ એકને બદલે બે વર્ષની મુદત લંબાવી.

આ બાબત રામભાઈ ઉપરના તા. ૧૮–૭–'૩૩ના પત્રમાં તેમણે લખ્યું હતું :

ભાઈ રામભાઈ,

. . . . . . નોકરીમાંથી રિટાયર થવાની માગણી કરી છે. પરંતુ એક વર્ષની નોકરી લંબાય તે પ્રમાણે ભલામણ થવાની છે. મને દત્ત સાહેબે ખૂબ આગ્રહ કર્યો અને પુસ્તકાલય ખાતાના હિતની ખાતર એક વર્ષ ચાલુ રહેવા માગણી કરી. મિ. દત્ત એપ્રિલ માસમાં નિવૃત્ત થાય છે. અને મિ. વાકનિસ આવતા જુલાઈ માસની આખરે પાછા ફરશે, એટલે એપ્રિલથી જુલાઈ સુધીનો પુસ્તકાલય ખાતાનો ચાર્જ અજાણ્યા માણસને ન સોંપાય અને મારી પાસે રહે એ માટે એમનો આગ્રહ છે. મેં જાતે માગણી કરવાની ચોખ્ખી ના પાડી. પણ મિ. દત્તની ભલામણ મહારાજા સાહેબ સ્વીકારશે તો હું જુલાઈ આખર સુધી રહીશ, એવી શરતે કે ડિસેમ્બર ૧લી થી ચારેક માસની મારી ચઢેલી રજાઓ હોય તે મારે ભોગવી લેવી અને દત્ત સાહેબનો ચાર્જ લેવા માટે જ એપ્રિલ માસમાં હાજર થવું. અને વાકનિસ આવતા સુધી જ રહેવું. આ

* પૅરીસથી લખેલા તા. ૭–૬–'૩૩ના એક પત્રમાં.

પ્રમાણે સમજૂત થઈ છે અને તમે જોઈ શકશો કે ડિસેમ્બરથી છૂટો થઈ શકાય તેવી યોજના ભલામણ મંજૂર થાય વા ન થાય તોપણ કાયમ રહે છે. હું તમારી સાથે માર્ચ આખર સુધી રહી શકું. એપ્રિલમાં તમે પરીક્ષામાં રોકાઓ એટલે હું વડોદરા આવું અને મે મહિનામાં આપણે સાથે રહી શકીએ. જૂન જુલાઈ વડોદરામાં ખેંચી કાઢું. અને ઑગસ્ટમાં તમારી સાથે ફરી આવી કામ કરવા હાજર થાઉં. આ બધાં શેખચલ્લીનાં સ્વપ્નાં છે. શું ખરું પડે છે તે હવે ભવિષ્યમાં જણાશે. મનથી છૂટો થવા અધીરો થયો છું. બહાર તે પ્રમાણે જ કહું છું. પણ એક વા બીજાં નિમિત્ત કાઢીને નોકરીની મુદત લંબાવું છું. મને ન ઓળખનાર મને ઠગ જાણે તો ખોટું નથી. એ આક્ષેપ સ્વીકારવો પડશે, એમ માનીને પણ દત્ત સાહેબની દરખાસ્ત મેં ગઈ કાલે સ્વીકારી.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

## ૭

# વસોની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન–૧

### (૧૯૩૨–૩૪)

'ગામેગામ પુસ્તકાલય'ની ધૂનથી મોતીભાઈ કામ કર્યે જતા હતા, ભાણુભાઈનો અભ્યાસ પૂરો થવાની રાહ જોતા હતા, અને નિવૃત્ત થવાનો દિવસ ક્યારે આવે તેની ઝંખના કરી રહ્યા હતા. તે સાથે જ, નિવૃત્ત થયા પછી વસો, પેટલાદ તાલુકો અને ચરોતર પ્રદેશમાં કરવાનાં કામોનો નકશો દોરાતો જતો હતો. એમાંનાં ઘણાં કામો પગભર થયાં હતાં અને રોજ રોજ નવાં નવાં જન્મતાં જતાં હતાં. એ સર્વેની જાહેરાત વાર્ષિક નિવેદનો અને 'ચરોતર' માસિક દ્વારા થયે જતી હતી. અને લોકોનું ધ્યાન એ તરફ ખેંચાતું જતું હતું.

આ અરસામાં 'ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી'ના મંત્રીએ 'બુદ્ધિપ્રકાશ'માં 'વસો વાર્ષિક પત્રિકા ૭, (૧૯૩૧)' ઉપર એક વિસ્તૃત નોંધ લખી, મોતીભાઈના વસોના કામની ખૂબ પ્રશંસા કરી. મોતીભાઈનું તેના તરફ ધ્યાન ખેંચવામાં આવતાં તેમણે એ નોંધ વાંચી રામભાઈને લખ્યું :

વડોદરા, તા. ૧૫–૩–'૩૨

ભાઈ રામભાઈ,

તમારા લખવા ઉપરથી 'બુદ્ધિપ્રકાશ'નો લેખ કાલે વાંચ્યો. સમગ્ર પત્રિકા માટે, નવી ગુજરાતી શાળા માટે, વિદ્યાદાન અને સહકારની પ્રવૃત્તિઓ માટે તેમનું લખવું બરાબર ગણી શકાય. પણ સામાન્ય કેળવણી માટે, પુસ્તકાલયો માટે, સુધરાઈ માટે અને બીજી વિગતો માટે આપણને કંઈ અભિમાન કરવા જેવું નથી. બીજાં ઘણાં ગામોમાં તેવું થાય છે જ. એ બધું સર્વસામાન્ય છે. દેવધર અને પંજાબનું કામ જુદા પ્રકારનું હોઈ આપણા કામની સરખામણી તેના

કામ સાથે ન થવી જોઈએ. છતાં દૂર રહેનારને આપણું કામ બહુ મોટું લાગે તો નવાઈ નથી. હું તેમને પત્ર લખીશ.

આ સંબંધમાં એક વાત તમને જણાવી દઉં. મારી બહારની પ્રતિષ્ઠાને લઈને વસોની પ્રવૃત્તિઓ પણ બીજાઓની નજરે ચડી છે, અને ચડશે. આપણને ઘટે તે કરતાં આપણી કીર્તિ વધશે. આપણે ડાહ્યા હોઈએ તો કીર્તિને અનુરૂપ કામો આપણે કરવાં જોઈએ. મારા મનમાં યોજનાઓ છે તે પ્રમાણે જો કંઈ કામ થઈ શકશે તો વસો ગામ અને પેટલાદ તાલુકો જોવાને માટે અને શીખવાને માટે બહારના માણસોને આવવું પડશે. પણ મન મનસૂબા કરે છે અને ધાર્યું તો ધણીનું જ થાય છે. એટલે હાલ તો ખાલી સ્વપ્નાં જ સેવું છું. બહાર જવાથી કામમાં વિક્ષેપ આવતો એ તેનું એક કારણ છે. આવેલો મંદવાડ એ બીજું કારણ, અને અનિશ્ચિત મને રહેવાનું એ ત્રીજું કારણ. આ કારણો ઓછાં જ દૂર થવાનાં! છતાં હું મારો બનતો બધો પ્રયત્ન કરીશ. અને શાળાના શિક્ષકો અને ગામના યુવકો પાસેથી તેમની મદદની પૂરેપૂરી આશા રાખીશ.

ઉપરનો પત્ર લખ્યા પછી તરત જ એ નોંધના લેખક શ્રી. હીરાલાલ પારેખને નીચે પ્રમાણે લખ્યું:

રા. રા. હીરાલાલ,

વિ. 'વસો પત્રિકા ૭ મી'ની વિસ્તૃત નોંધ તમે બુદ્ધિપ્રકાશમાં લીધી તે મેં કાલે વાંચી. તેમાં મારાં અંગત વખાણ વાંચી અંદરખાનેથી સ્વાભાવિક આનંદ થયો. પણ બહારથી મારા પ્રત્યે કોઈને ઈર્ષ્યા થાય તે કારણે ઠીક નથી લાગ્યું. પણ આ બાબત બહુ મહત્ત્વની નથી. તમે પત્રિકાના ઉદ્દેશ, વિદ્યાદાનના દિવસની યોજના, નવી ગુજરાતી શાળા, સહકારી પ્રવૃત્તિઓ, વગેરે માટે લખ્યું તે બરાબર ગણાય. તેમાં વસો ગામની વિશિષ્ટતા છે, એ સ્વીકારી શકાય. પણ સરકારી શાળાઓ, પુસ્તકાલયો, સુધરાઈ, એ તો વડોદરા રાજ્યની સર્વસાધારણ પ્રવૃત્તિઓ છે. અને તે દરેક ગામને સરખી રીતે લાગુ પડે છે. વસોની તેમાં કંઈ જ વિશેષતા નથી. અંત્યજ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૨ છે. પણ તે ૬૯૩ની અંત્યજ વસ્તીના પ્રમાણમાં જ છે. એટલે તેમાં પણ કંઈ ખાસ વિશેષ ન કહેવાય.

વળી મિ. બ્રાઈને કરેલું ગુરગાંવ જિલ્લાનું કામ અને મિ. દેવધરે હડપસરમાં કરેલું કામ એટલું બધું ઉપયોગી, માર્ગદર્શક અને અર્થ-સૂચક છે કે તેની સાથે વસોના કામની સરખામણી ન જ થાય, એમ મારું માનવું છે. અમારું કામ મધ્યમ સ્થિતિના કેળવાયેલા અને સમજુ શહેરી જીવન ગાળનાર લોકો સાથેનું છે. જ્યારે પેલાં બન્ને કામો ગ્રામ જીવન અને પછાત વર્ગના લોકોની સાથે સંબંધ ધરાવે છે. ખેતી, આરોગ્ય, અને ગ્રામ સહકારી મંડળ જેવા વિષયોને અમે છેડયા પણ નથી. અમારું કામ સહેલું, સરળ અને થોડી મહેનતે, થોડા ભોગથી અને થોડા ખર્ચથી થાય તેવું છે. વસોનું કામ નહિ નાના ગામડાનું અને નહિ કોઈ મોટા શહેરનું — એ પ્રકારનું છે. તેમાં કેળવાયેલા યુવાનોનાં સાચો સહકાર, સંપ, સુવ્યવસ્થા, પ્રામાણિકતા, સંગઠન, સંઘબળ, આત્મશ્રદ્ધા, સ્વાશ્રય, પરસ્પર વિશ્વાસ, સ્વાર્થત્યાગ અને વ્યાવહારિકતા દેખી શકાય તેમ છે. અને બીજાં ગામોને તેમાંથી અનુકરણ કરવા જેવું ઘણું મળે તેમ છે. વળી વસોમાં હજુ ઘણી પ્રવૃત્તિઓની તૈયારીઓ ચાલે છે.

આ બધું સાચું જ છે, છતાં દેવધર અને બ્રાઈનનાં કામો સાથે આ નાનકડું કામ ઊભું ન જ રહી શકે. એકની પાસે જિંદગી-ભરનો અનુભવ, સ્વાર્થત્યાગ, કાર્યકુશળતા તથા અનહદ લાગવગ અને બીજા પાસે રાજ્યની આપખુદીવાળી પૂરેપૂરી સત્તા. એટલે તેમને તેમના કામમાં ઘણી સરળતા મળેલી. અને આ કામની જાહેરાત એ તેમના કામને વા તેમની જાતને આગળ વધારવાને જરૂરની હતી. વસોને સરળતા કંઈ જ નહિ. પણ વૃદ્ધોની કે સરકારની દખલગીરી બિલકુલ નહિ અને સહાનુભૂતિ સર્વની, એટલે જે કંઈ થઈ શક્યું છે તે સ્વાશ્રયના ધોરણે, અને તેમાં ઘણી વ્યક્તિઓનો ફાળો છે.

ભવિષ્યમાં જ્યારે વસોનો પ્રશ્ન વિચારો ત્યારે, તેની પાછળ એક વ્યક્તિનું નહિ પણ યુવકોનું સાચું સંઘબળ છે, એમ સમજવું. તમો જ્યારે જ્યારે કંઈ લખો છો ત્યારે ત્યારે મારા પોતાના સંબંધમાં બહુ સારા શબ્દો લખો છો. ભવિષ્યમાં લખો ત્યારે મૂળથી — વર્ષોથી — મારા પ્રત્યે બંધાઈ ગયેલી મમતા અને પક્ષપાતને લઈને તો તે નથી લખાતું એટલું વિચારી લેવું. કારણ કે વાસ્તવિક

રીતે મારા નામથી જે કામો થાય છે તેની પાછળ જવાબદારીવાળા અનેક ભાઈઓ મૂગે મોઢે, બહાર આવવાની ઇચ્છા વિના, કામો કર્યાં જાય છે. એટલે તેમની મહેનતના ફળનો યશ મારા નામની યોજના હોવાથી મને મળે છે. વાસ્તવિક રીતે તમે બધા માનો છો એવું મારું એકલાનું એ કામ નથી હોતું. પણ દુનિયામાં સરખો ન્યાય બધાને ક્યાં મળે છે ? એટલે બીજાઓને ભોગે, તમારા જેવા દૂરથી જ કામ જોનારાના હાથે મારી સાથેના કામ કરનારાઓને અન્યાય થાય અને મારા નામથી કામ ભલે જાહેરમાં આવે. કામ સારું હોય, પવિત્ર હોય, નિઃસ્વાર્થ હોય એટલું જોવું જાણવું મારે પૂરતું છે. પછી નામ ગમે તેનું ભલે હોય.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

૮

# વસોની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન – ૨

(૧૯૩૨)

'બુદ્ધિપ્રકાશ'ના તંત્રીને પત્ર લખ્યા પછી એક માસે, 'વસો કેળવણી મંડળ'ની સ્થાપના જેમના પ્રમુખપદે થયેલી તે શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ એક લગ્નપ્રસંગે વસોમાં આવેલા. તેમને મંડળની પ્રગતિનો ખ્યાલ આપવા, તથા ગામમાં આવેલા મહેમાનોને ગામની પ્રવૃત્તિઓનો પરિચય આપવા એક મેળાવડો યોજવામાં આવ્યો (તા. ૨૧–૪–'૩૨). તે પ્રસંગે 'વસો કેળવણી મંડળ'ની પ્રગતિ અને તે દ્વારા થયેલી ગામની સેવાનું મૂલ્યાંકન કરવાની મોતીભાઈને એક વધુ તક મળી. તેમણે રજૂ કરેલી હકીકતો તેમના જીવનની કાર્યસિદ્ધિનું એક સીમાચિહ્ન હોઈ તેમાંથી જાણવા જેવો ભાગ અત્રે ઉતારીશું :

'ગામને આર્થિક અને નૈતિક લાભ :

સને ૧૯૧૮માં 'કેળવણી મંડળ'ની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા પૂરી ૧૫૦) નહોતી, જ્યારે આજે ૧૯૩૨માં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૪૫૦) ઉપરાંત છે, તેમાંની ૧૮ કન્યાઓ હાઈસ્કૂલમાં છે. મંડળે મૅટ્રિક ક્લાસ નહોતો કાઢચો ત્યારે દર વર્ષે ગામના ૩–૪ વિદ્યાર્થીઓ મુશ્કેલીએ મૅટ્રિકની પરીક્ષા પસાર કરતા. હાલ સને ૧૯૩૦–૩૧ના એકલા જ વર્ષમાં ૧૪ વિદ્યાર્થીઓએ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી છે. ચાલુ વર્ષે ૪૦ વિદ્યાર્થીઓ મૅટ્રિકની પરીક્ષામાં બેઠા છે. અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણમાં વિદ્યાર્થીઓની સંખ્યા કુલ ૭૦ ઉપરાંતની રહે છે. વસો બહાર આ વિદ્યાર્થીઓ ભણવા જાય તો દરેકને ઓછામાં ઓછું રૂ. ૨૫૦) ખર્ચ થાય, જ્યારે વસોમાં રૂ. ૧૦૦) ખર્ચ થાય. એટલે દરેક વિદ્યાર્થી દીઠ સરેરાશ વાર્ષિક રૂ. ૧૫૦)નો બચાવ થાય. આ રીતે

૭૦ વિદ્યાર્થીઓના દર વર્ષે જે રૂા. ૧૦,૫૦૦) બચી શકે છે તે, ગામની આર્થિક સ્થિતિ જોતાં, જેવો તેવો લાભ ન ગણાય.

આ લાભ તો બાહ્ય દૃષ્ટિએ ગણ્યો, પણ નૈતિક દૃષ્ટિએ વિચાર કરીએ તો આ બધી પ્રવૃત્તિઓ દ્વારા વસોના યુવકોમાં સંઘબળ, સહકારવૃત્તિ, સેવાભાવ, પરસ્પર સહાય ને વિશ્વાસ, આત્મશ્રદ્ધા, સાહસ, વગેરે ગુણો કેળવવાની તક મળે છે અને તેથી નૈતિક શક્તિઓ કેળવાય છે, એ મોટામાં મોટો લાભ છે; અને વસોના યુવકો આજે સાર્વજનિક કાર્યો સફળ રીતે કરી શકે છે એ તેનો જીવતોજાગતો પુરાવો છે. કેળવણી માટે નાણાં અને મોટાં ટ્રસ્ટફંડો નિર્ભય અને નિશ્ચિંત રીતે લોકો 'કેળવણી મંડળને' સોંપતા થયા છે તે પણ યુવકોના ઉપર લોકોનો કેટલો વિશ્વાસ છે તે પુરવાર કરે છે. કોઈને એક નાનું ઘર બાંધવું હોય છે તો આવક અને લાગવગ વિનાનો માણસ અનેક રીતે હેરાન થઈ જાય છે. વસોમાં 'સાર્વજનિક પુસ્તકાલય', 'નવી ગુજરાતી શાળા', 'મિડલ સ્કૂલ', 'હાઈસ્કૂલ', 'તિલક વ્યાયામ મંદિર', અને 'આરોગ્ય વર્ધક વાંચનાલય'નાં મકાનો 'કેળવણી મંડળ'ની સીધી દેખરેખ નીચે 'કેળવણી મંડળ'ના બાંધકામ ખાતાના અનુભવી સભાસદોની સલાહ પ્રમાણે વ્યવસ્થા માટે એક પાઈનું પણ ખર્ચ કર્યા વગર બંધાયાં છે. ખર્ચમાં ફાયદો થાય છે, અને મંડળની યોગ્યતા વધે છે. પરિણામે દુષ્કાળ કે રેલસંકટનો પ્રસંગ આવે કે તુરત જ વસોના યુવકો સેવા માટે બહાર આવે છે; લોકો અને સરકારનો વિશ્વાસ મેળવે છે; હજારો રૂપિયાની સખાવતો તેમને સોંપાય છે; નિષ્પક્ષપાતપણે ગામ પરગામના લોકોમાં મદદની વહેંચણી થાય છે, અને કામ સમાપ્ત થતાં લોકોની જાણ માટે ટૂંક મુદતમાં હિસાબ પ્રસિદ્ધ થાય છે. આજે કોઈ પણ સાર્વજનિક સેવાનું કે પુણ્યનું કામ કરવું હોય તો વસોના યુવકોની સલાહ લેવાય છે; તેમાંના સભ્યો વ્યવસ્થાપક મંડળમાં પસંદ થાય છે; અને ઘણે ભાગે તેમને જ કામ સોંપાય છે. સાર્વજનિક પ્રવૃત્તિઓમાં જે સંઘબળ અને પ્રામાણિકતા વસોના યુવકો દર્શાવી શક્યા છે, તેને જ પ્રતાપે લોકોનો વિશ્વાસ તેમના ઉપર બેઠો છે. માટે જ જીર્ણ થયેલાં સાર્વજનિક મકાનો, ધર્મશાળાઓ, દેવાલયો, અંત્યજોના કૂવાઓ હજારો રૂપિયાના ખર્ચે દુરસ્ત થઈ ગયાં છે, અને નવાં જેવાં

થઈ રહ્યાં છે. વિદ્યાદાનના દિવસે ગરીબમાં ગરીબ માણસ પાસેથી બે આના જેવી નાની રકમ ઘેર ઘેર ફરીને મેળવી, જાહેર કર્યા પ્રમાણે એ રકમો ખર્ચી, હિસાબ પ્રસિદ્ધ કરી, નવીન વર્ષે તે જ દિવસે ફરીથી માગવાની યોજના એટલી બધી સફળ નીવડી છે કે ગુજરાતમાં ઘણાં ગામોએ હવે તે ઉપાડી લીધી છે. વસો ગામ ૧૬ વર્ષથી એ પ્રથા સાચવી રહ્યું છે; તે યુવકોનાં સંઘબળ અને પ્રામાણિકતાને લઈને ગામને આ સંબંધમાં જે તાલીમ મળી છે તેને જ આભારી છે. અને એ બધું 'કેળવણી મંડળ'ને જ આભારી છે એ પણ ખુલ્લું છે.

**અમારી શ્રદ્ધા**

વસોની સાર્વજનિક પ્રવૃત્તિઓ એક વ્યક્તિની, એક કોમની કે અમુક વર્ગની નથી, પણ ગામ-સમસ્તની છે.

નાનામાં નાના બાળકથી માંડી ધંધામાંથી કે નોકરીમાંથી નિવૃત્ત થયેલા વૃદ્ધ મનુષ્ય સુધી સર્વે એમ સમજે છે કે આ પ્રવૃત્તિઓ ગામની છે; તે સરકારની તો નથી જ; પરંતુ પ્રવૃત્તિઓના વહીવટ કરનારની પણ નથી જ. માટે જ સર્વ કોઈ આ પ્રવૃત્તિ-ઓમાં રસ લે છે. આર્થિક મદદ નહિ આપનારા સંકુચિત દૃષ્ટિને લઈને ભલે મદદ ન આપતા હોય, પરંતુ તેઓ પણ સહાનુભૂતિ તો દર્શાવે છે જ. આવતી કાલે સૂર્ય પૂર્વ દિશામાં ઊગશે એમાં જેટલી શ્રદ્ધા છે તેટલી જ શ્રદ્ધાથી મંડળના કાર્યકર્તાઓ માને છે કે, જેમની પાસે દ્રવ્ય છે, અને જેમનાં છોકરાં આ પ્રવૃત્તિઓનો લાભ લે છે, — અને ખરું કહીએ તો વસો ગામમાં આજે એવું એક પણ કુટુંબ નથી કે જેનાં બાળકોએ એ લાભ ન લીધો હોય — તેઓ જે દ્રવ્ય પોતાની તિજોરીઓમાં સુરક્ષિત માને છે તે દ્રવ્યમાંથી તેમના પુત્રો 'કેળવણી મંડળ'ની સંસ્થાઓને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પોતાના પિતાના ફાળામાં પોતાનો નવીન ફાળો ઉમેરીને સ્વેચ્છાએ અને ઉમંગથી આપશે!

'વસો કેળવણી મંડળે' સ્વાશ્રયનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે. એટલે બહારગામના કોઈ સદ્‌ગૃહસ્થની મદદ મેળવવા તેણે કદી પ્રયત્ન કર્યો નથી, અને કરશે પણ નહિ. પરંતુ રાજ્યની મદદ જેટલી મળી શકે તેટલી મેળવવા બનતો બધો જ પ્રયત્ન મંડળ કરે છે, અને

કરશે. દાખલા તરીકે, હાઈસ્કૂલનું મકાન બાંધવામાં સરકારની મદદ હજુ મળી નથી, અને જેટલું મકાન બંધાયું છે તેટલા જ બીજા મકાનની જરૂર છે. સરકારી અમલદારો એનું કામ કેવા ધોરણે ચાલે છે તે જ્યારે ખરા સ્વરૂપમાં સમજશે, ત્યારે અમને ખાતરી છે કે અમારા કામને વડોદરા રાજ્ય નિયમ પ્રમાણે પૂરી મદદ આપ્યા વિના રહેશે નહિ. અને એ રીતે જ્યારે લોકો તરફની અને સરકાર તરફની મદદ કામની જરૂરિયાતના પ્રમાણમાં મળશે, અને જ્યારે આ સંસ્થાઓમાં તૈયાર થયેલા વિદ્યાર્થીઓ સેવાભાવે જિંદગી સુધી કામ કરવાનું સ્વીકારી સ્વયંસેવક તરીકે થોડા પગારે જોડાશે, ત્યારે અમને ખાતરી છે કે કેળવણીનાં કાર્યોમાં આજે જે ઊણપો રહેલી છે, અને દોષો જણાય છે તે ઊણપો અને દોષો દૂર થશે, અને અત્રેનાં બાળકોને સાચા સ્વરૂપની કેળવણી અપાશે. પરિણામે કેળવણી દ્વારા જ વસો ગામના યુવકો પોતાની અને પોતાના ભાઈઓની ઉન્નતિ સાધી શકશે. આ અમારું સ્વપ્નું છે. આ સ્વપ્નું ઈશ્વર જેમ બને તેમ વહેલું પાર પાડે એવી તેના પ્રત્યે અમારી પ્રાર્થના છે.'*

* 'વસો વાર્ષિક પત્રિકા ૮', પૃ. ૮૧.

## ૯

# વસોની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન – ૩

## (૧૯૩૩–૩૪)

સમય જતાં પ્રવૃત્તિઓ એક પછી એક અંધકારમાંથી પ્રકાશમાં આવતી જતી હતી, અને ગામ પરગામના લોકોમાં એ દ્વારા મોતીભાઈની ખ્યાતિ વધતી જતી હતી, ત્યારે મોતીભાઈને પોતાની પ્રવૃત્તિઓની મર્યાદાઓની રોજ ને રોજ પ્રતીતિ થતી જતી હતી. જીવનની શરૂઆતથી દોરી મૂકેલા નકશા પ્રમાણે નવાં નવાં કામો તે હાથ ધરતા જતા હતા. પણ દેશકાળ એટલો પલટાતો હતો કે એમનાં કામો યુવાન વર્ગને આકર્ષક લાગતાં નહોતાં. રોજ રોજ પલટાતી સ્થિતિ સંસ્થાઓના સંજોગો ઉપર અસર કરતી હતી અને તેમના વહીવટમાં વિદ્યાર્થીઓ અને યુવાનોને આદર્શ અને વ્યવહારનો વિરોધ દેખાતો હતો. છતાં મોતીભાઈ તો પોતાની ધૂન પ્રમાણે પ્રવૃત્તિઓ વધાર્યે જ જતા હતા, તે માટે સરકાર અને લોકો પાસેથી તેમનાં ધારાધોરણ અને મનોવૃત્તિને અનુકૂળ રહી બને તેટલી મદદો મેળવવા પ્રયત્ન કર્યે જતા હતા. આ પ્રયત્નો વિષે ભોળા વિદ્યાર્થીઓ અને વિઘ્નસંતોષી લોકો કંઈ કંઈ ટીકાઓ કરતા હતા. એમાંની કેટલીક ટીકાઓના ઉત્તરો એક વિદ્યાર્થી સાથેના પત્રવ્યવહારમાં સચોટ રીતે આપેલા છે અને તેમાં મોતીભાઈ પોતાની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન વિરલ સત્યપ્રિયતાથી કરતા જણાય છે.

તા. ૨–૨–'૩૪ના એક પત્રમાં વસોની બોર્ડિંગ વિષે તે લખે છે:

રેસ્ટ હાઉસ, માંગરોલ
તા. ૨–૨–'૩૪

ભાઈ . . . . ,

તમે જે પ્રશ્ન છેડયો છે અને જે વિષે તમારા વિચારો દર્શાવ્યા છે તે જાણી મને બહુ આનંદ થયો છે, કારણ કે મારા જીવનમાં

પેટલાદ બોર્ડિંગ હાઉસનું કાર્ય — તેમાંય વિદ્યાર્થી સાથેનો અંગત પરિચય — એ જ્યારે જ્યારે પ્રસંગ મળતાં યાદ આવે છે ત્યારે ત્યારે હું મારી જાતને ધન્યભાગ્ય માનું છું; અને આ કારણથી વિદ્યાર્થીઓની સાથે સહવાસ અને પરિચય હું જ્યાં ને ત્યાં શોધી રહ્યો છું. . . .

બોર્ડિંગ હાઉસ એટલે મકાન નહિ, તેમાંનાં રાચરચીલાં નહિ, રસોઇયા ચાકરની થયેલી વ્યવસ્થા એ પણ નહિ, પાલન કરવાના નિયમોની યોજના પણ નહિ, પરંતુ એ સંસ્થા સાથે કામ કરનાર અને તેના તંત્રની જવાબદારી સ્વીકારનાર વ્યક્તિ એ જ બોર્ડિંગ હાઉસ ગણાય. જે સંસ્થાને આદર્શરૂપ ગૃહપતિ મળે તે સંસ્થાનું ધન્યભાગ્ય ગણાય.

પરંતુ આદર્શ ગૃહપતિ લાવવા ક્યાંથી અને કેવી રીતે એ મોટો પ્રશ્ન છે. છાત્રાલયો ઘણે ભાગે વિદ્યાર્થીઓની વીશીઓ તરીકે ચાલે છે, કેટલીક જગોએ સ્વચ્છંદ અને કુછંદ શીખવાના અખાડા છે. . . . ના છાત્રાલયમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૨૨૦ ઉપરાંત છે. . . . ગૃહપતિ તરીકે કામ કરે છે, છતાં તેમના કામથી નથી હાલના વિદ્યાર્થીઓને સંતોષ અને નથી મને સંતોષ. વડોદરાનું ‘ચરોતર બોર્ડિંગ હાઉસ’ મારી સીધી દેખરેખ નીચે ચાલે છે. બધા કૉલેજના વિદ્યાર્થીઓ છે. સંખ્યા ૩૦ની છે. હું તેમની સાથે રહું છું. વિદ્યાર્થીઓને સ્વતંત્રતા પૂરેપૂરી છે. બીજી અનુકૂળતા ઘણી છે. મારાં જ્ઞાન, અનુભવ અને સેવા તેમને જોઈએ ત્યારે મળી શકે છે. શિક્ષા જેવી વસ્તુ હજુ તે સંસ્થામાં દાખલ થઈ નથી. રામરાજ્ય જેવી સ્થિતિ મારે તે સંસ્થામાં લાવવી હતી. પરંતુ મને અવકાશ મળે નહિ. બહારગામ ફરવાનું બહુ થાય. વિદ્યાર્થીઓના સ્વભાવ જુદા જુદા અને એકબીજાને કોઈ કહી શકે નહિ. આ બધાં કારણોને લઈને ‘ચરોતર બોર્ડિંગ હાઉસ’માં આજે હવે એવું કંઈ બતાવી શકાય તેમ નથી કે જેમાંથી બીજાઓને કંઈ જાણવાનું મળે. જો આ સ્થિતિ મારા અંગત પરિચયવાળી સંસ્થાની હોય તો પછી ‘વસો છાત્રાલય’ના સંબંધમાં બહુ સારી આશા ન જ રાખી શકાય.

જે સંસ્થાઓ જામે છે અને આદર્શ બને છે તેની પાછળ ગાંડા થનાર માણસો હોય છે. બીજું બધું કામ છોડી દઈને વિદ્યાર્થીઓની સેવા ખાતર પોતાનો બધો જ અવકાશ સંસ્થાને આપે, અને કામનો અનુભવ હોય, ઉદાર મન હોય, ઉચ્ચ ચારિત્ર્ય હોય, એકાદ વિષયનું બહુ સારું જ્ઞાન હોય, તેવો શિક્ષક આપણી સંસ્થાને મળે ત્યાં સુધી થીંગડાં મારી આપણે આપણું નાવ ચલાવવાનું રહ્યું. આપણા વિદ્યાર્થીઓમાંથી કદાચ કોઈ વખત એકાદ ભાવનાશીલ ગૃહપતિ તૈયાર થઈ જશે ત્યારે બોર્ડિંગ હાઉસ પ્રગતિને પંથે વળશે. . . .

*

ઉપરનો પત્ર લખાયા પછી થોડે દિવસે વસોની સંસ્થાઓની મુલાકાતે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી આવ્યા, તે પ્રસંગે સંસ્થાઓમાં સાફસૂફી કરાવવામાં આવી. તેવી સાફસૂફી દરરોજ નહિ રાખતાં માત્ર બહારના લોકોને માટે કરાવવામાં આવે તેથી દંભ પોષાય છે, એવી દલીલ કરતો પત્ર એ વિદ્યાર્થીએ લખ્યો. તેના ઉત્તરમાં લખેલા લાંબા પત્રમાં મોતીભાઈએ વસોની પ્રવૃત્તિઓનું આદર્શની દૃષ્ટિએ મૂલ્ય આંકી બતાવ્યું. એ પત્રમાંથી કેટલોક ભાગ અત્રે આપીશું :

વડોદરા, ૧–૩–'૩૪

ભાઈ . . . ,

તમારો તા. ૨૫–૨–'૩૪ નો પત્ર મળ્યો. પ્રત્યુત્તરમાં જણાવવાનું કે 'દિવાસ્વપ્ન' તમે વાંચેલું અને તેનો પ્રસંગ યાદ રાખીને આપણી શાળાને માટે પ્રશ્ન તમે મને પૂછ્યો તે બહુ સારું કર્યું છે. મારા ખુલાસાથી તમને સંતોષ થશે જ એમ કહેવા હું તૈયાર નથી. પરંતુ ભાવનામય સૃષ્ટિ અને વાસ્તવિક સૃષ્ટિ એ બે વસ્તુમાં ભેદ હોઈ શકે, હોવાનો ઘણો સંભવ રહે, એટલું તમે સમજી શકો તો મારો ખુલાસો તમને સંતોષ આપી શક્યો છે, એમ હું માનીશ.

આપણી શાળા આદર્શ શાળા તો નથી જ. આદર્શ બનવા સ્વપ્નાં સેવીએ છીએ. અને નહિ જેવા કંઈક કંઈક પ્રયત્ન કરીએ છીએ, એમ હું માનું છું. આદર્શ શાળામાં પણ તૈયારી હોય છે — અંદરની અને બહારની. આપણે ઘેર વિવાહ આવે, મહેમાન આવે,

આપણે જેને આપણા ઉપરી માનતા હોઈએ તેવા કોઈ અમલદાર આવે, ને આપણે કશી જ તૈયારી ન કરીએ, તેવું તો કદી ન બને. પરંતુ જે આપણું ન હોય, જે આપણે ભવિષ્યમાં કદી કરવા ઇચ્છા ન રાખતા હોઈએ, કદી કરતા પણ ન હોઈએ, અને આપણે રોજ કરીએ છીએ અથવા તો એ બધું જ આપણું છે — રોજના કાર્યક્રમના અંગેનો એ ભાગ છે — એવું જાહેર કરીએ તો જ એ ઠગાઈ છે, ઢોંગ છે અને ખોટું છે. બાવાં કાઢવાં પડે, પાટલીઓ ગોઠવવી પડે, ચોગાન સાફ કરાવવું પડે, mass drill માટે તાલીમ આપવી પડે, 'ડસ્ટરો' નવાં જ બાંધવાં પડે,— એ બધું જ કરવું પડે, એ છેતરવું ન ગણાય. પરંતુ આપણે જે રોજ સારું રાખવું જોઈએ તે નથી રાખી શકતા તેટલા પૂરતો આપણો દોષ ગણાય. ન રાખી શકવામાં હરકતો તો હશે જ અને છે જ. પરંતુ તે દૂર થઈ શકે તેવી છે. નથી થતી તેનાં કારણો છે. તમે આદર્શની વાત કહી છે. એ આદર્શ બધા જ વિદ્યાર્થીઓ અને બધા જ શિક્ષકો નથી સેવતા . . . તેને માટે જે તાલીમ જોઈએ તે નથી લેતા. જે શિસ્ત સાચવવી જોઈએ, તે આપણે નથી જાળવી શકતા, નથી પ્રાપ્ત કરી શકતા. પરિણામે આપણે પ્રસંગ આવ્યે સારા દેખાવાનો પ્રયત્ન કરીએ છીએ.

તમે જાણ્યું હશે કે શિક્ષણનું કામ બતાવવાને માટે આપણે ફેરફાર નહોતા કર્યા. ફક્ત બહારની સ્વચ્છતા અને વ્યવસ્થા બતાવવા આપણે પૂરતી કાળજી બતાવી હતી. જે વસ્તુ આપણા જીવનમાં ઊતરી નથી, જે વસ્તુ આપણા ગૃહસંસારમાં કેળવી નથી, તે વસ્તુ શાળામાં સહેલાઈથી ન આવી શકે. કેટલાક સારા વિદ્યાર્થીઓ અને કેટલાક સારા શિક્ષકો નિશ્ચય કરે કે એક દિવસને માટે દેખાવ પૂરતું જે કામ થયું હતું તે હંમેશને માટે જરૂરનું છે અને તે દિશામાં પ્રયત્ન કરવો એ ફરજ છે, તો આપણો આદર્શ વહેલો સિદ્ધ થાય, અને આપણને પ્રાસંગિક તૈયારી કરવાની જરૂર ન રહે. આ દૃષ્ટિએ, જેને તમે દેખાવ કે ઢોંગ કહો છો તેને હું એટલું બધું ગંભીર સ્વરૂપ નથી આપતો. આપણા સ્વભાવમાં દૃઢ જ થયેલો એ દોષ છે, એમ હું માનું છું. સારા થવા આપણે પ્રયત્ન કરીએ તો કેટલા સારા થઈએ તેનું એ માપ હતું. આવનાર જાણે છે કે તૈયારી

કરવાથી હંમેશના કરતાં કંઈક સારી સ્વચ્છતા બતાવી છે અને એ બધે જ બનતું આવ્યું છે, એટલે જોવા આવનાર જાણે છતાં એને પણ સ્વાભાવિક લાગે છે. . . .

આપણે આદર્શ સાચવતા હોઈએ પણ ઉપરી આદર્શ ઇચ્છતો ન હોય, તો પછી આપણે આપણો આદર્શ બાજુ ઉપર રાખી તેને આગળ ધરવો પડે. દાખલા તરીકે —

સંસ્કૃતમાં વ્યાકરણ આપણે ઓછું શીખવવું હોય, સાહિત્યને આપણે વધારે મહત્ત્વ આપવું હોય. હવે જો યુનિવર્સિટી અથવા તો કેળવણી ખાતાનો વડો આપણો આદર્શ ન સ્વીકારે તો આપણે તેને અનુકૂળ થવું પડે — આપણે થઈએ છીએ પણ ખરા. ટૂંકામાં, આપણે શાળા ચલાવવી છે. ઘણા વિદ્યાર્થીઓને વસોમાં રહીને જ વિદ્યાભ્યાસ કરવાની અનુકૂળતા આપવી છે. વર્ગમાં ૨૫ વિદ્યાર્થીઓ હોય તો પૂરતી સંખ્યાં ગણાય. તેમ કરવા જઈએ તો બીજી મદદના અભાવે ફી વધારવી પડે. તે વધારી શકાય તેમ નથી, એટલે આદર્શ શિથિલ બનાવી ૨૫ને બદલે ૪૦ ને ૫૦ વિદ્યાર્થીઓ રાખીએ. આ રીતે આદર્શ ઉચ્ચ હોવા છતાં નીચે ઊતરવું પડે છે.

સીધો રસ્તો એ છે કે હાલના ધોરણે શાળા ચલાવવી, અથવા તો આદર્શ સિદ્ધ ન થાય એટલે શાળા બંધ કરવી. આ બે માર્ગ પૈકી પહેલો માર્ગ અમે સ્વીકાર્યો છે. આદર્શ તરફ દૃષ્ટિ રાખીએ છીએ. અને જરૂર પડે તો આદર્શને શિથિલ થવા દઈએ છીએ. આપણી રોજની સ્થિતિમાં શાળા બતાવીએ અને ઉપરી અમલદાર ઉચ્ચ આદર્શવાળો ન હોય અને આપણને સારું આવડતું જ નથી એમ માનવાવાળો હોય, તો સારું કરી બતાવવાની આપણામાં શક્તિ છે એ, પ્રદર્શન કરીને પણ, આપણે તેને પુરવાર કરી આપવું જોઈએ. એ પુરવાર કરી આપવાનો આપણે તે દિવસે પ્રયત્ન કર્યો હતો, અને ભવિષ્યમાં કરવો પડશે. આ તો કેવળ વ્યવહારની વાત થાય છે. કારણ કે લગ્ન આવે ત્યારે ઘર ધોળાવીએ અને રંગાવીએ, સારાં કપડાં પહેરીએ અને સારા દેખાવાનો પ્રયત્ન કરીએ. જેને રોજનું જ સારું હોય, એટલે ઘર રંગાવેલું હોય, કપડાં ચોખ્ખાં હોય, જ્યાં જોઈએ ત્યાં સ્વચ્છતા હોય, તેમને કંઈ જ કરવાનું નહિ. ભાત, દાળ અને રોટલી આપણે જમતા હોઈએ તો મહેમાન આવે છે તેમને

તરત જ જમવા બેસાડી દઈએ છીએ. પણ જો ઘરમાં ખાવાનું ભડકું કર્યું હોય અને સારો મહેમાન આવે, તો આપણે ભાત, દાળ, રોટલી નવેસર કરાવવી પડે. આમાં કંઈ ઢોંગ નથી, કંઈ નવાઈ પણ નથી. આપણી એક રીતે ગરીબાઈ ખરી.

'દિવાસ્વપ્ન' એ સ્વપ્ન છે. વહેવારમાં એ ઊતરી શકે તેમ નથી. તેમાંથી જેટલું ગ્રહણ થાય તેટલું કરવું જોઈએ. અમલમાં મૂકી શકાય તેટલું મૂકવું જોઈએ. છતાં તે સ્વપ્ન તે સ્વપ્ન જ રહે. સ્વપ્નમાં કલ્પનાના ઘોડા ખૂબ દોડે. તે ઘાસ ન માગે. તેમને નદી કે પર્વત ન નડે, થાક ન લાગે, વિઘ્ન જ ન આવે, દોડયા જ કરે; માટે એ કલ્પનાના ઘોડા કલ્પ્યા. પરંતુ આપણે તો કલ્પનાની સૃષ્ટિમાં નહિ, પણ વ્યવહારની સૃષ્ટિમાં જીવવાનું છે. જો રોજ આંગણું ન વળાય તો પછી સાત દિવસે એક વખત, નહિ તો પછી પંદર દિવસે કે મહિનામાં એક વખત અને તેવું ન બને, તો પછી કોઈ સારો મહેમાન આવે તે વખતે તો શકય હોય તે પ્રમાણે આંગણું સાફ જરૂર કરવું કરાવવું જોઈએ. ફૂવડ બૈરીઓ ગ્રહણ આવે ત્યારે જ ઘર સાફ કરે, સંસ્કારી બહેનો રોજ ઘર સાફ રાખે. એકને ગ્રહણ કાઢવાનું હોય, બીજાને કંઈ ન હોય. આપણું સંઘબળ જામશે, આપણાં સાધન વધશે, આપણા ઉપરીઓ સંસ્કારી આવશે અને આપણે બનશે એટલા ભોગ આપવાને તૈયાર રહીશું, ત્યારે આપણો આદર્શ સિદ્ધ થશે. ત્યાં સુધી આપણે પ્રયત્ન કરવાનો છે અને આદર્શ તરફ દૃષ્ટિ રાખી પ્રગતિ સાધવાની છે. આ પ્રયત્નમાં આપણે શરમાવા જેવું કંઈ જ નથી, તેમ જ એક દિવસના પ્રયત્નથી કંઈ સારી આશા બંધાય તો કંઈ ફુલાઈ પણ જવાનું નથી. મનનું સમતોલપણું સાચવી કર્તવ્યને માર્ગે પ્રયાણ કરવાનું છે. ગતિ વધારવાની છે. આ કાર્યમાં આપણા સર્વનો ફાળો ઓછા વધતા પ્રમાણમાં મળે એ જ ઇચ્છા.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

# ૧૦

# વર્ષોની પ્રવૃત્તિઓનું મૂલ્યાંકન–૪

(૧૯૩૪)

ગયા પ્રકરણમાં ટાંકેલા પત્રોથી વિદ્યાર્થીને સંતોષ ન થયો, ઊલટું તેનો અસંતોષ વધી પડચો. તેણે ફરી પત્ર લખ્યો, અને તેના ઉત્તરમાં મોતીભાઈએ પોતાના પ્રયત્નોનું મૂલ્યાંકન વધુ ઊંચા આદર્શો વડે કરી બતાવ્યું. એ આખો પત્ર મનનીય હોઈ અત્રે આપ્યો છે:

વડોદરા, ૩૦–૩–'૩૪

ભાઈ . . .,

. . . વિદ્યાર્થી તરીકેની તમારા મનમાં જે વિચારની પરંપરા ચાલી રહી છે તે સ્વાભાવિક છે અને તમારી ભાવનાને માટે તમારા પ્રત્યે માનની લાગણી ઉપજાવે તેમ છે. સંસ્થાઓ અને પ્રવૃત્તિઓની જવાબદારીઓ મારે શિર ન હોત, તો હું પણ તમારા વિચારો સાથે એકદમ સંમત થઈ જાત. પરંતુ મારે તો સંસ્થાઓ દ્વારા જ કંઈ કંઈ કામ કરવું છે, ભાવનાઓ પોષવી છે અને સંસ્થાઓ ચલાવવી છે. એટલે બે સૃષ્ટિઓ — ભાવનામય સૃષ્ટિ અને વાસ્તવિક સૃષ્ટિ — દૃષ્ટિ સમક્ષ રાખવાની હોય છે. તમે જે ભેદ એમાં જુઓ છો એ હું નથી જોઈ શકતો, એટલો જ ફેર મારા અને તમારા વિચારોમાં છે. ભેદ અને ફેર પડે છે તે ભાવનામાં નથી પડતો, પ્રયત્નમાં નથી પડતો, પણ આપણી શક્તિઓ અને સાધનોની ઊણપોમાં એ ફેર રહેલો છે. કાંઈ અર્થ સાધવાને માટે કોઈને છેતરીએ, ઢોંગ કરીએ એટલે કે જે આપણે કરવા નથી માગતા તે ઇચ્છા વિરુદ્ધ પરાણે કરીએ, તો જ આદર્શ ચૂકચા ગણાઈએ. આપણે જે કરીએ તે આદર્શ વિરુદ્ધ ન હોવું જોઈએ. આદર્શમાં આપણી શ્રદ્ધા પૂરેપૂરી હોય, પરંતુ એને પહોંચવાની શક્તિ કદાચ આપણે ન ધરાવતા હોઈએ, તો હાલની આપણી સ્થિતિ અને આદર્શની સ્થિતિ એ બેની સ્થિતિમાં ભેદ રહે જ.

તમારું આપેલું દૃષ્ટાન્ત હું ફરીથી લઉં છું. મહારાજા સાહેબ વસો પધારે તો આપણાં મકાનોને રંગાવીએ, સડક દુરસ્ત કરાવીએ, બાગ જેવું પણ બનાવીએ અને કાલે ન હતું એવું આજે આખું સ્થળ સુંદર અને રમણીય બનાવીએ. આમ કરીએ તેમાં આપણો આદર્શ જતો નથી. સારામાં સારું કેટલું કરી શકીએ છીએ એનો એ નમૂનો છે. હંમેશાં એવું રાખીએ છીએ એવું આપણે કહેતા નથી, જણાવતા નથી અને બહારના આવનાર માણસ માનતા પણ નથી. આમ થાય તેમાં કંઈ ફેર આદર્શમાં નથી પડતો. ભાવનાસૃષ્ટિ અને વાસ્તવિક સૃષ્ટિ બંને એક જ રહે છે. આપણી પાસે સાધન હોય, પૂરતી અનુકૂળતા હોય, તો આપણું આખું ચોગાન એ જ ધોરણે હંમેશને માટે સુંદર અને રમણીય બનાવીએ. સાધનની ઊણપ એટલી આપણી ત્રુટિ. સાધન ન મળી આવે તો વાસ્તવિક સૃષ્ટિ ભાવનામય સૃષ્ટિની સ્થિતિએ ન પણ પહોંચે અને આ અંતર વર્ષો સુધી રહે. છતાં આપણે સાચા હોઈએ તો પ્રયત્ન ચાલુ રાખીએ અને અંતર ભાગવા મહેનત કરીએ. આપણા સમયમાં આદર્શ સ્થિતિ પ્રાપ્ત ન થાય તો આપણા પછીના માણસો એ સ્થિતિએ પહોંચે અને આદર્શ સિદ્ધ કરે. દિશા એક હોવી જોઈએ, ધ્યેય એક હોવું જોઈએ — અનીતિને, જૂઠને, ઢોંગને સ્થાન ન મળવું જોઈએ. આટલું સાચવીને કામ કરીએ તો આપણું કામ જીવતું રહે અને આદર્શ પણ જીવતો રહે.

આ સંબંધમાં ફરીથી જણાવું છું કે આદર્શ સિદ્ધ જવલ્લે જ થાય છે. પ્રયાણ એ દિશામાં સર્વ કોઈનું હોય છે. દૃષ્ટાન્ત તરીકે, સત્યાગ્રહ આશ્રમમાં આદર્શ હતો, સિદ્ધ નહોતો થયો. અમુક સિદ્ધાંતો પળાતા, છતાં ત્રુટિઓ તો બહુ જ હતી, પરંતુ આદર્શ તરફ પ્રયાણ હતું — બધાનું નહિ તો સાચા માણસોનું. એટલે એ સંસ્થા આદર્શ ગણાતી. આપણે પ્રમાણમાં નાના માણસો કહેવાઈએ. આપણી સંસ્થા પણ નાનકડી — આપણા આદર્શ પણ પ્રમાણમાં ઊતરતા, એટલે આપણું કામ પણ પ્રમાણમાં બહુ જ સામાન્ય. આ વસ્તુસ્થિતિ સ્વીકારો તો તમને બહુ અસંતોષ ન થાય અને જે ભેદ છે તે કેમ છે તે સમજાય.

વિદ્યાપીઠનો આદર્શ એક, આપણી હાઈસ્કૂલનો આદર્શ જુદા પ્રકારનો. આપણા આદર્શમાં યુનિવર્સિટીનું ધ્યેય અને એ ધ્યેયને પહોંચવાને માટે રાજ્યની મદદ, લોકોની મદદ, વિદ્યાર્થીઓની મદદ એ સાધન. યુનિવર્સિટીનું ધ્યેય સ્વીકાર્યું એટલે આપણને પસંદ ન પડે એવાં પાઠ્ય પુસ્તકો પણ સ્વીકારવાં જોઈએ. રાજ્યની મદદને મુખ્ય સાધન ગણ્યું, એટલે રાજ્યના નિયમો અને ઉપરીઓના હુકમો માનવા જ જોઈએ. લોકની મદદને સાધન ગણ્યું એટલે લોકોને જોઈએ તેવી કેળવણી આપવા તરફ વલણ રાખવું જોઈએ. આ બધું રાખીને જે કંઈ થઈ શકે તેટલું બનતું કરવું. આ ધ્યેય અમારું છે. વિદ્યાપીઠનું ધ્યેય અમારું નથી, એટલે યુનિવર્સિટી, વડોદરા રાજ્ય અને લોકો એ ત્રણેની સત્તા સ્વીકારી જે કંઈ થઈ શકે તેટલું જ કરી શકાય છે.

આદર્શની પાછળ ખતમ થઈ જવાનું અમારું ધ્યેય નથી. મહાત્માજીનું એ ધ્યેય હતું માટે જ એમણે વિદ્યાપીઠ બંધ કર્યું, વિદ્યાર્થીઓને લડતમાં હોમ્યા, વિદ્યાપીઠનું મકાન હોમ્યું. એમ એમણે એમનો આદર્શ સાચવ્યો. અમારો આદર્શ તમે સમજ્યા નથી એટલે તમારી ટીકા વાજબી છે. એક ટુકડા માટે અમે તાબેદારી સ્વીકારી છે એવો આક્ષેપ તમે કોઈ કરો, તો અમોને એ માન્ય છે. કારણ કે વિદ્યાર્થીઓની ફી, રાજ્યની ગ્રાન્ટ, ગામલોકની કંઈ છૂટીછવાઈ મદદ, એ સ્વીકારીને યુનિવર્સિટીની પરીક્ષાવાળી કેળવણી અમારે આપવાની રહી. તેમાં વિદ્યાપીઠના બધા આદર્શો અમે છોડયા છે. દક્ષિણામૂર્તિ વિદ્યાપીઠના આદર્શ સાચવે છે, પણ તેમને હિંદુસ્તાનના બધા ભાગોમાં મદદ મેળવવા રાતદિવસ પ્રયત્ન કરવા પડે છે. આપણા કરતાં દસ ગણું ખર્ચ વધારે થાય છે અને આપણા કરતાં ત્રીજા ભાગની વિદ્યાર્થીઓની સંખ્યા રાખે છે. કામ કરવાની અને ખર્ચ મેળવવાની શક્તિ તેમનામાં છે, અમારામાં એ નથી. એટલે જે આદર્શ વિદ્યાપીઠનો, જે આદર્શ દક્ષિણામૂર્તિનો, જે આદર્શ અમદાવાદના શારદામંદિરનો તે આદર્શ અમારો નથી. 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સરકારની ગ્રાન્ટ નથી સ્વીકારતી એટલે તેટલા પ્રમાણમાં તે વસો કરતાં વધારે સ્વતંત્ર છે અને યુનિવર્સિટીના ધ્યેય પૂરતી એ પરતંત્ર છે. આ વસ્તુસ્થિતિ તમે સમજી લો તો

તમારી ભાવનાસૃષ્ટિ ને અમારી વાસ્તવિક સૃષ્ટિના ભેદનું કારણ તમને સમજાશે.

મહાપુરુષો અમુક આદર્શને માટે જીવે છે. જેમકે દયાનંદ સરસ્વતી બહુ જ નાની ઉંમરે, મૂર્તિપૂજા નકામી છે, એમ સમજ્યા અને ઘર છોડી ચાલી નીકળ્યા. બુદ્ધ ભગવાન સંસાર અસાર છે એ જ્યારે સમજ્યા ત્યારે રાજ્યગાદી, પત્ની અને પુત્ર બધું છોડીને ચાલી નીકળ્યા. મહાત્મા ગાંધીજી જનસેવાનું રહસ્ય સમજ્યા એટલે તેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો અને કષ્ટમય જીવન સ્વીકારી લીધું. મહાપુરુષોનાં ચરિત્રોમાંથી આ આદર્શો મળે. અમારા જેવા સામાન્ય માણસોને આ આદર્શો લાગુ પાડો તો અમારી ગણના કરવામાં તમે ભૂલ્યા ગણાઓ. એ આદર્શ લક્ષમાં રાખીને આપણે આપણાં કામો કરવાનાં રહ્યાં. પાપ ન કરવું, કોઈ ને દુઃખી ન કરવું, જે સિદ્ધાન્ત સમજીએ અને સ્વીકારીએ તેનો ત્યાગ ન કરીએ અને મુશ્કેલીઓથી ડરીને આદર્શ ન છોડીએ, અને શક્તિ અને સાધનોનો વિચાર કરી આદર્શને સ્વીકારીએ તો પછી પશ્ચાત્તાપ કરવાનું આપણને કારણ ન રહે.

ટૂંકામાં, અમારી ગણના તમે બહુ ઊંચી દૃષ્ટિથી કરી છે એટલે અમારું માપ તમારા વજનથી મપાયું છે અને અમારાં કામોમાં ઊણપો તમને દેખાઈ છે. આ પત્રથી તમારી શંકાનું સમાધાન થશે. અમારા આદર્શ તમે ધારો છો એટલા ઊંચા નથી. આદર્શને માટે સર્વસ્વ ત્યાગ કરવાના વર્ગમાં અમારું સ્થાન નથી. અમારા આદર્શમાં વ્યાવહારિક મુશ્કેલીઓને સ્થાન છે. તેની તેમાં ગણના છે. મુશ્કેલીઓ પૂરતા આદર્શ નીચા છે. એટલા નીચા આદર્શ રાખીને પણ સામાન્ય માણસો કરતાં ઊંચા રહેવા અમે પ્રયત્ન કરીએ છીએ, પણ અમારા કરતાં બીજાઓના આદર્શ બહુ ઊંચા છે એ પણ અમે જાણીએ છીએ. અમે અમારી શક્તિનું માપ કાઢીને જ અમારા આદર્શ નક્કી કર્યા છે. અમારી આ વાસ્તવિક સ્થિતિ તમે સમજો તો અમારી વાસ્તવિક સૃષ્ટિ અને ભાવનામય સૃષ્ટિ એમાં બહુ ભેદ તમને નહિ માલૂમ પડે. અમને તમે હરિશ્ચંદ્રના જેવા સત્યવાદી માનો અને પછી અમારાં કામોની તુલના કરો, તો અમારામાં તમને ઊણપો દેખાય અને અમારા વિચારો અને કાર્યોમાં ભેદ પણ સમજાય. અમારી દૃષ્ટિએ અમે જે કંઈ કરીએ છીએ તે સમજીને કરીએ છીએ

અને તેમ કરવામાં ઉચ્ચ ભાવનાઓવાળાને જો સંતોષ ન આપી શકીએ કે સામાન્ય લોકોને સંતોષ ન આપી શકીએ તો તે સકારણ છે, તે હવે સમજશો.

તમારા જીવનમાં ભાવના સેવતાં મુશ્કેલીઓ તો અનુભવવી જ પડશે. ભાવનાને કદાચ શિથિલ પણ બનાવવી પડશે. કદાચ તમારી ભાવનાસૃષ્ટિ વાસ્તવિક સૃષ્ટિની નજીક હવે આવી રહેશે – જો પૂરેપૂરી રીતે સાવચેત નહિ રહો તો તેથી પણ કદાચ નીચે ઊતરી પડશે – માટે તમારી જાત ઉપર તમારી પોતાની ચોકી આજથી બેસાડી દેશો તો સમાજના માણસો કરતાં જરાક પણ વધારે ઊંચી કોટિમાં આવી શકશો.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

## ૧૧

# કેળવણીની સાર્થકતા

(૧૯૩૪)

ગયાં પ્રકરણોમાં ટાંકેલો પત્રવ્યવહાર ચાલતો હતો ત્યારે એક બીજા વિષય ઉપર પત્રવ્યવહાર ચાલુ હતો. એમાં મોતીભાઈના કેળવણીના અંતિમ આદર્શની ઝાંખી થઈ શકે છે.

હકીકત આ પ્રમાણે હતી: તા. ૧૫–૧–'૩૪ને દિવસે બિહાર પ્રાન્તમાં ધરતીકંપને પરિણામે અસાધારણ નુકસાન થયું. એ અરસામાં ગુજરાતમાં રેલસંકટ અને હિમસંકટ ચાલુ હતાં, અને ખેડૂતો અને વેપારીઓની સ્થિતિ દયાજનક બની હતી. એ સર્વ જોઈ મોતીભાઈનું હૃદય દ્રવી ઊઠ્યું. તેમણે દુ:ખીઓની વહારે ધાવા રામભાઈ દ્વારા પોતાના વિદ્યાર્થીઓ અને શિક્ષકમંડળને એક પત્રમાં સૂચનાઓ લખી મોકલી:

કઠોર, ૩૦–૧–'૩૪

ભાઈ રામભાઈ,

હિમસંકટ આપણા પ્રદેશમાં અને ધરતીકંપ-સંકટ બિહાર પ્રદેશમાં. વિદ્યાર્થીઓ — આપણી સાથે રહેતા વિદ્યાર્થીઓ, અને બોર્ડિંગમાં રહેતા વિદ્યાર્થીઓ — આ સંકટ શાન્ત રીતે મૂગે મોઢે જોયા કરે એ તો ન જ બનવું જોઈએ. મારી ઇચ્છા છે કે વધારે નહિ તો બોર્ડિંગના વિદ્યાર્થીઓ એક મિજબાનીનો ત્યાગ કરે અને બચાવેલાં નાણાં સંકટમાં સપડાયેલા લોકોને મદદ કરવામાં મોકલે. વિદ્યાર્થીઓની જેટલી રકમ થાય તેટલી જ બીજી રકમ મારા તરફથી ઉમેરવી. અને આખી રકમ 'વસો દેસાઈભાઈ ઝવેરભાઈ વિદ્યાર્થી આશ્રમ તરફથી ભેટ' એ નામે મોકલી આપવી.

બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓ આ પ્રમાણે કરે અને શાળાના વિદ્યાર્થીઓ ને શિક્ષકો જોયા કરે એમ તો ન જ બને. તમે અને હાઈસ્કૂલના શિક્ષકો સંમત થતા હો તો વિદ્યાર્થીઓ ઓછામાં ઓછો

એક પૈસો અને વધારેમાં વધારે આઠ પૈસા વડીલો પાસેથી સમજૂત કરીને લાવે અને શિક્ષકો પોતાનો બે આનાથી બે રૂપિયા સુધીનો ફાળો આપે અને જે રકમ થાય તેમાં તેટલી જ બીજી મારા તરફથી — પણ રૂ. ૨૫ ) થી વધારે નહિ એટલી — ઉમેરવી, અને એ રકમ એ. જે. હાઈરિફૂલને નામે વા વગર નામે મોકલી આપવામાં આવે.

આવું આવું કંઈક થવું જોઈએ એમ મને લાગે છે. માટે તમને આ લખ્યું છે.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

ઉપરનો પત્ર લખ્યો તે અરસામાં વસોમાં ગામના ડાહ્યા ગણાતા લોકો અને આગેવાનો જમણવારોમાં હજારો રૂપિયા વેડફી દેવાની તૈયારીઓ કરી રહ્યા હતા. એની જાણ તો ક્યારની થઈ હતી. કેટલાકને ધનનો વધુ સારો ઉપયોગ કરવા વિનંતી કરતા પત્રો પણ લખ્યા હતા. એની અસર ન થઈ એટલે જાહેર પત્રિકા લખીને પણ છપાવી હતી. પણ કદાચ કોઈ વ્યક્તિને હાનિ થાય એ ડરથી તે પત્રિકા વહેંચવાનું મુલતવી રાખ્યું હતું, તોપણ ચોતરફ ફેલાયેલા સંકટના સમાચારો જેમ જેમ આવતા ગયા તેમ તેમ મોતીભાઈના દિલનું દર્દ વધતું ગયું, અને એક જૂના મિત્ર, સહાધ્યાયી અને સહકાર્યકર્તાને તેમણે પેટભરીને લખી નાખ્યું. એ લાંબા પત્રમાંથી થોડીક વાનગી :

રેસ્ટ હાઉસ

કહોર, તા. ૨–૧–'૩૪

શ્રીયુત ભાઈ........,

મને વસોથી સમાચાર મળે છે કે હિમસંકટ અને ધરતીકંપ-સંકટ અને રેલસંકટના આ અસાધારણ દુઃખના વર્ષમાં આપણા ગામમાં જમણવારોની રમઝટ ચાલી રહી છે. કોઈ લગ્ન નિમિત્ત, તો કોઈ સીમંત નિમિત્ત અને કોઈ બીજા નિમિત્તના તો, ચોરાશી, અને મહાજન જમાડવા ઉમેદવારી કરી રહ્યા છે. તમારું નામ પણ આ ઉમેદવારીમાં દાખલ થયું છે. તે માટે તમને અભિનંદન આપવાનું યોગ્ય ના ગણું. તમને ઠપકો આપવાનો અધિકાર મારો

નથી, પણ તમને હું ચાહું છું, તમે મને ચાહો છો, એટલે સ્નેહભાવે તમને મારું દુઃખ તો જણાવી દઈશ.

વસો ગામમાં કેળવણીનાં કામો આપણે કરીએ છીએ. ગામને સુખ થાય તેવાં બીજાં કામો પણ કેટલાંક કરીએ છીએ. આ પૈકીનાં ઘણાં કામો અધૂરાં છે અને હજી ઘણાં નવાં કરવાનાં છે. ખેડૂતોનાં દુઃખનો પાર નથી. વેપાર જેવી વસ્તુ વસોમાં રહી નથી અને ઉદ્યોગ ધંધા વિનાના યુવકો ઘેર ઘેર રખડે છે. છતાં ગામના સમજુ લોકો જમણ-વારમાં પૈસા વેડફી નાખે એ મારા જેવા માટે દુઃખનો મોટો વિષય થઈ પડચો છે. ભાઈ . . . . એ ખર્ચ કરવાની તૈયારી કરી અને મને ખબર પડી કે તુરત મેં મારો સંદેશો તેમને મોકલાવ્યો. પછી પત્રિકા છપાવીને તા. ૨૨ ને સોમવારે એક નકલ મોકલાવી. અને એનો ઉત્તર ન મળ્યો. એટલે તા. ૨૯ને સોમવારે તે પત્રિકાઓ ગામમાં વહેંચવાની તજવીજ કરી. ભાઈ . . . મારી દલીલો ન સ્વીકારે એ સમજી શકાય તેમ છે.

× × ×

પણ જ્યારે તમારું નામ મેળાવો જમાડનારની ઉમેદવારીમાં બહાર પડયું ત્યારે તો હું બહુ નિરાશ થયો. તમે . . . વિદ્યોત્તેજક મંડળના આગેવાન ગણાઓ. મેળાવો જમાડવાની એ રકમ એ ફંડમાં આપી દીધી હોત તો ? તમારી જ્ઞાતિના ભાઈઓ આજે સાધન વિના અભ્યાસ છોડી દે છે. વ્યાજની થોડીઘણી રકમ તમે વહેંચી શકો છો. એટલાથી કોઈને સંતોષ થતો નથી અને જ્ઞાતિ ગરીબ એટલે બીજી મદદ કોઈની મળતી નથી. ભાઈ . . એ આગેવાન થઈ તમારા ફંડને મદદ ન કરી. ભાઈ . . . . કરી શકે તેવી સ્થિતિમાં હતા તે હવે સમજાયું. ભાઈ . . . . એ આ ફંડ માટે બનતું કર્યું. આ ફંડના સંબંધમાં તમારું સ્થળ ક્યાં છે એ જણાવશો ? તમારા સંબંધને લઈને તમારા આ કામ માટે મારા જેવાને નીચું જોવું પડશે. અમારી વાત તમે ન સમજો, ન સ્વીકારો તો રા. . . . . અથવા સ. . . . . સ્વીકારશે ? તમારું દષ્ટાંત એટલું મોટું ગણાશે કે અમારો બીજા કોઈને કહેવાનો અધિકાર રહેશે નહિ. જે ગામમાં બધાય સરખા તે ગામનું ભવિષ્ય ઉજ્જ્વળ ન હોય. એક ગોપાળદાસ દેસાઈથી કે એક ભાઈલાલ વ્યાસથી

આપણું ગામ પવિત્ર ગણાય, પણ જમણવારોથી ગામની પ્રગતિ કે ઉન્નતિ નહિ જ થાય.

× × ×

જેમને કેળવણીનાં કામોમાં શ્રદ્ધા ન હોય તેમની સમક્ષ કૂવા હવાડા, ખેડૂતોને મદદ, દવાખાનાને મદદ, ગરીબ લોકોને મદદ, એવા એવા કાર્યક્રમ રજૂ કરો અને જમણવારોમાં વેડફાઈ જતું ખર્ચ (દ્રવ્ય) બચાવી લો. તમારા માટે જ એક પત્રિકા મને લખી મોકલવાની ઇચ્છા થઈ છે. પણ વખતના અભાવે તે કદાચ નહિ થઈ શકે. પણ આ પત્રમાં મારે જે કહેવાનું તે લખી દીધું છે અને તમારું ખર્ચ જોયા જાણ્યા પછી પાછળથી પણ પત્રિકામાં લખીશું.

*

ઉપરનો પત્ર લખ્યા પછી વસોથી બીજા સમાચાર મળ્યા કે વિદ્યાર્થીઓ, શિક્ષકો અને યુવકોના સહકારથી એ જ દિવસના પ્રયત્ને બિહારના ધરતીકંપના રાહતફંડમાં મોકલવા એક હજાર ઉપરાંતની રકમ એકઠી થઈ હતી. તે જાણી હર્ષઘેલા બની તરત જ એ ઉઘરાણું કરનારના આગેવાન શ્રી. મણિભાઈ મોતીભાઈ અમાનને મોતીભાઈએ બીજો પત્ર લખ્યો :

કોસંબા, ૩–૨–'૩૪

ભાઈ મણિભાઈ,

વસોના સમાચાર કોસંબે આવી જાણ્યા. રૂ. ૧,૦૦૦) સુધી બિહાર ધરતીકંપ માટે થયા. વસો ગામમાંથી થયા, હાઈસ્કૂલના શિક્ષકો અને વિદ્યાર્થીઓ અને તમારા જેવા બીજા સ્નેહીઓના પ્રયત્નથી થયા. આ બધું જાણીને મારી છાતી આનંદથી હાથ હાથ ઊછળે છે. વસો હાઈસ્કૂલનું યુનિવર્સિટીનું પરિણામ સોએ સો ટકા આવે અને મને જે આનંદ થાય તેના કરતાંયે શિક્ષકો અને વિદ્યાર્થીઓએ શરૂઆત કરી ઘેર ઘેર ફરી બિહારની વહારે ધાવા ફંડ એકઠું કર્યું અને તેમાં સફળ થયા એથી મને બહુ વધારે આનંદ થયો છે. હાઈસ્કૂલ સ્થાપવાનું સાર્થક આ એક બનાવથી થયું છે એમ હું માનું છું. વસોના ઇતિહાસમાં અને વસોની હાઈસ્કૂલના ઇતિહાસમાં આ બનાવ સોનેરી અક્ષરે લખવો જોઈએ. કેળવણી તે આનું નામ. સેવા તે આનું નામ.

જ્યારે આપણા દેશના ભાઈઓ ભૂખથી, ટાઢથી અને દુઃખથી એક બાજુએ મરવા પડ્યા હોય ત્યારે આપણે હાલ્યા ચાલ્યા વિના નિરાંતે શાંતિથી અમનચમન કરીએ, એ આપણને છાજે? જમનારા જમે, જમાડનારા જમાડે. પણ આપણે તો આપણા એક સૂકા રોટલામાંથી આપણા દેશી ભાઈઓના દુઃખના પ્રસંગે કકડો રોટલો આપી આનંદ માનવો જોઈએ. બીજા પાસેથી રોટલાના ટૂકડા માગી લાવીને પણ ભૂખ્યાઓને અન્ન આપવું જોઈએ. આ ધર્મ તમે બધાએ બજાવ્યો છે તે માટે મારાં તમને — ખાસ કરીને શિક્ષકોને અને વિદ્યાર્થીઓને — અભિનંદન છે.

લિ. તમારો
**મોતીભાઈ ન. અમીન**

## ૧૨

# ન જમાડાય! ન જમાય!

(૧૯૩૪)

રૂપિયા એક હજાર એકઠા થયાના સમાચારે વસોમાં થતા જમણવારના પ્રયત્નો પાછળ દેખાતી લાગણીહીનતા અને રૂઢિજડતા પ્રત્યે મોતીભાઈના ચિત્તનો ક્ષોભ વધારી મૂક્યો, અને વડોદરે આવી તેમણે ગયા પ્રકરણમાં ઉલ્લેખેલી પત્રિકા લખી નાખી. એ પત્રિકાનું મથાળું મોતીભાઈના દિલની વ્યથા સૂચવે છે. એમાંના વિચારો ધનિકોના ધનના સદુપયોગ વિષે, દાનધર્મમાં વાપરવાના વિવેક વિષે અને દાન કરવાનાં ક્ષેત્રો વિષે મનનીય સૂચનાઓ રજૂ કરે છે એમાં મોતીભાઈએ લોકોની દાનવૃત્તિને નવે ચીલે વાળવા જીવનભર કરેલા પ્રયત્નોનો નિચોડ આવી જાય છે. તે આખી પત્રિકા અત્રે આપીશું :

### ન જમાડાય! ન જમાય!

ભાઈઓ,

જે ગામમાં થોડાઘણાય ધનિકો હોય તે ગામને એક વા બીજી રીતે લાભ થાય જ, એ સામાન્ય માન્યતા છે. પણ આપણા દેશમાં ધનિકોને લઈને ખાસ બહુ મોટા લાભ થયા છે જ વા થાય છે જ, એમ એકદમ કહી શકાય તેમ નથી. ઈશ્વરકૃપાએ દ્રવ્ય તો ગમે તેને મળે, અને તે દ્રવ્ય અમુક રીતે ખર્ચાય પણ ખરું, પણ દ્રવ્ય ખર્ચવાની રીતમાં જ ગામને કે દેશને લાભ કે હાનિ થાય છે. ધનિકો જો વ્યાપારી કુનેહવાળા હોય તો દેશને જરૂર લાભ થાય. પણ તેથી ઊલટું, જો તેમનામાં સાદી સમજનો પણ અભાવ હોય તો તેમનું દ્રવ્ય ગામને આશીર્વાદરૂપ નહિ પણ શાપરૂપ નીવડે છે. ગામેગામ આવાં દૃષ્ટાંતો મળી આવે છે.

તમારા ધનના તમે માલિક છો. તમે મોટા મહેલ બંધાવો અને તેમાં તમે રહીને સુખ માની શકો. તમે અને તમારા કુટુંબના

માણસો, ખાઈ શકાતું અને પચાવી શકાતું હોય તો, રોજ સોનું વા હીરામાણેક ખાઈ શકો તેમ જ હીરામાણેકની વસ્તુઓ ઓઢી શકો અને પહેરી શકો. ઇચ્છા હોય તો મહેલમાં અજબ અને અમૂલ્ય વસ્તુઓ વસાવી શકો અને તેનો ઉપયોગ કરી શકો. આ બધી બાબતો કરવામાં તમને કોઈ ના નહિ કહી શકે. પણ તમે તમારા દ્રવ્યનો જાહેર રીતે એવો ઉપયોગ કરો કે તેનાથી બીજાઓને ખોટું દૃષ્ટાંત મળે, કોઈને લાભ ન થાય, સમાજને હાનિ થાય, જેમના સુખને માટે તમે દ્રવ્ય ખર્ચતા હો તેમનું જ કદાચ અહિત થવાનો સંભવ રહે, તો તેવા પ્રસંગે તમને ચેતવણી આપવી એ અમારા જેવાનો ધર્મ ઠરે છે.

અમે સાંભળ્યું છે કે કોઈ નિમિત્તને લઈને, વસો ગામમાં ચોરાસી, મેળાવો, મહાજન, વા પાટીદાર સમસ્ત જમાડવાનો વા વાયો છે. બે ત્રણ ચોરાસી અને મહાજન થવાનાં છે અને બીજાં જમણવારો થોડા દિવસમાં જ થવાનાં છે. જેમની પાસે દ્રવ્ય હોય તે એક વા બીજા રૂપે ખર્ચે જ, પણ હાલમાં આપણા દેશની, ગામની અને હિંદુ સમાજની જે દુઃખમય, દયામય અને ચિંતામય સ્થિતિ છે અને ભાવસંકટ, રેલસંકટ, હિમસંકટ, અને ધરતીકંપ-સંકટને લઈને જે આફતમાં ખેડૂતો અને વેપારીઓ આવી પડ્યા છે તે જોતાં, કોઈ પણ નિમિત્તના જમણવારો કરવા એ હાલના વખતમાં ડહાપણ-ભર્યું ગણાય નહિ.

જેમને માટે જમણવારો કરવાના હોય તેમના કલ્યાણને માટે અથવા પરોપકારને માટે દ્રવ્ય ખર્ચવાના અનેક માર્ગ છે જ. સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે. કુટુંબ, જ્ઞાતિ, ગામ કે દેશની ઉન્નતિ કરવી હોય તો કેળવણી એ એકનો એક જ માર્ગ છે. પણ આ વાત તમને ઠીક ન લાગતી હોય તો લોકકલ્યાણ માટે દ્રવ્ય ખર્ચવાના બીજા અનેક સાચા માર્ગ છે, તે તમારી અને તમારા જેવાની માહિતી માટે નીચે આપીએ છીએ.

૧. બ્રાહ્મણ, પાટીદાર અને વૈશ્ય કોમોમાં એવાં કેટલાંય ગરીબ અને દુઃખી કુટુંબો છે કે જેમને તમે અનાજ અને કપડાંની ગુપ્ત રીતે મદદ આપી શકો. શૂદ્ર ગણાતી પછાત કોમો અને તેમાંય હરિજનો અને ઋષિજનો તો દેવાના દુઃખમાં વર્ષો થયાં ડૂબેલાં છે.

તેમને આધાર મળે અને તેઓ સ્વાશ્રયી બને તેવી રીતે તેમના હિતને માટે નાણું ખર્ચી શકો છો.

૨. વસોના વડાતળાવની ભાગોળે મીઠા પાણીની એક વાવ દુરસ્ત કરાવવાની જરૂર છે. તે માટે પેટલાદવાળા પરોપકારી શેઠે રૂા. ૫૦૦) આપવાની યોજના કરી છે, પણ તે મદદ મેળવવાને શક્તિમાન થવા માટે રૂા. ૧,૦૦૦) મેળવવાને ઘેર ઘેર ફરી નાની રકમો મેળવવા ભાઈ મણિભાઈ અને ભાઈ છોટાભાઈને પ્રયત્ન કરવા પડે છે. માટે ગામને કાયમને માટે પાણીનું સુખ થાય તેવા કામમાં મદદ કરો તો પેટલાદવાળા શેઠની મદદ બીજા કોઈ વધારે ગરીબ ગામને આપી શકાય અને તમારા હાથે અને તમારા નામે તમારા ગામમાં મીઠા પાણીનો કૂવો કરાવી શકાય.

૩. આપણી બહેનો અને પત્નીઓને જ્યારે દુઃખ થાય ત્યારે ત્યારે આપણે તેમને લઈને મિશનરી હૉસ્પિટલમાં દોડી જઈએ છીએ. આંખ ઉઘાડી રાખી મિશનનું કામ જોયું જાણ્યું હશે તો તમને સમજાયું હશે કે, આપણા દેશના તમારા મારા જેવાની અનેક સ્ત્રીઓનાં દુઃખ ફેડવા અને તે દ્વારા ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા પરદેશથી પૈસા મેળવી સેવાભાવી મિશનરીઓ બોરસદ, આણંદ, નડિયાદ વગેરે સ્થળોએ દવાખાનાં ચલાવે છે. તમે જમણવારોમાં ખર્ચ કરવાનું માંડી વાળો તો તમારા તે દ્રવ્યમાંથી વસો દવાખાનાને અંગે સરકાર–પંચાયત–મદદ મેળવીને એક તાલીમ લીધેલી દાયણ રાખી શકાય, અને ગામની સર્વ કોમોની સ્ત્રીઓને સુવાવડને વખતે મદદ કરી શકાય.

૪. ઉનાળામાં તળાવમાં પાણી ખૂટી પડે છે એટલે ઢોરોને પાણી પીવાનું અને લોકોને નાહવાધોવાનું દુઃખ કાયમને માટે ઊભું છે. જમણવારોમાં વેડફાઈ જતા દ્રવ્યને બચાવી લેવાય અને સુધરાઈને મદદ કરવામાં આવે તો એન્જિન વડે પંપ ચાલુ કરી પાણી પૂરું પાડવાની કાયમને માટે યોજના થઈ શકે.

૫. જ્યારે સુધરાઈ એન્જિન ચાલુ કરી તળાવ ઉપરની વાવમાં મૂકેલા પંપથી પાણી પૂરું પાડે છે ત્યારે જે પાણીમાં લોકો ધૂએ છે તે જ પાણીમાં લોકો નહાય છે, તે આરોગ્યની દૃષ્ટિએ બરોબર નથી. જો દ્રવ્યની સગવડ હોય તો સ્ત્રીઓ અને પુરુષો બન્નેને

માટે નાહવા અને ધોવાની જુદી જુદી સગવડ કરી આપી શકાય. એક દિવસના જમણવાર કરતાં આવું કાયમનું પાણીનું સુખ ગામનાં સ્ત્રીપુરુષોને મળે તે સારું નહિ ગણાય?

૬. ગામ બહાર દૂર દૂર આપણા જ દેશની દુઃખદ સ્થિતિ જોઈ કંઈ ખર્ચવું છે?

તા. ૧૬-૧-'૩૪ના 'નવભારત'માં ઓરિસાના રેલસંકટ સંબંધી જે હકીકત પ્રસિદ્ધ થઈ છે તે જરા વાંચવા તસ્દી લેશો, તો હૃદય કંપે અને આંખોમાંથી આંસુ પડે તેવો ત્રાસજનક અને દુઃખમય ચિતાર દૃષ્ટિ સમક્ષ ખડો થશે:

'૬૦૦ ચોરસ માઈલમાં રેલસંકટ ફેલાયેલું છે. ૪૦,૦૦૦ ઘરો તારાજ થયાં છે. ૫૦૦ ગામોનો નાશ થયો છે. ૨,૦૦,૦૦૦ (બે લાખ) એકર જમીનનો પાક નાશ પામ્યો છે.

રૂ. ૧,૫૦,૦૦૦ (દોઢ લાખના) ખર્ચથી ૬૦,૦૦,૦ માણસોના જીવ બચાવી શકાયા છે. ચાર માસમાં ૯૦૦ ગામોને મદદ પહોંચાડી શકાઈ છે. ૨૦,૦૦૦ માણસોને ૯ મથકોએથી થોડુંઘણું અનાજ ફક્ત મળે છે. હવે નાણાંને અભાવે અધવચ લટકયા જેવી સ્થિતિ છે. કૉલેરા જેવા ચેપી રોગોએ હુમલો શરૂ કર્યો છે. ભૂખમરો, ટાઢ, તડકો અને બિમારીના પડઘા ચારે બાજુથી પડે છે. રૂ. ૧) અને રૂ. ૧૧માં ગાયો કસાઈને ત્યાં વેચાય છે. ૨૦,૦૦૦ જાનવરો મોતના પંજામાં તણાય છે. એક જાનવરને એક દિવસનું ખર્ચ ૦॥ પૈસાનું છે. ગાયમાતા માટે રોજનો ૦॥ પૈસો પણ ન મળે એ કેવી ભયંકર દશા ગણાય? બચાવનાર નહિ મળે તો જાનવરો મરશે. પછી ખેતીનાં સાધન નહિ એટલે માણસોને મરવું પડશે. ગાયો નહિ બોલે. મોતથી ઘેરાયેલાં આપણાં ભાઈબહેનો થોડો વખત બોલશે, પછી શું થશે તે કલ્પના પણ ભયંકર છે.'

૭. ઓરિસાનું રેલસંકટ તો હજુ ચાલુ છે અને આપણે આંગણે હિમસંકટ આવીને ઊભું રહ્યું. ગઈ કાલે ખેતરોમાં તમાકુ, તુવેરો, ઘઉં, ચણા, ઝાલર, કપાસ વગેરે પાકોનો લાખો રૂપિયાનો માલ હતો અને ખેડૂતો આનંદમાં રાચતા હતા કે અતિવૃષ્ટિ થઈ, જંતુઓનો ત્રાસ થયો, મજૂરોનું ખર્ચ ઘણું થયું, છતાં ઈશ્વર-કૃપાએ મહેનતનો બદલો થોડોઘણો તો મળશે. પણ ૧૨-૧-'૩૪

ને શુક્રવારે સાંજથી સાધારણ ઠંડી શરૂ થઈ અને પછી તો તા. ૧૩-૧-'૩૪ ને શનિવારે હિમ પડ્યું અને ઊભા પાક જેટલા હતા તેટલા બળી ગયા કે બગડી ગયા. તમાકુ લગભગ નાશ પામી અને બીજા પાકોને પણ ભારે અસર પહોંચાડી. અધૂરામાં પૂરું બાકી હતું તે એક બે દિવસ હવા બદલાઈ ખરી, પણ ફરી ઠંડી સખત પડી. અને જાન્યુઆરી આખરના દિવસોમાં ફરી ફરીને બે ત્રણ વખત હિમ પડ્યું. જેથી ખર્ચથી અને દુઃખથી ત્રાસી ગયેલો ખેડૂત હતાશ થયો. ભાઈઓ, છે દિલમાં દયા જગતના આવા તારણહારને મદદ કરવાની?

૮. આપણા દેશના દુઃખમાં બાકી હોય તેમ આવ્યો પાછો તા. ૧૫-૧-'૩૪નો ધરતીકંપ. ઈશ્વરકૃપાએ મુંબઈ ઇલાકો બચી ગયો, પણ બિહાર પ્રદેશ હતો ન હતો થઈ ગયો. આ ધરતીકંપ ઇતિહાસમાં મોટામાં મોટો ધરતીકંપ ગણાયો છે. ગંગા નદીના ઉત્તર ભાગમાં બિહારનો જે ભાગ આવેલો છે તે પ્રદેશમાં વધારેમાં વધારે નુકસાન થયું છે. લાખો માણસો પાયમાલ થયા છે. અનેક શહેરોનો નાશ થયો છે. પથ્થરની ઇમારતો પણ જમીનદોસ્ત થઈ છે. જમીન પર પાણી ફરી વળ્યું છે. અને ખેતરોમાં ત્રણ ત્રણ ફૂટ જેટલી રેતી પથરાઈ છે. રસ્તાઓ તૂટી ગયા છે, અને રેલવે-ગાડીનો વહેવાર બંધ થઈ ગયો છે. આ પ્રદેશના લોકોનાં ટાઢ, વરસાદ, ભૂખ વગેરે દુઃખોનું વર્ણન થઈ શકે તેમ નથી. મહાત્મા ગાંધી અને નામદાર વાઇસરૉયથી માંડીને દરેક નાના મોટા દેશ-નેતાઓએ આપણા દેશમાં જ નહિ પણ પરદેશમાં પણ ભીખ માગવાની શરૂઆત કરી છે. આવા દુઃખના વખતમાં જમણવારો કેમ થઈ શકે! શું ધર્મ — હિન્દુધર્મ, માનવધર્મ, જીવદયાધર્મ — નો લોપ તો નથી થયો ને? . . . તમારામાં જો ધર્મ જેવું રહ્યું હોય તો જમણવારો બંધ કરીને બિહારના દુઃખી જનોની વહારે ધાઓ.

૯. આસામ અને બિહારના પ્રદેશો દૂર રહ્યા. આંખ આગળ ગામના ખેડૂતોના દુઃખનો વિચાર કરશો? દુઃખો હવે તો ખેડૂતો માટે ઘર ઘાલી કાયમનાં થયાં છે. માટે ગામેગામ ખેડૂતોને— પાયમાલ થતા ખેડૂતોને— રાહત આપવા ખેડૂત સંકટ નિવારણ ફંડો સ્થાપો અને જમણવારોમાં નિરર્થક ખર્ચાતું દ્રવ્ય આ ફંડોમાં

આપો. ખેડૂતોના સુખને માટે કેળવાયેલા પુરુષો અને ધનિકોએ હજુ કંઈ જ કર્યું નથી. એક મિત્રે મને આપવાના કહ્યા છે તે રૂપિયા પાંચસોની રકમથી ખેડૂતોને રાહત આપવાનું વા તેમને મદદ કરવાનું કંઈ જ કામ થઈ શકે નહિ. ઓછામાં ઓછી રકમ રૂા. ૫,૦૦૦)ની હોય તો અજમાયશ તરીકે પણ ખેડૂતોના કલ્યાણની એકાદ યોજના હાથ ધરી શકાય. તમે જમણવારો બંધ રાખી આ ખાતે રકમ આપો તો બીજી મદદો મેળવી આપવાની જવાબદારી હું લઉં અને આ કામ માટે સ્વતંત્ર સમિતિ નીમી કંઈક કામ શરૂ થાય તેવી યોજના કરું. ખેડૂતોના ઉપર પ્રાણીમાત્રનો આધાર છે એટલું જ કહીને સંતોષ માનીશું કે તેમને માટે કંઈક કરીશું ?

મારી માગણીનો સ્વીકાર કરશો તો ગામનું હિત થશે અને બીજાં ગામોને અને બીજા ધનિકોને આ દિશામાં કંઈક કરવા માટે સારું દૃષ્ટાંત મળશે.

૧૦. શું તમારા કુટુંબીઓ બધા જ દેવામાંથી અને દુઃખમાંથી મુક્ત થઈ ગયા છે ? શું તેમનું કંઈ કામ તમારા દ્રવ્ય વડે થઈ શકે તેમ નથી ? ગંભીર રીતે વિચાર કરશો તો તમને સમજાશે કે તમારા દ્રવ્યથી તમારા ભાઈઓને થોડે અંશે સુખી કરી શકો એવી અનેક યોજનાઓ થઈ શકે. જમણવાર કરવામાં કોઈને નાણાંની મદદ કરો, ગામમાં જોઈએ તેટલી ધર્મશાળાઓ છે છતાંય એક નવી ધર્મશાળા બંધાવી આપો, તેથી તમારા કુટુંબીઓનું અને ગામનું કંઈ જ ભલું કરી શકવાના નથી. (૧) મંદિરો, (૨) જમણવારો, (૩) યજ્ઞો, (૪) ભાગવત-સપ્તાહો, (૫) ગંગાપૂજનો, (૬) સદાવ્રતો, (૭) અન્નક્ષેત્રો, એવી આ યુગમાં નિરુપયોગી અને હાનિકારક ઠરી ચૂકેલી બાબતોમાં તમારા દ્રવ્યનો ઉપયોગ કરવાનું છોડી દો અને તેને બદલે ખેતી, વેપાર, ઉદ્યોગ, કેળવણી સમાજસુધારણા, ધર્મ-સુધારણા અને સમાજસેવાનાં કામોને ઉત્તેજન મળે તેવી બાબતોમાં ઉપયોગ કરો, એટલે તમારું નામ એક દિવસ માટે નહિ પણ હંમેશને માટે કાયમ રહે અને તમારાં અને ગામનાં છોકરાં અને છોકરાંનાં છોકરાં પણ યાદ કરે. પણ તમો અને તમારા સલાહકારો આંખે પાટા બાંધી ચાલતા ચીલામાં ચાલવાનું છોડી દો અને ગામના લાભની સ્થાયી, કલ્યાણકારી, દેશકાળને અનુસરતી યોજનાઓ

સ્વીકારો તો જ વૃદ્ધો અને યુવાનો બન્ને એકસરખી રીતે પસંદ કરે તેવો સરસ ઉપયોગ તમારા દ્રવ્યનો થઈ શકે.

ઈશ્વરે જેમને બે પૈસા આપ્યા હોય તેમણે જરૂર જનકલ્યાણ માટે તે ખર્ચવા, પણ ખર્ચવા ખર્ચવામાં પણ વિવેક રાખવો. દાન આપણે કરવું તો ખરું જ, પણ એવી રીતે કરવું કે આપણા દાનના ઉપયોગથી સૂતેલો માણસ બેઠો થાય, બેઠેલો માણસ ઊભો થાય અને ઊભેલો માણસ ચાલતો થાય અને ચાલતો માણસ દોડતો થાય. જો દાનમાં વિવેક ન વપરાય, જો જમણવારમાં જ દ્રવ્ય ખર્ચાય, તો ઉપર જણાવ્યું તેનાથી ઊલટી રીતે, દોડતો માણસ દોડવાનું છોડી દઈ ધીમે ધીમે ચાલે, ચાલતો માણસ ઊભો રહે, ઊભેલો માણસ બેસી પડે અને બેઠેલો માણસ લાંબો થઈને સૂઈ જાય. અને કદાચ મરી પણ જાય.

હજી બહુ મોડું નથી થયું. કદાચ તમે દલીલ કરશો કે ઘી, ઘઉં વગેરે આવી ગયું એટલે હવે વિચાર બંધ રાખી ન શકાય. હું તમને જણાવું છું કે મારી યોજનાથી તમારા જ્ઞાતિભાઈઓની અને અન્ય જ્ઞાતિઓની સેવા કરવાનો તમારો સંકલ્પ કાયમ રહે છે. ફક્ત કાર્યની દિશા જ બદલાય છે, અને તે માટે તમારે જો સંમતિ જોઈએ તો જે તે કોમની સંમતિ તમને હું મેળવી આપવાની જવાબદારી સ્વીકારું છું. જેથી આ ફેરફાર તમારી એકલાની ઇચ્છાથી નહિ પણ જે તે કોમોના ઠરાવથી તમો કરો છો એમ ઠરશે; એટલે તમારો સંકલ્પ કાયમ રહેશે, તમારું માન સચવાશે, જ્ઞાતિઓનું કાયમનું હિત થશે, ગામને એક સરસ દૃષ્ટાંત મળશે, અને ભવિષ્યની પ્રજાને તમારા આ એક દૃષ્ટાંત વડે ઘણું ઘણું સમજવાનું અને શીખવાનું મળશે. અણસમજુ અને અવિચારી માણસો એક વખતના કરેલા સંકલ્પને ન છોડે, અને સમજાયા છતાં, અંધશ્રદ્ધાથી સંકલ્પને વળગી રહે. ડાહ્યા અને સમજદાર માણસોની તો ફરજ છે કે વધુ સારા હેતુને માટે એક વખતના કરેલા સંકલ્પના સ્વરૂપમાં, મૂળ હેતુને વળગી રહીને, યોગ્ય ફેરફાર કરે, જરૂર કરે. તમને કદાચ ખબર નહિ હોય માટે જણાવું છું કે, સિદ્ધપુર અને દ્વારકામાં જમણવારો માટે જ મૂકવામાં આવેલાં ટ્રસ્ટફંડોનો ઉપયોગ સરકાર પરવાનગીથી જે તે ફંડના ટ્રસ્ટીઓએ હાઈસ્કૂલો સ્થાપવામાં કર્યો છે. હિંદુધર્મમાં

ખાસ પવિત્ર ગણાતા કાશીક્ષેત્રમાં સનાતન ધર્મના સ્થંભરૂપ મનાતા પંડિત મદનમોહન માલવીયજીની સમજૂતથી રાજામહારાજા તરફથી ચાલતાં આવેલાં અનેક સદાવ્રતો અને અન્નક્ષેત્રોના લાખો રૂપિયા બનારસ હિંદુ યુનિવર્સિટીને મળ્યા છે. એટલે એક વખત કરેલા સંકલ્પને ન બદલવો એ જડતા છે, ખોટી હઠ છે અને દુરાગ્રહ છે. સમજુ માણસો માટે એ બરાબર નથી.

હવે તમારે આ ચેતવણી સ્વીકારવી વા ન સ્વીકારવી એ તમારી ઇચ્છાની વાત છે. તમારા ધનના માલિક તમે છો. તમને યોગ્ય લાગે તે રીતે ખર્ચવાનો કાયદેસર તમને પૂરેપૂરો હક્ક છે. ગામના લોકો શાણા અને સમજુ હોય તો તમે જમાડો તોપણ આવાં અનેક સંકટોથી પીડાઈ રહેલા કટોકટીના વખતમાં, ૦ા પૈસાથી એક ગાયનો દિવસનો ખોરાક પૂરો પાડી જીવ ઉગારી લેવાતો હોય અને બિહારના પ્રદેશમાં આપણાં ભાઈબહેનો ટાઢથી ધ્રૂજતાં હોય, વરસાદથી હેરાન થતાં હોય, ભૂખે મરતાં હોય, ઘર, જમીન ધંધા વિનાનાં થઈ ગયાં હોય, તે વખતે કોઈ માણસ તમારું આપેલું જમણ જમે નહિ; મહાજન, જો સાચું મહાજન હોય તો, જમવા જમાડવાની રજા આપે નહિ. બ્રાહ્મણોમાં ચેતન આવ્યું હોય, સાચું જ્ઞાન તેમને મળ્યું હોય, ધર્મ એ શું તે તેમને સમજાયું હોય, અને ભિક્ષુકની નીચ કોટીમાંથી નીકળી ગૃહસ્થની ઉચ્ચ કોટીમાં આવવાની અભિલાષા તેમને થઈ હોય, તો 'જમાડનાર મળે પણ જમનાર ન મળે' એવી પ્રાચીન કાળમાં એક વખત જે સ્થિતિ હતી, તેવી સ્થિતિ આ યુગમાં પણ આવી શકે. અને પાટીદાર—હું માનું છું કે દુઃખથી પીડાઈ રહેલો, ચિંતાથી રાત્રિદિવસ બળ્યોઝળ્યો થઈ રહેલો જમીનદાર, કે સરકારને સાંથ કે મહેસૂલ શી રીતે આપીશ તેની અહર્નિશ ચિંતા અને દુઃખના વિચારમાં ગરક થઈ રહેલો, અતિવૃષ્ટિ, હિમસંકટ અને ભાવસંકટથી ત્રાસી રહેલો, બિચારો પાટીદાર —કંઈક શરમથી, કંઈક દુઃખથી, કંઈક ભૂખથી, કંઈક નાઇલાજથી જમશે તો ખરો, પણ જમીને બીજે દહાડે ભૂલી જશે અને દુઃખી દુઃખી રહેશે.

ભાઈઓ, આ લખું છું તે આપણા ગામના ભવિષ્યનો વિચાર કરીને લખું છું. 'ડોસી મૂઆનો ભય નથી, પણ જમ પેંધ્યાનો

ભય છે.' ફરીથી જણાવું છું કે, જેમને એ પૈસા ઈશ્વરે આપ્યા હોય તે ભલે ખર્ચે, પણ એવી રીતે તેણે ખર્ચવા જોઈએ કે તેથી તેને પોતાને અને બીજાઓને સંતોષ થાય; હાલના અને હવે પછીના લોકોને તેથી લાભ થાય; તેના વ્યયથી જનસમૂહ ઉપર અપકાર નહિ પણ ઉપકાર થાય; તેમની નિંદા નહિ પણ સ્તુતિ સર્વ કોઈ કરે. ધનિકો દુનિયાનું હિત ભલે ન કરે, પણ અહિત તો ન જ કરે. તેટલું જણાવવા માટે આ લખી રહ્યો છું. માનવું ન માનવું એ કામ તમારું અને તમારા સલાહકારોનું છે. જણાવવું, ઢોલ વગાડીને જણાવવું, તમને જણાવવું અને સાથે સાથે જમનારાઓને પણ જણાવવું, એ મેં મારો ધર્મ માન્યો છે.

રામજીમંદિર, પબ્લિક પાર્ક
વડોદરા, તા. ૩-૨-'૩૪

તમારો શુભેચ્છક
**મોતીભાઈ ન. અમીન**

## ૧૩

# અજ્ઞાનની ભીંત

(૧૯૩૩)

'ન જમાડાય! ન જમાય!'ના ઢોલ વગાડી કરેલા પોકાર રૂઢિજડ કાનો ઉપર અથડાઈ પાછા ફર્યાં. ટકોરખાનામાં તૂતીનો અવાજ ન સંભળાયો. મિત્રભાવે કરેલી વિનવણીઓ અને સમજૂતીઓની લાગણી-શૂન્ય હૈયાં ઉપર અસર ન થઈ. વસોમાં ૧૯૩૪ના વર્ષમાં જમણવારની અપૂર્વ ફસલ આવી ગઈ. એને અટકાવી ધનનો વધુ સારો ઉપયોગ કરવા લોકોને પ્રેરવાના કરેલા ધગશભર્યા પ્રયત્નોની સફળતા-નિષ્ફળતાએ મોતીભાઈના કાર્યની સફળતા-નિષ્ફળતાનું પણ માપ દેખાડયું. યુવાનવર્ગ અને વિદ્યાર્થીવર્ગ એમના આદેશને અનુસરવા તત્પર થતો, અને એ આદેશોને પણ મોળા ગણી તેમણે ન કલ્પ્યા હોય એવા કર્તવ્યપ્રદેશો ખેડવા આતુર રહેતો. આ એક દૃશ્ય હતું. બીજું દૃશ્ય મોતીભાઈના સમોવડિયા જુનવાણી લોકનેતાઓના પ્રગતિવિરોધી મૂઢ પ્રયત્નોનું હતું. યુવાનો અને ઘરડાઓ મોતીભાઈ પ્રત્યે માનથી જોતા, છતાં તેમના પ્રયત્નો તેમને નિષ્ફળ જતા લાગતા. ત્યારે મોતીભાઈને એ બંને વર્ગની ટીકાઓ, વિરોધો અને પ્રયત્નોની નિષ્ફળતામાં પોતાના જીવનની સાર્થકતા દેખાતી. એમનું કાર્ય પૂરું થવા આવ્યું હતું. નવીન યુગ એ દ્વારા બેસી ચૂકયો હતો અને લોકોની ટીકાઓ ને વિરોધો દ્વારા તે પ્રગટ થતો હતો. પણ હજી ઘણું કરવાનું બાકી રહ્યું હતું. એટલે સફળતા-નિષ્ફળતાથી અટક્યા વિના કર્તવ્યનિષ્ઠાની અજબ ધૂનથી તે આગેકદમ કર્યે જતા હતા.

'ન જમાડાય! ન જમાય!'વાળી પત્રિકા લખાઈ તે અરસામાં બેએક માસ ઉપર જ એક બનાવ બન્યો હતો, તેનું રહસ્ય સમજાવતાં મોતીભાઈએ રૂઢિજડ સમાજને પલટાવવાના પ્રયત્નમાં કેવાં ભયસ્થાનો છે તેનો સુંદર ચિતાર આપ્યો હતો. એમનાં કાર્યોને સમજવા માટે એ પણ ઉપયોગી છે.

બનાવ આ પ્રમાણે હતો: સોજિત્રાના એક આગેવાન કુટુંબની બે કન્યાઓ — તેમના વાલી સત્યાગ્રહની લડતને કારણે જેલમાં હોવાથી — વસોમાં સગાને ત્યાં રહી ત્યાંની હાઈસ્કૂલમાં મૅટ્રિક વર્ગમાં ભણતી હતી. તે બહેનોએ તેમના સંસ્કારી જીવનથી, ઉત્સાહી અને નિર્દોષ સ્વભાવથી, તેમ જ કાર્યદક્ષતાથી ગામની કન્યાઓમાં એવું ચેતન આણ્યું કે તેને પરિણામે ૧૯૩૩ના વર્ષમાં સોજિત્રામાં ભરાયેલા વ્યાયામવીર સંમેલન પ્રસંગે તેમણે રંગભૂમિ ઉપર નાટ્યપ્રયોગો ભજવવાનું ઠરાવ્યું અને તે માટે તૈયારીઓ કરી. તૈયારીઓ એવી સરસ થઈ હતી કે તેમને સૌ કોઈ ધન્યવાદ આપતું, અને વિદ્યાર્થીઓમાં ખૂબ ઉત્સાહ ફેલાયો હતો. પણ જ્યારે સોજિત્રામાં એ પ્રયોગો ભજવવાની તક આવી ત્યારે એ બહેનોના કુટુંબીઓએ તેમ જ એમાંના એકના શ્વસુરપક્ષ તરફથી આવેલા પ્રેક્ષકોએ એની સામે સખત વાંધો લીધો અને ધાંધલ કર્યું. પરિણામે એમને નાટ્યપ્રયોગો ભજવવાનું છોડી દેવું પડ્યું.

આ વિષે મોતીભાઈએ લખ્યું:

પેટલાદ, તા. ૧૯–૧૨–'૩૩

શ્રીયુત ભાઈ રામભાઈ,

સોજિત્રાના બનાવે આપણાં ભાઈઓ અને બહેનોને નિરાશ કર્યાં તેથી તમને દુઃખ થયું હશે જ, એમ હું માનું છું. પરંતુ આવા બનાવ બનવા દેવામાં પણ ઈશ્વરનો આપણા ભલાને માટે કંઈ સુંદર આશય હશે, એમ હું સમજું છું. લાગણીવાળાં સ્ત્રીપુરુષોને આ બનાવ સ્ત્રીસ્વાતંત્ર્યને માટે પ્રયત્ન કરવાની પ્રેરણા કરશે. મારા જેવા મોળા માણસને પણ આ દિશામાં પ્રગતિ કરવા માટે શું શું કરવું જોઈએ તેનો વિચાર કરવા અને યોજનાઓ વિચારવા બળ આપશે.

બહેનો અને ભાઈઓ આથી પદાર્થપાઠ શીખશે કે સમાજ-સુધારણાનો પ્રશ્ન સરળ નથી, પણ વિકટ છે. આપણા એકલાના ઉપર એ અવલંબી નથી રહેતો, પણ બીજાઓના ગાંડાઘેલા વિચારો ઉપર પણ એ અવલંબી રહે છે. . . . સોજિત્રામાં એક લુહારે ઘર કરેલું તે પાટીદારોએ ગયા એક બે દશકામાં પાડી નાંખેલું. લુહાણા જ્ઞાતિમાં પેટલાદવાળા પાટણના મુનસફ મગનલાલ ઠક્કરનો છોકરો

પાલખીમાં બેસી ભડકદ ગામે પરણવા જતો હતો. તેની પાલખી પાટીદારોએ અટકાવેલી. વસોમાં ભાઈ ઈશ્વરભાઈ ઝવેરભાઈએ પોતાની દીકરી નડિયાદ ભાઉસાહેબના કુટુંબમાં પરણાવી, તેમાં તેમનો અને એમની સાથે રહેલા અમારા જેવા બધાઓનો એક રીતે બહિષ્કાર થયેલો. છેલ્લા રવિવારના 'સ્ત્રીશક્તિ'ના અંકમાં ભરૂચમાંના દશાલાડ જ્ઞાતિના પંચે એક વકીલને જ્ઞાતિબહાર મૂકી રૂ. ૫,૦૦૧)નો દંડ કર્યો છે. ગુનો માત્ર એટલો જ કે પુત્રીનો વિવાહ ફોક કરી બીજા ગામમાં વિવાહ કર્યો. સુરતમાં એક જૈન કુટુંબને ત્યાં આવા ક્ષુલ્લક કારણે જ રૂ. ૫,૦૦૦) નો દંડ અને દસ વરસની નાતબહારની સજા કરવામાં આવી છે.

આવા સમાજમાં આપણે રહીએ છીએ. એ સમાજને સુધારવા પ્રયત્ન કરવાની જવાબદારી આપણે શિર આવી છે. પ્રયત્ન એક બે મહિના નહિ, પણ પાંચ પચીસ વર્ષ કરવા પડશે. એક ગામના પાંચ દશ માણસોએ નહિ, પણ અનેક ગામોનાં અનેક સ્ત્રીપુરુષોએ આ લડતમાં ઊતરવું પડશે. તમને કદાચ યાદ હશે કે શ્રીમતી ભક્તિલક્ષ્મીએ ઓઝલ પડદો છોડ્યો ત્યારે આખા વસો ગામે અને ચરોતરનાં પાટીદારિયા ગામોએ દુનિયા જાણે ઊંધી વળી ગઈ હોય એ પ્રમાણે ભારે જોરશોર ચર્ચા ચલાવી હતી. ભાઈ ગોપાળદાસના કારભારી માણેકલાલે રાતના બાર વાગ્યે મારા ઘરનાં બારણાં ઠોક્યાં અને મને ઉઠાડી રડતાં રડતાં 'આ દુઃખ જોયું નથી જતું' એમ જણાવી, ભાઈ ગોપાળદાસને સમજાવવા મને આગ્રહ કર્યો. મેં દલીલ કરી કે, 'વ્યસનો કરવાં, બનાવટી ખત કરવાં, બાપનું દેવું ન આપવું, ચોરી કરવી, આ બધું પાપ ગણાય. લાજ ન કાઢવી એ પાપ ગણાય નહિ. એ તો રૂઢિનું બંધન તોડ્યું ગણાય. અને વીસમી સદીમાં એ તોડ્યે જ છૂટકો. રામ અને સીતા, નળ અને દમયંતી, પાંડવો અને દ્રૌપદી, શિવ અને પાર્વતી એક દિ છૂટાં પડ્યાં નથી. એમણે કોઈની લાજ કાઢી નથી. મુસલમાનોનો જુલમ હતો ત્યારે રક્ષણ માટે કદાચ લાજ કાઢવી એ ધર્મ મનાયો હશે. આજે વસ્તુસ્થિતિ પલટાઈ છે. શાન્તિ સ્થપાઈ છે. હવે 'લાજ' રાખવી એ ગુનો છે, કાઢવી એ ધર્મ છે. સારાં કુટુંબોમાં લાજ નથી હોતી. ભાઈ ગોપાળદાસ લાજ કઢાવે તો

તેમની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે. લાજ કાઢી નાખી માટે તેમની પ્રતિષ્ઠા જામી. ભાઈ ગોપાળદાસની પ્રતિષ્ઠા અજ્ઞાન લોકોના અભિપ્રાયથી નથી નભવાની. સારા સંસ્કારી લોકો શું કહે એના ઉપર એમની પ્રતિષ્ઠા રહે છે. રા. . . . ભાઈ એ પ્રતિષ્ઠિત માણસ ન ગણાય. પાંજરામાં પૂરાયેલાં બકરાં ગણાય. દુનિયા કેવડી મોટી છે, સેવાધર્મ કેટલો આકરો છે, કર્તવ્યની દિશાઓ કેટલી વિવિધ છે, તેનું ભાન તેમને નહિ હોય. એમની આપણે દયા ખાવી જોઈએ. એમનો આપણે તિરસ્કાર ન કરીએ અને તેમના અભિપ્રાયને બહુ મહત્ત્વ ન આપીએ.' આવું આવું ઘણું સમજાવ્યું ત્યારે શાન્ત બન્યા અને રાત્રે પાછા વળ્યા. પછી તો અમૃતલાલ સુંદરજી પઢિયાર આવ્યા અને તેમની દ્વારા તેમની હવેલીમાં અને ગામમાં ખૂબ ચર્ચા થઈ, અને પરિણામ સુંદર આવ્યું. હવે એની કોઈ વાત પણ કરતું નથી.

આ બધું લખીને આપણાં બહેનો અને ભાઈઓને હું જણાવવા માગું છું કે સોજિત્રામાં બન્યું છે તેને બહુ મહત્ત્વ ન આપો. આપણાં બહેનો અને ભાઈઓના હિતને માટે જે થયું છે તે બહુ જ સારું થયું છે, એમ માની લેવું. આપણે રિસાયા નહિ, રમવાનું છોડી પાછા આવ્યા નહિ, કડવાશ કરી નહિ, અને કરવા દીધી નહિ. બધું શાન્તિથી સહી લીધું એ આપણી ભાવનાને રુચે એવું થયું છે. જીત આપણી થઈ છે, હાર સામા પક્ષની થઈ છે. મહેનત ઘણી થઈ છે, એ નિષ્ફળ નથી ગઈ. કેવું અને કેટલું સરસ કામ થયું છે એનો ખ્યાલ મારા જેવા અનેક ભાઈઓને આવ્યો છે. વસો હાઇસ્કૂલમાં બે બહેનો અભ્યાસ કરે, તેમની પવિત્રતા અને સંસ્કારનો લાભ વસોના વિદ્યાર્થીઓને મળે, એ વસો એક ગૌરવ તરીકે ગણે છે અને ગણશે. તેમના જેવી બહેનો ચરોતરનાં બીજાં ગામોમાં પાકે એ માટે વર્ષોનાં વર્ષો વીતશે. . . . નો સંબંધ અને તેમણે આપેલી તાલીમ કેવાં સંસ્કારી અને સફળ બન્યાં છે તેનો પ્રત્યક્ષ પુરાવો એ બહેનોનું જીવન છે.

અભ્યાસ પ્રત્યે તેમની રુચિ, વસો ગામના અજાણ્યા વિદ્યાર્થીઓ સાથે રહી તેમની અભ્યાસ કરવાની હિંમત, મુંબઈ છોડી પેટલાદ, સોજિત્રા કે વસોમાં રહી સ્વાભાવિક રીતે આવી પડતી મુશ્કેલીઓ

વેઠીને આગળ વધવાની તેમની ઉમેદ — આ બધું એમને માટે માન ઉત્પન્ન કરે એવું છે. પરીક્ષાનું પરિણામ સારું જ આવે એમ આપણે આશા રાખીશું. પણ પરીક્ષા કરતાંય વધારે કીમતી છે, જરૂરનું છે, તે તેમણે પ્રાપ્ત કર્યું છે અને તેમને ફતેહ મળી જ ગઈ છે એમ હું માનું છું. ભાઈ . . . એ આપેલી કેળવણી તેમના જીવનમાં ઊતરી છે એ માટે ભાઈ. . . . અભિમાન લઈ શકે તેમ છે. જ્યારે તે જેલમાંથી બહાર આવશે ત્યારે જેલમાંથી છૂટવા બદલ અભિનંદન આપતા પહેલાં બહેનોમાં તેમણે સંસ્કાર રેડ્યા છે તે માટે તેમને અભિનંદન પ્રથમ આપીશ. . . . અને તેમના હાથ નીચે તૈયાર થયેલાં એ બહેનો જેવી ઘણી સન્નારીઓ આપણને ચરોતર પ્રદેશને મળે એ ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

## ૧૪

# એક રમૂજી પત્રવ્યવહાર

(૧૯૨૫)

કન્યાકેળવણી એ અનેક રીતે મુશ્કેલ અને જોખમકારી ક્ષેત્ર છે. પુરુષ અને સ્ત્રીના એકબીજાના સંબંધ વિષે એવા ખ્યાલો રૂઢ થયેલા છે કે એ ખ્યાલોથી રંગાયેલી દૃષ્ટિ સ્ત્રીના મનુષ્યત્વને અને વ્યક્તિત્વને ખીલવવાના સવ પ્રયત્નોમાંથી વિપરીત અર્થ કાઢે છે. સ્ત્રી પોતે પણ એમ કરવામાં મોટો ભાગ ભજવે છે. આ વિપરીત મનોદશાનો એક નમૂનો સોજિત્રાના બનાવમાં જોયો. એવો એક નમૂનો ૧૯૨૫માં મોતીભાઈએ સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર કરવાના હેતુથી કરેલી સસ્તા ભાવે 'સ્ત્રીબોધ' માસિક મેળવવાની યોજનાના ઉત્તરમાં એક સ્ત્રીએ મોતીભાઈ સાથે કરેલા પત્રવ્યવહારમાં મળે છે.

આ પત્રવ્યવહાર રમૂજી છે, તે સાથે બોધક છે. 'રૂડે નામ કે ભૂંડે નામ' એ ન્યાયે એ પત્રો લખનાર સ્ત્રીને એથી મહત્ત્વ મળે છે. પરંતુ અત્રે એ ટાંકવાનું પ્રયોજન એ છે કે સ્ત્રીઓની ઉન્નતિ માટે કામ કરનાર કેવા જોખમકારી ક્ષેત્રમાં પગ મૂકે છે તેનો આથી ખ્યાલ આવશે. સ્ત્રીઓ પોતે પોતાની ઉન્નતિ વિષે થતા પ્રયત્નો પ્રત્યે કેવી રીતે જુએ છે તેનો પણ કંઈક ખ્યાલ આવશે. પણ સૌથી મહત્ત્વનું તો એ છે કે સ્ત્રીપુરુષના સંબંધ વિષે મોતીભાઈના વિચારો કેવા હતા તેનો આ પત્રોમાં સંપૂર્ણ ખ્યાલ આવે છે.

### એક સ્ત્રીનો પત્ર

અમદાવાદ, તા. ૭-૭-'૨૫

ભાઈ મોતીભાઈ,

મુ. વડોદરા

વિનંતી કે પાટીદાર જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીનું પત્ર વગેરે વાંચ્યું. તેમાં ફોરમ હતું તે ભરીને મોકલ્યું છે. રૂપિયા ૭ મોકલીશું. તે વાંચી નીચેની બાબતો જણાવવાની છે:

ચરોતરની સ્ત્રીઓ અને બાળકોને સંસ્કાર મળે તે માટે 'સ્ત્રીબોધ' માસિક માટે અમારા જેવા, તમે જણાવો એટલે, રૂપિયા ભરીએ અને તેથી તમને આશા થાય કે અમને કંઈક સંસ્કાર મળે. એ મુજબ તમારા વિચારે ખરું, પણ અમોને તે તદ્દન વ્યર્થ લાગે છે. તમો ભણેલા એટલે તમારી નજર બહુ ન ચાલે, ગંઠાઈ ગઈ. અમો ભણેલાં નહિ એટલે અમારી નજર દોડાદોડ કરે. એ અનુભવ તમને ભણ્યા એટલે ન થાય. ચરોતરના યુવકોને માટે કંઈક માસિક કાઢો તો હું બમણા રૂપિયા ભરીશ. તેઓ ભણેલા હોય છે પણ તેમને અર્ધાંગના એટલે શું તેની સમજ પડતી નથી. પોતે જાણે કે સીક છે, પોતે જાણે કે કામ થઈ શકતું નથી, પોતે જાણે કે દેખાતું નથી, પોતે જાણે કે છોકરું રાખી શકાતું નથી અને વળી ઉપરાંત જણાવે કે તેવી સ્ત્રીની જરૂર શી ? આવું તમારા ચરોતરના યુવકોનું એજ્યુકેશન, તેથી અમારા માટે દુઃખનો દાટ વળ્યો છે. માટે યુવકો માટે માસિક નીકળે તો સારું. અમે તેમનાં થઈએ તે માટે સ્ત્રીમાસિક લલચાવ્યું, પણ તેઓ અમારા થાય તેવું યુવક માસિક તમો કાઢો, અને તમો ન કાઢી શકો તો જણાવો એટલે સ્ત્રીમાસિકમાં યુવકોનો એક લેખ હું મોકલી આપું. અમે કાનમમાં બધાં સુખી છીએ. ભાયડો પાણી ખેંચી આપે, એટલે ત્યાં કંઈક દયા છે. તમારા ચરોતરમાં તો હજુ દયાનો ધર્મ નથી. યુવકોને સંતોષ ન હોય તો અમને ફેંકી દે. અમો તો ઘણી દયા રાખીએ છીએ, પણ લમણે ચોટ્યું તે ચોટેલું મરીએ છીએ. એક યુવક એવો બતાડો કે જે પોતાની ફરજ અર્ધાંગનાની પૂરી બજાવતો હોય. તમો તમારા પોતા માટે મગરૂર હો તો તે પણ અમારે જાણવું છે. માટે મફતનું અમને શરમાવે તેવું 'સ્ત્રીબોધ' માસિકની પહેલ કરો છો તે બદલે 'યુવક' માસિકની ખાસ જરૂર છે. આ તો હું તમને લખું, બીજું લખે પણ નહિ. ભણેલા તે અજ્ઞાનમાં પણ અજ્ઞાન. તેમને બેવડાં ચશ્માં ઘાલે તોપણ ન દેખાય. ભાઈ મોતીભાઈ, માફ કરજો. માઠું લગાડશો નહિ અને ખુલાસો લખશો.

(સહી)...........

## મોતીભાઈનો ઉત્તર

વડોદરા, તા. ૮–૭–'૨૫

સૌ. . . . . .,

તમારો તા. ૭–૭–'૨૫ નો પત્ર મળ્યો. અને તે વાંચીને મને હાસ્ય સાથે ઘણો જ આનંદ થયો. પ્રથમ કેટલીક ગેરસમજૂત થયેલી તે દૂર કરું છું.

૧. 'સ્ત્રીબોધ' માસિક હું નવું કાઢતો નથી. એક સંસ્કારી હિંદુ ભાઈ અને એક સંસ્કારી પારસી બાઈ બે મળીને સ્ત્રીઓ અને પુરુષોનો સંસાર સુખી નીવડે તે માટે પ્રસિદ્ધ કરે છે. મારી યોજના તે માસિકનો સ્ત્રીઓમાં ઉપયોગ કરાવવાની છે. પુરુષોને માટે તો ઘણાં માસિકો અને પુસ્તકો છે, અને તેઓ વાંચે છે પણ ખરા. સ્ત્રીઓ માટે માસિકો નથી. અને જે કાંઈ થોડાં છે તેનો લાભ લેવાતો નથી. માટે એ લાભ લેવરાવવાનો મારો પ્રયત્ન છે. અને તેનું બીજું કંઇ પરિણામ ભલે ન આવે તોપણ તમારો આ પત્ર મને મળ્યો તેથી મને ઘણો સંતોષ થયો છે. અને એ યોજનાને લીધે જ પત્ર આવ્યો છે માટે તેને હું શુભ પરિણામ માનું છું.

'સ્ત્રીબોધ' માસિક આ રીતે ઘણાં વર્ષથી નીકળે છે— સ્ત્રીઓને શરમાવવા માટે નહિ, પણ સ્ત્રીઓની સેવા અર્થે—સ્ત્રીઓને જાગ્રત કરવા માટે અને તેમને કંઈ સંસ્કાર આપવા માટે. આટલી હકીકત તમે ન સ્વીકારી શકો અને તમને શરમાવે તેવું જ એ માસિક તમને લાગતું હોય, તો તમે તે ન ખરીદો વા ખરીદીને ન વાંચો અથવા તેનો પ્રચાર થતો અટકાવવા પ્રયત્ન કરો એ સંબંધે મને કંઈ વાંધો નથી.

૨. તમે સૂચવો છો તેવું 'યુવક' માસિક હું નથી જ કાઢી શકવાનો એટલે તમે જણાવો છો તે પ્રમાણે તમે એક લેખ સુખેથી લખી મોકલો. અને તે 'સ્ત્રીબોધ', 'પાટીદાર', વા 'જ્ઞાન પ્રચાર' માસિકમાં હું ખુશીથી પ્રસિદ્ધ કરાવીશ, ને યોગ્ય લાગશે તો તે લેખની વધારે નકલો છપાવી ચરોતરના ઘણા યુવકોમાં પ્રચાર કરીશ.

૩. હવે ચરોતરના યુવકોની કેળવણીથી તમારે માટે દુઃખનો દાટ વળ્યો છે કે કેમ તેનો ખુલાસો કરું છું. ચરોતરના કેળવાયેલા યુવકો પૈકી કેટલાકના તરફથી સ્ત્રીઓને દુઃખ વેઠવું પડ્યું હશે વા

પડતું હશે તેની હું ના પાડતો નથી. પરંતુ તે અપવાદ તરીકે જ લેખાવા જોઈએ. તેવી સંખ્યા બહુ જ થોડી છે. આથી ઊલટું, સ્ત્રીઓની ચાકરી કરનાર અનેક યુવકોને હું ઓળખું છું. તે યુવકો સ્ત્રીઓને ગુલામડી નહિ પણ પોતાના સુખદુઃખની ભાગીદાર અને ઘરની રાણી ગણી સરખા હક્કથી તેમની સાથે વર્તન ચલાવે છે, તેમને સુખ અને સંસ્કાર આપવા પ્રયત્ન કરે છે. અને હું એવા પણ યુવકોને ઓળખું છું કે જેમણે ભર યુવાવસ્થામાં વિધુર થવા છતાં ફરીથી લગ્ન કર્યું નથી. અને નાનાં બાળકોને તેમની માતા ચાકરી ન કરી શકે તે કરતાં વધારે સારી રીતે ચાકરી કરીને જાતે ઉછેર્યાં છે. જ્યારે કેટલીક સ્ત્રીઓ મા થવાને નાલાયક નીવડી છે, ત્યારે આવા સંસ્કારી યુવકો પિતાના ધર્મ ઉપરાંત માતાના ધર્મ પૂરેપૂરી રીતે પાળી શક્યા છે, અને પોતાનું જીવન સાર્થક બનાવ્યું છે. આ યુવકો પણ અપવાદરૂપ છે. તેવા ઘણા હોત તો આ કાગળ લખવાની તમારામાં હિંમત રહેત નહિ. બાકી તો થોડું ભણેલા, સંસ્કાર વિનાના, રૂઢિઓમાં ઊછરેલા, લોકમતથી જ દોરાતા અને આજુબાજુના વાતાવરણમાંથી એક તસુ પણ બહાર ન નીકળે તેવા ઘણા યુવકો છે, કે જેમને હાથે સ્ત્રીઓ ઉપર થોડેઘણે પ્રકારે પણ જુલમ થતો હશે. પણ આ જુલમ થવામાં પુરુષોનું અને સ્ત્રીઓનું બંનેનું અજ્ઞાન છે. એ અજ્ઞાન ટાળ્યે જ છૂટકો. તેનો ઉપાય પણ કેળવણી છે. જે કેળવણીથી તમે દુઃખ થતું માનો છો એ જ કેળવણી તેનો ઉપાય છે. તે રામબાણ જેવો ઉપાય ભલે ન હોય પણ તે સિવાય બીજો ઉપાય હજી મને જડ્યો નથી. તમે બતાવશો અને મને યોગ્ય લાગશે તો હું એ દિશામાં પ્રયત્ન કરીશ.

૪. જે કામ સ્ત્રીઓને સ્વાભાવિક થઈ પડ્યાં છે ને જે સ્ત્રીઓથી જ સારી રીતે થઈ શકે તેમ છે તે કામ પુરુષોએ નથી જ કર્યાં એમ જણાવો છો, એ વાત સત્ય છે. સ્ત્રી ન હોય અને પુરુષને કરવાં પડે એ વાત જુદી છે. પણ સ્ત્રી હયાત હોય, સ્ત્રી તે કામ કરી શકે તેમ હોય, તેવા પ્રસંગે પુરુષોએ સ્ત્રીઓને કરવાનાં કામ નથી કર્યાં અને પુરુષો નથી કરવાના એ વાત પણ તેટલી જ સત્ય છે. મંદવાડને વખતે, વધુ જરૂરને વખતે, પુરુષો સ્ત્રીઓને મદદ

કરે એમ તો બને છે જ. સ્ત્રીનું એકેએક કામ દરેક પુરુષ કરે વા કરી શકે તેમ જ પુરુષનું એકેએક કામ દરેક સ્ત્રી કરે વા કરી શકે એ શકય નથી. ને શકય હોવું પણ ન જોઈએ.

૫. કાનમમાં સ્ત્રીઓ સુખી હોય તો કાનમના લોકોને સમજાવવા જોઈએ કે, ચરોતરમાં તેમની છોડીઓને દુ:ખ વધારે પડે છે માટે તેમની દીકરીઓને તેમણે ચરોતરમાં આપવી ન જોઈએ. તેમ જ કાનમના ડાહ્યા ડાહ્યા પુરુષો અને ડાહી ડાહી સ્ત્રીઓનું એક 'ડેપ્યુટેશન' ચરોતરમાં પુરુષોના ધર્મ શીખવવા માટે અને સ્ત્રીઓને તેમના દુ:ખનું ભાન કરાવવા માટે મોકલવું જોઈએ, જેથી ચરોતરની સ્ત્રીઓના અજ્ઞાનનાં પડળો ખસી જાય અને પુરુષોને કર્તવ્યનું, ધર્મનું કંઈક ભાન થાય.

૬. આ કામ જો એકદમ હાથમાં નહિ લો, તો ચરોતરમાં તો કેળવણી રાત્રિએ નહિ એટલી દિવસે અને દિવસે નહિ એટલી રાત્રિએ વધવા માંડી છે, એટલે સ્ત્રીઓના દુ:ખનો પાર રહેશે નહીં. હવે તો ડાકોર જેવું પવિત્ર સ્થળ પણ હાઈસ્કૂલ ચલાવે છે અને ચરોતરમાં તો પાંચ પાંચ ગાઉને છેટે હાઈસ્કૂલો થઈ ગઈ છે. અને મારા જેવા તો કેળવણી વધારવાનો ધંધો જ લઈ બેઠા છે, અને તમારા પત્રમાંની દલીલો સ્વીકારતા નહીં હોવાથી કેળવણીનાં કારખાનાં ચાલતાં જ રાખવાના છે. મિલો બંધ રખાવીને પણ તમારા પત્રમાં છે તેવો ઉપદેશ આપી, માણસો તૈયાર કરી, ચરોતરમાં ઉપદેશ કરવા મોકલો તો જ કંઈક વળે — બાકી એકાદ 'યુવક' માસિક, 'સ્ત્રીબોધ' માસિકમાં એકાદ લેખ, એવા ઉપાયથી કંઈ અમારા જેવા લોકોને તમે લખો છો તેવા વિચારોની અસર થશે નહિ. રોગ ભારે છે એટલે દવા પણ ભારે આકરી જોઈશે.

૭. ઉપર પ્રમાણે લખવા છતાં પણ હું એટલું તો સ્વીકારું છું કે કેળવણીના પ્રમાણમાં પુરુષોને સંસ્કાર નથી મળ્યા. સંસ્કાર વિનાની કેળવણી ધાર્યું પરિણામ નિપજાવતી નથી. હાલની કેળવણી જ્ઞાતિની ચાલતી રૂઢિઓ તોડવાની હિંમત આપી શકતી નથી. છતાં ભરણપોષણ મેળવવા માટે અને સંસ્કાર મેળવવાની યોગ્યતા માટે પણ કેળવણી સિવાય બીજો ઉપાય મને જડતો નથી — પછી તે કેળવણી પુરુષોની હો વા સ્ત્રીઓની હો, બ્રાહ્મણોની હો વા

અંત્યજોની હો. અને આ કેળવણીમાં પણ પુરુષો કરતાં સ્ત્રીઓની કેળવણીની અને ઉચ્ચ વર્ણ કરતાં નીચ વર્ણની કેળવણીની વિશેષ જરૂર છે. માટે જ મારા પ્રયત્નો કેળવણીની બધી દિશામાં થયે જાય છે. જેને જેટલા પસંદ પડે તેઓ તેટલા સ્વીકારે.

૮. તમારા પત્રથી મને ખોટું તો જરાયે લાગ્યું નથી. નિરંકુશ રીતે તમારા વિચાર મારી સમક્ષ મૂક્યા તેથી તમારો ઉપકાર માનું છું. અને આશા રાખું છું કે તમે બીજો એક સ્વતંત્ર લેખ લખીને તુરત મોકલી આપશો. ને તમને વાંધો ન હોય તો તમારો આ આવેલ પત્ર અક્ષરશઃ 'પાટીદાર' માસિકમાં પ્રસિદ્ધ કરીશ. એ માટે તમારી પરવાનગી મળવી જોઈએ. માટે આ પત્રથી તમને પુછાવું છું. 'સ્ત્રીબોધ' માસિક શરૂ કરવા લખવામાં આવશે. જાન્યુઆરીથી આજ સુધીના સાતે અંકો તથા 'હાસ્યકથા મંજરી' નામનું પુસ્તક તમને મળી જશે. જવાબ તુરત વિગતવાર લખશો.

લિ. તમારો શુભેચ્છક

**મોતીભાઈ ન. અમીન**

*

ઉપરના પત્ર પછી પેલી બાઈના બેત્રણ પત્રો આવેલા. તે પ્રથમ પત્રના જેવા જ પણ વધુ અસભ્ય સૂચનોવાળા હતા. તેથી તે અત્રે ઉતાર્યા નથી. માત્ર મોતીભાઈના ઉત્તરોમાંથી એક જ અત્રે આપ્યો છે. તે ઉપરથી એ પત્રોનો કંઈક ખ્યાલ તો આવે છે જ.

વડોદરા, ૨૭–૭–'૨૫

સૌ. . . .,

તમારો મારા પત્રના ઉત્તરરૂપે પત્ર મળ્યો. પ્રત્યુત્તર આપવામાં ઘણો વિલંબ થયો છે પણ તમારા બંને પત્રો અને મારો જવાબ તો ઘણા મિત્રોએ વાંચ્યા છે. તમારો પહેલો પત્ર અને મારો જવાબ એ બંને 'પાટીદાર' માસિકના આવતા અંકમાં પ્રસિદ્ધ થશે જ. તે પહેલાં 'પાટીદાર' માસિકના અંકો તમને જોવાના મળશે. કારણ કે તંત્રીજી તમને મોકલી આપવાનું કહેતા હતા. એ અંકો વાંચશો એટલે તમને સમજાશે કે એ માસિક, સ્ત્રીઓના હક્કની હિમાયત કરતું, યુવકોને બોધ આપવા માટે ચલાવાય છે. એ માસિકમાં તમારો

તથા મારો પત્ર છપાશે. અને તમે છાપવા પરવાનગી આપી તે બદલ તમારો આભાર માનું છું.

આ બીજા પત્રના જવાબમાં મારે તમને શું લખવું તે મને કંઈ જડતું નથી. મારી ને તમારી દૃષ્ટિમાં જ કંઈક ફેર છે, એમ સમજાય છે. અમારા . . . ને શું પૂછવું તે પણ પત્ર ઉપરથી સમજ્યો નથી. હું તો માનું છું કે સ્ત્રીઓ અને પુરુષો બંને કર્તવ્યની દૃષ્ટિએ અધૂરાં છે. પુરુષોએ સ્ત્રીઓને અજ્ઞાન રાખી તેનાં દુઃખ પુરુષોએ જ ભોગવવાં એમ થયું છે. અને તે બરોબર છે. તે દુઃખ ઓછાં થાય માટે જ જ્ઞાનની જરૂર છે. સ્ત્રીઓને ચરોતરના પાટીદાર-સંસારમાં દુઃખ હશે તેમાં પણ પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગનો હાથ વિશેષ છે. અને તે અજ્ઞાનતાના કારણે જ છે. તે અજ્ઞાન દૂર કરવું એ જ અમારો આશય છે અને તે માટેના બધા પ્રયત્નો છે. તમારા જેવાની સહાય અમને તેમાં વિશેષ ઉપકારક થઈ પડશે. પુરુષો અને સ્ત્રીઓ બંનેને સુધરવાનું છે. જુલમ કરે તેવા પુરુષોનો પક્ષ અમે ખેંચતા નથી. તેની સામે તો અમે બંડ ઉઠાવવા પણ તૈયાર છીએ. પરંતુ સ્ત્રીઓએ સ્ત્રીઓનાં ધર્મ અને કર્તવ્ય સમજવાં જોઈએ. ફક્ત ઘરનું કામકાજ કરવું એટલામાં જ સ્ત્રીઓનો ધર્મ આવી રહેતો નથી. છોકરાંને ઉછેરવામાં એટલે ખવરાવવા પિવરાવવામાં જ માતાનું કર્તવ્ય પૂરું થતું નથી. સ્ત્રીનો ને માતાનો ધર્મ સમજવો, — વ્યક્તિ તરીકે, કુટુંબ તરીકે, જ્ઞાતિ તરીકે, દેશની એક વ્યક્તિ તરીકે, — એ જવાબદારી નાનીસૂની નથી. પાટીદાર જ્ઞાતિની સ્ત્રીઓ વિદ્વાન અને સંસ્કારી પુરુષોની ધર્મપત્નીઓ થવા માટે હજી તો યુગો વીતવાના છે. આજે પુરુષો ડાહ્યા બની સ્ત્રીઓને નિભાવી લે છે. પણ જેમ કેળવણી વધશે તેમ સ્ત્રીઓને તૈયાર કરવામાં નહિ આવે તો પાટીદારનાં ગૃહો સુખી નહિ નીવડે. પરિણામે પુરુષો અને સ્ત્રીઓ બંનેને દુઃખ ભોગવવું પડશે. તેવી સ્થિતિ ન આવે માટે સ્ત્રીઓને કેળવણી આપી, સંસ્કાર આપી, જ્ઞાન અને કર્તવ્યની દિશામાં તૈયાર કરવા માટે ઘણા ભાઈઓ પ્રયત્ન કરવા માગે છે. એક ભાઈએ આ કાર્ય માટે અમારા હાથમાં રૂપિયા વીશ હજાર મૂકયા છે. તેની યોજના અમે તૈયાર કરી છે. થોડા દિવસમાં તે પ્રસિદ્ધ થશે. બધા ભણેલા

પુરુષો ૯૯ ટકા જેટલા અપવિત્ર અને ઉદ્ધત છે, અને તમે સ્ત્રીઓ સુધરેલ છો, જન્મી ત્યારથી વગર વિદ્યાએ વગર ભણ્યે સુધરેલ છો, તમારા મહાન ધર્મ પાળો છે,—એ બધું હું ન સ્વીકારી શકું. હા, કબૂલ કરું છું કે તમે અજ્ઞાનના કારણે ઘણા જુલમ સહ્યા છે, અનેક પ્રકારનાં દુઃખ વેઠી સંસાર ચલાવી રહ્યાં છો. પતિની ચાકરી પરમેશ્વર તુલ્ય કરી છે. પણ આ બધું રૂઢિને કારણે, અજ્ઞાનના કારણે થયું છે. પણ કર્તવ્યબુદ્ધિથી, સમજશક્તિથી તે નથી થયું. અને તે ઉપરાંત અનેક કર્તવ્યો અને ફરજો બીજી જે ઊંચા પ્રકારની છે તે પુરુષને જ ઉપાડી લેવી પડી છે. હું આ દોષરૂપે ગણવા નથી માગતો, પણ વસ્તુસ્થિતિ શી છે, તેનો તમને ખ્યાલ આવે તેટલા માટે લખું છું. 'સ્ત્રીબોધ'નો વા મારો પ્રયત્ન પુરુષોને ઊંચે ચડાવવાનો વા સ્ત્રીઓને નીચે ઉતારવાનો નથી. દોષો બધાના હોય છે. આપણે સર્વેએ પોતપોતાના દોષો સુધારવાના છે અને કર્તવ્ય ને ધર્મની દૃષ્ટિએ આગળ વધવાનું છે. સ્ત્રીઓ અને પુરુષોએ એકબીજાના સામસામી દોષો કાઢવા કરતાં, પોતપોતાના જ દોષો જોવા એ જ શ્રેયસ્કર છે. હું ઇચ્છું છું કે મારા બે પત્રોથી તમને એટલું તો ચોક્કસ સમજાશે કે સ્ત્રીવર્ગની સેવા કરવા અર્થે જ કંઈક કંઈક હું પ્રયત્ન કરી રહ્યો છું. સ્ત્રીઓની સેવા કરવી એ સહેલું નથી. સાચી સેવા તો સ્ત્રીઓ જ કરી શકે. પુરુષોના પ્રયત્નો તો મિથ્યા જ જવાના. માટે મારી છેવટની વિજ્ઞપ્તિ કે આ પત્રો બંને તમારા પોતાના જ લખેલા કે લખાવેલા હોય, એ વિચારો તમારા પોતાના જ હોય, એ વિચારો પૂરેપૂરી રીતે તમે સ્વીકારતાં હો, તો જરૂર જ સ્ત્રીઓની સેવા કરવા માટે હવે તમે બહાર પડો. તમને મદદ કરવાને અનેક પુરુષો અને સ્ત્રીઓ તૈયાર છે. મારા ઉપર બે કાગળો લખવાથી કામ નહિ થાય. તમારો પત્ર બહાર પડશે એટલે તમારા ઉપર કાગળોનો વરસાદ વરસશે, એમ હું સમજું છું. આ વિચારો તમારા હશે તો તો તમને આનંદ થશે. પરંતુ પડદા પાછળ રહી કોઈ પુરુષનો તેમાં હાથ હશે તો તમને ને તેને કોઈને તેમાં માન નથી, કદાચ પ્રતિષ્ઠાભંગ પણ થાય.

લિ. તમારો

**મોતીભાઈ ન. અમીન**

## ૧૫

# સ્ત્રીકેળવણીના પ્રયત્નો અને તે વિષે વિચારો

(૧૯૨૨ થી ૧૯૩૪)

ગયાં બે પ્રકરણુમાં વર્ણવેલા બનાવો અને વિચારોમાં દેખાતી સમાજની ક્રૂર જડતાનો મોતીભાઈને સારો પરિચય હતો. એટલે તેમની પ્રબળ ઇચ્છા હોવા છતાં સ્ત્રીકેળવણીના પ્રયત્નો કરવાની તેમની હિંમત ચાલતી નહોતી. સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રયત્નો કરવાનાં સ્વપ્નાં એમણે છેક નાનપણથી સેવ્યાં હતાં. તે માટે પોતાની પત્ની, માતા અને પુત્રીથી શરૂઆત કરી મિત્રો અને વિદ્યાર્થીઓ દ્વારા કંઈક કંઈક પ્રયત્નો કર્યા હતા. 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સ્થપાઈ ત્યારે કન્યાકેળવણીને ઉત્તેજન આપવા શિષ્યવૃત્તિઓ, લોનો અને ઇનામોની યોજનાઓ કરી હતી. ગોયરોને દિવસે ગંદી રમતો અને ગીતોના કુછંદમાંથી કન્યાઓ બચે તે માટે પણ યોજનાઓ કરી હતી. તેથી આગળ વધીને 'જ્ઞાન પ્રચાર' માસિકમાં સ્ત્રીવિભાગ ખોલી સ્ત્રીઓને ઉપયોગી લેખો અને કાવ્યો પત્રિકારૂપે મફત વહેંચવાની યોજના કરી હતી. એ યોજનાને વિસ્તારી ૧૯૨૨ માં 'સ્ત્રીબોધ' માસિક ઓછા લવાજમે આપવાની યોજના કરી હતી. લગ્નપ્રસંગે શિષ્ટ ગીતો ગવાય તે માટે અલ્પ મૂલ્યે મળી શકે તેવો 'ગીતસંગ્રહ' પ્રગટ કર્યો હતો. એ યોજનાઓ સાથે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ને કન્યાકેળવણીના પ્રચાર માટે ન્યાસો મળે તે માટે ખાસ પ્રયત્ન કરવામાં આવતા હતા અને એ પ્રયત્નો સાથે બીજા પ્રયત્નો પણ ચાલુ હતા.

એ પ્રયત્નોથી સ્ત્રીઓમાં વાચનનો કંઈક પ્રચાર થતો. પણ એથી વધુ અસર થતી નહિ — જોકે કેળવણી પામેલા યુવકો પોતાનાં કુટુંબોમાં કન્યાકેળવણી માટે છૂટક છૂટક પ્રયત્નો તો કરવા લાગ્યા હતા અને કન્યાશાળાઓમાં કન્યાઓ ભણવા પણ જતી હતી. પણ એની અસર સમાજજીવન ઉપર નહિ જેવી હતી.

મોતીભાઈને આ સ્થિતિ સાલતી હતી પણ ઉપાય જડતો નહોતો. ઘણા ઉત્સાહી યુવકો તેમને સ્ત્રીકેળવણીની એક સંસ્થા કાઢવા આગ્રહ કરતા, પણ એવી સંસ્થા ચલાવનાર કાર્યકર્તાઓને અભાવે એ જવાબદારી ઉપાડવાનું સાહસ ખેડવા મોતીભાઈ તૈયાર નહોતા. તે તો કહેતા, 'પહેલાં કામ કરનાર લાવો.' અને કામ કરનાર મળી જતાં તેમણે વસોમાં 'મહિલા પુસ્તકાલય'ને અંગે સ્ત્રીઓની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી, અને બીજે સ્થળે એવી પ્રવૃત્તિઓ શરૂ કરનારને તે ઉત્તેજન પણ આપતા હતા. તે માટે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'માં સંખ્યાબંધ ન્યાસો મેળવ્યાં હતાં, પણ સંસ્થા કાઢવાની તેમની હિંમત ચાલતી નહોતી.

એવામાં ચરોતરના વતની અને હિંદની વડી ધારાસભાના પહેલા હિંદી પ્રમુખ દેશવીર વિઠ્ઠલભાઈ પટેલનું અવસાન થયું (તા. ૨૦–૧૦–'૩૩). તેમના સ્મારક તરીકે કન્યાકેળવણીની એક સંસ્થા કાઢવાનો ઘણાએ વિચાર કર્યો. એને માટે વાતાવરણ તૈયાર હતું. સ્વ. નામદાર વિઠ્ઠલભાઈ સોસાયટીના પ્રમુખ હતા, અને સોસાયટીએ સ્ત્રીકેળવણી માટે પોતાની શક્તિ પ્રમાણે ઘણા પ્રયત્નો કર્યા હતા. એટલે એ વિચાર મોતીભાઈએ વધાવી લીધો અને સ્વ. વિઠ્ઠલભાઈના સ્મારક તરીકે કન્યાકેળવણીની સંસ્થા નીકળે તો તેનો વહીવટ સોસાયટી સ્વીકારે એવો મત દર્શાવ્યો. એ મતને દેશપરદેશમાંથી ઘણાએ ટેકો આપ્યો.

પણ વિઠ્ઠલભાઈનું સ્મારક કરવાના પ્રયત્નો કરનાર તથા કન્યા-કેળવણીના ખાસ હિમાયતીઓએ સોસાયટીને એનો વહીવટ સોંપવાને બદલે સ્વતંત્ર સંસ્થા કાઢવાનું ઉચિત માન્યું, તે માટે તીવ્ર આગ્રહ દાખવ્યો; અને મોતીભાઈએ ઘણી દલીલો કરી છતાં તેમનું કંઈ વળ્યું નહિ, એટલે આખરે તેમણે પોતાના પ્રયત્નો છોડી દીધા અને એ સંસ્થા નડિયાદમાં સ્થપાઈ.

આમ કન્યાકેળવણીની સંસ્થા કાઢવાનો અવસર મોતીભાઈને મળી શક્યો નહિ, પણ કન્યાઓ સંસ્કારી કેમ કરીને થાય અને કન્યાકેળવણીનો પ્રચાર કેમ થઈ શકે તે માટે તેમણે એ વિષયનો અભ્યાસ તો કર્યો હતો જ. એને પરિણામે, વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી આ બાબત પુછાયેલા પ્રશ્નોના ઉત્તરોમાં તેમણે સંગીન

અને વ્યવહારુ વિચારો દર્શાવેલા. તેમાંના કેટલાક વિચારો મનનીય અને ઉપયોગી હોઈ અત્રે આપીશું :

## પ્રાથમિક કેળવણી

૧. શાળાઓમાં ભણતી કન્યાઓની સંખ્યામાં વધારો કરવા માટે કન્યાશાળાઓ આકર્ષક બનાવવી જોઈએ. એટલે કે, કન્યાશાળાના શિક્ષણના કામથી અને શિક્ષકોના કન્યાઓ તરફના વર્તનથી કન્યાઓને અને કન્યાઓના માબાપને પૂરતો સંતોષ મળવો જોઈએ.

હાજરી નિયમિત કરવા માટે, જે કન્યાઓ શાળામાં કામ ચાલ્યું હોય તેટલા બધા જ દિવસોમાં પૂરેપૂરી હાજરી આપે તેમને દરેકને માસિક કંઈક કંઈક ઇનામ મળે તેવી વ્યવસ્થા થવી જોઈએ. આ યોજના વસો, ધર્મજ, સોજિત્રા વગેરે ગામોમાં અજમાવાય છે અને તેનું સુંદર પરિણામ આવે છે.

૨. પ્રાથમિક શિક્ષણ વધારે સંગીન અને ઉપયોગી બને તે માટે નીચેના ઉપાયો અજમાવવા જોઈએ :

ક. શાળામાં વર્ગ દીઠ એક શિક્ષક આપવો જોઈએ.

ખ. શિક્ષકો વિશેષ યોગ્યતાવાળા હોવા જોઈએ.

ગ. સારા કામના બદલા તરીકે પાંચ દશ રૂપિયા વધારે આપીને કન્યાશાળા માટે શિક્ષકોની પસંદગી થવી જોઈએ.

ઘ. કન્યાશાળાનાં મકાન સારી વસ્તીવાળા ભાગમાં વધારે ભાડું આપીને પણ રાખવાં જોઈએ.

૩. શિક્ષિકાઓ ઊંચા ચારિત્રવાળી મળી શકે તે માટે સારા કુટુંબની સ્ત્રીઓએ પગાર લઈને વા પગાર લીધા સિવાય સેવાભાવે કન્યાશાળામાં શિક્ષણનું કામ સ્વીકારવું જોઈએ અને શિક્ષિકાઓના પગાર વધારે સારા થવા જોઈએ.

૪. અક્ષરજ્ઞાન વધે તે માટે, જે સ્થળે ઓછામાં ઓછી પાંચ મોટી ઉંમરની સ્ત્રીઓ ભણનાર મળે ત્યાં વર્ગો ઉઘાડવા તજવીજ કરવી જોઈએ અને અક્ષરજ્ઞાન એકલું નીરસ ન બને તે માટે સીવણ–ભરત વગેરે શીખવવાની યોજના હોવી જોઈએ.

૫. લોકો માગણી કરે ત્યાં અથવા લોકોને સમજાવી શકાય ત્યાં કન્યાકેળવણીના કામ માટે ગ્રામ-સમિતિ હોય તો લાભકારક થાય.

કન્યાઓની હાજરી વધે, અભ્યાસ ખાતે જોઈતાં સાધનો પૂરાં પડે, અને શિક્ષિકાઓને કામ કરવામાં પડતી મુશ્કેલીઓને દૂર કરવામાં મદદ કરે — એ પ્રકારનાં કામ સમિતિને સોંપી શકાય.

૬. જ્યાં જ્યાં હાઈસ્કૂલો છે ત્યાં ત્યાં કન્યાકેળવણી — ખાસ કરીને ઉજળિયાત કોમો માટે — ઓછામાં ઓછી ઉંમર ૧૪ વર્ષ અથવા ૬ ધોરણ સુધીની ફરજિયાત હોવી જોઈએ. ફરજિયાતમાંથી કોઈ કોમને બાતલ કરવાની બિલકુલ જરૂર નથી. ફક્ત મજૂરિયાત વર્ગની મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ અભ્યાસના કલાક વા વખતમાં ફેરફાર કરવો.

૭. કસબાઓ અને ગામડાંઓના અભ્યાસક્રમમાં ફેરફાર રાખવાની જરૂર નથી. શક્તિ અને સંયોગો જોઈને જ પરીક્ષા લેવાય છે અને પરીક્ષકનો તેટલો વિવેક તે માટે પૂરતો છે.

૮. વ્યાવહારિક જ્ઞાન માબાપ કન્યાઓને ઘેર આપે એ જ બરોબર છે. કન્યાશાળાઓમાં એ વિષયો દાખલ કરવા જતાં, ઘેર ન આપી શકાય એવા વિષયોના જ્ઞાનમાં ઘણી ઊણપ રહેશે.

૯. શિક્ષિકાઓની સંખ્યા વધારવા જિલ્લાઓ એકલામાં જ નહિ પણ તાલુકાનાં શહેરોમાં પણ શિક્ષિકા-શિક્ષણવર્ગો ઉઘાડવા જોઈએ. અમરેલી અને પેટલાદના વર્ગોએ આ દિશામાં સારું કામ કરી બતાવ્યું છે. પેટલાદ કિન્ડરગાર્ટન વર્ગ માટે ટ્રેનિંગ કોલેજના પ્રથમ વર્ષની પરીક્ષા પસાર કરનાર ગામની જ વતની શિક્ષિકાઓ માસિક રૂ. ૧૦)થી મેળવી શકાય છે, તે આ વર્ગના કારણે જ. બિલિમોરા, ગણદેવી અને નવસારીમાં તેવાં કારણે, ભરત-સીવણના કામ માટે પારસી બાઈઓ થોડા પગારે મળી શકે છે. શિક્ષણવર્ગો વધે એટલે શિક્ષિકાઓ વધે એ સ્વાભાવિક છે.

૧૦. નવીન ઢબનાં વ્યાખ્યાન કરતાં કથાઓ વધારે ફળદાયી નીવડશે. મેજિક લૅન્ટર્ન ઉપરાંત સ્ટિરિયોસ્કોપ થોડા ખર્ચે, થોડી મહેનતે અને દિવસના વખતમાં વિશેષ જ્ઞાન અને આનંદ આપશે. વિજ્ઞાનના પ્રત્યક્ષ સાદા પ્રયોગો સ્ત્રીઓને જ્ઞાન અને ગમ્મત આપશે. બુધ, શનિ અને રવિ એ ત્રણ દિવસોમાં શિક્ષકોને મહેનતાણું આપીને કામ લેવામાં આવે તો આ વર્ગો મોટી સંખ્યામાં નીકળે અને સફળ પણ બને. કન્યાકેળવણીના પ્રચાર માટે લોકમત જાગ્રત કરવા શાળાઓ

અને પાઠશાળાઓમાં અભ્યાસ કરતા યુવકોને આ વિષય માટે તૈયાર કરવા. અને પોતાની બહેનો, પત્નીઓ અને દીકરીઓ અજ્ઞાન રહેવાથી કેવાં અનિષ્ટ પરિણામો આવ્યાં છે અને આવશે તેનું તેમને ભાન કરાવી, તેમની સહાનુભૂતિ મેળવવા પ્રયત્ન કરવો. અને રજાઓના દિવસમાં તેઓ પોતપોતાના કુટુંબમાં અને જ્ઞાતિમાં, શેરીમાં અને ગામમાં આ પ્રવૃત્તિ માટે પ્રયત્ન કરે તેવી યોજના કરવી. પગારદાર વ્યાખ્યાનકર્તા કરતાં આ કૉલેજના યુવકોને પાણી ચડાવવાથી ઘણું કામ થઈ શકશે.

### માધ્યમિક તેમ જ ઊંચું શિક્ષણ

૧. કન્યાઓના તેમ જ છોકરાઓના માધ્યમિક શિક્ષણમાં ભેદ રાખવો એ જરૂરનો છે. ભેદ પહેલા ધોરણથી જ રાખવો. ગણિતના અઘરા દાખલા કમી કરવા અને રીતો વધારવી. ઇતિહાસ ભૂગોળનાં પાઠ્ય પુસ્તકો જુદાં જ હોવાં જોઈએ. વિજ્ઞાનના વિષયો વ્યાવહારિક ઘરકામમાં જરૂર પડે તેવા જ દાખલ કરવા જોઈએ. કવિતામાં કોઈ આખું આખ્યાન લેવું જોઈએ અને રાગ ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ. વ્યાકરણ સિવાયનું સંસ્કૃત પહેલા ધોરણથી દાખલ કરવું જોઈએ, અને અંગ્રેજી Direct વા Conversation Methodથી શરૂ કરવું જોઈએ. ટૂંકામાં, સામાન્ય રીતે ઉપયોગી વિષયોનું ઘણું જ્ઞાન ૧૪ વર્ષની ઉમ્મરે પૂરું મળી જવું જોઈએ અને વાંચવાનો અને વાંચીને જ્ઞાન મેળવવાનો શોખ દરેક કન્યાને લાગે તે માટે, પ્રાથમિક તૈયારી શાળામાં થઈ જવી જોઈએ. સામાન્ય રીતે ૧૪ કે ૧૬ વર્ષની ઉમ્મરે કન્યાઓને ભણવાનું પૂરું થઈ જવું જોઈએ. એ લક્ષમાં રાખી ઉપરની સૂચનાઓ કરી છે. કૉલેજમાં અભ્યાસ કરવા ઇચ્છનારને પણ આ અભ્યાસક્રમ રાખવાથી મુસ્કેલી આવશે નહિ.

૨. વનિતા વિશ્રામો કે મહિલા વિદ્યાલયોમાં અભ્યાસક્રમની યોજનાઓ ઘણે ભાગે હાઈસ્કૂલ અને કૉલેજો માટે તૈયાર કરનાર છોકરાઓના અભ્યાસક્રમને મળતી જ છે. એટલે સામાન્ય રીતે ૧૪-૧૫ વર્ષની ઉમ્મરે લગ્ન થતા પહેલાં તે અભ્યાસક્રમ પૂરો થઈ શકે નહિ.

૩. માધ્યમિક શિક્ષણમાં સંસ્કૃત અને અંગ્રેજી શિક્ષણ બંને જોઈએ. સંસ્કૃત માર્ગોપદેશિકા દ્વારા નહિ, પરંતુ संस्कृतभाषा का

**સ્વયંશિક્ષક** જેવા પુસ્તકથી શરૂ કરવું જોઈએ. જેથી સંસ્કૃતમાં રામાયણ કે મહાભારત જેવું પુસ્તક ૧૫ કે ૧૬ વર્ષની કન્યાઓ સ્વતંત્ર રીતે વાંચી અને સમજી શકે. અંગ્રેજીના વિષયમાં પણ લખવા કરતાં વાંચીને સમજવાની શક્તિ વિશેષ આવે તે પ્રકારે શિક્ષણ આપવું જોઈએ. ટૂંકામાં, સંસ્કૃત અને અંગ્રેજીમાં બાળાઓને પોતાના વિચાર દર્શાવતાં ભલે ન આવડે, પરંતુ તે ભાષાઓમાં બીજાઓ લખે વા બોલે તે તેઓ વાંચે વા સમજે તેટલી તૈયારી થવી જોઈએ.

૪. ગુજરાતી ૬ ધોરણની કન્યાશાળાઓની સંખ્યા ઘણી જ ઓછી છે. તેમાં પ્રથમ વધારો કરવો અને પછી તેમાં ત્રણ ચાર વર્ષનો અભ્યાસક્રમ ઉમેરવો અને આ પ્રકારે ૧૪-૧૫ વર્ષની ઉંમરે શિક્ષણ પૂરું થઈ જાય તેવી યોજના કરવી. જ્યાં છોકરાઓ માટે હાઈસ્કૂલ હોય ત્યાં દસ ધોરણની કન્યાશાળા હોવી જ જોઈએ. અને ભવિષ્યમાં સરકારી કેળવણીની નીતિ એવી હોવી જોઈએ કે પ્રથમ ૧૦ ધોરણની કન્યાશાળા હોય તેવે જ સ્થળે હાઈસ્કૂલ કાઢવી. સરકાર મદદ આપે તો લોકલ બોર્ડ વા પ્રાંતપંચાયતો મદદ જરૂર આપે. અને સરકાર અને લોકલ બોર્ડ બંને ગામની મદદ ઉપર જ મદદ આપવાનું ધોરણ રાખે તો ધીમે ધીમે આ દિશામાં સારી પ્રગતિ થશે.

૫. થોડા ખર્ચે સારી દેખરેખ નીચે કન્યાઓનાં બોર્ડિંગ હાઉસ સ્થપાય તો લાભ લેનારની સંખ્યા જરૂર નીકળે. સરકાર છોકરાઓનાં બોર્ડિંગ હાઉસને જેટલી મદદ આપે છે તેથી દસ ગણી મદદ કન્યાઓનાં બોર્ડિંગ હાઉસને આપે તો પાછલાં વર્ષોના દોષોનું કંઈક નિવારણ થાય.

૬. થોડી સંખ્યા હોવાના કારણે શરૂઆતમાં સ્ત્રીઓની સ્વતંત્ર કૉલેજ જરૂર વિશેષ ખર્ચાળ પડે. પણ શરૂઆત તો હંમેશાં થોડી સંખ્યાથી જ થઈ શકે છે. છતાં ખરી રીતે સ્ત્રીકેળવણીની શરૂઆત પ્રાથમિક અને માધ્યમિક શાળાઓથી થાય છે. તે સંખ્યામાં વધારો થાય એટલે સ્ત્રીઓની સ્વતંત્ર કૉલેજની જરૂરિયાત આપોઆપ ઊભી થશે. માટે હાલ તરત કૉલેજોની સંખ્યા વધારવા કરતાં નીચેથી શરૂઆત કરવી અને છોકરાઓ માટેની કૉલેજોનો સ્ત્રીઓ માટે બને તેટલો વધારે ઉપયોગ કરી લઈ થોડાક વધારે નવીન વિષયો સ્વતંત્ર

રીતે શીખવવાના રાખવા. સ્ત્રીઓની બોર્ડિંગ જુદી રાખવાથી છોકરાઓની કૉલેજનો લાભ પૂરેપૂરો લઈ શકાય છે. ફર્ગ્યુસન કૉલેજ આ વિષયમાં સુંદર દૃષ્ટાન્ત પૂરું પાડે છે. માધ્યમિક કેળવણી વધતાં સ્વતંત્ર કૉલેજ સ્થપાશે જ, અને સાથે સાથે છોકરાઓની સાથે ભણવાની ઇચ્છા રાખનાર બહેનો માટે હાલનો માગ પણ ખુલ્લો રહેશે.

૭. માધ્યમિક કેળવણીની સંસ્થાઓ વધ્યા પહેલાં ગુજરાત માટે સ્ત્રીઓની યુનિવર્સિટીનો પ્રશ્ન વિચારવાનો રહેતો નથી. દસ વર્ષ પ્રાથમિક અને માધ્યમિક કેળવણી માટે પુષ્કળ પ્રયત્ન થાય અને એ પ્રયત્નનું બહુ સારું પરિણામ આવે તે પછી સ્વતંત્ર કૉલેજના અને સ્વતંત્ર યુનિવર્સિટીના પ્રશ્નો આપોઆપ વિચારવાના થશે.

૮. કન્યાકેળવણીનું કાર્ય સુંદર રીતે થઈ શકે તે માટે નીચે જણાવેલા પ્રશ્નો વિચારવા જેવા છે:

(૧) રાજ્યનું કેળવણીનું બજેટ શાળાઓ વા કન્યાઓની સંખ્યાના ધોરણે નહિ થવું જોઈએ. પરંતુ કન્યાકેળવણીની મહત્તા લક્ષમાં લઈ ૭૫ વર્ષમાં આ વિષયમાં જે શિથિલતા બતાવવામાં આવી છે તેનો બદલો વાળવા કન્યાકેળવણી ખાતે થતું ખર્ચ એકદમ બેવડું કરી નાખવું જોઈએ.

(૨) વડોદરા રાજ્યમાં છોકરા અને છોકરીઓ માટે બાળલગ્નના કાયદાની હદ ૧૬ અને ૧૨ની છે તે વધીને ૧૮ અને ૧૪ની થવી જોઈએ, અને લગ્નમાં ભાગ લેનાર દરેક વ્યક્તિ દંડને પાત્ર ગણવી જોઈએ. નિયમ વિરુદ્ધ પરણેલો છોકરો સરકારની નોકરી, મુખીપણું, ગ્રામપંચાયત, પ્રાંતપંચાયત વગેરેમાં ચૂંટાવાની લાયકી, વગેરે સરકારની મહેરબાનીમાંથી બાતલ થવો જોઈએ. પરણનારની ફી શાળામાં બેવડી હોવી જોઈએ.

(૩) જ્યાં જ્યાં હાઈસ્કૂલો છે ત્યાં ત્યાં શાળાના ૬ઠ્ઠા ધોરણ સુધીનું શિક્ષણ ઉજળિયાત કોમ માટે ફરજિયાત હોવું જોઈએ અને કન્યાઓની હાજરીના અભાવે છઠ્ઠા ધોરણના વર્ગ ન ચાલી શકે તો તે સ્થળેથી હાઈસ્કૂલનાં ઉપરનાં બે

ધોરણો — છઠ્ઠું અને સાતમું — લઈ લેવાની તાકીદ આપવી જોઈએ.

(૪) પોતપોતાને ઘેર રહીને ભાઈ, બાપ, કે પતિની મદદથી દરરોજ દોઢ કલાક અથવા અઠવાડિયાના ૭ કલાક અભ્યાસ કરનાર બહેનોને માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ ગોઠવવો જોઈએ અને તે માટે દર માસે પ્રશ્નપત્રો નીકળી પરીક્ષા લેવાની યોજના થવી જોઈએ, જેથી પોતપોતાને ઘેર રહી શાળા છોડ્યા પછી પણ જ્ઞાનમાં આગળ વધવું હોય તો વધવાને તેમને અનુકૂળતા મળી શકે; અને આ યોજનાનો લાભ મોટા પ્રમાણમાં લેવાય તે માટે કૉલેજના વિદ્યાર્થીઓનો સહકાર સાધવો જોઈએ.

(૫) સારા કુટુંબની કેળવાયેલી સંસ્કારી બહેનોએ વર્ષમાં આ કામ માટે અનુકૂળતા પ્રમાણે પાંચ પાંચ દિવસ ગુજરાતનાં ગામોમાં ફરવું જોઈએ અને તેમણે વાતચીત દ્વારા કન્યા-કેળવણી, સ્ત્રીકેળવણીની જરૂરિયાત અને દિશા સમજાવવી જોઈએ.

(૬) લોકો સ્ત્રીકેળવણીના કામ માટે અમુક રકમ એકઠી કરે તો તેટલી જ બીજી રકમ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરનાર મંડળ તરફથી ઉત્તેજન તરીકે મળે તે માટે એક મોટું ફંડ કરવું જોઈએ, જેથી કરીને સ્ત્રીઓ માટે જ્ઞાનપ્રચારની યોજનાઓ નાનાં નાનાં ગામડાંઓમાં પણ સહેલાઈથી યોજી શકાય.

મોતીભાઈ ન. અમીન

## ૧૬

# નિવૃત્તિ પહેલાંની પ્રવૃત્તિ

( ૧૯૩૪-૩૫ )

'ગામેગામ પુસ્તકાલય' એ ધૂનથી મોતીભાઈએ બે વર્ષ કામ કર્યું. તે દરમ્યાન નિવૃત્તિનો દિવસ ક્યારે આવે તેની ઝંખના ચાલુ હતી. સામાન્ય રીતે એ ઝંખનામાં 'નોકરી', અને તેને અંગેનાં કામોનાં અનેક બંધનોમાંથી મુક્તિ મેળવવાની વૃત્તિ હોય છે. પણ મોતીભાઈની ઝંખના એથી ઊલટા પ્રકારની હતી. સરકારી નોકરીનાં બંધનોમાં રહીને તેમણે રાજાપ્રજાની અનુપમ સેવા બજાવી હતી. એ જ સેવા વધુ પ્રમાણમાં બજાવી શકાય તે માટે તે એ બંધનોમાંથી મુક્તિ મેળવવા આતુર હતા અને તેથી નિવૃત્તિની ઝંખના સાથે પોતાને મનગમતી સેવા કરી નાંખવાની ઝંખના વધતી જતી હતી. એક બાજુ સરકારી હોદ્દાની રૂએ થાય તેટલી લોકસેવા કરી લેવાનો લોભ લાગ્યો હતો અને બીજી બાજુ નોકરીમાંથી નિવૃત્તિ લેવાને પ્રસંગે જીવનના વ્યવહારોમાંથી પણ નિવૃત્તિ લઈ સેવાધર્મને સર્વાર્પણ કરવાની વૃત્તિ તીવ્ર થતી જતી હતી. અને એ વૃત્તિએ મોતીભાઈને કર્તવ્યઘેલા બનાવી મૂક્યા હતા.

આમ નિવૃત્તિને પ્રસંગે પ્રવૃત્તિઓ સંકેલી લેવાને બદલે તેમણે તે ચોતરફ વધારી મૂકી. 'ગામેગામ પુસ્તકાલય'ની ધૂનને 'શાળા ત્યાં પુસ્તકાલય'ના સિદ્ધાન્તમાં ફેરવી, તેના અમલ માટે શિક્ષકોને પાણી ચડાવ્યું. મહિલા પુસ્તકાલયોની માફક જ બાલ પુસ્તકાલયો સ્થાપવાની હિલચાલ ઉપાડી. તે માટે નિયમ-દુરસ્તીનો પ્રસ્તાવ ધારાસભામાં મુકાયો. સરકારે તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવવાનું વચન આપતાં તે પ્રસ્તાવ પડતો મુકાયો. પાછળથી બાલ પુસ્તકાલયોને બદલે શાળામાં ઇતર વાચનનાં સાધનો પૂરાં પાડવાની યોજના થઈ. શાળામાં ભણેલું ભૂલી જઈ લોકો

પ્રાથમિક શિક્ષણ નિષ્ફળ ન કરે તે માટે શાળામાંથી ઊઠી ગયેલાં બાળકોનું વાચન ચાલુ રાખવાની યોજનાઓ થઈ, શિક્ષકોને માથે પુસ્તકાલય ચલાવવાની ફરજો નંખાઈ – એમ મોતીભાઈને રુચે તે રીતે નહિ, પણ સરકારને માફક આવે તે રીતે પુસ્તકાલય પ્રવૃત્તિના વિસ્તાર અને સંગઠનનું કામ આગળ ચાલ્યું.

તે સાથે, પોતાની નિવૃત્તિ પછી આ કામ શિથિલ થવાને બદલે સંગીન રીતે આગળ વધે તે માટે, પુસ્તકાલય ખાતાનાં ધારા-ધોરણોને લગતા પ્રશ્નો બાબત ઝીણામાં ઝીણી વિગતો ઉપર લેખો લખી ખાતાના વહીવટની ચોખવટ કરી અને તેની ત્રૂટીઓ પણ બતાવી. ગ્રંથપાલોને શિક્ષણ આપવાના વર્ગો ભર્યા. પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ આપ્યું અને એ પ્રકારની શિક્ષણપદ્ધતિની યોજના અમલમાં મૂકી. પુસ્તકાલયશાસ્ત્રના સાહિત્યનું પ્રકાશન આગળ ધપાવ્યું અને છેવટે ગ્રંથપાલોને માટે પ્રોવિડન્ટ ફંડની યોજના પણ તૈયાર કરી. એમ મકાન, બંધારણ, કાયમફંડ, ગ્રંથપાલ, તેની લાયકાત અને તેની નોકરીની સધ્ધરતાની યોજનાઓ દ્વારા પુસ્તકાલય ખાતાને સધ્ધર બનાવવા પેરવી કરી.

*

રાજ્યની નોકરી કરતાં કરતાં અનેક ગામોમાં લોકહિતની સંસ્થાઓ ખોલવામાં, તેના વહીવટ સુધારવામાં અને ગામલોકને પ્રેરણા આપવામાં ભાગ ભજવ્યો હતો. ઘણા લેખકો, પ્રકાશકો, અને જાહેર સંસ્થાઓના કાર્યકર્તાઓ સાથે નિકટનો સંબંધ બાંધ્યો હતો. 'રામ નામે પથ્થર તરે' તેમ મોતીભાઈના નામથી, તેમના શબ્દ કે પત્રથી, લોકહિતનાં અનેક કામો થઈ શકતાં હતાં, અને રાજાપ્રજા બંનેના તે વિશ્વાસપાત્ર ઠર્યા હતા. જાહેર પ્રવૃત્તિઓ જમાવવામાં અને તેનો વહીવટ કરવામાં જ જીવનભર મંડ્યા રહેવાને કારણે તેમની કાર્યદક્ષતા એટલી સૂક્ષ્મ અને અસરકારક થઈ હતી કે, કોઈ પણ લોકહિતની યોજના સફળ થશે કે કેમ તે બાબતમાં મોતીભાઈનો અભિપ્રાય પ્રમાણભૂત મનાતો. લાખો રૂપિયાની યોજનાઓમાં તેમની સલાહ લેવાતી અને કોઈ કોઈ તો રૂપિયા તેમના હાથમાં મૂકી નિશ્ચિંત થવા ઇચ્છા દર્શાવતા.

પણ મોતીભાઈએ પોતાને માટે કાર્યની દિશા નક્કી કરી રાખી હતી. તે પ્રમાણે જ કામ કરી છૂટવા તે ઇંતેજાર હતા. અનુભવે સમજાયું હતું કે સેવાના કામના એટલા ડુંગરો પડ્યા હતા કે એક ગામને પહોંચી વળવું પણ મુશ્કેલ હતું, તો આખા તાલુકા કે જિલ્લા કે પ્રાંતની સાચી સેવા કરવાની વાતો કરવી એ ગજા ઉપરાંતનું હતું. તેથી નોકરીમાંથી છૂટા થઈ ચરોતર પ્રદેશમાં કે ગુજરાતમાં કામ કરવાનું ઉપાડવું એમ કેટલાક મિત્રોની સલાહ મળવા છતાં, તેમણે વસોમાં જ જઈ બેસવાનો નિર્ણય કરી રાખ્યો હતો. ત્યાં રહી ગામની પ્રગતિના પ્રયત્નો કરવા, એમાંથી અનુભવે જે ઉપયોગી લાગે તેનો પેટલાદ તાલુકામાં પ્રચાર કરવો અને પેટલાદ તાલુકામાં જે સફળ થાય તેનો ચરોતર પ્રદેશમાં પ્રચાર કરવો — એ દૃષ્ટિએ કામ કરવાનું હતું, અને તે માટે જ તેમણે તૈયારી આરંભી.

*

૧૯૨૭ના રેલસંકટ વખતે પેટલાદ તાલુકામાં ગામડાંમાં જાતે ફરવાની તક મળી હતી. તે પહેલાં તાલુકાના લોકહિતના પ્રશ્નોનો અભ્યાસ તો કરવા માંડ્યો હતો. તે માટે 'પેટલાદ સર્વસંગ્રહ' તૈયાર કરવાનો ઠરાવ પણ ૧૯૨૮માં મળેલી પુસ્તકાલય પરિષદે કર્યો હતો. ૧૯૨૯માં પેટલાદ તાલુકામાં દાતાર શેઠ ચંદુલાલને માનપત્ર અપાયેલું ત્યારે તેમણે તાલુકાની પ્રગતિના ભાવી કાર્યક્રમની રેખા પણ દોરી આપી હતી. ત્યાર પછી ૧૯૩૦માં સત્યાગ્રહની અપૂર્વ લડત ચાલવાથી એ કામ આગળ ધપી શક્યું નહોતું. પણ મોતીભાઈ એને ભૂલ્યા નહોતા. એમણે ૧૯૩૧માં 'ચરોતર' માસિક શરૂ કર્યું, તેના પહેલા જ અંકમાં કેટલીક હકીકતો પ્રગટ કરી એ કાર્યની શરૂઆત કરી દીધી હતી. આ વર્ષ સુધીમાં પેટલાદ તાલુકામાં શાળાઓ અને પુસ્તકાલયોની પ્રગતિ ઘણી થઈ હતી. એ પ્રગતિનું સંગઠન કરવાની ખાસ જરૂર હતી. અને એ સંગઠન દ્વારા એક આખા તાલુકાની પ્રગતિના સંગીન પાયા નાખવાની મોતીભાઈની ઉમેદ હતી. તે માટે 'પેટલાદ તાલુકા પુસ્તકાલય મંડળ', અને 'પેટલાદ તાલુકા આરોગ્ય મંડળ' નીકળી ચૂક્યાં હતાં. રેલસંકટ વખતે સરકારી તેમ જ મુંબઈની રાહત સમિતિઓ તરફથી લોકોને મદદો મેળવી આપવામાં આવી હતી. છતાં ઘણા લોકોને વધુ મદદ આપવાની જરૂર

હતી. તે માટે 'પેટલાદ તાલુકા રેલસંકટ મકાનો બાંધનારી સહકારી મંડળી' કાઢી તેની દ્વારા રૂપિયા દશ હજારની થાપણો મેળવી લોકોને રાહત આપી હતી. આ ત્રણેય મંડળો દ્વારા તાલુકાનાં ગામોની સાથે સંપર્ક સધાતો હતો, તેમની સ્થિતિનો અનુભવ થતો હતો અને કંઈક સેવાઓ પણ થતી હતી.

આ કામ આગળ ધપાવવા મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપરાંત ત્રણ મહત્ત્વના પ્રશ્નો હાથમાં લીધા : (૧) સહકારી મંડળીઓ, (૨) ગ્રામ પંચાયતો, અને (૩) ફરજિયાત કેળવણીનો કાયદો. આ ત્રણેય પ્રશ્નોનો અભ્યાસ તેમણે ઘણા વખતથી કરવા માંડ્યો હતો, તે ઉપરથી આખા તાલુકાને માટે તેમણે યોજનાઓ વિચારી રાખી હતી. તેના અમલ માટે સૌથી પ્રથમ 'પેટલાદ તાલુકા પુસ્તકાલય મંડળ' તરફથી એક પગારદાર પ્રચારકની નિમણૂક કરી. એ પ્રચારક ગામડાંમાં ફરે, પુસ્તકાલયોની તપાસણી કરે, નવાં પુસ્તકાલયો ઉઘાડવા લોકોને પ્રેરે, અને તે સાથે દવાખાનાં, શાળાઓ, અને ખેડૂતોની સ્થિતિનું અવલોકન કરી મોતીભાઈને વસ્તુસ્થિતિથી વાકેફ કરે.

આ યોજનાથી ખર્ચ નજીવું (માસિક રૂ. ૧૫–૨૦) થતું, પણ તે દ્વારા મોતીભાઈને જરૂરી માહિતી મળતી. એક વર્ષ આ કામ અખતરા તરીકે ચાલ્યા પછી તેમણે તા. ૧૭–૬–'૩૨ને રોજ પેટલાદ તાલુકાના કાર્યકર્તાઓની પ્રાથમિક સભા બોલાવી. તેમાં તાલુકાની પ્રગતિ માટે કરવાના પ્રયત્નોનો કાર્યક્રમ રજૂ કર્યો.*

*

આમ પેટલાદ તાલુકાની પ્રગતિના પ્રયત્નો શરૂ થયા. તે સાથે પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિના પ્રયત્નો તો ચાલુ જ હતા. વડોદરા રાજ્યની પ્રજાને એ પ્રવૃત્તિનો જે લાભ મળ્યો હતો તે લાભ સમસ્ત ગુજરાતની પ્રજાને મળે તે માટે કંઈક કરવું જોઈએ એમ મોતીભાઈ તો ઝંખતા હતા જ, પણ તે સાથે ગુજરાતના ઘણા કાર્યકર્તાઓ પણ તેમની પાસેથી માર્ગદર્શનની આશાઓ રાખતા હતા. મોતીભાઈએ ચરોતર પ્રદેશમાં તો એ કામ યથાશક્તિ ચાલુ રાખ્યું હતું, પણ એથી વિશેષ કરવાની જરૂર હતી. તે માટે પણ

* જુઓ 'ચરોતર', જુલાઈ, ૧૯૩૨.

ે પેટલાદ તાલુકાની પ્રગતિનાં કામો સાથે જ ચરોતર પુસ્તકાલય
તેની યોજનાઓ 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' દ્વારા કરવા માંડી.
૧માં 'ચરોતર ફરતું પુસ્તકાલય' યોજ્યું, અને તે દરમ્યાન ચરોતર
ની પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થિતિનો અભ્યાસ કરી શકાય તે માટે
ફતી એકઠી કરી 'ચરોતર'માં પ્રગટ કરતા ગયા. આ દરમ્યાન
રાત વર્નાક્યૂલર સોસાયટી'ના કાર્યકર્તાઓના પ્રયત્નથી ગુજરાત
કાલય પરિષદ ભરવાની યોજના વિચારાઈ. તે યોજના ઘડનાર
પત્ત મોતીભાઈ હતા. એટલે એના અમલ માટે તેમણે ચરોતર
માં કામ કરી બતાવવાનું ઠરાવ્યું, અને એ માટે 'ચરોતર પ્રદેશનાં
કાલયો અને વાચનાલયો' એ લેખ લખી ચરોતર પ્રદેશની પુસ્તકાલય
તેને વેગ આપવાની યોજના રજૂ કરી (તા. ૨૧-૧૨-'૩૩).

*

આમ કામ કરવા માટે પ્રાથમિક શરૂઆત થઈ, તે સાથે
તવાર માહિતી એકઠી કરી તેનો અભ્યાસ કરવાનું પણ શરૂ
તે માટે 'પેટલાદ સર્વસંગ્રહ'ની યોજના હાથમાં લેવાઈ
થોડા જ માસમાં એ સર્વસંગ્રહ તૈયાર થયો. એને છપાવવામાં
ક વિઘ્નો નડવાથી, એનો સાર 'ચરોતર'માં પ્રગટ કર્યો
૩૩). સર્વસંગ્રહની સાથે જ ગ્રામોદ્ધારના પ્રયત્નો વ્યવસ્થિત
થઈ શકે તે માટે 'ગ્રામસુધારણા મંડળ'ની યોજના એ
સંગ્રહ તૈયાર કરનાર રા. હાથીભાઈ અમથાભાઈ વકીલ પાસે જ
કરાવી. પણ સંજોગો અનુકૂળ દેખાયા નહિ તેથી છૂટક
ો દ્વારા જ કામ ચાલુ રાખ્યું. અને કેળવણીના પ્રશ્નોના નિકાલ
'પેટલાદ મહાલ કેળવણી મંડળ'ની યોજના ઘડી, તે મંજૂર
(તા. ૧૨-૨-'૩૩). આ વર્ષે તા. ૪-૧૧-'૩૩ ને રોજ
હિંદમાં 'સહકાર દિન' ઊજવાયો. તે તકનો લાભ લઈ
રી મંડળીઓના સંચાલન વિષે મનનીય લેખ લખી પેટલાદ
ાની સહકારી મંડળીઓનો વહીવટ સુધારવા બાબત વ્યવહારુ
ાઓ રજૂ કરી. એમ તાલુકાની પ્રગતિના પ્રયત્નોની યોજનાનું
વર્ષ પૂરું થતાં બીજે વર્ષે, તા. ૧૫-૮-'૩૩ને રોજ, પેટલાદ
ના લોકોની પરિષદ ભરવામાં આવી. આ કામોમાં મહાલના
ટદાર, પ્રાન્ત શાળાધિકારી અને બીજા લોકનેતાઓનો સહકાર

મેળવાયો હતો. તે સર્વ આ સભામાં હાજર રહ્યા. અને બીજા વર્ષનો કાર્યક્રમ બહુ ચોકસાઈથી યોજાયો.

*

આ પછી ૧૯૩૪ના મે માસમાં અમદાવાદમાં ‘ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી ’ના આશરા નીચે પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરાઈ. તે વખતે ‘ચરોતર એજ્યુકેશન સોસાયટી’ તરફથી બીજી પરિષદ આણંદમાં ભરવાનું આમંત્રણ આવ્યું અને એ પરિષદ ભરાય તે વખતે ચરોતર પ્રદેશમાં ઓછામાં ઓછાં સો વાચનાલયો ખોલવાની યોજના કરી. આ માટે તેમ જ બીજી પુસ્તકાલય પરિષદ બીજે વર્ષે ભરાય તે માટે તૈયારી કરવા ‘ચરોતર ફરતું પુસ્તકાલય ’ની યોજનાના નિયમો નક્કી કરી તે પ્રવૃત્તિને વ્યવસ્થિત કરી (તા. ૧–૧૨–’૩૪), અને તા. ૩૦–૧૨–’૩૪ને રોજ ચરોતરના કાર્યકર્તાઓની સભા ભરી બીજી પુસ્તકાલય પરિષદ માટે સ્વાગત સમિતિ સ્થાપી.

*

આ રીતે પુસ્તકાલય પ્રવૃત્તિના વિસ્તારની યોજના ચાલતી હતી. તે સાથે પેટલાદ તાલુકાની એ પ્રવૃતિના સંગઠનની અને એ સંગઠન દ્વારા કેળવણીના પ્રશ્નોના નિકાલની પ્રવૃત્તિઓ પણ ચાલતી હતી. ‘પેટલાદ કેળવણી મંડળ’ સ્થપાયાથી આ કામને માટે સરળતા થઈ હતી. એને માટે પેટલાદ બોર્ડિંગના આદ્ય વિદ્યાર્થીઓમાંના એક નારના શ્રી. છોટાભાઈ ખુશાલભાઈ પટેલ મંત્રી તરીકે પણ મળી ગયા હતા. તેમને પેટલાદની નારણભાઈ શેઠની મિલના મૅનેજર શ્રી. હરિવલ્લભદાસ અને બીજા કાર્યકર્તાઓની મદદ પણ હતી. નાણાંની મુશ્કેલી હતી. તે માટે કાર્યકર્તાઓ કંઈ કંઈ પ્રયત્ન કરતા હતા. એવામાં પેટલાદ બોર્ડિંગ કાયમને માટે બંધ કરવાનું ઠર્યાથી તેને અંગે મળતા ટાવરફંડના વ્યાજની રકમ આ નવા કેળવણી મંડળને મળે તેવી વ્યવસ્થા થઈ હતી. આ પ્રયત્નોને પરિણામે કેટલાંક ગામોમાંથી ફરજિયાત કેળવણીના કાયદાની રૂએ થતા દંડ સદંતર બંધ થયા હતા, કેટલેક સ્થળે નવી શાળાઓ ઊઘડી હતી, કોઈક સ્થળે બાળકોને ભણવાનાં સાધનો આપવાનું શરૂ થયું હતું, વગેરે કામોની શરૂઆત થઈ હતી.

બીજી બાજુ પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે વિવિધ પ્રવૃત્તિઓ

ચાલતી હતી. મહાલ પુસ્તકાલય પરિષદ દર વર્ષે ભરવા બાબત ખાતા તરફથી સૂચના નીકળી હતી (તા. ૮-૯-'૩૪). તે અગાઉ પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળે તો એક મહાલ પુસ્તકાલય પરિષદ ભરી દીધી હતી, અને પોતાના મહાલ પૂરતી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના શરૂ કરી હતી. તે ઉપરાંત પુસ્તકાલયોની તપાસણી વગેરે કામો તો ઠરેલા ધોરણ મુજબ થતાં હતાં જ.

*

આમ શાળાઓ અને પુસ્તકાલયોના સહકાર વડે કેળવણી અને જ્ઞાનપ્રચારનાં કામોનાં વિસ્તાર અને સંગઠનનું કામ ચાલતું હતું. તે સાથે આ કામો કરનાર શિક્ષકોના હિતની યોજનાઓ કરવાનાં સ્વપ્નો મોતીભાઈ સેવતા હતા. શિક્ષકની હીન દશાનો એમને રોજ રોજ અનુભવ થતો હતો, એનો ઉપાય સરકાર સિવાય કોઈ કરી શકે તેમ નહોતું, અને સરકાર તે કરે એવો સંભવ નહોતો. છતાં શિક્ષક વિના જ્ઞાનપ્રચારનું કામ બીજા કોઈ મારફતે થઈ શકે નહિ, એ પણ રોજ રોજ સિદ્ધ થતું હતું. એટલે ઉપાય એક જ હતો કે શિક્ષકને એના ધર્મનું ભાન કરાવવું, એનાં જ્ઞાન, ચારિત્ર્ય, અને આર્થિક સંજોગો સુધરે તે માટે રાહતની યોજનાઓ કરવી.

મોતીભાઈએ આ ત્રણેય કામો પ્રસંગવશાત્ જિંદગીભર કર્યાં હતાં. તે અનુભવ ઉપરથી હવે તે કાયમની યોજનાઓ કરવા આતુર બન્યા હતા. સૌથી પ્રથમ તેમણે પુસ્તકાલયોના વહીવટ કરનાર શિક્ષકોને પુસ્તકાલયના ઉપયોગ બાબત કેટલાક હકો આપ્યા, તેમને જ્ઞાન મળે તે માટે શિષ્ટ વાચનની પરીક્ષાઓમાં બેસવાની પ્રેરણા આપી, તે માટે સવલતો આપી-અપાવી. 'ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી'ના આજીવન સભ્યો બનાવવા વગર વ્યાજે નાણાં ધીરવાની યોજના કરી. ઘણાને એ લાભ આપી જ્ઞાનનું ઝરણું એમને ઘેર કાયમ વહેતું કર્યું, અને ઉત્સાહી શિક્ષકોને વધુ જ્ઞાન, અનુભવ, અને પ્રેરણા મળે તે માટે પ્રવાસે જવાની, વિદ્વાનોના પરિચયમાં આવવાની, નવી નવી સંસ્થાઓ જોવાની, વગેરે તકો પોતાને ખર્ચે તેમ જ બીજી રીતે મદદ મેળવીને આપી-અપાવી. આમ અનેકવિધ પ્રયત્નો કરી શિક્ષકો પુસ્તકાલય પ્રવૃત્તિ તથા શાળાઓને ખરા દિલથી ચહાતા થાય તેવું વાતાવરણ ઊભું કર્યું.

## ૧૭

# ‘સરસ્વતીનું તોરણ’

**( ૧૯૩૪–૩૫ )**

પેટલાદ તાલુકાની પ્રવૃત્તિઓની સાથે વસો ગામની પ્રવૃત્તિઓ અપૂર્વ વેગથી આગળ વધ્યે જતી હતી. બે દશકાથી ચાલતી પ્રવૃત્તિઓ કાયમ થતી હતી, વિસ્તાર પામતી હતી, એમાંથી નવી જન્મતી હતી અને એ સર્વને પરિણામે ગામમાં નવીન વાતાવરણ પ્રગટતું જતું હતું.

૧૯૩૦માં હાઈસ્કૂલનું મકાન થયું ત્યારથી ‘વસો કેળવણી મંડળ’ના ઇતિહાસમાં મકાનોનો યુગ શરૂ થયો. કેળવણી મંડળની સ્થાપના વખતે મોતીભાઈએ સ્વામી વિવેકાનંદનો સિદ્ધાન્ત ટાંકી કહ્યું હતું કે કામ કરતાં આવડશે તો પૈસા તો આકાશમાંથી આવી પડશે. એ સાચું પડતું હતું. પ્રવૃત્તિઓનો લાભ લોકોને મળતો ગયો, અને એ લાભ લઈ આગળ વધેલા યુવાનો જીવનમાં સ્થિર થતા ગયા, તેમ તેમ નાણાં આવવાં શરૂ થયાં. સૌથી પ્રથમ ૧૯૨૬માં વિદ્યાદાનની યોજનામાં બહારગામ વસતા યુવકોએ વગર માગ્યે ફાળો મોકલવા માંડ્યો. એવું એક બે વર્ષ ચાલ્યા પછી બહારગામ વસતા ગામના વતનીઓ પાસેથી વિદ્યાદાન ઉઘરાવવાની પ્રથા શરૂ થઈ, અને એ ખાતે વાર્ષિક રૂપિયા છસો ઉપરાંતની કાયમની આવક થઈ.

એ જ રીતે હાઈસ્કૂલ સાથે બોર્ડિંગના નિભાવ માટે ટ્રસ્ટ મળ્યું. તેમાંથી મકાન બાંધવાની યોજના થઈ અને એકને બદલે બે બોર્ડિંગો ચાલી. બાલમંદિર અને નવી ગુજરાતી શાળાનાં મકાન માટે પણ નાણાં મળ્યાં. આ મકાનોના પાયા નાખવા, એની ઉદ્‌ઘાટન-વિધિ કરવા, આ બધી પ્રવૃત્તિઓ જોવા-જાણવા ગુજરાતના વિદ્વાનો અને લોકસેવકો વસોમાં આવવા લાગ્યા, અને વસો લોકસેવકો અને કેળવણીકારોની તીર્થભૂમિ બન્યું.

૧૯૩૪–૩૫ના એક જ વર્ષમાં ૭ સાત વિદ્વાનો વસોમાં આવી ગયા. તેમને આ નાના ગામમાં થતા કામથી આનંદ અને આશ્ચર્ય

થયાં. એ વિષે તેમણે કરેલાં ભાષણોમાંથી કેટલાંક અવતરણો આપવાથી આનો ખ્યાલ આવશે.

સૌથી પ્રથમ, તા. ૧૯-૧૧-'૩૪ને રોજ વડોદરા રાજ્યના કર્મસચિવ (હાલ હિંદની રિઝર્વ બૅંકના ડેપ્યુટી ગવર્નર) મે. રા. રા. મણિલાલ બાલાભાઈ નાણાવટી વસોમાં કેળવણી મંડળ દ્વારા ચાલતી સંસ્થાઓનું નિરીક્ષણ કરવા ખાસ જાતે માગણી કરી પધાર્યા. તેમને ગામની સર્વ પ્રવૃત્તિઓ બતાવી, તેમના માનમાં એક જાહેર સભા ભરવામાં આવી. તેની સમક્ષ તેમણે નીચેની મતલબનું પ્રવચન કર્યું:

'મને ઘણા દિવસથી સંસ્થાઓ જોવાનો મોહ હતો. એ ઇચ્છા આ જ અનાયાસે પાર પડી છે એ જાણી મને ઘણો આનંદ થયો છે. અહીં આવતા પહેલાં મેં અમુક સૂચનાઓની નોંધ કરેલી, પરંતુ અહીં આવી બધી સંસ્થાઓનું કાર્ય જોઈ હું તો આશ્ચર્યચકિત બન્યો છું અને વિચારમાં પડ્યો કે શું સૂચના કરું? મારી બધી જ સૂચનાઓનો અમલ થયેલો હું જોઉં છું અને સંસ્થાઓનું કામ જોઈ હું તો એમ પણ કહેવાની હિંમત કરું છું કે, એક દિવસ એવો આવશે જ્યારે આ સંસ્થાઓનું કાર્ય કેવળ આ ગામમાં કે ચરોતરમાં નહિ પણ દેશમાં સોનેરી અક્ષરે લખાશે અને દેશને માર્ગદર્શક બનશે.

હું તો એક અભ્યાસી તરીકે આવ્યો છું. બોલવું કંઈ જ નહિ અને નિરીક્ષણ કરવું એમ નિશ્ચય સાથે આવેલો, પણ અત્રેનું કામ જોઈ મારો સંતોષ અને અંગત અભિપ્રાય રજૂ ન કરું એ ઠીક નહિ, એટલે જ સહુ સમક્ષ કંઈ કહેવા તત્પર થયો છું.

બે ત્રણ બાબતો તરફ મારું લક્ષ ખૂબ ખેંચાયું. પ્રામાણિક અને વહેવારુ માણસો કામ કરનારા હોય ત્યાં, રા. મોતીભાઈએ કહ્યું તેમ, પૈસા આકાશમાંથી અધ્ધર પડે છે, પણ તેનો સદુપયોગ ભાગ્યે જ થાય છે. ગુજરાતીમાત્ર એવો છે કે માથું ખંજવાળીને પણ પૈસા આપે. તેમ જ પાટીદારવર્ગ ખૂબ સંસ્કારી છે. તેણે દેશ-પરદેશ જોયા છે અને ખૂબ અનુભવ લીધો છે, એટલે પૈસાની તાણ તો પડવા દે જ નહિ. આ સંસ્થાઓને માટે હું મગરૂર છું અને કહી શકું છું કે જેમ આ પ્રવૃત્તિઓ દૃઢ થશે તેમ તેમને નવીન સ્વરૂપમાં હું નિહાળીશ અને વેસ્ટર્ન ઇંડિયાને નમૂનારૂપ થઈ પડશે.

ઉત્સાહ છે, વહેવાર છે અને કાર્ય કરવાની ધગશ છે એટલે આગળ વધતાં મુશ્કેલીઓ નહિ જ આવે. અખતરા નવીન છે પણ પાકે પાયે કરેલા છે. . . .'*

*

ઉપરના પ્રસંગ પછી બે માસે (તા. ૧૬–૧–'૩૫) બાલ-મંદિરના નવીન મકાનની ઉદ્‌ઘાટનક્રિયાનો સમારંભ યોજાયો. આ બાલમંદિર બે દસકાથી ચાલતું હતું. ગુજરાતમાં એ પ્રકારનું બાલશિક્ષણનું એ પહેલું મંદિર હતું. એમાંથી પ્રેરણા પામી બાલશિક્ષણને જ પોતાનું જીવનકાર્ય બનાવી તેના વિકાસ અને પ્રચાર માટે અથાક પ્રયાસ કરી રહેલા ભાવનગર દક્ષિણામૂર્તિના આજીવન સેવક શ્રી. ગિજુભાઈને આ પવિત્ર વિધિ કરવા ખાસ નોતરવામાં આવ્યા હતા. પ્રસંગ અનેક રીતે અપૂર્વ હતો. બાલમંદિરના નવા મકાન માટે ગામની એક તરુણ વિધવાએ પોતાના પિતા તરફથી મળેલા સ્ત્રીધનમાંથી પોતાના પતિ સ્વ. જશભાઈ મગનભાઈ અમીનને નામે રૂ. ૪,૦૦૦) કેળવણી મંડળને ટ્રસ્ટ તરીકે આપ્યા હતા. એ રૂપિયા વડે કેળવણી મંડળના બાગની બાજુમાં આવેલી ધર્મશાળા જે કેળવણી મંડળે અગાઉથી ખરીદી લીધી હતી તેને સમરાવી બાલમંદિરનું રૂપ આપવામાં આવ્યું હતું. એ મકાનની પડોશમાં જ નવી ગુજરાતી શાળાનું મકાન હતું અને હાઈસ્કૂલનાં નીચલાં ધોરણોના વર્ગો માટે એ બાલમંદિરના નવા મકાનને જોડીને જ નવું મકાન બાંધવામાં આવ્યું હતું. આમ કેળવણી મંડળના આશરા નીચે બાળવર્ગથી માંડી હાઈસ્કૂલ સુધીના શિક્ષણની સંપૂર્ણ વ્યવસ્થા થઈ હતી તેનો આ એક મહોત્સવ હતો!

આ અપૂર્વ પ્રસંગે ગિજુભાઈ તેમના મિત્રમંડળ સહિત પધાર્યા હતા. તેમને બાલશિક્ષણના પ્રેમની દીક્ષા આપનાર અને 'વસો કેળવણી મંડળ'ના પિતા બની રહેલા વસોના રાજવી ફકીર દરબાર સાહેબ પણ આ મંડળીમાં હતા. આ પ્રસંગે પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદ, પેટલાદ મહાલ શિક્ષક પરિષદ, બાળકોના વાલીઓની સભા, સ્ત્રીઓની સભા, ગામલોકની સભા, બાળકો અને

* વસો વાર્ષિક પત્રિકા ૧૧ મી, પૃ. ૧૦૫.

કન્યાઓની હાથકારીગરીના નમૂનાઓનું 'કલા પ્રદર્શન'—એમ બાલકેળવણીનાં અને લોકકેળવણીનાં વિવિધ અંગોના પરિચય અને પ્રચારના કાર્યક્રમો રખાવ્યા હતા. એ પ્રસંગે બાલમંદિરનું મકાન તથા બાળકોનું 'કલાપ્રદર્શન' ખુલ્લું મૂકવાનો વિધિ કરતાં ગિજુભાઈએ નીચેનું પ્રવચન કર્યું :

'મને જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું તે વધાવી લઉં છું. સામા દેખાતા બાલમંદિરને આજે શુભ દિને શુભ મુહૂર્તે ખુલ્લું મુકાયેલું જાહેર કરું છું. પ્રભુદયા જે આપણા ઉપર છે તે સદા કાયમ રહે અને આ મંદિર વસો મારફત હિંદ અને જગતની સેવા કરવામાં મોટો ફાળો આપે. સાથે સાથે કલાપ્રદર્શનને પણ ખુલ્લું મુકાએલું જાહેર કરું છું.

આ ક્રિયાઓ કરતાં મારે જે કહેવાનું ઉપસ્થિત થાય છે, તે એ કે અહીં આવવામાં હું ખાસ લાગણીઓથી દબાયેલો છું. બાલ પુસ્તકાલયના મકાનની ઉદ્ઘાટનક્રિયા વખતે રા. ગોપાળદાસ મને અહીં પહેલી વખત ખેંચી લાવ્યા. મૉન્ટેસોરી પદ્ધતિ જેવું વસોમાં છે, તમારાં બાળક માટે તમને ઘણું જાણવા મળશે, એમ કહી દરબાર સાહેબ મને ખેંચી લાવ્યા. આમ વસોની પહેલી યાત્રાએ આવ્યો. અહીંની કિન્ડરગાર્ટન શાળાને જોઈ મને કંઈક નવીનતા લાગી. મૉન્ટેસોરીનાં સાધનોનો તે વખતે મને પરિચય ન હતો. છતાંય મને ભવ્ય પ્રેરણા મળી. અને બાળકેળવણીના વિષયમાં મારો જન્મ થયો. એટલે વસોને મેં મારી જન્મભૂમિ માની. એટલે જ ફરીથી નવી પ્રેરણા લેવા અત્રે દોડી આવ્યો છું. મૉન્ટેસોરીનાં બે પુસ્તકો રા. મોતીભાઈએ મને આપ્યાં અને એ રીતે મારા જીવનમાં જ્યોત પ્રગટી. એટલે ફરીથી હું તો નવી પ્રેરણા લેવા આવ્યો છું.

મારે માટે તોરણો ન હોય. અહીંની પ્રેરણામાંથી જે શીખ્યો છું તે જમે કરાવી રહ્યો છું. વસોએ જે ચિનગારી આપી તેમાંથી બાલમંદિરની જ્યોત પ્રગટી છે. એ જ્યોત જગતમાં પ્રગટશે એવી આશા સેવી રહ્યો છું. ક્યાંના ગોપાળદાસ? ક્યાંના મોતીભાઈ? અને ક્યાંનો હું? ત્રણેના મેળાપમાં પ્રભુનો હાથ છે એમ હું તો સમજું છું. ઈશ્વરની ઘટના અદ્ભુત છે. તેની પ્રેરણાથી આગળ

ખોલીશું તો હજુ અદ્‌ભુત કામો થશે. વકીલાત સંબંધી રા. મોતીભાઈએ કહ્યું તેમ હજુયે બાળકોની વકીલાત કરી રહ્યો છું. પ્રાચીન સમયમાં એવું હતું કે એક ધજા, તોરણ, અને મંદિર દરેક ગામે હોય જ અને ટોકરી તથા આરતી વગેરેની ક્રિયાઓ પણ હોય. આ નવા યુગમાં નવી ધજા અને નવું તોરણ જોઈએ. रा. मोतीभाई सरस्वतीनुं तोरण बांधी रह्या छे. अने बालमंदिरनी धजा रोपवानुं कार्य हुं करी रह्यो छुं.

બાળકોનું અજ્ઞાન દૂર કરવા વર્ષો જોઈએ, છતાં ટૂંકા જીવનમાં જેટલું થાય તેટલું કરી લેવા, આ પ્રવૃત્તિને વધારે જોશ આપવા અધ્યાપન મંદિર કાઢ્યું છે. મારા મંદિરના પૂજારીઓ વધારી આ કાર્ય ઝડપથી વધારવા ઇચ્છું છું. બાલમંદિરના પૂજારીઓમાં સ્વતઃ તાકાત, ઉપાસના અને ઉત્સાહ હશે તો બધું મળી રહેશે, પણ જો તેનો પૂજારી ખોટો શંખ ફૂંક્યા કરશે તો કંઈ જ નહિ થાય. એટલે મારા શિક્ષકોને કહું છું કે મંદિર નાનું હોય કે મોટું, અંદર શણગાર હોય કે ન હોય, તેની ફિકર ન કરતાં તમે પૂરા જાગ્રત રહેજો. બાલમંદિર આપણે બરોબર ન ચલાવીએ, તો તેમાં કદાચ માણસ ઠગાશે પણ પ્રભુ નહિ ઠગાય, અને આપણું કાર્ય નિષ્ફળ જશે. આપણી જવાબદારી ગંભીર છે. આજ ચોમેર નવી કેળવણીનાં બ્યૂગલો ફૂંકાય છે. વિજ્ઞાનના અનેક પ્રયોગો કરી વિજ્ઞાનીઓ નવી શોધખોળો કરી રહ્યા છે. બાળમાનસ શું છે? એ વિજ્ઞાનની શોધખોળ કરવાનું કાર્ય હાથ ધર્યું છે, તેને અધૂરું ન રાખવું જોઈએ. આજે સૂર્યોદય થયો છે. તેના પ્રકાશમાં બાળકેળવણીનો વિચાર કરો. માબાપો બાળકોને બરાબર સાચવી ઉછેરી જાણતાં નથી એટલે બાલગૃહો કાઢવાના વિચારો કરી રહ્યો છું. દક્ષિણામૂર્તિ આ કાર્ય ક્યારે હાથ ધરે એ અત્યારે ચોક્કસ ન કહું, છતાં એ વિચારોની ગડમથલ તો થઈ રહી છે.

વસોનો વાર્ષિક રિપોર્ટ વાંચી, અહીંની અનેક સંસ્થાઓનાં નામ સાંભળી તેમ જ અહેવાલ વાંચી ગૂંચવાઈ જાઉં છું. વસો નવી જાતનું Agriculture Farm છે, નવી નવી પ્રવૃત્તિઓ પેદા કરનાર ક્ષેત્ર છે, એમ કહું તો ખોટું નથી. અનેક પ્રવૃત્તિઓ એમાંથી ઊગ્યા જ કરે છે. પ્રવૃત્તિઓમાંની એક, સામે, બાલમંદિર છે. તે

સંબંધી ધ્યાન ખેંચવા માગું છું. યુગે યુગે દેવો પણ બદલાવા ચાહે છે. સર્જનહારની જે દિવ્યતા છે તે દિવ્યતા આવા બાલમંદિર દ્વારા પ્રગટ થવા માગે છે. આ બાલમંદિરને એટલે આવી જેઓ ઉપાસના કરશે તેઓ આત્મકલ્યાણ મેળવશે. માણસ રાગદ્વેષ વિના જીવનમાં આગળ વધે એ સ્થિતિ લાવવાનું કાર્ય કેળવણીથી જ થાય. આ કેળવણી બાલશિક્ષણથી જ થાય. આવા સરસ્વતીમંદિરને જીવન-ઉપાસના માટે ઓળખી લઈએ તો એ કાર્ય સુલભ બને. આજ ધન્યભાગ્ય ઘડી છે કે શ્રી. મોતીભાઈ, દરબાર સાહેબ, અને હું સારા મિત્રો નીવડ્યા. સૌનો મારા પ્રત્યેનો પ્રેમ અનુભવી હું ભાગ્યશાળી થયો છું. આ બાલમંદિર સતત તપો, યશકીર્તિ ફેલાવો અને સૌ સુખી જીવનનો આનંદ સર્વત્ર પ્રગટો.'*

*

બાલમંદિરના મકાનનો ઉદ્‌ઘાટનવિધિ થયા પછી ત્રણ માસે એ જ ચોગાનને બીજે છેડે વિદ્યાર્થી આશ્રમના મકાનનો પાયો નાખવાનો વિધિ થયો. આ પ્રવૃત્તિ પણ બાલમંદિરના જેટલી જ જૂની હતી, અને મોતીભાઈને બાલમંદિરના પ્રચાર જેટલી જ વહાલી હતી. વીસ વર્ષ સુધી અનેક સફળ-નિષ્ફળ પ્રયત્નો કરી એને ચલાવી હતી. અને તે ગામના વિદ્યાર્થીઓ માટે કાયમ થાય તે માટે મોતીભાઈ કંઈ કંઈ યોજનાઓ વિચારી રહ્યા હતા. તેવામાં એમની શ્રદ્ધા પ્રમાણે એક દિવસ ઓચિંતા આકાશમાંથી પૈસા પડ્યા.× અને સૌની અજાયબી વચ્ચે જોતજોતામાં વિદ્યાર્થી આશ્રમનું મકાન બાંધવાની તજવીજ થઈ. એનો પાયો નાખવાનો વિધિ ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન, વિવેચક અને અધ્યાપક, 'પ્રસ્થાન' માસિકના તંત્રી શ્રી. રામનારાયણ પાઠકને હાથે કરાવવામાં આવ્યો. તે પ્રસંગે અધ્યાપક પાઠકે નીચેના વિચારો દર્શાવ્યા:

'કેળવણી-ધામો જોવા જવાની મને ઘણા વખતથી ઇચ્છા થયેલી. વસો આવવા ઘણા વખતથી ઇચ્છા હતી. આજનો પ્રસંગ મને મળે છે તે માટે સૌનો ઋણી છું. એમ ન માનશો કે આ કાર્ય

* વસો વાર્ષિક પત્રિકા ૧૧મી, પૃ. ૧૦૯.

× તેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. જુઓ ખંડ ૩, પ્રકરણ ૧૨.

માટે હું લાયક છું. રા. મોતીભાઈને હું મારા મુરબ્બી માનું છું, એટલે તેમની આજ્ઞા સ્વીકારી લેવી જોઈએ. જ્યારથી રાષ્ટ્રીય કેળવણીમાં હું પડ્યો ત્યારથી કેળવણીના ક્ષેત્રમાં મેં મારો ફાળો આપવા પ્રયત્ન કર્યો છે. આ દૃષ્ટિથી આજનું આ કામ મેં સ્વીકાર્યું છે.

વસોમાં આટલી બધી સંસ્થાઓ જોઉં છું ત્યારે મને લાગે છે કે એક સમર્થ વ્યક્તિ એકીવખતે પણ ઘણાં સારાં કાર્યો કરી શકે છે. અમુક સારી વ્યક્તિઓએ ચરોતરની સંસ્થાઓ માટે ઘણું કર્યું છે. વનવગડા જેવા ગુજરાતમાં આવી સંસ્થાઓ દ્વારા મોટું પરિવર્તન થતાં, આપણા સમાજમાં કળા, સંગીત, ચિત્રકામ વગેરે બહુ જ સુંદર વસ્તુઓ છે એવી માન્યતા ઘણાને થતી જાય છે. પણ આપણામાંના કેટલાક કળા અને જીવન વચ્ચે ભેદ પાડતા આવ્યા છે તે માટે મારો વાંધો છે. કવિ કવિતાના સર્જનમાં આનંદ માને છે, કેળવણીકાર કેળવણીની નવી સંસ્થાના સર્જનનો આનંદ લે, એ જ રીતે બધી જાતનાં સર્જનો માટે સ્થાન આપવું જોઈએ. માત્ર કળા, સંગીત કે ચિત્ર તેને જ સર્જન કહેવું એ ઠીક નથી. સર્જન એક પ્રકારનું ન હોઈ શકે. સમાજમાં આજે આવાં અનેક સર્જનોની જરૂર છે.

વસોની સંસ્થાઓ એ પણ બતાવે છે કે એક માણસ ધારે તો આવાં સર્જનાં થઈ શકે છે. સાચા કેળવણીકારે તો આજના સરકારી શિક્ષણની અપૂર્ણતાઓ દૂર કરવા પ્રયત્ન કરવા જોઈએ. કેવળ દ્વેષથી સર્જન થતું નથી, પ્રેમમાંથી સર્જન થાય છે. જ્યારે દ્વેષથી સર્જન તો ન જ થાય પણ નાશ થાય. સાચા કેળવણીકારે કેળવણી પણ બદલવી જોઈએ.

× × × ×

આપણે કેળવણીમાં અનેક જાતના અખતરા કર્યા છે. અહીં વસોમાં પણ એ અખતરા માટે અનેક સંસ્થાઓ કાઢી છે. સરકારી શાળાઓની અપૂર્ણતાઓ દૂર કરવાનો હેતુ એ નવા સર્જનમાં રહેલો છે. તે જ રીતે સાહિત્યમાં પણ નવા સર્જનના પ્રયત્નો થઈ રહ્યા છે. એ પ્રયત્નોને ચાલુ રાખી આવાં નવાં સર્જનોનો ઉત્સાહ સમાજમાં વધવો જોઈએ.'

૧૮

# બે સહકારી મંડળીઓ

(૧૩-૫-૧૯૩૫)

૧૯૩૫નું વર્ષ આવી પહોંચ્યું અને નિવૃત્તિના દિવસો પાસે આવતા જોઈ મોતીભાઈ હરખાવા લાગ્યા. સરકારી નોકરી કરતાં રાત કે દિવસ, ટાઢ કે તડકો, ભૂખ કે તરસ, પગાર કે બઢતી, કશાની પરવા કરી નહોતી. માત્ર સેવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં અને સેવાનું રટણ કર્યું હતું. સેવા કરતાં કરતાં અનેક વહાલી લાગતી ચીજો, આદર્શો, લાગણીઓ, અને સગવડો છોડવી પડતી હતી. એમ કરવા છતાં સેવાધર્મના પાલનને હદ દેખાતી નહોતી. સેવાઓની સફળતાએ જ સેવાનાં ક્ષેત્ર એટલાં ઉઘાડ્યાં હતાં કે મોતીભાઈનાં 'અનેક ગજવાં' ઓછાં પડતાં હતાં અને 'હજાર હાથ' ટૂંકા પડતા હતા. અને છતાં વિદ્યાર્થીઅવસ્થામાં દોરી રાખેલા નકશા પ્રમાણે કરવાનાં દેશસેવાનાં કામોનો હિસાબ કરી જોતાં જણાતું હતું કે દેશસેવા તો શું પણ વતનની સેવાનો કાર્યક્રમ પણ પૂરો થઈ શક્યો નહોતો. સેવાધર્મની વેદી માંડનાર મોતીભાઈ એકલા એકલા એ વેદીમાં સમિધ નાખ્યા કરતા હતા. એમાંથી અનેક ભાવિક જનો ચિનગારી લઈ જતા હતા. પણ મોતીભાઈએ ઇચ્છ્યું હતું તેટલો અગ્નિ એ વેદીમાં પ્રદીપ્ત થવાનું હજી બાકી હતું. તે જોતા હતા કે તેમની ધૂપદાનીમાંથી ચિનગારી લઈ ગયેલા મહાત્માઓએ અન્યત્ર મહાન વેદીઓ જમાવી હતી. એનાથી એમને અજબ પ્રેરણા મળતી હતી. અને પોતાના કાર્યક્રમને પૂરો કરી લેવા તે અધીરા બનતા જતા હતા. "નિવૃત્તિ મળતાં 'free as birds' (પંખીઓ જેવો સ્વતંત્ર) થઈશ", એમ તે વાતવાતમાં હરખાઈ જઈને બોલતા, અને અધૂરાં કામો બાકીનાં ત્રણ વર્ષમાં કરી લઈ સંપૂર્ણ નિવૃત્તિ લેવાનાં સ્વપ્નો સેવતા હતા.

નોકરીને અંગે મળતી બધી રજાઓ અને ફુરસદની ઘડીઓ જનસેવાનાં કામો કરવામાં વાપરવાની પ્રથા રાખી હતી. તે રિવાજ મુજબ નિવૃત્તિ લેતા પહેલાં સરકારી રાહે પોતાને ખાતે જમા રહેલી

રજાઓ ભોગવી લેવા તેમણે વર્ષની શરૂઆતથી જ પ્રયત્ન આરંભ્યા. આખી જિંદગી દરમ્યાન માંદગીનો કદી અનુભવ થયો નહોતો, તે બે વર્ષથી થવા લાગ્યો હતો. ૧૯૩૩માં ઉધરસ થઈ આવેલી તેની તપાસ કરતાં 'કેન્સર'ની શંકા ગયેલી, પણ તે ખોટી પડેલી. છતાં ઉધરસ એટલી ભારે હતી કે બોલવાનું બંધ કરી આરામ લેવો પડેલો. એથી ઉધરસ શમેલી, પણ તે અવારનવાર દેખા દેતી. તે આ વર્ષ (૧૯૩૫)ની શરૂઆતમાં જ દેખાઈ. તેથી આરામ માટે રજા લેવાની જરૂર જણાઈ. રજા ઉપર ઊતર્યા, પણ ઉધરસ મટી ગઈ, એટલે પાછા કામે વળગ્યા. એ કામો કરવા એક માસની રજા લઈ વસો જઈ રહ્યા, અને વસો અને પેટલાદ તાલુકાનાં કામો આગળ ધપાવવામાં ગૂંથાયા. ઘણાં વર્ષોથી વિચારી રાખ્યા પ્રમાણે લોકહિતના પ્રશ્નો ઉપર વસોમાં એક વ્યાખ્યાનમાળા ગોઠવી અને તે પ્રમાણે નવ વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનો સાથે જ આવતાં દસ વર્ષમાં કરવાનાં કામોની રૂપરેખા નોંધપોથીમાં લખી.

આમ નિવૃત્તિ પછી ગામમાં આવી કરવાનાં કામોની એક બાજુ માનસિક ભૂમિકા રચાતી હતી, તે સાથે જ કામો શરૂ પણ થતાં હતાં. એમાંનાં બે મહત્ત્વનાં અને મોતીભાઈની આ વખતની મનોવૃત્તિનાં સૂચક હોઈ અત્રે નોંધીશું.

સ્વામી અખંડાનંદ, ઠક્કરબાપા તથા ગાંધીજીનાં દૃષ્ટાંતથી તથા રોજ ને રોજ થતા અનુભવોથી એમનું ચિત્ત ગરીબો, વિધવાઓ, અનાથો, પછાત કોમો અને હરિજનોની સેવા તરફ વર્ષોથી વળ્યું હતું. પ્રસંગ મળતાં બધાં કામો છોડી દુઃખિયાંનાં દુઃખમાં રાહત આપવાનાં કામ કરવા તે દોડી જતા હતા. વડોદરામાં તેમને ઓળખનાર દરેકને માટે તે 'સંકટ સમયે ખેંચવાની સાંકળ' જેવા બની રહ્યા હતા. વિદ્યાર્થી, શિક્ષક, સરકારી નોકર, સમાજ-સેવક, દેશસેવક – એ વર્ગને માટે તો તે કાયમનું આશ્રયસ્થાન બન્યા હતા. તે ઉપરાંત પોતાના મિત્રમંડળમાં તેમણે ઘણાને કહી રાખ્યું હતું કે મદદને પાત્ર કોઈ માણસ જણાય તો તેને તાત્કાલિક રાહત થાય તેટલી મદદ કરવી અને પછીથી તે રકમ મારી પાસેથી માગી લેવી. ૧૯૩૦ની સત્યાગ્રહની લડત વખતે પોતે તે લડતમાં તો ભાગ લઈ શકેલા નહિ, પણ લડતમાં પડેલા સૈનિકોનાં કુટુંબોને રાહત

આપવાનું મૂંગું કામ એમણે વર્ષો સુધી કરેલું, અને ઘણાં દૃષ્ટાન્તોમાં એમની મદદ આશીર્વાદરૂપ નીવડેલી.

આ બધા અનુભવો ઉપરથી એમની ખાતરી થતી ગઈ હતી કે દેશનો સૌથી મોટો પ્રશ્ન ગરીબાઈ છે. અને તે માટે અનેકવિધ પ્રયત્નો કરવાની જરૂર છે. એવા પ્રયત્નો કરવાનાં સ્વપ્નો તે સેવતા હતા. તેમાંના એક મહાન સ્વપ્નને તેમણે આ રજાઓમાં મૂર્ત સ્વરૂપ આપ્યું.

૧૯૨૭ના રેલસંકટ વખતે પેટલાદ તાલુકાનાં ગામોમાં ફરતાં વસો નજીકના રૂણ ગામની ભાગોળે તળાવને કિનારે રહેતી શેનવા નામની અંત્યજ કોમનાં ઘરો તરફ કાર્યકર્તાઓનું ધ્યાન ગયેલું. શેનવા જાતિ ભંગીઓ કરતાં પણ હલકી ગણાય છે. ખેતરોમાં મજૂરી કરીને અથવા શણનાં દોરડાં બનાવવાનો ઉદ્યમ કરીને જીવન ગુજારે છે. એમને ઉજળિયાત હિંદુ કોમો તો આશરો ન જ આપે, પણ એમની કોમના ઢેડ, ભંગી, ચમાર પણ એમને આશરો ના આપે. એટલે એમની સ્થિતિ ઢોર કરતાં પણ હલકી. રૂણમાં આ લોકો એક પાટીદારની જમીન ઉપર ૧૦ ફૂટ લાંબી અને ૧૦ ફૂટ પહોળી એવી ખોલીઓ બાંધી રહેતા હતા, અને એ બદલ વાર્ષિક રૂા. ૩થી ૪ ભાડું આપતા હતા. આવી ખોલીઓની એક હાર હતી. દરેક ખોલીમાં આઠદશ માણસનું કુટુંબ રહે. એને ન મળે બારણું કે ન મળે જાળિયું. આંગણામાં અસહ્ય ગંદકી. અને ત્યાં જઈ ઊભા રહો તો અંધારું, ગરીબાઈ, સંકડાશ અને જીવનનિર્વાહનાં સાધનોની તંગીરૂપી કાદવમાં, મરવાની આળસે જીવતાં માનવજંતુઓનો ઉકરડો દેખાય.

રેલસંકટ વખતના વાતાવરણમાં આ લોકોની સ્થિતિ જોઈ કાર્યકર્તાઓને એમને માટે કંઈક કરવાની લાગણી થઈ આવી. તેમણે વિચાર્યું કે, પેટલાદના દાતાર શેઠ મરહૂમ નારાયણભાઈ કેશવલાલ પરીખના ટ્રસ્ટીઓ તરફથી અને મુંબઈની રાહત સમિતિ તરફથી નાણાં મેળવી, આ લોકો માટે એક ખેતર ખરીદી, તેમને હવા અજવાળાવાળાં અને સ્વતંત્ર માલિકીનાં ઘરો બંધાવી આપવાની તજવીજ કરવી.

એ વિચાર પ્રમાણે તેમણે પેટલાદના ટ્રસ્ટમાંથી રૂા. ૨૦૦) મેળવ્યા પણ ખરા, અને બાકીના માટે ઠક્કરબાપાને વાત કરી. આ પછી એ શેનવા લોકોનાં ઘર પડી ગયાં, એટલે આ હકીકત

ઠક્કરબાપાને જણાવી. ઠક્કરબાપાએ પેટલાદ, બોરસદ, નડિયાદ અને આણંદ તાલુકાની પછાત કોમોનાં પડી ગયેલાં ઘરોની તપાસ કરી મદદની યોજનાઓ કરવાનું કામ મોતીભાઈ અને તેમના પેટલાદ તાલુકાના સાથી શ્રી. હરિવલ્લભદાસને સોંપ્યું. એ કામમાં આ શેનવા લોકોનાં ઘરોના પ્રશ્નોનો પણ સમાવેશ થયો અને એ ખાતે મંજૂર થયેલા રાહતફંડમાંથી રૂા. ૫૮૧) શેનવા લોકો માટે ખેતર ખરીદવા માટે મળ્યા.

આ રીતે રૂા. ૭૮૧) ની મદદથી અને મોતીભાઈ અને તેમના મિત્રોની લાગવગથી શેનવા લોકો માટે તેમના મૂળ વાસની નજીક એક ખેતર ખરીદવામાં આવ્યું. આ ખેતરમાં ૪૦'×૧૬½' ના માપનું એક એવાં ૫૬ ઘરો બંધાય એવી યોજના તૈયાર કરવામાં આવી. જેને આ યોજનાનો લાભ લેવો હોય તેની પાસેથી ઘર દીઠ વાર્ષિક રૂા. ૧) જમીનનું ભાડું લેવાનું ઠરાવ્યું, અને તેને અપાયેલી જમીનમાં તે જાતે ઘર બાંધી લે એવી યોજના રાખી. જમીન ધર્માદા રખાઈ હતી. છતાં શેનવા લોકો સ્વાશ્રયી થાય, ઘર કે જમીન વેચી કે ગીરો મૂકી જાતે જ મુશ્કેલીમાં ન આવી પડે, એ ઉદ્દેશથી જ નામનું ભાડું લેવાનું રાખ્યું હતું, અને એ ભાડાની રકમનો ઉપયોગ તેમના જ હિતમાં કરવાનું ઠરાવ્યું હતું. અને આ કામ ઉપર કાયમની દેખરેખ રહે તે માટે જમીનનો દસ્તાવેજ 'વસો કેળવણી મંડળ'ના નામનો કરાવ્યો હતો (તા. ૩૧–૩–'૩૧).

આ યોજના તૈયાર થઈ હતી. અને શેનવા લોકોએ તેનો લાભ લેવા ઉમેદવારી નોંધાવી દીધી હતી. એટલે નવી જમીન ઉપર ઘરો બાંધવાનું શરૂ કરવાનું હતું. આ કામ મોતીભાઈએ આ રજાઓમાં આરંભ્યું. તે માટે વસો અને પેટલાદના મિત્રોને, આ કામમાં દિલસોજી ધરાવનાર અમલદારોને અને હરિજનસેવાનાં કામ કરનાર તથા બીજા સમાજસેવકોને જાહેર આમંત્રણ આપી શેનવા લોકોના ઉદ્ધારના આ પ્રથમ પ્રયત્નને જાહેર ઉત્સવ તરીકે ઊજવ્યો. તા. ૧૦–૩–'૩૫ ને રોજ નવી જમીન ઉપર ખાતમુહૂર્તનો વિધિ થયો. એ વિધિ વખતે હાજર રહેલા ગૃહસ્થોએ આ ગરીબ લોકોના ઉદ્ધારના પુણ્યકાર્યમાં કંઈ કંઈ મદદો આપવાનું જાહેર કર્યું: એક ગૃહસ્થે ઘરો બાંધવા માટે પાણીની જરૂર પડે ત્યારે કોસ ચલાવવાના

ખર્ચમાં રૂા. ૧૨૫) આપવાનું જાહેર કર્યું. બીજા ગૃહસ્થે નળિયાંના ખર્ચમાં રાહત મળે તે માટે એક હજાર નળિયાં દીઠ આઠ આના મદદ તરીકે આપવાનું જાહેર કર્યું. મોતીભાઈએ દરેક ઘરવાળાને બે ચોકઠાં અને એક જાળિયું મફત બક્ષિસ આપવાનું જાહેર કર્યું અને તે માટે નાણાં પોતે ઉઘરાવી લેવાની જવાબદારી સ્વીકારી.

આ વિધિ પછી બે માસમાં શેનવા લોકોએ સખત મહેનત કરી ઘરો બાંધી દીધાં. એ લોકોનો ઉત્સાહ જોઈ મોતીભાઈએ તેમને પોતે જાહેર કર્યું હતું તે કરતાં વધુ મદદો આપી. એક ચોકઠાને બદલે બે ચોકઠાં મફત આપ્યાં. છાપરાં ઉપર દેશી નળિયાં નાખવાનું ઠરાવેલું પણ ગણતરી કરતાં ૩ લાખ નળિયાં જોઈએ તેમ જણાયું. એટલી મોટી સંખ્યા ટૂંકા સમયમાં ન થઈ શકે એમ જણાયું, એટલે નાછૂટકે પતરાં વાપરવાનું ઠર્યું. તે માટે રૂા. ૩,૦૦૦ થી ૪,૦૦૦ જોઈએ. આવડી મોટી રકમ આ ગરીબ લોકોને કોણ ધીરે? એટલે મોતીભાઈએ તેમને માટે એક સહકારી મંડળી યોજી. આ મંડળીને 'વસો સહકારી બેંક' ઘરો લખાવી લઈને દરેક ઘર દીઠ રૂા. ૭૫) ધીરે એવી યોજના કરી. ૭ ટકા વ્યાજ લેવાનું રાખ્યું, અને માસિક રૂા. ૧) ના હપતા કરી આપ્યા.

ઉપરની યોજના પ્રમાણે બેંકના વ્યવસ્થાપકો તરફથી જ મોભ તથા પતરાં મંગાવી આપવાની વ્યવસ્થા થઈ. એટલે પડતર ભાવે એ માલ શેનવા લોકોને મળ્યો. ઠરાવેલી હદ પ્રમાણે દરેક ઘરવાળાને રૂા. ૭૫)નો માલ આ રીતે આપવામાં આવ્યો. તોપણ દરેકને કંઈક કંઈક ખૂટતું રહ્યું. તે આગળ ઉપર પૂરું કરી લેવાનું રાખ્યું. ઉપરાંત તેમને માટે એક સ્વતંત્ર કૂવો બંધાવી આપવાની તજવીજ શરૂ કરી. તે માટે તથા મફત અપાયેલાં ચોકઠાં માટે મોતીભાઈએ પોતાની પાસેથી તેમ જ પોતાના મિત્રો પાસેથી નાણાં એકઠાં કર્યાં અને ખૂટચાં તે ઠક્કરબાપા મારફતે મેળવ્યાં.

આ આખું કામ 'વસો કેળવણી મંડળ' અને 'વસો સહકારી બેંક'ના કાર્યકર્તાઓની મહેનત, જોખમદારી અને આર્થિક મદદથી થયું. શેનવા લોકોની સહકારી મંડળી કાઢી, પણ તેના વહીવટનું બધું કામ મોતીભાઈની દેખરેખ નીચે વસોની બેંકે ઉપાડ્યું. આમ નિવૃત્તિ પછી કરવાનાં કામોની એક દિશા નક્કી થઈ અને વસોની

એક 'રૂણના શેનવા લોકોની સહકારી મંડળી' સ્થાપી ગરીબોની સેવાની પ્રવૃત્તિની સ્થાપના કરી (તા. ૧૩–૫–'૩૫).

*

જે દિવસે રૂણના શેનવાની સહકારી મંડળી સ્થપાઈ તે જ દિવસે ગરીબોના ઉદ્ધારની એક બીજી મંડળી પણ સ્થપાઈ. એનો ઇતિહાસ પણ જાણવા જેવો છે.

એમ બન્યું કે આ રજાઓના દિવસોમાં એક દિવસ મોતીભાઈએ પોતાના ઘરનું પાણી ભરનાર નોકર સાથે તેના પગાર વગેરે સંબંધી વાત છેડી. માલૂમ પડ્યું કે તે નોકર પાણી ભરવાનો ધંધો કરતો હતો. કેળવણી મંડળની હાઈસ્કૂલમાં તે કામ કરવા બદલ તેને માસિક રૂ. ૯) પગાર મળતો હતો. તેને રૂ. ૮૦) દેવું હતું. તે દેવા પેટે તેને વ્યાજના માસિક રૂ. ૮) એક શાહુકાર (!)ને ઘેર ભરવાના હતા. એટલે એની કમાણીના રૂ. ૯)માંથી તે તો માત્ર એક રૂપિયાનો જ માલિક હતો. નોકર એટલો ભોળો હતો, કે મોતીભાઈએ એની વાત સાચી માની નહિ. તેમણે બીજા મિત્રોને આ હકીકત કહી, અને સાચી બિના શી છે તેની તપાસ કરાવી. તપાસ કરતાં તેની કહેલી હકીકત સાચી માલૂમ પડી. સૌ આશ્ચર્યચકિત થયા અને આવી રીતે ગરીબો સાથે ધીરધારનો ધંધો કરી તેમને સદા 'hewers of wood and drawers of water' (પાણી ભરનાર અને લાકડાં કાપનાર ગુલામો) રાખનાર લોકો આ જમાનામાં પણ હોય છે એ સ્થિતિ જાણી મોતીભાઈને ગરીબોની સેવાનું એક વિશાળ ક્ષેત્ર હાથ લાગ્યું. તેમણે તરત જ એ નોકરનું દેવું વાળી આપવાની યોજના કરી.

આ દેવું વાળવા તેના માસિક રૂ. ૯)ના પગારમાંથી રૂ. ૮) અગાઉની માફક તે આપ્યે જાય, અને બીજા દશ માસમાં તે દેવામાંથી મુક્ત થાય, એવી યોજના કરવામાં આવી. અને એ યોજના સફળ થાય, તથા બીજા નોકરો આવાં દેવાં કરતા અટકે અને કર્યાં હોય તો તેમાંથી મુક્ત થાય, તે માટે રૂણના શેનવાઓની મંડળી સાથે જ 'વસોના પગારદાર નોકરોની આંટ વધારનાર સહકારી મંડળી'ની સ્થાપના કરી (૧૩–૫–'૩૫).

## ૧૯

# નિવૃત્તિ – વિદાયસંદેશ

(તા. ૨૮-૧૧-'૩૫)

નિવૃત્તિ પછી કરવાની પ્રવૃત્તિઓ માટે વસો અને પેટલાદ તાલુકામાં ભૂમિકા રચાતી હતી, તેમ વડોદરામાં નિવૃત્તિ માટે છેવટની તૈયારીઓ થઈ રહી હતી. પણ નિવૃત્તિ માટેની તૈયારીનો મોતીભાઈનો અર્થ સામાન્ય રિવાજ કરતાં ઊલટો હતો. તેમણે નોકરી કરતાં કરતાં બને તેટલી લોકસેવા કરવાના પ્રયત્નો કર્યા હતા. અને નોકરી છોડતી વખતે પણ એ જ ભાવને તેમણે અનેક ગણો વધારી દીધો હતો. એટલે નિવૃત્તિના દિવસો જેમ જેમ નજીક આવતા ગયા તેમ તેમ સરકારી કામો જેટલાં થાય તેટલાં કરી છૂટવા તેમણે ચોતરફથી પ્રયત્નો આરંભ્યા. અધૂરાં કામો પૂરાં કરી તેમને સધ્ધર સ્થિતિમાં લાવી મૂકવા બનતું કરવા માંડયું, અને બાકી રહેલાં નવાં કામો બને તેટલાં શરૂ કરવા માંડયાં. જેમ જેમ કામો થતાં ગયાં તેમ તેમ મોતીભાઈને જાણે યૌવન પાછું આવતું હોય તેમ ઉત્સાહ વધવા લાગ્યો અને નિવૃત્તિના દિવસ પછી જિંદગીભરનો ચડેલો આરામ લઈ પોતાને મનગમતી નવીન પ્રવૃત્તિઓ શરૂ કરવાનાં સ્વપ્નો તે સેવવા લાગ્યા.

પણ ઉત્સાહનાં વિમાન એમ નિર્બંધ રીતે ઊડતાં હતાં તેવામાં એના ઉપર ઓચિંતી 'બ્રેક' વાગી. પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆત તેમણે વડોદરા મેલ ટ્રેનિંગ કૉલેજના શિક્ષકો દ્વારા કરી હતી. 'મિત્ર-મંડળ પુસ્તકાલયો'ની યોજના સૌથી પ્રથમ આ શિક્ષકો સમક્ષ મૂકવામાં આવી હતી, અને પાછળથી એમના દ્વારા જ એ પ્રવૃત્તિની જમાવટ પણ થઈ હતી. એટલે નિવૃત્તિ લેતા પહેલાં એ જ કૉલેજના શિક્ષકો સમક્ષ પાંચ ભાષણો આપવાની યોજના કરી. પણ એ યોજનાનો અમલ કરે તે પહેલાં એક દિવસ હોઠ ઉપર ઓચિંતો

ઝણઝણાટ થયો. ડૉક્ટરોને શરીર બતાવતાં માલૂમ પડ્યું કે, શરીરમાં લોહીનું દબાણ વધી ગયું હતું અને આરામ લેવાની જરૂર હતી.

ઘડીભર બધા કાર્યક્રમો બંધ રહ્યા. થોડા દિવસ આરામ અને ઉપચાર લેવાયા. તબિયતને આરામ થયેલો જણાયો. એટલે ફરી પાછું કામ શરૂ થયું. કામ શરૂ થયું અને ફરી 'બ્રેક' વાગી. નિવૃત્તિ પહેલાં જ નિવૃત્તિ લેવાની ફરજ પડી. બધાં કામો અને કાર્યક્રમો મોકૂફ રાખવાં પડ્યાં અને વસો આવી ફરજિયાત નિવૃત્તિ ભોગવવાનો કાર્યક્રમ યોજવો પડ્યો. વસોમાં હોય ત્યારે મોતીભાઈ ભાગ્યે જ કોઈ દિવસ કેળવણી મંડળની સંસ્થાઓમાં ગયા વિના રહેતા. તે રિવાજને પણ આ દિવસોમાં 'બ્રેક' વાગી. વાંચવા-લખવાનું પણ બંધ કરવું પડ્યું અને ડૉક્ટરોની સલાહ પ્રમાણે સંપૂર્ણ આરામ લેવાનું શરૂ કરવું પડ્યું.

ડૉક્ટરોની સલાહ હતી કે થોડા માસ કોઈ એકાંત સ્થળે જઈ સંપૂર્ણ શાન્તિ ભોગવવી. તે માટે દેવલાલી જવાના વિચારો ચાલતા હતા. પણ થોડા દિવસના આરામથી શરીરને સારો ફાયદો થતો જણાયો, અને નિવૃત્ત થવાની તારીખ, ૨૮ મા નવેમ્બર, નજીક આવવા લાગી. એટલે મોતીભાઈએ પોતાનું કામ પાછું હાથમાં લીધું. ડૉક્ટરોની સલાહ અને ચેતવણીને માન આપી નોકરી ઉપર ચડવાનું મોકૂફ રાખ્યું. પણ વડોદરે જઈ, અધૂરાં રહેલાં સરકારી કામો રામજીમંદિરના પોતાના મુકામ ઉપર મંગાવી ઘેર બેઠાં તેના નિકાલ કરવા માંડ્યા.

નિવૃત્તિના દિવસના એક અઠવાડિયા અગાઉ આ કામો પૂરાં કરવામાં મદદ કરવા અને તે સર્વની વિગતોની સમજ પાડવા રાજ્યના કાર્યકર્તાઓને પોતાની પાસે બોલાવી રાખ્યા અને બધા પ્રશ્નોના નિકાલ પોતાની જાતે કરવા રાતદિવસ કામ ચાલુ રાખ્યું. પુસ્તકાલય ખાતાના વહીવટનાં ધોરણો બાબત પાછળના કાર્યકર્તાઓને મુશ્કેલીઓ ન નડે તે માટે નાની નાની વિગતોની બને તેટલી ચોખવટ કરતી સૂચનાઓ, સર્ક્યૂલરો અને લેખો લખ્યા-લખાવ્યા. આ અરસામાં 'બ્લડ પ્રેશર' ઉપરાંત જમણા હાથનો અંગૂઠો પાક્યો હતો. તેથી લખવામાં ઘણી મુશ્કેલી પડતી. છતાં દઢતાથી એ દર્દને અવગણી રાતદિવસ કાગળો ઉપર સહીઓ કરવાનું

ચાલુ રાખ્યું. તા. ૨૮ મી નવેમ્બરે — છેલ્લે દિવસે — નોકરી ઉપર હાજર થયા. રોજની માફક શાન્તિથી કામ કર્યું અને અધૂરાં રહેલાં કામોના નિકાલ કર્યા. ઑફિસનો સમય પૂરો થવા આવ્યો તે પહેલાં બે કલાકે બે માણસો આવી પહોંચ્યા. એક ગામે પુસ્તકાલય ખોલવાનું હતું. લોકમદદ મળી હતી. પણ સરકારી બજેટ થઈ ગયેલાં હોવાથી ચાલુ વર્ષે સરકારી ગ્રાન્ટ મળી શકે તેમ નહોતું. મોતીભાઈ સાહેબ નિવૃત્ત થવાની તૈયારીમાં હતા, તેથી તેમને હાથે જ આ કામ થઈ જાય એવી ભાવનાથી આ બે જણ એમને આતુરતાથી શોધતા હતા.

મોતીભાઈએ એમની વાત એમની લાક્ષણિક ધીરજથી સાંભળી અને સરકારી રાહે મળતી મદદો લોકોને જે ભાવે પચીસ ત્રીસ વર્ષથી આપતા આવ્યા હતા તે ભાવથી, 'નિયમમાં અપવાદ' કરીને, પેલા ગામને પુસ્તકાલય ઉઘાડવાની મંજૂરી આપી.* અને પુસ્તકાલય કેમ ઉઘાડવું, તે પ્રત્યે ધનવાનોનો શો ધર્મ છે, વગેરે વાતો પણ સમજાવી.

સરકારી નોકરીને અંગે એમની એ છેલ્લી સેવા હતી. એક કલાક પછી એ કર્તવ્યભૂમિને તે સદાને માટે છોડવાના હતા. વડોદરાના જૂના સરકારવાડાનું મરાઠી યુગનું એ મકાન અને મોતીભાઈની એ બેઠક હજી હયાત છે. બહાર નવી ઢબના રસ્તા નંખાયા છે. સામે સેન્ટ્રલ લાયબ્રેરીનું અમેરિકન ઢબની રચનાવાળું મકાન ખડું છે. તેમાં અદ્યતન પદ્ધતિએ પુસ્તકાલયનો વહીવટ થાય છે, અને હિંદનાં મહાન પુસ્તકાલયોમાં એની ગણના થાય છે.

મોતીભાઈને એ ભવ્ય પુસ્તકાલય ખાતાના ઉપરી થવાની અનેક તકો મળેલી. એ હોદ્દે કાયમ થવાની પણ એમને સૂચનાઓ થયેલી. એથી ઊંચા હોદ્દા પણ એમણે ઇચ્છયું હોત તો મેળવી શકત. પણ એમણે તો જૂના સરકારવાડાના એ જૂની બાંધણીના મકાનમાં ગ્રામ જનતાની સ્થિતિના સૂચક, ઝાંખા, ઉદાસીન દેખાતા ઓરડામાં, અજાણ્યાને માલ વગરની લાગે એવી ખુરસીને જ વળગી રહેવાનું પસંદ કર્યું હતું. એ ખુરસીમાં વર્ષના ૩૬૫ દિવસમાંથી

* 'પુસ્તકાલય', એપ્રિલ, ૧૯૩૯, પૃ. ૩૫૪.

ભાગ્યે ૨૦૦ દિવસ તે બેસતા. બહારથી આવનારને એ ખુરસી ભાગ્યે જ આકર્ષક લાગતી. પણ એ નમ્ર દેખાતી ખુરસીએથી એમણે હજારો મનુષ્યોનાં જીવનમાં ગૌરવ પ્રગટાવ્યું હતું. એમની આજુ-બાજુ ખડકાયેલાં ફાટચાં-તૂટચાં પુસ્તકો અને પુસ્તકોની પેટીઓએ દીનહીન ગામડિયાંના જીવનમાં અજબ પ્રકાશ ફેંકચો હતો. એ પ્રકાશ ફેંકવા અને એ પ્રકાશ દ્વારા ધૂળે ઢાંકયાં ગામડિયાંની નિસ્તેજ આંખોમાં ચમક પ્રગટાવવા એમણે પ્રતિક્ષણ ચિંતન કર્યું હતું અને પ્રતિદિન પરિશ્રમ વેઠચો હતો.

મોતીભાઈ સાહેબ નિવૃત્ત થાય ત્યારે તેમને ભવ્ય માન આપવું એવા મનસૂબા ઘણા મિત્રો, સ્નેહીઓ અને ગામડાના કાર્યકર્તાઓએ કરી રાખ્યા હતા. તે માટે તેમના ઉપર ઘણા પત્રો આવવા લાગ્યા હતા, પણ મોતીભાઈએ વિરલ દઢતાથી એ પત્રોની અવગણના કરી હતી. પોતે ક્યારે નિવૃત્ત થવાના છે એની તેમણે કોઈને ખબર પડવા દીધી નહોતી. માત્ર છેલ્લે દિવસે જાતે જ સૌની વિદાય લીધી — આ રીતે :

સાંજે ઑફિસ છોડતા અગાઉ એક વિદાયસંદેશ ખાતાના કાર્યકર્તાઓ ઉપર લખી મોકલ્યો, અને બીજો વિદાયસંદેશ પ્રજા જોગ છપાવી પ્રગટ કર્યો. છેવટે, ૧૯૩૫ના નવેમ્બરની ૨૮ મી તારીખે સાંજના પાંચ વાગ્યે એ સતત કામથી સદા ભરેલી રહેતી ખુરસીને સ્વચ્છ, સરળ અને નિર્મળ બનાવી રોજની માફક જ ઑફિસેથી ઘેર જવા ઊભા થયા. એ જોઈ ઑફિસમાં કામ કરી રહેલા કામદારો એમની સમક્ષ આવી બેસી ગયા અને વિદાયસંદેશની માગણી કરી. એમને ઉદ્દેશી એમણે ભારે દિલે કહ્યું:

'મારી શારીરિક અશક્તિ છે અને તેમાં તમને છોડતાં મને લાગણી થઈ આવે એ સ્વાભાવિક છે. તમારી સાથે કામ કરવામાં મને આનંદ અને મઝા પડચાં છે. મારા કારણે તમને પણ દુઃખ ન થવું જોઈએ, છતાં થયું હોય તો હું ક્ષમા માગી લઉં છું. અને ઇચ્છું છું કે જે ભાવથી હું કામ કરતો આવ્યો છું અને હજુ કરવાનો છું એ ભાવથી સેવાવૃત્તિ રાખીને પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ આગળ ધપાવ્યે જશો.

પુસ્તકાલય પ્રવૃત્તિ સાથેનો મારો સંબંધ તૂટવાનો નથી. ઈશ્વરેચ્છા હશે તો હું હજી બહાર ત્રણ વર્ષ સુધી આ કામ કર્યે જઈશ. ત્રણ વર્ષ પછી લોકોપયોગી બીજી જાહેર પ્રવૃત્તિમાં પડીશ, અને જ્યાં હોઈશ ત્યાં સેવાકાર્ય કર્યે જઈશ.

તમો સૌ કોઈની સાથે વિવેક–વિનયથી વર્તશો. કારકુનોમાં અંદર અંદર અને બહારના લોકો સાથે પણ ભાવનાથી કામ કરશો. મેં અધિકારીની દૃષ્ટિ કે ભાવના રાખી નથી; માનની ઇચ્છા રાખી નથી; માત્ર સેવાનો જ ખ્યાલ રાખ્યો છે, અને સેવક બનવા પ્રયત્ન કર્યો છે. તમો સૌ એ પ્રમાણે સેવાનો જ ખ્યાલ રાખશો.

મને ચહાતા હો તો મારા કામને ચાહજો. જેમ ઈશ્વરને ચહાતા હોઈએ તો તેના કાર્યને ચાહવું એમાં જ ખરી ભક્તિ છે, તેમ ઈશ્વર તમારામાં સેવાની હંમેશ પ્રેરણા આપે એ જ મારી અંતિમ પ્રાર્થના છે.'

## ૨૦

# અમલદારોમાં અજોડ

(૧૯૧૫ થી ૧૯૩૫)

નિવૃત્તિ લેવાની છેલ્લી ક્ષણ સુધી શુદ્ધ નિષ્ઠાથી રાજાપ્રજાની સેવામાં જ લીન રહેનાર; એ સેવા કર્યા બદલ કોઈ પણ બદલો કે માનપાનની આશા નહિ રાખનાર; અને તેવાં માનપાનનો દઢતાથી ત્યાગ કરનાર; સેવાની સફળતાનો યશ પોતાના નજીકના તેમ જ દૂરના નાનામોટા સાથીઓને વહેંચી આપનાર; અને સેવાનું ક્ષેત્ર છોડતાં 'મને ચહાતા હો તો મારા કામને ચાહજો' એવો માર્ગ-દર્શક સંદેશો આપનાર — મોતીભાઈ અમલદારોમાં અજોડ હતા. અનેક રીતે અજોડ હતા.

સામાન્ય મનુષ્યો જેને ઝંખે છે તે ધન, કીર્તિ અને સત્તા આપનારી અમલદારીથી તે દૂર રહ્યા હતા. વ્યક્તિ તરીકે તેમ જ સરકારી નોકર તરીકે સેવક થવાનો અને સેવક જ રહેવાનો આદર્શ તેમણે સેવ્યો હતો અને દેહ સુધી એ આદર્શને તેમણે ખીલવ્યો હતો. જ્ઞાનપ્રચાર કરી ગરીબ, અજ્ઞાન, ગામડિયાઓની સેવા કરવાના પવિત્ર આશયથી જ તે શિક્ષક થયા હતા, અને પોતે સ્વીકારેલા સેવાધર્મના પાલન માટે સરકારી નોકરી સિવાય બીજું કોઈ સાધન નહિ હોવાથી જ તેમણે સરકારી નોકરી શોધીને મેળવી હતી. એ નોકરીનું ગૌરવ, એની સગવડો અને એની મર્યાદાઓ — એ સર્વનો એમણે પોતે સ્વીકારેલા' સેવાધર્મના પાલન માટે જ ઉપયોગ કર્યો હતો અને એ સર્વ છોડયું તે પણ એ ધર્મના વધુ પાલન માટે જ.

આ સેવાધર્મના પાલન માટે તેમણે લોકોને ડરાવનાર અને દૂર રાખનાર સરકારી અમલદારીનાં સર્વ ચિહ્નોનો પહેલેથી છેલ્લે સુધી ત્યાગ કર્યો હતો. સરકારી અમલદાર કોટ-પાટલૂનનો પોષાક પહેરે અને તે દ્વારા દૂરથી પોતાના આગમનની જાહેરાત કરે. તેને બદલે મોતીભાઈ લોકોનો જ પોષાક પહેરતા અને લોકોના જ

પ્રતિનિધિ હોય તેમ વર્તતા. કછોટાવાળું ધોતિયું, સફેદ લાંબો કોટ, અને પાટીદારિયા પાઘડી — એ વેષમાં સજ્જ થયેલું કદાવર, ખડતલ શરીર; એ શરીરમાં લાંબી ભરાવદાર મૂછવાળું, ગંભીર, ચિંતનઘેરું, કંઈક વિષાદછાયું, પણ બોલે ત્યારે નક્કર અનુભવ, ઊંડી આત્મનિષ્ઠા, સૂક્ષ્મ ગૌરવ અને નિર્મળ પ્રેમ દાખવતું મોં — એવી એમની મૂર્તિ, તે અમલદાર હતા એમ સૂચવવાને બદલે તે ચરોતરના સાચા પાટીદાર હતા, એમ જ વધુ સૂચવતી.

પાછળથી ગાંધીયુગ આવતાં પાટીદારી પોષાકમાંથી સમાજ-સેવકના પોષાકમાં પરિવર્તન થયેલું. પાઘડીને બદલે ટોપી પહેરતા થયેલા. મૂછો ટૂંકી કતરાવતા. ચહેરા ઉપરની ગંભીરતામાં ચિત્તની પ્રસન્નતાની રેખાઓ પ્રગટેલી. એટલો ફેરફાર થયેલો. સેવાધર્મના વિકાસનું જ જાણે મૂર્ત સ્વરૂપ !

*

અને અમલદારીનો પોષાક નહોતા પહેરતા, તેમ અમલદારીનો 'દોર' પણ કદી દાખવતા નહિ. હાથ નીચેના નોકરે કે પુસ્તકાલયના કોઈ મંત્રીએ કંઈ ભૂલ કરી હોય અને તે પકડાતાં 'અમીન સાહેબ' શું કહેશે એ વિચારે તે ફફડતો હોય, પણ 'અમીન સાહેબ' શિક્ષા કરવાને બદલે ભૂલ સુધારવાની જ સૂચના કે શિખામણ આપે : 'હવેથી આમ કરજો' અથવા 'આમ કર્યું હોત તો ?' એટલું જ કહે — અને 'સાહેબ' વિષેનો ડર ઓગળી જઈ તેમના સૌજન્યની સુવાસ પ્રસરે. એ અનુભવ સાર્વત્રિક હતો.

ખાતાના ઉપરી તરીકે એમની ખ્યાતિ જ્યારે ખૂબ પ્રસરી ત્યારે પુસ્તકાલયોના કામે તેમને અનેક પ્રકારના લોકો મળવા આવતા. તે વખતે એક અમલદાર તરીકે તેમણે કલ્પેલું 'અમીન સાહેબ'નું અમલદારી દમામવાળું ચિત્ર તેમનો સાદો પોષાક, તેમની નમ્રતા, સરળતા, અને બીજાને અનુકૂળતા કરી આપવાની એમની તત્પરતા, એ બધાથી એકદમ પલટાઈ જતું અને 'અમલદારો તો આવા જ જોઈએ' એ ઉદ્‌ગાર કાઢતા તેઓ તેમની વિદાય લેતા !

અમલદાર તરીકે મુસાફરી કરતાં સેકંડ ક્લાસની ટિકિટનું તેમને ભાડું મળી શકતું, પણ કદી સેકંડ ક્લાસમાં મુસાફરી કરતા નહિ. એ જાણી કેટલાકને આશ્ચર્ય થતું, અને તેઓ કારણ પૂછતા તો

કહેતા, 'Because there is no fourth class! (કારણ કે ચોથો વર્ગ ગાડીવાળાએ રાખ્યો નથી!)' અને ઉમેરતા કે, 'આ શબ્દો મારા નહિ, પણ ઠક્કરબાપાના છે!'

સેકંડ ક્લાસમાં ન બેસે, એટલે સરકાર પાસેથી ભાડું પણ સેકંડ ક્લાસનું ન લે. આથી ઊલટું, ઘણી વાર એમ બનતું કે, સરકારી નિયમ પ્રમાણે વર્ષમાં અમુક દિવસ ફેરણી કરવાની હોય એ કરી રહ્યા પછી જ કોઈ મહત્ત્વના કામે ડિસ્ટ્રિક્ટમાં જવાનું થાય. તે વખતે તે એક ક્ષણ પણ ગુમાવ્યા વિના દોડી જતા. તેના ભથ્થા-ભાડાના પૈસા સરકાર પાસે મગાય નહિ, અને માગે તો સરકાર આપે પણ નહિ. આ સિવાય ઘણી વાર દૂરદૂરનાં ગામોમાં કષ્ટ વેઠીને પુસ્તકાલયોને જોવા કે મદદ કરવા જવું પડતું. તે સર્વ માટે પોતાને ખર્ચે અને અગવડો વેઠીને દોડી જતા. આ વિષે ભાણાભાઈ ઉપરના એક પત્રમાં આ પ્રમાણે વંચાય છે:

'કડીથી એક ગામ છએક માઈલના અંતરે રાજપુર કરીને છે. ત્યાં નવું પુસ્તકાલયનું મકાન બંધાવેલું છે. તે જોવા જઈ આવ્યો. મોટરનું ભાડું રૂા. ૫) જતાં આવતાં આપ્યું. મને પુસ્તકાલય પ્રવૃત્તિ માટે ખાસ લાગણી ન હોત તો ઘરના પાંચ રૂપિયા આપીને હું એ ગામ જોવા ન ગયો હોત. મારે માટે ફરવાના ૧૬૦ દિવસ નક્કી થયા છે. પરંતુ કડીથી દૂર ગામડાંમાં જવાનું મારે માટે ફરજિયાત નથી. રાજપુર ન ગયો હોત તો ચાલી શકત. પુસ્તકા-લયોનો પગાર લેવો એટલે કામ બરાબર કરવું, વેઠ ન ઉતારવી અને જરૂર પડે ત્યાં ખર્ચની પરવા ન કરવી. મારું કામ કેમ વખણાય છે તેની આ કૂંચી છે. જે કરવું તે ભાવપૂર્વક કરવું આ એનો સાર છે.'

આ કાર્યપદ્ધતિ અને સેવાની ધગશને લીધે, મોતીભાઈ ક્યારે સરકારી કામે હતા અને ક્યારે ખાનગી કામે, એ કહેવું મુશ્કેલ પડતું. છતાં સરકારી અને ખાનગી સંબંધોનો વિવેક તે બહુ સૂક્ષ્મતાથી જાળવતા અને પાળતા.

સરકારી નોકરી હતી ત્યાં સુધી તેમણે સરકાર તેમ જ પ્રજાના કોઈ પ્રતિનિધિ પાસેથી નાની સરખી પણ ભેટ કે બક્ષિસ સ્વીકારી નહોતી. શરૂઆતનાં વર્ષોમાં આવી ભેટો અનેક પ્રકારની યુક્તિઓ

અને આગ્રહ કરી લોકો તેમને ઘેર મૂકી જતા. તે સર્વ દઢતાથી પાછી વાળતા, અને પાછી વાળવાનું શકય ન હોય તો તે ગરીબોને આપી દેતા

ડિસ્ટ્રિકટમાં જતા ત્યારે પોતાને સરકારી રાહે મળતો પટાવાળો અને રસોઇયો સાથે રાખતા. તેમની સાથે સરકારી ઉતારે જ મુકામ કરતા અને ત્યાં જ રસોઈ કરાવતા. ગામમાં ઓળખીતા હોય કે ગામલોક આગ્રહ કરી આમંત્રણ આપે, તોપણ કોઈને ત્યાં જમતા નહિ. આ બાબતમાં અંગત મિત્રોને ત્યાં કોઈ કોઈ વખત જમવાનો અપવાદ થતો. તે સિવાય લોકોનો એક પાઈનો પણ ઉપકાર નહિ સ્વીકારવાનો નિયમ ચુસ્ત રીતે પળાતો.

કોઈ વાર એવું બનતું કે યુક્તિ કરી ગામલોક તેમને માટે સીધુંસામાન મોકલવા પ્રયત્ન કરતા. આવું ન બને તે માટે તે સાવધ રહેતા, અને અગાઉથી પૂછપરછ કરી સીધાસામાનની કિંમત જાણી લઈ તે આપવાનો બંદોબસ્ત કરતા. એક વખત એક ગામનો ભંગી મોતીભાઈને ઉતારે લાકડાં નાખી ગયેલો. તેને પૈસા આપવા માંડ્યા. તે લેવા તેણે ના પાડી. આગ્રહ કર્યો તોપણ ના પાડી. મોતીભાઈએ એથી બમણા પૈસા એ ગામના પુસ્તકાલયને આપવા તજવીજ કરી.

આવું ઘણી વાર બનતું. તેવે પ્રસંગે જે ખર્ચ થતું હોય તે તે ગામના કોઈ સાર્વજનિક કામમાં આપી દેવાનો મોતીભાઈએ સામાન્ય રિવાજ રાખ્યો હતો.

અમલદાર તરીકે આમ સરકારી નિયમોની હદમાં રહીને જ સુખસગવડ ભોગવતા. પણ એવી સુખસગવડો હોવા છતાં તેનો ઓછામાં ઓછો ઉપયોગ કરવા તરફ પ્રયત્ન રહેતો. ગામડાંમાં જવા માટે ગાડું, એક્કો કે મોટર સામાન્ય રીતે બધા અમલદારો વાપરે છે. એ સાધનોનો મોતીભાઈ નાછૂટકે જ ઉપયોગ કરતા. ગામડાંમાં પગે ચાલીને જવું એ એમનો સામાન્ય રિવાજ હતો. સાથે કોઈ હોય જ. એટલે આખે રસ્તે વાતો ચાલે એ એમની સામાન્ય ટેવ હતી.

*

પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિમાં બને ત્યાં સુધી કશી અડચણ નડે નહિ, અને સગવડો બને તેટલી થાય, એ એમની કાર્યનીતિ હતી. એ નીતિ ખાતાના રોજના વહીવટમાં બારીક રીતે એમણે ઉતારી હતી.

ખાતામાં હજારો રૂપિયાની લેવડદેવડ થતી. તેને અંગે ટપાલ આવે તેમાં કોઈ કોઈ વાર 'not paid' કાગળો આવતા. તેવા કાગળો પાછા નહિ ધકેલતાં તેનું પોસ્ટેજ મોતીભાઈએ પોતાના ખિસ્સામાંથી આપવાનું રાખેલું, જેથી કામના નિકાલમાં વિલંબ થાય નહિ. એ જ રીતે પુસ્તકાલયને અંગેના કામ માટે અનેક પ્રકારના લોકો મળવા આવતા. તે સર્વને વિના વિલંબે તે મળતા અને બનતો સંતોષ આપી વિદાય કરતા.

આવી સરળતા હતી, તેથી તેનો કોઈ કોઈ વખત ગેરઉપયોગ થતો. એવે પ્રસંગે સરકારનું અને પ્રવૃત્તિનું હિત સાચવી જેટલી ઉદારતા – માણસાઈ – દાખવી શકાય તેટલી તે દાખવતા. પણ સત્તાનો ઉપયોગ કરવાની જરૂર પડતાં તે તેમ કરવાનું પણ ચૂકતા નહિ. એવા દાખલા જૂજ હતા, છતાં એની નોંધ એમણે પોતે જ 'પુસ્તકાલય ખાતાના વહીવટમાં ત્રુટીઓ' એ નામના લેખમાં કરી છે. એ ઉપરથી લોકોની નીતિરીતિનો અને તેની સાથે સરકારી અમલદારોને કેવી રીતે કામ લેવું પડે છે તેનો ખ્યાલ આવે છે.

*

પુસ્તકાલય ખાતું લોકોને વધારે ને વધારે ઉપયોગી કેમ થઈ શકે તે માટે મોતીભાઈએ અનેકવિધ યોજનાઓ કરી છે. તે ઉપરાંત તેમણે પોતાની જવાબદારી ઉપર પણ લોકોને અનેક પ્રકારની સગવડો આપી હતી. પુસ્તકપ્રચાર એ એવો વ્યવસાય છે કે એમાં અનીતિને સ્થાન જ નથી. પુસ્તક કોઈ ચોરી જાય તોપણ એ વાંચવા માટે જ. એટલે ચોરાયલું પુસ્તક પણ જ્યાં હશે ત્યાં વંચાશે જ, અને એ રીતે જ્ઞાનપ્રચારનો હેતુ સધાશે, એ સમજથી મોતીભાઈ અનેક અજાણ્યા વાચકોના જામીન થતા. અને નિયમના બન્ધનને લીધે કોઈની વાંચવાની તરસ છિપાવવામાં અંતરાય આવતો હોય તો તે દૂર કરી આપતા. આવી જામીનગીરીથી એમને વર્ષ આખરે

જૂજ રકમ જોડવી પડતી. તે વખતે તે એટલું જ કહેતા, 'આટલી કિંમતે જ્ઞાનપ્રચાર કેટલો બધો થયો!'

આ બાબતમાં વિદ્વાનો માટે તો મોતીભાઈ એક આશ્રયસ્થાન બની રહ્યા હતા. ગુજરાતના કોઈ પણ ભાગમાંથી કોઈ વિદ્વાન પુસ્તક મંગાવે તો મોતીભાઈ પોતાની જોખમદારી ઉપર તે મોકલતા. આમ છતાં પોતાના સગાસંબંધીઓ નિયમ વિરુદ્ધ એમની અમલદારીનો લાભ લેવા ઇચ્છે તો તેમને નિરાશ થવું પડતું. તેનો એક નમૂનો નીચેના પત્રમાં મળે છે. પત્ર તેમના ભત્રીજાને જ લખેલો છે:

વસો, તા. ૧૨–૬–'૨૫

ચિ. ભાઈ ચંદુભાઈ,

તમારો પત્ર ભાઈ રામભાઈએ પહોંચાડેલો. જવાબ આજે જ આપી શકું છું. Travelling લાયબ્રેરીની પેટી વડોદરેથી સુરત તમને મળી શકે નહિ. સુરતમાં સાર્વજનિક લાયબ્રેરી હશે તેની ફી ભરી સભાસદ થવું અથવા પાટીદાર વિદ્યાર્થી બોર્ડિંગ હાઉસની લાયબ્રેરીમાં તમને ફ્રી પુસ્તકો મળે તેવી તજવીજ કરી આપીશ. વડોદરા રાજ્ય બહાર ટ્રાવેલિંગ લાયબ્રેરીની પેટીઓ જઈ શકતી નથી. કોઈ કોઈને ખાનગી રીતે હું મોકલી આપું છું પણ તે ખાસ કોઈ વિષયનો અભ્યાસી હોય અને લેખો લખવા પુસ્તકો જોઈતાં હોય તો જ અથવા તો અત્યંજ શાળા કે ભાલ સેવા મંડળ જેવી સંસ્થાને મોકલી આપીએ. તમારા જેવા વાર્તાઓ વાંચનાર ખાનગી માણસોને નહિ.

*

અમલદારીના અમલમાં આમ સૂક્ષ્મ વિવેક રખાતો, તેથી અમલદારી અનેક રીતે સાર્થક બનતી. પણ એક બાબતમાં મોતીભાઈની અમલદારીની ખાસ વિશેષતા હતી. તેથી તેમના ખાતાના નોકરવર્ગના તે માનીતા અમલદાર બની રહ્યા હતા.

ખાતાના કામદારોના પગાર શરૂઆતમાં ઘણા ટૂંકા હતા. તે વધારવા મોતીભાઈ ઘણા પ્રયત્ન કરતા. પણ તેમાં સફળતા મળતી નહિ. કેટલીક વાર તો નીચલા દરજ્જાના કામદારોના પગાર વધારવા

સરકારી અંદાજપત્રમાં સગવડ રહે તે માટે પોતાની ચઢેલી બઢતીની માગણી કરવાનું પણ મોકૂફ રાખતા, પણ સરકારી વહીવટમાં એવી પદ્ધતિને સ્થાન હતું નહિ. એટલે પોતાના કામદાર વર્ગ તરફ તેમને હમેશ દિલસોજી રહેતી અને તેમની આર્થિક સ્થિતિ સુધરે તે માટે તે તક આવ્યે બનતા પ્રયત્નો કરતા.

શરૂઆતમાં જ્યારે તે વડોદરા આવ્યા ત્યારે એમની ઑફિસમાં એક કમાઠી એમના જોવામાં આવ્યો. તે ભણેલો હતો છતાં માસિક સાત રૂપિયામાં એ કમાઠીની નોકરી કરતો. મોતીભાઈએ તેને તરત ધ્યાનમાં લીધો. ઉપરીની પરવાનગી લઈ તેને કમાઠીની ફરજોમાંથી મુક્ત કરી એ જ પગારે કારકુની કામ આપ્યું. એક બે વર્ષમાં એને એ કામની તાલીમ આપી કમાઠીમાંથી કારકુનના ગ્રેડમાં મુકાવ્યો. એ જગાએ તેણે મોતીભાઈની સાથે ઠેઠ સુધી કામ કર્યું. અને મોતીભાઈના વિશ્વાસુ કામદારોમાંનો એક બની રહ્યો.

*

આગળ જતાં એક બ્રાહ્મણ પટાવાળો હાથ ચડ્યો. તેને રૂ. ૭નો પગાર મળે. એ ભણેલો હોવા છતાં એના ભણતરનો ઉપયોગ કરવાને સરકારી નોકરીના તંત્રમાં અવકાશ કશો ન મળે. આ પટાવાળો નવરાશને વખતે એના ઉપરીને ત્યાં રસોઈનું કામ કરી ઉપરીને ખુશ રાખતો અને પેટગુજારો કરતો. પાછળથી એને મોતીભાઈએ પોતાને ત્યાં રસોઈ કરવા રાખ્યો.

સરકારી પટાવાળો જ રસોઈનું કામ કરે તેથી અમલદારને તેમ જ પટાવાળાને બંનેને સગવડ થાય, એ તો દેખીતું જ છે. પણ મોતીભાઈની નજર એને પગભર કરવા તરફ હતી. તેમણે એ પટાવાળાના જીવનની ઊંડા ઊતરી તપાસ કરી. માલૂમ પડ્યું કે એને ઠીક પ્રમાણમાં જમીન હતી, માબાપ હતાં, અને દેવાની જવાબદારી હતી. નોકરીને કારણે તે જમીન સંભાળી શકતો નહોતો. ટૂંકા પગારને કારણે માબાપ તરફની ફરજ બજાવી શકતો નહોતો. અને લગ્ન પણ કરી શકતો નહોતો.

આ સંજોગો જાણી લઈ મોતીભાઈએ એ રસોઇયાને સંજોગોની સંકડામણમાંથી છોડવાના પ્રયત્નો આરંભ્યા. પગાર તરીકે નહિ, પણ બક્ષિસ તરીકે રસોઈ કર્યાના બદલામાં તેને કંઈક રકમ આપવાનું

ચાલુ કર્યું. નોકરીને અંગે અમુક જ રજાઓ મળી શકે અને તે અમલદારની મરજી પ્રમાણે મળે તેનો પૂરેપૂરો લાભ એને આપ્યો. બીજા અમલદારો પોતાની સગવડે રજા આપે ત્યારે મોતીભાઈએ પટાવાળાની સગવડ સાચવવાની નીતિ સ્વીકારી. ચોમાસામાં ખેતી કરી શકાય અને જમીનનું ઉત્પન્ન લઈ શકાય તે માટે અનુકૂળ સમયે તેને રજાઓ આપવા માંડી.

પરિણામ એ આવ્યું કે પાંચ સાત રૂપિયાના પગારવાળા પટાવાળાની આવકમાં અસાધારણ વધારો થવા માંડ્યો. એની જમીન એને ફળવા લાગી. એનું દેવું ફીટી ગયું. માબાપને તે યાત્રા કરાવી શક્યો. લગ્ન કરી શક્યો. પટાવાળો હોવા છતાં માણસ બની શક્યો અને મોતીભાઈની સાથે દેશપરદેશ ફરી મોતીભાઈની સાહેબી ભોગવી શક્યો.

*

ટૂંકા પગારવાળા પોતાના કામદારોની વ્યાવહારિક મુશ્કેલીઓ દૂર કરવાના આવા અનેક પ્રયત્નો મોતીભાઈએ કર્યા હતા. સામાન્ય રીતે જ્યારે અમલદારનો પગાર વધે ત્યારે મિજબાની કરવાનો રિવાજ હતો. તેને બદલે મોતીભાઈ નોકરોને વાસણોની બક્ષિસ આપતા. અવારનવાર પોતાને ખર્ચે ઉજાણી કરાવતા અને પ્રવાસે મોકલતા. અને એક યા બીજા પ્રકારે તેમને આર્થિક રાહત મળે તેવા પ્રયત્ન કરતા. એ પ્રયત્નોના ઉત્તમ અને અનુકરણીય નમૂનારૂપ, વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના નોકરોની સહાય માટે યોજેલા 'પાઈફંડ'ની હકીકત જાણવા જેવી છે.

છેક ૧૯૧૭ના વર્ષની વાત છે. પુસ્તકાલય ખાતાનો એક નોકર મરણ પામ્યો. તેને માસિક બે ત્રણ રૂપિયા જ પગાર મળતો. ગરીબાઈ એટલી હતી કે એના શબને બાળવા કફન અને લાકડાં જોઈએ, તે માટે એના ઘરમાં સાધન ન મળે. એ સાધન મેળવી આપનાર કોઈ ન મળે. પતિના મરણનું હૈયાફાટ રુદન હૈયામાં જ દબાવી, એ નોકરની હતભાગી સ્ત્રી પુસ્તકાલય ખાતાની ઑફિસમાં જાતે જ આવી અને તે વખતના હેડ કલાર્કને તેણે પોતાની કથની કહી સંભળાવી. હેડ કલાર્કે તરત જ તેની મુશ્કેલી ટાળી — જરૂરી નાણાં આપ્યાં.

મોતીભાઈને આ વાતની ખબર પડતાં, તે જ ક્ષણે તેમણે પોતાના ખાતાના નોકરોને આવો પ્રસંગ ફરી ન બને તે માટે એક 'પાઈફંડ'ની યોજના કરી. એ યોજના આગળ જતાં સ્થાયી રૂપ પામી. તેમાં ખાતાના નાનામોટા સર્વ નોકરો જોડાયા. ખોટનો ખજાનો સદા મોતીભાઈ જ રહ્યા. એનાથી અજ્ઞાન અને ગરીબ નોકરોને મહિને મહિને કંઈક કંઈક રકમ ફરજિયાત બચવા માંડી અને તે ફંડમાં જમા થવા માંડી. ખાતાના કામદારો પૈકી સેવાભાવી અને વ્યવહારકુશળ ગૃહસ્થોએ એનો વહીવટ કર્યો. એટલે પાઈએ પાઈનો હિસાબ રહ્યો અને યોજનામાં જોડાયેલા સભ્યોને જ્યારે જરૂર પડી ત્યારે યોગ્ય મદદો થવા માંડી.

ઈ. સ. ૧૯૩૪માં ખાતાના ઉપરી શ્રી. ન્યૂટન મોહન દત્ત મરણ પામ્યા ત્યારે, તેમના પ્રત્યેના સદ્ભાવ અને અહેશાનને વ્યક્ત કરવા, આ ફંડ સાથે એમનું નામ જોડવામાં આવ્યું. અને મોતીભાઈ નિવૃત્ત થયા ત્યાં સુધી તે નિર્વિઘ્ને ચાલુ રહ્યું. પણ એમની નિવૃત્તિ પછી મુશ્કેલીઓ ઊભી થઈ. એટલે એને બંધ કરવું પડયું. બંધ કરતી વખતે (૧૯૩૬ની આખરે) એનું સરવૈયું કાઢવામાં આવ્યું તો ૨૦ વર્ષના એના વહીવટ દરમ્યાન 'પાઇફંડ'ની યોજનામાં રૂ. ૭૨૨-૧૦-૮ની રકમ જમા થઈ હતી. પણ એ રકમ વડે ૬૬ ઇસમોને કુલ રૂપિયા ૧૧,૫૪૮નું ધીરાણ થયું હતું.* તે બધું વસૂલ આવ્યું હતું. તેમાંથી સભ્યોની ફરજિયાત બચતના રૂ. ૮૪૮–૧૧–૧ જે તે સભ્યને પરત આપ્યા, રૂ. ૨૭૩–૩–૯ નોકરોને કરેલી મદદના માંડી વાળ્યા. રૂ. ૮૩-૦–૧ એવી મદદો કરવા માટે રહેવા દીધા અને બાકી વધેલા રૂ. ૫૦૧–૮–૦ ખાતાના સદ્ગત અધિકારી દત્ત સાહેબને નામે પુસ્તકાલય પ્રવૃત્તિને મદદ કરવાની યોજના માટે ટ્રસ્ટ તરીકે 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.'ને સોંપ્યા.

*

* 'વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના નોકરોને સહાય માટેનું . . . . ફંડનું છેલ્લું નિવેદન,' પરિશિષ્ટ ૫: 'પુસ્તકાલય', માર્ચ, ૧૯૩૭. ધીરાણની વિગતો પણ જાણવા જેવી છે: જુઓ પરિશિષ્ટ ૨ અને ૩, 'પુસ્તકાલય', મે, ૧૯૩૫.

'દમડી કરતાં કરતાં રૂપિયો થાય', 'ઝાઝા હાથ રળિયામણા', 'વિના સહકાર નહિ ઉદ્ધાર', 'ત્રેવડ ત્રીજો ભાઈ', 'સંપ ત્યાં જંપ', 'જનસેવા એ પ્રભુસેવા છે', 'સ્વાશ્રયમાં જ સ્વતંત્રતા છે', 'જેને સેવા કરવી છે તેને ક્ષેત્ર, સમય કે પ્રસંગની રાહ જોવાની હોતી નથી; જ્યાં તે ફરતો હોય, ઊભો હોય, રહેતો હોય વા કામ કરતો હોય તેવા દરેક સ્થળે અને દરેક પળે તે સેવાના પ્રસંગો મેળવી શકે છે જ.'—એ સર્વ જૂનાં નવાં સુભાષિતો આ 'પાઈફંડે' સિદ્ધ કરી બતાવ્યાં. એ સિદ્ધિની મધ્યમાં મોતીભાઈનો સેવાધર્મ બિરાજતો હતો એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય!

## ૨૧

# સેવાનું સરવૈયું—કાર્યસિદ્ધિ

(૧૯૩૫-૩૬)

તા. ૨૮-૧૧-'૩૫ને રોજ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ મોતીભાઈ સીધા મુંબઈ ગયા. ત્યાં વરસોવાને દરિયાકિનારે આવેલા એક આરોગ્યભવનમાં મુકામ કર્યો અને જીવનભરના ચડેલા આરામને અધિકારપૂર્વક ભોગવવા લાગ્યા.

નિવૃત્તિ લેતી વખતે કોઈ જાતનો જાહેર વિધિ કર્યો નહોતો, છતાં એ સમાચાર જોતજોતામાં ગુજરાતમાં ફરી વળ્યા અને વર્તમાનપત્રો તથા માસિકોએ એની નોંધ લીધી. દરમ્યાન 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.' તરફથી પુસ્તકાલય ખાતાના સક્યૂલરો, જાહેરાતો, સૂચનાઓ, વગેરેનું 'એકીકરણ ભાગ ૩જો' પ્રગટ થયું તા. (૨૯-૨-'૩૬). તેમાં ૧૯૩૫ના ડિસેંબર આખર સુધીનું પુસ્તકાલય ખાતાનું સરવૈયું (પૃ. ૩૨૯) બહાર પડ્યું. તેની તારીજ આ પ્રમાણે હતી:

### ૧. ગામ તથા પુસ્તકાલય—સંખ્યા

૧. રાજ્યમાં ગામોની કુલ સંખ્યા ૨,૯૫૮

૨. રાજ્યમાં શાળાવાળાં ગામોની કુલ સંખ્યા ૧,૪૨૪

૩. શાળા તેમ જ પુસ્તકાલયવાળાં ગામોની સંખ્યા ૧,૦૮૦

૪. શાળાવાળાં છતાં પુસ્તકાલય વિનાનાં ગામોની કુલ સંખ્યા ૩૪૪

૫. શાળા વિનાનાં પુસ્તકાલયવાળાં ગામોની સંખ્યા ૩૬

### ૨. વસ્તી તથા વાચનની વિગત

૧. વડોદરા રાજ્યની કુલ વસ્તી ૨૪,૪૩,૦૦૭

૨. ભણેલાં સ્ત્રીપુરુષોની વસ્તી ૪,૩૪,૭૩૪

૩. રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયમાં પુસ્તકોની કુલ સંખ્યા ૯,૦૭,૩૫૦

૪. રાજ્યનાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૭,૯૯,૩૧૪
૫. રાજ્યના વાચકોની કુલ સંખ્યા ૧,૪૮,૮૭૪*

*

એ એક અકસ્માત હતો કે, ઈ. સ. ૧૯૦૬ના વર્ષમાં મોતીભાઈએ સ્વયંપ્રેરણાથી અને સ્વાશ્રયને બળે 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના શરૂ કરી તે જ વર્ષે વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો શરૂ કરવામાં આવ્યો હતો. જે પ્રયત્નો મોતીભાઈએ સેવાભાવે શરૂ કર્યા હતા તે જ પ્રયત્નો શ્રીમંત મહારાજા સયાજીરાવ પોતાના કર્તવ્ય તરીકે કરતા હતા. એ બંનેના પ્રયત્નોનું ફળ ઉપરના આંકડામાં જોઈ શકાય છે.

એ આંકડા બતાવે છે કે, ફરજિયાત કેળવણીના કાયદાને પરિણામે ૩૦ વર્ષમાં રાજ્યનાં ૪૮.૧ ટકા ગામોમાં શાળાઓ ઊઘડી હતી અને ૧૭.૮ ટકા સ્ત્રીપુરુષો ભણેલાં – અક્ષરજ્ઞાન ધરાવતાં – થયાં હતાં. આ શાળાઓવાળાં ગામોમાંથી ૭૫.૮ ટકા ઉપરાંત ગામોમાં પુસ્તકાલયો સ્થપાયાં હતાં, અને એ 'ભણેલી' વસ્તીમાંથી ૩૪.૨ ટકા લોકો વાંચતા થયા હતા. એ પુસ્તકાલયોમાં નવ લાખ ઉપરાંત (સરેરાશ એક પુસ્તકાલય દીઠ ૮૯૨ અને ભણેલા એક મનુષ્ય દીઠ લગભગ ૩) પુસ્તકો હતાં અને તેમાંનાં લગભગ સાત લાખ (વાચક દીઠ ૫⅓) વંચાયાં હતાં.

ફરજિયાત કેળવણીનો કાયદો અને પુસ્તકાલય પ્રવૃત્તિ, બંને પરદેશી યોજનાઓ હતી. બંને એક જ રાજ્યને આશરે, એક જ ખાતાના અંકુશ નીચે અને સમકાલીન હતી. ફેર એ હતો કે શાળાપ્રચારને ફરજિયાત કાયદાનું બળ હતું, સરકારી તિજોરીમાંથી લાખો રૂપિયા ખર્ચવાની છૂટ હતી, અને પ્રજાએ તો માત્ર તેનો લાભ જ લેવાનો હતો. જ્યારે પુસ્તકાલય પ્રવૃત્તિનો લાભ લેવા માટે પ્રજાએ જાતે નાણાં, સમય અને શક્તિનો ભોગ આપવાનો હતો. અને સરકારી તિજોરીમાંથી કરવાનું ખર્ચ પ્રમાણમાં થોડું હતું. આમ છતાં એક પેઢીને અંતે નીકળેલા ઉપરના સરવૈયામાં જોઈ શકાય છે કે, ફરજિયાત કેળવણીના કાયદાને પરિણામે શાળાઓ અને

* 'એકીકરણ ભા. ૩', પૃ. ૩૨૯.

અક્ષરજ્ઞાનનો પ્રચાર થયો, તેને મુકાબલે પુસ્તકાલયોનો પ્રચાર દોઢો અને વાચનનો પ્રચાર લગભગ બમણો થયો.

આ હકીકત ગુજરાતના – બલકે હિંદી પ્રજાના – નવજીવનમાં એક સીમાચિહ્ન અને અર્થસૂચક છે. પરદેશી રાજ્યને કારણે લોકહિતની નવી નવી યોજનાઓ પરદેશથી અહીં લાવવામાં આવે છે, તેના પ્રયોગો થાય છે, અને તે મોટે ભાગે નિષ્ફળ થયેલા જાહેર કરવામાં આવે છે — એ સાર્વત્રિક અનુભવ છે. ફરજિયાત કેળવણીનો કાયદો એ અનુભવમાં ઉમેરો કરે છે. ત્યારે પુસ્તકાલય પ્રવૃત્તિ એથી ઊલટો અનુભવ રજૂ કરે છે. એનું રહસ્ય શોધવું જોઈએ.

*

એનું રહસ્ય એ હતું કે જ્ઞાનપ્રચારને મોતીભાઈએ ધર્મ માન્યો હતો. એ ધર્મના પાલન માટે તેમણે જાતે જ પ્રયત્નો આરંભ્યા હતા. એ પ્રયત્નોને અણધાર્યો રાજ્યઆશ્રય મળી ગયો. તેને તેમણે વધાવી લીધો અને એ આશ્રયની મદદથી તેમણે પોતાના પ્રયત્નો અનેક ગણા વધારી દીધા.

એ સ્વીકારવું જોઈએ કે જે ભાવથી મોતીભાઈએ આ પ્રવૃત્તિ ઉપાડી હતી, એ જ ભાવ શ્રીમંત મહારાજા સયાજીરાવ એને વિષે સેવતા હતા. એમ રાજ્યની સત્તા અને રાજ્યની લક્ષ્મી બંનેનો આશ્રય એને હતો. એ આશ્રયનો અને મોતીભાઈના સેવાભાવનો મેળ સાધી આપનાર એક ત્રીજું તત્ત્વ પણ એમાં ભળ્યું હતું. એ તત્ત્વ તે પુસ્તકાલય પ્રવૃત્તિનું શાસ્ત્ર. આ શાસ્ત્ર અમેરિકાની સ્વતંત્ર પ્રજાએ ખીલવ્યું હતું. અને એ શાસ્ત્ર ખીલવવામાં આગળ પડતો ભાગ ભજવનારમાંના એક મિ. બોર્ડનની સેવાનો અલભ્ય લાભ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને મળી ગયો હતો. એમ મોતીભાઈનો સેવાભાવ, શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડનો રાજધર્મ અને અમેરિકાની સ્વતંત્ર પ્રજાના લોકજીવનના આદર્શો – સ્વતંત્રતા, સ્વાશ્રય, સહકાર – ઉપર રચાયેલું શાસ્ત્ર, એ ત્રણેયના સુમેળનું ફળ તે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ. આ ત્રણે તત્ત્વોનો યોગ વિરલ હોય છે. એ યોગ વિના – એનો મેળ સધાયા વિના – લોકહિતની કોઈ પણ પ્રવૃત્તિ સફળ થઈ શકતી નથી, એ હકીકતનો નમૂનો તે વડોદરા રાજ્યની ફરજિયાત કેળવણીનો કાયદો;

અને એ ત્રણ તત્ત્વોનો મેળ સધાય તો શું થઈ શકે તેનો નમૂનો તે વડોદરા રાજ્યનું પુસ્તકાલય ખાતું.

*

પુસ્તકાલય ખાતાના વિકાસથી જ્ઞાનપ્રચાર વિપુલ પ્રમાણમાં થયો છે, અને તે કાયમ થયે જાય એવી યોજનાઓ પાકે પાયે થઈ છે. એ સેવા કીમતી છે, પરંતુ એ પ્રવૃત્તિ દ્વારા રાજ્યની પ્રજાને પ્રજા તરીકે પોતાના હક્ક સમજવાની અને પોતાની ફરજ બજાવવાની તાલીમ મળી છે — એ સેવાનું મૂલ્ય વધુ કીમતી અને વિચારવા યોગ્ય છે.

*

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ વડોદરાની ગાદીએ બેઠા ત્યારે (૧૮૭૫) આપણા પ્રજાજીવનની શી સ્થિતિ હતી તેનો ચિતાર ઇતિહાસકારે નીચે પ્રમાણે આપ્યો છે :

"મુંબઈ ગેઝેટિયરના વિદ્વાન લેખક સન ૧૮૫૭ના બળવા વિષે વિવેચન કરે છે કે હિન્દી સિપાઈઓ નિષ્ફળ નીવડ્યા, કારણ કે તેમનામાં નૈતિક ગુણોનો અભાવ હતો. એકબીજામાં વિશ્વાસ અને સંપ નહોતા. તેમ જ આગેવાનીની ખામી હતી. વળી પેશ્વાઈ કેમ પડી તેનાં કારણો 'મરાઠા વ અંગ્રેજ' એ નામના પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં અસરકારક રીતે દર્શાવ્યાં છે, અને સંક્ષેપમાં તે નીચે પ્રમાણે છે. 'દેશાભિમાનનો તદ્દન અભાવ, સમૂહરૂપે એકત્ર થઈને કામ કરવાની નાલાયકી, સ્વાર્થ સાધી લેવાની ઉત્સુકતા, આળસ, બેદરકારી, અને સ્વાશ્રયની ખામી ઇત્યાદિ દુર્ગુણો આપણા સમાજમાં જે દાખલ થઈ ગયેલા છે તે જ આપણા રાજ્યના નાશનું કારણ છે.'"*

સંપ, સહકાર, સ્વતંત્રતા, સ્વાશ્રય — એમાંના એકેય ગુણ વિનાની, અને એથી ઊલટા દુર્ગુણો — કુસંપ, ક્લેશ, ગરીબાઈ, અજ્ઞાન, ગુલામી — થી ભરેલી, અને સરકાર માબાપને આશરે જીવવા ટેવાયેલી પ્રજાને રાજ્ય આશ્રયની જ મદદથી મનુષ્યત્વ ખીલવનાર સ્વાશ્રય, સહકાર અને સ્વતંત્રતાના ગુણોની તાલીમ આપી પુસ્તકાલય-ઘેલી બનાવી – એ મોતીભાઈની સેવાનું મૂલ્ય ભવિષ્યનો ઇતિહાસકાર જ આંકી શકશે.

---

*સ્વ૰ હીરાલાલ પારેખના એક લેખમાંથી.

આપણે માટે તો એટલું જ નોંધવું બસ થશે કે, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા મોતીભાઈએ આપણને આધુનિક આદર્શો પ્રમાણે લોકહિતનાં કાર્યો કરવાની કળા ખીલવી બતાવી છે. જે રાજા કરી શકે તેથીયે વધુ સાચી પ્રજા કરી શકે. જે ધનવાનો કરી શકે તે ગરીબો પણ કરી શકે. જે શહેરોમાં થઈ શકે તે ગામડાંમાં પણ થઈ શકે. જે સત્તાથી થઈ શકે—ને ન પણ થઈ શકે—તે સેવાધર્મથી થઈ શકે. જે ઘણાથી થઈ શકે તે વ્યક્તિથી પણ થઈ શકે. અને જે વ્યક્તિથી થઈ શકે કે ન થઈ શકે તે અનેક વ્યક્તિઓ મળી કરે, તો અશક્ય વસ્તુઓ જોતજોતામાં શક્ય થઈ શકે. ગુલામીમાં પણ સ્વરાજ્ય ભોગવી શકાય અને એ દ્વારા ગુલામી ફેડવાની શક્તિ પણ પ્રાપ્ત થઈ શકે.

*

પુસ્તકાલય પ્રવૃત્તિની રચનામાં અને એના વહીવટમાં આ બધું રહેલું છે. એ ભવિષ્યના કાર્યકર્તાઓ જાણી શકે અને એનો અભ્યાસ થઈ શકે તે માટે મોતીભાઈએ નાનામાં નાની વિગતોનો ઇતિહાસ અને એના હેતુઓ લખી પ્રગટ કર્યા છે. એને પરિણામે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે સાહિત્યનો એક આખો પ્રકાર જન્મ પામ્યો છે. એ સાહિત્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ, તેના આદર્શો, યોજનાઓ અને વહીવટનું શાસ્ત્ર અને એની ખિલવણીના માર્ગો મળી શકે છે એટલું જ નહિ, પણ એ સાહિત્યનો અભ્યાસ કરતાં પ્રજાજીવનને ઉપયોગી કોઈ પણ સાર્વજનિક પ્રવૃત્તિ જન્માવવાનું, જમાવવાનું અને ચલાવવાનું શાસ્ત્ર મળી રહે છે. એ શાસ્ત્રનો ઉપયોગ વસોમાં અને ચરોતરમાં ખીલવેલી પ્રવૃત્તિઓમાં મોતીભાઈએ કરી પણ બતાવ્યો છે.

*

મોતીભાઈ આ બધું કરી શક્યા તેમાં, ઉપર નોંધ્યું છે તેમ, શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ અને મિ. બૉર્ડનનો ફાળો ઘણો કીમતી છે એટલું જ નહિ, પણ મિ. બૉર્ડનની પછીના પુસ્તકાલય ખાતાના ઉપરી અધિકારીઓ સ્વ. કુદાલકર અને સ્વ. ન્યૂટન મોહન દત્તના ઉમદા ગુણો અને પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યેનો ભક્તિભાવ પણ મોતીભાઈની પુસ્તકાલય પ્રવૃત્તિની સફળતાના

પાયામાં રહેલા છે. એ ઉપરાંત ખાતાના નાનામોટા કારકુનોની અને અસંખ્ય શિક્ષકો અને યુવકોની મૂગી સેવાનો પણ એમાં ફાળો છે.

આમ છતાં, એ સર્વનો સદુપયોગ થઈ શક્યો, આટલા મોટા પ્રમાણમાં થઈ શક્યો, એનો યશ મોતીભાઈના સેવાભાવને અને એમની કાર્યદક્ષતાને સૌ કોઈ આપે છે, અને તે વાજબી છે. પુસ્તકાલયોના પ્રચારને મોતીભાઈએ ધર્મ માન્યો હતો. એ ધર્મ-ભાવના એમના એકેએક કાર્યમાં અને પુસ્તકાલય ખાતાના ઝીણામાં ઝીણા વહીવટમાં ઊતરી છે, અને એમણે પુસ્તકાલયને ધર્મમંદિર જેટલું મહત્ત્વ આપ્યું છે, એ એનાં ધારાધોરણો અને વખતોવખત એમણે કાઢેલા હુકમો, સૂચનાઓ અને જાહેરાતોનો અભ્યાસ કરતાં જણાઈ આવે છે.

પુસ્તકાલય કાઢવા માટે પ્રજાએ જ માગણી કરવી જોઈએ, એ માટે ખર્ચનો ત્રીજો ભાગ પ્રજાએ જ આપવો જોઈએ, અને પ્રજા તરીકે પોતાના હક્ક અને ફરજનું ભાન સદા રહે તે માટે પ્રજાએ જ એનો વહીવટ કરવો જોઈએ — આ સ્વાશ્રયનો સિદ્ધાન્ત. એ પુસ્તકાલય ખાતાની રચનાનો પહેલો પાયો છે.

એ સ્વાશ્રયના સિદ્ધાન્તનું પાલન કરનાર પ્રજાને રાજ્યાશ્રયના બધા લાભો મળે છે – એ એની ખૂબી છે. એ ખૂબીમાંથી બાકીના સર્વ પાયા મળી રહે છે. એ દ્વારા રાજાપ્રજા વચ્ચે સહૃદય સહકાર ખીલે છે અને એકબીજાનો સંબંધ મજબૂત થાય છે એ એનું મિષ્ટ ફળ છે.

*

પરંતુ રાજા અને પ્રજા બંનેમાં અનેક દુર્ગુણો રહેલા છે. પુસ્તકાલયો એ દુર્ગુણોનો ભોગ ન બને તે માટે એનાં ધારાધોરણોમાં ચીવટ રખાયેલી છે. દા. ત., પુસ્તકાલયોમાં રાજ્યના અમલદારો ઉતારો કરી શકે નહિ,* પુસ્તકાલયો સાથે રાજ્યના અમલદારોનાં નામ જોડી શકાય નહિ, એવા નિયમો કરેલા છે. પ્રજાપક્ષે એવા નિયમો કરેલા છે કે, પુસ્તકાલયોનાં મકાનો ખાનગી ઉપયોગમાં લઈ શકાય નહિ, એનાં નાણાં ખાનગી ઇસમોને ઘેર જમા રાખી

---

*જુઓ 'એકીકરણ' ભાગ – ૧.

શકાય નહિ, એને અંગેની દુકાનો ચા-બીડીનાં વ્યસનોને ઉત્તેજન આપે એવા વેપારને માટે ભાડે આપી શકાય નહિ, વગેરે.*

આમ રાજાપ્રજાના પ્રતિનિધિઓના દુર્ગુણોથી પુસ્તકાલયોને બચાવવાના ઉપાયો લેવામાં આવ્યા છે, તે સાથે જ એમના સદ્‌ગુણો અને સેવાભાવનો લાભ મળે તે માટે પણ અવકાશ રાખેલો છે. પુસ્તકાલયની મુલાકાત લઈ કોઈ પણ અમલદાર કે પ્રતિષ્ઠિત ગૃહસ્થ એના વહેવાર સંબંધે ટીકા કે સૂચના કરી શકે છે. એમાં જ્ઞાન-ગમ્મત આપનારી સાર્વજનિક પ્રવૃત્તિઓ, સભાઓ ભરી શકાય છે. ટૂંકામાં, પુસ્તકાલય પ્રજાજીવન ખીલવવાનું કેન્દ્ર બને તે માટે લોકહિતની વિવિધ પ્રવૃત્તિઓ થવી જોઈએ એવી અપેક્ષા – એવો આદર્શ — મોતીભાઈએ પોતાની દૃષ્ટિ સમક્ષ રાખ્યો હતો અને તેને ખીલવી બતાવ્યો હતો. કરવાનું ઘણું બાકી હતું. પરંતુ વડોદરા રાજ્યની પ્રજા પુસ્તકાલય-પ્રેમી બની હતી એ નિર્વિવાદ હતું. અને તેટલે અંશે મોતીભાઈનો જીવનસંકલ્પ સિદ્ધ થયો હતો !

---

*જુઓ 'એકીકરણ' ભાગ–૧ – ચા બીડી નિષેધ – જુઓ સક્યૂર્લર નં. ૬૮, પૃ. ૬૪.

૨૨

# સેવાનું સરવૈયું – કાર્યપદ્ધતિ

(૧૯૩૫-૩૯)

પોતે સ્વીકારેલા આદર્શ પ્રમાણે પુસ્તકાલય ખાતું ખીલવવા મોતીભાઈએ એકનિષ્ઠાથી સતત અને અવિરત પ્રયત્નો કર્યા હતા. એ પ્રયત્નો સફળ કરવા અને આગળ ધપાવવા, એમણે સરકારનાં, પ્રજાનાં અને પોતાનાં તન, મન, ધનનો બને તેટલો ઉપયોગ કર્યો હતો — એ એમના સેવાધર્મને આભારી હતું. એ ધર્મ બજાવતાં સરકાર, પ્રજા તેમ જ પોતાના સંજોગોમાંથી અનેક અડચણો ઉદ્ભવતી. એ અડચણોથી ડરી નહિ જતાં એમણે ધર્મપાલનને જ દૃષ્ટિ સમક્ષ રાખી કુનેહથી એના ઉકેલ કર્યા હતા. અને જ્ઞાનપ્રચારના પવિત્ર કાર્યને સતત પ્રગતિમાન રાખ્યું હતું.

રાજ્યનો આશ્રય, ઉપરી અધિકારીઓનો સાથ, અને ઑફિસના કામદારોનો સહકાર — એ સંજોગો ખૂબ અનુકૂળ હતા. છતાં રાજ્યના બીજા અમલદારોની આ પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીનતા પણ પૂરેપૂરી હતી. ખુદ મહારાજાને પણ અમલદારોની આ ઉદાસીનતાનો અનુભવ હતો. તેથી તેમણે કહી રાખેલું કે, પુસ્તકાલય ખાતાનાં અંદાજપત્રો મંજૂર થવામાં ઉપરીઓ તરફથી હરકત આવે તો તેથી નિરાશ નહિ થતાં તે હજૂરને મોકલવાં. મહારાજાએ કરેલી આગાહી વર્ષોવર્ષ સાચી પડતી. અને વર્ષોવર્ષ પુસ્તકાલય ખાતાનાં અંદાજપત્રો મંજૂર થતાં ઉપરીઓ સાથે વાંધો પડતો. પરંતુ અંદાજપત્રો તૈયાર કરતાં મોતીભાઈ રાજ્યના ખર્ચના સંજોગો, ખાતાની સાચી જરૂરિયાતો, શ્રીમંત મહારાજાની અંગત ઇચ્છા અને ખર્ચની કરકસર — એ સર્વ બાબતોનો એટલો ઊંડો અભ્યાસ કરતા, એટલી દીર્ઘદૃષ્ટિ વાપરતા, એટલી મક્કમતા અને સત્યપ્રિયતા દાખવતા કે એમનાં અંદાજપત્રોમાંથી હજૂર સિવાય કોઈ કાપકૂપ કરી શકતું નહિ. બીજાનું દૃષ્ટિબિંદુ સમજવાની તત્પરતા, એ દૃષ્ટિબિંદુને અનુકૂળ

થવાની ઉદારતા અને પોતાની પ્રવૃત્તિને આગળ ધપાવવાની અનન્ય નિષ્ઠા આગળ સૌ કોઈનું શિર ઝૂકી જતું, અને મોતીભાઈ વર્ષોવર્ષ પોતાનું કામ કર્યે જતા.

*

આમ છતાં એમની માગણીઓનો અસ્વીકાર નહોતો થતો એમ નહિ. પરંતુ એવે પ્રસંગે હતાશ થયા વગર કે સરકાર સામે બબડાટ કર્યા વગર, તે પોતાની અડચણોનો માર્ગ શોધતા.

એ માર્ગ શોધવામાં એમનો સેવાધર્મ એમને સદા સહાય કરતો. પેટલાદથી વડોદરે પુસ્તકાલય ખાતામાં એમની બદલી થઈ ત્યારે પેટલાદની 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજનામાં પોતાની સાથે સેવાભાવે અનન્ય ઉત્સાહથી કામ કરી રહેલા એક શિક્ષક—ઈશ્વરભાઈ કહાનદાસ પટેલ—ને તે આગ્રહ કરી પોતાની સાથે લાવ્યા હતા. તે ઉપરાંત એવા જ બીજા કારકુનો એમણે મેળવ્યા હતા અને એમને પોતાના સેવાધર્મનો રંગ લગાડ્યો હતો. એ સર્વ મળી પુસ્તકાલયોનું કામ કરતા. એમનાથી પહોંચી ન વળાય ત્યારે તે વિદ્યાર્થીઓ અને યુવકોની સેવાનો ઉપયોગ કરી લેતા.

*

આ પદ્ધતિએ કામ થતું હોવાથી એમનું કામ અસાધારણ ગતિએ આગળ વધતું. તેની બીજા અમલદારોને ખબર ક્યાંથી હોય? એટલે અજાણ્યાને તો પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિથી નવાઈ જ લાગતી. કોઈને ઈર્ષા પણ થતી. એને પરિણામે કે બીજે કોઈ કારણે રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ તરફથી મોતીભાઈના ખાતાની એક વખત ઓચિંતી તપાસ કરવામાં આવેલી.

તપાસ કરનાર અમલદારે આવી મોતીભાઈના વિભાગમાંનાં પુસ્તકોનો સ્ટૉક લેવા માંડ્યો. મોતીભાઈ ત્યાં જ બેઠેલા હતા. તેમને તે વિષે કહેવાનો કે પૂછવાનો વિવેક પણ કર્યા વિના પેલા અમલદારે એ કામ કરવા માંડ્યું. મોતીભાઈ સમજી ગયા કે આ સાહેબ જડતી લેવા આવેલા છે. તેમણે વિનયથી કહ્યું, 'આપને પુસ્તકોની ગણતરી કરવી હોય તો આમ તો દિવસો સુધીયે પાર નહિ આવે. કહો તો હું આપને ગણતરી કરાવી આપું.'

આમ કહી મોતીભાઈએ અમલદારના દેખતાં વિદ્યાર્થીઓને બોલાવી પુસ્તકોની ગણતરી કરવાની યોજના કરી. બીજે દિવસે ગણતરી થઈ અને પુસ્તકોનાં રજિસ્ટર સાથે મેળવી જોવામાં આવી તો બરાબર માલૂમ પડી.

અમલદાર સાહેબ કાર્યકુશળતા અને સચ્ચાઈનો પાઠ લઈ ચાલતા થયા!

*

રાજ્ય જ્યારે કામદારો ન આપે ત્યારે આમ વિદ્યાર્થીઓ અને યુવકોની સેવાનો લાભ લેવાની પદ્ધતિથી મોતીભાઈ હજારો યુવકો અને શિક્ષકોના સંસર્ગમાં આવતા. એમનાં સુખદુઃખ જાણવાને એમને તક મળતી, એ સુખદુઃખના ઉપાયો તે યોજતા અને એમ કરતાં તેમના સંસર્ગમાં આવનાર સૌ કોઈને એમના સેવાધર્મનો રંગ લાગતો.

સતત ૩૦-૩૫ વર્ષના આવા અનુભવે એમને શીખવ્યું હતું કે, સાર્વજનિક હિતનાં કામોમાં ઊગતી પ્રજાને જીવનની શરૂઆતથી જ કંઈ કંઈ કામ કરવાની તક આપવામાં આવે, તો તેથી તે પ્રજાને તેમ જ સાર્વજનિક પ્રવૃત્તિઓને અમૂલ્ય લાભ થાય છે. એ ઉપરથી જ નિવૃત્ત થયા પછી લખેલા એક લેખનું મથાળું 'પુસ્તકાલય પ્રવૃત્તિ એ યુવકોનું જ.ક્ષેત્ર છે' એવું રાખ્યું હતું. એનો અર્થ એ છે કે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર યુવકો ધારે તો તેમની દ્વારા સહેલાઈથી થઈ શકે તેમ છે, અને યુવકોને સેવાધર્મનો રંગ લગાડવાનું તેમ જ સાર્વજનિક પ્રવૃત્તિઓના વહીવટની તાલીમ આપવાનું પુસ્તકાલય પ્રવૃત્તિ એક સરસ, સહેલું અને સૌથી સસ્તું સાધન છે.

*

આમ આ પ્રવૃત્તિની શરૂઆત યુવકો દ્વારા થઈ શકે તો એનું સંચાલન અને સફળતા શિક્ષકો દ્વારા જ થઈ શકે એ પણ એમનો અનુભવ હતો. 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજનાનો પ્રચાર કરવા એમણે સૌથી પ્રથમ વડોદરાની મેલ ટ્રેનિંગ કૉલેજના શિક્ષકોનો જ સાથ મેળવ્યો હતો. એનો વહીવટ કરવા પેટલાદ બોર્ડિંગમાં શિક્ષકોની સેવાનો જ ઉપયોગ કર્યો હતો. અને ત્યાર પછી ખાતું ઉઘાડતાં પણ શિક્ષકો દ્વારા જ કામ લેવામાં આવ્યું હતું.

પોતે શિક્ષક હોઈ, પોતાના દૃષ્ટાન્તથી તે શિક્ષકોને આ કાર્ય કરવા પ્રેરી શકતા. ખાતાની જ્યારે પ્રગતિ થઈ ત્યારે કામ વધ્યું અને શિક્ષકોમાં જાગ્રતિ આવી. મોતીભાઈએ એનો લાભ લઈ શાળાઓમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું વાતાવરણ જમાવ્યું. પુસ્તકાલયોનો વહીવટ કરવાની જવાબદારી શિક્ષકોની, પણ એ જવાબદારી ઉઠાવ્યા બદલ મહેનતાણું કંઈ ન મળે. અને છતાં જવાબદારીનું જોખમ તો ખરું જ. શિક્ષકોએ આ બાબત અનેક પ્રકારની શંકાઓ પૂછી, વાંધા ઉઠાવ્યા. એ બધાના ઉત્તર આપતાં મોતીભાઈએ એમને શિક્ષક-ધર્મનો જ ઉપદેશ આપ્યો. શિક્ષકોની ફરિયાદો અને માગણીઓ વાજબી હતી, તે માટે સરકારે કંઈક કરવું જોઈએ એમ તે માનતા, પણ સરકારને ખર્ચ કરવું પાલવે તેમ ન હતું. એટલે પુસ્તકાલયોનો વહીવટ કરવો એ શિક્ષકોની એક ફરજ ઠરાવવામાં આવી. શિક્ષકોએ પોકાર ઉઠાવ્યો. મોતીભાઈ પાસે ઉપાય નહોતો. એમનાથી જે આપી શકાય તે એમણે શિક્ષકોને આપી દીધું હતું. પુસ્તકાલયોમાંથી પુસ્તકો વગર જામીને લઈ જવાનો હક્ક શિક્ષકો સિવાય કોઈને નથી,— એ એક બદલો મોતીભાઈએ શિક્ષકોને આપ્યો હતો. એ ઉપરાંત પોતાના સેવાધર્મને અનુસરી શિક્ષકોને પ્રસંગ પડ્યે અનેક પ્રકારની મદદો કરતા હતા. એ સિવાય બીજું કંઈ તે આપી શકે તેમ ન હતું. એટલે તે તો શિક્ષકો જ્યારે ફરિયાદ કરતા ત્યારે તેમને શિક્ષકધર્મનો જ ઉપદેશ કરતા.

છતાં શિક્ષકો પોકાર ચાલુ જ રાખતા. આખરે, સરકારે મોતીભાઈને થેલી આપી એ પ્રસંગનો લાભ લઈ, શિક્ષકોએ મહેનતાણું નહિ તો પારિતોષિક આપવું જોઈએ એવી માગણી કરી. અને એ બાબત મોતીભાઈને સીધો જ પ્રશ્ન પૂછ્યો. એનો ઉત્તર આપતાં મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિના પાયામાં રહેલી ભાવના વિસ્તારથી રજૂ કરી. એ આખો પ્રશ્નોત્તર મનન કરવા યોગ્ય છે ( જુઓ આ પ્રકરણને છેડે પારિશિષ્ટ-૧ ).

*

શિક્ષકોને મહેનતાણું કે પારિતોષિક તો ન જ મળી શક્યાં, પણ વિશેષ ફરજો એમને માથે નખાતી ગઈ. પુસ્તકાલયોની સંખ્યા વધવાને કારણે એની તપાસણીનું કામ કરવા એક સ્વતંત્ર અમલદાર

નીમવો જોઈએ, એવી મોતીભાઈની માગણી ૧૯૨૦–૨૧ના વર્ષથી શરૂ થઈ હતી. એ માગણીનો તો સ્વીકાર થયો નહોતો જ. એટલે એ કામ મોતીભાઈને જ કરવું પડતું. પણ પુસ્તકાલયોની સંખ્યા વધતી જતી હતી અને તપાસણી માટે સ્વતંત્ર અમલદારની જરૂર રોજ ને રોજ અનુભવાતી જતી હતી. એ માટે પુસ્તકાલય પરિષદોમાં ભલામણો અને ઠરાવો દ્વારા હિમાયત થઈ ત્યારે સરકારે એ કામ શાળા તપાસનાર અમલદારોને સોંપ્યું. એ અમલદારોને એ કામ બોજારૂપ લાગ્યું. એટલે પરિષદોએ પોતાને ખર્ચે નિરીક્ષકો નીમવાનો વિચાર કર્યો અને એ કામ શરૂઆતમાં શિક્ષકોને ભાગે આવ્યું. એ વિષે સ્વાભાવિક રીતે જ શિક્ષકોમાં કચવાટ થયો. તેને શાંત કરવા ખુલાસો કરતાં મોતીભાઈના મુખમાંથી શિક્ષકધર્મ વિષે ફરી એક વાર પ્રેરક વાણી વરસી ગઈ (જુઓ પરિશિષ્ટ–૨).

*

આમ સરકાર જ્યારે નાણાં ખર્ચવાની ના પાડે ત્યારે મોતીભાઈ શિક્ષકોની સહાયથી પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવતા અને એમાં પોતાના અને પોતાના સહધર્મી શિક્ષકબંધુઓના જીવનની સાર્થકતા સમજતા. પણ એટલેથી બધું પતી જતું નહિ. માણસો મળતા છતાં નાણાંની ભીડ ચાલુ રહેતી, તે માટે મોતીભાઈ વિવિધ રીતે તજવીજ કરી કામ ચલાવતા. એમાં પોતાનું ખિસ્સું પણ ખાલી થતું. સારું કામ કર્યા બદલ એમને લગભગ ઠેઠ સુધી જાત-પગાર મળતો, તે બધો તે પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિને મદદ કરવામાં જ આપી દેતા. સરકારી નિયમોને કારણે મોડા પડવાને લીધે, થોડા પૈસા ખૂટવાને લીધે, ગામ અત્યંત પાછળ હોવાને લીધે, એમ નજીવાં દેખાતાં વિવિધ કારણોને લીધે કોઈ ગામોમાં પુસ્તકાલય ખોલવાના પ્રયત્નો શરૂ થઈ બંધ પડતા દેખાય, કોઈ અડચણ આવી પડેલી લાગે, ત્યારે મોતીભાઈના જાતપગારમાંથી, મિત્રો પાસેથી મેળવેલી રકમોમાંથી — એમનાં અનેક ગજવાંમાંથી — એ પુસ્તકાલયોને ગુપ્ત મદદો મોકલાતી.

× × ×

આમ રાજ્યાશ્રય ખૂટી જતો ત્યારે સ્વાશ્રય અને સેવાભાવને આધારે કામ થતું. તે કામ સંગીન બનાવવા અને અધૂરું રહેલું પૂરું

કરવા, નિવૃત્ત થયા પછી એક બાજુ લોકાશ્રયે શરૂ કરેલા 'પુસ્તકાલય પરિષદ મંડળ'ના મંત્રી બન્યા, બીજી બાજુ 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.'ના પ્રમુખ બન્યા, અને ત્રીજી બાજુ 'ગુજરાત પુસ્તકાલય પરિષદ' દ્વારા એ પ્રવૃત્તિ ગુજરાતને ગામડે ગામડે વ્યાપે તે માટે બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આણંદમાં બોલાવવાની તજવીજ શરૂ કરી. એક જિલ્લામાં કેવું કામ થઈ શકે તેનો નમૂનો રજૂ કરવા, 'ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ' ૩૦ વર્ષથી ચાલતી હતી તેનો વેગ અપૂર્વ રીતે વધારી મૂક્યો. તે વિષે લાહોરના 'The Librarian' નામે માસિકમાં અંગ્રેજીમાં વિગતવાર લેખ લખ્યો. તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે પોતે જીવનભર સેવેલા સિદ્ધાંતો રજૂ કર્યા (જુઓ પરિશિષ્ટ–૩).

*

વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના ૧૯૩૫–૩૬ ના વાર્ષિક નિવેદનમાં મદદનીશ વ્યવસ્થાપક વિષે સાચું જ લખ્યું હતું કે:

The Assistant Curator Mr. M. N. Amin retired from service from 29th November 1935. This is an official description, true in the letter but wrong in spirit. Mr. Amin continues his life of service in the cause of librarianship. He is now the Hon. secretary of the State Library Association and is the President of the Baroda Pustakalaya Sahayak Sahakari Mandal. Mr. Amin's connection with libraries began earlier than his appointment as the Assistant Curator. The whole of the District library movement in its inception and growth bears the ineffaceable stamp of his genius for organization. His was a dedicated life. Consideration of self-aggrandizement never touched him. And though Government showed him, time and again, marks of favour, he never solicited them nor did he accept them with

a swelling sense of importance. In his retirement he has chosen a larger field of service, but libraries will be his first love.*

**અનુવાદ**

શ્રી. મો. ન. અમીન ૨૯ નવેંબર, ૧૯૩૫ થી નોકરીમાંથી નિવૃત્ત થયા છે. સરકારી અધિકારીની ભાષામાં આમ કહેવું એ બરાબર છે, પણ વાસ્તવિક રીતે તે સત્ય નથી. કેમકે શ્રી. અમીને પુસ્તકાલય પ્રવૃત્તિની સેવા ચાલુ રાખી છે. તેઓ હવે રાજ્ય પુસ્તકાલય મંડળના માનદ મંત્રી બન્યા છે. અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળના પ્રમુખ બન્યા છે. પુસ્તકાલયો સાથેનો તેમનો સંબંધ તો તે ખાતાના મદદનીશ વ્યવસ્થાપક તરીકે નિમાયા તે પહેલાં શરૂ થયો હતો. સમગ્ર ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆત અને તેનો વિકાસ તેમની યોજનાશીલ પ્રતિભાથી અંકિત થયેલાં છે. તે પ્રતિભાની છાપ કદી ભુસાશે નહિ. શ્રી. અમીનનું જીવન તો સેવાધર્મને સમર્પણ થયેલું હતું. એટલે પોતાનો મોભો વધારવાની વૃત્તિ એમને કદી સ્પર્શતી નહિ. અને અવારનવાર સરકારે તેમના ઉપર મહેરબાની દર્શાવેલી, છતાં તેમણે તે મેળવવા કદી પ્રયત્ન કર્યો નહોતો, તેમ તેનો સ્વીકાર કરતાં તે કદી અભિમાનથી ફુલાયા નહોતા. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ તેમણે સેવાનું વધુ વિશાળ ક્ષેત્ર પસંદ કર્યું છે, પણ પુસ્તકાલયોને તેમાં પ્રથમ સ્થાન રાખ્યું છે.

## પરિશિષ્ટ ૧

પ્રશ્ન ૧૧૯ :— પુસ્તકાલયના કામે શિક્ષકોને મહેનતાણું આપવામાં આવતું નથી, ત્યારે પારિતોષિક આપવું જરૂરનું છે. અને આપે પણ શ્રીમંતે કરેલી કદર ગ્રાહ્ય કરી છે. શાળાનું કામ કરવા માટે પણ દર સાલ પારિતોષિક મળે છે; ત્યારે પુસ્તકાલય માટે કેમ નહિ ?

---

* Report of the Library Department of Baroda State for the year 1935–36, para 34, page 9.

ઉત્તર :—વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો પ્રત્યે શિક્ષકોએ બજાવેલી સેવાની કદર કરવા બાબત એક લંબાણુ વિનંતીપત્ર અમારા તરફ આવેલું અને તેમાં ઉપરનો પ્રશ્ન પુછાયેલો છે. આનો ઉત્તર શો હોઈ શકે તે 'પુસ્તકાલય' માસિકના વાચકો સહેલાઈથી કહી શકે તેમ છે. અને શાળાખાતા તરફથી સારું કામ કર્યા બદલ જ્યારે પારિતોષિક આપવાનું હોય છે, ત્યારે શાળાના કામ સાથે પુસ્તકાલયોનું કરેલું કામ પણ લક્ષમાં લેવાય છે. એટલે પુસ્તકાલયનું કામ શાળાખાતાના શિક્ષક તરીકેની ફરજને અંગે થતું હોય તો તે ફરજ અદા કરવી એ શિક્ષકમાત્રની પવિત્ર ફરજ છે. પુસ્તકાલયનું કાર્ય શિક્ષકની ફરજ ઉપરાંત ખાસ વિશેષ સેવાભાવ તરીકે થતું જ હોય તો તે શિક્ષકનું ભૂષણ છે, અને શિક્ષકધર્મની તેમાં સાર્થકતા રહેલી છે. સાચો શિક્ષક, વિદ્યાર્થીઓ એકલાનો જ નહિ પણ પ્રજાનો પણ શિક્ષક છે. એટલે પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા લોકશિક્ષણનું પવિત્ર કાર્ય કરવું એ સાચા શિક્ષકનો પવિત્ર ધર્મ છે. એ પવિત્ર ધર્મ આચરતાં ફળની અપેક્ષા રાખવી તે ધર્મની અવગણના કરવા બરાબર છે. માટે અમે અનેક સભાઓમાં જાહેર કર્યું છે અને અત્રે પણ જાહેર કરીએ છીએ કે પુસ્તકાલય પ્રવૃત્તિના મૂળ પાયામાં સેવાભાવ રહેલો છે. અને તે સેવાભાવ ખીલવવાનો છે. સરકારે પુસ્તકાલયનું કાર્ય શિક્ષકોને ફરજ તરીકે સોંપ્યું એટલે સેવાભાવ કંઈક અંશે નષ્ટ થતો જાય છે. અને અમુક વ્યક્તિઓના સંબંધમાં તો આ કાર્ય વેઠરૂપ જ મનાય છે. સાચા શિક્ષકની સેવાના કાર્યની કદર ભૂતકાળમાં કોઈ કરી શક્યું નથી, ભવિષ્યમાં કોઈ કરી શકનાર નથી; પરંતુ 'અમુક શિક્ષકના પ્રયત્નને લઈને અમારી શાળા આબાદ થઈ; અમારાં છોકરાં ભણ્યાં અને સુખી થયાં; અમે પણ કંઈક સમજ્યા અને સંસ્કારી થયા; અમારા ગામનું પુસ્તકાલય, અમારા ગામનું ઔષધાલય પણ એ જ શિક્ષકના સેવાભાવને આભારી છે. આ શિક્ષકે, અમારા ગામમાં બીજા કોઈએ નથી કર્યું તે કરી બતાવ્યું છે. એ માટે અમે એના કુટુંબને અમારા સાચા હૃદયની દુઆ દઈએ છીએ:' એમ લોકો કહે એથી વિશેષ બીજું પારિતોષિક કયું હોઈ શકે? જ્યારે જ્યારે ગામ છોડ્યા પછી પણ એ શિક્ષકને એ ગામ યાદ આવે, સેવાભાવે કરેલ એ ગામનું

કામ યાદ આવે, ત્યારે ત્યારે તેને જે આત્મસંતોષ થાય તે તેના કરેલા કામનો પૂરેપૂરો બદલો છે, એમ અમે માનીએ છીએ. એથી વિશેષ બદલાની આશા કોઈએ રાખવી એ સાચા શિક્ષકના ધર્મથી ચલિત થવા જેવું છે.

શિક્ષકોની આર્થિક સ્થિતિ સંતોષકારક નથી; અને તેમને કંઈક આર્થિક સહાય મળે એમ તો અમે પણ ઇચ્છીએ છીએ, એટલે જ્યાં ગ્રામ પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાન છે અને કસબા પુસ્તકાલયોના સ્વતંત્ર લાયક ગ્રંથપાલો મળી શકતા નથી ત્યાં શિક્ષકોને કામના પ્રમાણમાં પગાર આપી તેમને પ્રથમ પસંદગી આપવા અમે હિમાયત કરી છે. પણ સાચા શિક્ષકની કદર સરકાર અને ગામલોકો એક વા બીજા રૂપમાં કરે છે અને કરશે, એમ અમે જાણીએ છીએ. એટલે આ સંબંધમાં અમે ભલામણ કરીએ તોપણ હાલના વખતમાં કંઈ જ થવા જેવું નથી. વળી ભલામણ કોની અને કેવી કરવી એ ધોરણ ઠરાવવાનું સહેલું નથી. એ કારણોને લઈને આ સંબંધમાં અમને કંઈ પણ કરવાનું ઇષ્ટ લાગતું નથી.

શ્રીમંતે અમારા કામની કરેલી કદર માટે અમે શ્રીમંતના આભારી છીએ; અને જોકે અમે તે ગ્રાહ્ય રાખ્યા છે છતાં તેની અમે કદી ઇચ્છા રાખી ન હતી, અને અમને મળેલા એ પારિતોષિકનો અમારા પોતાના કામે ઉપયોગ નહિ કરતાં પુસ્તકાલય પ્રવૃત્તિ અને જ્ઞાનપ્રચારના કામમાં રકમ પૂરેપૂરી આપી દીધી છે. અમારા પારિતોષિક સંબંધના ઉલ્લેખ આ પત્રમાં હોવાના કારણે આટલી હકીકત અત્રે જાહેર કરવાની અમને નિરુપાયે ફરજ પડી છે.

વિશેષમાં એટલું પણ અમે જણાવી લઇએ છીએ કે શાળા ખાતામાંથી પુસ્તકાલય ખાતામાં આવવાને માટે પગારની બાબતમાં અમે હમેશાં નુકસાન વેઠ્યું છે. અને શાળાખાતામાં હકમાં અમારા પછીના ગ્રેજ્યુએટો અમારા કરતાં આજે પણ વિશેષ પગાર મેળવે છે. છતાં અમે ખાનગીમાં કે જાહેરમાં એક પણ શબ્દ બહાર કાઢ્યો નથી. કારણ કે પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ અમે અમારા જીવનની શરૂઆતથી સેવાભાવે સ્વીકાર્યું છે. અને સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી અમે અમારું કામ ચાલુ રાખવાના છીએ. આ સંબંધમાં અમારા કામની કદર થયા પહેલાં સને ૧૯૨૬ ના જુલાઈ માસના

'પુસ્તકાલય' માસિકના અંકમાં 'સાર્વજનિક પુસ્તકાલય અને સમાજસેવા' એ નામના લેખના લેખમાંનું એક અવતરણ અત્રે આપીએ છીએ :

"લેખકે સને ૧૯૦૬ થી 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજનાના યોજક અને ચાલક તરીકે આ પ્રવૃત્તિમાં પ્રથમ સેવાભાવથી પ્રવેશ કરેલો અને રાજ્ય તરફથી તેને આ કામ નોકર તરીકે સોંપાયા છતાં તે પોતે તો આ સરકારી કામને પણ સેવાભાવથી ચાલતી પોતાની પ્રવૃત્તિ ગણે છે. એટલે આ આખી પ્રવૃત્તિ તેના મૂળ ઉદ્દેશ પ્રમાણે સફળ નીવડે તો સમાજસેવક તરીકે પોતાની જવાબદારી કેવી ગંભીર અને મોટી છે એ તે પોતે સારી પેઠે સમજે છે. માટે જ પુસ્તકાલયના વિસ્તારનું કામ પૂરાં વીસ વર્ષ ચાલ્યા પછી હવે તેમાં સંગીનપણું લાવવા માટે યોજનાઓ વિચારવા, ઉત્સાહી સમાજસેવકો સાથે ચર્ચા કરવા અને તે પછી છેવટ માટે જે યોજનાઓ નક્કી થાય તે યોજનાઓ અમલમાં મૂકવા–મુકાવવા સર્વ રીતે તે તૈયાર છે."*

## પરિશિષ્ટ ૨

પ્રજાની પ્રગતિ સાધવા માટે જ્ઞાનપ્રચાર બહોળા પ્રમાણમાં થવાની અગત્ય છે. એ કાર્ય શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો કે વાચનાલયો કાઢવાથી થઈ શકશે. એ થશે પણ તે મુદતબંધી તપાસણીની જોગવાઈને અભાવે અધૂરું જ ગણાશે. ગણદેવીની પ્રથમ રાજ્ય પરિષદમાં પુસ્તકાલય ખાતા માટે ઇન્સ્પેક્ટરોની અગત્ય દર્શાવનારો ઠરાવ પસાર થયો હતો. પણ તેવી સ્વતંત્ર જોગવાઈ ન થતાં તે કામગીરી મહાલ ...... વિદ્યાધિકારીને માથે મુકાઈ છે. મહાલ વિદ્યાધિકારીઓ સાથેની વાતચીત પરથી સમજાય છે કે, તેમને માથે વિવિધ ફરજોનું ભારણ એટલું બધું છે કે પુસ્તકાલયોની તપાસણીની કામગીરી યથાયોગ્ય રીતે તેમનાથી બજાવી શકાતી નથી. સ્વતંત્ર નિરીક્ષકો સરકાર તરફથી મળવાનો સંભવ ઝાઝો જણાતો નથી. અને છતાં આપણે પુસ્તકાલય સંસ્થાને શોભાની સંસ્થા રાખવી નથી પણ ઉપયોગી બનાવવી છે. આ પરિષદે પસાર કરેલા

* 'એકીકરણ' ભા. ૩, પૃ. ૧૨૬.

સાતમા ઠરાવ મુજબ પ્રચારકોની યોજના પાર પડશે ત્યારે એ કાર્ય સરળ બનશે જ. પણ તેમ ન થાય ત્યાં સુધી તો શિક્ષકવર્ગે જ એ કામ કરવું રહ્યું. શિક્ષકો અત્યાર સુધી પુસ્તકાલય પ્રવૃત્તિને લગતું સઘળું કામ સેવાભાવે કરતા આવ્યા છે. શિક્ષકો પોતાને માથે તે ફરજ લદાઈ છે એવી ક્ષુદ્ર ભાવનાથી પ્રેરાઈને નહિ પણ એ કામ પવિત્ર છે એમ સમજીને કરતા રહે એમાં જ શોભા છે. શિક્ષકોએ આ પ્રવૃત્તિમાં આજ સુધી જે સાથ આપ્યો છે, જે ઉત્કટ પ્રયત્ન અને આત્મભોગ દર્શાવ્યો છે, તેનો વિચાર કરતાં મારું શિર ખરે જ આદરથી તેમના પ્રત્યે આપોઆપ ઝૂકી જાય છે. પુસ્તકાલયની કામગીરી એ લોકસેવા છે. એ સેવા કરી પુણ્ય સાધો. એ સેવા કર્યાનો દાખલો અધિકારી વર્ગ તરફથી મળવાનો સંભવ ઓછો છે, બલકે નથી જ; ઊલટું કોઈ વાર ઠપકો મળવાનો પણ સંભવ ખરો. તથાપિ પેટના છોકરાની ગમે તે સ્થિતિમાં પણ આપણે સેવા કરીએ છીએ, તેવી રીતે પુસ્તકાલય પ્રવૃતિની સ્થાપના અને પ્રગતિ સાથેનો શિક્ષકવર્ગનો સંબંધ જોતાં ગમે તે સ્થિતિમાં પણ તેની સેવા કર્યે જવાનો શિક્ષકબંધુઓનો ધર્મ છે. શિક્ષકો એ કામ કરવાનું જે દહાડે ઇન્કારશે તે દહાડે આ પુસ્તકાલય પ્રવૃત્તિનાં દ્વાર બંધ જ કરી દેવાં પડશે. શિક્ષકોએ ભૂતકાળમાં એ સેવા કરી છે, અત્યારે કરે છે અને તેવી જ રીતે ભવિષ્યમાં કરતા રહેશે. ટૂંકમાં, ફરજ વધુ જ લદાયે જાય છે એમ ન ગણતાં, પ્રવૃત્તિના સાફલ્યને માટે આ ઠરાવનો અમલ કરતા સહુ કોઈ બની જાય એ જ ઇચ્છવા યોગ્ય છે.*

## પરિશિષ્ટ ૩

પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિમાં અમલમાં મુકાયેલા સિદ્ધાન્તો બીજાં પુસ્તકાલય મંડળોની જાણ માટે અત્રે ટૂંકામાં આપવામાં આવે છે:

(૧) આવાં કામોમાં સ્થાનિક નેતાઓએ સરકાર કાર્ય શરૂ કરે તેની રાહ જોવી નહિ.

(૨) પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ ઇચ્છનારાઓને જ્યાંથી મદદ મળે ત્યાંથી તે લેવા તેમણે હંમેશ તત્પર રહેવું જોઈએ: પછી

* ‘પુસ્તકાલય,’ ૧૯૩૩, પૃ. ૫૮.

તે મદદ સરકાર, લોકલ બોર્ડ, જાહેર મંડળ કે ખાનગી સદ્‌ગૃહસ્થ, એક વ્યક્તિ કે વધારે વ્યક્તિઓ—ગમે તેના તરફથી મળતી હોય.

(૩) જાહેર મદદ મેળવવાની જે જે રીતો પોતાનાં સ્થળ અને પરિસ્થિતિને અનુકૂળ હોય—દા.ત. ઘેર ઘેર ફરી ઉઘરાણું કરવું, લવાજમ લેવું, દાન મેળવવું, લગ્નપ્રસંગે બક્ષિસ મેળવવી, કે ગામનાં કે બીજાં જાહેર ફંડોમાંથી હિસ્સો મેળવવો—તે તે બધી રીતોનો કુનેહથી લાભ લેવો જોઈએ.

(૪) જો દાતાઓ તરફથી યોગ્ય રકમ મળે તો પુસ્તકાલયો કે વાચનાલયો સાથે દાતાઓનાં નામ જોડવામાં હરકત નથી.

(૫) નવો છોડ નવી ધરતીમાં ઉગાડવા માટે જેમ ઘણાં વર્ષો સુધી ધીરજ અને ખંત રાખવાં પડે છે તેમ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે પણ સમજવું.

(૬) જે ગામમાં શાળા હોય તે ગામમાં, છોકરા છોકરીઓ તથા ગામનાં મોટી ઉંમરનાં માણસો ભણેલું ભૂલી જઈ નિરક્ષર ન બની જાય તે માટે પુસ્તકાલય હોવું જ જોઈએ.

(૭) જે વ્યક્તિને પ્રભુમાં તથા પોતાના સેવાધર્મમાં શ્રદ્ધા હોય તેણે પોતાના કાર્યમાં છેવટે સફળતા મળવા સંબંધી શંકા કે બીક ન રાખવી.*

* 'પુસ્તકાલય', ફેબ્રુઆરી, ૧૯૩૮, પૃ. ૧૨૧.

# મોતીભાઈ અમીન

ખંડ ૫ મો

## નિવૃત્તિ-પ્રવૃત્તિ

(ઈ. સ. ૧૯૩૧ થી ૧૯૩૮)

જિંદગી - આયુષ્ય - કામ કરવા માટે જ છે. મારો ખોરાક રોટલા નહિ પણ કામ છે. જ્યારે કામ કરતો અટકું ત્યારે તમારે મારું મૃત્યુ સમજવું. મારું કામ એટલે જનસેવાનું કામ. એટલે મારી આજુબાજુ તો કામ, કામ ને કામ જ હોય. અને આરામની જરૂર જણાશે ત્યારે બધાં જ કામ છોડી દઈશ, એટલું નક્કી માનજો. સને ૧૯૩૮ની આખર સુધી આયુષ્ય અને શક્તિ હશે તો ખૂબ કામ કરવું છે. પછી જવાબદારી બધી જ છોડી દેવી છે.

(ભાણુભાઈના એક પત્રમાંથી
તા. ૧૮-૨-'૩૫)

**સ્વ૰ મોતીભાઈ અમીન**

*

એક વર્ષ કામનું પૂરું થયું, છતાં હજી ચોક્કસ દિશા નક્કી થઈ શકતી નથી. પ્રયોગો ચાલે છે, પ્રયત્નો થાય છે, પણ સફળતા મળવા બહુ સંભવ ઓછો છે. ગોખલેજીએ જમીન ખેડી. ઢેફાં ભાગવાનું કામ આપ અને નેતાઓ કરો છો. વાવણી પણ કોઈ કરશે. લણવાનું કામ બીજા કરશે, અને ભોગવનાર હવે પછી જન્મશે. મારે આ પ્રદેશમાં હજી પડતર જમીન ભાગવાનું કામ કરવાનું આવ્યું છે. એટલું કરતાં આવડે અને કામમાં ધીરજ રહે તો તેટલાથી સંતોષ છે.

(શ્રી. ઠક્કરબાપાના પત્રમાંથી
તા. ૭-૯-'૩૭)

**સ્વ૰ મોતીભાઈ અમીન**

જો મારો જન્મ વડોદરા, અમદાવાદ કે મુંબઈ જેવા શહેરમાં થયો હોત અને જે સેવાભાવથી આજે હું રંગાયેલો છું તે ભાવ ચાલુ રહ્યો હોત તો તે શહેરની એકાદ નાની પ્રવૃત્તિમાં કામ કરી જિંદગી પૂરી કરત. જો મારો જન્મ કોઈ નાના ગામડામાં થયો હોત અને હાલ ગામડામાં મળે છે તે જ વાતાવરણમાં મને ઊછરવાનું મળ્યું હોત, તો ગામડાનાં અલ્પ સાધનથી અને ત્યાંના સંકુચિત વાતાવરણમાં રહીને ગામડાંના લોકોની–ખેડૂતોની સેવા અર્થે કંઈક કંઈક તો કર્યું હોત જ.

સદ્ભાગ્યે મારો જન્મ વસોમાં થયો છે. વસોના થોડાક મિત્રોનો સક્રિય અને સબળ સાથ મને મળ્યો છે. ગામના યુવકમાત્રની અને કેટલાક સમજુ સદ્ગૃહસ્થોની વિરોધ વિનાની મીઠી અમીદૃષ્ટિ મારા પ્રત્યે ચાલુ રહી છે. એટલે વસોમાં સેવાનાં કંઈ કંઈ કામ હું કરી શક્યો છું અને એ પ્રકારનાં બીજાં કામો વસોમાં કરવાની ઉમેદ રાખી રહ્યો છું. માટે જ નિવૃત્તિનાં વર્ષોમાં વસો ગામ છોડી, વસો બહારનું, ચરોતર કે ગુજરાતનું વિશાળ સેવાનું ક્ષેત્ર સ્વીકારવાનું મેં માંડી વાળ્યું છે, અને વતનની સેવાનું નાનકડું, સાંકડું, અનેક ચિંતાઓ અને મૂંઝવણોવાળું ક્ષેત્ર સ્વીકાર્યું છે.

× × ×

આ ત્રણ વર્ષમાં હું શું કરવા માગું છું તે જાણવાની આપને સ્વાભાવિક રીતે જિજ્ઞાસા રહે. જવાબમાં હું એટલું જ જણાવીશ કે, વસો ગામનું અને વસોનાં સ્ત્રીપુરુષોનું ભલું થાય, વસોની ધાર્મિક, આર્થિક, ઔદ્યોગિક, સામાજિક અને કૌટુંબિક સ્થિતિ સારી થાય તે માટે તન, મન અને ધનથી, એક વ્યક્તિથી અને તેનાં અલ્પ સાધનો અને શક્તિઓથી થઈ શકે તેમ હશે તે બધું જ કરવાના પ્રયત્નો કરવાનાં હું સ્વપ્નો સેવું છું. . . . તેમાંનું કોઈ સ્વપ્નું ખરુ પડે વા કોઈ હવાઈ મહેલ જમીન ઉપર આવી ઊતરે તો વસોમાં મારુ રહેવું સાર્થક થયેલું ગણાય.

(વસોના નાગરિકોને લખેલા એક પત્રમાંથી **સ્વ૦ મોતીભાઈ અમીન**
તા. ૧૮–૧૦–'૩૩)

## ૧

# વહાલા વતનમાં

## (૧૯૩૬)

'કામ, કામ, ને કામ'નો મંત્ર જપનારને આરામ એ તો અલ્પવિરામ જ હોય છે: કામનો પ્રકાર બદલાય છે, કામ કદી બંધ પડતું નથી. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ મોતીભાઈ મુંબઈમાં વરસોવાને દરિયાકિનારે આરામ લેતા હતા, તે નિવૃત્તિ ભોગવવા નહિ, પણ પ્રવૃત્તિની તૈયારી કરવા. વરસોવામાં દોઢેક માસ સંપૂર્ણ શાન્તિમાં ગાળ્યો. દાકતરોની સલાહ પ્રમાણે જીવનક્રમ યોજી મગજને અને શરીરને આરામ આપ્યો. તેથી તંદુરસ્તીમાં સારો સુધારો પણ થયો. દાક્તરોની અને મિત્રોની સલાહ હતી કે આમ આરામ લેવાનું ચાલુ રાખવું. પણ જેમ જેમ સુધારો થતો ગયો તેમ તેમ મોતીભાઈનું ચિત્ત પ્રવૃત્તિઓ તરફ દોડવા લાગ્યું. અને ઘરઆંગણે જ આરામ લેવાનો સંકલ્પ કરી, દરિયાકિનારાની સુખશાંતિ છોડી, વર્ષોથી જેને માટે ઝંખી રહ્યા હતા તે વહાલા વતનમાં આવી રહ્યા.

*

જીવનનાં બાકીનાં વર્ષો સરળતાથી વિતાવી શકાય તે માટે વસોના ઘરમાં જરૂરી ફેરફારો કરાવી જોઈતી સગવડો એક બે વર્ષથી કરી રાખી હતી. અને નિવૃત્તિ લેતા પહેલાં જ પત્ની રૂપબાએ તેમાં રહેવા માંડયું હતું.

રૂપબાને આંખે ઝામરનું દર્દ હતું. અને ઘડપણને લીધે શરીર નરમ રહેતું હતું. તેથી તેમને રસોઈના કામમાંથી તો વર્ષોથી મુક્તિ આપવામાં આવી હતી. વડોદરામાં હતા ત્યાં સુધી આ કામ 'હીરા મહારાજ' કરતા. પણ 'હીરા મહારાજ' વસો આવી શકે નહિ એટલે વસોમાં રસોઇયાની જરૂર ઊભી થઈ. એ તકનો ઉપયોગ મોતીભાઈએ એક અખતરો અજમાવવામાં કર્યો હતો.

'હીરા મહારાજ'ની લગભગ સાથે સ્વાશ્રયના સિદ્ધાન્ત પ્રમાણે વિદ્યાર્થીજીવન જીવવાનો અખતરો કરવાના ખાસ ઇરાદાથી કહાનજી-ભાઈને રાખેલા. તે અખતરો સારી રીતે સફળ થયેલો. અને કહાનજીભાઈ પછી બીજા ત્રણેક વિદ્યાર્થીઓ એમની જગાએ રહી ગયેલા. એવો જ પ્રયોગ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ ઉપર અજમાવવાના ઇરાદાથી એક વિદ્યાર્થીને કહાનજીભાઈની માફક રોકી લીધો હતો અને તેને સહાય કરવા બીજા નોકરોની પણ વ્યવસ્થા કરી હતી. એથી વસોનું ઘર નિર્વિઘ્ને ચાલતું હતું.

*

આ રીતે વ્યવસ્થિત થયેલા પોતાના ઘરમાં મોતીભાઈએ નિવૃત્તિજીવન શરૂ કર્યું — શરૂ કર્યું તે પૂરું કરવા માટે જ, એની તેમને સારી પેઠે ખબર હતી. એટલે આરામ લેવાની દાક્તરોની સલાહને માન આપવા છતાં, એક ક્ષણ પણ આળસ કર્યા વિના તેમણે અધૂરાં કાર્યો પૂરાં કરવાનું શરૂ કર્યું.

સૌથી પહેલું કામ પચીસ વર્ષથી સંતોષાયા વિના રહેલી શિક્ષક બનવાની ઝંખના સંતોષવાનું કર્યું. આ અરસામાં વસોની હાઈસ્કૂલને અંગે બોર્ડિંગ હાઉસનું ભવ્ય મકાન બંધાઈ ગયું હતું. તે જોઈ મોતીભાઈનો હરખ માતો નહોતો. બોર્ડિંગોનો યુગ શરૂ કરનાર મોતીભાઈને જાણે વસોમાં પેટલાદ બોર્ડિંગનો યુગ પાછો આવશે એવો ઉત્સાહ થતો હતો. મકાન બાંધવાનું શરૂ કર્યું ત્યારે એને માટે મનગમતા ગૃહપતિ મળવાની ચોક્કસ આશા હતી. પણ મકાન તૈયાર થયું ત્યારે એ આશા ખોટી પડી. તેથી પોતે જ બોર્ડિંગના ગૃહપતિ બનવાની ઉમેદવારી નોંધાવી. પોતાને માટે એક ઓરડી અનામત રખાવી. વિદ્યાર્થીઓના અને બોર્ડિંગના હિસાબ રાખવા માટે એક શિક્ષકને મદદમાં લીધા. અને સવારે, બપોરે તથા સાંજનો અમુક વખત બોર્ડિંગ તથા કેળવણી મંડળની સંસ્થાઓમાં વિદ્યાર્થી-ઓને કંઈક કંઈક શીખવવાનો કાર્યક્રમ યોજ્યો.

વિદ્યાર્થીઓને પોતાના અને બીજાના અનુભવોની વાતો કહેવી, સેવાનાં કામો કરવાની પ્રેરણા આપવી, ઉપદેશ આપવો, 'સામાન્ય જ્ઞાન' આપવું, શુદ્ધ જોડણી, સારા અક્ષર, વક્તૃત્વ કળા, પત્રલેખન, વ્યવસ્થા, સારાં પુસ્તકોનું વાચન, આવા આવા વિષયો અને કામોનું

શિક્ષણ અને તાલીમ આપવાં, એ મોતીભાઈના ખાસ શોખના વિષયો હતા. એનું મહત્ત્વ સમજાવતાં, એની તાલીમ આપવાના પ્રસંગો યોજતાં તે કદી થાકતા તે કંટાળતા નહિ.

પણ એમનો એ શોખ ઝાઝા દિવસ ચાલી શક્યો નહિ. કેમકે એ શોખને હદ નહોતી. આરામના દિવસોમાં યોજેલો આ કાર્યક્રમ પણ આરામને શ્રમમાં પલટાવી નાખવા પૂરતો હતો. પણ તે સાથે આરામનો સમય પૂરો થયા પછી કરવાની પ્રવૃત્તિઓની વિચારણા અને તપાસ ચાલુ હતી. વસોમાં જ દટાઈ રહેવાનો નિર્ણય હોવા છતાં આણંદ, વડોદરા, પેટલાદ વગેરે સ્થળોએ ચાલતી પ્રવૃત્તિઓનું આકર્ષણ ઓછું થયું નહોતું. અને ગુજરાતના વિશાળ ક્ષેત્રની પ્રવૃત્તિઓ પણ કોઈ કોઈ પ્રકારે તેમના ઉપર હક્ક કરતા આવતી હતી. પરિણામ એ થતું કે, વિદ્યાર્થીઓ માટે ઠરાવેલે વખતે મોતીભાઈ ઘણી વાર હાજર રહી શકતા નહિ. એટલે આખરે શિક્ષક બનવાના પોતાના એ સૌથી મહાન શોખને થોડા માસમાં જ છોડવો પડ્યો.

*

આરામના આ દિવસોમાં જ્યારે બાહ્ય પ્રવૃત્તિઓનાં અધૂરાં સ્વપ્નો પૂરાં કરવાના પ્રયત્નો ચાલતા હતા ત્યારે આંતરસૃષ્ટિમાં જગત સાથેના સંબંધો છોડવાના પ્રયત્નો ચાલતા હતા. નિવૃત્તિમાં પ્રવૃત્તિઓ વધતી દેખાતી હતી, પણ તે આખરી નિવૃત્તિની તૈયારી માટે જ હતી.

આ તૈયારી છેક ૧૯૧૮ના વર્ષથી શરૂ થઈ હતી. તે વર્ષે પ્લેગ અને ઇન્ફ્લ્યુએન્ઝાના રોગ ચાલ્યા અને તેમાં ઘણાં માણસો મરણ પામ્યાં. તેથી મોતીભાઈની આંખ ઊઘડી ગયેલી અને દેહ ક્ષણભંગુર છે એમ સમજી મરણની તૈયારીરૂપે પોતાની મિલકતનું 'વિલ' લખી નાખેલું. તે વારે વારે બદલેલું. તેને નિવૃત્તિ લેતા અગાઉ તા. ૧૯–૬–'૩૫ને દિવસે છેલ્લી વાર લખી નાખ્યું હતું. અને સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ બીજે જ દિવસે એની નકલ કરી કુટુંબીઓને મોકલી આપી તેમની સંમતિ માગી હતી અને તે મળી ગઈ હતી.

આ રીતે મિલકત અને સ્વજનો સાથેના વ્યવહાર બાબત ચોખવટ કર્યા પછી બીજા વ્યવહારો ચોખ્ખા કરવાનું આરંભ્યું. કોઈનું

દેવું તો કર્યું નહોતું, પણ જીવનભર જનસેવાનાં કાર્યો કરતાં કરતા તે કાર્યોમાં અનેક નાનાં-મોટાં સ્ત્રીપુરુષોની મદદ લીધી હતી. તે સર્વને તેનો બદલો એક યા બીજા પ્રકારે આપવાનો તેમનો રિવાજ પહેલેથી હતો. તે પ્રમાણે 'રામ ઝરૂખે બેઠકર, સબકા મુજરા લેત, જસી જિનકી ચાકરી, ઐસા ઉનકો દેત' એ ન્યાયે જેની જેવી સેવા તેને તેવો બદલો તે આપ્યે ગયા હતા. છતાં નિઃસ્વાર્થ ભાવે વર્ષો સુધી કામ કરી પોતાના જીવનની સુવાસ મૂકતા ગયેલા ઘણા મિત્રોનાં સેવા-ઋણ વાળવાનાં બાકી હતાં. તે સર્વને સંભારી સંભારી તેમને નામે કંઈક કંઈક સેવાદાન કરવા-કરાવવાનું કામ આ આરામના દિવસોમાં મોતીભાઈએ આરંભ્યું.

*

ઋણમુક્તિનું આ કામ ખરું જોતાં ૧૯૩૦ના વર્ષથી શરૂ થયું હતું. અને તેની શરૂઆત પાટણથી થઈ હતી. પાટણમાં ૧૯૦૪–૦૫-ના વર્ષમાં અતિવૃષ્ટિને લીધે લોકોનાં ઘરો પડી ગયેલાં, તે બાંધવામાં મદદ કરવા જે નાણાં એકઠાં કરેલાં તેમાંથી વધેલી રકમ એક જૂના સાથીને ત્યાં જમા હતી. તે યાદ કરી તેનો હિસાબ કરાવી જે રકમ નીકળી તેનું એક ટ્રસ્ટ બનાવી પાટણના યુવકમંડળને સોંપ્યું (તા. ૧૮–૮–'૩૦); અને પાટણની એ સેવા જેમના અમલ દરમ્યાન થયેલી તે પાટણ હાઈસ્કૂલના તે વખતના હેડ માસ્તર સ્વ. ગિરધરલાલ મોદીનું નામ તે ફંડ સાથે જોડી તેમનું ઋણ અદા કર્યું.

એ જ વર્ષે પેટલાદ બોર્ડિંગના રજત મહોત્સવ નિમિત્તે ત્રણ પ્રવૃત્તિઓ શરૂ કરી 'પેટલાદ બોર્ડિંગ રજત મહોત્સવ સ્મારક ફંડ' સ્થાપ્યું હતું. એ જ વર્ષે, પોતાને સેવાનાં કાર્યો કરવામાં જીવનની શરૂઆતથી અંત સુધી સરકારી હોદ્દાની રૂએ અનેક પ્રકારની મદદો કરનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દીવાન રા. બ. ગોવિંદભાઈ હા. દેસાઈના ઋણસ્વીકારના ચિહ્ન તરીકે એમને નામે ટ્રસ્ટફંડ સ્થાપી વડોદરા કૉલેજને તે સોંપ્યું હતું. આ પછી વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાની ખિલવણીમાં કીમતી કામ કરી ગયેલા પોતાના ઉપરીઓ સ્વ. બોર્ડન સાહેબ અને સ્વ. દત્ત સાહેબને નામે પણ ટ્રસ્ટફંડો સ્થાપી 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ'ને સોંપ્યાં હતાં. અને 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ને સોંપાયેલાં ઘણાં ટ્રસ્ટફંડોમાં

આ જાતનું પેટલાદ બોર્ડિંગના સમયની સેવાઓનું ઋણમુક્તિનું કામ થયું હતું.

*

આ અરસામાં (૧૯૩૬), પેટલાદ બોર્ડિંગમાં શરૂઆતથી જ પોતાના જમણા હાથ તરીકે કામ કરવાનું સ્વીકારનાર અને પાછળથી એ કામ સંભાળી લઈ બોર્ડિંગ ટકાવી રાખવામાં જીવનભર મૂગો આપભોગ આપનાર સોજિત્રાના શ્રી. ઈશ્વરભાઈ પુરુષોતમદાસ પટેલ મરણ પામવાથી તરત જ તેમના સ્મારક માટે તજવીજ કરી અને એક જ માસમાં રૂા. ૧,૨૫૦ એકઠા કરી 'ઈશ્વરભાઈ પુ. પટેલ લોકશિક્ષણ ફંડ'ની સ્થાપના કરી (તા. ૧૫–૨–'૩૬). ઈશ્વરભાઈની સાથે જ પેટલાદ બોર્ડિંગના રસોડાના વ્યવસ્થાપક તરીકે ૧૮ વર્ષ સુધી કામ કરનાર સ્વ. ધોરીભાઈ તથા ભાણાભાઈને ઉછેરી મોટા કરવામાં તસ્દી લઈ મદદ કરનાર તેમનાં પત્ની, એ બેને સંયુક્ત નામે ભાણાભાઈ દ્વારા એક ટ્રસ્ટફંડ સ્થાપ્યું (તા. ૧૮–૭–'૩૬). આમ પેટલાદ બોર્ડિંગ અંગેનાં ઋણ વાળ્યાં.

*

પેટલાદ બોર્ડિંગ પછી સેવાનું સૌથી મોટું ક્ષેત્ર વસો. ત્યાંની પ્રવૃત્તિઓ જન્માવવામાં અને જમાવવામાં મદદ કરનાર નાના મોટા મિત્રોને સંભારી તેમને નામે ટ્રસ્ટફંડો સ્થાપવાનું પણ ૧૯૩૪ના વર્ષથી શરૂ કર્યું હતું. એ વર્ષમાં, 'સ્ટુડંટ્સ લાયબ્રેરી' સ્થાપવામાં અને ચલાવવામાં મદદ કરનાર નાનપણના મિત્રો સ્વ. હાથીભાઈ જેઠાભાઈ પટેલ, તથા સ્વ. છોટાલાલ વનમાળીને નામે, અને 'મિત્રમંડળ પુસ્તકાલયો' તથા વસોની સંસ્થાઓનાં મકાનો બાંધવામાં જીવનભર ઇજનેરી સલાહ આપનાર ગામના વતની સ્વ. પુરુષોત્તમ હીરાભાઈ મિસ્ત્રીને નામે — એમ ત્રણ ટ્રસ્ટફંડો મૂકયાં હતાં (તા. ૬–૭–૩૪).

*

પોતાને ઘેર જિંદગીભર પાણી ભરવાનું કામ કરનાર 'દરિયા ડોસી'ને આખર અવસ્થા આવવાથી તેને ૧૯૩૫ના વર્ષે પોતાને ઘેર લાવી રાખી હતી અને તે મરણ પામી ત્યાં સુધી તેની બની તેટલી સેવા કરાવી હતી. આ ડોસી નિરાધાર હોવાથી તેને

મોતીભાઈએ પોતાની માલિકીના ઘરમાં રહેવાની વર્ષોથી સગવડ કરી આપેલી. તે ઘર હવે ખાલી પડવાથી ગામના નિરાશ્રિતોના ઉપયોગ માટે 'કેળવણી મંડળ'ને બક્ષિસ કર્યું હતું અને તેના નિભાવ માટે 'નિરાશ્રિત આશ્રયસ્થાન ફંડ' સ્થાપ્યું હતું (૧૯–૩–'૩૫).

આ પછી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'ની શરૂઆતમાં સ્વયંસેવક તરીકે વિદ્યાર્થીહિતની પ્રવૃત્તિઓ ચલાવી રામભાઈ જેવા યુવકોને સેવા-ધર્મનો રંગ લગાડી જનાર સદ્‌ગત છોટાભાઈ શિવાભાઈ પટેલને યાદ કરી રામભાઈ દ્વારા તેમને નામે એક ટ્રસ્ટફંડ સ્થપાવ્યું (તા. ૧૭–૪–'૩૬). એ જ રીતે 'વસો યુવક મંડળ'ની સ્થાપનાથી માંડી ઠેઠ સુધી ગામની સર્વ પ્રવૃત્તિઓ જન્માવવામાં અને જમાવવામાં અજોડ ફાળો આપનાર, 'વસો સહકારી બૅંક'ના આદ્યમંત્રી સ્વ. છોટાભાઈ બાવાજીભાઈ અમીનને નામે ટ્રસ્ટફંડ સ્થપાવ્યું (તા. ૩૧–૭–'૩૬). આ જ અરસામાં, ગરીબાઈમાં ઊછરી, સ્વાશ્રયથી ગ્રૅજ્યુએટ થઈ, ગરીબ વિદ્યાર્થીઓની સેવામાં રત રહેલા ગામના એક યુવક ચતુરભાઈ મગનભાઈ ભાવસારનું અવસાન થતાં તેમનું સ્મારક ફંડ પણ સ્થપાવ્યું (તા. ૧૦–૭–'૩૬). અને એ જ અરસામાં ગામના બજારમાં ગામડાના ગાડાવાળાઓ ઉપર પોલીસે જુલમ કર્યાના સમાચાર મળ્યા. તે માટે ગાડાવાળાને મદદ કરવા યોગ્ય તજવીજ કરી, અને તરત જ એવા પ્રસંગોએ ગરીબોને મદદ થઈ શકે તે માટે 'જુલમ સંકટ નિવારણ ફંડ' સ્થાપ્યું (તા. ૨૧–૮–'૩૬).

આ ઉપરાંત પોતે શરૂ કરેલી અને કરવા ધારેલી પ્રવૃત્તિઓના નિભાવ અર્થે પણ ટ્રસ્ટફંડો સ્થાપવાની તજવીજ ચાલુ કરી. (આ વિષે વધુ વિગતો માટે જુઓ પ્રકરણ ૬, 'વસિયતનામું' અને તે પછીનાં પ્રકરણોમાં થયેલા ઉલ્લેખો.)

*

મોતીભાઈએ સ્થાપેલાં આ ટ્રસ્ટફંડો છે નાની નાની રકમોનાં, પણ એની શરતો અને યોજનાઓ અનેક શકયતાઓથી ભરેલી છે, અને દાનના સાચા માર્ગોની દિશા સૂચવે તેવી છે. જે આખા દેશને માટે, એક પ્રાન્ત, જિલ્લા કે તાલુકાને માટે, તે વસો ગામને માટે; જે ધનવાનોને માટે તે ગરીબોને માટે; જે વિદ્વાનોને માટે તે અભણને માટે; જે બળવાનને માટે તે નબળાને માટે; જે મોટાંને માટે તે

બાળકોને માટે; જેનું જગતમાં કોઈ નહિ તેની સંભાળ સમાજ કે વ્યક્તિ લઈ શકે તે માટે — મોતીભાઈએ આ ટ્રસ્ટફંડો દ્વારા અનેક માર્ગો ખુલ્લા કરી આપ્યા છે. સરજનહારની સૃષ્ટિમાં મનુષ્યોના સુખને માટે અનેક પ્રકારની સગવડો થયેલી છે. છતાં એ સગવડોનો ઉપયોગ કરવાની આવડત વગરનાં અને આવડત હોય છતાં આધિ વ્યાધિ ઉપાધિને કારણે એનો લાભ ન લઈ શકે તેવાં મનુષ્યોનું મનુષ્યત્વ સાચવવા, પોષવા અને ખીલવવા મનુષ્ય એના સરજનહારની ખોટ પૂરી કરી શકે તે માટે એણે કંઈક તો કરવું જ જોઈએ. એ કેવી રીતે થઈ શકે તેના નાના તેમ જ મોટા, વ્યવહારુ અને અનુભવસિદ્ધ માર્ગ એ ટ્રસ્ટફંડોમાં બતાવ્યા છે — જેને એ માર્ગે જવું હોય તેને માટે, અલબત્ત.

# ૨

# પ્રયોગશાળાની પ્રવૃત્તિઓ

## ( ૧૯૩૬ થી આખર સુધી )

ગયા પ્રકરણમાં વર્ણવ્યો તેવો આરામ મોતીભાઈએ આઠ માસ સુધી લીધો. તે દરમ્યાન પોતે દૂર રહી ચલાવેલી નાનીમોટી પ્રવૃત્તિઓની સ્થિતિ જાણી લીધી; એ સર્વ પ્રવૃત્તિઓના વહીવટમાં સાફસૂફી કરી તેને સધ્ધર બનાવવા માટે જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં પોતે માગણી કરીને જવાબદારીવાળા હોદ્દા સ્વીકાર્યા; અને પોતે વર્ષોથી વિચારી રાખેલાં સ્વપ્નોમાંથી જેટલાં બને તેટલાં સ્વપ્નો સિદ્ધ કરવા માટે ચારે બાજુથી, રાતદિવસ, ભૂખ-તરસ કે ટાઢ-તડકો જોયા સિવાય એક પછી એક પ્રવૃત્તિઓ, એમના જ શબ્દોમાં કહીએ તો, 'છોડવા માંડી'!

'ચરોતર એજ્યુકેશન સોસાયટી'માંથી અસહકારને કારણે છૂટા થયા પછી મોતીભાઈએ વસોને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું હતું અને આધુનિક પદ્ધતિએ લોકજીવન ખીલવવા માટે ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. વસોને તે પોતાની પ્રયોગશાળા કહેતા અને ત્યાં પોતાના વિચારો અજમાવતા. એ વિચારો અજમાવતાં અજમાવતાં કેળવણી મંડળ, પુસ્તકાલય પ્રવૃત્તિ, સહકાર પ્રવૃત્તિ, મ્યુનિસિપાલિટી, સમાજસુધારો, વેપાર ઉદ્યોગ — એ સર્વ વિષયો તેમણે છેડયા હતા અને તેમાંના કેટલાક તો સારી રીતે ખેડયા હતા. પણ એ બધું દૂર રહીને કર્યું હતું અને બીજાની મારફતે કર્યું હતું. હવે તે બધાને તેમણે એક પછી એક હાથમાં લેવા માંડયું.

એમનો મુખ્ય વિષય કેળવણી હતો. તે માટે કેળવણી મંડળ દ્વારા નાનીમોટી વિવિધ પ્રવૃત્તિઓ ચાલતી હતી. તેથી લોકોમાં કેળવણીની ભૂખ ઊઘડી હતી અને જેમ જેમ ભૂખ ઊઘડતી જતી હતી તેમ તેમ નવી નવી પ્રવૃત્તિઓ જન્મતી હતી. ઘણું થયું હતું, છતાં ગામની પ્રગતિનો મોતીભાઈએ દોરી રાખેલો નકશો હજી

અધૂરો હતો. એમને તો કેળવણી દ્વારા આખા ગામના જીવન ઉપર અસર કરવી હતી. આથી એક બાજુ કેળવણી મંડળની સંસ્થાઓમાં ઊગતી પ્રજાને સંસ્કાર મળે એવી નાની નાની પ્રવૃત્તિઓ વધારતા ગયા હતા અને બીજી બાજુ એ સંસ્કાર પામેલા યુવાનોને ગામની બીજી સંસ્થાઓમાં કામે લગાડતા ગયા હતા. આ રીતે કેળવણી મંડળ, પુસ્તકાલય, અને બેંકની પ્રવૃત્તિઓ સરસ જામી હતી અને પ્રગતિ કરી રહી હતી.

પણ લોકોના જીવન ઉપર અસર કરનારી સૌથી જૂની અને અગત્યની સંસ્થા તે ગામની સુધરાઈ. તેનો વહીવટ સંસ્કારી માણસોના હાથમાં હોય તો તે દ્વારા લોકહિત સહેલાઈથી અને સારી રીતે સાધી શકાય. એ માટે છેક ૧૯૨૪ના વર્ષથી કેટલાક નિવૃત્ત થયેલા સદ્‌ગૃહસ્થોને સુધરાઈમાં સભાસદ તરીકે મોકલવાની ખાસ પેરવી કરી હતી. એ પ્રથા એક દશકા સુધી ચાલી હતી અને તે દરમ્યાન કંઈક કંઈક શુભ કાર્યો થયાં હતાં. છતાં પ્રગતિ બહુ ધીમી હતી. તેમાં ચેતન લાવવા મોતીભાઈએ પોતાના વિચારે રંગાયેલા યુવકોને સુધરાઈના સભાસદો તરીકે મોકલવાના પ્રયત્નો ફરી શરૂ કર્યા. અને સુધરાઈના વહીવટમાં ગામલોકોનો સહકાર મળે અને તેથી સુધરાઈનું કામ લોકોને વધુ લાભદાયી થાય તે માટે 'સુધરાઈ સહાયક મંડળ'ની સ્થાપના કરી (તા. ૨૭–૮–'૩૬).

*

સુધરાઈ પછી જનસમૂહની સેવા કરવાનું બીજું મહાન સાધન તે ગામની બેંક. એ બેંક અગિયાર સભાસદોથી મોતીભાઈએ જ શરૂ કરેલી. એને નાણાં ધીરનાર પણ મોતીભાઈના જ અંગત મિત્રો હતા. અને એનો વહીવટ પણ તેમણે જ સ્થાપેલા 'યુવકમંડળ'ના સભ્યો કરતા. છેલ્લાં વીસ વર્ષમાં એ બેંકે એટલી સરસ પ્રગતિ કરી હતી કે એની ગણના એની કક્ષાની રાજ્યની ઉત્તમ બેંકોમાં થતી હતી.

પણ મોતીભાઈને એટલેથી સંતોષ નહોતો. તે તો એ બેંક દ્વારા ગામની આર્થિક સ્થિતિ સુધારવા અને ગામના ઉદ્યોગધંધા સજીવન કરવા આતુર હતા. આ માટે તેમણે આવા પ્રકારની બીજી બેંકોનો અભ્યાસ કરી રાખ્યો હતો, અને કંઈ કંઈ યોજનાઓ

વિચારી રાખી હતી. તે સર્વનો અમલ થઈ શકે તે માટે જાતે માગણી કરીને તે બૅંકના પ્રમુખ થયા.

બૅંક એવી સરસ ચાલતી હતી અને તેની એવી આબાદ સ્થિતિ હતી કે તેને માટે આજ સુધી સાર્વજનિક પુસ્તકાલયનું મકાન ભાડે વપરાતું, તેને બદલે હવે તેનું પોતાનું સ્વતંત્ર મકાન થવું જોઈએ એમ લોકમત સિદ્ધ થયો હતો અને તે બાબત પુસ્તકાલયનું ભાડાનું મકાન જ ખરીદી લેવાનું ઠર્યું હતું. તે માટે સરકારની મંજૂરી પણ મળી ગઈ હતી. એટલે પ્રમુખપદેથી સૌથી પહેલું કામ મોતીભાઈએ બૅંકનું મકાન ખુલ્લું મુકાવવાનું કર્યું. એ વિધિ કરવા રાજ્યના સહકારી અધિકારી અને જાણીતા નવલકથાકાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈને આમંત્રણ આપવામાં આવ્યું. તેમણે તે પ્રસંગે ગામની પ્રગતિની સાચી કિંમત આંકી, બૅંકની પ્રગતિની દિશા સૂચવતું ભાષણ કર્યું.

મોતીભાઈના વિચારોને એથી ટેકો મળ્યો અને બૅંક લોકોને વધુ ઉપયોગી થાય તે માટે તેમણે તરત કેટલાક ફેરફારો કરાવ્યા. શૅર રૂા. ૨૫) ના હતા તેને બદલે રૂા. ૧૨ાાના બનાવ્યા; ફરજિયાત બચતની યોજનાને વીમાની યોજનામાં ફેરવી નાખી; વાર્ષિક નફામાંથી કાઢવામાં આવતી ધર્માદા રકમમાં વધારો કરાવ્યો અને તેમાંથી ખેડૂતો અને વણકરોને ઉપયોગી ખર્ચ કરવાનું ઠરાવ્યું.

*

બૅંકના મકાન સાથે મહિલા પુસ્તકાલયના મકાનનો પ્રશ્ન પણ ઉકેલાતો હતો. તે માટે કેળવણી મંડળની નજીક જમીન ખરીદાઈ હતી અને ખાત મુહૂર્તનો દિવસ પણ નક્કી થયો હતો. આ સંસ્થા છએક વરસથી ચાલતી હતી, અને તેનું મકાન થયે તે દ્વારા સ્ત્રીઉન્નતિના પ્રશ્નો ઉકેલવાનું મોતીભાઈનું સ્વપ્નું હતું. તે માટે કંઈક દિશા સૂઝે અને સ્ત્રીઓમાં જાગ્રતિ આવે તે માટે નવરાત્રિના દિવસોમાં 'સ્ત્રી દિન' ઊજવવાની પ્રથા શરૂ કરી ( તા. ૨૩–૧૦–'૩૬ ). તે દિવસે ગામની સ્ત્રીઓ માટે જ ગોપાળદાસ બાગ ખુલ્લો મૂકવામાં આવ્યો. સવાર, બપોર, સાંજના કાર્યક્રમો રખાયા. સ્ત્રીઓના હુન્નરઉદ્યોગ-કળા, લીંપણ, ચલાણું, રંગોળી, ભરતગૂંથણની હરીફાઈઓ યોજાઈ અને ગરબા પણ ગવાયા.

*

આ સાથે એક બીજી યોજના ચાલતી હતી. 'ગોપાળદાસ બાગ'માં બાળકોના જીવનરૂપી બાગ ખીલતો હતો, પણ કુદરતનો બાગ ઉજ્જડ થઈ ગયો હતો. તેને સજીવન કરવામાં પાણીની મોટી અગવડ હતી. તે દૂર કરવા કેળવણી મંડળને પોતાનું 'વૉટર વર્ક્સ' હોવું જોઈએ, એમ ઠર્યું. તે માટે એક જ માસમાં ચાર હજાર રૂપિયા ઉઘરાવી લેવાની યોજના જાહેર કરવામાં આવી અને તે પાર પણ ઊતરી (તા. ૧૯-૧૧-'૩૬). આથી મોતીભાઈ હર્ષઘેલા થઈ ગયા. અને એક જ માસમાં કેળવણી મંડળનું 'વૉટર વર્ક્સ' (જળાગાર) તૈયાર કરાવી પેટલાદના દાતાર શેઠ રમણભાઈને હાથે તે ખુલ્લું મુકાવ્યું (તા. ૧૨-૧૨-'૩૬).

જળાગાર ખુલ્લું મુકાતાં બાગમાં પાણીના નળ મુકાયા અને 'બાગ' ખીલવવાની યોજનાઓ થવા માંડી. તે માટે નકશા દોરી આપવા, ફૂલઝાડ વાવવામાં સલાહસૂચનાઓ આપવા, અને ગામના ખેડૂતોની મુશ્કેલીઓનો અભ્યાસ કરવા ખેતીના નિષ્ણાતોની મુલાકાતો ગોઠવવા માંડી અને બાગકામ માટે ખાસ માળી પણ રોક્યો.

*

મોતીભાઈએ આમ ધગશભેર કામ શરૂ કર્યું. પણ તે દરમિયાન તેમની નિવૃત્તિના સમાચાર ગુજરાતમાં પ્રસરતા ગયા અને તેમની સેવાઓ અને અનુભવનો લાભ વિશાળ ક્ષેત્રને મળે તે માટે ખાનગીમાં તેમ જ જાહેરમાં આગ્રહભરી સૂચનાઓ થવા લાગી. આવી સૂચનાઓ નિવૃત્તિ લેતા પહેલાં પણ થઈ હતી. તે ઉપર સંપૂર્ણ વિચાર કરીને જ તેમણે વિશાળ ક્ષેત્રને બદલે વસોના નાના ક્ષેત્રમાં દટાઈ જવાનો નિર્ણય કર્યો હતો. એટલે જ્યારે આ સૂચનાઓ ચોતરફથી થવા માંડી અને નિકટના સ્નેહીઓએ પણ તેમાં ઉમેરો કર્યો ત્યારે, 'ચરોતર'માં તે વિષે લેખ લખી, પોતે નાના ક્ષેત્રમાં કામ કરવાનું કેમ પસંદ કરે છે તેનો ખુલાસો જાહેર રીતે કર્યો. તેમાં જણાવ્યું કે વસો અને પેટલાદ તાલુકાના લોકહિતના એટલા બધા પ્રશ્નોમાં પોતે રસ લે છે કે 'મારા જેવા સાધારણ માણસની અલ્પ અને સંકુચિત શક્તિઓ માટે તો વસો કસબો વા પેટલાદ મહાલ પણ બહુ મોટું ક્ષેત્ર—ન પહોંચી વળાય તેવું વિશાળ ક્ષેત્ર છે એમ મને લાગે છે. . . . સાથે સાથે હું એક

વાત કદી જ વીસરી શકતો નથી, વિસારી શકતો નથી. વસો, પેટલાદ કે ચરોતરમાં હું કામ કરતો હોઉં ત્યારે હમેશાં હું માનું છું કે હિંદના કે ગુજરાતના એક નાનકડા ભાગ તરીકે આ નાના ક્ષેત્રમાં હું કામ કરું છું. . . . હું વસોને એક પ્રયોગશાળા ગણું છું.'*

સુધરાઈ, બૅંક, અને પુસ્તકાલયોની પ્રગતિ માટે પ્રયત્નો આરંભ્યા તે સાથે અને તે અગાઉ કેળવણી મંડળની પ્રગતિના પ્રયત્નો તો ચાલુ જ હતા. આ મંડળ તરફથી બાળમંદિરથી હાઈસ્કૂલ સુધીના અભ્યાસ માટે સંસ્થાઓ સ્થપાઈ હતી અને તે સારી રીતે જામી હતી. દરેકને માટે મકાનો પણ થયાં હતાં. તેનો લાભ ગરીબ–તવંગર સર્વને મળી શકે તે માટે તથા બાળકોનાં જીવન સર્વ રીતે ખીલે તે માટે વિવિધ યોજનાઓ થઈ હતી. એ સર્વની અસર લોકોના જીવન ઉપર સ્પષ્ટ જણાતી હતી.

છતાં એ પ્રવૃત્તિઓના સમન્વય કરવાનું, મંડળની આર્થિક સ્થિતિ સધ્ધર કરવાનું, સ્ત્રીપુરુષોની નિરક્ષરતા ટાળવાનું, ગરીબોની કેળવણીના પ્રશ્નો ઉકેલવાનું, સરકારી શાળાઓની બેહાલ દશાના ઉપાય શોધવાનું, વગેરે કામો બાકી હતાં. તે સર્વને મોતીભાઈએ એક પછી એક હાથમાં લેવા માંડયાં હતાં.

આ સર્વ કામોમાં વિદ્યાર્થીઓના ચારિત્ર્યની ખિલવણીનો પ્રશ્ન મોતીભાઈને મન સૌથી વધુ મહત્ત્વનો હતો. તે માટે વસો કેળવણી મંડળ તરફથી કાયમની યોજનાઓ થાય તે જોવા તે ઘણા ઉત્સુક હતા. એ દિશામાં તેમણે બે નાનકડા પ્રયત્નો આરંભ્યા. એક તો વર્ષોથી વિચારી રાખેલી વિદ્યાર્થીની જાતકેળવણીના પ્રાથમિક સાધનરૂપ 'વિદ્યાર્થીઓની દિનચર્યા' નામે વિદ્યાર્થીઓને જ માટે 'ડાયરી'ની રચના કરી તે છપાવી પ્રગટ કરી (તા. ૬–૧૨–'૩૬). એ 'ડાયરી'માં વિદ્યાર્થીજીવનમાં ખીલવવાના આદર્શો રજૂ કર્યા, અને એ આદર્શો ખીલવવાની તકો મળે અને તે દ્વારા પરસ્પર સહાય અને સેવાના પાઠ શીખી વિદ્યાર્થીઓ ભાવી જીવનની તાલીમ મેળવે તે માટે 'વિદ્યાર્થી મંડળ' ની યોજના ઘડી કાઢી તે પણ પ્રગટ કરી (તા. ૧૨–૧૨–'૩૬).

*

*'ચરોતર', ૧૯૩૬, પૃ. ૪૧૯ –'સેવાનું ક્ષેત્ર — સંકુચિત કે વિશાળ?' એ લેખમાંથી.

યોજનાઓ, ફેરફારો, નવા નવા વિચારો, ભાષણો — આ બધું રોજ ને રોજ થયાં કરતું હતું. એના વિષે ટીકાઓ અને પ્રશંસાઓ પણ થયાં કરતી હતી. એ બધું લોકોને જાણવા મળે તે માટે એક સમાચારપત્રની ખાસ જરૂર હતી. એનું સ્વપ્નું વર્ષોથી રચી રાખ્યું હતું. 'વસો વાર્ષિક પત્રિકા' શરૂ કરી ત્યારે તે ત્રિમાસિક બનાવવાની યોજના હતી. પણ નાણાં અને સમયને અભાવે તે બની શક્યું નહોતું. આજે પણ એ જ મુશ્કેલીઓ હતી. તેથી એક બે યોજનાઓ અજમાવી.

પ્રથમ 'જ્ઞાનવર્ધક સભા'ની યોજના શરૂ કરી. આ સભા દર મહિનાના પહેલા રવિવારે ભરાય. તેમાં દરેક જણ પોતે જે કંઈ વાંચ્યું — સાંભળ્યું હોય તે કહી સંભળાવે. એમ એક માસમાં બનેલા બનાવો અને વંચાયેલું નવું જ્ઞાન એકબીજાને પહોંચે, એવી યોજના થઈ.* આ સભામાં મોતીભાઈ અચૂક હાજર રહેવા લાગ્યા.

બીજી યોજના તે 'શંકા સમાધાન દ્વારા જ્ઞાનપ્રચારની યોજના'. આ યોજના ધારાસભાઓમાં સરકારી પ્રવૃત્તિઓના વહીવટ વિષે પ્રશ્નો પૂછવાની પ્રથાના અનુકરણરૂપે હતી. તે લખીને જાહેર કરવામાં આવી (તા. ૨૩–૧૦–'૩૬). તેમાં એવી ગોઠવણ રાખવામાં આવી કે ગામની સંસ્થાઓના વહીવટ વિષે જેને શંકા હોય, પૂછવું કે જાણવું હોય તે પ્રશ્નના રૂપમાં પોતાના વિચાર રજૂ કરે. પ્રશ્ન અગાઉથી લખીને મોકલે. તેના ઉત્તર અમુક ઠરાવેલે વખતે સભા ભરાય ત્યારે લાગતાવળગતા તરફથી અપાય. પ્રશ્નો કેવા હોઈ શકે તેના નમૂના પણ યોજના સાથે પ્રગટ કરવામાં આવ્યા.

પણ આ યોજનાનો લાભ લેવા કોઈ આગળ આવ્યું નહિ, એટલે બે માસ પછી 'વસો વિભાગ પત્રિકા'ની યોજના જાહેર કરવામાં આવી. આ અગાઉ પોતે 'ચરોતર' માસિકના તો તંત્રી બન્યા હતા જ. એટલે એના એક અલગ વિભાગ તરીકે આ 'વિભાગ પત્રિકા' પ્રગટ થવા માંડી — ઘણાં વર્ષોનું એક મહાન સ્વપ્ન આ રીતે સિદ્ધ થયું (તા. ૧૭–૧૨–'૩૬)!

*

* આ યોજના બેંજામિન ફ્રેંકિલનના જીવન ચરિત્રમાં આવતી 'જન્ટો મંડળી'ના નમૂના ઉપરથી રચેલી હતી.

૩

# 'મારી જિંદગીનું મોટામાં મોટું કામ'

(તા. ૧-૨-'૩૭)

૧૯૩૭ના વર્ષની શરૂઆતથી મોતીભાઈએ 'ચરોતર' અને 'વસો વિભાગ પત્રિકા'માં પોતાની પ્રવૃત્તિઓના વિગતવાર સમાચાર પ્રગટ કરવા માંડ્યા. સમાચારની સાથે પોતાની નાની મોટી સર્વ જાહેર પ્રવૃત્તિઓના અપ્રગટ ઇતિહાસ, હિસાબ, નિવેદનો અને વહીવટી પ્રશ્નોના ખુલાસા પ્રગટ કરવા માંડ્યા. અને બીજા જે કંઈ વિચારો, યોજનાઓ અને પ્રવૃત્તિઓ પોતે કલ્પી રાખી હતી કે કરવા જેવી માની હતી તે પણ જાતે લખીને કે બીજેથી મેળવીને પ્રગટ કરવા માંડી.

આ અરસામાં પ્રગટ થયેલી સર્વ હકીકતોમાં 'પેટલાદ લોનફંડ' અથવા 'રૂા. ૧૩,૦૦૦ની રમતનું નિવેદન' એ લેખ સૌથી વધુ મહત્ત્વનો છે.

'ચરોતર એજ્યુકેશન સોસાયટી' નીકળ્યા પછી 'પેટલાદ લોનફંડ'નું કામ વિશાળ પાયા ઉપર થઈ શકે તે માટે 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.' સ્થાપ્યું હતું. એટલે 'પેટલાદ લોનફંડ'ની રકમ બીજાં સેવાનાં કામોમાં વપરાતી હતી. એ સર્વનો હિસાબ રખાતો હતો. છતાં છેક ૧૯૩૦ના વર્ષ સુધી એ હિસાબ સંતોષકારક નહોતો. ૧૯૩૦માં એક યુવકની મદદ મળી જવાથી અને તે ભાઈએ એ કાર્ય કરવા આગ્રહપૂર્વક મહેનત ઉઠાવવાથી જ એ હિસાબ ચોખ્ખો થઈ શકેલો અને સરવૈયું કાઢતાં રૂા. ૬,૦૦૦) ખૂટતાં માલૂમ પડેલા.

એ રકમ મેળવવા 'પેટલાદ લોનફંડ'નો લાભ લઈ આગળ વધેલા વિદ્યાર્થીઓમાંથી પાંચ નામ પસંદ કરી તે દરેક જણને એક એક હજાર રૂપિયા આપવા વિનંતી કરવી અને રૂા. એક હજાર પોતે

આપવા એવી યોજના કરેલી. તે પ્રમાણે રકમ મળી પણ ગયેલી. પણ એ હિસાબ અને ફંડનું નિવેદન પ્રગટ કરવાનું બાકી હતું. તે ઘણો શ્રમ વેઠી તૈયાર કર્યું અને 'ચરોતર'ના ફેબ્રુઆરી, ૧૯૩૭ના અંકમાં પ્રગટ કર્યું.

એ નિવેદનમાં પ્રગટ થયેલી હકીકતો અનેક રીતે રસિક, બોધક, પ્રેરક અને માર્ગદર્શક છે. મોતીભાઈની સર્વ જાહેર પ્રવૃત્તિઓનું રહસ્ય અને તેના વહીવટની પદ્ધતિનાં બીજ એમાં જોઈ શકાય છે. આખું નિવેદન એમની લેખનપદ્ધતિનો પણ એક સરસ નમૂનો છે.

એ નિવેદનમાં તેમણે 'પેટલાદ લોનફંડ'ને 'મારી જિંદગીનું મોટામાં મોટું કામ' તરીકે ઓળખાવ્યું છે. તે લખે છે:

"આ ફંડના સંચાલક તરીકે આ ફંડ સાથેનો મારો સંબંધ મને પોતાને બહુ જ મહત્ત્વનો જણાયો છે. આ ફંડના વહીવટ દ્વારા જ સેંકડો વિદ્યાર્થીઓના અંગત પરિચયમાં આવવાના મને ઘણા પ્રસંગો મળ્યા છે. અનેક વિદ્યાર્થીના સુખદુઃખના અનુભવની વિવિધ વિગતો જાણવામાં આવી છે, અને ગુપ્ત મદદો આપવાના અને ગુપ્ત મદદો મેળવવાના મીઠા આનંદ અનુભવ્યા છે. विद्यार्थीओना आवा संबंधथी मारुं जीवन सेवापरायण, उन्नतगामी, परोपकारमय, अने पवित्र बनावी शक्यो छुं. मारी जिंदगीनुं मोटामां मोटुं काम कयुं एम जो कोई मने पूछे तो हुं 'पेटलाद लोनफंड'ना कामने आगळ धरुं. મારા જીવનમાં સારું છે તેમાંનું ઘણું 'પેટલાદ લોનફંડ'ને આભારી છે. મારામાં જે દોષો અને ત્રુટીઓ છે તે આ લોનફંડના વહીવટમાં ઊતરી છે. પણ 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.'ના વહીવટમાં તે દૂર કરવામાં આવી છે. આ ફંડને લઈને અનેક વિદ્યાર્થીઓ સાથેનો મારો સંબંધ ત્રીસ વર્ષ સુધી સતત લંબાયો છે. आ काममां मने पोताने एटलो रस जाम्यो छे अने उमंग वध्यो छे के हुं तेनुं शब्दोमां वर्णन करी शकतो नथी. માટે ટૂંકામાં એટલું જ જણાવું છું કે, आ कामथी थोडे खर्चे मोटां फळ मेळवी शकायां छे. स्वाश्रयना धोरणे युवकोनी महत्त्वाकांक्षाने पोषी शकाई छे अने नजीवा स्वार्थना भोगे परोपकारनुं महान कार्य करी शकायुं छे. तेथी मारा अंगत अनुभवने लईने हुं सर्व कोईने भलामण करुं छुं के उन्नत अने परोपकारमय जीवन

जीववानी अभिलाषा राखता होय तेमणे सेवानुं, युवकोने सहाय आपवानी सेवानुं आ प्रकारनुं कार्य करवुं. ''*

ઉપર ઉલ્લેખેલી રૂા. ૬,૦૦૦)ની રકમ મેળવવા લખેલા એક પત્રમાં આ જ મતલબનું લખતાં તેમણે લખ્યું હતું :

'મારા જીવનમાં સર્વથી મહત્ત્વનું કામ કયું એના સંબંધમાં જુદી જુદી દૃષ્ટિએ મતભેદ હશે એમ હું માનું છું. મારો પોતાનો પણ અભિપ્રાય આ સંબંધમાં આધારપૂર્વક લેખાય તો મારા જીવનનું મહત્ત્વનું કાર્ય હું પેટલાદ બોર્ડિંગ હાઉસ અને તેમાં પણ 'પેટલાદ લોનફંડ'નું ગણું છું. એ લોનફંડના વ્યવહારમાં જે આદર્શ સેવાયા છે અને કૌટુંબિક ભાવ પોષાયો છે તે મારી બીજી કોઈ પ્રવૃત્તિમાં પોષાયો નથી. ન્યાતજાતના ભેદ આપણે ભૂલ્યા છીએ. ગામ, મહાલ, પ્રાંત કે પ્રદેશના ભેદ પણ આપણે ભૂલ્યા છીએ, લાગવગ કે સિફારસને સ્થાન નહોતું, કાયદાની અને ધારાધોરણની ગલીકૂંચીમાં ઊતર્યા નહોતા. નાણાંની થેલી ખાલી હોવા છતાં, વિદ્યાર્થીઓને લોન આપતી વખતે તે હંમેશાં ભરેલી માલૂમ પડી છે. જે ભાવથી એ લોન અપાઈ હતી તે જ ભાવથી કમાણી થતાં ઘણે મોટે ભાગે એ લોન પાછી ફરી છે. વગર માગ્યે બે ત્રણ ભાઈઓના પત્રો મારા પર હતા કે જેટલી લોન લીધેલી તેટલી બીજી રકમ તેમાં આપવાની તેમની ફરજ તેમણે માનેલી. એક ભાઈને સ્કોલરશીપ આપેલી. મેં સ્કોલરશીપ આપતી વખતે તેમણે પોતે જ તેને લોન તરીકે ગણવા માગણી કરેલી. કમાણી કરતાં એ સ્કોલરશીપની આખી રકમ લોન તરીકે ગણીને પાછી વાળી. આવાં સંસ્કારી હૃદયો સાથેનો પરિચય થવો, એ પરિચય પોષવો અને વધારવો, એ જિંદગીનો લહાવો છે. એ લહાવો મારો અને મારા નસીબનો છે; જે ધનાઢ્ય ગૃહસ્થ ટ્રસ્ટ નીમીને પાંચ લાખ રૂપિયા આવા ઉપયોગને માટે આપે તેને આ લહાવો નથી. નિયમ ને કાયદાની હદમાં રહીને વધુમતીથી ઠરાવ કરે અને લોન આપે–અપાવે તેવા ટ્રસ્ટીઓને પણ આ લહાવો નથી. મારો લહાવો અને મારો દાવો કાયદેસર બંધારણના કરતાં જુદા પ્રકારનો છે. માબાપ પુત્રોને વા

* 'ચરોતર', ૧૯૩૭, પૃ. ૪૯.

પૌત્રાને મદદ આપે તેમાં કંઈ વિશેષ નથી. એ કાયદેસરની અને ધાર્મિક ફરજ છે. પણ આપણા વચ્ચેનો સંબંધ કાયદાની દરમ્યાનગીરી વિનાનો છે, પાડપાડોશી, ન્યાતજાત, સગાંવહાલાં હોવા સિવાયનો, સ્નેહ અને ત્યાગ અને શ્રદ્ધાના બળે જન્મ પામેલો, કૌટુંબિક સંબંધ, શિષ્યગુરુ વચ્ચેનો સંબંધ છે. એ અનેરો સંબંધ હતો અને છે. મારા કયા વિદ્યાર્થીઓ આ સંબંધ અનુભવે છે અને કોણ નથી અનુભવતા એની ગણના કદીયે કરી નથી, પણ મને પોતાને આ એક ખ્યાલ કર્તવ્યના ઊંચે ને ઊંચે માર્ગે પ્રયાણ કરાવે છે, તે માર્ગે જવાનું વધારે ને વધારે બળ આપે છે, વધારે ને વધારે ભોગ અપાવે છે.'

# ૪

# બાલદિનનું ભાષણ

(તા. ૧૫-૨-'૩૭)

'પેટલાદ લોનફંડ'નું નિવેદન પ્રગટ થયું તે જ દિવસે (તા. ૧૫-૨-'૩૭) વસોમાં મોતીભાઈએ એક અલ્પ દેખાતી પણ પોતાના જીવનના સરવાળારૂપ મહાન પ્રવૃત્તિની શરૂઆત કરી. વિદ્યાદાનના પવિત્ર દિવસની યોજનાથી લોકોનું ધ્યાન કેળવણીના પવિત્ર કાર્ય તરફ દોરી શકાયું હતું, અને વસોમાં તો ભાઈબીજનો દિવસ વિદ્યાદાનના પવિત્ર દિવસ તરીકે કાયમ થઈ ગયો હતો. તે જ રીતે ગામના બાળધનનું માહાત્મ્ય જાહેર કરતો 'બાલદિન' ઊજવવાની પ્રથા શરૂ કરવાનાં સ્વપ્નો કેટલાંક વર્ષથી સેવ્યાં હતાં. તેની શરૂઆત વસંતપંચમીના અર્થસૂચક દિવસે કરી.

બાલદિન એટલે બાલપૂજાનો મહોત્સવ. બાળકોને બીજાં બાળકો સાથે હળવા મળવાનો, રમતગમતનો, નવું નવું જોવા સાંભળવાનો, અને પોતાનું ગૌરવ અનુભવવાનો પ્રસંગ. માબાપોને પોતાનાં અને પારકાં બાળકોના સમૂહને અને એમના આનંદોને જોવા જાણવાનો પ્રસંગ, અને મોતીભાઈ જેવાને બાળહિતના પ્રશ્નો જોવા વિચારવાની તક — આ બધી દૃષ્ટિએ કાર્યક્રમ યોજાયો.

વસંતપંચમીને રમણીય દિવસે સવારે આઠ વાગ્યે નાહીધોઈ, સ્વચ્છ કપડાં પહેરી બાળકો પોતપોતાની શાળામાં જાય. ત્યાંથી સરઘસરૂપે નીકળી બાગમાં આવે. બાગમાં દરેક શાળાને માટે નક્કી કરેલે સ્થાને વ્યવસ્થિત રીતે બેસે, પછી પ્રાર્થના થાય. બાલપૂજાના આચાર્ય શ્રી. ગિજુભાઈ અને રાજ્યના વિદ્યાધિકારીના શુભ સંદેશા વંચાય, ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં પ્રવચન થાય, રમતગમતો, ગીતો, સંવાદો થાય. બાળકોને ઇનામો અને મીઠાઈ વહેંચાય. રાત્રે ગામમાં જુદે જુદે સ્થળે માબાપોની સભાઓ ભરી બાલહિતના પ્રશ્નો ઉપર ભાષણો અપાય. આવું આવું યોજાયું અને તે પાર પણ પડ્યું.

નવી ગુજરાતી શાળા પાસેના ચોગાનમાં એ દિવસે વર્તુલાકારમાં ગોઠવાઈ ગયેલાં ગરીબ તવંગર, હિંદુ મુસલમાન, બ્રાહ્મણ ભંગી,— સૌ મળી લગભગ ૧,૨૦૦ બાળકોના સંમેલનનું એ દૃશ્ય અપૂર્વ હતું. ગામની ચાલુ સ્થિતિનો સંપૂર્ણ ચિતાર એ નિર્દોષ બાળકોનાં મોં અને શરીર ઉપર અંકિત થયેલો હતો. સંવાદો અને રમતગમતના કાર્યક્રમોમાં ગામની શાળાઓમાં બાળકોને મળી રહેલા સંસ્કારોના નમૂના રજૂ થયા હતા. એ પ્રસંગે મળેલા સંદેશા, વહેંચાયેલી પત્રિકાઓ અને ભેટોમાં ગામ અને દેશના આગેવાનો ભાવિ નાગરિકોના ઘડતર માટે કેવાં કેવાં સ્વપ્નો સેવતા હતા તેના નમૂના જાહેર થયા હતા. પણ એ સર્વમાં અપૂર્વ ઉલટથી ઘૂમી રહેલા મોતીભાઈ અને તેમણે કરેલા ભાષણનું મહત્ત્વ અલૌકિક હતું.

મોતીભાઈએ આજે રોજની માફક જ ગામના વણકરોએ બનાવેલું ટૂંકું પંચિયું, ટૂંકી બાંયનું પહેરણ, બેદરકારીથી મૂકેલી ટોપી અને જૂનાં ચંપલ પહેર્યાં હતાં. રોજની જ જૂની, ઘસાઈ ગયેલી લાકડી હાથમાં રાખી, ઘડી વાર નીચું જોતા, ઘડી વાર દૂર દૂર ક્ષિતિજ ઉપર દૃષ્ટિ ફેંકતા અને કોઈ વાર કોઈની સાથે વાત કરી લેતા, તે આમતેમ ફરી રહ્યા હતા. બાલદિનના આ અપૂર્વ દિવસે તેમના કેળવણીપ્રચારના ધર્મકાર્યની પૂર્ણાહુતિ થવાની હતી. અને તે સાથે સતત ૫૦ વર્ષ સુધી તેમણે ચલાવેલ જ્ઞાનયજ્ઞની ‘વસો કેળવણી મંડળ’ના બાગની એ ત્યાગભૂમિમાં પ્રતિષ્ઠા થતી હતી. આનો ખ્યાલ બહુ થોડાને હતો. પણ મોતીભાઈ આજે જીવનસાફલ્ય અનુભવતા હતા.

મોતીભાઈને માટે એ ધન્ય દિવસ હતો. કાર્યક્રમમાં એમના ભાષણને સ્થાન અપાયું હતું. એટલે ભાષણનો કાર્યક્રમ નજીક આવતાં તે સભામાં જઈ બેઠા. અને પોતાની વારી આવતાં સ્ટેજ ઉપર ગયા,— જાણે બાળકોમાંનું એક બાળક!

‘સ્ટેજ’ ગોળાકારમાં ગોઠવાયેલું હતું. વચ્ચે ટેબલ મૂકેલું હતું. તેને અઢેલીને તે ઊભા. ઊભા રહી ચોતરફ દૃષ્ટિ ફેંકી. જ્યાં જુઓ ત્યાં કેળવણીની સંસ્થાઓ અને બાળકો! એમણે ઘડી વાર પોતાના જીવન ઉપર દૃષ્ટિ ફેંકી જોઈ. જીવન આખું બાળકો વચ્ચે જ અને બાળકોના હિતાર્થે જ ગયું હતું. પોતાની દીકરીના શિક્ષણ માટે

બાળ કેળવણીના શાસ્ત્રનો અભ્યાસ કરતાં 'કિન્ડરગાર્ટન'ની શિક્ષણ-પદ્ધતિ હાથ લાગેલી. તેના પ્રચાર માટે ત્યારથી જ સ્વપ્નો સેવેલાં અને પાછળથી અથાગ શ્રમ અને અસાધારણ ખર્ચ વેઠી વસોમાં ગુજરાતનો પહેલો કિન્ડરગાર્ટન વર્ગ એમણે સ્થાપેલો. એ કિન્ડર-ગાર્ટન વર્ગને દૈવયોગે આ 'બાગ' મળી ગયેલો. એ બાગમાં 'કિન્ડર-ગાર્ટન' (બાળકરૂપી બાગ)ની ખિલવણીનું—એની ભૂત, વર્તમાન અને ભાવિ વસંતનું—દૃશ્ય કલ્પનાચક્ષુએ જોઈ મોતીભાઈએ ધન્યતા અનુભવી અને જીવનમાં પહેલી વાર—અને છેલ્લી વાર—નેતાની છટાથી (હા, એ બાળકોના નેતા સિદ્ધ થઈ ચૂક્યા હતા.) એમણે બાળકોને જીવનસંદેશ સંભળાવ્યો.

લગભગ પોણો કલાક સુધી એ બોલ્યા. બાળકો સમજી શકે તે કરતાં અઘરી ભાષામાં એ બોલતા હતા. પણ એ સ્વપ્નસિદ્ધિની વાણી હતી. એમાં તેમણે જીવનભર સેવેલા, આચરેલા અને ખીલવેલા વિદ્યાર્થીજીવનના આદર્શો ઠાલવી દીધા. એ આખરી સંદેશ હતો: વસો ગામને માટે જ નહિ, કોઈ પણ ગામને માટે, કોઈ પણ બાળકને માટે અને કોઈ પણ માબાપ કે શિક્ષકને માટે.

## બાલદિનનું ભાષણ

બહેનો અને ભાઈઓ,

બાલદિન શા માટે?

આપણા વહાલા વતન વસોનાં બાળકો માટે આજે ઉત્સવનો દિવસ છે. ઋતુઓમાં વસંત જેમ રાજા ગણાય છે તેમ મનુષ્યજીવનમાં પણ વિદ્યાર્થીજીવન વસંતરૂપે ઉલ્લાસપોષક અને નવજીવન-પ્રેરક કાળ છે. આ દિવસ શા માટે યોજાયો છે તે પ્રશ્ન સ્વાભાવિક રીતે પુછાય. ઉત્તર પણ સહેલાઈથી આપી શકાય કે, જુદા જુદા ધર્મનાં, જુદી જુદી કોમોનાં, જુદી જુદી જ્ઞાતિઓનાં, જુદી જુદી ઉમ્મરનાં, જુદી જુદી શાળાઓનાં બધાં જ બાળકો—વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ—ગામની દૃષ્ટિએ ભાઈભાંડુઓ જ છે અને વર્ષના ૩૬૫ દિવસો પૈકી એક દિવસ પણ આ બધાં ભાઈ-ભાંડુઓ એક જ સ્થળે હળવામળવા, રમવાકૂદવા, આનંદ લૂંટવા અને મોજ માણવા એકઠાં મળે અને ગુરુઓ અને વડીલોની સાથે

બેસી તેમની સમક્ષ પોતાના હાવભાવ અને આનંદો પ્રદર્શિત કરે એમ કોણ ન ઇચ્છે? માટે જ આજનો દિવસ — વસંત-પંચમીનો આનંદપ્રદ દિવસ — બાલદિનના ઉત્સવ તરીકે ઊજવાય છે.

**गोपाळदास बाग पवित्र भूमि छे.**

ગોપાળદાસ બાગ એટલે જેને હૈડે દેશહિત, જનહિત, ગ્રામહિત, અને જ્ઞાતિહિત પોતાના જીવનના વસંતકાળથી જ વસ્યું છે અને જેમણે વહાલા વતનના હિતને માટે પોતાનો વહાલામાં વહાલો બાગ વગર માગ્યે અને વગર સંકોચે, નામની કે કીર્તિની કિંચિત્ પણ અપેક્ષા રાખ્યા વિના 'વસો કેળવણી મંડળ'ને અર્પણ કર્યો છે, તે ઉદારચરિત, ખાનદાની સ્વભાવના, સેવાનાં કાર્યોમાં સદા તત્પર, એવા આદર્શ યુવકના સાચા ત્યાગનું મૂર્તિરૂપ સ્મારક છે. ગામને અને હવે તો સમગ્ર ગુજરાતને ગૌરવરૂપ થયેલા એ ત્યાગીએ મંડળને અર્પણ કરેલો આ બાગ ખરેખર પવિત્ર છે. માટે જ આ પવિત્ર ભૂમિ ઉપર ગામનાં સુજ્ઞ સ્ત્રીપુરુષોએ પોતપોતાનાં સ્નેહીઓના સ્મારક તરીકે ગામનાં બાળકોના કલ્યાણ અર્થે મકાનો બંધાવવામાં ઉદાર દિલે સખાવતો કરી છે. દક્ષિણ બાજુએ નજર ફેરવો, તો દાતાની બિનશરતી શરતો લક્ષમાં લઈને 'વસો કેળવણી મંડળે' સ્વયંપ્રેરણાથી ત્યાગમૂર્તિના પિતાશ્રીનું નામ જોડેલું, પેલું अंबाईदास जीवाभाई हाईस्कूलनું મકાન ઊભેલું જોશો. ઉત્તર દિશા તરફ નજર કરો, તો પૂર્વ આફ્રિકા દેશમાં જરા સારી કમાણી કરી, नातजातना सांकडा वाडा तोडी સમગ્ર ગામહિત તરફ સમાન દૃષ્ટિ રાખી, વસિયતનામામાં ખર્ચવાનું લખી જનાર વાલમ બ્રાહ્મણ જ્ઞાતિના એક સદ્‌ગત યુવકનું નામ ધારણ કરતી પેલી पुरुषोत्तम भोगीलाल महेता नवी गुजराती शाळा જોશો. બાગના મધ્ય ભાગ તરફ દૃષ્ટિ રાખો, તો પોતાના જીવનની એકલી વસન્તઋતુ નહિ, પરંતુ હેમંત, શિશિર, ગ્રીષ્મ, વર્ષા, શરદ એમ બીજી બધી જ ઋતુઓ જેમણે દેશસેવામાં અર્પણ કરી હતી અને જેમણે દેશને માટે જીવવું અને દેશને માટે મરવું એવો પાઠ દેશના સહૃદય સ્ત્રીપુરુષોને શીખવ્યો છે, એવા પુણ્ય પુરુષનું નામ ધારણ કરતું टिळक व्यायाम मंदिर દેખાશે. પશ્ચિમ દિશા તરફ દૃષ્ટિ રાખો, તો પિતા તરફથી મળેલા સ્ત્રીધનનો ઉપયોગ પોતાને નામે નહિ પણ પોતાના સદ્‌ગત પતિને નામે કરી બતાવનાર એક

ઉદાર દિલની વિધવાએ કરેલી સખાવતના સ્મારકરૂપ **जशाभाई मगनभाई बालमंदिर** ઊભું છે. અને વળી દૂર દૂર પેલી દક્ષિણ દિશા તરફ ઊભેલું, ગામની શોભામાં વધારો કરતું અને વિદ્યાર્થીઓના વસંતકાળમાં વિદ્યાર્થીની વિવિધ શક્તિઓ વિકસાવવામાં સહાય આપતું, રોડેશિયા જેવા દૂરના દક્ષિણ આફ્રિકા પ્રદેશમાં કમાણી કરી પુણ્ય નિમિત્તે વસિયતનામામાં સારી રકમ ખર્ચવાની વ્યવસ્થા કરી જનારના નામથી શોભતું, પેલું **देसाईभाई झवेरभाई विद्यार्थीआश्रम**નું મકાન જોઈ આનંદ પામો. આ ઉપરાંત નામનિર્દેશ કર્યા વિના પણ ઉદાર-ભાવે અને ગુપ્ત રીતે આ પવિત્ર ભૂમિ ઉપર ત્યાગમૂર્તિના આદર્શને પોષનાર અન્ય યુવકો પણ સદ્‌ભાગ્યે ગામને મળી આવ્યા છે. તેઓની ઉદાર મદદથી મકાનો બંધાયાં છે અને સ્થાયી કામો થયાં છે, પણ નામની પરવા તેમણે કરી નથી. આ રીતે આ પવિત્ર ભૂમિનું માહાત્મ્ય અને રહસ્ય તમે, બહેનો અને ભાઈઓ, સમજો અને હૃદયના ઊંડા ભાગમાં એ ભાવ ઉતારો.

**भविष्यनी फरजो अने जवाबदारीओ माटे आजथी ज तैयारी करो.**

આપણા વતનમાં સમગ્ર ગામના કલ્યાણ અર્થે કેટલાંક કામ સરકારે નીમેલા નોકરો કરે છે અને કેટલાંક કામ લોકોએ પસંદ કરેલા ગામના યુવકો અને આગેવાનો કરે છે. આ બધાં કામ કરનારાઓ તેમનાં સ્થાન છોડી, વારસામાં તેમનાં કામ તમને સોંપી, થોડાં વર્ષો પછી ચાલ્યા જશે. એટલે તમારામાંથી કોઈને હાઈસ્કૂલના હેડમાસ્તર તો કોઈને સરકારી બૅન્કના મૅનેજર, કોઈને કેળવણી મંડળના પ્રમુખ તો કોઈને સુધરાઈના પ્રમુખ, કોઈને પુસ્તકાલયના મંત્રી તો કોઈને 'વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.'ના મંત્રી, કોઈને યુવક મંડળના મંત્રી તો કોઈને 'વસો વિભાગ પત્રિકા'ના તંત્રી, કોઈને મહાજનના શેઠ તો કોઈને પાંજરાપોળના વ્યવસ્થાપક બનવું પડશે. આજે જેઓ કામ કરે છે તેમના કરતાં કેળવાયેલા સંસ્કારી યુવકો તરીકે સારું કામ કરી બતાવવાની તમારી ફરજ અને જવાબદારી લેખાશે. તમારે એ લાયકાત તમારા જીવનના આ વસંતકાળમાં મેળવવાની છે. માટે જ સંપ શું છે, સહકાર શું છે, સંઘબળ શું છે, એ આજથી જ બરોબર સમજી લેશો અને એના અનુભવ શીખી લેશો. આજે તો ટૂંકા સ્વાર્થને લઈને અથવા ખાલી

મમત્વને કારણે પક્ષો પાડી કોઈ કોઈ સાર્વજનિક સંસ્થાના કામમાં વર્ષોથી લડયા કરનાર અથવા તો પાડાપાડોશીના વા ભાઈભાઈના નાતાથી વા જ્ઞાતિના પટલાઈ પેચથી લડનાર ભાઈઓ લડયા કરે છે અને બીજાઓને લડાવી મારે છે. આ સર્વના તરફ તિરસ્કાર અને અભાવની દષ્ટિથી જોશો. અને તમારા જીવનમાં એ રોગ ન ઊતરે અને તમારાં જીવન પવિત્ર, સંસ્કારી, ઉન્નતગામી અને સેવાપરાયણ બને તે માટે તમારા વિચારો અને આચારો ઉપર સતત ચોકી રાખશો. પ્રકાશ આવે એટલે અંધકાર ભાગે જ. ઉદ્યોગ આવે એટલે પ્રમાદ નાસે જ, સાચો સંપ અને સાચી સેવા હૃદયમાં જાગે એટલે કલેશ, કંકાસ અને ટૂંકા સ્વાર્થ દૂર થાય જ. દયાળુ અને દુર્દર્શી ઈશ્વિરની સૃષ્ટિ અને દષ્ટિમાં સાચા હૃદયના સાચા પ્રયત્નો વિજય પામે છે અને નિરાશાને ભગાડે છે. એમ સમજી ઉદ્યોગ કર્યા કરજો.

**નવા યુગમાં નવી પ્રણાલિકાઓ પાડો.**

આપણે નવા યુગમાં જન્મ્યા છીએ અને નવા યુગના આનંદો અને મોજો માણીએ છીએ. આપણે નવી કેળવણી લઈએ છીએ અને નવા આદર્શો ઝીલીએ છીએ. માટે જ આપણા અભ્યાસક્રમમાં પણ હવે તો રમતોને યોગ્ય સ્થાન મળ્યું છે. આપણે શારીરિક શિક્ષાને દેશવટો દીધો છે. ભયથી નહિ પણ સ્નેહથી, દંડથી નહિ પણ સમજૂતથી કામ લેવાય છે. સંગીત, સીવણ, ભરત, ચિત્ર, રંગોળી, સુતારીકામ, બાગકામ, અને ખેતીકામને શાળામાં ઉત્તેજન અપાય છે. આ બધું નવું નવું આપણે કરવાનું છે. આ નવા યુગમાં નવી રૂઢિઓ અને નવી પ્રણાલિકાઓ, નવાં ધોરણો અને નવા નિયમો આપણે સ્વીકારવાનાં છે. આજના પવિત્ર દિવસે તેમાંના કેટલાક તરફ હું તમારું ધ્યાન ખેંચુ છું:

૧. માબાપ જે કામધંધો કરે તે દરેક બાળક શીખે અને તે કામધંધાનું જ્ઞાન મેળવે, મેળવે અને મેળવે જ. બાપ સુતાર હોય વા લુહાર હોય, દરજી હોય વા મોચી હોય, ખેડૂત હોય વા વણકર હોય, કાછિયો હોય વા કડિયો હોય, વાળંદ હોય વા કુંભાર હોય, ગમે તે હોય, તોપણ દરેકેદરેક બાળક પોતપોતાના બાપનો ધંધો જરૂર શીખી લે. શાળાનો અભ્યાસ તેમાં વચ્ચે આવતો નથી અને આવશે પણ નહિ.

'विद्यार्थीने आवुं काम न सोंपाय, विद्यार्थीओथी आवुं काम न कराय,' ए तो जूना युगमां अज्ञान, भ्रम अने अणसमज हतां. नवी केळवणीमां घरना कामधंधा न शीखाय अने खोटी शरम दाखल थाय तो अनिष्ट वधे अने केळवणी वगोवाय. माटे घरकाम — चारना भारा लाववानुं, धोतियां धोवा जवानुं, भेंसो पावानुं, वणवानुं अने आंगणुं साफ करवानुं, ए बधुं ज काम — बाळकोए करवुं अने माबापोए करावबुं. जे बाळक वा शिक्षक आवां काम जाते करे ते शाळाने शोभारूप अने बीजाओने दृष्टांतरूप थाय.

૨. દેશના અને ગામના બે મોટા ઉદ્યોગ ખેતી અને વણાટ છે. ખેતીના કામ તરીકે ચોમાસામાં બાગકામ થશે, અને તે ઉપરાંત नवां झाड रोपाशे, तमने पाणी पवाशे, अने उछेरवा माटे पूरती संभाळ लेवाशे. अने पहेला बालदिननी हंमेशनी यादगीरी तरीके आ कायम रहेशे. વણાટનું કામ આ ગામમાં અગાઉ ધમધોકાર ચાલતું. તે વખતની ૨,૦૦૦ સાળોમાંથી અત્યારે ૨૦૦ સાળો પણ કામ કરતી નથી. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ હું વસો આવી વસ્યો ત્યારથી વસોની હાથસાળોથી વણાયેલાં કપડાં જ પહેરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મારા શરીર ઉપરનાં બધાં જ કપડાં વસોના વણાટનાં છે. મેં જે નિયમ કર્યો છે તે મારા મિત્રો સ્વીકારશે એમ હું માનું છું. આપણે જે કાપડ પહેરીએ છીએ અને તે માટે ખર્ચાયેલા દ્રવ્ય વડે વિલાયતના અને જાપાનના તેમ જ અમદાવાદ અને મુંબઈના મિલમાલિકોને મોટરોમાં ફરવાની જે અનુકૂળતા કરી આપીએ છીએ, તેને બદલે जो वसो गाममां ज तैयार थयेलुं कापड पहेरवानुं आपणे सर्वे नक्की करीए तो आपणा गामनी पडी रहेली घणी ज साळो काम करती थाय, घणा गरीब लोकोने रोजी मळे अने गामनो उद्योग अने वेपारधंधो वधे. હું આશા રાખીશ કે, બાલદિનના બીજા દિવસે આપણે મળીએ તે પહેલાં આ દિશામાં બહુ સારી પ્રગતિ થયેલી આપણે જાહેર કરીશું.

૩. જ્ઞાન વા કેળવણીનો ઇજારો ફક્ત વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો હવે તો ન રહેવો જોઈએ. જ્ઞાન અને કેળવણી તો હવા, પ્રકાશ અને પાણીની માફક ગામનાં સર્વ સ્ત્રીપુરુષોને છૂટથી મળવાં જોઈએ. શાળાઓમાં ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન મેળવાય

તેમાંનું થોડુંઘણું પણ ઘરનાં તેમ જ શેરીનાં નાનાં મોટાં ભાઈબહેનો અને વડીલોને મળે તે માટે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ તેમને વાતો કહેવી જોઈએ વા પુસ્તકો વા પત્રોમાંથી વાંચી સંભળાવવું જોઈએ. જાપાન, રશિયા, ચીન, ઇરાન વગેરે દેશો નિરક્ષરતા ટાળવાની બેપાંચ કે દશ વર્ષની ચોક્કસ યોજનાઓ કરે અને આપણે જોઈ રહીએ એ ઠીક ન કહેવાય. આપણે પણ જો આ દિશામાં વાતો વા વાચન દ્વારા રોજ કંઈ ને કંઈ જ્ઞાનનો પ્રચાર કરવાનું રાખીએ તો ફક્ત ત્રણ વર્ષોમાં જ તમે તેનું સુંદર પરિણામ જોઈ શકશો.

૪. (ક) આપણા સદ્ભાગ્યે 'વસો કેળવણી મંડળ'ની સંસ્થાઓના શિક્ષકો પૈકી એક પણ શિક્ષક બીડીના વ્યસનવાળો નથી. હું તો એવા દિવસની રાહ જોઈ રહ્યો છું કે હાઈસ્કૂલના ૩૦૦ વિદ્યાર્થી પૈકી એક પણ વિદ્યાર્થી બીડી પીનાર ન હોય. આજે હશે તો ફક્ત ૫ ટકાથી વધારે નહિ હોય. આપણે આશા રાખીશું કે, ટૂંક વખતમાં અત્રેની હાઈસ્કૂલમાં જ નહિ પણ સરકારી શાળાઓમાં પણ બીડીના વ્યસનને તિલાંજલિ મળી જાય. (ખ) 'ચા'નું વ્યસન માબાપોના અજ્ઞાનને આભારી છે. ગળથૂથીથી જ બાળકોનાં ગળાંમાં ચા રેડાતો હોય એમ આજે જોવામાં આવે છે. ઘણાં કુટુંબો એવાં છે કે જ્યાં પુરુષોને ચાનું વ્યસન નથી અને સ્ત્રીઓને એ વ્યસન છે. આ સ્ત્રીઓ — બાળકોની માતાઓ — બાળકોને ચાનું વ્યસન છોડવાનું શી રીતે કહી શકે ? પણ બાળકો નિશ્ચય કરે, શિક્ષકો પ્રેરણા આપે, તો બાળકોનાં દૃષ્ટાંતથી પણ 'ચા'ની આ પ્રથા આગળ વધતી અટકશે એટલું જ નહિ, પણ તેમાં ઘણો ઘટાડો થયેલો જોવામાં આવશે. (ગ) પ્રેતભોજનની રૂઢિએ તો દેશનું ઘણું અનિષ્ટ કર્યું છે: ઘણાંને ઘરબાર વિનાનાં બનાવી મૂક્યાં છે, ઘણાંઓના ઉપર દેવાનો ભાર વધારી મૂક્યો છે. યુવકોના પ્રયત્નથી વસોમાં તો ઘણાં પ્રેતભોજનો અટક્યાં છે. અને હવે તો હું એવી આશા સેવી રહ્યો છું કે પરદેશથી સારી કમાણી કરી લાવી અથવા વકીલાત કે વેપારમાં પાપો કરી મેળવેલાં નાણાં ખર્ચી ખાલી મોટાઈ મેળવવાને લોભે કોઈ ગૃહસ્થ મોટો જમણવાર કરવા ઊભા થાય અને મારા જેવા અનેક ભાઈઓ શાળાઓમાં ફરી ફરીને જમણવારમાં બિલકુલ ભાગ ન લેવાનું બાળકોને સમજાવે તો હવે જરૂર પરિણામ એવું આવવું જોઈએ કે, આ બાળકો

पैકી एक पण बाळक ए जमणवारमां भाग न ले. आजना आ शुभ दिवसे प्रेतभोजनने तिलांजलि आपवानो चालो आपणे आपणो दृढ निश्चय जाहेर करीए. ( ઘ ) ગાળાગાળી વા અપશબ્દો એ જ્ઞાન, સંસ્કાર અને કુલીનતાનો અભાવ બતાવે છે. સારી શાળાઓ અને સારાં કુટુંબોમાં તો એ હોય જ નહિ. છતાં જ્યાં એ જોવામાં આવે ત્યાં બંધ થાય તે માટે બાળકોએ ચોકી રાખવી, અને શિક્ષકોએ તેમને સહાય આપવી. ( ઙ ) જેવી જરૂર હૃદયની નિર્મળતા અને સ્વચ્છતા સાચવવાની છે તેવી જ જરૂર બહારની — એટલે ઘરની, શેરીની અને ગામની — સ્વચ્છતા સાચવવાની પણ છે. ગંદકીમાત્ર રોગનું મૂળ છે, માટે જ્યાં એ દેખાય ત્યાંથી તે દૂર થાય અને ગંદકી ન જ કરાય તે માટે બાળકોએ સાવચેતી રાખવી જોઈએ.

साचो पुरुषार्थ अने साचो प्रयत्न जोईए.

આશીર્વાદ મોટેરાઓના તમને મળ્યા છે. ૧,૨૦૦ બાળકો અને શિક્ષકોએ મળીને આજે ઈશ્વરને પ્રાર્થના કરી છે. પણ એ आशीर्वाद अने ए प्रार्थना एम ने एम फळीभूत थाय नहि. ए पाछळ तो पुरुषार्थ, प्रयत्न, सतत चिंतन, शिस्तपालन, व्यवस्था अने योजना जोईए. આ બધું કરવામાં આપણે સર્વે, નાનાં અને મોટાં, પહેલા બાલદિનના માંગલિક ટાણે, ચાલો નિશ્ચય કરીએ અને પછી તે માટે આખું વર્ષ પ્રયત્ન કરીએ, જેથી મોટેરાંના આશીર્વાદ ને ઈશ્વરની કૃપાને આપણે પાત્ર બનીએ.*

* ‘વસો વિભાગ પત્રિકા’–૧૯, પૃ. ૧૨૮–બાલદિન પહેલો.

# ૫

## ‘ લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો ’

‘ બાલદિન ’ પછી ઉપરાઉપરી કામો થયે જતાં હતાં, તેવામાં એક દિવસ નાનપણના એક સહાધ્યાયીના મરણના સમાચાર સાંભળ્યા. એ સમાચાર ભુલાયા નહિ તેવામાં એક બીજા સ્નેહીના મરણના સમાચાર આવ્યા. તે અગાઉ કેટલાક નિકટના સ્નેહીઓ મરણ પામ્યા હતા અને કોઈક કોઈકની માંદગી ચાલુ હતી. અને એક દિવસ બાગમાંથી ઘેર આવતાં પોતાને જ ચક્કર આવવાથી રસ્તામાં બેસી જવું પડ્યું. આ બનાવોથી મોતીભાઈ ચોંક્યા.

‘ તારે માથે ભમી રહ્યો કાળ રે, ઊંઘ તને કેમ આવે ? ’

બધું કામ પડતું મૂકી તેમણે જીવન સમેટવાનું કામ જ પહેલું હાથમાં લીધું. દેવાલેણાનું કામ તો લગભગ પરવાર્યા હતા. અને સંસારવ્યવહારનાં બીજાં કામોમાં ભાગ લેવાનું નિવૃત્તિ લીધા પછી લગભગ બંધ કર્યું હતું. માત્ર અંગત સંબંધો ચોખ્ખા કરવાનું જ બાકી હતું. તે એકદમ આરંભ્યું.

સૌથી નિકટનો સંબંધ તે પત્નીનો. તેમની સાથે નવરાશને વખતે વાર્તાલાપ અને ચર્ચાઓ કરી જીવનના સંબંધો વિષે વર્ષોથી ચોખવટ કરી લીધેલી હતી. હવે માત્ર આખરની ચોખવટ કરવાની બાકી હતી. તે વિષે બંનેએ પેટ ભરી વાતો કરી લીધી. અને ઇચ્છયું કે પત્ની પોતાની પહેલાં જાય તો સારું. છતાં દૈવની ઇચ્છા એથી ઊલટી થાય તો શું કરવું તેની પણ તૈયારી કરી મૂકી અને બંને નિશ્ચિંત થઈ આખરી પળની રાહ જોવા લાગ્યાં.

પત્ની પછી બીજે નિકટનો સંબંધ તે ભાણાભાઈનો. ભાણાભાઈને ઉછેરવામાં બેહદ તસ્દી પડી હતી. છેક બાળપણથી આજ સુધી તેમને પોતાના ઊંચામાં ઊંચા આદર્શો પ્રમાણે સંસ્કાર આપવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા. કોઈ પણ જાહેર પ્રવૃત્તિના

વહીવટ માટે જેટલી કાળજી રાખી હતી તેટલી અને તેથીયે વધુ કાળજી ભાણુભાઈના જીવનવિકાસ માટે રાખી હતી. તેમની પાછળ પાણીની માફક પૈસો ખર્ચ્યો હતો; તેનો હિસાબ કદી રાખ્યો નહોતો. પણ તેમના ગુણદોષોનો અને તે સુધારવા કરેલા પ્રયત્નોનો વિગતવાર હિસાબ નોંધપોથીમાં રાખ્યો હતો. એ પ્રયત્નોમાં ઘણી વાર નિરાશા મળી હતી. છતાં સતત ઉદ્યોગ, ધીરજ, ખંત અને આદર્શોમાં અચળ શ્રદ્ધા રાખી પ્રયત્નો કર્યે ગયા હતા. તેથી છેવટે નિરાશામાંથી આશા પ્રગટી હતી અને ભાણુભાઈની પ્રગતિથી સંતોષ થયો હતો.

ભાણુભાઈને આમ પોતાના આદર્શો પ્રમાણે ઉછેરવામાં મોતીભાઈને પોતાના જમાઈ — ભાણુભાઈના પિતા — નો સંપૂર્ણ સહકાર હતો. પિતાપુત્રને અનેક વાર મતભેદો ઊભા થતા અને ઘર્ષણ જન્મતાં. તે સર્વના ઉકેલ કુનેહથી, સહાનુભૂતિથી અને આદર્શો ખીલવવાની દૃષ્ટિથી જ મોતીભાઈએ કર્યા હતા. એ સર્વ સચવાઈ રહે તે માટે ભાણુભાઈને છેવટની શિખામણો ક્યારની આપી દીધી હતી. તે સર્વ તાજું કરી એક પત્ર તેમના પિતાને લખ્યો (તા. ૨૫–૩–'૩૭), અને ત્રણ દિવસ પછી બીજો પત્ર ભાણુભાઈને લખ્યો (તા. ૩૦–૩–'૩૭). આ પછી લગભગ એક માસે, નિવૃત્તિ વખતે કુટુંબીઓ ઉપર મોકલેલા વસિયતનામા ઉપર રામભાઈની સમક્ષ છેલ્લી સહી કરી — અને સંસારના ઋણ-સંબંધોમાંથી જીવતાં જ મુક્તિ મેળવી.

આ સર્વ પત્રો અને વસિયતનામાને અંગેનાં લખાણો સંસારી જીવનના આદર્શો, પરોપકારના માર્ગો અને મોતીભાઈના જીવનનાં મૂલ્ય સમજવાને માટે ખૂબ જ ઉપયોગી છે. તેમાંથી ભાણુભાઈને લખેલો પત્ર અત્રે આપ્યો છે:

## 'લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો'

[જેનાં સુખદુ:ખને માટે હું જવાબદાર છું, જેને કેળવણી અને સંસ્કાર આપવા મેં મારું બનતું કર્યું છે, અને જેને સ્નેહ, સ્વતંત્રતા અને સુખવૈભવના વાતાવરણમાં ઊછરવાની અનુકૂળતા આપી છે, તેની પુખ્ત ઉંમર થયા પછી તેણે લક્ષમાં રાખવા જેવી પાંચ બાબતો.

**મો. ન. અમીન**]

વડોદરા, તા. ૧-૪-'૩૭

ચિ. ભાણુભાઈ,

દ્રવ્યનો વારસો, બીજા દાદાઓ જેમ આપે છે તેમ, હું આપી શકું તેમ નથી, કારણ કે મેં પોતે જ મારા જીવનમાં દ્રવ્યને બહુ મહત્ત્વ આપ્યું નથી. અને તમારા સુખને માટે સામાન્ય રીતે જેટલા દ્રવ્યની જરૂર છે તેટલું તો તમારા સદ્‌ભાગ્યે તમારાં માતાપિતા તરફથી તમને મળનાર છે. પણ દ્રવ્ય કરતાં જેનું મહત્ત્વ ઘણું વધારે છે તે 'સંસ્કાર'નો વારસો તો તમને હું સોંપું છું. તમને સંસ્કાર આપવા મારાથી બનતું મેં બધુંય કર્યું છે અને હજી પણ કરવા તૈયાર છું. મારી આશા જો તમે પૂરી નહિ કરો તો હું સમજી શકીશ કે સંસ્કાર આપવામાં – પાડવામાં ઘણી વ્યક્તિઓનો હિસ્સો હોય છે. તમારા મિત્રો, તમારા સહાધ્યાયીઓ અને તમારા અન્ય સંબંધીઓનો પણ તમારા સારામાઠા સંસ્કારમાં મોટો હિસ્સો છે. તમારી આજુબાજુનું વાતાવરણ પણ કેટલેક અંશે જવાબદાર છે જ. છતાં હું તો માનું છું અને સમજું છું કે અનેક વિરોધી અસરો હોવા છતાં, સારા વા માઠા બનવામાં મુખ્ય જવાબદારી તમારી પોતાની છે. તમે ધારો તો નઠારા અને અનિષ્ટ વાતાવરણમાં પણ તમે અણીશુદ્ધ પવિત્ર રહી શકો, અને મારું, તમારાં માતાપિતાનું અને તમારાં વિદ્યમાન અને સ્વ. વડીલોનું અંતઃકરણ ઠારી શકો. મારા તરફના વારસા તરીકે લક્ષમાં રાખવા જેવી આ 'પાંચ બાબતો' વખતોવખત, બધી નહિ તો કોઈ એક બાબત, વાંચતા રહો અને દર અઠવાડિયે પાંચે બાબતો શરૂઆતમાં એક બે વર્ષ વાંચવાનો અભ્યાસ રાખશો તો જ્યારે તેથી વિરુદ્ધ વર્તન થઈ જવાનો પ્રસંગ આવશે ત્યારે તમને જરૂરી ચેતવણી મળશે. મારી ઉમેદ છે કે તમે આ પાંચે બાબતો જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ રહેશો. ઈશ્વર તમને હમેશાં સદ્‌બુદ્ધિ અને શુભ પ્રેરણા આપે અને સર્વ વાતે સુખી રાખે એ જ મારી પ્રાર્થના.

તમારો શુભેચ્છક

**મોતીભાઈ ન. અમીન**

### ૧. જીવનનું ધ્યેય નક્કી કરવું.

પ્રાણીમાત્ર જન્મે છે અને મરે છે, પણ તેને જીવનનો હેતુ હોય છે જ એમ નક્કી કહેવાય નહિ. સામાન્ય મનુષ્યોને પણ હેતુ જેવું બહુ ઓછું હોય છે; પણ સમાજ, રૂઢિઓ અને જરૂરિયાતો તેમનો માર્ગ નિશ્ચિત કરી મૂકે છે. મજૂરી કરીને જેમને પેટ ભરવાનું છે તેમને તો ઘણી વખત આ પ્રશ્ન વિચારવાનો હોતો જ નથી. પણ માબાપની આર્થિક સ્થિતિ જરા સારી હોય, ગુજરાનનાં સાધનો મેળવવા ફક્ત શારીરિક મજૂરી કરવાની ન હોય, પણ સુખચેનવાળો ધંધો કે નોકરી કરવાની અનુકૂળતા કે આશા હોય, તેઓ સર્વ જીવનની કોઈ ધન્ય પળે જીવનનો હેતુ શો છે તે સમજવા અને વિચારવા પ્રયત્ન કરે એ ખાસ જરૂરનું છે. ઉચ્ચ કોટીના મનુષ્યો સાચું ધાર્મિક જીવન જીવી જાણે છે અને ધર્મબોધ, મનુષ્યકર્તવ્ય અને પરોપકારના પાઠ જનસમૂહને શીખવે છે. બુદ્ધ ભગવાન, વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી આ કોટીના ત્યાગી ધાર્મિક વીરો છે. મહાત્મા ગાંધીજીને પણ આ વર્ગમાં મૂકી શકાય એમ છે. તે પછી સ્વદેશને માટે મહાન ભોગો આપનાર રાજા રામમોહનરાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાદેવ ગોવિંદ રાનડે, ગોપાલ કૃષ્ણ ગોખલે, પૂજ્ય ઠક્કરબાપા આવી શકે છે. તે પછી વ્યવહારમાં રહેનાર અને સ્વાર્થ સાથે પરમાર્થ તરફ વિશેષ લક્ષ આપનાર, આજીવન સેવકનું વ્રત લેનાર, સંસ્થાઓના સ્વયંસેવકો તેમ જ એક બાજુ વકીલાત, વેપાર કે નોકરી કરે અને બીજી બાજુ પરમાર્થ કે દેશસેવા તરફ પણ નજર રાખે તેવા ભાઈઓ આવે છે. આ ત્રણ વર્ગમાં ભલે ઘણા ન આવી શકે. પણ તે પછી એક એવો વર્ગ આવે છે, જે પ્રમાણિકતાથી દ્રવ્ય કમાવામાં પાપ વા અનીતિ તો ન જ આચરે, ઉત્પન્નની હદમાં રહી સર્વ પ્રકારનું ખર્ચ કરે, બાપદાદાની મળેલી મિલકતને થાપણ (ટ્રસ્ટ) કે ન્યાસ સમજી સાચવી રાખે અને વારસામાં પોતાનાં છોકરાંને સોંપવાની યોજના કરે, આળસુ રહેવામાં પાપ માની પોતાના વખતને કામધંધામાં, જ્ઞાન મેળવવામાં વા નિર્દોષ આનંદમાં રોકવાનો નિયમિત કાર્યક્રમ યોજે, કુટુંબીજનોને સુખી અને સંતોષી રાખી તેમને સંસ્કાર આપે, બાળબચ્ચાં અને પોતાને આધારે હોય તેમની સર્વની સંભાળ રાખે અને કોઈને પણ

વિના કારણ દુઃખ ન દે. સ્વાશ્રય, સંયમ અને સહકાર તે આ વર્ગના ભાઈઓનાં જીવનસૂત્રો હોય. કમાણી કરે અને સુખ ભોગવે, પણ પોતાની કમાણીમાં અને સુખમાં બીજાઓનો પણ હિસ્સો સ્વીકારે અને સલાહસંપમાં જ શાન્તિ અનુભવે.

આ પછી તો મનુષ્યોના જીવનના ઘણા વર્ગો આપી શકાય, પણ તે તો સુકાન વિનાનાં વહાણ જેવાં ગણાય. 'હરિભટ્ટ વડોદરું' કરનારાં જ એ હોય. ઘેરથી બહાર નીકળે, પણ ક્યાં જવું છે, શા માટે જવું છે તે ન જ જાણે, અથવા ચોર કે પાપી મનુષ્યોની માફક 'યેન કેન પ્રકારેણ' દ્રવ્યપ્રાપ્તિનો વા જૂઠપ્રપંચનો હેતુ જાણે. એવાં મનુષ્યોનાં જીવન એળે જાય છે. તેમને મનુષ્યવર્ગમાં મૂકવા કરતાં પશુવર્ગમાં ગણી લેવાં એ વધારે વાસ્તવિક ગણાય.

આ જેમને ઉદ્દેશીને લખાય છે તે ચોથા વર્ગમાં આવે અને જીવન એ ધોરણે ગાળે છે એમ હું આશા રાખું છું.

### ૨. ચારિત્ર ખીલવવું.

આપણે મહાન પુરુષ – ગાંધી, ગોખલે કે ઠક્કરબાપા જેવા ભલે ન થઈ શકીએ, પણ ભલા માણસ તો જરૂર થઈ શકીએ. માણસનું સાચું મૂલ્ય વિદ્વત્તા, શારીરિક બળ, દ્રવ્યસંચય વા બાહ્ય કીર્તિથી નથી અંકાતું. સુખ, વૈભવ, મોજમજા વા પરાક્રમો ચારિત્ર ન હોય તો નકામાં છે. માટે જીવનમાં સત્ય ઉતારીએ, મનમાં હોય તે જ છુપાવ્યા વિના બોલીએ અને જે બોલીએ તે જ આચરીએ; ટૂંકામાં, વિચાર, વાણી અને આચાર – ત્રણેની એકતા જીવનમાં સાધીએ તો જ આપણે સાચા માણસ કહેવાઈએ. 'જૂઠનો આવરદા બે ઘડી', 'સત્ય છાપરે ચડીને પણ બોલે છે.' માટે સુખી થવું હોય, સુખી કરવાં હોય, શાન્તિ અને સંતોષનું વાતાવરણ પ્રસારવું હોય તો ચારિત્ર ખીલવવું. ચારિત્રની ખિલવણીમાં ઉદ્યોગ, ખંત, આગ્રહ, ધીરજ, શાન્તિ, નિયમિતપણું, ચોકસાઈ, વ્યવસ્થા વગેરે વગેરે ઘણા સદ્‌ગુણો આવી જાય છે. ઈશ્વરે આપેલી વા માબાપ તરફથી મળેલી વા પુરુષાર્થથી મેળવેલી કોઈ એક વસ્તુ એવી નથી કે જે ચારિત્ર વિના એક પળ પણ આપણને સુખ, સંતોષ કે શાન્તિ આપી શકે. હું પોતે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થયો છું. મારો પગાર વા કમાણી સામાન્ય હતી. વિદ્વત્તા તો નહિ જેવી જ હતી અને છે.

લેખનશક્તિ વા વક્તૃત્વ બહુ જ સામાન્ય કોટીનું ગણાય. છતાં ચારિત્રને બળે મનુષ્યોમાં મારું સ્થાન ગૌરવવંતું અને ઉચ્ચ મનાયું છે. જેઓ મારા સંબંધમાં આવ્યા છે અને જેઓ મારા કહેવરાવવા ઇચ્છે છે તેમને વારસામાં ચારિત્રના દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનું સોંપું છું. મારો સાચો વારસો ચારિત્ર અને ઉચ્ચ સંસ્કાર છે, જેના અસ્તિત્વથી મારો જે સંબંધી હોય તે પાપ કરે જ નહિ અને તેવા વિચાર આવતાં જ મારા સ્મરણમાત્રથી પાપમાંથી પાછો હટે.

### ૩. આરોગ્યરક્ષણ, શારીરિક સુખ

મનુષ્યનો આત્મા શરીરમાં રહે છે. 'શરીરે સુખી તે સુખી સર્વ વાતે' એમ ગવાયું છે તે કેવળ સત્ય છે. આંખે, કાને કે દાંતે જરા પીડા થાય છે ત્યારે જીવ ત્યાં ચોંટી રહે છે અને બીજું કાંઈ જ કામ સૂઝતું નથી. માટે શરીરરક્ષણના અર્થે જે કંઈ કરવું જરૂરનું હોય તે તરત જ કરવું. 'શત્રુ અને રોગ ઊગતા ડામવા' જેથી આગળ ઉપર વધુ દુઃખ આપે નહિ. સામાન્ય રીતે ખોરાકમાં સાવચેતી રખાય, સ્વાદ કરતાં પોષક તત્ત્વને વધારે મહત્ત્વ અપાય, તો આરોગ્ય સચવાય. જોઈએ તે કરતાં વધુ વખત ખવાય, જોઈએ તે કરતાં સ્વાદને કારણે ખોરાક કવખતે પણ લેવાય અને પાચન-શક્તિ કરતાં વધારે લેવાય, અનિયમિત રીતે ખવાય, નકામી વસ્તુઓ ખોટી સોબતને કારણે વા ખોટી શરમને લઈને પેટમાં નંખાય, માસમાં બેત્રણ ઉપવાસ કરવાનું ચુકાય, બંધકોષ હોય તો તે તરફ દુર્લક્ષ અપાય, જોઈતી કસરત ન કરાય, એવાં અનેક કારણોથી શરીર બગડે છે. શરીર સાચવવાના ઉપાય લેવામાં પ્રમાદ ન સેવાવો જોઈએ. અતિશય શ્રમ, લાંબા ઉજાગરા, નાહકની માનસિક ચિંતાઓ વગેરે કારણોને સમજપૂર્વક દૂર કરવાં જોઈએ. ચેપી રોગથી દૂર રહેવું જોઈએ અને બીજા સાવચેતીના ઉપાયો વખતસર લેવા જોઈએ, એટલે સામાન્ય રીતે શરીર સચવાશે. છતાં શરીર કથળે તો દાક્તરની મદદ જરૂર લેવી. દાક્તર પરમેશ્વર નથી. પણ અનુભવી અને કાંઈક તો જાણકાર છે જ. રોગ મટાડે નહિ ભલે, પણ તે વધારે નહિ જ, એ નક્કી છે. ટૂંકામાં, આપણાં પોતાનાં, તેમ જ આપણી સાથે સંબંધ ધરાવનારનાં સુખશાંતિની ખાતર આપણા

શરીરને બનતા બધાય પ્રયત્ને સારું રાખવું, નીરોગી બનાવવું અને મજબૂત, ખૂબ કામ કરવાની તાકાત આપે એવું બનાવવું. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ સૂત્રને આપણે અનુસરવું.

### ૪. ઉપજીવિકા માટે મહેનત કરવી.

વિદ્યાર્થીઅવસ્થા કેટલી ગણવી એની હદ ઠરાવી શકાય નહિ; સામાન્ય રીતે ૨૧ થી ૨૫ વર્ષનું વય હાલમાં પૂરતું ગણાય છે. છતાં એ ત્રણ વર્ષ ઓછાંવધતાં ગણી શકાય. હું ૨૮ વર્ષની ઉંમરે નોકરીમાં દાખલ થયેલો. ભણવાને માટે વયની હદ મુકાય નહિ, પણ સાધન-સંપત્તિ પહોંચે ત્યાં સુધી શક્તિ પ્રમાણે ભણવું. પણ ભણીને જે ખર્ચ કર્યું હોય તેના પ્રમાણમાં અને કુટુંબની જરૂરિયાતના પ્રમાણમાં કમાણી મેળવવા પ્રયત્નશીલ બનવું. આપકમાણીથી જીવવાની ઊછરતે યુવકે અભિલાષા રાખવી. કમાણી થોડી હોય તો ખર્ચ કમાણીના પ્રમાણમાં કરવું. કમાણીની હદ હોય છે, ખર્ચની હદ હોઈ શકે નહિ. ખર્ચ વધારે હોય અને કમાણી વધે નહિ તો દુઃખી થવાય. શરૂઆતનાં વર્ષો બાપદાદાની મિલકતમાંથી કંઈ લેવું પડે તેની હરકત નહિ. પણ બનતા સુધી તે રકમ મનથી ઉછીની ગણવી અને જેમ ઓછી લેવાય તેમ લેવી. વડીલોની મિલકત વા મૂડી પવિત્ર 'થાપણ' છે એમ સમજી સાચવી રાખવી. ફક્ત અસાધારણ પ્રસંગે જ તેનો આધાર લેવો. કમાણી વધારે મેળવવા જિંદગીમાં કોઈ પણ કાળે સટ્ટા વા નસીબની અજમાયેશની યોજનાઓનો ઉપયોગ ન કરવો. આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય સમાજમાં વજન પડશે નહિ. જાતે કમાનાર જ માનમરતબો ભોગવી શકે છે. બાપદાદાની મિલકત ઉપર જીવનાર ઘણે ભાગે મૂર્ખ અને પ્રતિષ્ઠાહીન ગણાય છે. સ્વમાન, સ્વતંત્રતા, સુખ, શાન્તિ અનુભવનારે ઉત્પન્ન-ખર્ચનો હિસાબ રાખતાં શીખવું જોઈએ. વાર્ષિક ઉત્પન્ન-ખર્ચના અંદાજ રાખી તેની હદમાં જીવન ગાળવું જોઈએ. રોજનું ખર્ચ રોજ લખતાં ટેવાવું જોઈએ. સુખી થવા માટે સંયમનાં ઐચ્છિક ધોરણો સ્વીકારી લેવાં જોઈએ. હિસાબ નહિ રાખવા માટે હું અનેક વખત પસ્તાયો છું; માટે મારા અનુભવ ઉપરથી શીખનારે નામું, અંદાજપત્ર અને ચોકસાઈ જરૂર રાખવાં.

## ૫. લગ્ન-વ્યવહાર

વિદ્યાર્થીઅવસ્થામાં લગ્ન ન કરવું. ૨૧ વર્ષની ઉંમર પહેલાં લગ્ન-વ્યવહાર ન જ કરવો. કમાવાની, સ્વતંત્ર રીતે ઉપજીવિકા મેળવવાની શક્તિ પ્રાપ્ત થાય તે પહેલાં લગ્ન ન જ કરવું, એ જરૂરનું ગણાય છે. પણ ૨૧ વર્ષની ઉંમર પછી કોઈ લગ્ન કરવાની ઇચ્છા કરે તો તેમાં ખાસ વાંધા જેવું ગણાય નહિ.

લગ્નસંબંધ કોણ જોડે? (૧) માબાપ એકલાં, (૨) વરકન્યા પોતાની મેળે, વા (૩) કુટુંબીજનોની સંમતિથી જોડાય? એ સંબંધમાં નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય નહિ. પણ ત્રીજો માર્ગ—માબાપની સંમતિથી આ જવાબદારીવાળો વ્યવહાર વરકન્યા કરે એ ખાસ જરૂરનું છે.

સંબંધ જોડવામાં, ઉંમર, કેળવણી, સંસ્કાર, સ્વભાવ, શરીરનું બંધારણ, માબાપ, આર્થિક સ્થિતિ વગેરે વગેરે વિચારવાનું હોય છે. વરકન્યા પોતાની પસંદગી કરે અને એમાં ખાસ બહુ મહત્ત્વનો વાંધો ન હોય તો માબાપોએ સંમતિ આપવી જ. માબાપોનો વાંધો મહત્ત્વનો હોય અને તેમની સંમતિ ન મળે તો વરકન્યાએ જરા થંભી જવું, અને આ પસંદગી આવેશમાં, ઉતાવળમાં અને વગર વિચારે તો નથી જ થઈ તેની ખાતરી કરવા વખત લેવો. આ વચલા વખત દરમ્યાન હળવામળવાનું વા પત્રવ્યવહારનું કામ શિથિલ કરવું અને મુદત દરમ્યાન નિશ્ચય કાયમ રહે અને માબાપની સંમતિ મળી જાય તો માબાપના આશીર્વાદ મેળવી સંબંધ પાકો કરવો. વરની કમાણી ઉપર જ જીવનનિર્વાહ કરવાની, સાદાઈથી રહેવાની, એકબીજાના દોષો તરફ નહિ પણ ગુણો તરફ દૃષ્ટિ રાખી જીવન ગાળવાની, કુટુંબીજનો સાથે મીઠો સંબંધ સાચવી રાખવાની, સંયુક્ત કુટુંબની જવાબદારીઓ આનંદથી અને હોંશથી ઉઠાવી લેવાની, જુદા પડતા સ્વભાવનાં સાસુસસરા સાથે મેળ પાડવાની, સાચું સુખ અને શાંતિ સંપમાં જ છે અને જુદા પડવામાં દુઃખ છે એમ સમજવાની, દરેક પરિણીત યુવતીની તૈયારી હોવી જોઈએ. લગ્ન જેવો પવિત્ર, શાશ્વત, દૃઢ, આવશ્યક, સુખદ બીજો સંબંધ નથી. એમ વિચારી સુખદુઃખમાં સાથે રહેવાના દૃઢ નિશ્ચયથી વડીલોના આશીર્વાદ મેળવી સંબંધ જોડવો.

વસો તા. ૩૦–૩–'૩૭ **મોતીભાઈ ન. અમીન**

# ૬

# વસિયતનામું

(તા. ૨૮-૪-'૩૭)

ગયા પ્રકરણમાં ઉલ્લેખાયેલું મોતીભાઈનું છેવટનું વસિયતનામું અત્રે આપ્યું છે.

## ૧. વસિયતનામામાં રહેલા મુદ્દા

(કુટુંબીઓને લખેલો પત્ર)

વડોદરા, તા. ૨૯-૧૧-'૩૫

ભાઈશ્રી,

આજે મારી ઉંમરનું ૬૨મું વર્ષ પૂરું થઈને ૬૩મું બેઠું છે, એટલે આજે જ હું વડોદરા રાજ્યની સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો છું અને વર્ષો અગાઉની મારી કરેલી યોજના પ્રમાણે સંસારનાં વ્યાવહારિક કાર્યોમાંથી પણ શક્ય હોય તેટલી હદ સુધી નિવૃત્ત થવાની અને પરોપકારનાં કાર્યોમાં જ મચ્યા રહેવાની મારી ઇચ્છા હતી અને છે. એટલે મેં મારું વસિયતનામું વર્ષો અગાઉ લખી મૂકેલું તેમાં ઘટિત ફેરફાર કરી થોડા માસ અગાઉ જે લખી રાખ્યું છે તેની નકલ તમને વાંચવા વિચારવા અને સલાહ માટે આ સાથે મોકલી આપું છું. એ વસિયતનામું સામાન્ય વસિયતનામા કરતાં જુદા પ્રકારનું તમને લાગશે. પણ જે જીવન આજ સુધી હું જીવ્યો છું તેને જ તે અનુરૂપ છે એમ ધ્યાનપૂર્વક વાંચવાથી તમારી ખાતરી થશે. હું આશા રાખું છું કે તેમાં જણાવેલી બાબતોના સંબંધમાં તમે સંપૂર્ણ રીતે સંમત થશો જ. છતાં તમને કંઈ સૂચના કરવા જેવું લાગે તો મને તમે સ્વતંત્ર રીતે બારોબાર મારા વડોદરાના સરનામે ૭ દિવસની અંદર લખી મોકલશો એટલે જો કંઈ સહેજ-સાજ ફેરફાર કરવાનું મને સ્વીકારવા જેવું લાગશે તો તેમ કરીને મારા મિત્રોને અને બીજાઓને માટે તે વસિયતનામું જાહેરમાં

મૂકીશ. તે વસિયતનામું કરવામાં જે મુદ્દાઓ મેં લક્ષમાં રાખ્યા છે તે તમારી જાણ માટે હું અત્રે નીચે જણાવું છું.

૧. હિંદુ સંસારમાં — ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં — અને તેમાંય આપણાં કુટુંબોમાં પુત્ર ન હોય તે પું નામના નરકમાંથી બચવાને માટે અથવા બારણું ઉઘાડું રાખવાને માટે એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી વખત પરણે છે. પરંતુ હું આ હકીકત સ્વીકારતો નથી. એકપત્નીવ્રતનો હું ચુસ્ત હિમાયતી છું. એટલે મને બીજી વખત લગ્ન કરવાનો સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નથી, જેથી મારે માટે તે માર્ગ શરૂઆતથી જ બંધ હતો.

૨. ભાણેજ કે ભત્રીજાને દત્તક લઈ બારણું ઉઘાડું રાખનારની સંખ્યા આપણા સમાજમાં ઓછી નથી. પરંતુ મને એ સિદ્ધાંત પણ માન્ય નથી એટલે એ દિશામાં પણ મારે વિચાર કરવાનો રહેતો નહોતો.

૩. પોતાની બધી જ મિલકત પોતાની દીકરી વા ભાણેજને આપી દે તેવાં દૃષ્ટાંતો મારી દૃષ્ટિ બહાર નથી. પરંતુ મારો ભાણેજ મારા દ્રવ્ય તરફ દૃષ્ટિ કરે તેવી વૃત્તિ ધરાવતો નથી અને એવી દૃષ્ટિ તે રાખે એમ હું ઇચ્છતો નથી. કેળવણી આપી પુત્ર વા ભાણેજને તૈયાર કરવો એ વડીલની ફરજ છે. એ ધર્મકાર્ય મેં કર્યું છે, એટલે મારી મિલકતમાંથી કંઈ પણ ભાગ ભાણેજને મળે તેવી મેં યોજના રાખી નથી.

૪. ભાઈ-ભત્રીજાને મિલકત આપવા સંબંધમાં પણ ભાણેજના સંબંધમાં જે સિદ્ધાંત છે તે સિદ્ધાંત હું સ્વીકારું છું. સર્વ કોઈ પોતપોતાના પગ ઉપર ઊભા રહેવાનું સ્વીકારે, સગાંસંબંધીની મિલકત તરફ દૃષ્ટિ ન રાખે, તો આપણો સમાજ બહુ ઊંચે ચડે એમ હું માનું છું અને એ નીતિએ હું ચાલ્યો છું અને ચાલું છું, જેથી ઉપર જણાવેલા માર્ગ મેં લીધા નથી.

૫. કોઈની પણ પરવા કર્યા સિવાય દ્રવ્યનો મોજશોખમાં દુર્વ્યય કરનાર આપણા સમાજમાં હોય છે. મને જે કેળવણી અને સંસ્કારો મળ્યા છે અને જે ધર્મ મે સ્વીકાર્યો છે તે કેળવણી, સંસ્કારો અને ધર્મ દ્રવ્ય વેડફી દેવાની દુર્બુદ્ધિ મને કરવા ન જ દે, એટલે મારી મિલકત વા દ્રવ્ય તો સદ્માર્ગે જ વપરાય તે સ્વાભાવિક છે.

૬. ચાલતી પ્રણાલિકામાં મારી મિલકતનો ઉપયોગ થાય એ મને ઓળખનાર કોઈ સ્વીકારે નહિ. કૂવા, હવાડા અને પરબો જેવાં ઘણાં કામ એવાં છે કે જે કરવામાં હું પુણ્ય માનું છું પણ તેવાં કામો કરનાર આપણા ગામમાં ઘણાં મળી આવે છે અને મળી આવશે. એટલે મારે તો જે સિદ્ધાંતને માટે અને જે વિષયને માટે મારા જીવનનાં ૩૫ વર્ષ સરકારી નોકરીમાં ગાળ્યાં અને સાથે સાથે સેવાનાં કામો પણ કર્યાં તે સિદ્ધાંતો અને તે વિષય માટે એ મિલકતનો સદ્‌વ્યય થાય એમ હું ઇચ્છું. એટલે કેળવણી — મારા કુટુંબની કે મારા ગામની — જે ગામે મને વિદ્યાભ્યાસમાં મદદ કરી તેની — પોષાય તે પ્રશ્ન વિચારવાનો મારે રહે અને તેની યોજના મારી મિલકતના સંબંધમાં તમો જોઈ શકશો. તમારો જવાબ વડોદરાના સરનામે જ મોકલશો એટલે તે પત્ર મને મુંબઈ પહોંચશે જ. કદાચ તમને મુંબઈનું સરનામું પણ મળી શકશે એટલે જવાબ મને ત્યાં બારોબાર પણ આપી શકશો. જો તમારો જવાબ મને વખતસર નહિ મળે તો તમારે સૂચના કે સલાહ આપવા જેવું ખાસ નથી એમ માની લઈશ. પરંતુ તમને મારી આ યોજના પસંદ પડી છે એવો જવાબ આપશો તો મને હર્ષ, આનંદ અને સંતોષ થશે. વસિયતનામું મને વાંચીને પાછું મોકલશો જેથી મિત્રોને મોકલવામાં તે કામ આવે.

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

*

## ૨. વસિયતનામું

ભાઈ ઇશ્વરભાઈ પુરુષોત્તમ પટેલ સોજિત્રાના અને ભાઈ ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ નડિયાદના મારા કરતાં વયમાં બહુ જ નાના હતા અને મારા અંગત સ્નેહી હતા. તેમના અવસાન દ્વારા ઈશ્વર મારા જેવાને સૂચવે છે કે મરણની તૈયારી કરવી.

અગાઉ મેં આવા પ્રસંગોએ વસિયતનામાં લખેલાં છે, તે રદ કરી આ છેવટનું વસિયતનામું હું મરણની તૈયારીરૂપે કરું છું તેનો અમલ લાગતાવળગતાએ કરવાનો છે. મારું ચાલશે ત્યાં સુધી તો નવેમ્બર આખરે હું સરકારી નોકરીમાંથી નિવૃત્ત થાઉં તે દરમ્યાન

હું આ વસિયતનામું જાહેર કરીશ. અને તેમાંથી મોટા ભાગની મિલકતની વ્યવસ્થા તા. ૧-૧૨-'૩૫થી અમલમાં મૂકીશ.

મારી મિલકતમાં ખાસ બહુ વિચારવા જેવું નથી, છતાં મને કે મારી પત્નીને મરણ પ્રસંગે અને મારાં સગાંવહાલાંને અમારા મરણ પછી ચિંતાનો પ્રસંગ ન આવે તે માટે મિલકતની વિગતો અને વ્યવસ્થા યોગ્ય વિચાર કરીને અત્રે નોંધી લઉં છું.

૧. મુ. દાદાભાઈ કરસનદાસ, મુ. વહાલાભાઈ દાદાભાઈ તેમ જ મુ. રેવાભાઈ વહાલાભાઈના નામે વા ભાગમાં જે કંઈ સહિયારી વા આગવી સ્થાવર મિલકત હોય અને મારે ભાગે આવે તે હું મારા રેવાભાઈ વહાલાભાઈના વારસોને તેમના બાળકોની કેળવણી માટે જ ખર્ચ કરવાની શરતે મારી અને મારી પત્નીની હયાતી બાદ માલિક તરીકે ભોગવવા આપું છું. અમારી જિંદગી દરમ્યાન એનો ઉપયોગ, વહીવટ અને ઉત્પન્ન અમારાં પોતાનાં છે એમ આથી ઠરાવું છું.

૨. મુ. રેવાભાઈ વહાલાભાઈની મિલકત પૈકી દૂધિયા ઉપરનો વાડો અને ડેલું છે, એમાં મારો ત્રીજો ભાગ છે, તેનો માલકીહક, ઉપભોગ, વહીવટ અને ઉત્પન્ન અમારી હયાતીમાં કલમ ૧ પ્રમાણે અમારાં પોતાનાં રહે છે. પણ અમારી હયાતી બાદ તેનો માલકીહક મારા રેવાભાઈના વારસોનો રાખું છું. પણ કૂવો અને જાજરા ભણીનો ભાગ મારે આવે એવી વહેંચણી કરીને રેવાભાઈના કુટુંબનો હમેશને માટે મજિયારો રહે અને માલકીહકે અને સ્વતંત્ર રીતે ઉપભોગ માટે કુટુંબનો અગ્ર હક સાચવીને તે ભોગવટો અને વહીવટ કુટુંબીઓ કરે. પણ તેનો ફક્ત ઉપયોગ આજે મહેરબાની રાહે જ થાય છે તેમ મહોલ્લાના ભાઈઓને માટે સામાયિક રહે એમ વહીવટ અને વ્યવસ્થા રાખવા મારા કુટુંબીઓને ભલામણ કરું છું. પણ તેથી મહોલ્લાના ભાઈઓને ઉપભોગ કરવાનો કાયદેસર હક ઠરે છે એમ કોઈએ માનવાનું નથી.

૩. મારું હાલનું રહેવાનું ઘર, તેના આગળના અગાસીવાળા ભાગ ને પાછળના અગાસિયા પાસેના ઓરડા સાથેનું, હું 'વસો કેળવણી મંડળ'ને મારી પત્નીની હયાતી બાદ માલકીહકે બક્ષિસ આપું છું. આ ઘરનું નામ મારા પિતાશ્રીએ ઘર બંધાવેલું હોવાથી કાયમને માટે 'નરસિંહભુવન' રાખવાનું ઠરાવું છું.

આ ઘરનો ઉપયોગ નીચે જણાવેલાં કામ માટે થાય તે મારી ઇચ્છા અને નિર્ણય જાહેર કરું છું:

૧. પશ્ચિમ દિશાએ ઘરના અગાસિયાની સાથેનો રસ્તા ઉપરના બારણાવાળો ઓરડો અને ખાસ જરૂર પડે તો ઘરનું અગાસિયું એ પ્રમાણે, ટ્રસ્ટીઓને યોગ્ય લાગે તે પ્રમાણે, એક વા બે નીચેના ખંડ મારા મુ. રેવાભાઇના કુટુંબની કોઈ વિધવા વહુ વા બહેનને, સ્વતંત્ર ઘરની બીજી યોજના કુટુંબીજનો ન કરી શકે તો, સદરહુ વિધવા પોતે જીવે ત્યાં સુધી વગર ભાડે રહેવાને આપવો. ગં. સ્વ. કાશીબા મારા ઈશ્વરકાકાના પુત્ર ડાહ્યાભાઈનાં વિધવા પત્નીને આ ભાગની જરૂર હોય તો તે જરૂર આપવો, પરંતુ તેમને વા અન્ય કોઈને મુખ્ય ઘરની નીચેની પરસાળ, ઓરડો કે મેડાનો કે ઘરનો બીજો કોઈ ભાગ તેમને વાપરવા કે આવવા જવાને માટે આપવો નહિ, જેથી બંને ભાગ સ્વતંત્ર ઉપયોગ માટે સરળતાથી રહી શકે.

૨. ઉપર પ્રમાણે જણાવેલા ભાગ પૈકી કોઈ ભાગ મારા કુટુંબની વિધવાને અપાયો ન હોય તો આખું ઘર, અને કોઈ ભાગ અપાયો હોય તો તે સિવાયનું બાકીનું આખું ઘર, સ્ત્રીઓના એટલે કન્યા વિદ્યાલય, કન્યા છાત્રાલય, સ્ત્રી હુન્નર ઉદ્યોગાલય, પ્રસૂતિગૃહ વા એવા જ બીજા સ્ત્રીહિતના સાર્વજનિક ઉપયોગ માટે કામમાં લેવું.

૩. વસો ગામ માટે વા પેટલાદ મહાલ માટે સેવાશ્રમ જેવી કોઈ સંસ્થા સ્થપાય અને સ્વયંસેવકોને તાલીમ આપવાના ટૂંક સમય માટેના વા તાલીમ લીધા બાદ સેવા કરવાનાં વર્ષો દરમ્યાન લાંબી મુદત માટેના સ્થળ તરીકે આ મકાનનો ઉપયોગ કરવો.

૪. મારા કુટુંબના, ફળિયાના કે છેવટે ગામના વિદ્યાર્થીઓ માટે શિક્ષકની ખાસ દેખરેખ નીચે વિદ્યાર્થી અભ્યાસગૃહ ચલાવવાની જવાબદારી કેળવણી મંડળ લે વા સંમતિ આપે તો તે માટે આ ઘરનો ઉપયોગ કરવો.

૫. ગામના આબરૂદાર વિધુર ભાઈઓને માટે અમુક માસિક ખર્ચ લઈને સ્વમાન, પ્રતિષ્ઠા સચવાઈ જમવાની અનુકૂળતા મળે તેવી યોજના કેળવણી મંડળ વા મંડળની સંમતિથી અન્ય કોઈ જવાબદાર વ્યક્તિ વા સંસ્થા કરે તો ફક્ત નીચેનો ભાગ એટલે કલમ નં. ૧માં જણાવેલ ૨ ભાગ વા જે કાંઈ બાકી રહ્યા હોય તે

સર્વ સાથે નીચેની પરસાળ અને આગળનું રસોડું સદર યોજના માટે આપવાં.

૬. ઉપર પ્રમાણે ઘરનો ઉપયોગ ન થઈ શકે, તો કુટુંબનાં કે શેરીનાં છોકરાંને સંસ્કાર આપી શકે અને સન્માર્ગે ચડાવી શકે અને સ્ત્રીઓ માટે પણ સારા સંસ્કારનું વાતાવરણ ઊભું કરી શકે તેવા કોઈ લાયક શિક્ષક વા શિક્ષકો મળી આવે તો વગર ભાડે વા નામના ભાડે વા પૂરા ભાડાથી તેમને ઘર રહેવા આપવું. ફક્ત ભાડું ઉપજાવવા આ ઘર ગમે તેને ભાડે આપવાનું નથી. કન્યાશાળાને સ્વતંત્ર નવું મકાન કે બીજું મકાન મળે નહિ અને સરકાર આ મકાનનું માસિક ભાડું રૂા. ૩૦)થી ઓછું નહિ એટલું આપવાનું સ્વીકારે, તો થોડોક જરૂરી ફેરફાર કરી આપી લાંબી મુદતની બાંધણીથી આ ઘર કન્યાશાળાને ભાડે આપવા હરકત સમજવી નહિ.

૭. ઘર બનતા સુધી વેચવું નહિ જ, પણ કોઈ કારણે વેચવાનું ઠરે તો ભલે વેચવું; પણ વેચાણની કિંમત ઠરે તે કરતાં રૂા. ૧,૦૦૦) એક હજાર ઓછા લઈ પ્રથમ આ ઘર ભાઈ મણિભાઈને અને પછી ભાઈ ભાઈલાલભાઈ અને શિવાભાઈને વા તેમના વારસોને અગ્ર હકે આપવાનું ઠરાવું છું. મકાનની વેચાણની કિંમતમાંથી નવું મકાન યોગ્ય સ્થળે કરવું વા રકમનો ઉપયોગ ન્યાસ તરીકે સોંપીને ન્યાસની રકમ જરૂર જણાય તો વસો વા ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળમાં થાપણ તરીકે આપીને વ્યાજનો ઉપયોગ સ્ત્રીકેળવણીનાં કામોમાં વા સ્વયંસેવકોના નિભાવાર્થે કરવો.

ટીપ ૧. મારા ભાણેજ ચિ. મહેન્દ્રભાઈ વા તેમના પિતાશ્રી ભાઈ ચિમનભાઈ વસોમાં આવવાના અને રહેવાના હોય અને મેડાવાળા ભાગમાં તેમને ઊતરવાની વ્યવસ્થા સહેલાઈથી થઈ શકતી હોય, તો તેઓ રહે તેટલી મુદત આ ઘરમાં તેમને રહેવાનો અગ્ર હક રાખું છું.

ટીપ ૨. મારા મુ. રેવાબાઈના કુટુંબમાં લગ્નનો પ્રસંગ હોય અને સહેલાઈથી ઘર ખાલી થઈ શકતું હોય તો બહારગામનાં સ્ત્રી-પુરુષોને ઊતરવા માટે વધારેમાં વધારે પાંચ દિવસ માટે આ ઘર કેળવણી મંડળ આપી શકશે; પણ આ ઘરનો ઉપયોગ આવા

પ્રસંગોએ રસોડા કે કોઠાર તરીકે વાપરવા આપી શકાશે નહિ તેમ જ કુટુંબીજનો હક તરીકે આ મકાન માગી શકશે નહિ.

૪. ભડકદની મારી સ્થાવર જંગમ મિલકત છે તેનો વહીવટ હાલ મારા ભાઈ મણિભાઈ કરે છે, તે હાલના ધોરણે વહીવટ કરે અને તેનું જે કંઈ ઉત્પન્ન આવે તે પૈકી ½ ભાગ તા. ૧–૧૨–'૩૫થી ભડકદ ગામના ખેડૂતોને ખેતીના કામો માટે વા પુસ્તકાલય, શાળા જેવા સાર્વજનિક કામો માટે એટલે લોકકલ્યાણ માટે ખર્ચાય અને ½ ભાગ મુ. શ્રી. હરિકાકાના ભાણેજ ભાઈ આપાભાઈના પુત્ર વા પુત્રો-પુત્રીઓની શાળા-પાઠશાળાની કેળવણીના ખર્ચ માટે અપાય અને તેની જરૂર ન રહે ત્યારે તે ઉત્પન્ન ભડકદ ગામને ઉપરના ધોરણે મળે. ભાઈ મણિભાઈ ભડકદની મિલકતનો વહીવટ કરે છે એમ કરે ત્યાં સુધી એ ઉત્પન્નનો છેવટનો ½ ભાગ વહીવટ કરવાની મહેનત બદલનો તે પોતે લે એમ આથી ઠરાવું છું. ભાઈ મણિભાઈ વહીવટ ન કરે ત્યારે ટ્રસ્ટીઓએ વહીવટ કરવો વા કરાવી લેવો અને મિલકતનું ચોખ્ખું બધું જ ઉત્પન્ન ભડકદના ખેડૂતો માટે ખર્ચવું.

૫. આ સિવાય કાછલાંમાં મારા નામે એક ખેતર છે. અને તે ગીરો-હકે છે. તે ચિ. ભાણાભાઈને બક્ષિસ તરીકે મેં આપેલું છે. અને ગીરોની રકમ ચિ. ભાણાભાઈને આપવાની રકમમાં ગણેલી છે. એટલે ગીરોમાંથી છૂટે ત્યારે તેની આખી રકમ વા ગીરો છૂટે ત્યાં સુધીનું તેનું ઉત્પન્ન ચિ. ભાણાભાઈને મળે એમ આથી જાહેર કરું છું.

૬. મારી વીમાની રકમની વ્યવસ્થા 'વસો કેળવણી મંડળ'ને ઇલાયદા લખાણથી ટ્રસ્ટ તરીકે સોંપી છે. એટલે તે લખાણ પ્રમાણે અમલ થાય તેમ અત્રે જણાવું છું.*

૭. આ સિવાય મારા નામે ખત્રીવાડમાં રસ્તા ઉપરનું એક ઘર આવે છે. તે નિરાધાર લોકોના ઉપયોગ માટે 'વસો કેળવણી મંડળ'ને બક્ષિસ આપવા નક્કી કર્યું છે. અને મારી હયાતીમાં મેં લેખ ન કર્યો હોય તો મિલકતના વહીવટ કરનારાઓએ લેખ કરી આપવો.

૮. મારા નામે વા મારા ભાગની વા આગવી આ સિવાય જો કંઈ સ્થાવર વા જંગમ મિલકત હોય તો તે મિલકત મારા

* જુઓ પૃ. ૫૫૯.

ટ્રસ્ટીઓએ મારાં પત્નીની સલાહ લઈ ઉપરના ધોરણે (તે મિલકત) જેમને તેમને બક્ષિસ કે વહીવટ માટે સોંપવી.

૯. મારા નામે દેવું તો નથી જ. પણ કંઈ જામીનગીરીના કારણે વા બીજા સબબથી પાછળથી જાહેર થાય તો મારી મિલકત-માંથી પ્રથમ આપવું અને પછી વધે તેનો વહીવટ ટ્રસ્ટીઓએ કરવો.

૧૦. ઉપર પ્રમાણે વસિયતનામાનો અમલ કરવા હું નીચેના ભાઈઓને મારા ટ્રસ્ટીઓ તરીકે નીમું છું:

૧. રા. રા. ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ
૨. ભાઈ ચંદુભાઈ મણિભાઈ અમીન
૩. ભાઈ જમનાદાસ ભાઈલાલભાઈ અમીન
૪. ભાઈ મહેન્દ્રભાઈ ચિમનભાઈ પટેલ
૫. રા. રા. રામભાઈ કાશીભાઈ પટેલ

ભાઈ રામભાઈ મંત્રી અને ભાઈ ગોપાળદાસ અધ્યક્ષ તરીકે આ ટ્રસ્ટીઓની સમિતિમાં કામ કરે.

૧૧. ચિ. ભાણાભાઈને વખતોવખત અમોએ આપેલા અને મારી પુત્રીની જણસોના વેચાણની કિંમતના ઊપજેલા રૂપિયા વ્યાજ સાથે મળી કુલ રૂા. ૫,૦૦૦) પાંચ હજાર રૂપિયા તા. ૧–૮–'૩૫થી મેં જુદા રાખ્યા છે અને જુદે જુદે સ્થળોએ રોકયા છે. આ રકમમાં જે કંઈ ઊણપ રહે અને તે રકમ પૂરી કરવાને બીજી વ્યવસ્થા ન કરી હોય તો તે રકમ રૂા. ૫,૦૦૦) અને ઉપરની તારીખથી તે રકમનું વ્યાજ ૪ ટકા ગણીને એ આખી રકમ પૂરી કરવા મારી મિલકતમાંથી તજવીજ કરવી. અને મેં ઇલાયદી યોજના કરી છે તે પ્રમાણે ચિ. ભાણાભાઈને માટે તે રકમ ઇલાયદી રાખવી.

વડોદરા, રામજીમંદિર **મોતીભાઈ ન. અમીન**
તા. ૧૯–૬–'૩૫ સવારના ૪થી ૫ વાગ્યે તા. ૨૮–૪–'૩૭
**રામભાઈ કાશીભાઈ પટેલ** સાખ દા. પોતે

**તા. ક.** મૂળ લખાણ તા. ૧૯–૬–'૩૫ના રોજ કરેલું તેમાં જરૂરી ફેરફાર કરી સહી આજે તા. ૨૮–૪–'૩૭ને રોજ વસો મુકામે કરી છે અને તેમાં સાક્ષી તરીકે ભાઈ રામભાઈ કાશીભાઈ પટેલની સહી કરાવી છે.

**મો. ન. અમીન**

*

## ૩. વીમાની રકમો વિષે કેળવણી મંડળને લખેલો પત્ર*

શ્રીયુત 'વસો કેળવણી મંડળ'ના મંત્રીજી, મુ. વસો

આજરોજ હું મારી જિંદગીના વીમાની રૂા. ૧,૦૦૦), રૂા. ૧,૬૦૦), રૂા. ૨,૫૦૦), એ પ્રમાણે કુલ રૂા. ૫,૧૦૦)ની ત્રણ પૉલિસીઓ જે મેં 'વસો કેળવણી મંડળ'ના મંત્રીને નામે ચઢાવી આપી છે, તે મંડળને ટ્રસ્ટ તરીકે સોંપું છું. મારી હયાતી બાદ બોનસની રકમ સાથે કુલ રૂા. ૬,૦૦૦) તમને મળશે. આ રકમની વ્યવસ્થા નીચેની શરતો પ્રમાણે કરવાની છે. આ શરતો કેળવણી મંડળની પ્રોસિડિંગ બુકમાં કાર્યવાહક મંડળના ભાઈ રામભાઈ કાશીભાઈ પટેલ તથા ભાઈ છોટાભાઈ વાઘજીભાઈ અમીન, તથા ભાઈ મણિભાઈ મોતીભાઈ અમીનની ખાસ ખાનગી સભા ભરી નોંધી લેશો અને પ્રસંગ આવ્યે તેનો અમલ શરતો પ્રમાણે કરશો.

### શરતો

૧. આ ટ્રસ્ટની હકીકત મારી હયાતી બાદ જાહેર કરવી.

૨. આ રકમ મંડળને મળે, એટલે મંડળના પોતાના કોઈ મકાન ખાતે રોકવાની જરૂર હોય તો વાજબી વ્યાજ આપવાની બાંયધરીથી વ્યવસ્થાપક મંડળના ઠરાવને આધારે મંડળના કામે રોકવી. મંડળને જરૂર ન હોય તો વસો ગામની કોઈ સહકારી પ્રવૃત્તિમાં સુરક્ષિત રહી શકે તેવી રીતે થાપણ તરીકે રોકવી અથવા તો અન્ય કોઈ, મંડળને યોગ્ય લાગે તેવા, સધ્ધર સ્થળે રોકવી.

૩. આ આખી રકમનું પૂરેપૂરું વ્યાજ મારાં પત્ની રૂપબા હયાત હોત ત્યાં સુધી તેમનાં ભરણપોષણ, પુન્યદાન વગેરે બાબતોમાં સ્વતંત્ર રીતે ખર્ચવા તેમને આપવું.

૪. તેમની હયાતી બાદ આ આખી રકમનું वसो सार्वजनिक हितवर्धक फंड એ નામે એક ટ્રસ્ટફંડ બનાવવું, અને ફક્ત તેનું વ્યાજ મારી કરેલી નીચેની યોજનામાં જણાવેલી પ્રવૃત્તિઓ ખાતે કેળવણી મંડળે વાપરવું. સદરહુ યોજનામાં ફેરફાર કરવાનું લખીને હું હવે પછી જણાવું વા મારા વસિયતનામામાં હું હવે પછી લખું તો તે પ્રમાણે મંડળે ઘટિત ફેરફાર કરવો.

* જુઓ વસિયતનામું, કલમ ૬, પૃ. ૫૫૭.

(૧) રૂ. ૫૦૦ विधवासहायक फंड: વિધવાઓને અનાજ, કપડાં વગેરેની મદદ ગુપ્ત રીતે આપવી. નિર્વાહ વા સેવા કરવાના ઉદ્દેશથી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છનાર વિધવાઓને મદદ આપવી.

(૨) રૂ. ૫૦૦ धार्मिक अने सामाजिक विषयक कथा फंड: મહિલા પુસ્તકાલય વા એવા કોઈ અન્ય સ્થળે સ્ત્રીઓ માટે કથા, વાર્તા, ઉપદેશ, ભાષણ વગેરેની વ્યવસ્થા કરવી. મારાં પત્નીની હયાતી દરમ્યાન તેમની સંમતિથી મારા ઘર આગળ આ બધી વ્યવસ્થા રાખવી.

(૩) રૂ. ૫૦૦ महिला प्रवृत्ति प्रगति फंड: ગરબા, પ્રદર્શન, પ્રવાસ, વક્તૃત્વ, સંગીત, મિજલસ, વગેરે સ્ત્રીઓની હરકોઈ પ્રવૃત્તિ માટે ખર્ચ કરવું.

(૪) રૂ. ૫૦૦ समाजसेवक स्वागत फंड: પ્રતિષ્ઠિત સ્ત્રી વા પુરુષ સમાજસેવક વસોમાં આવે તેમની સરભરા વા ગાડીભાડું વગેરે કોઈ પણ બાબતમાં ખર્ચ કરવું.

(૫) રૂ. ૫૦૦ सामान्य ज्ञानप्रचार फंड: એક આનાની અંદરનાં દીવાલપત્રો, ચિત્રો, પત્રિકાઓ, વગેરે મફત વહેંચવા વા વધારે કિંમતની પત્રિકાઓ પુસ્તકો વગેરેની કિંમત ઘટાડીને વેચવા. 'વસો યુવક મંડળ' દ્વારા બનતા સુધી આ કામ લેવું.

(૬) રૂ. ૫૦૦ खेडूत सहायक फंड: બી, નવીન ખાતર, ઓજારપ્રયોગ માટે મદદ વા ઇનામ આપવું. કોઈ નિરાધાર ખેડૂતને ખેતીનાં સાધન આપવાં.

(૭) રૂ. ૫૦૦ श्रमजीवी सहकारी बचत मंडळी: ગરીબ મહેનતુ વર્ગ માટે બચત ફંડ, ધીરધાર વગેરે માટે એક નાની મંડળી ચલાવવા વા પ્રયોગ કરી જોવામાં ખર્ચવું. આ ખાતે રૂા. ૫૦૦ની મૂડી થાપણ તરીકે આવી મંડળીને આપી શકાય.

(૮) રૂ. ૫૦૦ स्वाश्रयी विद्यार्थी फंड: શારીરિક શ્રમ વેઠી વા નિર્વાહ માટે મહેનત કરી ભાઈ કેશવલાલ માફક વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને મદદ કરવી.

(૯) રૂ. ૫૦૦ हरिजन सहायक फंड: ભંગી સહકારી મંડળીને રૂા. ૨૪ અપાતા હતા તે ધોરણે ભંગી વા અન્ય હરિજનોના હિત માટે ખર્ચ કરવું.

(૧૦) રુ. ૫૦૦ विद्यादान प्रथा सहायक फंड : મારા તરફથી વિદ્યાદાન ખાતે હાલ રૂા. ૨૫ દર વર્ષે અપાય છે તે જ ધોરણે અને તે જ નામોએ ઊપજેલા વ્યાજના પ્રમાણમાં રકમ આપવી.

(૧૧) રુ. ૫૦૦ निःस्वार्थ सेवा कदर फंड : કોઈ બાઈ વા ભાઈએ આત્મભોગ આપીને ગામની વા વ્યક્તિની ખાસ નોંધ લેવા જેવી કંઈ નિઃસ્વાર્થ સેવા કરી હોય અને તેની જાહેર કદર કરવાની જરૂર હોય, તો રૂા. ૨૫ સુધીની મદદ મેળાવડો ભરીને જાહેર રીતે તેમને આપવી.

(૧૨) રુ. ૫૦૦ युवक प्रवृत्ति सहायक फंड : નાટચપ્રયોગો, મૅજિક લૅંટર્નના પ્રયોગો, વિજ્ઞાનના પ્રયોગો જેવાં યુવકોના સંઘબળનાં ગ્રામસેવાનાં કામો અને એક માસ સુધીના શિક્ષણ-વર્ગોની તાલીમ લેવાનાં કામોમાં મદદ આપવી.

(૧૩) રુ. ૫૦૦ गरीबोनुं हक्करक्षण फंड : ગરીબ વા નિરાધાર બાળકોના હિત માટે કાયદેસર દાદ માગવા માટે વા પછાત કોમોના હક્ક મેળવવાની લડત માટે ખર્ચવા.

વીસનગર — તમારો

તા. ૬-૪-'૩૩ — (સહી) **મોતીભાઈ ન. અમીન**

# ૭

## વસોમાં વિરાટ જાગ્યો

(તા. ૨૧-૧૦-'૩૭ સુધી)

વસિયતનામામાં સહી કરી મોતીભાઈએ જીવનમુક્તિનો આનંદ અનુભવ્યો અને એ આનંદ પરોપકારનાં વધુ ને વધુ કાર્યો કરી વ્યક્ત કરવા માંડ્યો.

આ દિવસોમાં દેશપરદેશમાં ઘણી નવાજૂની થઈ રહી હતી. આગલે વર્ષે વરસાદ થોડો પડવાથી ગુજરાતમાં અનાજ અને ઘાસ-પાણીની અછતનું સંકટ જાહેર થયું હતું. દેશમાં '૧૯૩૫ના કાયદા'થી નવું રાજ્યબંધારણ દાખલ થયું હતું. તે બંધારણ પ્રત્યે સર્વ વર્ગના નેતાઓને અસંતોષ હતો. છતાં તેનો જેટલો લાભ ઉઠાવાય તેટલો ઉઠાવી તેની નાલાયકી સાબિત કરવા માટે જ રાષ્ટ્રીય મહાસભાએ પોતાના પ્રતિનિધિઓને એ બંધારણ પ્રમાણે રચાયેલી ધારાસભાઓમાં મોકલ્યા હતા અને તેમણે પ્રધાનપદો સ્વીકાર્યાં હતાં. એ પ્રધાનપદેથી પ્રજાની સેવા કરવાના અવનવા પ્રયત્નો તેમણે ગતિમાન કર્યાં હતા. તેથી લોકોમાં અપૂર્વ જાગ્રતિ આવી હતી. અને દેશમાં આ વાતાવરણ હતું ત્યારે યુરોપમાં વિશ્વયુદ્ધ ફાટી નીકળવાનાં ચિહ્નો દેખાતાં હતાં. છાપાંને અને વાતડાહ્યા લોકોને જગતના ભાવિ વિષે કલ્પનાઓ કરવાની અને વર્તારા બહાર પાડવાની જોઈએ તેટલી સામગ્રી આ વાતાવરણમાંથી મળી રહેતી. હવે પ્રલય પાસે છે, ક્રાન્તિ હાથવેંતમાં છે, અને જગતમાં ભયંકર ઊથલપાથલ થવાની વકી છે — એવી વાતો સામાન્ય થઈ પડી હતી. ત્રણચાર વર્ષ ઉપર બિહારમાં અને કવેટામાં ધરતીકંપ થઈ ગયા હતા. અને વરસાદની ઋતુ દશ વર્ષથી અનિયમિત થઈ હતી. એ સર્વ સંજોગો લોકોની વાયરે ચાલતી વાતને ટેકો આપતા હતા. અને એ વાતોના વંટોળની વચ્ચે રહીને મોતીભાઈ

પોતાની જીવનભરની માન્યતાઓને જ વળગી રહી જનસેવાની પ્રવૃત્તિઓનો વંટોળ ચડાવ્યે રહ્યા હતા.

મોતીભાઈએ વસોમાં એક પછી એક એટલી બધી પ્રવૃત્તિઓ જન્માવવા માંડી હતી, અને કેળવણી મંડળ, બૅંક, પુસ્તકાલય, સુધરાઈ, વગેરે જાહેર સંસ્થાઓના વહીવટમાં એટલા અવનવા ફેરફારો કરવા માંડયા હતા કે કેટલાક લોકોને માટે એ અસહ્ય થઈ પડયા હતા. ફેરફારો શુભ હેતુથી થતા હતા. પરંતુ એટલા ઝડપથી થતા હતા કે તેની શુભ અસરો લોકોના ધ્યાનમાં આવવી મુશ્કેલ હતી. તેથી એના પ્રત્યે લોકો શંકાની અને અસંતોષની લાગણીથી જોવા લાગ્યા હતા. છતાં મોતીભાઈ તો કર્તવ્યની અજબ ધૂનથી પોતાનું કાર્ય કર્યે જતા હતા. એવામાં વસોમાં એક કટક ચડી આવ્યું. કોણ જાણે કયાંથી, બાવાઓની એક જમાત કેટલાક વખતથી કરમસદ અને ભાદરણમાં આવી પડી હતી. તે મુકામ ઉઠાવી વસોમાં આવી ચડી અને ગામના તળાવને કાંઠે તેણે પડાવ નાંખ્યો.

આવી જમાતો લશ્કરની માફક વ્યવસ્થિત રીતે ફરે છે. જ્યાં જાય ત્યાં હક્કથી દાણાપાણી માગે છે. ગામના મુખી મહાજન અને આગેવાનો પાસે જ તેઓ જાય છે, અને મોગલ-મરાઠા-યુગમાં જે દમદાટીથી લોકો પાસેથી ઘાસ-દાણા લેવાતા એવી જ દમદાટી તેઓ પોતાને જોઈતી ચીજો મેળવવા ચલાવે છે.

આ જમાતે એ જ રીતે કામ લીધું. અને ધર્મશ્રદ્ધા અને ભયના માર્યા લોકોએ તેને આશરો આપ્યો. દિવસ જતાં ત્યાં શ્રદ્ધાળુ લોકોની જમાવટ થઈ અને વરસાદની તંગી અને વિશ્વયુદ્ધની આફતો જગત ઉપર ન ઊતરે તે માટે ‘ મેઘશાંતિ ’ અને ‘ વિશ્વશાંતિ ’ નામના બે યજ્ઞ કરવાની તજવીજ થવા લાગી.

*

આ અરસામાં કેટલાક શ્રદ્ધાંધ લોકો એક બીજા બાવાને ગામમાં લાવેલા. તેને ખુદ કેળવણી મંડળના બોર્ડિંગ હાઉસમાં વિદ્યાર્થીઓ ભોજન માટે તેડી લાવતા અને હાઈસ્કૂલના શિક્ષકો પણ એનાથી આકર્ષાયા હતા. બાવાએ કૂવાનાં ખારાં પાણી મીઠાં કરી નાખવાના, આશીર્વાદથી રોગ મટાડવાના, પુત્રપ્રાપ્તિના, ગુમ થયેલાં માણસોની

ભાળ આપવાના, ઝઘડાનાં સમાધાન કરાવી આપવાના — એવા એવા ચમત્કાર કર્યાની વાતો ગામમાં ફેલાઈ હતી.

આ અગાઉ એવા ચમત્કાર કરનાર એક બાવાએ અને એક દાક્તરે ગામમાં કેટલાક સારા માણસોને ઠગેલા અને એ જ અરસામાં માતર તાલુકાના વણસર ગામમાં એક કુંભારને ત્યાં કૂવો ખોદતાં બેસ્વાદ પાણી નીકળેલું, તેને જાદુઈ પાણી માની હજારો લોકો એ પાણી લેવા ત્યાં ઊભરાઈ રહ્યાના સમાચાર આવી રહ્યા હતા. એ પાણી લાવનાર લોક વસોમાં થઈ જતા અને એના ચમત્કારનાં ઉત્સાહથી વખાણ કરતા તે બધું મોતીભાઈ જોતા અને સાંભળતા.

*

આ સંજોગોમાં વસોમાં યજ્ઞ થાય એ મોતીભાઈને લોકોના ગાંડપણની અવધિ લાગી. તેમણે બાવાઓનાં ધતિંગ વિષે 'ચરોતર'માં સમાચારો છાપ્યા અને લોકોને ચેતવણી આપી. યજ્ઞ કરી હજારો રૂપિયાનો ધુમાડો નહિ કરવા આગેવાનોને સમજાવ્યા. તે વિષે પત્રિકાઓ પ્રગટ કરી, આગેવાનોને ઘેર પહોંચાડી. થોડા જ વખત ઉપર 'ન જમાડાય! ન જમાય!' એ પત્રિકા છપાઈ હતી, અને ત્યાર પછી જુનવાણી નેતાઓને ન રુચે એવી અનેક પ્રવૃત્તિઓ થયે ગઈ હતી. એથી અસંતોષ વધતો ગયો હતો. એમાં આ પત્રિકાએ ચિનગારી મૂકી અને લોકોનો રોષ સળગી ઊઠ્યો. 'જેમાં ને તેમાં મોતીભાઈ સાહેબ!' તેમણે પત્રિકાઓ વાંચ્યા વિના જ ફાડી નાખી અને મોતીભાઈએ પત્રિકા કાઢી માટે જ યજ્ઞ કરવો, અને સરસ રીતે કરવો, એમ નક્કી કર્યું.

*

આ અરસામાં મોતીભાઈ ઘણાં વર્ષોની એક મહેચ્છા સંતોષવાની તજવીજ કરી રહ્યા હતા. તેમને પ્રવાસનો ઘણો શોખ હતો. સરકારી નોકરીને અંગે તેમ જ ખાનગી રીતે એ શોખ સારી પેઠે સંતોષાયો અને પોષાયો હતો. હિંદુસ્તાનમાં ઘણા પ્રદેશો તેમણે જોયા હતા. પણ કાશ્મીર જોવાનું બાકી હતું. તે માટે કેટલાંક વર્ષોથી તક મેળવવા મથતા હતા. તે તક આ વર્ષે ઊભી કરી હતી.

આ વર્ષે ભાણાભાઈ, જે કલકત્તામાં ફોટોગ્રાફીનો ઉદ્યોગ શીખતા હતા, તે પોતાનું કામ પૂરું કરી પાછા આવી ગયા હતા અને એ

જ કામ શીખવા માટે વિલાયત જવાનો તેમનો વિચાર હતો. તે માટે તૈયારી ચાલતી હતી. તે દરમ્યાન ઉનાળો આવ્યો એટલે ઉનાળાની રજાઓમાં ભાણુભાઈ અને મિત્રમંડળ સાથે મોતીભાઈએ કાશ્મીરના પ્રવાસે જવાની ગોઠવણ કરી હતી. આ માટે 'કાશ્મીર સ્પેશ્યલ ટ્રેન'ની જાહેર યોજના કરવામાં આવી હતી અને તેમાં ઘણાં માણસો જોડાયાં હતાં. તે સર્વની સાથે મોતીભાઈ તા. ૪–૫–'૩૭ને દિવસે કાશ્મીરની સફરે ઊપડ્યા.

*

કાશ્મીરથી પાછા આવી જોયું તો યજ્ઞને માટે મોટા પાયા ઉપર તૈયારી થઈ રહી હતી. વરસાદ આવતાં વાર થતી હતી, તેમ તેમ યજ્ઞની તૈયારીઓ ઊલટભેર વધતી જતી હતી. આ દુકાળના વખતમાં ગરીબ લોકોના પૈસાનો આમ ધુમાડો નહિ કરવા મોતીભાઈએ આગેવાનોને બહુ વીનવ્યા. યજ્ઞના શાસ્ત્રને જાણનાર શાસ્ત્રીઓના અભિપ્રાય મેળવી જાહેર કર્યા. પણ મોતીભાઈએ જેમ જેમ આવા પ્રયત્નો કર્યા તેમ તેમ યજ્ઞના હિમાયતીઓનો મમત વધતો ગયો. વસોના વડા તળાવને કાંઠે રામનાથ મહાદેવ નજીકના ચોગાનમાં ભવ્ય મંડપ બંધાયો અને તેમાં યજ્ઞની વેદીઓ રચાઈ. હોટેલો મંડાઈ, કથા-વાર્તાઓ અને ભજનમંડળીઓની રમઝટ જામી. ગામ પરગામનાં હજારો ધર્મઘેલાં સ્ત્રીપુરુષોનો મેળો ત્યાં ભરાવા લાગ્યો અને સાક્ષાત્ ઋષિકુળ ઊતર્યું હોય તેમ જમાતના બાવાઓની પૂજા થવા લાગી. દિવસો ઉપર દિવસો ગયા, વરસાદ આવ્યો નહિ. અને યજ્ઞની પૂર્ણાહુતિનો દિવસ નજીક આવ્યો તેમ તેમ ધર્મઘેલછાનાં પૂર ઉછાળા મારવા લાગ્યાં.

*

આ દરમ્યાન મોતીભાઈએ ભાણુભાઈને વિલાયત વળાવ્યા (તા.૧–૮–'૩૭) અને ગરીબ, અજ્ઞાન લોકોને ધર્મઘેલછામાં ભાન ભૂલી પૈસો વેડફી નાખતા અટકાવવા પોતે કરેલા પ્રયત્નોની નિષ્ફળતા સામે શાન્ત ચિત્તે જોયા કર્યું.

ટકોરખાનામાં તૂતીનો અવાજ કોણ સાંભળે? વિરાટ જાગે ત્યારે માનવી શું કરે?

યજ્ઞના હિમાયતીઓનો હરખ માતો નહોતો. તેમણે મોતીભાઈની પત્રિકાના ચૂરેચૂરા કરી નાખ્યા હતા. એમની વિનવણીઓને હસી કાઢી હતી. એમનો વિરોધ છતાં યજ્ઞની તૈયારીઓ કરી હતી. અને મોતીભાઈએ કલ્પ્યું નહિ હોય એટલી સરસ તે થઈ હતી. પણ મોતીભાઈને પોતાની શક્તિનો ખરો પરચો તેઓ હજી હવે બતાવવાના હતા. મોતીભાઈએ જ તેમને જાહેર કામોની જાહેરાત કરતાં શીખવ્યું હતું. એ જ રીતોનું અનુકરણ કરી યજ્ઞની પૂર્ણાહુતિના દિવસો અગાઉ યજ્ઞસમિતિએ પ્રભાતફેરીઓ કાઢવાનું શરૂ કર્યું. આ પ્રભાતફેરીઓ રાત્રે નવ વાગ્યા પછી નીકળતી! અને તે મોતીભાઈના ઘર આગળ જ થોભી મોતીભાઈને ધર્મઘેલછાના પાઠ ભણાવતી. કહે છે કે એ પ્રભાતફેરીઓ — એને નિશાફેરીઓ કહેવી જોઈએ — મોતીભાઈને ન રુચે એવાં ગીતો ગાતી, એમનું મન દુખાય એવાં સૂત્રો ઉચ્ચારતી અને જ્યારે દારૂગોળો ખૂટી પડતો ત્યારે મોતીભાઈના જ નામના બેડોળ ઉચ્ચાર કરી એમનું છડેચોક અપમાન કરતી.

*

જગતના સર્વ સુધારકોને થયેલો અનુભવ મોતીભાઈને પણ થયો, એ જાણી — સાંભળી મોતીભાઈના મિત્રો તુલસીદાસનો પેલો પ્રખ્યાત દોહરો સંભારવા લાગ્યા :

દાસ ગયો, તુલસી ગયો, ભયો તલસિયો નામ :
તુલસી તહાં ન જાઈએ, જહાં બાપકા ગામ!

ગામના યુવકોને આ નાદાની અસહ્ય લાગી, અને તે અટકાવવા તે અધીરા થવા લાગ્યા. પણ મોતીભાઈ સમતા ગુમાવ્યા વિના એ સર્વ પ્રત્યે નિઃસ્પૃહ બની પોતાનું કાર્ય કર્યે ગયા. લોકોમાં આવેલી આ જાગ્રતિને તેમણે પોતાના જીવનભરના પ્રયત્નોની એક વિપરીત સિદ્ધિ માની. અને ગરીબ અને અજ્ઞાન ગણાતા લોકો પોતાને રુચે તેવાં કામોમાં અદ્ભુત સંઘબળ, સંગઠન અને વ્યવસ્થાશક્તિ દાખવી શકે છે એનો પ્રત્યક્ષ પદાર્થપાઠ જોઈ એ શક્તિનો સદુપયોગ કરવાના જ વિચારો તે કરવા લાગ્યા.

*

યજ્ઞની પૂર્ણાહુતિ થઈ અને રૂઢિજડ જીવોનાં દિલમાં પોતે કંઈક કરી બતાવ્યાનો સંતોષ વ્યાપ્યો. પણ પૂર્ણાહુતિ પછી યજ્ઞની વેદીમાંથી ઘણો ધુમાડો અને રાખ ઊડયાં. એ વેદીઓની આજુબાજુ દુરાચારની અનેક વેદીઓ મંડાઈ હતી, તેની હકીકતો બહાર આવી. જમાતના બાવાઓએ કરેલા અનાચાર પ્રગટ થયા. અને છેવટે તેમનો મુકામ ઊઠવાનો થયો ત્યારે યજ્ઞના આચાર્ય અને તેમના અનુયાયીઓ — યજ્ઞસમિતિના સભ્યો — વચ્ચે ઝઘડો જાગ્યો. યજ્ઞનું ખર્ચ જતાં સારી રકમ બચત રહી હતી. તે ગરીબોના હિત માટે વાપરવાનો ગામલોકોનો વિચાર હતો. એ રકમ ઉપર ગામલોકનો કંઈ અધિકાર નથી એમ આચાર્યે કહ્યું! મોતીભાઈએ પત્રિકાઓમાં પ્રગટ કરેલા વિચારો સાચા પડ્યા!

# ૮

# પ્રયોગશાળાની વિશેષ પ્રવૃત્તિઓ

(તા. ૨-૪-’૩૮ સુધી)

યજ્ઞનું પ્રકરણ ચાલતું હતું તે અરસામાં મોતીભાઈને માટે એક કરુણ બનાવ બન્યો. તેમને ઘેર રહી, સ્વાશ્રયી જીવન ગાળી, બી. એ. સુધી ભણેલા અને પાછળથી તેમના જ મિત્રોની મદદથી એલએલ. બી. થઈ મામલતદારના હોદ્દા સુધી પહોંચેલા કહાનજીભાઈ ટૂંકી માંદગી ભોગવી અકાળે મરણ પામ્યા (તા. ૧૨-૯-’૩૭). મોતીભાઈએ ધૂળમાંથી બહાર આણેલું રત્ન ધૂળમાં ભળી ગયું. તે તરત જ ગણદેવી દોડી ગયા અને ત્યાંથી એકબે મિત્રોને લઈ કહાનજીભાઈને ઘેર પહોંચ્યા. ત્યાં જઈ કહાનજીભાઈની વિધવા પત્નીને આશ્વાસન આપ્યું અને આ આફતમાં તેમને મદદ થાય તે માટે તેમની સ્થિતિની તપાસ કરી ઘટતું કરવાની વ્યવસ્થા કરી. અને ઘેર આવી કહાનજીભાઈના જીવનની રૂપરેખા લખી કાઢી ‘ચરોતર’માં પ્રગટ કરી (તા. ૧૪-૧૦-૩૭). તેમાં કહાનજીભાઈના સ્વાશ્રયી વિદ્યાર્થીજીવનનો ઇતિહાસ આપ્યો અને એ અખતરાની સફળતાથી કેટલા બધા લાભ થયા હતા તે તારવી આપ્યું.*

*

આ પછી બેંકની સાધારણ સભા ભરાવાની હતી. તેમાં બેંકના નિયમોમાં કેટલાક અગત્યના સુધારા કરવાના હતા. આ સુધારા વિષે ‘વસો વિભાગ પત્રિકા’માં લેખો લખી લોકમત તૈયાર કર્યો હતો. પણ યજ્ઞના પ્રકરણે એ લોકમતને મોતીભાઈના સર્વ શુભ પ્રયત્નોની વિરુદ્ધ ઉશ્કેર્યો હતો. એટલે એ સુધારાનો કાર્યક્રમ પડતો મુકાયો.

આ દરમ્યાન મહિલા પુસ્તકાલયનું મકાન બંધાતું હતું. તે તૈયાર થઈ ગયું અને તે ખુલ્લું મૂકવાનો સમારંભ યોજાયો

* જુઓ ‘ચરોતર’, ઑક્ટોબર, ૧૯૩૭, પૃ. ૪૦૯.

(તા. ૨૬-૧૧-'૩૭). તે પ્રસંગે મોતીભાઈએ પુસ્તકાલયના મંત્રીઓ દ્વારા સ્ત્રીપ્રવૃત્તિના વિકાસની રૂપરેખા જાહેર કરી અને આજ સુધી અશક્ય માનેલા સ્ત્રીઉન્નતિના પ્રશ્નોના ઉકેલ આરંભ્યા.

*

આ દિવસોમાં દેશમાં નવું રાજ્યબંધારણ દાખલ થયું હતું, અને તેનું સંચાલન રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિઓના હાથમાં હતું, તેથી પ્રજામાં અપૂર્વ ઉત્સાહ વ્યાપ્યો હતો. મહાસભાવાદી પ્રધાનો લોકહિતની નવી નવી યોજનાઓ વિચારી રહ્યા હતા અને તે વિષે અનેક હકીકતો છાપામાં તથા ખાનગી વાતોમાં પ્રગટ થતી હતી. મોતીભાઈ તો એક વર્ષ પછી સંપૂર્ણ નિવૃત્તિ લેવાની તૈયારી કરતા હતા, પણ આ વાતાવરણ તેમનામાં નવીન પ્રેરણાઓ જગાવતું હતું. આજ સુધી અશક્ય લાગેલાં જનસેવાનાં કામો સ્વદેશી સરકારની મદદથી સહેજમાં સફળ થાય તેવા સંજોગો તેમને દેખાતા હતા અને નિવૃત્તિ લેવાનાં તેમનાં સ્વપ્નો આ પલટાયેલા સંજોગોનો લાભ લઈ વધુ પ્રવૃત્તિઓ જન્માવવાનાં સ્વપ્નોમાં પલટાતાં જતાં હતાં. જાણે યૌવન પાછું આવતું હોય તેમ તે અપૂર્વ ઉત્સાહથી મહાસભાવાદી સરકારની યોજનાઓનો અભ્યાસ કરવા લાગ્યા, ધારાસભાના સભ્યો, પ્રધાનો, નેતાઓ અને સમાજસેવકોને મળી માહિતી મેળવવા લાગ્યા, અને કાર્યકર્તાઓને એકઠા કરી પોતાને પ્રિય એવી કેળવણી, જ્ઞાનપ્રચાર અને ગરીબોના ઉદ્ધારની પ્રવૃત્તિઓને વેગ આપવા આતુર બન્યા.

*

પોતાને માટે તેમણે કાર્યનો નકશો તો દોરી રાખ્યો હતો જ. વસોની સાથે પેટલાદ તાલુકામાં પણ કામ ચાલતું હતું. તેને વેગ આપવાની ભૂમિકા રચાઈ ગઈ હતી. અને અનુકૂળ સ્થળે સંગીન કામ કરવાની યોજના તે વિચારી રહ્યા હતા. આ માટે માર્ચ માસમાં પેટલાદ તાલુકાનાં ૨૫ ગામોમાં એક અઠવાડિયાનો પ્રવાસ કરી લોકસ્થિતિનો જાતે અભ્યાસ કર્યો હતો. અને કેટલાંક ગામોમાં ગ્રામપંચાયતો, ફરજિયાત દંડ, સહકારી મંડળીઓ, વગેરે પ્રશ્નો છેડ્યા હતા. આ પછી વડોદરાના નાયબ દીવાન મે. રા. રા. મણિલાલ નાણાવટી વસોની મુલાકાતે આવ્યા. તેમને ગામની

પ્રવૃત્તિઓ બતાવી, સુધરાઈના કેટલાક પ્રશ્નોના નિકાલ તેમની મદદથી કરાવ્યા. અને નજીકના વસો તાબાના મનાતા રામપુર ગામની મુલાકાતે લઈ ગયા. ત્યાં ભંગીલોકોને પાણીનું દુઃખ હતું, તે માટે કૂવા કરાવવા તજવીજ ચાલતી હતી. તેમાંથી માલૂમ પડેલું કે એ ગામને ગ્રામપંચાયત નહિ હોવાથી સરકારી સવલતોનો લાભ મળતો નહોતો. આ હકીકત નાણાવટી સાહેબના લક્ષ ઉપર આણી અને તેને પરિણામે એ ગામને ગ્રામપંચાયત મળે તેવી વ્યવસ્થા થઈ અને ભંગીઓને કૂવો પણ મળ્યો.

આ જ દિવસોમાં વસોની નજીકના રામોલ ગામમાં સહકારી મંડળીનો ઝઘડો પતાવવાના પ્રયત્ન ચાલતા હતા. તે માટે એક દિવસ કેટલાક મિત્રોને લઈ ત્યાં જઈ ચડ્યા. ગામલોકને એકઠા કરી સમજાવી ઝઘડાનો અંત આણ્યો. મંડળીને મરતી બચાવી, અને ગામમાં ચાલી રહેલા ખેતીના અખતરાને તેમાંથી મદદ મળે તેવી વ્યવસ્થા કરી.

*

આ અરસામાં મહાસભાવાદી સરકારની યોજનાઓ બહાર પડી. તેનો લાભ ચરોતરના લોકોને મળે તે માટે પ્રયત્નો આરંભ્યા. અને સૌથી પ્રથમ હરિજનોનો પ્રશ્ન હાથમાં લીધો.

હરિજનોના પ્રશ્નને માટે વસોમાં અનેક રીતે પ્રાથમિક ભૂમિકા રચાઈ હતી. મોતીભાઈએ પોતે અસ્પૃશ્યતાના સિદ્ધાન્તને પોતાના આચારમાંથી તિલાંજલિ આપી હતી. અને 'ભંગી સહકારી મંડળી' દ્વારા ભંગીઓનું સંગઠન તથા તેમના સામાજિક રિવાજોના સુધારાના કેટલાક ઉકેલ કર્યા હતા. આ મંડળી ૧૯૨૭ માં રેલસંકટ વખતે ભંગીઓને રાહત આપવા કાઢી હતી. તે હેતુ સારી રીતે પાર પડ્યો હતો. તેને પરિણામે મંડળના ઘણા સભ્યો દેવામાંથી મુક્ત થઈ ગયા હતા, અને તેમને નામે કંઈ કંઈ રકમો જમા થઈ હતી.

આ પછી 'સુધરાઈ સહાયક મંડળ' સ્થપાતાં એ મંડળના પ્રયત્નથી વસોની સુધરાઈના ભંગી નોકરોને માટે ઝાડુ ટોપલા, પગાર, રજાઓ, વગેરે બાબતમાં ચોક્કસ નિયમો કરાવી તેના લાભ આપવાની પ્રથા શરૂ કરાવી હતી. આ સાથે લગ્ન-મરણ પ્રસંગે થતા ખર્ચાળ જમણવારો ઉપર અંકુશ મૂકવાના, બીડી – ચા – દારૂનાં

વ્યસનો ઓછાં કરવાના, રાત્રશાળા મારફતે અક્ષરજ્ઞાન આપવાના, ભજનમંડળીઓ જમાવવાના — એવા એવા પ્રયત્નો થયા હતા. અને ૧૯૩૬ના વર્ષમાં ગામના વૈષ્ણવ સંપ્રદાયનું મુખ્ય ધામ ગણાતી હવેલી બળી ગઈ તે પ્રસંગે ગામલોકોએ નાતજાતના અને ધર્મના ભેદ ભૂલી આગ હોલવવા જે પ્રયત્નો કર્યા હતા તેની ખુશાલીમાં, સાર્વજાનિક સંસ્થાઓ અને મકાનોમાં હરિજનોને યોગ્ય છૂટછાટ મળવી જોઈએ એવો ગામની સભામાં ઠરાવ કરાવ્યો હતો.

આ ઉપરાંત રૂણના શેનવા લોકોની મંડળી, તથા અવારનવાર પેટલાદ-તાલુકાનાં ગામોમાં હરિજન કોમને મદદ આપવાના થયેલા ખાસ પ્રયત્નોને લીધે આ પ્રવૃત્તિને મોટા પાયા ઉપર મૂર્ત સ્વરૂપ આપવાની તૈયારી થઈ હતી. તેને કૉંગ્રેસ સરકાર સ્થપાતાં ઉત્તેજન મળ્યું અને નવીન સરકારની યોજનાઓનો હરિજનો લાભ લે તે માટે પ્રચારકાર્ય કરવા ધારાસભાના હરિજન સભ્ય શ્રી. વાઘેલા ખેડા જિલ્લાનો પ્રવાસ કરી રહ્યા હતા તે તકનો લાભ લઈ મોતીભાઈએ વસોમાં ચરોતર પ્રદેશના ભંગીઓનું એક સંમેલન ભર્યું. આ વખતે ચરોતરના હરિજનોના હિતના પ્રશ્નો વિષે સરકાર સાથે વાટાઘાટ થઈ શકે તે માટે 'ચરોતર હરિજન પ્રતિનિધિ મંડળ'ની સ્થાપના થઈ, અને તે સાથે તે કોમના સામાજિક અને આર્થિક પ્રશ્નોના ઉકેલ માટે, 'ચરોતર ઋષિમંડળ'ની સ્થાપના કરવામાં આવી (તા. ૮-૧૨-'૩૭).

*

આ અરસામાં જ વસોની બૅંકમાં ખેડૂતો તથા વણકરોના હિત માટે ખર્ચ કરવા નાણાંની જોગવાઈ કરવામાં આવી હતી, અને 'વસો કેળવણી મંડળ'ના બાગમાં બાગાયતની શરૂઆત થઈ હતી. એ દિશામાં એક ડગલું આગળ ભરવા ખેતીના નિષ્ણાતોને વસોમાં બોલાવી વસોના ખેડૂતો સાથે વાર્તાલાપના પ્રસંગો યોજવા માંડ્યા. 'વસો કેળવણી મંડળ'ની નજીક એક ખેતર રાખી ત્યાં ખેતીના અખતરા અજમાવવાનું ઠરાવ્યું, અને વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતા તરફથી મળતી સવલતોનો લાભ મેળવવાના પ્રયત્નો શરૂ કર્યા. તે માટે તા. ૩૧-૧૨-'૩૭ ને રોજ ખેતીવાડી ખાતાના ઉપરી ઍલન સાહેબને વસોમાં બોલાવી તેમની સલાહ પ્રમાણે

વસોમાં તથા તાલુકાનાં બીજાં ગામોમાં ખેડૂતોના પ્રશ્નો છેડવાનું વિચાર્યું.

આ રીતે ૧૯૩૭નું વર્ષ પૂરું થયું.

*

૧૯૩૮ના વર્ષની શરૂઆતમાં મોતીભાઈને માટે એક નવો કાર્યપ્રદેશ ખૂલ્યો.

આ વર્ષે માર્ચ માસમાં સુરત જિલ્લામાં હરિપુરા ગામે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું વાર્ષિક અધિવેશન ભરાવાનું હતું. તેની તડામાર તૈયારીઓ ચાલતી હતી. મહાસભાએ સરકારી તંત્રનું સુકાન પોતાના હાથમાં લીધું હતું, તેથી આ અધિવેશન પ્રત્યે લોકોમાં અપૂર્વ ઉત્સાહ ઊભરાતો હતો. એની સ્વાગત સમિતિના પ્રમુખ વસોના રાજવી ફકીર, મોતીભાઈના શિષ્ય, 'દરબાર સાહેબ' હતા, અને આખા અધિવેશનના સૂત્રધાર ચરોતરના સપૂત સરદાર વલ્લભભાઈ હતા. ગુજરાતને આંગણે આખો દેશ મહેમાન અને એ મહેમાનીનું નેતૃત્વ ચરોતર અને વસોના વતનીઓને હાથ – એ હકીકતો મોતીભાઈને અલૌકિક આનંદ આપતી હતી. એ નેતૃત્વને સફળ કરવા પોતાનાથી બને તે કરવાના તેમણે પ્રયત્નો આરંભ્યા.

આ પ્રસંગે સૌથી મહત્ત્વનું કામ ચાર વર્ષ ઉપર સ્થપાયેલી ગુજરાત પુસ્તકાલય પરિષદને ઢંઢોળવાનું તેમણે કર્યું. એ પરિષદ અમદાવાદમાં સ્થપાઈ હતી, અને તેનું બીજું અધિવેશન આણંદમાં ભરવાનું આમંત્રણ મોતીભાઈએ આપ્યું હતું. તે માટે ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ વેગભેર ચલાવી હતી. પણ પરિષદ બોલાવવા કોઈ પ્રયત્ન કરતું નહોતું. તે પ્રયત્ન મોતીભાઈએ આ તકે શરૂ કર્યો.

સૌથી પ્રથમ આ વિષય ઉપર લેખો લખવા માંડ્યા. ચરોતર પ્રદેશનાં ગામોમાં બાકી રહેલાં સ્થળોએ વાચનાલયો નીકળે તે માટે સબળ પ્રયત્નો કરવા યુવકોને હાકલ કરી, અને સરકાર મારફતે ગામડાંમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કેવી રીતે થઈ શકે તે બતાવવા હરિપુરા અધિવેશનના પ્રદર્શન વિભાગમાં પુસ્તકાલય પ્રદર્શન ભરવાની તૈયારી કરી. આ માટે પુસ્તકાલયોના વિવિધ પ્રકારના નમૂના, નકશા, આંકડા, પુસ્તકો, વગેરે સામગ્રી તૈયાર કરાવી.

અધિવેશનનો દિવસ નજીક આવતાં એક અઠવાડિયા અગાઉ પોતે મિત્રો સાથે ત્યાં પહોંચી ગયા. વસો તથા આણંદની પોતાની સંસ્થાઓમાંથી વિદ્યાર્થીઓ અને શિક્ષકોને સ્વયંસેવકો તરીકે મોટી સંખ્યામાં મોકલ્યા. અને ગામના કારીગરો, ખેડૂતો તથા યુવકોને ખાસ મદદ આપી આ અપૂર્વ પ્રસંગે દેશસેવાનાં પ્રત્યક્ષ દર્શન કરવા હરિપુરા મોકલવાની ગોઠવણ કરી (તા. ૧૯–૨–'૩૮).

*

આ વખતે હરિપુરાની સ્વાગત સમિતિમાં એક નાનો સરખો વિખવાદ જાગ્યો. તેથી ગુજરાતને આંગણે ભરાનાર દેશસેવાના અપૂર્વ સંમેલનને કંઈક ઝાંખપ લાગે તેવા સંજોગો દેખાયા. એની હકીકતો જાણી મોતીભાઈ ચિંતાતુર બની ગયા, અને એ વિખવાદ આગળ વધે નહિ તે માટે તેમણે પ્રયત્નો આરંભ્યા. બંને પક્ષના માણસોને મળી હકીકત જાણી લીધી. નેતાઓને મળ્યા. અને સમાધાન કરાવવા પોતાને ઘેર વસોમાં જ લાગતાવળગતાની એક ખાનગી સભા બોલાવી. સભામાં સમાધાન થયું. તેનું જોઈએ તેવું પરિણામ પાછળથી ન દેખાયું, પણ એ વિખવાદ આગળ વધતો અટકી ગયો અને મહાસભાના હરિપુરાના અધિવેશનને શુભ પ્રસંગે ગુજરાતની ખાનદાનીમાં ખામી આવતી અટકી ગઈ.

*

હરિપુરા જઈ આવ્યા પછી વસોમાં એક મહત્ત્વનો પ્રશ્ન છેડ્યો. મહિલા પુસ્તકાલયનું મકાન ખુલ્લું મુકાયા પછી કન્યા-કેળવણીના પ્રશ્નોના ઉકેલ માટે તેમણે પ્રયત્નો આરંભ્યા હતા. તેમાં સૌથી વિકટ પ્રશ્ન કન્યાશાળા માટે મકાન મેળવવાનો હતો. એ માટે ગામલોક મદદ ઊભી કરે તો જ સરકાર મદદ આપે તેમ હતું. અને ગામમાંથી કોઈ નાણાં આપે તેમ દેખાતું નહોતું. એટલે મોતીભાઈએ એક નવીન અખતરો અજમાવ્યો.

પોતે બેંકના પ્રમુખ હતા, અને તેની સ્થિતિથી સારી રીતે વાકેફ હતા. બેંક બધી રીતે સધ્ધર હતી, અને તેના 'રિઝર્વ ફંડ'માં સારી રકમ એકઠી થઈ હતી. એટલે એ રકમમાંથી રૂ. ૭,૫૦૦) ગામની કન્યાશાળાના મકાન માટે ગામમદદ તરીકે આપવા એવો વિચાર તેમણે ડિરેક્ટરો આગળ રજૂ કર્યો.

આ એક અપૂર્વ વિચાર હતો. બૅંકના નિયમોમાં 'રિઝર્વ ફંડ' આ રીતે વાપરવાને અવકાશ દેખાતો નહોતો અને રાજ્યમાં બીજે કોઈ સ્થળે એમ બન્યાનો દાખલો નહોતો. એટલે આ દરખાસ્તથી ડિરેક્ટરો ચમક્યા. તેમણે નિયમનો બાધ બતાવ્યો; આ રીતે નાણાં આપી દેવામાં આવે તો 'રિઝર્વ ફંડ' નામનું જ થઈ જાય અને બૅંકની સધ્ધરતા ઘટી જાય, વગેરે વાંધા રજૂ કર્યા.

પણ મોતીભાઈને તો સર્વ વાંધાનો ખ્યાલ હતો. તેના રદિયા આપવા તેમણે આ આખા પ્રશ્નનો બારીક અભ્યાસ કર્યો હતો. કાયદામાં એને સ્થાન નહોતું એમ દેખાતું હતું, પણ તેમણે તો કાયદાનો આધાર શોધીને જ આ પ્રશ્ન છેડ્યો હતો. એટલે આ રીતે ગામહિતના એક મહાન પ્રશ્ન — એટલે અતિ ઉપયોગી ધર્માદા કામ — માં બૅંકની કમાણીનો ઉપયોગ થાય એ બૅંકની શોભા અને ગૌરવનો વિષય છે, અને બૅંકની સ્થિતિ જોતાં એની સધ્ધરતા એથી ઘટશે નહિ — એવી જાતના, બૅંકના પ્રતિષ્ઠિત સભાસદો તથા આ વિષયના નિષ્ણાત ગામ પરગામના ગૃહસ્થોના અભિપ્રાય મેળવ્યા અને પ્રગટ કર્યા. છતાં વિરોધ તો કાયમ રહ્યો. મોતીભાઈએ ડિરેક્ટરો પાસે પોતાની દરખાસ્ત કબૂલ કરાવી, પણ જ્યારે તે સાધારણ સભા સમક્ષ મંજૂરી માટે આવી ત્યારે વાતાવરણ તંગ બન્યું. આ સભામાં અગાઉ નહિ જોવામાં આવેલી એવી સભાસદોની હાજરી જમા થઈ. ગામમાંથી તેમ જ પરગામથી સભાસદો આવ્યા. તંગ વાતાવરણ વચ્ચે મોતીભાઈએ સભાનું કામ શરૂ કર્યું. રજૂ થનાર ઠરાવનો અર્થ, તેનું મહત્ત્વ, વગેરે વિસ્તારથી સમજાવ્યું. અને એ બધું લક્ષમાં રાખી સભાસદોએ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી મત આપવો એમ કહ્યું. એક ડિરેક્ટરે પછી ઠરાવ રજૂ કર્યો. તેનો વિરોધ થયો. તેને બદલે તદ્દન ઊલટા ઠરાવો પણ મુકાયા. તે કાનૂન બહાર ઠરાવવામાં આવ્યા. પછી સુધારા પણ મુકાયા. એક સુધારો એવો આવ્યો કે રૂ. ૭,૫૦૦) ને બદલે રૂ. ૧૦,૦૦૦) મંજૂર કરવા. મત લેવાતાં રૂ. ૧૦,૦૦૦)વાળો સુધારો સર્વાનુમતે મંજૂર થયો — સભામાં જયજયકાર થયો! (તા. ૨૦–૩–'૩૮).

*

આ સભાનો હેવાલ તથા પસાર થયેલો ઠરાવ સહકારી અધિકારીને મોકલાયા અને તે મંજૂર કરવા અરજી કરવામાં આવી. તે અરજી સાથે મોકલેલું સર્વ લખાણ લોકોની જાણ સારુ, 'વિભાગ પત્રિકા'માં પ્રગટ કર્યું; અને તે સાથે જ કન્યાશાળાની મોટી ઉમ્મરની કન્યાઓ માટે સ્વતંત્ર કન્યાવિદ્યાલય શરૂ કરવાની તૈયારી આરંભી. તેની યોજના લખી પ્રગટ કરી, અને વાર્ષિક પરીક્ષાઓ પૂરી થતાં તા. ૨–૪–'૩૮ થી 'વસો કેળવણી મંડળ' તરફથી કન્યાવિદ્યાલયના બે વર્ગો શરૂ પણ કરવામાં આવ્યા.

આ પછી એક અઠવાડિયે એક બીજો મહાન પ્રશ્ન અજમાવાયો. વસોમાં વિદ્યાદાનના પવિત્ર દિવસની યોજના સતત તેવીસ વર્ષથી ચાલતી હતી, અને તેનું અનુકરણ ઘણાં ગામોમાં થયું હતું. એ વિદ્યાદાનનો દિવસ ચરોતર પ્રદેશમાં ઊજવવાની મોતીભાઈની ઉમેદ હતી. તેનો અખતરો પેટલાદ તાલુકામાં કરવા તેમણે કેટલાક માસથી વિચાર સેવ્યો હતો અને તેની જાહેરાત પણ કરી હતી. પણ તે માટે પેટલાદ તાલુકામાં સંજોગો અનુકૂળ નહોતા. એટલે આણંદ તાલુકામાં એ અખતરો અજમાવ્યો. તે માટે તાલુકાના શિક્ષકો અને કાર્યકર્તાઓની એક સભા ભરી, યોજના, તેનો ઉદ્દેશ અને કાર્યપદ્ધતિની સમજણ પાડી. તાલુકાનાં ગામોનાં જૂથ પાડી દરેક જૂથનું કામ કરવા સ્વયંસેવકોની યાદી બનાવી. યોજનાની જાહેરાત કરવા પત્રિકાઓ અને દીવાલપત્રો તૈયાર કરાવી ગામેગામ પહોંચાડ્યાં. અને તા. ૧૦–૪–'૩૮ને દિવસે યોજના પ્રમાણે આખા તાલુકામાં સ્વયંસેવકો વિદ્યાદાન ઉઘરાવવા નીકળી પડ્યા. એક જ દિવસમાં લગભગ ત્રણ હજાર રૂપિયા એકઠા થયા. તે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' મારફતે તે તે ગામમાં જ ખર્ચવાની વ્યવસ્થા કરી. પ્રયોગ સફળ થયો. અને આવતે વર્ષે આખા ચરોતર પ્રદેશમાં તે અજમાવવાનો મોતીભાઈએ સંકલ્પ કર્યો.

## ૯

# ગિજુભાઈનો શિક્ષણવર્ગ અને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓ

(તા. ૧૮–૧૦–'૩૮ સુધી)

આણંદ તાલુકામાં વિદ્યાદાનના પવિત્ર દિવસની યોજનાનો પ્રયોગ પૂરો થયા પછી મોતીભાઈએ એક બીજો મહાન પ્રયોગ આદર્યો.

થોડાક માસ ઉપર ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવનના આજીવન સેવક, બાળપૂજાના ઝંડાધારી, શ્રી. ગિજુભાઈ પોતાની સેવાની મુદત પૂરી થતાં નિવૃત્ત થઈ બાળકેળવણીના પ્રશ્નોનો અભ્યાસ કરવા ગુજરાતને પ્રવાસે નીકળ્યા હતા, ત્યારે તે વસો આવી ગયા હતા. તે વખતે તેમની સાથે તેમના ભાવિ કાર્યક્રમની વાતો થયેલી. તે ઉપરથી તેમની સેવાઓનો લાભ ગુજરાતને કેવી રીતે આપી શકાય તે બાબત મોતીભાઈએ કેટલીક યોજનાઓ વિચારેલી. તેમાંથી એકનો અખતરો કરવા તેમણે ગિજુભાઈને સૂચના કરી અને તેને પરિણામે ૧૯૩૮ના મે માસમાં વસોમાં શિક્ષકોને માટે એક શિક્ષણવર્ગ ચલાવવાનું ઠર્યું.

આ શિક્ષણવર્ગ એક પ્રયોગ હતો અને તેની સફળતા-નિષ્ફળતા ઉપર કેટલાક પ્રશ્નોનો આધાર હતો. તેથી એને સફળ કરવા મોતીભાઈએ પોતાનાં બધાં સાધનો અને શક્તિઓ કામે લગાડ્યાં. ગિજુભાઈના વિચારો અને જરૂરિયાતો જાણી લઈ તે પ્રમાણે વસોમાં બધી સગવડો ઊભી કરી. શિક્ષકો આ અલભ્ય તકનો લાભ લે તે માટે પ્રચારકાર્ય કર્યું. વર્ગનો લાભ ગુજરાતના શિક્ષકોને મફત મળે, માત્ર ભોજનખર્ચ જ આપવું પડે, તેવી યોજના કરી. પેટલાદ તાલુકાના શિક્ષકો આ યોજનાનો પૂરતો લાભ ઉઠાવે તે માટે તેમને વર્ગમાં હાજર રહેવા માટે ચડતા પગારે સરકાર



ગિજુભાઈનો શિક્ષણવર્ગ · વસો (મે ૧૯૩૮)

૨ પ્રિન્ટરી · અમદાવાદ

તરફથી રજા મળે અને ખર્ચમાં ખાસ રાહત મળે તેવી સગવડો કરાવી. ગિજુભાઈનો લોકોને પરિચય થાય તે માટે તેમનાં પુસ્તકોમાંથી કેટલાક મનનીય વિચારો વીણી પત્રિકારૂપે પ્રગટ કર્યા, અને તેમનાં પુસ્તકો કિફાયત ભાવે વેચવાની ગોઠવણ કરી. ઝીણામાં ઝીણી વિગતમાં ઊતરી એક માસના શિક્ષણવર્ગ માટે ભરચક અભ્યાસક્રમ યોજ્યો અને એ સર્વ તૈયારી સાથે તા.. ૬–૫–'૩૮ને દિવસે વસોમાં અપૂર્વ અને અદ્ભુત જ્ઞાનયજ્ઞ મંડાયો.

અપૂર્વ અને અદ્ભુત? હા, અપૂર્વ અને અદ્ભુત. એ વર્ગમાં ૧૦૦ વિદ્યાર્થીઓ લેવાની યોજના હતી. પણ માગણીઓ એટલી બધી આવી કે ૧૦૦ ને બદલે ૧૩૨ ને દાખલ કરવા પડ્યા અને છતાં ઘણાને નિરાશ થવું પડ્યું. શિક્ષકો પેટલાદ-ભાદરણ મહાલમાંથી, ખેડા જિલ્લામાંથી, ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાંથી આવ્યા. પુરુષો આવ્યા અને સ્ત્રીઓ પણ આવી. એ સર્વની સરભરા કરવા 'વસો કેળવણી મંડળ' અને વસો ગામે પોતાનાં ઉત્તમ સાધનો કામે લગાડ્યાં. એની વ્યવસ્થામાં ગામ પરગામનાં ૨૨ ચુનંદાં સ્ત્રીપુરુષોએ ઉનાળાની સખત ગરમીમાં સખત સેવા આપી. ૩૦ દિવસના એ શિક્ષણવર્ગમાં ગુજરાતના શિક્ષણપ્રેમી વિદ્વાનોએ ૨૭ વ્યાખ્યાનો આપી જ્ઞાનનો સતત વરસાદ વરસાવ્યો. લગભગ એટલાં જ બીજાં વ્યાખ્યાનો વર્ગના આચાર્ય શ્રી. ગિજુભાઈએ આપ્યાં. એ ઉપરાંત શિક્ષકોને શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન મળે, તાલીમ અને અનુભવ મળે, તેમની ખામીઓ અને ઊણપો દૂર થાય, શિક્ષકધર્મ બજાવવાની વિવિધ પ્રેરણાઓ મળે, જ્ઞાન, ગમ્મત અને આનંદ મળે, તે માટે અનેક પ્રવૃત્તિઓ અને પ્રસંગો યોજાયાં. એમાં પ્રવાસો હતા. નાટકો હતાં, રમતો અને કવાયતો હતી; હસ્તલિખિત દૈનિક અને અઠવાડિક પત્રો નીકળતાં હતાં; પ્રાર્થના, વ્યાખ્યાનો અને ચર્ચાઓ હતાં; સંગીત અને ગરબાની મિજલસો હતી; વાચનાલય અને પુસ્તકાલયો હતાં; નકશા, વિજ્ઞાનના પ્રયોગો, વનભોજનો, પ્રદર્શનો, અક્ષરજ્ઞાનની યોજનાઓ, અને સ્વાધ્યાયના કાર્યક્રમો પણ હતા. ટૂંકામાં, શિક્ષક અને શિક્ષણને ઉપયોગી જે કંઈ શક્ય હતું તે બધું એ વર્ગને અંગે ખડું કરવામાં આવ્યું હતું.

*

આ વર્ગની વ્યવસ્થા ગામના યુવકો અને કેળવણી મંડળના શિક્ષકોને સોંપી મોતીભાઈનો વિચાર કોઈ સ્થળે આરામ લેવા જવાનો હતો. પણ જેમ જેમ એને માટે તૈયારીઓ થતી ગઈ તેમ તેમ તેમને એમાં ઓર રસ પડવા લાગ્યો અને એ રસમાં આરામનો વિચાર ઓગળી ગયો. તેમણે શરૂઆતથી ઠેઠ સુધી તેના એકેએક કાર્યક્રમમાં ગિજુભાઈની સાથે રહી, ઝીણામાં ઝીણી વિગતમાં રસ લઈ, આખા કામને સર્વાંગસુંદર બનાવવા રાતદિવસ કાળજીભર્યા પ્રયત્ન કર્યા અને વર્ગની સફળતા જોઈ ખૂબ આનંદ અને સંતોષ અનુભવ્યો.

આ શિક્ષણવર્ગ મોતીભાઈએ જીવનભર કરેલા શિક્ષકહિતના પ્રયત્નોનો જ એક ભાગ હતો. એ પ્રસંગે તેમણે શિક્ષક અને શિક્ષણના આદર્શો વિષે પોતાના વિચારો પ્રગટ કરવાની અને પોતે જીવનભર કરેલા પ્રયત્નોનાં અનુભવસિદ્ધ પરિણામોનો વારસો શિક્ષકોને સોંપવાની તકો મેળવી અને તેનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. લગભગ પંદર વ્યાખ્યાનો આપ્યાં, શિક્ષકોના વિવિધ કાર્યક્રમોમાં એક દ્રષ્ટા તરીકે હાજર રહ્યા અને જાહેરમાં તેમ જ ખાનગીમાં અનેક સૂચનાઓ અને પ્રેરણાઓ આપી. એટલેથી નહિ અટકતાં, પોતે 'પેટલાદ મહાલ કેળવણી મંડળ' દ્વારા આરંભેલા પ્રયત્નોને વધુ ચેતનવંતા બનાવવા આ વર્ગને અંગે 'પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદ', 'પેટલાદ મહાલ શિક્ષક પરિષદ', 'બાલ સાહિત્ય સંમેલન' અને 'શિક્ષણ સંઘ સંમેલન' ભર્યાં. એ પરિષદો અને સંમેલનોમાં શિક્ષકોને પોતાના પવિત્ર કાર્યનું મહત્ત્વ સમજાવ્યું, અને તેમના હિતના પ્રશ્નો ઉકેલવા સંગઠિત પ્રયત્નો કરવાની યોજનાઓ રજૂ કરી.

*

ગિજુભાઈનો શિક્ષણવર્ગ પૂરો થયા પછી મોતીભાઈએ એક બાજુ શિક્ષકહિતના પોતાના પ્રયત્નો ઉત્સાહથી વધારી દીધા અને બીજી બાજુ પેટલાદ તાલુકામાં ગ્રામોદ્ધારના કેટલાક અખતરા શરૂ કર્યા. તે માટે વસો નજીકનું ભડકદ ગામ પ્રથમ પસંદ કર્યું. એ ગામ ઉપર તેમની લાગવગ સારી હતી અને ગરીબાઈ, અજ્ઞાન, કુસંપ, દેવાદારી, આળસ, વગેરે ગામડાના દુર્ગુણોના નમૂના ત્યાં સારા પ્રમાણમાં હતા. એટલે ત્યાં પ્રયોગ સફળ કરવામાં સુગમતા

થશે એમ માનેલું. આ માટે એક ગ્રામસેવકની પસંદગી કરી તેને ગિજુભાઈના શિક્ષણવર્ગમાં તાલીમ લેવાની પણ તક આપી હતી; એટલે શિક્ષણવર્ગ પૂરો થતાં તેની પાસે કામ શરૂ કરાવ્યું.

શાળા, પુસ્તકાલય, ઔષધાલય, સહકારી મંડળીઓ, સમાજ-સુધારો, કુસંપનિવારણ, અને ઉદ્યોગો — એ વિષયોની ખિલવણી કરવાથી ગામડાંમાં નવજીવન પ્રગટાવી શકાય એમ મોતીભાઈ જીવનભરના અનુભવથી માનતા હતા અને એ જ વિષયોને લગતી પ્રવૃત્તિઓ તે ગામડામાં અજમાવતા હતા. ભડકદમાં પણ એ જ દિશામાં કામ આરંભ્યું. એમાં સફળતા મળ્યે નજીકનાં બીજાં ગામોમાં એ કાર્યનો વિસ્તાર કરવો એવી તેમની યોજના હતી અને તે માટે છૂટાછવાયા પ્રયત્નો દ્વારા ભૂમિકા રચાતી હતી.

*

આ દરમ્યાન બ્રિટિશ રાજ્યમાં સ્થપાયેલી મહાસભાવાદી સરકારની યોજનાઓ રોજ રોજ બહાર પડ્યે જતી હતી. તેનો લાભ લેવા મહારાષ્ટ્રમાં દોડાદોડી થઈ રહી હતી, ત્યારે ખેડા જિલ્લામાં તે બાબત વાતાવરણ શાંત હતું. એ જોઈ મોતીભાઈ અસ્વસ્થ બનતા હતા. અને અનેક કામોનો બોજો હોવા છતાં અને તબિયત બગડવાનો ડર હોવા છતાં, આ નિષ્ક્રિય વાતાવરણમાં સેવાનાં આંદોલનો જગવવા તે અધીરા બનતા હતા. વિદ્યાદાનની યોજનાના પ્રયોગથી ગામડાંમાં કામ કરવા વિષે શ્રદ્ધા જન્મી હતી અને ‘ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ ’ દ્વારા કંઈક ભૂમિકા પણ રચાઈ હતી. તેથી જો સરકારની યોજનાઓનો લાભ લેવા ચરોતરના યુવકો અને કાર્યકર્તાઓનું સંગઠન કરવામાં આવે તો ઘણી પ્રગતિ થઈ શકે એમ હતું. આ હેતુથી ભડકદની માફક વસો નજીકના બ્રિટિશ હદના શિહોલડી ગામમાં એક શાળા ચલાવવાની તજવીજ કરી ( તા. ૭–૭–'૩૮ ). ખેડા જિલ્લાના મહાસભાવાદી કાર્યકર્તાઓને મળી શું થઈ શકે તેની ચર્ચાઓ કરવા માંડી. ગામેગામ શાળાઓ અને વાચનાલયો સ્થાપી શકાય તે માટે સરકારી યોજનાઓનો લાભ લેવા, નાનાં નાનાં મંડળો સ્થાપી કામ ઉપાડવા ‘ ચરોતર ’માં લેખો લખી યુવાનોને હાકલ કરી (તા. ૭-૯-'૩૮). અને ગયે વર્ષે સ્થપાયેલા ‘ ચરોતર ઋષિ મંડળ ’ની પ્રગતિ સાધવા

પેટલાદ તાલુકાના ભંગીઓની સ્થિતિ સુધારવાની એક યોજના પ્રગટ કરી ( તા. ૮–૧૦–'૩૮ ).

*

આ અરસામાં પેટલાદ તાલુકાના કાર્યકર્તાઓએ તાલુકાની ગ્રામપંચાયતોની એક સભા ભરી ( ૨૧–૮–'૩૮ ) તેમાં તાલુકામાં ગ્રામસફાઈનો અખતરો અજમાવવાનું ઠર્યું. તે માટે તાલુકાનાં ગામોનાં ચાર જૂથ પાડવામાં આવ્યાં અને દરેક જૂથમાં આ કામની વ્યવસ્થા કરવા કાર્યકર્તાઓની નિમણુક કરવામાં આવી. એ પૈકી એક જૂથની જવાબદારી મોતીભાઈને ભાગે આવી. તે ગામોમાં તેમણે મુસાફરી કરી ( તા. ૧૨ થી ૧૮–૯–'૩૮ ) અને પોતે જે જોયું તેનું વિગતવાર વર્ણન 'ચરોતર'માં પ્રસિદ્ધ કર્યું ( તા. ૨૪–૧૦–'૩૮ ).

*

આ કાર્યક્રમ વસોમાં પણ રખાયો ( તા. ૧૮ થી ૨૧–૧૦–'૩૮ ). તેની સર્વ વ્યવસ્થા ગામની સુધરાઈએ કરી. ગામના ઇતિહાસમાં પહેલી વાર સુધરાઈના ઉપાધ્યક્ષ, સભ્યો, વિદ્યાર્થીઓ, યુવકો, અને બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ ભંગીઓના ટોપલા, સાવરણા અને પાવડા લઈ ગ્રામસફાઈનું અપવિત્ર ગણાતું કામ કરવા તનતોડ મહેનત કરી અને એ હલકા ગણાતા કામને ગૌરવ અર્પ્યું.

# ૧૦

## બે યાદગાર સભાઓ

(તા. ૧૬, ૧૭-૧૦-'૩૮)

વસોમાં ગ્રામસફાઈનું અપૂર્વ સત્ર ઊજવાયું તેને આગલે દિવસે મોતીભાઈના જીવનમાં એક અપૂર્વ પ્રસંગ બની ગયો. તે દિવસે વસો સહકારી બેંકની વાર્ષિક સાધારણ સભા હતી. તેમાં નિયમોની દુરસ્તી તથા નવા વર્ષના હોદ્દેદારોની ચૂંટણી થવાની હતી. ચૂંટણીમાં બે મહત્ત્વના પ્રશ્નો હતા. એક, ડિરેક્ટરોના મંડળમાં આજ સુધી સાત સભ્યો હતા તેને બદલે નવ કરવાનો હતો; અને જૂનામાંથી ત્રણની મુદત પૂરી થતી હોવાથી તેમને ફરી ચૂંટવાના હતા. આમાંના એકે ફરી ચૂંટાવાની નામરજી દેખાડી હતી. એટલે એકંદરે ચાર સભ્યો ચૂંટવાના હતા. બીજો પ્રશ્ન બેંકના મંત્રીનો હોદ્દો ડિરેક્ટરોથી સ્વતંત્ર યોજવાનો હતો.

*

મોતીભાઈએ ગામની સાર્વજનિક સંસ્થાઓના વહીવટ સુધારવા કરેલા પ્રયત્નોથી કેટલાક લોકો એક યા બીજી રીતે તેમનાથી દુભાતા જતા હતા. કન્યાશાળાના મકાન માટે લોકમદદ તરીકે બેંકના રિઝર્વ ફંડમાંથી રૂ. ૧૦,૦૦૦ આપવા એવો ઠરાવ મંજૂર થયાથી લોકોનો મોતીભાઈ પ્રત્યેનો કચવાટ વધી ગયો હતો. આ ઠરાવ વસોની બેંકના ઇતિહાસમાં નવીન અને અસાધારણ હતો. એટલું જ નહિ, પણ વડોદરા રાજ્યના સહકારી ખાતાના ઇતિહાસમાં પણ અપૂર્વ હતો. બેંકના નિયમોમાં ધર્માદા રકમો ખર્ચવાને અવકાશ હતો, પણ રિઝર્વ ફંડમાંથી ગામની જાહેર સંસ્થાના મકાન માટે નાણાં આપી શકાય એવું સ્પષ્ટ ક્યાંય લખેલું નહોતું. તેમ રાજ્યની સહકારી પ્રવૃત્તિઓના નિયમોમાં પણ એને માટે આધાર દેખાતો નહોતો. છતાં મોતીભાઈને ખાતરી હતી કે વસો બેંક તેમ જ

રાજ્યના સહકારી ખાતાના નિયમોમાં આવાં સાર્વજનિક કામો માટે બેંકના રિઝર્વ ફંડનાં નાણાંનો ઉપયોગ કરવા માટે સંપૂર્ણ અવકાશ હતો. એટલે તેમણે એ ઠરાવ, સરકારી કાયદો, બેંકની સ્થિતિ, અને ઠરાવ કેવી રીતે પસાર થયો — એ બધી વિગતો અને દલીલો સાથે અરજી ઘડી હતી અને તે સહકારી અધિકારી ઉપર મોકલવા ઉપરાંત છાપીને પ્રગટ પણ કરી હતી.

પણ કમળાવાળી આંખને બધું પીળું જ દેખાય, તેમ મોતીભાઈ પ્રત્યે અસંતોષ, દ્વેષ કે વિરોધ જેમના દિલમાં વર્ષોથી જામ્યો હતો તેમને એમ જ લાગ્યું કે મોતીભાઈ પોતાના વ્યક્તિત્વના પ્રભાવનો બેહદ લાભ લઈ રહ્યા હતા અને પોતાને ફાવે તે રીતે સંસ્થાઓનાં નાણાંનો ઉપયોગ કર્યે જતા હતા. એટલે મોતીભાઈએ ઉપરના ઠરાવની મંજૂરી માટે સહકારી અધિકારીને અરજી મોકલી કે તરત તેની પાછળ ગામના કેટલાક કાયદાબાજોએ મોતીભાઈના આ કામ વિષે તથા બીજાં જાહેર કામો વિષે આક્ષેપો કરતી એક નનામી અરજી રવાના કરી. એવી અરજીઓ આ અગાઉ પણ એક બે થયેલી. તે મોતીભાઈ ઉપર ખુલાસા માટે આવતી તે રીતે આ અરજી પણ ખુલાસા માટે આવી. તે તેમણે ગામના કેટલાક મિત્રોને પણ વંચાવી.

અરજીમાં લખેલા આક્ષેપો તો વજન વિનાના હતા. પણ એણે સહકારી અધિકારી ઉપર બીજી રીતની અસર કરી. જે નિયમને આધારે મોતીભાઈએ ઠરાવ પસાર કરાવ્યો હતો તેનો સિદ્ધાન્ત સહકારી અધિકારીએ માન્ય રાખ્યો અને તે પ્રમાણે બેંકના રિઝર્વ ફંડમાંથી ગામની સાર્વજનિક સંસ્થાને લોકમદદ તરીકે નાણાં આપી શકાય — એ મોતીભાઈના અભિપ્રાયને તેમણે કબૂલ રાખ્યો. પણ બેંકના રિઝર્વ ફંડના આંકડા જોતાં તેમાંથી રૂા. દશ હજાર આપવામાં આવે તો બાકી બહુ નાની રકમ રહે. તેવું જોખમ ખેડવું નહિ, એમ દલીલ કરી રૂા. ૧૦,૦૦૦ને બદલે રૂા. ૫,૦૦૦ હજાર મંજૂર કર્યા. સાથે એવી શરત મૂકી કે જેમ બેંક રૂા. ૫,૦૦૦ આપે તેમ લોકોમાંથી કોઈએ રૂા. ૫,૦૦૦ આપી જોઈતી રકમ રૂા. ૧૦,૦૦૦ પૂરી કરી લેવી. આ રકમ આપનાર બેંકનો સભાસદ ન હોવો જોઈએ.

મોતીભાઈના વિરોધીઓ આ જાણી ખુશ થયા અને પોતાનો વિજય થયો એમ તેમણે માન્યું. મોતીભાઈને રૂા. ૫,૦૦૦ મેળવવાની વિશેષ ફરજ આવી, પણ ઠરાવનો સિદ્ધાન્ત સ્વીકારાયો એ તેમને માટે પૂરતું હતું. રૂપિયા મેળવવાનું મુશ્કેલ તો હતું જ. માટે જ બેંકનાં નાણાંનો ઉપયોગ કરવાની જરૂર પડી હતી. પણ મોતીભાઈ કંઈ હિંમત હારે તેમ નહોતા. તેમણે તરત જ પ્રયત્ન આરંભ્યા અને રૂા. ૫,૦૦૦ મેળવવાનું વચન મેળવ્યું (ઑગસ્ટ, ૧૯૩૮). એટલે બેંકની બીજી સભા વખતે ઉપરના ઠરાવની મંજૂરી મળી જ ગઈ હતી. અને વિરોધીઓનો વિરોધ સફળ થતો દેખાયો હતો છતાં એવડો નિષ્ફળ ગયો હતો.

*

બીજે જ દિવસે ઈ. સ. ૧૯૨૭ માં સ્થપાયેલી 'રેલસંકટ મકાન બાંધનારી સહકારી મંડળી'ની પણ સભા હતી. એ મંડળીએ સુંદર કામ કર્યું હતું. તેનું રૂા. ૩૨,૦૦૦ નું દેવું ભરપાઈ થઈ ગયું હતું. અને રૂા. ૧,૨૦૦ ઉપરાંત નફો હતો. તે નફો મોતીભાઈને આભારી હતો. તેમનાં બધાં કામો વગર મહેનતાણે અને પોતાનાં તન, મન, ધનને ભોગે થતાં. એમાંથી વધેલાં નાણાંની મદદથી બીજાં સેવાનાં કામો તે શરૂ કરતા. એ નીતિ અને પદ્ધતિને અનુસરીને જ બેંકના રિઝર્વ ફંડમાંથી તેમણે કન્યાશાળાના મકાન માટે નાણાં મંજૂર કરાવ્યાં હતાં, અને તે જ પદ્ધતિ અને નીતિને અનુસરી તેમણે આ મંડળીના સભાસદોને ખાનગીમાં બોલાવી સૂચવ્યું હતું કે આ વધેલી રકમ વહેંચી લેવાને બદલે તેમાંથી ગરીબોના હિતની કોઈક યોજના કરવી. તેની સામે એ મંડળીના સભાસદોમાંના કેટલાક વિઘ્નસંતોષીઓએ સખત વાંધો ઉઠાવ્યો હતો અને મોતીભાઈની સામે ગામમાં વ્યાપેલા અસંતોષમાં આ વાંધાએ પણ સારી પેઠે ભાગ ભજવ્યો હતો.

તા. ૧૬-૧૦-'૩૮ની બેંકની સભામાં આવનાર પ્રશ્નો માટે આ અસંતોષવાળા વર્ગે જબ્બર આંદોલન ઊભું કર્યું. મોતીભાઈ અને કેળવણી મંડળ વિષે ખોટા-ખરા આરોપોનો પ્રચાર કર્યો અને મોતીભાઈએ ડિરેક્ટરો પાસે મંજૂર કરાવેલા ઠરાવો નામંજૂર કરવા

તથા ડિરેક્ટરોના મંડળમાંથી મોતીભાઈને બદલે બીજા સભાસદને નીમવાનો ઠરાવ પસાર કરાવવા મહાન તૈયારી કરી.

*

આ જબ્બર સામનો ઊભો થવાનું એક મહત્ત્વનું કારણ પણ અત્રે નોંધવું જોઈએ. હકીકત એમ હતી કે, બૅંકના આદ્યમંત્રી શ્રી. છોટાભાઈ વાઘજીભાઈ અમીનના મરણ પછી એક નિવૃત્ત થયેલા ગૃહસ્થ બૅંકના મંત્રી તરીકે કામ કરતા હતા. ગામની સંસ્થાઓ સારી રીતે અને નજીવા ખર્ચે ચાલે તે માટે મોતીભાઈ આવા ગૃહસ્થોને તેમને રુચે એવાં કામોમાં સેવાભાવે કામ કરવા પ્રેરતા. તે રીતે આ ગૃહસ્થને તેમણે છોટાભાઈનું સ્થાન સંભાળી લેવા વિનંતી કરેલી.

છોટાભાઈએ બૅંકની શરૂઆતથી સેવાભાવે કામ કરેલું. જ્યારે બૅંક સારી સ્થિતિએ પહોંચી ત્યારે તેમને સેવાવેતન તરીકે વાર્ષિક રૂ. ૨૦૦) આપવાની શરૂઆત થયેલી. અને તે પછી કેટલાંક વર્ષે રૂ. ૩૦૦), એમ કરતાં ૧૯૩૩-'૩૪ના વર્ષમાં રૂ. ૪૫૦) પહોંચેલી. મોતીભાઈ જોઈ ગયેલા કે છોટાભાઈને અપાતું સેવાવેતન, સેવાવેતન મટી, પગારની હદ સુધી પહોંચવાની તૈયારીમાં હતું તે. સામે તેમણે ડિરેક્ટરોને ચેતવ્યા હતા, અને આગળ વધતાં અટકાવ્યા હતા. આ અરસામાં છોટાભાઈ માંદા પડવાથી તેમની જગાએ શ્રી. મણિભાઈ મોતીભાઈ અમીને સેવાભાવે કામ કર્યું અને તે પણ માંદા પડવાથી તેમની જગાએ પેલા ગૃહસ્થ આવ્યા. તેમણે થોડો વખત કામ કર્યું, તેવામાં છોટાભાઈ મરણ પામ્યા, એટલે તેમની જગા કાયમને માટે ખાલી પડી.

આ જગાએ તે ગૃહસ્થ જ ચાલુ રહે અને તે સેવાભાવે કામ કરે, એમ મોતીભાઈએ તેમને સૂચવ્યું. અને તેમની સેવા બદલ છોટાભાઈને અપાતું સેવાવેતન એકઠું કરી તે રકમ વડે છોટાભાઈનું સ્મારક ઊભું કરવું, એવી યોજના તેમણે રજૂ કરી. તે ગૃહસ્થને એ યોજના રુચી નહિ. સેવાભાવે કામ કરવાની તેમની તૈયારી નહોતી, તો પોતાની મહેનતનો બદલો બીજાને મળે એવી યોજના તેમને સ્વાભાવિક રીતે જ નાપસંદ પડી. તેમણે પોતાના આ વિચાર મોતીભાઈને સ્પષ્ટ રીતે જણાવ્યા, અને પોતાને પગાર પૂરતો

આપવા અથવા થોડા માસમાં બીજો માણસ રોકવાની તજવીજ કરવા સૂચવ્યું.

'વસો કેળવણી મંડળ'ને અંગે વેપારશાસ્ત્રનું શિક્ષણ આપવાના વર્ગો શરૂ કરવાનો મોતીભાઈનો વર્ષોથી વિચાર હતો. તે માટે એકબે પ્રયત્નો પણ તેમણે કરેલા. બેંકની ખિલવણીમાં અજોડ ફાળો આપનાર સ્વ. છોટાભાઈનું નામ આ વર્ગો સાથે જોડાય તો તેમનું ઉત્તમ સ્મારક થાય એ ભાવના એમનામાં દૃઢ થઈ હતી. અને નવી પ્રવૃત્તિઓ તે આ રીતે જ જમાવતા હતા. એટલે તેમણે પોતાની એ પદ્ધતિને અનુસરીને જ તે ગૃહસ્થને આ દરખાસ્ત કરેલી.

પણ તેમને એ દરખાસ્ત રુચી નહિ, એટલે મોતીભાઈએ તેમની જગાએ એક વેપારશાસ્ત્રની પદવી (બી. કૉમ.) ધરાવનાર ગ્રૅજ્યુએટને લાવવાના પ્રયત્નો આરંભ્યા. તેવા ગ્રૅજ્યુએટ મળ્યા. પણ તેમને વડોદરામાં રહેવું હતું, એટલે તેમને ત્યાં (ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળીમાં) રોકી લીધા. દરમ્યાન તે ગૃહસ્થ સ્વ. છોટાભાઈની જગાએ કામ કર્યે ગયા. લગભગ બે વર્ષ તેમણે કામ કર્યું. એટલે મોતીભાઈની ગેરહાજરીમાં તેમને આપવાના સેવાવેતનનો આંકડો ડિરેક્ટરોએ સ્વ. છોટાભાઈના જેટલો જ ઠરાવ્યો, અને તે પ્રમાણે તેમને નાણાં પણ અપાયાં.

મોતીભાઈએ આ સામે સખત વાંધો લીધો. સ્વ. છોટાભાઈની સાથે તે ગૃહસ્થની સરખામણી ન થઈ શકે એમ વારંવાર સમજાવ્યું, અને તેમની લાયકાત અને કામના પ્રમાણમાં જ પગાર અપાય એ માટે આગ્રહ કર્યો. કેટલાક ડિરેક્ટરો આ પ્રકરણથી વધુ છેડાયા અને તેમણે મોતીભાઈની ગેરહાજરીમાં જ તે ગૃહસ્થના પગારનો આંકડો હજી પણ વધુ ઠરાવ્યો.

મોતીભાઈએ જોયું કે પોતાના સેવાભાવી પ્રયત્નોનો દુરુપયોગ થવા માંડ્યો હતો. એટલે તેમણે બેંકના આખા બંધારણને વ્યવસ્થિત કરવાના પ્રયત્નો કર્યા અને એ પ્રયત્નોને પરિણામે મંત્રીનો હોદ્દો ડિરેક્ટરોથી સ્વતંત્ર અને પગારદાર થાય તેવી યોજના કરી. એ યોજના પ્રમાણે આ તા. ૧૬–૧૦–'૩૮ની સભામાં નવા મંત્રીની નિમણૂકનો પ્રશ્ન આવવાનો હતો.

દેખીતી રીતે જ પેલા ગૃહસ્થ પણ મોતીભાઈના વિરોધીઓના ટોળામાં ભળ્યા હતા. તેમાં 'રેલસંકટ મકાનો બાંધનારી સહકારી મંડળી', અને જૂના વિરોધીઓ પણ ભળ્યા — અને તે સૌએ મોતીભાઈની વિરુદ્ધ વાતાવરણ જગાવ્યું.

*

મોતીભાઈની પદ્ધતિ એવી હતી કે તે કદી કોઈ સભા માટે ઉમેદવારી કરતા નહિ. તેમનું નામ કોઈ પણ કામમાં આપોઆપ પસંદ થતું. એટલે આ સભાના કામકાજ માટે પણ તે તો નિશ્ચિંત હતા. પણ તેમના યુવાન સાથીઓ ગામના વાતાવરણથી વાકેફ હતા. અને ડિરેકટરોના મંડળમાંથી મોતીભાઈને દૂર કરવા સખત પ્રચાર ચાલી રહ્યો હતો, તે જોઈ રહ્યા હતા. જ્યારે વાત આટલી હદ સુધી પહોંચી ત્યારે તેમને થયું કે, જો આ પ્રચાર સામે રક્ષણ કરવામાં નહિ આવે તો નાદાન લોકો ફાવી જશે અને મોતીભાઈના નિષ્કલંક જીવનને ઝાંખપ લગાડશે. એટલે તેમાંના એકે મોતીભાઈને આ હકીકતની જાણ કરી અને પોતાના પક્ષ તરફથી મત મેળવવા પ્રચાર કરવાનું શરૂ કરવાની રજા માગી. સિદ્ધાન્તવાદી મોતીભાઈએ તે રજા ન જ આપી. છતાં મોતીભાઈની ઇજ્જતના રક્ષક યુવકો સદા જાગ્રત રહ્યા, અને મોતીભાઈને ખબર પડે નહિ તે રીતે તેમણે ગંદા પ્રચારકાર્યનો સામનો કરવા બધી તૈયારી કરી રાખી.

મુકરર કરેલા સમયે સભા ભરાઈ. સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં સભા બેંકની જ હતી, છતાં મકાનમાં માય નહિ એટલા લોકો આ જંગ જોવા હાજર થયા. વાતાવરણ ખૂબ તંગ હતું. સભાસદ સિવાયના લોકો સભામાં ઘૂસી જઈ મત આપશે એમ જણાતું હતું. તેમને બહાર કાઢવામાં આવ્યા, અને સભાનું કામ શરૂ કર્યું.

મોતીભાઈને પ્રમુખપદે આ ત્રીજી સામાન્ય સભા હતી. તેમને અનેક સ્થળેથી પ્રમુખપદ સ્વીકારવા વિનંતીઓ કરવામાં આવતી તેનો તે અસ્વીકાર જ કરતા. પણ આ પ્રમુખપદ તેમણે માગીને લીધું હતું અને આજનો પ્રસંગ અસાધારણ હતો. તેમણે સભા-સંચાલનના નિયમોનું પુસ્તક મંગાવી તેનો બારીકાઈથી અભ્યાસ કર્યો હતો. અને તે સાથે પણ લેતા આવ્યા હતા.

સભાનું કામ શરૂ કરતાં તેમણે પ્રાસ્તાવિક પ્રવચન કર્યું:

'આજની સભા અસાધારણ છે. આજ સુધી નહિ આવેલા એવા પ્રશ્નો આજે તમારી સમક્ષ આવવાના છે. એ કારણે આજે અસાધારણ સંખ્યામાં તમે અત્રે આવ્યા છો, તે જોઈ મને આનંદ થાય છે. ગામની જાહેર સંસ્થાઓના કામકાજમાં ગામના લોકો આટલો બધો રસ લે એ ઘણું ખુશી થવા જેવું છે. આજે જે ઠરાવો તમારી સમક્ષ આવવાના છે તે ડિરેક્ટરોએ બેંકનું હિત લક્ષમાં રાખીને સર્વાનુમતે કરેલા છે. તે વિષે તમારે તમારો મત આપવાનો છે. તે મત આપતાં તમે તમારી બુદ્ધિથી વિચાર કરશો. મારી કે કોઈની શરમ કે શેહથી દોરવાશો નહિ. તમારે મારી સેવાઓની જરૂર ન હોય, તો મારી વિરુદ્ધ પણ મત આપતાં અચકાશો નહિ. મેં મારી આખી જિંદગી ગામની સેવા કરી છે. અને મારા કાર્યક્રમ પ્રમાણે ત્રણ વર્ષ ગામની વધુ સેવા કરવાનાં મેં રાખ્યાં હતાં તેને બે વર્ષ પૂરાં થયાં છે. એટલે એક વર્ષ પછી હું મારી મેળે જ સર્વ જાહેર કામોમાંથી નિવૃત્ત થવાનો છું. તે પહેલાં તમે મને નિવૃત્ત કરશો તો તેથી હું તમારો આભાર માનીશ. . . .'

આ પછી મંત્રીનો હોદ્દો ડિરેક્ટરોથી અલગ રાખી, તે જગાએ આખા દિવસનો પગારદાર લાયક માણસ નીમવા બાબત નિયમની દુરસ્તીનો ઠરાવ આવ્યો. તે વિષે અગાઉ લેખ લખી સમજૂત કરવામાં આવી હતી. અને વિશેષ સમજૂત પણ કરવામાં આવી. ખરું જોતાં, આ ઠરાવમાં પેલા ગૃહસ્થને ખસેડવા વિષે કંઈ જ ઉલ્લેખ નહોતો. માત્ર ચાલતી પ્રથા ખામીવાળી જણાતાં તેના દોષો ટાળવા નવીન પ્રથા પાડવાનો એમાં ઇરાદો હતો. એને પરિણામે પેલા ગૃહસ્થને છૂટા થવું પડત કે એમના પગાર અને કામના પ્રકાર તથા કલાકોમાં ફેરફાર થાત, એમ બનવાનો સંભવ હતો. છતાં પ્રસ્તુત ઠરાવને એ સાથે કશો સંબંધ નહોતો.

મોતીભાઈથી છંછેડાયેલા અને જૂઠા પ્રચારના ભોગ બનેલા સભાસદોને આ વિવેકનો ખ્યાલ સરખો આવ્યો નહિ. અને ઠરાવ રજૂ થતાંની સાથે જ પ્રથમ પેલા ગૃહસ્થે તે સંબંધમાં ખુલાસારૂપે જાહેર કર્યું કે: 'આ ઠરાવનો હેતુ મારે તમને સમજાવવો જોઈએ.

હું સ્વ. છોટાભાઈની જગાએ છોટાભાઈના કરતાંયે વધુ વખત આપી બે વર્ષથી કામ કરું છું. તે કામથી આપ સૌને સંતોષ છે. છતાં મને એ જગાએથી ખસેડવા માટે જ આ ઠરાવ લાવવામાં આવ્યો છે. તેનું કારણ એ જ છે કે તમારા ડિરેક્ટરો મને જે સેવાવેતન આપે છે તે આપવા સામે મોતીભાઈને વાંધો છે. મારે એ વેતન ન લેવું અને કેળવણી મંડળને આપવું એવું મને તેમણે એક વાર સમજાવ્યું હતું. તેને હું સંમત થયો નહિ તેથી જ મને કાઢવા તેમણે આ પ્રયત્ન કર્યો છે.'

આ પછી બીજા એક સભાસદે એનો વિરોધ કરતાં કહ્યું: 'ભાઈ. . . કહે છે તે વિષે પ્રમુખ સાહેબ ખુલાસો કરશે? અને વધારામાં બેંકનો પગાર લઈ તે કેળવણી મંડળને આપવો એવી માગણી કેળવણી મંડળના પ્રમુખે કરેલી એમ . . . ભાઈ કહે છે, તો એવી રીતે કેળવણી મંડળ માટે તેમની પાસેથી લાંચ માગેલી તે આપવાની ભાઈ. . . એ ના પાડી માટે તેમને ખસેડવા આ ઠરાવ રજૂ થયો છે — એ વિષે પ્રમુખ સાહેબ શો ખુલાસો કરે છે?'

મોતીભાઈએ જવાબમાં કહ્યું કે, 'ભાઈ. . . કહે છે તે હકીકત કેટલેક અંશે સાચી છે. બેંકનું કામ છોટાભાઈએ વર્ષો સુધી સેવાભાવે કરેલું. એમના સેવાભાવ, કડક વહીવટને લીધે જ બેંક આટલી સારી સ્થિતિએ પહોંચી છે. અને જ્યારે તે સારી સ્થિતિએ પહોંચી ત્યારે જ તેમને પહેલા રૂ. ૨૦૦), પછી રૂ. ૩૦૦), એ પ્રમાણે સેવાવેતન આપવા માંડેલું. તે ધોરણે ભાઈ. . . શરૂઆતમાં સેવાભાવે કામ કરે, અને નહિ તો તેમની લાયકાત અને કામના પ્રમાણમાં પગાર મેળવે, એમ મેં કહેલું જ. પણ આ ઠરાવને તે સાથે કશો સંબંધ નથી. આ ઠરાવમાં ભાઈ. . .ને ખસેડવાનો સવાલ જ નથી. આ તો નિયમ બદલવાનો ઠરાવ છે.

અને કેળવણી મંડળ માટે મેં લાંચ માગી એમ કહેવું એ હડહડતું જૂઠું છે. મેં મારી જિંદગીમાં લાંચ તો શું પણ ભેટ સરખી કોઈની પાસેથી લીધી નથી. અને અણિશુદ્ધ પ્રામાણિકતાથી મારો વ્યવહાર ચલાવ્યો છે. એટલે જો મારા અંગત વ્યવહારમાં હું લાંચ ન લઉં તો જાહેર સેવાનાં કાર્યોમાં લાંચ લેવાનો સવાલ ન જ હોય.

અને કેળવણી મંડળ એવી લાંચોથી એક દિવસ પણ નભી શકે નહિ. એને પોષનાર વર્ગ બહુ મોટો અને સમર્થ છે. .........'

આ બોલતાં સ્વાભાવિક રીતે જ મોતીભાઈને દુઃખ થતું હતું અને શ્રમ પડતો હતો. ઠરાવ ઉપર મત લેવાયા અને ઠરાવ ઊડી ગયો.

આ પછી ડિરેક્ટરો બદલવાનો અને નવા નીમવાનો ઠરાવ આવ્યો. તેમાં એક પછી એક નામો રજૂ કરવાં કે બધાં નામોની યાદી સામટી રજૂ કરવી એ વિષે મતભેદ પડ્યો. યાદી સામટી રજૂ કરવાનું ઠર્યાં પછી તેના ક્રમ વિષે મતભેદ પડ્યો. તેનો નિકાલ થયા પછી ઠરાવ રજૂ થયો. તેમાં સુધારા તરીકે મોતીભાઈને બદલે બીજા એક સભાસદનું નામ રજૂ થયું. આ સુધારા ઉપર વિવેચન કરવાની તો કોઈની હિંમત જ ચાલી નહિ. અને મત લેવાયા. મૂળ ઠરાવ ૮૦ વિરુદ્ધ ૪૮ મતે પસાર થયો અને સુધારો ઊડી ગયો.

મોતીભાઈનો વિજય થયો, પણ એ ચોખ્ખી હાર હતી!

*

આ પછી બીજે દિવસે 'રેલસંકટ મકાન બાંધનારી સહકારી મંડળી'ની સાધારણ સભા થઈ. ગઈ કાલની સભાના વિજયની મસ્તી એમાં દેખાતી હતી, અને મોતીભાઈને હરાવવાને કમર કસાયેલી હતી.

પ્રમુખપદેથી મોતીભાઈએ મંડળી આટોપી લેવાનો અને એનાં નાણાં વડે ગરીબોના હિતની કોઈ યોજના કરવાનો ઠરાવ રજૂ કર્યો. તરત જ એનો વિરોધ થયો. જવાબમાં મોતીભાઈએ આ યોજનાના લાભ સમજાવ્યા અને સભાસદોની મરજી હોય તો જ તે ઠરાવ સર્વાનુમતે કરવાનો છે એમ સ્પષ્ટ જાહેર કર્યું. પણ સભાસદો ઉપર એની કશી અસર થઈ નહિ. તેમણે તો નાણાં વહેંચી દેવાની જ માગણી ચાલુ રાખી. મોતીભાઈએ ફરી સમજાવ્યું: 'મંડળનો વહીવટ સેવાભાવે થયો છે. ૧૧ વર્ષ સુધી બેંકના હિસાબનીશે એક પાઈ પણ લીધા વિના કામ કર્યું છે, તે કારણે જ નાણાં વધ્યાં છે. તેનો ઉપયોગ સેવાનાં કામમાં થાય તે જ યોગ્ય છે. મંડળીના સભાસદોને સંકટના વખતમાં સાચી મદદ મળી, અને શૅરના રૂપિયા પાછા મળે છે. એટલે તેમને ફાયદો ઘણો છે, નુકસાન કશું નથી. છતાં જોઈએ તો અર્ધી રકમ વહેંચો અને અર્ધી રકમ ધર્માદા કરો,' એમ પણ સૂચવ્યું.

પણ એની કશી અસર થઈ નહિ. બીજા સભાસદોએ એ જ દલીલ ફરી સમજાવી, તેની પણ કંઈ અસર થઈ નહિ.

આખરે કશો નિર્ણય કર્યા વિના જ સભા બરખાસ્ત કરી અને ઠરાવ મંજૂર કરાવવા સહકારી અધિકારી ઉપર અરજી કરી. મોતીભાઈએ જે સિદ્ધાંત પ્રમાણે જીવનભર કામ કર્યું હતું, અને જે સિદ્ધાંત બેંકના રિઝર્વ ફંડમાંથી કન્યાશાળા માટે નાણાં આપવાના ઠરાવની પાછળ હતો, તે જ સિદ્ધાંત તેમની આ દરખાસ્ત પાછળ પણ હતો. પણ તફાવત એ હતો કે, આ મંડળીના બંધારણમાં તથા સરકારી કાયદામાં એને માટે નિયમ નહોતો. મોતીભાઈના વિરોધીઓએ મંડળીના બંધારણની આ ખામીનો પૂરેપૂરો લાભ લેવાનો નિશ્ચય કર્યો હતો. તેમણે અગાઉની માફક મોતીભાઈની સામે અરજી કરી. એક પ્રસંગ તાજેતરમાં જ ગયો હતો, અને આ બીજો પ્રસંગ આવ્યો. સહકારી અધિકારીઓએ મોતીભાઈની સાથે આ બાબત ચર્ચા કરી. મોતીભાઈનો સિદ્ધાંત એમને કબૂલ હતો, પણ મંડળીના બંધારણમાં એ સિદ્ધાંતને અવકાશ નહિ હોવાથી તેઓ મંડળીના સભાસદોની ઇચ્છા વિરુદ્ધ મોતીભાઈની દરખાસ્ત મંજૂર કરી શકે નહિ. એમ કરે તો મંડળીને બંધારણની રૂએ મળતું સરકારી રક્ષણ આપવાનો ધર્મ તે ચૂકે. એટલે મોતીભાઈના શુભ આશયને સ્વીકારવા છતાં, તેમણે તેને સરકારી રાહે મંજૂરી આપવાની ના પાડી. તે માટે કાં તો સભાસદોએ સર્વાનુમતે ઠરાવ પસાર કરવો જોઈએ કે કાં તો પહેલો નિયમ બદલી પછી બહુમતીએ ઠરાવ કરવો જોઈએ.

બીજા સભાસદોએ નિયમ બદલવાની હિમાયત કરી. પણ મોતીભાઈએ એમ કરવા ના પાડી, અને પોતે પ્રમુખપદેથી રાજીનામું આપ્યું. સેવાધર્મની સમાપ્તિનું એ પહેલું પગલું હતું!

## ૧૧

# સેવાધર્મની મર્યાદા

'રેલસંકટ મકાન બાંધનારી સહકારી મંડળી'ને પ્રમુખપદેથી મોતીભાઈએ રાજીનામું આપ્યું. પણ વખત જતાં સમજૂતીથી વિરોધી પક્ષનું દિલ પીગળશે અને સમાધાન થઈ જશે, એમ તેમણે માન્યું હતું. તેથી રામભાઈને એ કામ સોંપ્યું અને તેમણે પ્રમુખ-પદ સ્વીકારવું એમ આજ્ઞા કરી. રામભાઈ પ્રમુખ થયા. તેમણે ફરી મંડળીની સભા બોલાવી અને દલીલો કરી. જવાબ મળ્યો કે નિયમ બદલો. બોલનારને ખબર હતી કે નિયમ નહિ બદલવાનો મોતીભાઈનો સિદ્ધાંત હતો, અને છતાં મોતીભાઈને પોતાનું ધાર્યું કરવું હતું. એટલે તે વધુ મક્કમ બન્યા હતા. રામભાઈની દલીલની અસર ન થઈ, એટલે બીજા સભાસદે સમજાવવા માંડયું:

'અલ્યા, આવું કરશો તો ફરી તમારું કામ કરવાનું કોઈને મન નહિ થાય; જરા તો સમજો. તમારે માટે મંડળી કોણે કાઢેલી? તેને માટે ભલભલાની મિલકત સરકારમાં ગીરો મુકાયેલી. છતાં એમાંના કોઈએ એક પાઈ પણ પોતાને માટે વાપરી નથી. ઘરને પૈસે, ઘરનો ધંધો ગુમાવીને, રાતદહાડો તમારા દુ:ખનો ઉપાય કરવા રખડયા છે, અને ટાઢે થથરતા હતા તેમાંથી બચાવી તમને ઘરવાળા કરી આપ્યા છે. એવા લોક તમને તમારા જ હિતની વાત કરે છે તેના આવા જવાબ આપો છો, તો પછી અમારા જેવાને તો સેવાનાં કામો કરવા ઉપરથી જ મન ઊઠી જશે. જરા વિચાર તો કરો, તમે કોના મોં આગળ આ જવાબ આપો છો!'

ઉત્તર: 'અમે એ બધું સમજીએ છીએ. અમને ખબર છે કે તમને સેવાનાં કામો કરવાનું વ્યસન પડેલું છે અને અમારા જેવા ગમે તેમ કહેશે તોય તમારાથી બીજું થવાનું નથી. અને તમે સેવા કરો છો એમાં કોને ન્યાલ કરો છો? રસ્તામાં કૂતરું મરી જાય ને તે ગંધાય, ત્યારે ભંગી આવીને તે ઢસડી જાય—એ સેવા ને તમે

કરેલી સેવામાં શો તફાવત છે? ભંગીને કૂતરાં ઢસડવાનું વ્યસન, કોઈને બીડી દારૂનું વ્યસન, તેમ તમને સેવાનું વ્યસન. તેમાં અમારે શું? અમારે તો અમારા રૂપિયા જોઈએ. હા, મંડળીના નિયમમાં જો આવી રીતે રૂપિયા વાપરવાની કલમ હોય તો બતાવો. બાકી નિયમ વિરુદ્ધ ઠરાવ અમે નહિ થવા દઈએ.'

આ ઉત્તરની કોઈએ આશા રાખી નહોતી. થાકીને રામભાઈએ તથા મંડળીના મંત્રીએ રાજીનામાં આપ્યાં અને મંડળીનું દફતર સહકારી અધિકારીને ત્યાં મોકલી આપ્યું.

ઉપરના બનાવે મોતીભાઈના મિત્રમંડળની લાગણીઓને ખૂબ ઉશ્કેરી અને વિરોધી બળોને હરાવી તેમને પાઠ ભણાવવા ગામના યુવકોએ કમર કસી. તેમણે મંડળીની અસાધારણ સભા ભરી નિયમદુરસ્તીનો ઠરાવ ફરી પસાર કરાવવાના પ્રયત્ન આરંભ્યા. રેલસંકટ મંડળીની છેલ્લી સભાઓમાં સભાસદોએ કરેલા વર્તનથી મોતીભાઈને પણ અસાધારણ દુઃખ થયું હતું જ. પણ એનો બદલો લેવાના યુવકોના પ્રયત્નને ટેકો આપવાની તેમણે સાફ ના પાડી, અને એવું કંઈ થશે તો પોતે બેંકના પ્રમુખ તરીકે રાજીનામું આપશે એમ સ્પષ્ટ જણાવ્યું.

*

ઉપરના બનાવોએ મોતીભાઈના જીવનની, આદર્શોની અને કાર્યપદ્ધતિની મર્યાદાઓ ખુલ્લી કરી આપી. એ બનાવો અપવાદરૂપ નહોતા પણ મોતીભાઈને છેલ્લાં કેટલાંક વર્ષોથી થઈ રહેલા અનુભવના માત્ર સૂચક નમૂના જ હતા. તેમના ઘણા પ્રયત્નોને એ જ પ્રકારના વિરોધનો સામનો કરવો પડતો હતો — અને પોતે સેવેલા આદર્શો અને સિદ્ધાન્તો શિથિલ કર્યા સિવાય સેવાનાં કામોમાં સફળતા મળવી અશક્ય જણાતી હતી.

ગરીબોની સેવા કરવા આંધળિયાં કરી દોડતા મોતીભાઈએ છેલ્લાં વર્ષોમાં શેનવા, ભંગી, અને નોકરવર્ગની સ્થિતિ સુધારવા ઉત્સાહભેર કામ ઉપાડયું હતું. પણ એ પ્રયત્નોની સફળતામાં એ લોકોના જ દુર્ગુણો આડે આવતા હતા. કેટલાંક દૃષ્ટાન્તો રમૂજી અને બોધક છે.

શેનવા લોકો માટે ઘરો બાંધવાની તજવીજ થઈ, તેનો એ લોકોએ સારી રીતે અને ઉત્સાહથી લાભ લીધો. એ ઉત્સાહ જોઈ મોતીભાઈએ તેમને વધુ રાહત મેળવી આપી. ઘરો બંધાઈ ગયાં અને તેમાં શેનવા લોકો રહેવા લાગ્યા. હવે તેમણે ઘરોમાં માણસને શોભે તે રીતે રહેવું જોઈએ, અને ઠરેલા ધોરણ પ્રમાણે સહકારી મંડળીનું દેવું આપવું જોઈએ, પણ ગરજ સરી એટલે વૈદ્ય વેરી એ રીતે તેમણે વર્તવા માંડયું. ઘરો બાંધવા ખેતરોમાંથી માટી ખોદેલી ત્યાં ખાડો થયેલો. એ ખાડાની નજીક તેમના જ વાસમાંની એક આંધળી ડોસીનું ઘર. એ ડોસીને કોઈ આધાર નહિ હોવાથી મોતીભાઈએ બધી સગવડો મફત અપાવેલી. તેના આંગણામાં જ ખાડો હોવાથી તેને જતાં આવતાં નુકસાન થવાનો ડર હતો. તે કારણે તે ખાડો પૂરી દેવાની તેના પડોશીઓને મોતીભાઈએ જાતે સૂચના કરેલી. તેનો એ લોકોએ મહિના સુધી અમલ ન કર્યો. વારંવાર તેમને એ માટે ટોકવામાં આવ્યા. દરેક વખતે કહે, ‘હા, આજે તો પૂરી દઈશું જ.’ પણ કહેનાર ત્યાંથી પૂઠ ફેરવે કે ‘અબી બોલ્યા અબી ફોક!’ આખરે એ ખાડો મોતીભાઈએ પૈસા ખર્ચીને પુરાવ્યો.

એ જ રીતે શેનવા લોકોએ ઘરનો કબજો લીધા પછી મંડળીનાં નાણાં ભરવાનું વચન પાળવા બાબત મોતીભાઈને ઊઠાં ભણાવવા માંડયાં. એક વર્ષ દરમ્યાન માત્ર એક જ સભાસદે હપતા ભર્યા. મોતીભાઈએ એ લોકોને બોલાવી સમજાવ્યા. તો કહે, ‘પૈસા ક્યાંથી લાવીએ? મજૂરી મળતી નથી.’ મોતીભાઈએ તેમને મજૂરી મળે તે માટે કાયમની ગોઠવણ કરી આપી. વસો કેળવણી મંડળના ચોગાનમાં બોર્ડિંગની સામે એક મોટો ખાડો પૂરવાનો હતો. તે કામ કરવાનું તેમને કાયમનું આમંત્રણ આપ્યું, અને કામ કરી તેની મજૂરીના પૈસા બેંકમાં જમા કરાવવાનું સૂચવ્યું. તેનો પણ એ લોકોએ લાભ ન લીધો. આખરે લેણું વસૂલ કરવા બેંક તરફથી તેમના જ ગામના એક જણને પગાર આપી રોકવામાં આવ્યો. તેણે તેમને લેણું નહિ આપવાની જ યુક્તિઓ બતાવી. છેવટે સેવાભાવે બાંધી આપેલાં ઘરો પાડી નખાવી લેણું વસૂલ કરવું કે કેમ એ ધર્મસંકટ ખડું થયું!

ગામના ભંગીઓની સ્થિતિ સુધારવા 'ભંગી સહકારી મંડળી' કાઢી હતી. તે જામે તે માટે મોતીભાઈ એ મંડળીને પોતાનાં નાણાં ધીરતા. સભાસદોનાં દેવાં પતાવવા કંઈ કંઈ યુક્તિઓ કરતા અને તેઓ નકામાં ખર્ચ કરી પોતાની અલ્પ કમાણી વેડફી ન નાખે તે માટે તેમને જાતે મળી સમજાવતા, પટાવતા, લાલચો આપતા. તેનો તે લોકો લાભ લેતા. પણ પૈસા વેડફી દઈ દેવું કરવાની ટેવ સુધારવામાં ઝાઝી પ્રગતિ થતી નહિ.

*

શેનવા લોકોની મંડળીની સાથે જ ગામના પગારદાર નોકરોની સહકારી મંડળી કાઢી હતી, તેમાં પણ એવો જ અસાધારણ અનુભવ થતો હતો. જે નોકર — સોમા — ને જુલમી દેવામાંથી બચાવવા એ મંડળી કાઢી હતી, એ નોકર મોતીભાઈની દયા અને ઉદારતાને લીધે દેવામાંથી તાત્કાલિક મુક્ત થયો, અને મંડળી નીકળ્યા પછી દશ માસમાં તેણે મંડળીનું દેવું પણ આપી દીધું. એટલે તે દેવાદાર મટી શાહુકાર થયો. એ સ્થિતિનો લાભ લઈ તેના જૂના શાહુકારે તેને ફરીથી દેવાની જાળમાં ફસાવ્યો. સોમાને બદલે સોમાના ભાઈને નાણાં ધીર્યાં, અને તેનો જામીન સોમાને બનાવ્યો. થોડા વખત પછી સોમાના તથા તેના ભાઈના એક મિત્રને નાણાં ધીર્યાં. તેની જામીનગીરીમાં પણ સોમાને જ લીધો. એમાંથી એકેય જણના રૂપિયા વખતસર પત્યા નહિ, એટલે જામીનદાર સોમાએ પૈસા ભરવા જોઈએ એમ ઠર્યું: તે માટે સોમા ઉપર તાકીદ થવા માંડી. સોમો આ તરકીબમાં કંઈ સમજે નહિ. એટલે તે તો પેલા લેણદારને મોં બતાવે જ નહિ. લેણદારે જામીન ઉપર દાવો મૂકચો અને સોમા ઉપર સમન્સ આવ્યો. સોમાએ તે સ્વીકાર્યો પણ તે શું છે તે જાણવાની તસ્દી લીધી નહિ. સમન્સ સ્વીકારવા છતાં કોર્ટમાં હાજર ના થયો, એટલે તેની સામે હુકમનામું થઈ ગયું. આ હુકમનામાની બજવણી માટે બીજો સમન્સ નીકળ્યો. તે સોમાએ મોતીભાઈને બતાવ્યો. મોતીભાઈ કામમાં હતા. તેમણે મોઢેથી જ તેને હકીકત પૂછી. સોમાએ જે હકીકત કહી તે ઉપરથી મોતીભાઈએ તેને તરત જ પેટલાદ મોકલ્યો અને આ બાબતમાં યોગ્ય તજવીજ કરવા એક વકીલ મિત્ર ઉપર પત્ર લખી આપ્યો.

સોમો પેટલાદ ગયો. વકીલે તેના ઉપરની સરકારી નોટિસ જોઈ. તેમાં તો લખ્યું હતું કે અમુક તારીખે જો સોમો કોર્ટમાં હાજર ન થાય તો તેને કેદ પકડવાનું વૉરંટ નીકળશે. વકીલે સોમાને તરત જ રવાના કર્યો, અને મોતીભાઈ ઉપર વસ્તુસ્થિતિની ચોખવટ કરતો કાગળ લખી આપ્યો. આ જાળમાંથી સોમાને બચાવવા મિત્રોની સલાહથી એક રસ્તો કાઢવામાં આવ્યો. સોમાને મોતીભાઈએ કંઈ જ રક્ષણ ન આપવું અને લેણદાર કેદનું વૉરંટ બજાવે તો બજાવવા દેવું, જેથી તેને ખાતરી થશે કે સોમાને કોઈનું રક્ષણ નથી. વૉરંટને પરિણામે સોમાને જેલમાં જવું પડે તેથી સોમાએ ગભરાવાનું નહોતું, કેમકે લેણદારે તેને જેલમાં રોજના છ આના પ્રમાણે ખોરાકીખર્ચ આપવું પડે છે. એટલે જેલમાં તેને ઘરના જેવું જ — તેથીયે વિશેષ — સુખ મળવાનું હતું.

સોમો જેલમાં ગયો. ત્યાં એક માસ રહ્યો. લેણદારને સરકારી નિયમ પ્રમાણે સોમાને માટે રોજના છ આના ખર્ચવા પડ્યા. એક માસમાં જ લેણદાર થાક્યો. સોમાને છૂટો કરવા તેણે અરજી આપી. સોમો જેલમહેલમાં નિરાંતે દિવસો ગુજારતો હતો. મહાત્મા ગાંધીજીના સૈનિકો કરતાંયે વધુ એકનિષ્ઠાથી ગરીબોના પોતાના અસલ જીવન-વ્રતનું પાલન તે જેલમાં કરતો હતો. તેને રોજનું છ આના ખર્ચ કરવાની છૂટ હતી. છતાં તે ભાગ્યે જ બે આના ખર્ચતો. એટલે માસ આખરે તેને નામે થોડાક રૂપિયા એકઠા થયા હતા. તે વડે જેલમહેલમાંથી નીકળતાં તેણે કપડાં ખરીદ્યાં અને એક માસના સંપૂર્ણ આરામ પછી શરીરે અને મને તાજો થઈ નવાં કપડાંથી સજ્જ થઈ તે પાછો આવ્યો!

*

હરિજનો અને સોમા જેવા ગરીબો પછી મોતીભાઈની દયા અને સેવાનું સૌથી મોટું પાત્ર વિદ્યાર્થીઓ. વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં અને સાહસ ખેડવામાં ઉત્તેજન મળે તે માટે મોતીભાઈ આંખો મીંચીને ખર્ચ કરતા. તેમાંયે વિદ્યાર્થી જેમ ગરીબ, જેમ પછાત વર્ગનો, તેમ તેમની ઉદારતા વધુ બહાર આવતી. હરિજન-ઉદ્ધારના ગાંધીજી અને ઠક્કરબાપાના મહાન પ્રયત્નોએ તેમનામાં આ વૃત્તિને ખૂબ વધારી મૂકી હતી. વસો ગામમાંથી ઓછામાં

ઓછા એક હરિજનને ગ્રેજ્યુએટ બનાવવાની તેમની આકાંક્ષા હતી. તે માટે એક વિદ્યાર્થીને વસોની હાઈસ્કૂલમાં ખાસ સગવડો આપી મેટ્રિક સુધી પહોંચાડ્યો હતો, અને કૉલેજમાં પણ મોકલ્યો હતો. જેમ જેમ મોતીભાઈએ તેને મદદ કરી તેમ તેમ તે વિદ્યાર્થીના મગજમાં પવન ભરાતો ગયો. ગાંધીજીની હરિજન પ્રવૃત્તિને લીધે એવો પવન દેશમાં વાયા કરતો હતો. તેમાંથી આ વિદ્યાર્થીને પોષણ મળતું હતું. કૉલેજમાં ગયો, ત્યાંના વાતાવરણે એનામાં અસ્મિતા જગાડી. અને તેણે પોતાની જાતિના ઉદ્ધારકની અદાથી વર્તવા માંડ્યું. તેને અસ્પૃશ્ય ગણી કોઈ વર્તન કરવા જાય તો તેની સામે ઘૂરકવાની અને ઝનૂની વર્તન કરવાની તેને આદત પડી! એ અને બીજા સંજોગોને લીધે તે અભ્યાસનું પોતાનું ધ્યેય ચૂક્યો અને કૉલેજના પહેલા વર્ષમાં નાપાસ થયો. મોતીભાઈએ તેને બીજી તક આપી. તેમાં પણ તે નિષ્ફળ ગયો. આખરે તેને પોતાને રસ્તે જવા દેવો પડ્યો.

*

વિદ્યાર્થીવર્ગ વિષે મોતીભાઈને બહુ જ શ્રદ્ધા હતી. તે શ્રદ્ધા ડગે તેવા પ્રસંગો તો રામજીમંદિરમાં 'ચરોતર બોર્ડિંગ હાઉસ' કાઢ્યું ત્યારથી જ શરૂ થયા હતા. વિદ્યાર્થીને સ્વતંત્રતા આપવામાં આવે તો તેનાથી તેનું ચારિત્ર્ય ખીલે. વિદ્યાર્થીને શિક્ષા ન જ કરવી, વિદ્યાર્થીને જે જોઈએ તે સાધનો પૂરાં પાડવાં, વિદ્યાર્થીની મુશ્કેલીઓ દૂર કરવા ગમે તે જોખમ ખેડવાં — આ બધું મોતીભાઈ પોતાની રીતે અને ધાર્મિક ઝનૂનથી કરતા હતા. તેનો વિદ્યાર્થીઓ લાભ લેતા હતા. અને વધુ ને વધુ લાભની માગણી કરતા હતા. પણ એ લાભને પરિણામે તેમનામાં જે ચારિત્ર્યવિકાસ, જવાબદારીનું ભાન, કર્તવ્યનિષ્ઠા, સેવાભાવ, સાદાઈ, અભ્યાસની તમન્ના, વગેરે ખીલવું જોઈએ તેમાંનું બહુ થોડું ખીલતું જણાતું હતું.

*

આમ છતાં મોતીભાઈ પોતાના ધર્મમાં શ્રદ્ધા ગુમાવ્યા સિવાય કામ કર્યે જતા હતા. બીજી બાજુ, દેશમાં સ્વતંત્રતાની લડત કાયમ થઈ હતી. તેને આગળ ધપાવવા વર્ષોવર્ષ નવા નવા પ્રયત્નો થતા હતા. એ પ્રયત્નોમાં મોતીભાઈનું સ્થાન ક્યાં હતું, એ પ્રશ્ન

વિદ્યાર્થીવર્ગ અને યુવકવર્ગ સદા પૂછતો રહ્યો હતો. તે રાજકીય લડતમાં ભાગ નહિ લેવા બદલ અને વિદ્યાર્થીઓને તેમાં ભાગ નહિ લેવા પ્રેરવા બદલ તેમની જ સંસ્થાઓના વિદ્યાર્થીઓ અને તેમની જ મદદોથી આગળ વધતા યુવકોને તેમના પ્રત્યે અસંતોષ થતો અને તેમની સાથે ઘર્ષણો પણ થતાં. એ જ સંસ્થાઓમાં કામ કરી રહેલા શિક્ષકોને પોતાના સમજી તેમને પોતાના આદર્શોનો રંગ લગાડવા મોતીભાઈ કંઈ કંઈ પ્રયત્નો કરતા હતા. પણ તેની અસર નહિ જેવી જ થતી. એ સર્વથી મોતીભાઈને સ્પષ્ટ થતું હતું કે પોતે જ રચેલી સૃષ્ટિમાં પોતે અસ્થાને હતા!

*

પોતે સ્થાપેલી બીજી પ્રવૃત્તિઓમાં પણ તેમને વસોના જેવો જ અનુભવ થવા લાગ્યો હતો. પ્રવૃત્તિઓ જન્માવી હતી, અને યુવકોમાં શ્રદ્ધા રાખી તેમને તે સોંપી હતી. બહાર રહીને થાય તેટલી મદદો કરી હતી. અને સલાહ સૂચનાઓ આપી હતી. કામ થયે ગયું હતું અને પોતે જ્યારે આગેવાની લેતા ત્યારે તે થઈ શકતું હતું. પણ એ સર્વ સાથેનો પોતાનો સંબંધ છોડવાના હેતુથી આજ સુધી ચાલેલા વહીવટને સમજવા અને તેની સાફસૂફી કરવા તેમણે ઊંડા ઊતરી તેની તપાસ કરી. તો તેમાં તેમણે નહિ કલ્પેલી એવી પ્રગતિરોધક સ્થિતિ જણાઈ. એકેએક કામમાં, નાનામાં નાની વિગતમાં સેવાભાવ, ચારિત્ર્યશુદ્ધિ, બારીક કરકસર અને પ્રગતિના સિદ્ધાન્તો પ્રમાણે વર્તવા ટેવાયેલા અને બીજાને તે પ્રમાણે વર્તવા પ્રેરનાર મોતીભાઈને પોતાની જ પ્રવૃત્તિઓની આ સ્થિતિ જોઈ આઘાત લાગ્યો. હિંમત રાખી તેમણે તેના ઉકેલ શોધવા માંડ્યા. એકેએક ઉકેલ કર્યા પણ ખરા, છતાં ધર્મસંકટો એક પછી એક આવી ખડાં થવા લાગ્યાં.

*

કૉંગ્રેસ સરકાર આવવાથી દેશસેવાનાં સ્વપ્નો ફળીભૂત થવાની તેમને અપૂર્વ આશા બંધાઈ. તે માટે તેમણે ચરોતરના યુવકોને અપીલો કરી, કૉંગ્રેસના કાર્યકર્તાઓને મળી તેમને સહકાર આપવાની ઇંતેજારી બતાવી, પણ તેમના જ વિદ્યાર્થીઓ તેમની સાથે હાથ મિલાવવા તૈયાર જણાયા નહિ. છતાં સરકારી યોજનાઓને પોતાના

અનુભવનો લાભ મળે તે માટે પોતે પોતાની સેવા આપવાની ઇચ્છા જાહેર કરી અને પોતાની રીતે લોકહિતની પ્રવૃત્તિઓ એક પછી એક શરૂ કર્યે ગયા.

*

આમ પ્રવૃત્તિઓ વધતી જતી હતી અને થાય તેટલી સેવા કરી લેવાની ધગશ સંતોષાતી હતી. પણ એ સર્વના પરિણામ ઉપર નજર ફેંકતાં લોકસ્થિતિનું દશ્ય સંતોષકારક નહોતું લાગતું. આ વિષે એક વર્ષ ઉપર ઠક્કરબાપાને લખેલા એક પત્રમાં લાક્ષણિક નિખાલસતાથી મોતીભાઈએ લખ્યું હતું (તા. ૭–૯–'૩૭):

'એક વર્ષ કામનું પૂરું થયું, છતાં હજી ચોક્કસ દિશા નક્કી થઈ શકતી નથી. પ્રયોગો ચાલે છે, પ્રયત્નો થાય છે, પણ સફળતા મળવા બહુ સંભવ ઓછો છે. ગોખલેજીએ જમીન ખેડી. ઢેફાં ભાગવાનું કામ આપ અને નેતાઓ કરો છો. વાવણી પણ કોઈ કરશે. લણવાનું કામ બીજા કરશે, અને ભોગવનાર કદાચ હવે પછી જન્મશે. મારે આ પ્રદેશમાં હજી પડતર જમીન ભાગવાનું કામ કરવાનું આવ્યું છે. એટલું કરતાં આવડે અને કામમાં ધીરજ રહે તો તેટલાથી સંતોષ છે.

ભાઈ . . . સાથે એક રાત્રિ ગાળી, ગૃહઉદ્યોગો અને ગ્રામ-ઉદ્યોગો સંબંધી વાતચીત કરી. તેમના વિચારે, આ દેશમાં કોઈ 'સેન્ટ્રલ ઇન્ડસ્ટ્રી' મોટા પાયા ઉપર જામે નહિ ત્યાં સુધી ગૃહઉદ્યોગો શકય નથી. જાપાનના ગૃહઉદ્યોગો તે જ ધોરણે ચાલે છે.

મારી મુશ્કેલીઓ નવા ઉદ્યોગો જમાવવામાં તો બહુ ભારે છે એ સમજું છું; પણ હાથવણાટનો ઉદ્યોગ સજીવન કરવામાં પણ કંઈ જ થઈ શકતું નથી, એ બહુ દુઃખની વાત છે. ઘણી બાબતોમાં માથું મારું છું, એટલે એક પણ સંગીન કાર્ય ચોક્કસ સ્વરૂપમાં થઈ શકયું નથી, એમ લાગે છે. અને બધા ક્ષેત્રમાં કામ કરવાનું છોડી શકતો નથી. જે તે વખતે જે હાથમાં આવે તે લઉં છું; અને કામ એટલાં બધાં મળી આવે છે કે દિવસના કલાક ઓછા પડે છે. 'બી. પી.' (બ્લડ પ્રેશર — લોહીનું દબાણ)ના કારણે શરીર પણ સાચવવું પડે છે. આ બધું તો ઠીક ઠીક ચાલ્યા કરે છે, પણ મારે માટે દુઃખ અને ચિંતાનો વિષય નીચે પ્રમાણે છે:

લોકો આંકફરક અને જુગારમાં ખુવાર થાય છે. પોલીસ લાંચ મળવાના કારણે અને કર્તવ્યવિમુખ હોવાથી કંઈ જ કરી શકતી નથી. ગામડાના લોકનેતાઓ પ્રમાદી, સ્વાર્થી અને અજ્ઞાન હોવાથી સત્તા ગુમાવી બેઠા છે, એટલે તેઓ કંઈ જ કરી શકે તેમ નથી. કોઈક જ ગામ કુસંપ વિનાનું હશે. સરકાર-દરબારે ચડી ભારે ખુવાર થાય છે. લગ્નમરણોનાં ખર્ચોમાંથી પણ લોકો ઊગરી શકતા નથી. યજ્ઞ, ગંગાપૂજન, વાસ્તુ, શ્રાદ્ધ, એવાં ભિન્ન ભિન્ન નિમિત્તનાં ખર્ચો લોકો કર્યે જ જાય છે. આ બધા બાબતોમાં જ્યાં સુધી ફેરફાર ન થાય ત્યાં સુધી આરોગ્ય, સહકાર, ગૃહઉદ્યોગ, પછાત કોમોની સુધારણા, વગેરે વગેરે પ્રશ્નો સારી રીતે છેડી શકાતા નથી. મને પોતાને જ લાગી આવે છે કે બીજી દિશાના પ્રયત્નો બહુ પરિણામ નથી લાવી શકતા.

દાખલા તરીકે, પેટલાદ મહાલના એક એક ગામમાં શાળા છે, પુસ્તકાલય છે, ઔષધાલય છે, ગ્રામપંચાયત છે, સહકારી મંડળી છે, દેવમંદિર છે અને સામાન્ય રીતે લોકો સુખી છે. છતાં તાલુકો કોઈ એક સારી બાબતમાં આગળ વધતો નથી, કારણ કે એક-બીજાને મદદ કરીને આગળ વધવાનું કોઈ સમજ્યું નથી. નવી દૃષ્ટિએ કોઈ ગામને આદર્શ કહીએ એવું ગામ જણાતું નથી. જેમને આપણે ગામના સાચા, સારા નેતાઓ ગણીએ તેઓ પ્રામાણિક નથી અને યુવકોની દૃષ્ટિ જુદી દિશા તરફ ગઈ છે. એમનામાં જે સાદાઈ જોઈએ, સેવાનાં કામો માટે જે ધગશ જોઈએ, નવું કરવાની જે જિજ્ઞાસા જોઈએ અને સેવાભાવ અને સ્વાર્થત્યાગ જોઈએ, તેમાંનું ઘણું ઓછું જોવામાં આવે છે. સેવાભાવી યોગ્ય શિક્ષકો સહેલાઈથી મળી શકતા નથી. એટલે વસ્તુસ્થિતિમાં કંઈ જ ફેર પડતો નથી. છતાં કાર્ય તો એક વા બીજી રીતે થયે જ જાય છે અને બાહ્ય દૃષ્ટિએ પ્રગતિ દેખાયે જાય છે.'

## ૧૨

# છેલ્લા વર્ષનો કાર્યક્રમ

(તા. ૨૫-૧૨-'૩૮ સુધી)

બેંક અને રેલસંકટ મકાન બાંધનારી મંડળીની સભાઓ પછી થોડા દિવસે દિવાળી આવી. તે દિવસોમાં બેસતા વર્ષને દિવસે મોતીભાઈએ ચાલતા આવેલા રિવાજ મુજબ વસો ગામને માટે નવા વર્ષનો કાર્યક્રમ જાહેર કર્યો.

વસો ગામને નવા જમાનાનું નમૂનેદાર ગામ બનાવવા તેમણે ૫૦ વર્ષ સુધી સતત પ્રયત્નો કર્યા હતા. છેલ્લાં બે ત્રણ વર્ષ દરમ્યાન આ પ્રયત્નો વીજળીવેગે વધારી દીધા હતા. અને એક વર્ષ પછી એ સર્વ પ્રયત્નો તે છોડવા માગતા હતા. એટલે આ વર્ષની સભામાં તેમણે ગામની પ્રગતિ માટે કરવાનાં કામોની લાંબી યાદી રજૂ કરી:

૧. ઑનરરી મૅજિસ્ટ્રેટની નિમણૂક.

૨. દવાખાનામાં દરદી માટેના એક ખંડની જરૂરિયાત.

૩. સ્ટેશન માટે વેઈટિંગ રૂમ.

૪. સરકારી રેસ્ટ હાઉસની જરૂર.

૫. દવાખાના માટે સુધરાઈએ આપવો પડતો રૂ. ૯૦૦નો વાર્ષિક ફાળો ઘટાડવાની જરૂરિયાત.

૬. ગોપાળદાસ બાગમાં ૫૦ બાંકડાની ગોઠવણ.

૭. સંકટનિવારણ ફંડ.

૮. જ્ઞાનસપ્તાહ: ધર્મ, કેળવણી, પુસ્તકાલય, સહકાર, સુધરાઈ, વેપારઉદ્યોગ ને પછાત કોમો: એ વિષયો ઉપર જાહેર ભાષણો.

૯. 'સુધરાઈ સહાયક મંડળ'ની ખિલવણી.

૧૦. સાર્વજનિક ક્રીડાંગણ અને વિશ્રાંતિસ્થાન.

૧૧. ખેતીસહાયક યોજના: બી, ખાતર, ઓજાર, પ્રવાસ, ઓછે વ્યાજે નાણાં, વગેરે.

૧૨. વણાટસહાયક યોજના.
૧૩. નાના કારીગરોને બેંકની સહાય.
૧૪. યુવક મંડળ, વિદ્યાર્થી મંડળ વા સેવા મંડળ દ્વારા જનસેવાનાં કામો.
૧૫. કુસંપનિવારણ (લવાદ) મંડળ.
૧૬. ટ્રસ્ટી મંડળ.
૧૭. પ્રગતિ મંડળ.
૧૮. સરકારી ગુજરાતી શાળા માટે મકાન.
૧૯. સુધરાઈ માટે સ્થાનિક અધ્યક્ષ.
૨૦. સ્વતંત્ર પ્રસૂતિગૃહ થતાં સુધી કામચલાઉ પ્રસૂતિગૃહ.
૨૧. કન્યાશાળાનું મકાન.
૨૨. કન્યાવિદ્યાલયની ખિલવણી.
૨૩. સ્વતંત્ર પ્રસૂતિગૃહ.
૨૪. સાર્વજનિક પુસ્તકાલયના મકાનનો વધારો.
૨૫. કન્યા વ્યાયામ મંદિરની ખિલવણી.

આ બધાં કામો માટે મોતીભાઈએ યોજનાઓ વિચારી રાખી હતી. નાણાં મેળવવાના માર્ગ શોધી મૂક્યા હતા, અને ભૂમિકા રચી રાખી હતી. આ કામો કરવા માટે ગામના સર્વ કાર્યકર્તાઓનો, સંસ્થાઓનો, જ્ઞાતિઓનો, અને સરકારનો સહકાર જરૂરી હતો. એ સહકાર મળે તે માટે તેમણે પોતાની જાત અને પ્રતિષ્ઠાને ભોગે પ્રયત્નો કર્યા હતા. પણ થોડાક જુનવાણી લોકોએ તેમને ફાવવા દીધા નહોતા. કુસંપ અને વેરઝેરથી માણસ પોતે પોતાની જાતને તેમ જ બીજાને કેટલું બધું નુકસાન કરે છે તેના નમૂના મોતીભાઈએ જાહેર કરેલી વસોમાં કરવાનાં કામોની યાદીની કેટલીક વિગતોના ઇતિહાસમાં મળી રહે છે. એ કારણે જ એમાંની કેટલીકનો ટૂંક ઇતિહાસ અત્રે નોંધાશું.

ગામમાં ગરીબ અને પછાત વર્ગને સુખસગવડ મળે, ન્યાય મળે અને તેમના હિતના પ્રશ્નોનો અભ્યાસ કરી તેનો નિકાલ થાય તે માટે ગામની સુધરાઈનું તંત્ર ચારિત્ર્યવાન અને સેવાભાવી લોકોના હાથમાં હોવું જોઈએ, એમ સમજી મોતીભાઈએ સારા, સમજુ અને

પ્રતિષ્ઠિત ગૃહસ્થોને તેમાં સભાસદ થવા પ્રેર્યા હતા. એ સભાસદોએ સુધરાઈનો વહીવટ સુધારવા પ્રયત્ન કર્યા એટલે દ્વેષીલા લોકોએ એનો વિરોધ કર્યો. એ વિરોધનો સામનો થયો એટલે એ સામનો કરનાર સભાસદો, મોતીભાઈ, અને તેમનું કેળવણી મંડળ અને યુવક મંડળ સૌની વિરુદ્ધ પ્રચારકાર્ય ચાલ્યું. આનું પરિણામ એ આવ્યું કે સુધરાઈના સભાસદોમાં ઝઘડા અને પક્ષ જાગ્યા. એક પ્રશ્નને કારણે આ ઝઘડો ખૂબ વધી પડ્યો અને સુધરાઈ દ્વારા ગામની સેવા કરવાના શુભ હેતુથી જ એમાં જોડાયેલા એના ઉપાધ્યક્ષ ઉપર વિરોધી લોકોએ કંઈ કંઈ આરોપો મૂક્યા. સરકારે મોતીભાઈની સલાહથી એ ઉપાધ્યક્ષને 'ઑનરરી મૅજિસ્ટ્રેટ' નીમવાનો વિચાર કરેલો. તે આ આરોપોને કારણે માંડી વાળ્યો. આ આરોપોમાં એક એ હતો કે ઉપાધ્યક્ષે સિદ્ધાંતને કારણે કોઈક બાબતનો વેરો ભર્યો નહોતો. મોતીભાઈને આ વાતની ખબર પડી. તે તરત જ તે ગૃહસ્થ પાસે દોડી ગયા. હકીકત જાણી અને આરોપ ખોટો હતો તેની ખાતરી કરી. છતાં ગામમાં સંપ થાય તે માટે વેરો ભરી દેવાની સૂચના કરી. ઉપાધ્યક્ષ સાહેબ પોતે ન ભરે તો મોતીભાઈ જાતે ભરે એમ પણ સૂચવ્યું. પણ એમ કરે તો આરોપ કબૂલવા જેવું થાય. એટલે ઉપાધ્યક્ષ સાહેબે તેમ કરવા ના પાડી. અને મોતીભાઈના અથાગ પ્રયત્ન છતાં ગામને તે ગૃહસ્થની સેવા મળતી બંધ થઈ અને તે સાથે ગામને સરકાર તરફથી 'ઑનરરી મૅજિસ્ટ્રેટ'નું પદ મળવાનું પણ અટકી પડ્યું!

આ બનાવ ૧૯૨૪માં બનેલો. ત્યારથી વસો ગામમાં વેરઝેર અને પક્ષાપક્ષી કાયમ થયાં હતાં. એ મટાડવા મોતીભાઈ પ્રયત્નો કર્યા જ કરતા હતા. અને દ્વેષીલા લોકો એમની સામે અને એમનાં કામો સામે કાદવ ઉડાડ્યે જતા હતા.

*

મોતીભાઈનું કેળવણી મંડળ અને બૅંક — એ બેની સવ પ્રવૃત્તિઓ ટીકા અને નિંદાને પાત્ર બની રહી હતી. એક આક્ષેપ એ હતો કે, 'બૅંકથી શો ફાયદો? બૅંક તો ખેડૂતો માટે કાઢી હતી, અને ખેડૂતોને તો કંઈ લાભ થતો નહોતો.'

આ આક્ષેપ ૧૯૩૦ના સત્યાગ્રહ પછી જોરભેર અને વાતવાતમાં થવા લાગ્યો. મોતીભાઈ એક દિવસ ખેડૂતોને જઈ મળ્યા. તેમની સાથે વાતો કરી :

'તમારે કેવી મદદ જોઈએ ?'

'અમને ઓછા વ્યાજે નાણાં મળવાં જોઈએ.'

'ઓછા વ્યાજે તમને નાણાં આપી શકાય તે માટે બૅંકને થાપણો કોણ આપે ? તમારામાંથી કોઈ આપવા તૈયાર છે ?'

ખેડૂતો શો જવાબ આપે ?

મોતીભાઈએ બીજો ઉપાય સૂચવ્યો.

'ચાલો, એક બીજો રસ્તો દેખાડું. આપણે ખેડૂતોને મદદ કરવા એક સ્વતંત્ર મંડળી કાઢીએ. તે માટે તમારામાંથી અગિયાર જણ સભાસદ થાય એવું કરો. એ મંડળીને રૂ. ૧૦,૦૦૦ બૅંક ધીરે એવી વ્યવસ્થા હું કરીશ. . .'

તેનો પણ કંઈ જવાબ ખેડૂતો ન આપી શક્યા. વર્ષો સુધી મોતીભાઈએ રાહ જોઈ. 'કેળવણી મંડળે કે બૅંકે ખેડૂતો માટે શું કર્યું ?' એમ પૂછનાર અને નિંદા કરનારમાંથી કોઈ મોતીભાઈની યોજનામાં જોડાવા આગળ આવ્યું નહિ. નિંદા થયા કરી, અને મોતીભાઈએ નિંદાનો સામનો નિંદાથી કરવાને બદલે ખેડૂતોના લાભની યોજનાઓ થઈ શકે તેની રાહ જોવા લાગ્યા.

આખરે બૅંકના પ્રમુખપદેથી તેમણે ખેડૂતો અને કારીગરો બંનેના લાભની યોજનાઓ શરૂ કરાવી અને તેને કાયમ કરવા બૅંકના નિયમોમાં ફેરફાર કરાવવા તથા સ્વતંત્ર સહકારી મંડળીઓ કાઢવા તૈયારી કરી.

*

ગામની પ્રગતિ માટે થયેલા બધા પ્રયત્નોમાં મોતીભાઈને એક મહાન ખામી ખૂંચતી હતી — તે સ્ત્રીઓની ઉન્નતિના પ્રયત્નોની. તે માટે તેમણે નિવૃત્તિ પછીનાં બે વર્ષોમાં ઝડપથી કામ લીધું હતું. મહિલા પુસ્તકાલય, કન્યાવિદ્યાલય, અને કન્યાશાળાનું મકાન — આ ત્રણેય પ્રશ્નો એકી સાથે ઉપાડ્યા હતા અને તે લગભગ ઉકેલાયા હતા. કન્યાશાળાના મકાન માટે નાણાંની યોજના થઈ હતી. કન્યાવિદ્યાલયના નિભાવ માટે નાણાં મેળવવાની જરૂર હતી. આ

ખાતે વાર્ષિક રૂ. ૨,૦૦૦ જોઈએ. તે મેળવવા તેમણે વાર્ષિક સો સો રૂપિયા આપવા ગામના યુવકોને વિનંતી કરી અને તેવાં દશ નામ મેળવી લીધાં. કન્યાવિદ્યાલય સ્થપાયું તે જ અરસામાં (તા. ૧૬–૧–'૩૮) એ કામમાં રસ લઈ રહેલા વસોના ચુનંદા નાગરિક મણિભાઈ મોતીભાઈ અમીન ગુજરી ગયેલા. તેમના સ્મારક માટે રૂ. ૩,૦૦૦ એકઠા થયેલા, તે આ કન્યાવિદ્યાલયના નિભાવ માટે ગામલોકોએ ટ્રસ્ટ તરીકે સોંપ્યા અને કન્યાવિદ્યાલય સાથે એ સદ્‌ગત આત્માનું નામ જોડવાનું ઠરાવ્યું (તા. ૨–૪–'૩૮). આ સાથે જ એ કન્યા વિદ્યાલયને અંગે કન્યા વ્યાયામ મંદિર શરૂ કરવામાં આવ્યું અને કન્યાશાળાનું મકાન બંધાયા પછી ગામની કન્યાકેળવણી માટે કરવાના પ્રયત્નોની રૂપરેખા વિચારાવા લાગી.

સ્ત્રીઓની સેવા માટે બીજો મહાન પ્રશ્ન પ્રસૂતિગૃહ બાંધવાનો મોતીભાઈએ વર્ષોથી ઉપાડ્યો હતો. આ માટે સરકાર તરફથી મળતી સવલતોનો અભ્યાસ કરી તેમણે સૌથી પ્રથમ વસોના સરકારી દવાખાનાને અંગે કેળવાયેલી દાયણની નિમણૂક થાય તે માટે તજવીજ કરી હતી. આ તજવીજને પણ વિઘ્નો સહન કરવાં પડ્યાં હતાં.

હકીકત એ હતી કે દાયણની નિમણૂક ખાતે વાર્ષિક રૂ. ૭૨૦) ખર્ચ થાય. તેની અર્ધી રકમ ગામે આપવી જોઈએ. આ રકમ કોણ આપે એ પ્રશ્ન હતો. તે માટે મોતીભાઈએ એવો રસ્તો કાઢેલો કે રૂ. ૯૦) સુધરાઈ આપે અને રૂ. ૯૦) મોતીભાઈ લાવી આપે. આ યોજના સુધરાઈએ સ્વીકારેલી. છતાં વહીવટી ભૂલને કારણે એનો અમલ થતો અટકેલો. એ ભૂલ સુધરાવતાં મોતીભાઈને ઘણી મહેનત પડી, છતાં તેમણે પ્રયત્ન જતો ન કર્યો, અને દાયણની નિમણૂક કરાવી ત્યારે ઝંપ્યા. ના, ઝંપ્યા નહિ, પણ વધારે પ્રયત્નશીલ બન્યા. એક બાજુથી એ દાયણનો લોકો લાભ લે તે માટે પત્રિકાઓ લખી પ્રગટ કરી, ગામમાં જુદા જુદા લત્તામાં ભાષણો ગોઠવ્યાં. આ કામને અંગે સરકારી ધારાધોરણો મેળવી પ્રગટ કર્યાં, અને બીજી બાજુ દાયણની સેવાનો લોકોને સદા લાભ મળે તે માટે દવાખાનાને અંગે પ્રસૂતિગૃહ બાંધવાની યોજના વિચારી તે માટે નાણાં મેળવવા તજવીજ શરૂ કરી. આ માટે રૂ. ૪,૦૦૦)

સુધરાઈ પાસેથી વ્યાજે મેળવવા, રૂા. ૧૨,૦૦૦) ગામમાંથી ધર્માદા મેળવવા અને બીજા તેટલા સરકાર આપે — એમ ઠર્યું અને તે પ્રમાણે ગોઠવણ પણ થઈ ગઈ.

*

આ પછી ગામની કેળવણી માટે સૌથી તાત્કાલિક ઉકેલ માગતો પ્રશ્ન સરકારી અંગ્રેજી શાળાને કેળવણી મંડળના વહીવટમાં લઈ લેવા વિષે નિર્ણય કરવાનો હતો. આ નિર્ણય વર્ષો પહેલાં થવો જોઈતો હતો. પણ એમ થાય તો સરકારી શાળામાં નોકરી કરતા ગામના શિક્ષકોને ઘેર બેસવું પડે તેમ હતું. તે આફતમાંથી બચવા મોતીભાઈ એ પ્રશ્ન સામે ઉદાસીન રહેતા હતા. પણ દિવસે દિવસે સ્થિતિ એવી થતી ગઈ કે સરકારે જ એને બંધ કરવાની દરખાસ્ત મૂકી. મોતીભાઈએ ગામના લોકોની સભા ભરી. સરકારની આ દરખાસ્ત ઉપર વિચાર કર્યો. અને આખરે સરકારી શાળાનો વહીવટ અમુક શરતોએ કેળવણી મંડળ સ્વીકારે એમ ઠર્યું.

*

આ પછી સરકારી ગુજરાતી શાળાની સુધારણાનો પ્રશ્ન હતો. એ શાળાની મુલાકાત લઈ તેની સ્થિતિનું વિગતવાર વર્ણન મે માસમાં ગિજુભાઈનો શિક્ષણવર્ગ ભરાયો ત્યારે મોતીભાઈએ લખ્યું હતું. એ પ્રશ્નના નિકાલ માટે હજારો રૂપિયાની જરૂર હતી. એ ક્યાંથી મેળવવા એ પણ વિકટ પ્રશ્ન હતો. છતાં મોતીભાઈએ એને પણ હાથમાં લીધો.

*

આ ઉપરાંત સંકટનિવારણ, કુસંપનિવારણ, સેવાનાં કામો, વગેરે પ્રશ્નોને માટે કાયમની યોજનાઓ કરવાની પણ તૈયારી કરી હતી અને એ સર્વ સારી રીતે થયે જાય તે માટે ગામના આગેવાનો અને કાર્યકર્તાઓના સહકાર અને વિચારોની આપલેની કાયમી યોજના તરીકે ગામને માટે 'પ્રગતિમંડળ'ની યોજના પણ ઘડી હતી.

*

જેમ વસોને માટે તેમ પેટલાદ તાલુકાને માટે અને ચરોતર પ્રદેશને માટે યોજનાઓ વિચારાતી હતી. પેટલાદ તાલુકા માટે 'પ્રગતિમંડળ'નો ખરડો તૈયાર પણ કર્યો હતો, અને ચરોતર પ્રદેશને

માટે હરિપુરાથી આવ્યા પછી બીજી પુસ્તકાલય પરિષદ આણંદમાં ભરવાની તૈયારીઓ જોશભેર ચાલતી હતી. આ અરસામાં મુંબઈ પ્રાંતની સરકારે પ્રૌઢશિક્ષણના પ્રચાર માટે રૂા. ૫૦,૦૦૦ ખર્ચવાની યોજના જાહેર કરી, અને તેની વ્યવસ્થા માટે 'પ્રૌઢ-શિક્ષણ સમિતિ' નીમી. આ સમિતિના કાર્યક્રમમાં અક્ષરજ્ઞાનના પ્રચાર સાથે પુસ્તકાલયોનો પ્રચાર કરવાનો પણ કાર્યક્રમ હતો. એ જોઈને મોતીભાઈને ઉત્સાહની પાંખો ફૂટવા લાગી અને ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર માટે સરકારે શું કરવું જોઈએ તે માટે તેમણે સૂચનાઓ લખી લાગતાવળગતાને મોકલી, અને આ કામે પોતાની સેવા આપવાની તત્પરતા બતાવી. 'પ્રૌઢશિક્ષણ સમિતિ'માં પોતે માગીને સભ્ય બન્યા, અને એ સમિતિના સભ્યો ગુજરાતને પ્રવાસે આવ્યા ત્યારે તેમને ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિનો પરિચય કરાવવા તેમને માટે ચરોતરનો પ્રવાસ ગોઠવ્યો.

આ પ્રવાસમાં મોતીભાઈએ ચરોતરની પ્રગતિનું માપ પહેલી વાર જોયું. અને પ્રવાસ પૂરો થયે તેનું વિગતવાર વર્ણન તેમણે લખી 'ચરોતર'માં પ્રગટ કર્યું (તા. ૨૬–૧૧–'૩૮). આ પછી થોડા દિવસે મુંબઈમાં અખિલ હિંદ કેળવણી પરિષદ ભરાવાની હતી. એ પરિષદમાં જવાનાં મોતીભાઈએ જીવનભર સ્વપ્નો સેવ્યાં હતાં, પણ તક મળતી નહોતી. તે આમ એકાએક મળી ગઈ, એટલે હરખભેર તે મુંબઈ ઊપડ્યા (તા. ૨૪–૧૨–'૩૮).

ત્યાં શહેરમાં બધુંય મળશે. પણ પૈસા ખર્ચતાંય ન મળે તેવી એક વસ્તુ છે — અને તે તમારાં બધાંનો સહવાસ.

( વસો છોડતાં, તા. ૧૯–૧–’૩૯ ) સ્વ. મોતીભાઈ અમીન

## અંતિમ ઇચ્છાઓ

૧. હું પરમ શાંતિ અનુભવું છું. મારા મનમાં કંઈ જ ચિંતા ઉદ્વેગ નથી. મારે જેની ચિન્તા હતી તે મારી પત્ની મારી આગળ છે તેથી, અને મારાં જે કામો છે તે જે માણસોના હાથમાં છે તેમના મને પૂર્ણ શ્રદ્ધા છે એટલે, અત્યારે અંતઘડીએ મને ઈશ્વર ર આધ્યાત્મિક વિચારો વિના બીજું કંઈ જ સાંભરતું નથી.

૨. હું અપુત્ર હોવા છતાં, મારા કુટુંબીઓએ અને મિત્રોએ મ જે સેવા અને શુશ્રૂષા કરી છે તે વિચારું છું ત્યારે મને લાગે છે કે મ અનેક પુત્રો છે. તેમની મારા પ્રત્યેની મમતા અને સ્નેહની લાગણી બદલો હું વહેલો વાળી શકું તે જ એકમાત્ર ઇચ્છા છે.

૩. મને અત્યારે પરમ શાંતિ હોવાનું એક કારણ એ છે કે, મળ્યા છે તેવા પ્રામાણિક અને ભાવનાશાળી મિત્રો અને સાથીદારો જ થોડાને મળ્યા હશે. મારા મિત્રોએ અને સાથીદારોએ મારા પ્ર જે વફાદારી બતાવી છે તે બદલ તેમનો બધાનો હું આભાર માનું અને વસોના લોકોએ તેમને ન રુચે તેવા મારા કેટલાક સામાજિક વિચારે નિભાવી લઈ મારાં કાર્યોમાં જે સાથ આપ્યા કર્યો છે અને બીજાં ગામો માફક મારાં કાર્યોમાં ભારે વિઘ્નો નથી નાખ્યાં તે બદલ વસોના લે પ્રત્યે મારા તરફની આભારની લાગણી વ્યક્ત કરું છું.

૪. વસોમાં કોઈ દુઃખી હોય, કોઈના ત્રાસથી વા જુલમથી પીડા હોય વા નિરાધાર હોય, તેને આશરો આપવાનું કાર્ય મને વધુ પ્રિય છ મારી પછીના લોકો જેમને મારા પ્રત્યે લાગણી હોય તેમણે મારું એ કા ચાલુ રાખવું અને દુઃખીને રાહત આપવાની યોજનાઓ કરવી એ મારી અંતિમ ઇચ્છા અને સંદેશો છે.

૫. કેટલાક લોક એમ કહે છે કે વસોમાં અને ચરોતરમાં પ્રવૃત્તિઓ છે તે હું છું ત્યાં સુધી જ ચાલવાની છે. આ માન્યતા ખે પાડવાની અને મારાં કાર્યો નિર્વિઘ્ને ચાલ્યાં કરે તે જોવાની મારી ભલામ મારા મિત્રોને પહોંચાડશો. મારા સાચા મિત્રો એટલું તો જરૂર કરે મારી પ્રવૃત્તિઓ મરી ન જાય તે જુએ.

૬. વસોને મેં મારું ગણ્યું છે. વસોની આબરૂ ને પ્રતિષ્ઠા વધે તે મારી જ આબરૂ અને પ્રતિષ્ઠા વધીઘટી એમ સમજતો હતો. હું મારું વસો મારા મિત્રોને સોંપતો જાઉં છું અને તેની ઉન્નતિ આબાદી માટે તેઓ સદા જાગ્રત રહે તેવી મારી ભલામણ છે.

તા. ૨૭, ૨૮, ૨૯, જાન્યુઆરી, ૧૯૩૯ **સ્વ૦ મોતીભાઈ અમ**

१

# રૂપબા – અવસાન

(તા. ૨૯–૧૨–'૩૮)

છેલ્લા થોડા માસથી મોતીભાઈની મુંબઈ – પૂનાની મુલાકાતો વધી પડી હતી. તે કૉલેજમાં ભણતા ત્યારથી પૂના તેમની પ્રેરણા-ભૂમિ બન્યું હતું. પાછળથી 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' નીકળતાં અને ઠક્કરબાપા સાથે પરિચય થતાં તે એક યાત્રાનું ધામ બન્યું હતું. અને વખત જતાં ઠક્કરબાપા સાથેનો સંબંધ ગાઢ થતાં પૂના મોતીભાઈનું વિશ્રામસ્થાન બન્યું હતું. કામ કરતાં થાક લાગે, મુશ્કેલીઓ મૂંઝવતી હોય, નવું નવું જાણવાની ઇચ્છા થાય, પ્રેરણા કે શ્રદ્ધા ખૂટી પડતી લાગે ત્યારે, એક બાળક જેમ માતા પાસે દોડી જાય તેમ, મોતીભાઈ 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'માં ઠક્કરબાપા પાસે દોડી જતા અને ત્યાં થોડા દિવસ રહી શરીરે અને મને પ્રફુલ્લ થઈ પાછા ફરતા.

આ તીર્થયાત્રા બે દશકા સુધી ચાલ્યા પછી આ વર્ષે એ યાત્રાના ધામમાંથી ધર્મપ્રચાર — એમનો ધર્મ એટલે પુસ્તકપ્રચાર — નો પેગામ નીકળ્યો હતો. તેને મદદ કરવા તે દોડાદોડી કરી રહ્યા હતા. મુંબઈ સરકારે તેમની સેવાઓનો લાભ લેવાની ઇચ્છા દર્શાવી હતી, અને જાન્યુઆરી ૧૯૩૯માં એ સરકારના વડા પ્રધાન નામદાર ખેર સાહેબને પ્રમુખપદે આણંદમાં બીજી પુસ્તકાલય પરિષદ ભરવાની હતી. એટલે મુંબઈ જઈ સરકારની પુસ્તકાલય પ્રવૃત્તિ વિષેની નીતિ, યોજના, વગેરેની માહિતી મેળવી પરિષદ દ્વારા ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનો ભાવિ કાર્યક્રમ નક્કી કરવાનો હતો. આ ઉપરાંત 'પ્રૌઢશિક્ષણ સમિતિ'ના કામને વેગ આપવા સલાહસૂચનાઓ આપવાની હતી, અને ચરોતરમાં એ સમિતિના કાર્યક્રમનો અમલ થાય તે માટે યોજનાઓ વિચારવાની હતી. વળી આ અરસામાં 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.' ના વધુ શેર ભરાવવાનું કામ ચાલતું

હતું, અને એ મંડળીને ધોરણે ગુજરાત પ્રાંત માટે ' વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ ' કાઢવાની યોજના વિચારાતી હતી. એક જ વર્ષ કામ કરવાનું બાકી હતું છતાં, પોતાને સૌથી વધુ પ્રિય એવાં પુસ્તક-પ્રચારની અને વિદ્યાર્થીઓને સહાય કરવાની યોજનાનાં કામો જો પોતાની મદદથી ગુજરાતભરમાં વ્યાપે તેમ હોય તો, પ્રવૃત્તિમય જીવનનો કાર્યક્રમ લંબાવવો એમ પણ મનમાં સંકલ્પ થઈ ચૂક્યો હતો.

અખિલ હિંદ કેળવણી પરિષદ પૂરી થયે મુંબઈમાં આ સર્વ કામોના નિર્ણયો થવાના હતા અને કાર્યક્રમો ઘડાવાના હતા. પણ વિધાતાએ બીજું જ નિર્મ્યું હતું.

પરિષદનું કામ બે દિવસ ચાલ્યા પછી ત્રીજે દિવસે મોતીભાઈને ઓચિંતો તાર મળ્યો. તેમાં તેમનાં પત્ની રૂપબાની ગંભીર માંદગીના સમાચાર હતા. એટલે મનના મનસૂબા છોડી તરત વસો દોડવું પડ્યું !

*

ઘેર આવીને જોયું તો રૂપબાની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. આંખો વર્ષોથી નબળી પડી ગઈ હતી, અને બીજી ઇંદ્રિયો એક પછી એક ઘસાતી જતી હતી.

કેટલાક વખતથી તો શરીર છેક નરમ રહેતું. મોતીભાઈએ એમની સેવા માટે નોકરચાકરોની વ્યવસ્થા કરી હતી, અને વિદ્યાર્થી-રસોઇયા રાખી ઘરમાં પુત્રપુત્રીઓની ખોટ પૂરી હતી. છતાં એમાંથી કોણ પહેલું રજા લેશે એ નક્કી નહોતું. એટલે બંને એકબીજાના ભાવિની ચિંતા કરતાં અને બધા સંજોગોનો વિચાર કરી એમણે સમજપૂર્વક નક્કી કર્યું હતું કે રૂપબા મોતીભાઈ પહેલાં જાય તો રૂડું થાય.

*

મોતીભાઈ અને રૂપબાનું લગ્ન બંનેની બાલ્યાવસ્થામાં થયેલું. એ અવસ્થાથી જ મોતીભાઈ પાટીદાર જ્ઞાતિના ' વહુ ' સાથેના વ્યવહારની ગલીકૂંચીઓનો મર્મ સમજતા થયેલા. અને તેમાંથી પોતાની પત્નીને બચાવી લેવાની તેમને ચીવટ પેઠેલી. જેમ જેમ ઉમ્મર વધતી ગઈ અને પુસ્તકોમાંથી નવા નવા વિચારોની પ્રેરણા મળતી ગઈ, તેમ તેમ તેમણે પત્નીનું કુરિવાજોથી રક્ષણ કરવાનું અને તેને પોતાના આદર્શો અને વિચારોનો રંગ લગાડવાનું વિકટ કામ

કુનેહથી અને દઢતાથી કરવા માંડેલું. વિદ્યાભ્યાસ પૂરો થયે પાટણ નોકરીએ ગયા ત્યાં એ કામ ચાલુ રાખેલું. પણ પાટણથી પેટલાદ બદલી થતાં ત્યાં પ્રવૃત્તિઓ એટલી બધી વધી કે રૂપબા તેમાં ભુલાઈ જવા લાગ્યાં! એ દિવસોમાં મોતીભાઈને પ્રજા નહિ હોવાને કારણે તેમને ફરી લગ્ન કરાવવાનો પ્રશ્ન ઊભો થયો. તેનો મોતીભાઈએ મક્કમતાથી સામનો કર્યો અને પોતાના આદર્શોની સૌને ખાતરી કરાવી. આ અરસામાં જ પેટલાદથી વડોદરા બદલી થઈ. ત્યાં શરૂઆતનાં વર્ષોમાં અવકાશ ઠીક મળતો. તેનો લાભ લઈ મોતીભાઈ રૂપબાની સાથે વિચારોની આપલે કરવા, અને તેમને શિક્ષણ આપવા દરરોજ રાત્રે એકબે કલાક તેમની સાથે ગાળતા.

*

શિક્ષણનો આ ક્રમ વડોદરાના રામજીમંદિરમાં વર્ષો સુધી ચાલ્યો હતો. માતુશ્રી જીબા તથા હારકાકા કેટલાંક વર્ષથી ગુજરી જવાને કારણે આ વર્ષોમાં વડીલવર્ગમાં હરખાબા એકલાં જ રહ્યાં હતાં. તે ચુસ્ત વૈષ્ણવ ધર્મ પાળતાં, એટલે નાહવાધોવાની, આભડ-છેટની, હવેલીએ જવાની, ઠાકોરજીની સેવાની અને કથાવાર્તાની એમની આળપંપાળ વધી ગઈ હતી. અને બીજી બાજુ મોતીભાઈની પ્રવૃત્તિઓ પણ અસાધારણ વધી પડી હતી. આમ મોતીભાઈની પ્રવૃત્તિઓ અને હરખાબાની 'સેવા' એ બેની વચ્ચે ભલાં ભોળાં રૂપબાને પાટીદાર નાતનાં કુળવધૂ તરીકે જીવન ગાળવાનું હતું. 'વહુ'ને આજ્ઞા કરનાર સૌ અને આજ્ઞા માનવાની એક માત્ર પતિની – એ રૂપબાની સ્થિતિ હતી.

મોતીભાઈ સુધારાના હિમાયતી, વૈષ્ણવ ધર્મના રીતરિવાજને જરા પણ માને નહિ, મૂર્તિપૂજાના કટ્ટર વિરોધી, અંત્યજોને અડવામાં ધર્મ માને, પત્ની પ્રત્યે અનન્ય વફાદારી રાખવી એને સૌથી મોટું કર્તવ્ય સમજે, નાતની રૂઢિઓમાં સુધારા કરવાનો આગ્રહ રાખે — આ સર્વ ચાલતા આવેલા કુલધર્મથી વિરુદ્ધ હતું. એનો મેળ બેસાડવો એ મુશ્કેલ કાર્ય હતું. મોતીભાઈ દરેક કામ સમજૂતીથી જ લેતા. ધાર્મિક બાબતોમાં હરખાબા તથા રૂપબા સાથે તેમણે વર્ષો સુધી ચર્ચા કરી હતી. તેને પરિણામે તે એકબીજાને પલટાવી શક્યાં નહોતાં, પણ એકબીજાના વર્તનને સહી લેવા જેટલાં ઉદાર

તો બન્યાં હતાં. હરખાબા સ્પર્શાસ્પર્શ્યના નિયમોનું ચુસ્ત પાલન કરે, અને મોતીભાઈ એ બધા નિયમો તોડે. ઢેડને અડીને નાહ્યા વિના જ મોતીભાઈ ઘેર આવે, અને હરખાબા તેમને રસોડાથી દૂર બેસાડીને ઊંચેથી જ રસોઈ પીરસે — એ બંનેએ સમજપૂર્વક સ્વીકારેલી પ્રથા હતી. એ જ રીતે પુણ્યદાનની બાબતમાં હરખાબા અને રૂપબાને પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે ખર્ચ કરવાની છૂટ હતી. અને મોતીભાઈ પોતાની શ્રદ્ધા પ્રમાણે દાન કર્યે જતા. એથી એક જ ઘરમાં દરેક આત્મા પોતપોતાની શ્રદ્ધા મુજબ મોક્ષની સાધના કરી શકતો.

*

રૂપબા હરખાબાની સોબતે દેવદર્શને જતાં, વૈષ્ણવ ધર્મના આચારવિચાર પાળતાં અને વ્યવહાર સાચવતાં. પરંતુ સ્ત્રીધર્મ પ્રમાણે તે દરેક બાબતમાં પતિને અનુકૂળ થવા પ્રયત્ન કરતાં. એક વખત હરિકાકા, હરખાબા, અને ગામના બીજા વડીલવર્ગે જાત્રાએ જવાની તૈયારી કરી. મોતીભાઈ કાઠિયાવાડ બાજુ હતા, તેથી તેમને તેની ખબર મોડી પડી. તે આવ્યા ત્યારે જાત્રાળુઓનો સંઘ નડિયાદ સુધી પહોંચી ગયો હતો. મોતીભાઈ ત્યાં ગયા. અને રૂપબાને સમજાવ્યું કે, 'તમે આ સંઘમાં જવાનું માંડી વાળો. હું તમને સાથે ફરી બધી જાત્રા કરાવીશ.' રૂપબાએ કંઈ પણ આનાકાની કર્યા વગર મોતીભાઈની વાત કબૂલ રાખી અને બધા સંઘની અજાયબી વચ્ચે તે પતિની સાથે સંઘ છોડી ચાલી નીકળ્યાં.

એક વખત એક સ્નેહીને ત્યાં લગ્નપ્રસંગ હતો. તેમણે પિરસણ મોકલ્યું. પિરસણ નહિ લેવાનો નિયમ વર્ષોથી કર્યો હતો, પણ આ સ્નેહીની બાબતમાં અપવાદ કરવામાં વાંધો નહિ આવે એમ માની રૂપબાએ પિરસણ સ્વીકાર્યું. મોતીભાઈને સાંજે તેની ખબર પડી. રૂપબાને ઠપકો મળ્યો અને પિરસણ પાછું આપવું જોઈએ એમ આજ્ઞા થઈ. હરખાબા કહે, 'પિરસણ રેવનદાસ આપી આવશે.' મોતીભાઈ કહે, 'ના, રેવનદાસ નહિ જાય. એમણે (રૂપબાએ) ભૂલ કરી તે એ જ સુધારે.' રૂપબા તરત જ આજ્ઞાને આધીન થયાં!

*

રૂપબાની આવી આજ્ઞાધારકતા જોઈ સ્ત્રીવર્ગને આશ્ચર્ય થતું અને તેઓ તેમની દયા પણ ખાતાં. પરંતુ એની પાછળ રહેલી

દંપતીધર્મની ભાવના કેટલી શુદ્ધ હતી તેની ભાગ્યે જ કોઈને ખબર પડતી. મોતીભાઈએ રૂપબાને પોતાના વિચારનાં કરવા વર્ષો સુધી પ્રયત્ન કર્યા હતા. તેને પરિણામે એકબીજા વિષે સ્નેહ અને શ્રદ્ધા વધ્યાં હતાં, પણ પરોપકારને માટે સર્વસ્વનો ત્યાગ કરવાના મોતીભાઈના વિચારમાં રૂપબા સંમત થઈ શક્યાં નહોતાં; તેમ અંત્યજોને અડવાના, મંદિરોમાં નહિ જવાના, મૂર્તિપૂજા નહિ કરવાના, મહારાજોને પગે નહિ લાગવાના, એવા મોતીભાઈના વિચારોને પણ તે નહોતાં સ્વીકારી શક્યાં. છતાં મોતીભાઈએ તેમનો ત્યાગ કર્યો નહોતો. એટલું જ નહિ, પણ તેમની લાગણી સાચવવાની તે કાળજી રાખતા હતા. તે જ રીતે મોતીભાઈ પોતે માનેલા ધર્મ પ્રમાણે આચરણ કરે, અંત્યજને અડીને નહાય નહિ, વૈષ્ણવ ધર્મના આચારવિચાર પાળે નહિ, મંદિરોમાં જાય નહિ, મહારાજોને માને નહિ, પરોપકારમાં પોતાની કમાણીનો મોટો ભાગ ખર્ચી નાખે — એ સામે રૂપબા પણ વાંધો લેતાં નહિ. એટલું જ નહિ, પણ એ બધું શાન્તિથી સહી લેતાં, તેમાં મદદ કરતાં અને પોતાનો આત્મધર્મ સાચવી પત્નીધર્મ એકનિષ્ઠાથી પાળતાં.

એકબીજાને અનુકૂળ રહેવાની, પોતપોતાનો ધર્મ પાળવાની અને એકબીજાની લાગણી સાચવવા ખાતર પોતાના વર્તનમાં છૂટછાટ મૂકવાની વૃત્તિ બંનેમાં એવી સહજ થઈ ગઈ હતી, અને રૂપબાની મોતીભાઈ વિષેની શ્રદ્ધા એટલી દૃઢ થઈ હતી કે તેમની સર્વ ઇચ્છાઓ મોતીભાઈની ઇચ્છામાં ભળી ગઈ હતી, ‘ અને એ જે કરતા હશે તે સાચું જ કરતા હશે ! ’ એ એક જ શ્રદ્ધામાં એમનું જીવન સમાઈ ગયું હતું. આ કારણે રૂપબા તરફથી મોતીભાઈને એટલી નિરાંત હતી કે તે જાહેર પ્રવૃત્તિઓમાં રાતદિવસ પરોવાયેલા રહી શકતા.

*

છેલ્લાં વર્ષોમાં રૂપબાની ચિંતાના માત્ર બે જ વિષયો બાકી રહ્યા હતા : એક, મોતીભાઈની તબિયત અને બીજો, ભાણાભાઈ. તે આ બંને વિષે જ પૂછપરછ કરતાં. અને તે બાબતમાં મોતીભાઈ તેમને સંતોષ આપવા સાવધ રહેતા. રૂપબાની સંમતિ હોય તો જ તે બહારગામ જતા; અને તેમનો સંદેશો મળે કે તરત જ્યાં હોય ત્યાંથી દોડી આવતા. નિવૃત્તિ પછીના કાર્યક્રમમાં આફ્રિકાનો

પ્રવાસ કરવાનો એક કાર્યક્રમ હતો, તે આવતે વર્ષે અમલમાં મૂકવાની તૈયારીઓ ચાલતી હતી. પણ ભાણાભાઈ વિલાયત ગયેલા હતા અને પોતે પણ પરદેશ જાય તો રૂપબાને આઘાત લાગે, એ બીકે મોતીભાઈ એ વિચારને મુલતવી રાખતા હતા. મુંબઈ જતા પહેલાં તેમણે આ વિચાર છેડી રૂપબાની એમાં સંમતિ મેળવવા અનેક વાર તક શોધી હતી, પણ કોઈ પણ કામમાં કદીયે આડે નહિ આવેલાં રૂપબા સંમત થશે તોપણ પોતાના ગયા પછી તેમને આઘાત લાગશે એમ ડર રહેતો, એટલે એ પ્રયત્ન કરવાની તેમની હિંમત ચાલતી નહિ.

આ દિવસોમાં રૂપબાની તબિયત વધુ નરમ થતી જતી હતી. સહેજ તાવ તો મહિનાઓથી રહેતો હતો. પણ કેટલાક દિવસથી અશક્તિ વધતી હતી. છતાં એ બધું ચાલતા આવેલા રિવાજ મુજબ હતું એમ મનાતું, અને એ પ્રમાણે ઉપચાર થતા. આ કામ ઘરમાં રહેતા વિદ્યાર્થીઓ અને પડોશનાં કુટુંબીઓ કરતાં. મોતીભાઈ તો માત્ર વિવેકની ખબર પૂછતા. પણ મુંબઈ જવા નીકળતી વખતે રૂપબા સાથે વાત કરતાં જણાયું કે તેમને દવા પીવાની બાકી હતી. તે માટે દૂધ ગરમ કરવાનું હતું, અને ઘરમાં કોઈ નહોતું. મોતીભાઈએ રૂપબાને પોતાને હાથે દવા પાઈ. ઘરમાંથી દીવાસળી શોધી કાઢી, જાતે સગડી સળગાવી દૂધ ગરમ કર્યું અને પાયું !

વસોથી આણંદ આવી, સોસાયટીમાં કામ કરી, સાંજના વડોદરા સ્ટેશને ગયા. ત્યાં એક યુવકમિત્રને આ હકીકત તેમણે કહી: આ રીતે જાતે સગડી સળગાવી દૂધ ગરમ કરવાનો અને તે રૂપબાને પાવાનો, મોતીભાઈને માટે જિંદગીમાં પહેલો જ પ્રસંગ હતો. એણે મોતીભાઈના દિલમાં પોતાના ઘરની નિર્જનતાનું ભાન કરાવ્યું હતું. વસ્તુતઃ ઘરની નિર્જનતાનું એ ભાન તો જીવનભર ચાલી આવેલી નિર્જનતાનું જ સ્મરણ હતું. એ નિર્જનતા કાયમ થવાની હતી, એની એમને ખબર ક્યાંથી હોય ?

*

મુંબઈથી આવ્યા ત્યારે રૂપબાની છેલ્લી ઘડીઓ હતી. પાંચ છ કલાકમાં જ જિંદગીભર પોતે સાચવેલું અને શોભાવેલું ઘર મોતીભાઈને સોંપી એમણે વિદાય લીધી (તા. ૨૯–૧૨–'૩૮)— મોતીભાઈને માટે નવું ઘર તૈયાર કરવા !

૨

# રૂપબા – ઉત્તરક્રિયા

( તા. ૧-૧-'૩૯ થી તા. ૧૧-૧-'૩૯ )

રૂપબાનું મરણ મોતીભાઈની બીજી યોજનાઓની માફક જ તેમણે બંનેએ ઇચ્છેલા કાર્યક્રમ પ્રમાણે જ થયું હતું. એટલે અગાઉ આવા પ્રસંગોએ પોતે દાખવેલી અસાધારણ હિંમત અને શ્રદ્ધાથી તેમણે આ પ્રસંગને પણ સહી લીધો, અને જાણે કંઈ બન્યું ન હોય તેમ વ્યવસાયો ચાલુ રાખ્યા. પુસ્તકાલય પરિષદની તૈયારીઓ માટે રોજ ને રોજ સૂચનાઓ મોકલાતી હતી તે પ્રમાણે મોકલ્યે ગયા. નવા વર્ષની શરૂઆતથી જ્ઞાનપ્રચારની એક યોજના વસોમાં શરૂ કરવા માટે પ્રગટ કરી હતી, તે તા. ૧લી થી શરૂ કરી દીધી અને રૂપબાને નામે પુણ્યદાન કરવાની યોજનાઓ કરવા માંડી.

પણ દિવસો ગયા તેમ તેમ મિત્રો અને સ્નેહીઓ તરફથી આશ્વાસનના પત્રો આવતા ગયા અને જીવનભરનાં સ્મરણો ઊભરાવા લાગ્યાં. સંકટ સમયે અજબ ધીરજ દાખવવાને ટેવાયેલા મોતીભાઈની હિંમત અને ધીરજ એ સ્મરણોથી ઓગળી જવા લાગી અને આપ્તજનોને જોઈ એમના સંયમને ભેદીને આંખોમાંથી આંસુ ઊભરાવા લાગ્યાં. રૂપબાની હયાતીમાં હતી તેવી જ નિર્જનતા અને નીરવતા ઘરમાં હતી. ઊલટું, તેમના જવાથી મોતીભાઈને મળવા અને આશ્વાસન આપવા આવતાં-જતાં મનુષ્યોથી ઘર ભરેલું રહેવા લાગ્યું. પણ એ કારણે જ જીવનની એકલતા વધુ પ્રતીત થતી ગઈ, અને સદા સેવા, પ્રવૃત્તિઓ અને યોજનાઓની વાતો કરતા મોતીભાઈના અવાક ચહેરા ઉપર વારેવારે આંસુના રેલા ઊતરવા લાગ્યા.

એક બે દિવસમાં જ શરીરની તંદુરસ્તીમાં ફેરફાર થવા માંડ્યો. ખોરાક ઘટી ગયો અને ઊલટીઓ થવા માંડી. ખોરાક પ્રત્યે અરુચિ તો એકાદ માસથી વધવા માંડી હતી. પણ તે ઉપર

ધ્યાન આપેલું નહિ. અને આ સંજોગોમાં એ અરુચિ વધી તે શોકને કારણે છે એમ માની તેના ઉપર બહુ ધ્યાન આપ્યું નહિ. કામ ઓછું કરી દીધું, આરામ વધારી દીધો અને સ્નેહીઓના સહવાસમાં રહેવા માંડ્યું.

એમ કરતાં રૂપબાના દસમાનો દિવસ આવ્યો. મરણ પાછળ કરવાના વિધિઓ પૈકી રોવું-કૂટવું, બારમું, ચિઠ્ઠીઓ, સરવણી, વગેરેને સુધારક મોતીભાઈના વ્યવહારમાં સ્થાન નહોતું. એ રિવાજો બંધ કરાવવા તેમણે જીવનભર પ્રયત્ન કર્યા હતા અને પોતાને ઘેર આવેલા પ્રસંગોએ ક્રમે ક્રમે તે બંધ કર્યા હતા. એટલે આ છેલ્લા પ્રસંગે તેમણે એ બધા જ રિવાજોનો ત્યાગ કરી પોતાની ભાવના પ્રમાણે આ બધા દિવસ ભજનમંડળી અને કથાવાર્તાના કાર્યક્રમ રાખી વાતાવરણ શાંત, ગંભીર અને પવિત્ર રાખ્યું હતું. એ કાર્યક્રમની પૂર્ણાહુતિ કરવા દશમાના મહત્ત્વને દિવસે ડાકોરની હાઈસ્કૂલના હેડ માસ્તર શ્રી. ગિરિજાશંકર ભટ્ટને બોલાવી 'વૈરશમન' ઉપર તેમની પાસે કીર્તન કરાવી શ્રોતાજનોને ઉત્તમ બોધ આપ્યો. અને તે જ દિવસે ભાણાભાઈને આશ્વાસનનો પત્ર લખ્યો. આ દરમ્યાન અનેક મિત્રોના આશ્વાસનના પત્રો આવ્યા હતા. તે સર્વને તેરમાને દિવસે એક જ પ્રકારનો ઉત્તર લખાવી રૂપબાના આત્માને અંજલિ અર્પી અને તેમની ઉત્તરક્રિયાનો વિધિ પૂરો કર્યો.

એ પત્ર આ પ્રમાણે હતો :

વસો, તા. ૧૧–૧–'૩૯

શ્રીયુત.........,

મારાં પત્ની રૂપબાના અવસાન પ્રસંગે આપે તા.........ના પત્રથી મારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી જે આશ્વાસન આપ્યું છે તે માટે હું આપનો આભાર માનું છું.

જેમના સુખદ સહવાસમાં મારા જીવનનાં કીમતી વર્ષો વ્યતીત કરી પરમ શાન્તિ અનુભવી શક્યો છું, તેમના અવસાનથી મને દુઃખ નથી થયું એમ જણાવવું એ સત્યથી વેગળું છે. પરંતુ આ પ્રસંગ માટે અગાઉથી અમારી તૈયારીઓ હતી જ અને અમારી ઇચ્છા પ્રમાણે મારી હયાતીમાં જ તેમનું અવસાન થયું છે અને તે પણ કોઈ જાતના દુઃખ વિના કોઈ પણ જાતની ચિંતા કર્યા સિવાય

સગાંસ્નેહીઓની સાથે શાંતિથી વાતચીત કરતાં કરતાં દેહ છોડયો છે, એટલે મારા મનને એ મોટું આશ્વાસન છે. જેવું તેમનું જીવન પવિત્ર હતું તેવું તેમનું મરણ પણ શાંતિમય નીવડયું છે. એ મારે મન મોટો સંતોષ છે.

હું આ જીવનમાં જે નિર્દોષ અને સેવામય જીવન જીવી શકયો છું તેનું એક કારણ મારાં પત્નીની ઉદારતા, સેવાપરાયણતા, અને ધાર્મિક ભાવના હતી. એ હું આજે સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારું છું.

આપના આશ્વાસન માટે હું ફરીથી આપનો ઉપકાર માનું છું.

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

## ૩

# માંદગી

(તા. ૧૯-૧-'૩૯ સુધી)

રૂપબાની ઉત્તરક્રિયાના દિવસો દરમ્યાન મોતીભાઈની તબિયત વધુ નરમ થતી જતી હતી. તે રૂપબાના મરણના શોકને કારણે છે એમ માની તેને મહત્ત્વ અપાતું ન હતું. છતાં આમ પત્નીના મરણ પછી તરત જ માંદગી આવ્યાના સમાચાર જાણી મિત્રો અને સ્નેહીઓએ દોડાદોડી કરવા માંડી. વસોના યુવકો અને કાર્યકર્તાઓ, તેમના ભત્રીજા ચંદુભાઈ અને પડોશનો બહોળો કુટુંબપરિવાર – એ બધા તો હતા જ અને તે આખોય દિવસ 'સાહેબ'ની સેવામાં હાજર રહેતા. પણ એ જ સ્નેહથી પ્રેરાઈ બહારગામથી પણ મિત્રો અને જૂના-નવા વિદ્યાર્થીઓ એક પછી એક આવવા લાગ્યા. સૌથી પ્રથમ પેટલાદ બોર્ડિંગના આદ્યવિદ્યાર્થી અને મોતીભાઈનાં પ્રેરણા, ઉત્તેજન અને સતત મહેનતથી ગરીબાઈ અને મુશ્કેલીઓમાં ગ્રેજ્યુએટ થઈ સુખી થયેલા, એ જ પ્રેરણા અને સત્સંગને પ્રતાપે, વિધુર થયા પછી સેવાધર્મને વરેલા, મોતીભાઈને પગલે ચાલી પોતાના વતનની ખિલવણી માટે અહોનિશ મહેનત કરી રહેલા, તેમની આજ્ઞાથી 'પેટલાદ તાલુકા કેળવણી મંડળ'ના મંત્રી તરીકે વર્ષોથી કામ કરી રહેલા અને તેમના પડતા બોલને ઉપાડી લઈ તેને પાર પાડવા સદા તત્પર, એવા નારના શ્રી. છોટાભાઈ ખુશાલભાઈ પટેલ આવ્યા. અને 'સાહેબ'ની માંદગીનું દૃશ્ય જોઈ રૂપબાનું સ્થાન સંભાળી લીધું.

એકબે દિવસ થયા ને પાટણના જૂના સ્નેહી, અમદાવાદમાં વસતા ડૉ. કેશવલાલ આવ્યા. તેમણે શરીર તપાસી આરામ લેવાની સલાહ આપી અને વસોથી અમદાવાદ જતી આવતી મોટર મારફતે 'સાહેબ'ની તબિયતના અને ઉપચારના સમાચારની આપલે થયે જાય તેવી ગોઠવણ કરી.

ડૉ. કેશવલાલ પછી પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થી—મોતીભાઈની પ્રેરણા અને મદદથી એફ. આર. સી. એસ. થયેલા, નાવલીના વતની, અને અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલના વડા સર્જન, ડૉ. મોતીભાઈ પટેલ આવી ગયા. તે પછી તેમના મિત્ર અને મોતીભાઈ તરફ એવા જ પૂજ્યભાવથી જોનાર, પેટલાદ બોર્ડિંગના જૂના વિદ્યાર્થી, જર્મની અને ઇંગ્લંડની ડિગ્રીઓ ધરાવનાર, સોજિત્રાના ડૉ. ભાસ્કર પટેલ આવી ગયા. ખોરાક લઈ શકાતો નહિ, અને સાંજના પહોરે ઊલટીઓ થતી. એ સિવાય બીજું કંઈ ચિહ્ન નહોતું. એ ઉપરથી દરેક ડૉક્ટરે માન્યું કે ખાસ ચિન્તાનું કારણ નથી. એટલે સંપૂર્ણ આરામ અને હળવો ખોરાક લેવાની સલાહ આપી અને દવાઓ લખી આપી.

*

આ સર્વ ચાલતું હતું, તે દરમ્યાન આણંદમાં બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવાની તડામાર તૈયારીઓ ચાલતી હતી. તે માટે મોતીભાઈએ વર્ષોથી સ્વપ્નો સેવ્યાં હતાં, અને આ વર્ષે ઘણી ઝડપી પ્રગતિ થવાની આશા હતી. મહિનાઓથી લેખો લખી, પત્રવ્યવહાર કરી, પત્રિકાઓ પ્રગટ કરી, અને પોતાના ઘડાયેલા કાર્યકર્તાઓ રોકી, પરિષદને માટે પ્રદર્શન, સમિતિઓ અને મંડળો, વગેરે યોજનાઓ ઘડી હતી અને તેના અમલ માટે વિગતવાર સૂચનાઓ રોજ રોજ મોકલતા હતા. અને જેમ જેમ પરિષદના દિવસો પાસે આવતા ગયા તેમ તેમ તેમાં હાજર રહેવું કે નહિ તેનો નિર્ણય કરવાની ગડમથલ ચાલવા માંડી. તા. ૧૩ મા સુધી સોસાયટીના અને પરિષદના મંત્રી શ્રી. આશાભાઈ ઉપરના પત્રોમાં લખાવ્યું કે :

'મારું આવવું ચોક્કસ નથી. પણ કદાચ આવું પણ ખરો. મારો ઉતારો નીચે કોઈ ઓરડીમાં રાખશો અને જાજરૂ વા ટબની વ્યવસ્થા રાખશો.

અથડામણ સહન કરવા જેટલી તાકાત સાચવી શકાશે એમ લાગશે તો આવવાનું રાખીશ.

ડૉ. ભાસ્કર ગઈ કાલે રાત્રે આવી ગયા છે. તેમની સલાહ લીધી છે. અપચા સિવાય બીજો કોઈ ત્રાસ નથી. શક્તિ સચવાય છે.'

પણ રાષ્ટ્રીય સરકારના વડા પ્રધાનને શુભ હાથે ખુલ્લી મુકાયેલી, પોતાના જીવનભરના તપની સિદ્ધિ સમી, પુસ્તકાલય પરિષદરૂપી સરસ્વતીદેવીનાં પ્રત્યક્ષ દર્શનનો લહાવો લેવાનું આખરે માંડી જ વાળવું પડ્યું. અને પરિષદની શરૂઆતના દિવસે જાણે એ પરિષદને અને તેના યુવાન સંચાલકોને જ પોતાનો વારસો સોંપતા હોય એમ નીચેનો પત્ર લખી સંતોષ માન્યો :

વસો, તા. ૧૪-૧-૧૯૩૯

શ્રીયુત ભાઈ આશાભાઈ,

વિવેકની ખાતર આણંદ આજે આવવાની ઇચ્છા હતી જ. પણ મુસાફરી કદાચ શરીરે ભારે થઈ પડે અને અશક્તિ વધી પડે તેવા ભયથી છેલ્લી ઘડીએ આવવાનું માંડી વાળ્યું છે. ડૉ. ભાસ્કર અને અત્રેના બીજા બે ડૉકટરોની પણ તેવી જ સલાહ થઈ છે. એટલે નિરુપાયે પરિષદના પ્રસંગે હાજર રહી શકતો નથી. પરંતુ તમે બધા ભાઈઓએ મારી ગેરહાજરીમાં પણ ભારે જવાબદારી-વાળું કામ જે રીતે ઉપાડી લીધું છે ને પાર પાડ્યું છે તે માટે મને પૂરેપૂરો સંતોષ છે. અને હવેથી હું આ દૃષ્ટાંતથી બીજાઓને કહી શકીશ કે, મારે નામે વા મારે હાથે શરૂ થયેલી પ્રવૃત્તિઓ ઉપાડી લેનાર અને તેમને સાંગોપાંગ ઉતારનાર ચરોતરના યુવકોનું સંઘબળ મારી પડખે ઊભું છે. એટલે ચરોતરની સાર્વજનિક સંસ્થાઓના ભવિષ્ય સંબંધી કોઈએ કંઈ જ ચિંતા રાખવાની નથી.

મારી ગેરહાજરીમાં તમને બધાને સ્વતંત્ર રીતે કામ કરવાની સુંદર તક મળી છે અને મને દૂર દૂર રહીને તમારા કામથી રાચવાનો પ્રસંગ મળ્યો છે, તે માટે ઈશ્વરનો હું ઉપકાર માનીશ. આપણને આ પ્રકારની તાલીમ આપવાને માટે પણ કદાચ મારી આ પ્રસંગની માંદગી હોય. ઈશ્વર જે કંઈ કરે છે તે આપણા હિતને માટે કરે છે. એ સત્ય આપણને અનેક વાર સમજાયું છે. અને આ પ્રસંગે ફરીથી સમજાય છે. ઈશ્વર તમને પૂરેપૂરો યશ આપો એ જ મારી પ્રાર્થના છે.

મારી આ વખતની ગેરહાજરીને રખે કોઈ મારા મંદવાડનું ભારે સ્વરૂપ કલ્પે. ફક્ત અપચો રહે છે અને તે કારણે જ દાક્તરોની સલાહથી હમણાં અનાજ ખાવાનું બંધ કર્યું છે અને પથારીમાં

સંપૂર્ણ આરામ લેવાનું રાખ્યું છે. અને ચાલતા કામમાં વિક્ષેપ ન પડવા દેવા માટે જ હું આણંદ આવ્યો નથી. થોડા દિવસમાં મને આરામ થઈ જશે ને હું કામ ઉપર ચડી જઈશ.

લિ. આપનો

**મોતીભાઈ ન. અમીન**

*

બે દિવસ પછી પુસ્તકાલય પરિષદ સારી રીતે પાર પડ્યાના સમાચાર લઈ આણંદથી સોસાયટીના સ્વયંસેવકો આવ્યા, અને બધી હકીકત જાણી પરમ સંતોષ અનુભવ્યો. તે જ દિવસે ૧૬ મી જાન્યુઆરીનો પવિત્ર દિવસ હતો. એ દિવસ રાનડેની સંવત્સરીનો હોઈ, ગોખલેએ તેને એક પુણ્યતિથિ તરીકે ઊજવવાની પ્રથા પાડેલી. તેને મોતીભાઈ ધાર્મિક ભાવનાથી અનુસરતા. તેમની સેવાની ઘણી પ્રવૃત્તિઓ તે દિવસે શરૂ થયેલી. તે દિવસે તે વિદ્યાર્થીઓ તથા મિત્રોની સાથે કંઈ કંઈ સેવાનાં કામોની વાતો કરતા અને યોજનાઓ ઘડતા.

આવેલા મહેમાનોને જોઈ મોતીભાઈને આ પુણ્યતિથિનાં જીવનભરનાં સ્મરણ તાજાં થયાં અને 'વસો કેળવણી મંડળ'ના વિદ્યાર્થીઓ સમક્ષ આજે તે નિમિત્તે કંઈક પ્રવચન કરવું એવી એમણે આજ્ઞા કરી. મહેમાનોમાં વડોદરાની ધારાસભાના સભ્ય અને લેખક, સુધારક તથા વીસનગરના લોકપ્રિય નેતા રાજરત્ન મહાસુખભાઈ ચૂનીલાલ શેઠ પણ હતા. તેમણે વિદ્યાર્થીઓ સમક્ષ ૧૬ મી જાન્યુઆરીના મહત્ત્વ વિષે બોલતાં નીચેના ઉદ્‌ગાર કાઢયા:

આજનો દિવસ તમારા ગામ માટે તો પવિત્ર ગણાય. તે દિવસે તમારા ગામમાં સેવાની ઘણી પ્રવૃત્તિઓનો જન્મ થયેલો છે. અહીં તમે જે સંસ્થાઓ જુઓ છો તેની એ જન્મતિથિ છે અને એને જન્મ આપનાર એક મહાપુરુષ તમારી વચ્ચે વસે છે, અને તમારા હિતને માટે પ્રતિક્ષણ ચિંતન અને શ્રમ કરે છે. એ તમારું મહાભાગ્ય છે. તમે મહાત્મા ગાંધીજીનું નામ સાંભળ્યું હશે. પણ એમના જેવા જ મહાત્મા તમારા ગામમાં તમારી વચ્ચે વસે છે. એનું આજે તમને સ્મરણ થવું જોઈએ. એ આજે અહીં આવી તમારી વચ્ચે બેસી તમને કંઈ કંઈ પ્રેરણાઓ આપત. પણ તમે

જાણો છો કે તે પથારીવશ છે. તેથી જ તેમણે તે કામ કરવા અમને મોકલ્યા છે. મોતીભાઈ સાહેબ જેવા નરરત્ન તમારે આંગણે છે એ તમારે માટે મગરૂર થવા જેવું છે. એ માંદા છે તે સાજા થઈ જાય એવી આજે આપણે સૌ પ્રાર્થના કરીએ. અને સાથે સાથે એક વાત તમને ખાનગીમાં કહી રાખું — ખાનગીમાં, કેમકે તેઓ જો જાણે તો એ કબૂલ ન રાખે. ઈશ્વર તેમને લાંબું આયુષ્ય આપે એમ આપણે ઇચ્છીએ. પણ એ આપણી વચ્ચે ન હોય ત્યારે એમનું પુણ્યસ્મરણ તાજું રહે તે માટે તમે આ સ્થળે એમનું બાવલું ઊભું કરજો અને આ તિથિએ એમની સેવાઓનું સ્મરણ કરી એમણે શરૂ કરેલી પ્રણાલી ચાલુ રાખશો . . .'

*

મહેમાનો ગયા. તબિયતમાં સંતોષકારક સુધારો ન દેખાયો. એટલે ઘરના શોકમય વાતાવરણમાંથી કોઈક બીજે સ્થળે હવાફેર માટે જવાની સલાહ મળવા લાગી. મુંબઈ, આબુ, અમદાવાદ, આણંદ, પેટલાદ, અગાસ, એમ સર્વ પરિચિત સ્થળોએથી આમંત્રણ મળવા લાગ્યાં, પણ મોતીભાઈએ ઘર છોડવાની ના જ પાડી. બહુ આગ્રહ થયો ત્યારે પોતાના પ્રિય રામજીમંદિરને સંભાર્યું. પણ ઊલટી વધતી જતી હતી, અને ડૉક્ટરોનો સ્થળફેર માટે આગ્રહ વધતો જતો હતો. આખરે પોતાના સ્વજન સમા માનેલા ડૉ. કેશવલાલને ઘેર અમદાવાદ એકાદ અઠવાડિયું ગાળવાનો નિર્ણય થયો — ત્યાં પરિચિત અને મનગમતું ઘર અને ડૉક્ટરોની મદદ જોઈએ ત્યારે મળે એ કારણે.

*

તા. ૧૯–૧–'૩૯ના રોજ બપોરે ૩ વાગ્યે એક મોટર ખડકી આગળ ઊભી રહી. અમદાવાદ જવાની તૈયારી થઈ. માંદગીને કારણે સંપૂર્ણ આરામ લેવાની ડૉક્ટરોએ ફરજ પાડેલી તેથી મેડાની ચડઊતર ઘણા દિવસથી બંધ હતી. એ આરામ ચાલુ રહે તે માટે તેમને 'સ્ટ્રેચર'માં બેસાડી નીચે ઉતારવાની સૂચના થઈ. પણ તેને નહિ ગણકારતાં રોજની માફક જાતે નીચે ઊતર્યા.

મુસાફરીની ટેવ મોતીભાઈને સદી ગઈ હતી. એટલે જ્યાં બેઠા હોય ત્યાંથી ઊભા થઈ ગાડીએ જવાનું એમને માટે સહજ

થઈ ગયું હતું. એ ટેવ પ્રમાણે મુસાફરી માટે તેમણે કશી ખાસ તૈયારી કરી નહોતી. તેથી સાથે થોડો સામાન લેવાની સૂચના મિત્રોએ કરી તે ન સ્વીકારી. આગ્રહ કર્યો તોપણ ન સ્વીકારી. માત્ર એટલું જ કહ્યું, 'ત્યાં શહેરમાં બધુંય મળશે, પણ પૈસા ખર્ચતાંય ન મળી શકે તેવી એક જ વસ્તુ છે અને તે તમારાં બધાંનો સહવાસ.' આવા વિવેકના શબ્દો વિનોદમાં અનેક વાર બોલતા, તે ઉપર જરા હાસ્ય વેરી સૌ તે ભૂલી જતા, તેમ આને વિષે પણ થયું.

નીકળતાં નીકળતાં એવો વિનોદ ચાલુ જ હતો. એક બીજા યુવક મિત્રને કહે, 'નટુભાઈ, આ છેલ્લી જ વિદાય સમજજો!' નટુભાઈએ વિનોદમાં જ ઉત્તર આપ્યો, 'જાઓ, જાઓ, સાહેબ, એવું શું બોલો છો!' પણ સાહેબે ખાતરી આપી: 'સાચું કહું છું, નટુભાઈ!' સાહેબને વળાવવા એકઠાં થયેલાં નાનાં મોટાં માણસોના ટોળામાં આ વિનોદની કોઈને ખબર પડી નહિ. સાહેબ ઓસરીમાંથી નીચે ઊતર્યા અને ઘર બંધ થતા સુધી થોભ્યા. એમ તો ઘણી વાર ઘરને તાળું વસાયું હતું, પણ રૂપબા-વિહોણા ઘરને પોતાની માંદગીને કારણે આજે તાળું વસાતું જોઈ મોતીભાઈને ઓછું આવી ગયું અને ઓસરીમાં ઊભેલાં સ્ત્રીજનને જતાં જતાં તેમણે બે હાથ જોડી જિંદગીમાં પહેલી વાર વંદન કર્યાં. વિનયની આ પરાકાષ્ઠા જોઈ સૌને રૂપબાનું સ્મરણ તાજું થયું, અને મોતીભાઈના અંતરની લાગણીનો પડઘો પડતાં, મોતીભાઈ પ્રત્યે સદા ઉદાસીન રહેલાં સ્ત્રીજન શોકથી ઝંખવાયાં.

હૈયું કઠણ કરી મોતીભાઈ મોટરમાં બેઠા. સાથે એમના ભત્રીજા ચંદુભાઈ અને વફાદાર શિષ્ય છોટાભાઈ હતા. છેક છેલ્લી ઘડી સુધી રોજના રિવાજ મુજબ પોતાની ગેરહાજરીમાં અને પોતે પાછા આવે ત્યારે કરવાનાં કામોની વિગતવાર સૂચનાઓ આપી અને સરકારી નોકરીમાંથી જેવી અજ્ઞાત રીતે નિવૃત્તિ લીધી હતી, તેવી જ અજ્ઞાત રીતે જીવનભરનાં સારાં માઠાં સંસ્મરણો અને સેવાઓની ભૂમિ — વહાલા વતન — ની વિદાય લીધી. એમાંથી એકેયને ખબર નહોતી કે એ વિદાય છેવટની હતી!

## ૪

# કૅન્સર !

( તા. ૨૬-૧-’૩૯ સુધી )

અમદાવાદમાં ડૉ. કેશવલાલને ઘેર મુકામ થયો. ડૉ. કેશવલાલ પાટણના જૈન છે. મોતીભાઈ પાટણમાં હતા ત્યારે પાટણની હાઈસ્કૂલમાં ડૉ. કેશવલાલના પિતા શિક્ષક હતા. ત્યારથી તેમનો પરિચય થયેલો. એ પરિચય એટલો બધો વધેલો કે અમદાવાદમાં ડૉ. કેશવલાલનું ઘર એ મોતીભાઈનું કાયમનું વિશ્રામસ્થાન બનેલું. એમ બનવાનું એક કારણ ડૉ. કેશવલાલના પુત્રોની કેળવણી હતું. ડૉ. કેશવલાલને ચાર પુત્રો છે. તેમની કેળવણી માટે મોતીભાઈની સલાહ અવારનવાર લેવાતી. એ કેળવણી એટલી યશસ્વી નીવડી કે ડૉ. કેશવલાલના બે પુત્રો મુંબઈ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થઈ ઇંગ્લંડ વધુ અભ્યાસ માટે થોડા વખત ઉપર જ ગયા હતા, અને તેમના સમાચાર મળતાં મોતીભાઈને અવર્ણનીય આનંદ થતો. એ ભાઈઓ ઇંગ્લંડ ગયા ત્યારે એમના વિદ્યાભ્યાસની યશસ્વી કારકિર્દીના એક સીમાચિહ્ન તરીકે ડૉ. કેશવલાલે પોતાના પુત્રોને ભણાવનાર નાનામાં નાના શિક્ષકથી માંડી કૉલેજના પ્રોફેસરો અને પ્રિન્સિપાલોને આમંત્રણ આપી ચાપાણીનો મેળાવડો થોડા જ વખત ઉપર યોજેલો. એક જ પિતાને આવા તેજસ્વી પુત્રો હોય, અને એમના વિદ્યાભ્યાસની ઉજ્જ્વળ કારકિર્દીનો ઉત્સવ એમના ગુરુજનની સમક્ષ ઊજવવાની એ પિતા તજવીજ કરે — એ આપણા સમાજમાં અસાધારણ બનાવ હતો. એમાં ડૉ. કેશવલાલે પોતાના ગુરુજન તરીકે મોતીભાઈને પણ નોતરેલા.

આ બધાં સ્મરણો તાજાં જ હતાં. અને એમનો સંબંધ એક કુટુંબીજન જેવો જીવનભરનો હતો. એટલે ડૉ. કેશવલાલને ત્યાં તેમને આરામ મળશે, દાક્તરી દેખરેખ અને મદદ મળશે, એમ સૌએ માન્યું હતું. અને ત્યાં પહોંચ્યા પછી એક બે દિવસ એમ લાગ્યું

પણ ખરું. પણ તે દરમ્યાન અમદાવાદમાં વસતા બીજા ડૉક્ટર-મિત્રોએ પણ દરદની ચિકિત્સા કરી. ચાર દિવસ થયા. તે દરમ્યાન ઊલટીઓ બંધ ન થઈ, પણ વધવા લાગી. પહેલાં સાંજે જ થતી. તેને બદલે હવે તેમાં અનાજ પણ આવવા લાગ્યું. આ જોઈ ડૉક્ટરોએ ઠરાવ્યું કે સાહેબને હૉસ્પિટલમાં ખસેડવામાં આવે તો ત્યાંનાં સાધનોથી રોગની ચિકિત્સા ચોક્કસ કરી શકાય અને સારવાર પણ સારી રીતે થઈ શકે.

*

તા. ૨૩–૧–'૩૯ને રોજ મોતીભાઈને વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યા, અને 'સ્પેશિયલ વૉર્ડ'માં મુકામ આપવામાં આવ્યો. એમની ઊલટી, ઝાડો, અને લોહી શાસ્ત્રીય રીતે તપાસવામાં આવ્યાં. 'એક્સ-રે'ની મદદથી હોજરી તપાસવામાં આવી. એક મહિનાથી નજીવી અને નિર્દોષ દેખાતી ઊલટીને તળિયે 'ભયંકર' 'કૅન્સર' જમા થતું દેખાયું, બરફમાં પણ ગરમી હોય છે, પાણીમાં પણ દઝાડે એવો 'હાઇડ્રોજન' હોય છે, અને ભોજનને સ્વાદિષ્ટ બનાવનાર મીઠાની નાની કાંકરીમાં પણ સોડિયમ નામનું કાતીલ ઝેર હોય છે, એમ કહેનાર અને સાબિત કરનાર રસાયણ-શાસ્ત્રે કહેવાની અને સાબિત કરવાની ધૃષ્ટતા કરી કે અણુએ અણુમાં પરોપકાર અને સેવાની તમન્ના-ભરેલા દેહમાં પણ જીવલેણ દુષ્ટ વ્યાધિ ( malignant disease ) હોઈ શકે છે !

૧૯૩૩માં મોતીભાઈને ઓચિંતી ઉધરસ ઊપડેલી અને મોંમાં થૂંક આવવા લાગેલું, ત્યારે ઇંગ્લંડથી તાજા સર્જન બની આવેલા તેમના એક વિદ્યાર્થીમિત્રે ગળામાં કૅન્સર હોવાની શંકા ઉઠાવેલી. તેના સમાચારે સ્નેહીવર્ગમાં ચકચાર જગાવેલી. ત્યારે તો એ નિદાન ખોટું ઠરેલું. પણ એ 'કૅન્સર' ગળામાંથી પેટમાં ઊતર્યું એ એક આશ્ચર્યજનક ઘટના હતી !

*

જોતજોતામાં 'કૅન્સર'ના સમાચાર ગુજરાતભરમાં વ્યાપી ગયા અને સર્વત્ર ચિંતા અને ભયથી આપ્તજનો ઉત્કંઠ બન્યાં. અહીં હૉસ્પિટલમાં 'હવે શું કરવું?' એની ગંભીર વિચારણા અને મંત્રણા શરૂ થઈ. 'કૅન્સર' એક અસાધ્ય રોગ ગણાય છે. એ

કેવી રીતે થાય છે અને તે કેમ અટકાવી શકાય એની શોધ વૈદકશાસ્ત્ર હજી કરી શક્યું નથી. શરીરયંત્રના અસંખ્ય માર્ગોમાંથી ટ્રાફિકની વચ્ચે તે એક અનાડીની જેમ ઓચિંતું દેખા દે છે, અને શરીરના સત્ત્વને ચૂસી પોતાની જાત વધારે છે. એ કોઈ દવાને ગણકારતું નથી અને એને વધતું અટકાવી શકાતું નથી. એની કનડગતમાંથી બચવાનો ઉપાય એના ગળા ઉપર છૂરી ફેરવવી એ જ હોય છે. અને છૂરીને વશ થવા છતાં, છૂરી દૂર થતાં જ થોડા વખતમાં પાછું તે પોતાનું થાણું જમાવી શકે છે.

મોતીભાઈની હોજરીમાં ખોરાક જતો, પણ હોજરીમાંથી આંતરડાંમાં જવાના દ્વાર આગળ જ 'કૅન્સરે' યમદૂતની માફક પડાવ નાખેલો. અને તે દ્વાર દિવસે દિવસે પુરાતું જતું હતું એટલે ખોરાક હોજરીમાંથી આંતરડાંમાં જવાને બદલે ઊલટીરૂપે બહાર આવતો. એક માસથી આમ ચાલતું હતું અને વધતું જતું હતું. એટલે મોતીભાઈને ભૂખમરો વધતો જતો હતો. ડૉક્ટરોએ જોયું કે, આમ ચાલે તો ૨૦ થી ૩૦ દિવસમાં 'સાહેબ'ના જીવનનો અંત આવે. એને બદલે એ 'કૅન્સર'ની બાજુમાં હોજરીને નવું છિદ્ર પાડી ખોરાક આંતરડાંમાં જાય તેવો રસ્તો કરી આપવામાં આવે તો જીવન એક બે વર્ષ ટકાવી શકાય. એટલે કાં તો તરત જ ઑપરેશન કરવું કે હતી તે સ્થિતિ ચાલવા દઈ કુદરતી રીતે જીવનનો અંત આવવા દેવો, આ બેમાંથી એક માર્ગ પસંદ કરવાનું ધર્મસંકટ ખડું થયું.

આ હકીકત દરદીને કહેવી કે કેમ એ પણ એક નાજુક પ્રશ્ન હતો. હિંમત કરી સર્વ હકીકત તેમને જણાવવામાં આવી. દરેક બાબતમાં બુદ્ધિપૂર્વક સારાસારનો વિવેક કરી, જે ઓછું અનિષ્ટ હોય તે પસંદ કરવાને ટેવાયેલા મોતીભાઈએ કોઈ પણ જાતની લાગણી કે વિહ્વળતા દાખવ્યા સિવાય બધું શાંતિથી સાંભળી લીધું અને ડૉક્ટરો જે નિર્ણય કરે તેને આધીન થવાનું જાહેર કર્યું.

*

પણ ડૉક્ટરોમાં તીવ્ર મતભેદ ઊભો થયો. એક પક્ષ ઑપરેશનની વિરુદ્ધ હતો. જ્યારે જીવન ઝાઝું લંબાવાની ખાતરી નથી, ત્યારે તેમને ઑપરેશનની પીડામાંથી મુક્ત રાખવા અને શાન્તિથી બાકીનું આયુષ્ય પૂરું કરવા દેવું, એવો તેમનો આગ્રહ થયો. છતાં ઑપરેશન

કરવું જ હોય, તો ભાણુભાઈ જે વિલાયતથી તા. ૨૯ મીએ સ્ટીમરમાં બેસી ચૂક્યાનો તાર આવી ગયો હતો તેમના આવ્યા પછી કરવું, એવો તેમનો મત હતો.

પણ ઑપરેશન કરે તો આયુષ્ય વધુ લંબાવી શકાય એવી આશા વૈદકશાસ્ત્ર આપતું હતું. ન કરે તો ભૂખમરાનું કરુણ દૃશ્ય દિવસો સુધી જોવાનું થાય એમ હતું. અને ભાણુભાઈ દશ દિવસ પછી આવે ત્યારે તો દરદીની સ્થિતિ એવી થાય કે પછી ઑપરેશન તેનાથી સહન થાય નહિ. એટલે ઑપરેશન કરવાનું જોખમ ખેડવું જ, અને તે તાત્કાલિક, એમ બીજા પક્ષનો મત હતો.

છેવટે બીજો મત સ્વીકારાયો. એ જાણી મુંબઈના મિત્રોએ ટેલિફોન દ્વારા સૂચના કરી કે ઑપરેશન મુંબઈના નિષ્ણાત ડૉ. મુડગાંવકરના હાથે થાય તો સારું. તે માટે બધી વ્યવસ્થા કરવાની – જોઈએ તો સ્પેશિયલ ટ્રેન દોડાવવાની – તેમણે તૈયારી બતાવી. પણ મુંબઈ સુધીની મુસાફરીનો શ્રમ દરદી સહન નહિ કરી શકે, એમ મનાયું. અને આખરે તા. ૩૦ મીએ સવારે ૧૦॥ વાગ્યે ડૉ. મોતીભાઈને હાથે જ વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં જ ઑપરેશન કરવાનું ઠર્યું.

# ૫

# ઑપરેશન – ૧

(તા. ૨૯-૧-'૩૯ સુધી)

'કૅન્સર'ના સમાચાર પછી બે દિવસે ઑપરેશનના સમાચાર વીજળીવેગે ગુજરાતભરમાં અને તેથીયે દૂર પહોંચી ગયા. અને મિત્રો, સ્નેહીઓ, નેતાઓ, કાર્યકર્તાઓ જ્યાં બેઠા હતા ત્યાંથી ઊઠી સફાળા અમદાવાદ તરફ આવવા નીકળી પડ્યા. તા. ૨૭ મી સવારથી વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં માનવીઓનો મેળો ભરાવા માંડ્યો. સવારથી મોડી રાત સુધી મોતીભાઈને જોવા, તેમનાં છેલ્લાં દર્શન કરી પાવન થવા, અને તેમની સેવાનો અલભ્ય લાભ લેવા, નાનાંમોટાં માનવીઓનો પ્રવાહ સતત ચાલુ રહેવા લાગ્યો. હૉસ્પિટલના ટેલિફોનને પણ સતત સેવામાં રહેવાનું થયું. હૉસ્પિટલના ડૉક્ટરો, વ્યવસ્થાપકો, નર્સો, નોકરચાકરો — સૌને માટે આ પ્રસંગ આશ્ચર્ય અને અસાધારણ તત્પરતાનો વિષય બન્યો. હૉસ્પિટલના નિયમો શિથિલ કરવા પડ્યા અને કોઈ રાજામહારાજાને હજારો રૂપિયા ખર્ચતાં જે સદ્‌ભાવ, સેવા અને સાધનોનો લાભ ન મળે તે વગર માગ્યે અને જોઈએ તે કરતાં અનેકગણો વધારે મળવા લાગ્યો.

ઑપરેશનનો તા. ૨૬ માએ નિર્ણય થયો ત્યારથી મોતીભાઈએ આખરી તૈયારી આરંભી. પહેલે દિવસે તેમના જૂના દોસ્ત, 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય'વાળા સ્વામી અખંડાનંદજી મળવા આવ્યા. એમની સાથે પેટ ભરી વાતો કરી. ૧૯૩૦ સુધી આ બે મિત્રોનો સંબંધ ટકી રહ્યો હતો. ત્યાર પછી બંનેની પ્રવૃત્તિઓ વધી જવાથી અને વિચારોમાં પણ અંતર વધવાથી નહિ જેવો જ પત્રવ્યવહાર થતો. છતાં જરૂર પડ્યે એકબીજાને સંભારતા અને મદદ કરતા. છેલ્લાં કેટલાંક વર્ષથી સ્વામીજીને પક્ષાઘાત થયો હતો. તે બોલી શકતા નહિ, અને શરીર ગમે ત્યારે અટકી પડશે એમ લાગતું. એ કારણે તે 'સસ્તું

'સાહિત્યવર્ધક કાર્યાલય'ની વ્યવસ્થા કરવા કંઈ કંઈ યોજનાઓ વિચારતા. આ પ્રશ્ન મોતીભાઈની સાથે તેમણે પચીસ વર્ષથી ચર્ચ્યો હતો. અને જો મોતીભાઈ એ સંસ્થાની જવાબદારી ઉપાડી લે તો તેમને તે સોંપી દેવા સ્વામીજીએ અનેક વાર તૈયારી બતાવેલી. છેવટે તેઓ જે કંઈ વ્યવસ્થા કરે તેમાં મોતીભાઈને ટ્રસ્ટી તરીકે નીમવાની વાટાઘાટો પણ ચાલતી. પણ મોતીભાઈ છેવટ સુધી એમાં સંમત થયેલા નહિ. માત્ર સ્વામીજીએ પ્રગટ કરેલાં પુસ્તકોનો પ્રચાર કરવો, પ્રચાર કરવા જેવાં પુસ્તકો પ્રગટ કરવા સ્વામીજીને પ્રેરવા, તેમના પ્રયત્નોમાં મદદ કરવી, અને જરૂર પડયે તેમની સલાહ લેવી — એટલો જ સંબંધ તેમણે જારી રાખેલો.

પણ આ સંબંધના પાયામાં સ્વામીજીના ત્યાગ પ્રત્યે ઊંડો ભક્તિભાવ હતો. અને તેમાંથી મોતીભાઈ ખૂબ પ્રેરણા મેળવતા. સ્વામીજીના આગ્રહ છતાં તેમણે સંન્યાસ સ્વીકારેલો નહિ. છતાં સંન્યાસના બને તેટલા નિયમોનું તેમણે પાલન કર્યું હતું. છેવટે સ્વામીજીને પક્ષાઘાત થયો, ત્યારે તેમને જોવા જઈ આવ્યા પછી તે કહેતા: 'મને પણ હવે ઉમ્મર થવા આવી છે એટલે કાં તો મારી દશા સ્વામીજી જેવી થશે કે મારી માતાની માફક મારી આંખો જશે. તે વખતે શું કરવું તે મેં વિચારી રાખ્યું છે. . . .'

આ સર્વ સ્મરણો તાજાં કરી સ્વામીજી સાથે પોણા કલાક સુધી વાતો કરી. છેવટે એ સર્વના સારરૂપે હૃદય ઠાલવતાં કહ્યું: 'હું પરમ શાંતિ અનુભવું છું. ધાર્મિક પુસ્તકો મેં બહુ વાંચ્યાં નથી, પણ ધર્મપરાયણ રીતે અને નીતિથી મેં મારું જીવન વિતાવ્યું છે, એટલે મને પરમ આનંદ છે. મને એક માત્ર ચિંતા મારાં પત્નીની હતી, પણ તે તો મારી આગળ ચાલતાં થયાં છે. એટલે હવે હું મરણને માટે સંપૂર્ણ રીતે તૈયાર છું. હું મારા જીવનમાં જે કંઈ કાર્ય કરી શક્યો છું તેમાં મારાં પત્ની રૂપબાનો હિસ્સો ઘણો મોટો છે. મને કહેવાતા અર્થમાં રૂપાળી પત્ની નહોતી મળી, છતાં સાચા અર્થમાં ખરી પત્ની — અર્ધાંગના — મળી હતી. મારાં તમામ કાર્યોને તેણે દરેક રીતે સાથ આપ્યો છે. પોતે ચુસ્ત વૈષ્ણવ હોવા છતાં હરિજનને અડીને હું ઘરમાં પેસું ત્યારે તેણે તે બાબતનું જરા સરખું પણ સૂચન નથી કર્યું. અનેક મહેમાનોની

સરભરા તેણે હસ્તે મોંએ કરી છે. અને મારામાં તેને એટલી બધી શ્રદ્ધા હતી કે હું જે કાંઈ કરતો હોઈશ તે સારાને માટે જ હશે એમ એની દૃઢ માન્યતા હતી. . . .'

સ્વામીજીએ ઉત્તરમાં જણાવ્યું, 'સ્વર્ગમાં — ઈશ્વરના ધામમાં — તમારા જેવાને માટે તો પરમ સુખ છે. . . .' અને એમ કહેતાં બંને મિત્રોનાં હૃદય ઘડીભર હલવાઈ ગયાં.

*

સ્વામી અખંડાનંદજી પછી બીજા પરમમિત્ર પૂજ્ય ઠક્કરબાપા દિલ્હીથી આવી પહોંચ્યા. સ્વામીજીની મૈત્રી ઓછી થતી ગઈ તેમ તેમ ઠક્કરબાપાની મૈત્રી વધતી ગઈ હતી અને છેવટનાં વર્ષોમાં તો તે મોતીભાઈના એક આદર્શ અને પ્રેરણામૂર્તિ બની રહ્યા હતા. શરૂઆતમાં બીજા પરિચિત મંડળ સમક્ષ વાત કરી. તે દરમ્યાન પોતાના અંતરનો બીજો ભેદ ખોલતાં તેમણે કહ્યું : 'મારી જિંદગીના છેવટના ભાગમાં પછાત વર્ગોની અને ગરીબ લોકોની હું કંઈક સેવા કરી શક્યો છું, તેથી મને ખૂબ શાન્તિ છે. વસોના ભંગી લોકો, રૂણના શેનવા લોકો, અને ચરોતરના ગરીબ લોકો માટે મેં જે કંઈ કર્યું છે, તેના સંતોષ આગળ મારી આખી જિંદગીમાં કરેલાં કામોનો સંતોષ અલ્પ છે. . . .'

આ પછી પાસે બેઠેલા મિત્રોને ઓરડાની બહાર મોકલી અર્ધો કલાક સુધી વાતો કરી, અને સાંજે ફરીથી એવી જ રીતે બંનેએ એકલા બેસી પેટ ભરી વાતો કરી. આ બે સેવાધર્મી મિત્રો વચ્ચે એવો મીઠો સંબંધ હતો કે તે હંમેશાં માર્મિક વિનોદની ભાષામાં જ વાતો કરતા અને પત્રો લખતા. મોતીભાઈને 'બ્લડ પ્રેશર' થયું ત્યારથી જીવનની આખરી પળ વિષે વિનોદમય ઉલ્લેખો પત્રોમાં થતા અને સેવામાં જ સદા પરોવાયેલા રહેતા બંને હરિજનો પોતાના જીવન અને તેના રચનાર ઉપર માર્મિક કટાક્ષો ફેંકતા. એ સર્વ વિનોદની પૂર્ણાહુતિ કરી, જીવનનો સર્વ મર્મ એકબીજાનાં દિલમાં ઉતારી, તેમાં જ શમાવી છૂટા પડ્યા, ત્યારે શ્રમપૂર્વક દબાવાતાં ડૂસકાંનો જ અવાજ સંભળાયો.

*

આ પછી મોતીભાઈને પોતાના જીવનના દૈવી ચોકીદાર માનનાર, રાજવી શિષ્ય દરબાર સાહેબ આવ્યા, મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના આશીર્વાદ અને શુભેચ્છાના પત્રો આવ્યા, અને એમના જૂના દોસ્ત નરસિંહભાઈ અને પેટલાદ બોર્ડિંગના આદ્ય-વિદ્યાર્થીઓમાંના એક, ખેડા જિલ્લાના કાર્યકર્તા, શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ આવ્યા. એમને પણ એ જ વાત કહી: 'તમારી કલ્પનામાં ન આવે એવી શાન્તિ અનુભવું છું. . . .'

આ રીતે જોવા આવનારનો પ્રવાહ સતત ચાલુ રહેતો. વચ્ચે જ્યારે અવકાશ મળતો ત્યારે રામભાઈને પાસે બેસાડી પોતાની પછી કરવાનાં કામોની, મિલકતની વ્યવસ્થાની, સંસ્થાઓના વહીવટની, એમ સર્વ બાબતોની વિગતવાર સૂચનાઓ લખાવી ત્યારે જ રામભાઈને 'સાહેબ'ના જીવનના ઊંડાણનાં દર્શન થયાં. નિરાધાર વિધવાઓને, હરિજનોને અને દુખિયાંને વર્ષો સુધી મદદો મોકલાતી હતી, એનો ખ્યાલ તે વખતે જ આવ્યો. અને પોતે રચેલી સૃષ્ટિના નાનામાં નાના અંગની 'સાહેબ'ને માહિતી હતી, એ દરેકના હિતનું તે સદા ચિંતન કરતા હતા, કોને શું જોઈશે તેની તે સદા તપાસ રાખતા હતા,—તે સર્વનો ત્યારે ખ્યાલ આવ્યો. પોતાના વિરોધીઓ પ્રત્યે વૈર કે દ્વેષ તો કદી કર્યાં નહોતાં. પણ સિદ્ધાન્તની ખાતર તેમનો સામનો કરતા તે સર્વ છોડી દઈ, સૌને સંભારી સંભારી સંદેશા અને શુભેચ્છાઓ પાઠવ્યાં. જેમણે પોતાની સેવા કરી હતી તેમને બક્ષિસો આપવાની સૂચના કરી, જેમના હિત માટે પોતે પ્રયત્નો આદર્યા હતા તેમના હિતને આગળ ધપાવવાની ભાળવણી કરી. પ્રવૃત્તિઓની પ્રગતિ માટે સૂચનાઓ લખાવી. તાજેતરમાં તીવ્ર મતભેદનું કારણ બનેલી 'વસો રેલસંકટ નિવારણ મંડળી' તેના સભાસદોની ઇચ્છા પ્રમાણે જ આટોપાય અને મમત કે પક્ષાપક્ષીને કારણે મંડળી આટોપવાનું કાર્ય લંબાય નહિ તે જોવાની ભાળવણી કરી. અને એ બધાના સરવાળારૂપે, પોતાના સાથીઓ, મિત્રો અને સેવાનાં કાર્યોમાં રસ લેનાર સૌ કોઈને સંદેશારૂપે, પોતાની અંતિમ ઇચ્છાઓ લખાવી:

૧. હું પરમ શાંતિ અનુભવું છું. મારા મનમાં કંઈ જ ચિંતા વા ઉદ્વેગ નથી. મારે જેની ચિંતા હતી તે મારી પત્ની મારી આગળ

ગઈ છે તેથી, અને મારાં જે કામો છે તે જે માણસોના હાથમાં છે તેમનામાં મને પૂર્ણ શ્રદ્ધા છે એટલે, અત્યારે અંતઘડીએ મને ઈશ્વર અને આધ્યાત્મિક વિચારો વિના બીજું કંઈ જ સાંભરતું નથી.

૨. હું અપુત્ર હોવા છતાં, મારાં કુટુંબીઓ અને મિત્રોએ મારી જે સેવા અને શુશ્રૂષા કરી છે તે વિચારું છું ત્યારે મને લાગે છે કે મારે અનેક પુત્રો છે. તેમની મારા પ્રત્યેની મમતા અને સ્નેહની લાગણીનો બદલો હું વહેલો વાળી શકું તે જ એકમાત્ર ઇચ્છા છે.

૩. મને અત્યારે પરમ શાંતિ હોવાનું એક કારણ એ છે કે, મને મળ્યા છે તેવા પ્રામાણિક અને ભાવનાશાળી મિત્રો અને સાથીદારો બહુ જ થોડાને મળ્યા હશે. મારા મિત્રોએ અને સાથીદારોએ મારા પ્રત્યે જે વફાદારી બતાવી છે તે બદલ તેમનો બધાનો હું આભાર માનું છું, અને વસોના લોકોએ તેમને ન રુચે તેવા મારા કેટલાક સામાજિક વિચારોને નિભાવી લઈ મારાં કાર્યોમાં જે સાથ આપ્યા કર્યો છે અને બીજાં ગામોની માફક મારાં કાર્યોમાં ભારે વિઘ્નો નથી નાખ્યાં તે બદલ વસોના લોકો પ્રત્યે મારા તરફથી આભારની લાગણી વ્યક્ત કરું છું.

૪. વસોમાં કોઈ દુ:ખી હોય, કોઈના ત્રાસથી વા જુલમથી પીડાતો હોય વા નિરાધાર હોય, તેને આશરો આપવાનું કાર્ય મને વધુ પ્રિય હતું. મારી પછીના લોકો જેમને મારા પ્રત્યે લાગણી હોય તેમણે મારું એ કામ ચાલુ રાખવું અને દુ:ખીને રાહત આપવાની યોજનાઓ કરવી, એ જ મારી અંતિમ ઇચ્છા અને સંદેશો છે.

૫. કેટલાક લોક એમ કહે છે કે, વસોમાં અને ચરોતરમાં જે પ્રવૃત્તિઓ છે તે હું છું ત્યાં સુધી જ ચાલવાની છે; આ માન્યતા ખોટી પાડવાની અને મારાં કાર્યો નિર્વિઘ્ને ચાલ્યાં કરે તે જોવાની મારી ભલામણ મારા મિત્રોને પહોંચાડશો. મારા સાચા મિત્રો એટલું તો જરૂર કરે કે મારી પ્રવૃત્તિઓ મરી ન જાય તે જુએ.

૬. વસોને મેં મારું ગણ્યું છે. વસોની આબરૂ ને પ્રતિષ્ઠા વધેઘટે તે મારી જ આબરૂ અને પ્રતિષ્ઠા વધીઘટી એમ સમજતો હતો. હવે હું મારું વસો મારા મિત્રોને સોંપતો જાઉં છું. અને તેની ઉન્નતિ અને આબાદી માટે સદા જાગ્રત રહે એવી મારી તેમને ભલામણ છે.

## ૬

# ઑપરેશન–૨

(તા. ૩૦-૧-'૩૯)

જોતજોતામાં તા. ૩૦મી આવી પહોંચી. આ ત્રણેય દિવસ ઑપરેશનની તૈયારી તરીકે સાહેબના શરીરને સતેજ કરવાના ઉપાયો ચાલતા હતા. શરીર રોજની માફક ભરાવદાર અને ચપળ હતું. મોં ઉપર રોજની ગંભીરતા, શાન્તિ અને સ્થિતપ્રજ્ઞતા કાયમ હતાં. પણ એક માસથી ખોરાક નહિ લેવાવાને કારણે શરીરમાં અશક્તિ આવી ગઈ હતી. અને નાડીઓમાં લોહી સુકાતું હતું. ઑપરેશનને પરિણામે એ લોહી ખૂટી ન પડે તે માટે ડૉક્ટરોએ શરીરમાં ગુદા વાટે અને ઇંજેકશન વાટે પાણી વધારવાના પ્રયત્નો ચાલુ કર્યા હતા. તેમાં સારી સફળતા મળી હતી અને ઑપરેશન સારી રીતે થવા વિષે શ્રદ્ધા બેઠી હતી.

વહેલી સવારથી જ હૉસ્પિટલના વ્યવસ્થાપકોએ દરદીનો કબજો લઈ લીધો. ઑપરેશનની તૈયારી રૂપે એનિમા–ઇંજેકશનોનો વિધિ શરૂ થયો. આઠ વાગતામાં તો રંગબેરંગી દવાઓ, અને ચકચકિત હથિયારોથી ભરેલી ગાડી દરદીના ઓરડામાં આવી પહોંચી અને ઑપરેશન કરવાના ભાગ ઉપર દવાઓ ચોપડી પાટા વીંટાવા લાગ્યા.

જોવા આવનારની મેદની વધતી જતી હતી. તેના ઉપર અંકુશ મૂકવો પડ્યો હતો. દરદીના ઓરડામાં જવાની મનાઈ કરવામાં આવી હતી. તેથી કોઈએ સૂચવ્યું કે મોતીભાઈને ઑપરેશન થિયેટરમાં લઈ જાય તે વખતે તેમનાં દર્શન કરવા ઓસરીની ભીંતોએ બધાને હારબંધ ઊભા રહેવા દેવા. પણ તેમ કરવામાં આવે તો પોતાના સ્નેહીજનોને આમ પોતાનાં અંતિમ દર્શન કરતા જોઈ દરદીનું દિલ દ્રવી ઊઠે, એ બીકે એ વિચાર પડતો મૂકવામાં આવ્યો

અને સૌ હૉસ્પિટલના ચોગાનમાં જ ઑપરેશનના સમાચારની આતુરતાથી રાહ જોતા બેઠા.

*

લગભગ ૧૦॥ વાગ્યે દરદીને ઑપરેશનના સ્થળે લઈ જવા ગાડી આવી. અને યોગ્ય સદ્ભાવ અને સાવચેતીપૂર્વક મોતીભાઈને ખાટલામાંથી ગાડીમાં સુવાડી ઑપરેશન થિયેટરમાં લઈ જવામાં આવ્યા. આલીશાન મકાનની કાચની બારીઓમાંથી ચોતરફ આવતો પ્રકાશ, અને પ્રકાશથી ચકચકિત થતી ભીંતો, અને સુવ્યવસ્થિત રીતે ગોઠવેલો સરંજામ — એ સર્વની વચ્ચે ટેબલ ઉપર મોતીભાઈને સુવાડવામાં આવ્યા.

માથાથી પગ સુધી સફેદ પોષાકમાં સજ્જ થયેલા અને જાળીવાળા કપડામાંથી ચપળતાથી આમતેમ આંખો ફેરવતા ડૉક્ટરો અને તેમના મદદનીશો ક્ષણવારમાં ટેબલની આજુબાજુ ગોઠવાઈ ગયા અને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયા. ક્લૉરોફૉર્મ અપાયું. સામાન્ય દરદીઓની ધમપછાડ, હૃદયદ્રાવક ચીસો કે મોંમચકોડ કંઈ ન દેખાયું. અદ્ભુત સમતા દાખવી મોતીભાઈએ 'ક્લૉરોફૉર્મ' લીધું. એ જોઈ એક ડૉક્ટરથી બોલાઈ ગયું : 'Marvellous!'

બરાબર ૧૧–૫ કલાકે ડૉ. મોતીભાઈએ શસ્ત્ર હાથમાં લીધું. ડૉ. મોતીભાઈ માટે તો મોતીભાઈ સાહેબને પક્ષપાત હતો. ગરીબાઈમાં ઊછરી તે સાહસ કરી વિલાયત ગયેલા. તેમ કરવામાં મોતીભાઈની પ્રેરણા અને મદદનું બળ હતું. વિલાયતમાં એફ. આર. સી. એસ.ની પરીક્ષામાં પાસ થતાં તેમને ઘણી તકલીફ પડેલી. એનો સામનો કરી તે પાસ થયેલા, એ મોતીભાઈને માટે ગૌરવનો વિષય હતો. અને જ્યારે વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલના વડા તરીકે એ જ ડૉ. મોતીભાઈની નિમણૂક થઈ ત્યારે મોતીભાઈના હર્ષનો પાર ન રહ્યો. તેમણે કહ્યું : 'હું આજ સુધી માનતો કે રાજ્ય ચલાવતાં અને આવી હૉસ્પિટલો ચલાવતાં તો યુરોપિયનોને જ આવડે — હિંદીઓનું એ ગજું નહિ. મારી એ માન્યતા તમે ખોટી પાડી છે. પેટલાદ બોર્ડિંગ અને પેટલાદ લોનફંડનું શું પરિણામ આવ્યું એમ ઘણા પૂછે છે. તેમને મારો આ એક જ

જવાબ બસ છે: ગુજરાતની હૉસ્પિટલને ડૉ. મોતીભાઈ મળ્યા —
એ મારે માટે બસ છે. . . . . . .'

સ્વેચ્છાએ અપુત્ર રહેલા મોતીભાઈની સેવામાં અનેક વિદ્યાર્થી-પુત્રો આજે હાજર હતા, અને એ જ ડૉ. મોતીભાઈને હાથે એમના દર્દનો ઉપાય થતો હતો. એ પણ પેટલાદ બોર્ડિંગ અને પેટલાદ લોનફંડની નાનીસૂની સફળતા હતી?

ડૉ. મોતીભાઈએ પોતાની જવાબદારીના સંપૂર્ણ ભાનથી શસ્ત્ર લીધું. તેમને ઘણા મિત્રોએ આ જોખમકારી કર્તવ્ય નહિ સ્વીકારવાની સલાહ આપેલી. પણ તેમણે પોતાની ઉન્નતિમાં અનન્ય મમતાથી નિમિત્ત બનેલા મોતીભાઈની સેવા કરવાની આ અમૂલ્ય તકને વફાદાર રહેવા એ સલાહને ગણકારી નહોતી. તેમ છતાં એમણે ઉપાડેલું કર્તવ્ય સાચે જ જોખમકારી હતું. એ શરૂ કરતા પહેલાં એક હિંદુને શોભે તે રીતે તેમણે પ્રાર્થના કરી.

આ જ વખતે નીચે જામેલી મેદનીએ ઠક્કરબાપાની પ્રેરણાથી નીચેનું સુપરિચિત ભજન ગાયું :

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. ધ્રુવ.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. ૧
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૨
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૩
વણલોભી ને કપટરહિત છે, કામ, ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો, તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. ૪

ભજન અનેક વાર ગવાયું હતું અને સંભળાયું હતું. પણ એનો અક્ષરેઅક્ષર 'ક્લોરોફૉર્મ'ની કૃત્રિમ મૂર્છામાં સૂતેલા દરદીને લાગુ પડતો હતો એનું ભાન અત્યારે જ થયું.

ભજન ચાલતું હતું તે જ વખતે સર્જનની શસ્ત્રક્રિયા શરૂ થઈ. પેટના મધ્ય ભાગે નીચેથી ઉપર થોડે થોડે કરતાં ૧૨ ઇંચ જેટલો કાપ મૂકી, આંતરડાં બહાર કાઢ્યાં અને 'કૅન્સર'ને કબજામાં

લીધું. શસ્ત્ર ફરતું હતું તેમ તેમ લોહીની ધારાઓ ઊડતી હતી. અને પાસે ઊભેલા ડૉક્ટરોનાં શ્વેત વસ્ત્રોને પાવન કરતી હતી.

લગભગ દોઢ કલાક શસ્ત્રક્રિયા ચાલી. હોજરીને એકને બદલે બે છિદ્રો પાડવામાં આવ્યાં અને ખોરાકને આંતરડાંમાં જવાનો માર્ગ સરળ કરવામાં આવ્યો. એ કામ પૂરું થતાં ધીરજથી અને કુશળતાથી પેટના અવયવોને ડૉ. મોતીભાઈએ જોતજોતામાં યથાસ્થાને ગોઠવી દીધા. અને કઠણ હૈયે કરેલા કાપને સીવી લઈ બરાબર ૧૨–૧૫ કલાકે શસ્ત્ર નીચે મૂકયું — પાસે ઊભેલા સૌએ છુટકારાનો દમ મૂકયો અને ઑપરેશન સફળ થયાના સમાચાર જાહેર કરવામાં આવ્યા.

૭

# આખર-ઘડી

( તા. ૩૧-૧-'૩૯ )

મોતીભાઈને પાછા તેમના ઓરડામાં લઈ જવામાં આવ્યા, અને ચોગાનમાં એકઠી થયેલી મિત્રમંડળી ઑપરેશન સફળ થયાના શુભ સમાચાર લઈ પોતપોતાને સ્થાને વેરાઈ ગઈ. 'ક્લોરોફોર્મ' થોડી જ વારમાં ઊતરી ગયું, અને મોતીભાઈને ભાન આવતાં તે વાતચીત કરવા લાગ્યા. એટલે ઑપરેશનની સફળતાની વધુ ખાતરી થઈ, અને તાર તથા ટપાલ મારફતે ગામેગામ એ સમાચાર પહોંચાડવાની તજવીજ કરવામાં આવી. એ સમાચાર વસોમાં પહોંચતાં ત્યાંના લોકોએ જાહેર સભા ભરી ઑપરેશન સફળ થયા બદલ ઈશ્વરનો આભાર માન્યો અને મોતીભાઈ જલદી સાજા થઈ જાય તેવી પ્રાર્થના કરી. પૂ. મહાત્મા ગાંધીજીએ પણ પોતાના હસ્તાક્ષરમાં એવી શુભેચ્છા પાઠવી.

પણ એ પ્રાર્થનાઓ અને શુભેચ્છાઓ ફળવાનું નિર્માયું નહોતું. ઑપરેશન પછીની સ્વસ્થતા અલ્પજીવી નીવડી અને સાંજ પછી ઑપરેશન કરેલા ભાગ ઉપર દુખાવો થવા માંડ્યો. આખી રાત કોઈને એની ખબર પડવા દીધા સિવાય મોતીભાઈએ એ સહન કર્યો. પણ સવાર પડવાની તૈયારી થવા આવી કે તરત તેમણે ડૉ. ભાસ્કર પટેલ તથા રામભાઈને બોલાવરાવ્યા. આ બંને જણ ઑપરેશનની સફળતા જોઈ નિરાંત અનુભવતા હતા. સંદેશો મળતાં જ તેમને ધ્રાસકો પડ્યો. પણ સંદેશો આપનારે ચિંતાનું કારણ નથી એમ કહ્યું. એટલે શાન્તિથી તે મોતીભાઈ પાસે પહોંચ્યા.

પણ ત્યાં પહોંચતાં જ, તેમણે કદી નહિ સાંભળેલો એવો આદેશ મોતીભાઈના મોંમાંથી નીકળી પડ્યો : 'મને ઊંઘ ન આવે ત્યાં સુધી તમારે પણ ઊંઘવાનું નથી'. એ આદેશે આવનારની આંખ ઉઘાડી નાખી, અને મોતીભાઈએ રાત્રી કેવી વ્યથામાં વિતાવી હતી તેનો ખ્યાલ આપ્યો.

બન્ને ત્યાં જ બેઠા અને સાહેબને ઊંઘ આવે તે માટે ઉપાયો લેવાવા લાગ્યા. પોતાના દુઃખ કે દર્દની નાછૂટકે જ બીજાને ખબર પડવા દેનાર મોતીભાઈ આંખો મીચી પડી રહ્યા અને દાક્તરોએ જે કર્યું તે કરવા દીધું. એ ઉપરથી ડૉક્ટરોએ માન્યું કે પોતાના ઉપચારો સફળ થાય છે. એટલે મોતીભાઈ સ્વસ્થ થાય તેની રાહ જોતા તે નિરાંતે બેઠા.

વખત બહુ ધીમે પગલે ચાલતો હતો. આખો દિવસ રાહ જોવામાં ગયો. બબ્બે કલાકે સેવકોની ટુકડીઓ બદલવાની યોજના થઈ. અને રાતે બે ત્રણ વાગ્યે મોતીભાઈને ઊંઘ આવતી લાગી. તેમણે આજ્ઞા કરી: 'હવે તમે સૂઈ જાઓ, મને શાંતિ છે.' એ આજ્ઞાથી આનંદમાં આવી જઈ અત્યાર સુધી બેઠેલી ટુકડીએ આરામ લેવાની તજવીજ કરી.

પણ તેઓ આરામ શરૂ કરે તેવામાં જ — રાત્રે ત્રણ વાગ્યે — 'ટેમ્પરેચર' ચઢયું અને પાછું નીચે ઊતર્યું. સાહેબના પેલા શબ્દો — 'મને ઊંઘ ન આવે ત્યાં સુધી તમારે પણ ઊંઘવાનું નથી' — પછી ડૉ. ભાસ્કર ત્યાં જ બેઠા રહ્યા હતા, અને સાહેબની પ્રકૃતિમાં થતા ફેરફારો ઉપર ચોકી રાખી રહ્યા હતા. 'ટેમ્પરેચર'ની ચડઊતર જોઈ તેમને ભયની આગાહી થઈ. તેમણે તરત જ ડૉ. મોતીભાઈને ટેલિફોન કર્યો. ડૉ. મોતીભાઈ આવ્યા. તેમણે મોતીભાઈનું લોહી લીધું અને તપાસી જોયું. ઓપરેશન 'સેપ્ટિક' તો નથી થયું? — એવી શંકા હતી, તેનું નિવારણ થયું. બધું બરાબર જણાયું. છતાં પ્રકૃતિમાં ઓચિંતો ફેરફાર થવાનું કારણ કલ્પી શકાયું નહિ.

થોડી જ વારમાં નાડી મંદ પડવા લાગી. વાચા તૂટક થવા માંડી. હૉસ્પિટલના બીજા ડૉક્ટરોને બોલાવવામાં આવ્યા. અને ઉપરાછાપરી ઉપાયો અજમાવવામાં આવ્યા. સવારે પાંચ વાગ્યે બેશુદ્ધિનાં ચિહ્નો વધ્યાં અને 'હજુ એક વર્ષ લાગે' એવો એક ઉદ્‌ગાર મોતીભાઈના મોંમાંથી સરી પડ્યો. ત્યાર પછી જીભ ટૂંકી થઈ અને વાચા અસ્પષ્ટ બની. આખરી ઘડી આવી રહી હતી. છ વાગતાં સમાચાર સર્વત્ર પ્રસરી ગયા અને સાડા છ વાગ્યે, અડગ દૃઢતા, અદ્‌ભુત હિંમત, અનન્ય કર્તવ્યનિષ્ઠા અને ધીરજ

દાખવી અત્યાર સુધી આ દૃશ્ય જોઈ રહેલા ડૉ. મોતીભાઈ અને ડૉ. ભાસ્કરની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

'હવે સાહેબના આત્માને શાંતિથી સ્વર્ગે જવા દો,' કેટલાક ડૉક્ટરોએ અભિપ્રાય આપ્યો. પણ 'આ પવિત્ર આત્મા મરણ સામે યુદ્ધ ખેલે છે તે વખતે આપણે હાથ જોડી બાજુએ બેસી તે જોયા કરીએ તે બને જ કેમ?'—એમ બીજાનો અભિપ્રાય હતો.

બુઝાતા દીપકને બને ત્યાં સુધી સતેજ રાખવા ડૉક્ટરોએ પોતાના છેલ્લા કીમિયા અજમાવવા શરૂ કર્યા. મોં વાટે, ઇન્જેક્શન વાટે, કીમતીમાં કીમતી દવાઓ આપી. નાક વાટે પ્રાણવાયુ આપવાનો પ્રયોગ કર્યો. પોતાના જ્ઞાનનું અભિમાન ઓગાળી પ્રાચીન પૂર્વજોની શ્રદ્ધાનું બળ અજમાવ્યું અને પ્રાર્થના કરી: 'એકનું આયુષ્ય બીજાને અર્પણ થઈ શકતું હોય તો અમારી જિંદગીનાં થોડાં વર્ષો આ મહાપુરુષને અર્પણ કરીએ છીએ.'

'જિંદગી એટલે સંગ્રામ કહે છે તે આનું નામ?' એમ એક નોંધમાં લખનાર મોતીભાઈ આ બધું ટગર ટગર જોયા કરતા હતા. દુઃખના ઉદ્‌ગાર કાઢવાને કે આ વ્યર્થ સંગ્રામ નહિ ખેલવાનું કહેવાને તેમની વાણી અસમર્થ થઈ ગઈ હતી. એમની 'પરમ શાંતિ' એમની આંખોમાં વ્યક્ત થતી હતી અને વધતી જતી હતી. ડૉક્ટરોના બધા પ્રયત્નો છતાં નાડી સંકેલાતી જતી હતી. આખરે પોતાનું રહ્યું સહ્યું અભિમાન ઓગાળી ડૉક્ટરોએ અમદાવાદના વૈદ્યોને પોતાનું જ્ઞાન અજમાવવા આમંત્રણ આપ્યું. વૈદ્યોએ આવી કીમતી માત્રાઓ અને ભસ્મો અજમાવી, પણ 'તૂટી એની બૂટી' નહોતી.

બુધવાર તા. ૧ લી ફેબ્રુઆરીના સવારે ૬ વાગ્યે શરૂ થયેલો આ આખરી સંગ્રામ બપોરના દોઢ વાગ્યા સુધી ચાલ્યો અને બરાબર ૧–૩૬ કલાકે માનવપ્રયત્નને હરાવી મોતીભાઈનો આત્મા પરલોકને માર્ગે સિધાવ્યો. जातस्य हि ध्रुवो मृत्युः—'જે જાયું તે જાય,' એ સનાતન સત્ય પુરવાર થયું.

## ૮

# વિરામ

(તા. ૧-૨-'૩૯)

'जातस्य हि ध्रुवो मृत्युः'—'જે જાયું તે જાય,' એ સનાતન સત્ય છે. એનો અનેક વાર અનુભવ થયો હતો. આજે એ જ અનુભવની પુનરાવૃત્તિ થઈ હતી. અને એના અનુસંધાનમાં 'ध्रुवं जन्म मृतस्य च' એમ પણ ઘણી વાર વાંચ્યું અને સાંભળ્યું હતું અને પરધર્મીઓ સાથે એની યથાર્થતા વિષે ચર્ચા કરી હતી. પણ એ સર્વ ભૂલી પરિજનમંડળ સ્તબ્ધ બની ગયું. થોડી પળ પહેલાં ચાલી રહેલી દોડધામ, વીજળી પડે ને જેમ થંભી જાય તેમ, એકાએક થંભી ગઈ અને વાતાવરણમાં શોક અને ગંભીરતા છવાઈ ગયાં. અનેક દરદીઓને મૃત્યુના મોંમાંથી બચાવવાનું વ્રત લઈ બેઠેલી અને અનેક વાર એ પાળી યશોજ્જવળ બનેલી હૉસ્પિટલ પણ શોકે ઝંખવાઈ ગઈ અને પ્રયત્ન કરી કબજે રાખેલાં હૈયાં અશ્રુદ્વારા દ્રવવા લાગ્યાં.

'કામ કામ અને કામ', કામ એ જ ખોરાક અને કામ એ જ આરામ, કામ એ જ કમાણી અને કામ એ જ ભક્તિ, પ્રવૃત્તિમાં જ નિવૃત્તિ અને નિવૃત્તિમાંયે પ્રવૃત્તિ — નો જાપ જપનાર, પોતે આરામ લેવાનો નિર્ણય કરીને કામ આવી પડતાં તેને બીજી જ ક્ષણે ભૂલી જનાર, મોતીભાઈએ આખરે પોતાના શબ્દો પાળ્યા: 'જિંદગી — આયુષ્ય — કામ કરવા માટે જ છે. મારો ખોરાક રોટલા નહિ, પણ કામ છે. જ્યારે કામ કરતો અટકું ત્યારે તમારે મારું મૃત્યુ સમજવું. મારી આજુબાજુ તો કામ, કામ ને કામ જ હોય. અને આરામની જરૂર જણાશે ત્યારે બધાં જ કામ છોડી દઈશ, એટલું નક્કી માનજો. સને ૧૯૩૮ ની આખર સુધી આયુષ્ય અને શક્તિ હશે તો ખૂબ કામ કરવું છે. જવાબદારી બધી જ છોડી દેવી છે.'

(તા. ૧૮-૨-'૩૫)

*

નોકરીએથી નિવૃત્ત થતાં, સેવામય જીવનનાં સાઠ વર્ષ પૂરાં થતાં, ગામ-પરગામથી વિદાય થતાં, દૃઢતા અને પ્રતિજ્ઞાપૂર્વક માન-પાનનો ત્યાગ કરનાર મોતીભાઈ આજે અંતિમ વિદાયનું માન ઠેલી શકે તેમ ન હતું. ઘડીભર સ્તબ્ધ બની ગયેલા મિત્રોએ સ્વસ્થ થઈ અંતિમ વિદાયની તૈયારી આરંભી.

શહેરમાં સમાચાર મોકલવામાં આવ્યા. ગુજરાત પ્રાંતિક સમિતિની ઑફિસે પત્રિકા દ્વારા એ સમાચાર જાહેર કર્યા અને ગુજરાતના આ મૂગા સેવકને અંતિમ માન આપવા સાબરમતીને તીરે હાજર રહેવાની અમદાવાદની જનતાને વિનંતી કરી.

અમદાવાદમાં રહેતા મિત્રો, સ્નેહીઓ અને કુટુંબીઓ ઉપરાંત દિલ્હીથી આવેલા અખિલ હિંદ હરિજન સેવક સંઘના મંત્રી પૂ. ઠક્કરબાપા, ગુજરાત હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ, મુંબઈની ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી. માવલંકર, ગુજરાત પ્રાન્તિક સમિતિના મંત્રી શ્રી. જીવણલાલ દીવાન, અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. મણિલાલ ચતુરભાઈ શાહ, અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ શ્રી. ભાઈલાલભાઈ સારાભાઈ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, મજૂર સંઘવાળા, શ્રી. અર્જુન લાલા, સાક્ષરવર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ, ગુજરાતના લોકપ્રિય વિદ્વાન સાક્ષર શ્રી. રામનારાયણ પાઠક, અમદાવાદની સ્કૂલ બોર્ડના માજી મંત્રી અને કેળવણીકાર શ્રી. પ્રાણલાલ કિરપાશંકર દેસાઈ, વગેરે અનેક સ્નેહીઓ અને નેતાઓ હૉસ્પિટલના ચોગાનમાં આવી પહોંચ્યા.

મરહૂમની છેવટની ઇચ્છાને માન આપી જરા પણ રોકકળ નહિ કરતાં 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન સાથે સાંજના ૪-૧૫ કલાકે સ્મશાનયાત્રા શરૂ થઈ. સાબરમતીને તટે સપ્તર્ષિના ઓવારા આગળ મૃત દેહને ઉતારવામાં આવ્યો. અને અંતિમ દર્શન તથા અંજલિ આપવા માટે એનું મોં ખુલ્લું મૂકી યાત્રાળુઓ એની આજુબાજુ વીંટળાઈ બેઠા. સૌએ ફૂલહાર અર્પણ કરી ગતાત્માને માન આપ્યું અને 'મંગલ મંદિર ખોલો'ની પ્રાર્થના કરી.

પછી ઠક્કરબાપાની આજ્ઞાથી ડૉ. હરિપ્રસાદે ગતાત્માને અંજલિ આપતું પ્રવચન કર્યું :

"મોતીભાઈ અમીનને માટે તમે 'રઘુપતિ રાઘવ'ની ધૂન જ મચાવી અને રોકકળ કરી નથી, તે યોગ્ય જ કર્યું છે. હું પણ આજે તમારે પગલે ચાલીશ અને આંસુ પાડીને આજનો પવિત્ર પ્રસંગ બગાડીશ નહિ.

મોતીભાઈ તો ગુજરાતનું નૂર હતા. એકલા ચરોતરના જ નહિ, એકલા ગાયકવાડી રાજ્યના નહિ, પણ આખા ગુજરાતના એ મૂગા સેવક હતા. એટલે આ પવિત્ર સાબરમતીને તટે, ગુજરાતના પાટનગર અમદાવાદમાં, એમનો દેહ પડચો તે એમના જેવા સાચા ગુજરાતીને માટે યોગ્ય જ બન્યું છે.

જે વખતે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'નાં ભવ્ય મકાનો આણંદમાં બંધાયાં પણ ન હતાં ત્યારનો હું મોતીભાઈને ઓળખું છું. સૌથી પહેલાં પેટલાદ બોર્ડિંગમાં સ્વ. રમણભાઈ નીલકંઠની સાથે એક વાર્ષિક ઉત્સવને પ્રસંગે હું એમનો મહેમાન થયો હતો. ત્યારથી જ મોતીભાઈની સુવ્યવસ્થા, એમની દેશપ્રીતિ અને વિદ્વત્તાની મારા હૃદય ઉપર ઊંડી છાપ પડી હતી. ત્યાર પછી ઘણાં વર્ષો વહી ગયાં છે. પાટીદારની — કેળવણીમાં બહુ જ પછાત એવી — ચરોતરની (થોડાક અપવાદો સિવાય) જડ કોમને એમણે કેળવી જમાનાને યોગ્ય જ્ઞાન આપ્યું અને થોડાં વર્ષોમાં તો એમણે એ કોમને બહુ જ આગળ પાડી દીધી.

શિક્ષકનો ધંધો એમણે બહુ જ પવિત્ર માન્યો હતો. અને એક આદર્શ ગુરુ બનીને, એમણે ઘણા શિષ્યોને જ્ઞાનભક્ત, ચારિત્ર્યવાન, અને સેવાભાવી બનાવ્યા છે. એમના જેવા શિક્ષક સૌ કોઈને મળતા નથી. શિક્ષકનું ક્ષેત્ર એમણે માત્ર નિશાળ કે બોર્ડિંગ પૂરતું જ ગણ્યું ન હતું; પરંતુ જે ગામમાં એ શિક્ષક થયા તે ગામ, તે તાલુકો, તે જિલ્લો અને તે આખા પ્રદેશ સુધી એમણે પોતાનું કાર્યક્ષેત્ર માન્યું હતું.

એક પ્રસંગે એમણે પેટલાદમાં કહેલું મને બરાબર યાદ છે કે, 'જુઓ, અહીં અમારી જેલો હતી. એ જેલો હવે અમે નિશાળોમાં ફેરવી નાખી છે.' એ વાક્ય તે દિવસનું મારે મન સૂત્રવાક્ય જેવું થઈ પડયું છે. એનો અર્થ હું એ કરું છું કે જેલો બંધ કરવી હોય

તો આપણે નિશાળો ઉઘાડવી. જેમ નિશાળો ઊઘડશે તેમ જેલો બંધ થતી જશે.

આજે મહારાજા ગાયકવાડને લોકો પુસ્તકાલયની હિલચાલના પિતા માને છે, પણ એ હિલચાલના ખરા પિતા તો મોતીભાઈ અમીન હતા. અને આજે વડોદરા રાજ્યને જે માન પુસ્તકાલય પ્રવૃત્તિને માટે મળે છે એનો મૂળ યશ મોતીભાઈને મળવો જોઈએ એમ મારું માનવું છે.

કર્મ કરવામાં જ તે પોતાનો અધિકાર માનતા. કીર્તિની કે બીજા કોઈ ફળની એમણે કદી આશા રાખી નથી. તન, મન અને ધનથી એમણે પુસ્તકાલય પ્રવૃત્તિની પાછળ કામ કર્યું, પણ એનો બધો યશ એમણે બીજાને લેવા દીધો.

ફરજિયાત કેળવણી નામદાર ગાયકવાડે કરી. એના પ્રચારમાં પણ મોતીભાઈએ આગળ પડતું કામ કર્યું છે. મેં ગુજરાતનાં સેંકડો ગામડાં જોયાં છે, અને ઘણાં શહેરો જોયાં છે. ઘણાં શહેરો ગાયકવાડી અને બ્રિટિશ જોડે જોડે છે. પરંતુ ગાયકવાડી ગામ કે શહેરનાં રહીશો મેં વધારે વિદ્વાન અને બહુશ્રુત જોયાં છે......આ પ્રતાપ મોતીભાઈની લાયબ્રેરી પ્રવૃત્તિને લીધે છે, અને આજે ગાયકવાડી પ્રજા આગળ પડતી અને રાજકાજમાં હક્ક માગતી થઈ છે તે મહારાજા ગાયકવાડની અને મોતીભાઈની એ કેળવણી અને જ્ઞાનપ્રચારની ફતેહમંદ પ્રવૃત્તિઓને લીધે જ છે. ગામેગામ શાળા અને જ્યાં જ્યાં નિશાળ ત્યાં ત્યાં લાયબ્રેરી—એ તેમનો દીક્ષામંત્ર હતો!

સસ્તું સાહિત્ય પ્રસિદ્ધ કરીને ભિક્ષુ અખંડાનંદે ગુજરાતની અનુપમ સેવા કરી છે. એ ભિક્ષુ અખંડાનંદ પણ મોતીભાઈના પરમ મિત્ર છે. અને હું જાણું છું કે સસ્તા સાહિત્યની ઘણી યોજનાઓ ઘડવામાં મોતીભાઈનો ફાળો જેવો તેવો નથી. 'સસ્તા સાહિત્યે' મારી 'સંસારનાં સુખ'ની ચોપડી પ્રસિદ્ધ કરી તેનું કારણ પણ મોતીભાઈ હતા. . . . પણ આવા તો ગુજરાત ઉપર સીધા અને આડકતરા ઉપકાર એમણે ઘણાયે કર્યા છે, જે ભગવાન સિવાય બીજું કોઈ જાણી શકે તેમ નથી.

એક પ્રસંગ હું કદી ભૂલીશ નહિ. હરિપુરા કોંગ્રેસ વખતે પ્રદર્શનમાં એમનો લાયબ્રેરી વિભાગ અને મારો આરોગ્ય વિભાગ સાથે હતા. છેલ્લો દિવસ આવ્યો. વહાણું વાયું. બે કલાકમાં તો મહાત્મા ગાંધીજીના શુભ હસ્તે પ્રદર્શન ખૂલ્લું મુકાવાનું હતું. મારી વસ્તુઓની પેટીઓ તો હજી ખૂલવાની બાકી હતી. એ પેટીઓ ખૂલતી જાય અને એમાંથી નકશા તથા ચિત્રો નીકળતાં જાય તે ગોઠવાતાં જાય. એમ કરતાં મોડું થઈ જશે એમ લાગ્યું. એટલે છેવટે હું ખીલીઓ અને હથોડી લઈને જાતે નકશા ગોઠવવા લાગ્યો. એ ખીલીઓ અને હથોડી ખુદ મોતીભાઈએ જ મને આપેલાં. મને એ કામ કરતો જોઈને એ પણ નકશા લટકાવવા મચી પડ્યા. એવી એમની સજ્જનતા અને નમ્રતા હતી!

અમારી છેલ્લી મુલાકાત સાક્ષરશ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ પેટલાદમાં આરોગ્ય સપ્તાહ ઊજવેલું ત્યાં થઈ હતી. પાછા આવતાં છેક પેટલાદથી આણંદ સુધી એ મારી સાથે રહેલા. ગ્રામોદ્ધારની, અમદાવાદ દસક્રોઈ તાલુકામાં પુસ્તકાલયોના વિકાસની, આણંદમાં ડો. આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા નીચે લાયબ્રેરી પરિષદ મળવાની હતી તેની, એમના તરફથી પ્રસિદ્ધ થયેલાં મહાન પુરુષોનાં જીવનચરિત્રોની, એમ ઘણી ઘણી વાતો અમે ગાડીમાં કરી હતી. અમદાવાદમાં મારે એક લાયબ્રેરી પરિષદ કરવી હતી. એ પરિષદમાં પોતે આવવાનું તો મને વચન આપ્યું છે. એ વચન પાળ્યા વગર એ વિદાય થયા! મને ખબર નહોતી કે આ મારી છેલ્લી મુલાકાત હશે.

આજ ગુજરાત એના એક મહાન પુત્રને ગુમાવે છે. એમના જવાથી આજે આપણે ગરીબ બની જઈએ છીએ. ઇશ્વરને હું પ્રાર્થના કરું છું કે ગુજરાતને મોતીભાઈનું કાર્ય આગળ ધપાવવાની તાકાત આપે. એમના આત્માને શાંતિ આપે એવી તો પ્રાર્થનાની કંઈ જરૂર નથી. કારણ કે એમને એ શાંતિ જીવતાં જ મળી ગઈ હતી. સદાયે પ્રવૃત્ત છતાં અંતરમાં નિવૃત્ત—એવી જીવનમુક્તિ મોતીભાઈએ ક્યારનીયે મેળવી લીધી હતી."*

*

* 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયેલા લેખને આધારે.

ડૉ. હરિપ્રસાદનું પ્રવચન પૂરું થયા પછી પૂ. ઠક્કરબાપાએ ગદ્દગદ કંઠે નીચેની મતલબના ઉદ્દગાર કાઢ્યા :

'મારા મિત્ર મોતીભાઈના દેહાન્ત સાથે આજે એક પુણ્યશાળી જીવનનો અન્ત આપણે જોઈ રહ્યા છીએ. એમણે જીવનની પળેપળ સેવામાં ગાળી છે. વિદ્યાર્થીઓ, ગરીબો, ભંગીઓ તથા અન્ય હરિજનો અને ગામડાંના લોકોના હિતના જ તેમણે જીવનભર પ્રયત્નો કર્યા છે. અતિવૃષ્ટિ થાય, દુકાળ પડે, આગ લાગે, રોગ ફાટી નીકળે, – સંકટની – દુઃખની બૂમ સંભળાય કે તરત તેના નિવારણ માટે દોડી જનાર અને બીજાને દોડાવનાર આ દિવ્ય દયાધર્મીની ચરોતરને અને સમસ્ત ગુજરાતને સદા ખોટ પડશે. મોતીભાઈ ચરોતરમાં દટાઈ ગયા હતા. પણ સંકટ સમયે સેવા કરવાનો પ્રસંગ આવતાં કે એમના જ્ઞાનનો લાભ આપતાં એમને એમના ચરોતરના કાર્યક્ષેત્રની મર્યાદા નડતી નહોતી. શું ચરોતરમાં કે શું બિહારમાં, શું ખેડા જિલ્લામાં કે શું પંચમહાલમાં – મેં જ્યારે જ્યારે સ્વયંસેવકોની માગણી કરી છે ત્યારે ત્યારે મોતીભાઈએ મને પૂરા પાડ્યા છે. હરિજન, ભીલ, ભંગી જેવા પછાત વર્ગના લોકોને મદદ કરવાની જ્યારે જ્યારે મેં સૂચના કરી છે ત્યારે ત્યારે તેમણે તે ધગશથી ઉપાડી લઈ પાર ઉતારી છે. અને છેલ્લાં વર્ષોમાં તો તેમણે આ વર્ગની જ સેવા કરવાના પ્રયત્નો આરંભ્યા હતા.

આજે ચરોતરનો પ્રાણ અદૃશ્ય થાય છે. સમાજસેવા વિદાય લે છે. કેળવણી રંડાય છે. ગરીબો નિરાધાર બને છે. વિદ્યાર્થીવર્ગ છત્રહીન બને છે. . . . . આજે ગુજરાત શું ગુમાવે છે તે તો હવે પછી સમજાશે.

મોતીભાઈના આત્માની શાન્તિ ઇચ્છવી એ જ એકલું આપણું કામ ન હોવું જોઈએ. પણ તેમનાં કામો, પ્રવૃત્તિઓ, યોજનાઓ અને વિચારો સતેજ રહે, જીવંત રહે, તે માટે દરેકે યથાશક્તિ પ્રયત્ન કરવાનો ધર્મ સ્વીકારવો જોઈએ.'

*

ઠક્કરબાપાના પ્રવચને શ્રોતાઓનાં દિલમાં દિવ્ય સંવેદનો જગાડ્યાં. અને સમજપૂર્વક – પ્રયત્નપૂર્વક – દાબી રાખેલાં હૈયાં એક વાર ફરી દ્રવી ઊઠ્યાં. પ્રવચન બંધ થયું અને થોડી વાર વાતાવરણમાં

સ્તબ્ધતા વ્યાપી. પછી અગ્નિસંસ્કારના વિધિની તૈયારીઓ થઈ અને બરાબર ૫-૨૦ કલાકે મરહૂમના ભત્રીજા શ્રી. ચંદુભાઈને હાથે અંતિમ સંસ્કારનો વિધિ થયો.

ચિતા સળગી અને એની લોલુપતાભરી જ્વાળાઓ ૬૬ વર્ષ સુધી અદ્ભુત પુરુષાર્થ કરી કૃતાર્થ થયેલા એ દેહને — અનેક પરોપકારો, યોજનાઓ, પ્રવૃત્તિઓ અને વિચારોના એ પુંજને — જોતજોતામાં ભરખી ગઈ!

એ હૃદયફાટ દૃશ્ય કલાકેક સુધી જોઈ રહી, એ અમૂલ્ય મોતીની ભસ્મનાં સ્મરણો મગજમાં ભરી, પરિજનો ખાલી હાથે પાછા ફર્યા. વસોથી નીકળતી વખતે મોતીભાઈએ કહેલું સાચું જ હતું: 'નટુભાઈ, આ છેલ્લી વિદાય છે!'

## પરિશિષ્ટ

# અવસાન પછી આવેલા તાર તથા પત્રો

Deeply grieved to hear of Motibhai Amin's death. Kindly convey my sympathy to members of the family.

**Baroda,** 2-2-'39 **Krishnamachari**
( Dewan, Baroda State )

Extremely grieved. Providence has dealt another cruel blow. All Gujarat mourning Motibhai's death. Convey my condolences bereaved family.

2-2-'39 **Vallabhbhai** ( Sardar )

× × × × × I was very much shocked to hear of the death of Sjt. Motibhai Amin. I wanted to write to some member of his family conveying my sincere regrets on this demise, but unfortunately I did not know whom to write. It certainly took us all by surprise that a very useful life should be cut off all of a sudden, especially at a time when he was busy with his multifarious activities connected with social work in ' Charotar '. He was one of the few God's good men I have come across in life, and I carry some of the pleasantest memories of our friendship lasting nearly thirty years. On many occasions we had worked together on many important problems and his sincerity and geniality can be seen in every action of his. His death is certainly a very

great loss to Vaso and to Gujarat and I trust his colleagues would be able to carry on his mission successfully. × × × × ×

Reserve Bank of India
**Bombay,** 24-2-1939

Yours Sincerely
**Manilal B. Nanavati**
( Deputy Governor )
Reserve Bank of India

ભાઈ મોતીભાઈના અકાળ અવસાનના માઠા સમાચાર આજે બપોરે અહીં મળ્યા તેથી ઘણી જ દિલગીરી થઈ. હું આજે દોઢની ગાડીમાં તેમને જોવાને માટે અમદાવાદ જવાનો હતો. પણ ઘેરથી નીકળતા પહેલાં માઠી ખબર મળી તેથી માંડી વાળવું પડ્યું.

તેમણે તો પોતાની ભારે સેવાવૃત્તિ અને જનહિતને માટે અનેક પ્રકારની પ્રવૃત્તિઓથી પોતાનું નામ અમર કર્યું. તેમનો દેહ ગયો છે પણ તેમનો આત્મા તો તેમની અનેક જનહિતકારી પ્રવૃત્તિઓને પોષવા અમર રહેશે.

તમને તથા સર્વ મિત્રો તથા ચાહનારાઓને ભારે દુઃખ થાય એ સ્વાભાવિક છે, પણ પ્રભુની મરજી આગળ આપણો કંઈ ઉપાય નથી.

**વડોદરા,** તા. ૨-૨-'૩૯

**ગોવિંદભાઈ હા. દેસાઈ**
( નિવૃત્ત નાયબ દીવાન, વડોદરા રાજ્ય )

સ્વ. મોતીભાઈ સાથે મને લગભગ ૧૦ વર્ષનો સ્નેહ હતો અને મુખ્યત્વે કરીને સહકારના કાર્યમાં વારંવાર વિચારની આપલે કરતા હતા.

મરહૂમે ચરોતરની અમૂલ્ય સેવા બજાવી હતી અને એક કેળવણીકાર તરીકે તેમની આગેવાની અમૂલ્ય હતી.

**ભરૂચ,** તા. ૫-૨-'૩૯

**અંબાશંકર ઉત્તમરામ મલજી**
( દીવાન બહાદુર )

પૂ. મુ. મોતીભાઈના અવસાનના સમાચારો દરદથી સાંભળ્યા. કેટલીયે પ્રવૃત્તિના જનક, નિરભિમાની, કર્તવ્યપરાયણ, સંતાત્મા આપણને છોડી ચાલ્યા ગયા. મોતીભાઈ એ અમૂલ્ય ઉત્તમ પ્રકારનું પાણીદાર મોતી નીવડ્યું. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

તેમણે છેલ્લે છેલ્લે બહુ ખેંચ્યું. મને તેઓ ઉપદેશ આપતા હતા કે બહુ કામ ન કરવું, થાક લાગવા ન દેવો, વધારે વખત સેવા કરવા યોગ્ય રહેવું, વગેરે; પણ પોતે જ એ ઉપદેશ ન માન્યો અને કામમાં ને કામમાં ખતમ થઈ ગયા.

તેમને શાંતિથી પુસ્તકો વાંચવાનું આવતે વર્ષે મન હતું. હવે તેઓ પ્રભુના ચરણે એની કૃપાનું પુસ્તક વાંચે.

**રાજકોટ,** તા. ૩–૨–'૩૯ **ગિજુભાઈ બધેકા**

સ્વ. મોતીભાઈના સ્વર્ગવાસથી આખાયે ગુજરાતને કેટલી ખોટ પડી છે તે મારા જેવાને કહેવાની ક્યાં જરૂર રહી છે! મને પોતાને એમનો આ વિયોગ સાલે છે, પણ મારું દુઃખ કોને કહું? એમના કુટુંબીઓને આશ્વાસન પણ કેમ આપું!

**આંબલા,** (સોનગઢ) તા. ૧૨–૨–'૩૯ **નાનાભાઈ**

મુરબ્બીશ્રી મોતીભાઈ સાહેબના સ્વર્ગવાસથી કેવળ વસો, ચરોતર કે વડોદરા રાજ્યને જ નહિ, પણ સારાયે ગુજરાતને ન પુરાય તેવી ખોટ પડી છે. ગુજરાતના તે જ્યોતિર્ધર હતા. આથમતા યુગના આદર્શ પ્રતિનિધિ છતાં નવા યુગબળને સત્કારનારા હતા. પુસ્તકાલય પ્રવૃત્તિના તે આત્મા અને પ્રાણ હતા.

× × ×

આવા મૂગા અને પરમ સેવક હવે આપણી પાસેથી ગયા છે. તેમનું સ્મારક આપણે શું રાખીએ? જે અનેકનાં જીવન તેમણે અજવાળ્યાં છે તે તેમનું જીવંત સ્મરણ છે. ધૂળમાંથી રત્નો તેમણે શોધ્યાં છે. મગતરામાંથી માનવ સર્જ્યાં છે. શ્રી. મોતીભાઈ મરી ગયા છે? મોતીભાઈ અમર છે!

ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.

**અમરેલી,** તા. ૪–૨–'૩૯ **પ્રતાપરાય ગિરધરલાલ મહેતા**
(રાજરત્ન)

Aggrieved to hear Motibhai's death. Convey our deep condolence his breaved family.

**Jinja,** 7–2–'39 **Yuvak Mandal**

Deeply grieved at sad demise Motibhai Saheb. Convey hearty condolence.

**Mombasa,** 8–2–'39 **Vaso Union**

# ઉલ્લેખસૂચિ

**ટીપ:**—આ પુસ્તકમાં આવતા વિષયો વ્યક્તિઓ, બનાવો અને પ્રવૃત્તિઓના ઉલ્લેખોની સૂચી અત્રે આપી છે. ઉલ્લેખની સામે લખેલા આંકડા પૃષ્ઠ સૂચવે છે.

# શુદ્ધિપત્રક

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૧૧ | ચલ્યો | ચાલ્યો |
| ૧૫ | ૧ | દક્તર | દફ્તર |
| ૧૮ | ૧૫ | દકતર | દફ્તર |
| ૬૯ | ૨૭ | મે. રા. બ. | મે. રા. રા. |
| | | રા. સા. | રા. રા |
| ૮૪ | ૨૪ | વતન | વર્તન |
| ૮૫ | ૧૯ | વિદ્યાથીએ | વિદ્યાર્થીઓ |
| ૧૧૦ | ૨૫ | વિદ્યાથી | વિદ્યાર્થી |
| ૧૧૦ | ૨૯ | બોડિંગ | બોર્ડિંગ |
| ૧૧૧ | ૪ | બોડિગ | બોર્ડિંગ |
| ૧૧૩ | ૨૦ | વગ | વર્ગ |
| ૧૫૫ | ૨ | ધોરણોમ | ધોરણોમાં |
| ૧૫૫ | ૩૦ | યોજન | યોજના |
| ૧૭૯ | ૧૬ | કાય | કાર્ય |
| ૧૮૯ | ૨ | અ | આ |
| ૧૯૫ | ૨૨ | સોસાયટીથી | સોસાયટીની |
| ૧૯૭ | ૨૩ | રૂપિયા | રૂપિયાની |
| ૧૯૮ | ૩ | અનિવાય | અનિવાર્ય |
| ૨૧૩ | ૧૧ | કયા | કર્યા |
| ૨૧૮ | ૨ | પુત્રવત | પુત્રવત્ |
| ૨૨૦ | ૨૮ | નિઃસ્વાથ | નિઃસ્વાર્થ |
| ૨૨૩ | ૧૬ | જિદગીભર | જિંદગીભર |
| ૨૪૦ | ૧ | સંસ્થાએ | સંસ્થાઓને |
| ૨૪૨ | ૨૦ | ચિતાઓ | ચિંતાઓ |
| ૨૭૧ | ૨૪ | અ | આ |
| ૨૮૨ | ૧૮ | વગની | વર્ગની |

| | | | |
|---|---|---|---|
| ૨૮૫ | ૨૭ | કાય | કાર્ય |
| ૨૯૮ | ૨૪ | થાડાં | થોડાં |
| ૩૦૪ | ૧૪ | આસક્તિ | અશક્તિ |
| ૩૧૧ | ૨૩ | પ્રમાણિક | પ્રામાણિક |
| ૩૧૩ | ૪ | પારમાથિક | પારમાર્થિક |
| | ૨૬ | સરકાની | સરકારની |
| ૩૨૦ | ૨૮ | નિદોષ | નિર્દોષ |
| ૩૨૨ | ૨૮ | ત્રિમાસિક | ત્રૈમાસિક |
| ૩૩૬ | ૧૦ | ,, | ,, |
| ૩૩૬ | ૧૩ | ,, | ,, |
| ૩૩૬ | ૧૪ | ,, | ,, |
| ૩૩૯ | ૧૩ | પિતાએ | કાકાએ |
| ૩૪૦ | ૧૨ | ત્રિમાસિક | ત્રૈમાસિક |
| | ૩૦ | આપણે | આપણી પાસે |
| ૩૫૩ | ૧૦ | કાયક્રમ | કાર્યક્રમ |
| ૩૫૮ | ૧ | ત્રિમાસિક | ત્રૈમાસિક |
| | ૨૨ | અથ | અર્થ |
| ૩૬૦ | ૬ | ત્રિમાસિક | ત્રૈમાસિક |
| | ૯ | ,, | ,, |
| ૩૮૨ | ૧ | ચર્ચાઓને | ચર્ચાઓના |
| ૪૦૩ | ૬ | નિવૃત્તિ | નિવૃત્ત |
| ૪૨૬ | ૨૭ | સ. | રા. |
| ૪૩૯ | ૧૨ | શ્વસૂરપક્ષ | શ્વશુરપક્ષ |
| ૪૪૯ | ૧૦ | પુરુષવગ | પુરુષવર્ગ |
| ૪૪૯ | ૧૧ | અજ્ઞાનતાના | અજ્ઞાનના |
| ૪૫૪ | ૨૦ | વષની | વર્ષની |
| ૪૫૭ | ૬ | માગ | માર્ગ |
| ૪૬૦ | ૧૭ | રાજ્યની | તેમણે રાજ્યની |
| ૪૮૩ | ૨ | ઈશ્વિઇચ્છા | ઈશ્વરઇચ્છા |
| ૪૮૪ | ૧૨ | આદશને | આદર્શને |
| ૪૯૧ | ૪ | ચોમાસમાં | ચોમાસામાં |

| | | | |
|---|---|---|---|
| ૫૧૯ | ૩ | તે | કે |
| | ૧૧ | કરતા | કરતી |
| ૫૨૦ | ૧ | કરત | કરતાં |
| | ૪ | જસી | જૈસી |
| ૫૨૨ | ૧૧ | બાવાજીભાઈ | વાઘજીભાઈ |
| ૫૨૮ | ૧૩ | પ્રવૃત્તિઓના | પ્રવૃત્તિઓનું |
| ૫૨૯ | ૫ | ત્રિમાસિક | ત્રૈમાસિક |
| ૫૩૪ | ૧૨ | ગારવ | ગૌરવ |
| ૫૩૮ | ૨૧ | સરકારી | સહકારી |
| ૫૩૯ | ૧૮ | દેશવટા | દેશવટો |
| ૫૪૬ | ૭ | આથિક | આર્થિક |
| ૫૪૬ | ૨૪ | પ્રમાણિકતાથી | પ્રામાણિકતાથી |
| ૫૫૨ | ૨૯ | મે | મેં |
| ૫૫૯ | ૨૨ | પુન્યદાન | પુણ્યદાન |
| ૫૭૬ | ૨૨ | પગરે | પગારે |
| ૬૦૬ | ૪ | પ્રોઢ | પ્રૌઢ |
| ૬૪૮ | ૮ | સૂધી | સુધી |
| | ( સર્વત્ર ) | જાગ્રતિ | જાગૃતિ |